શ્રીમંત ભગવાન કરૂણાસાગરો વિજયતે

# પંચમ શ્વસંવેદ

સ્વરચિત

પરમગુરુ શ્રી ભગવાન કરૂણાસાગર

પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ (ઉમરા)

સુરત-૩૯૫૦૦૭.

શ્રી ભગવાન કરૂણાસાગરના અષ્ટાદશ ધર્મગ્રંથોનું ગુજરાતી ભાષામાં પ્રથમ અનુવાદ કરનાર

## કૈવલજ્ઞાન જ્યોતિર્ધર



## પરમહંસ સુખાનંદજી મહારાજ

# પ્રસ્તાવના

મહાન સમર્થ પરમશ્રેષ્ઠ પરમવિશેષ પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગરની કૃપાથી આજે આ પંચમ શ્વસંવેદની પ્રસ્તાવના લખવાનો અણમોલ પ્રસંગ પ્રાપ્ત થયો છે.

આજે જગતભરમાં ચારવેદનુ સ્થાપન તેમજ તેનો જ પ્રચાર જગતમાં વર્તી રહ્યો છે. પણ આ સૃષ્ટિમાં એટલે અત્યાર સુધીના થઈ ગયેલા વેદ વક્તાઓની આદ્ય લઈ શાસ્ત્ર કર્તાઓ, વ્યાકરણ કર્તાઓ, પુરાણાદિક આચાર્યો તેમજ આધુનિક સંપ્રદાયોના આચાર્યો વગેરેમાંથી કોઈપણ વ્યક્તિએ આ પંચમ શ્વસંવેદનો ઉચ્ચાર કરેલો નથી. પણ સમયકાળ વિતતાં જગતના જીવો કે જે અર્વાચીન જુદા જુદા ધર્મોના જુદા જુદા વાડામાં ગુંચવાઈ પડ્યા છે, તો તેવા જગતના અજ્ઞાનીજનોને સાચો જ્ઞાનમાર્ગ સમજાવવા તથા સ્વસ્વરૂપની તેમજ સર્જનહારની ઓળખ કરાવવા ભગવાન કરૂણાસાગરે આ પંચમ શ્વસંવેદનું સ્થાપન કર્યુ છે.

પંચમ શ્વસંવેદ એટલે શું ? આવી શંકા જગતભરના વિદ્વાનોને થાય એ સ્વાભાવિક છે. તો તેનો ખુલાસો નીચે પ્રમાણે છે. જે જે મહાપુરુષો થયા તે તે મહાપુરુષો બાહ્યવૃત્તિનો ત્યાગ કરી અંતરવૃત્તિમાં સ્થિર થયા. તે અંતરવૃત્તિનો જે લક્ષ (સોહંગ પ્રણવ) તેનું નામ જ પંચમ શ્વસંવેદ છે. એટલે કે બ્રહ્માંડભરનાં ભૌતિક પંચતત્ત્વોના ઘાટોની આદ્ય લઈ તે તમામના અંતરપટમાં સોહંગપ્રણવ રહેલો છે. આ જે સોહંગપ્રણવ તેનું નામ જ પંચમ શ્વસંવેદ છે. આ પ્રણવમાં સંપૂર્ણ વિભૂતિઓ રહેલી છે, પણ મહાન સમર્થ સદ્‌ગુરૂ સિવાય તે વિભૂતીઓને કોઈ બહાર કાઢી શકે તેમ નથી. બાવન અક્ષરની ઉત્પત્તિનું કારણ સોહંગપ્રણવ છે, અને તે અક્ષરો વડે ચાર વેદની રચના આદી પુરુષે કરી છે. આ ચાર વેદ વડે સમસ્ત જગતનું બંધારણ થયેલું છે. તેની અંદર આ જગતમાં નીતિ નિયમથી કેવી રીતે વર્તવું તેનું પ્રતિપાદન કરેલું છે પણ જેને ભવપારંગત થવું હોય તેને આ પ્રણવ લક્ષમાં સ્થિર થયા સિવાય અને આપનપુનો (પોતાના સ્વસ્વરૂપનો) અનુભવ થયા સિવાય પતિપદ (કૈવલ)નો અનુભવ થતો નથી. અને આ અનુભવ થયા સિવાય અંશો (જગતના જીવો) ભવપારંગત થતા નથી. આ અંશોને ભવપારંગત થવા માટે જ પરમગુરૂએ આ પંચમ શ્વસંવેદ ગ્રંથની રચના કરી લક્ષ (સોહંગ પ્રણવનો)નું વર્ણન જણાવ્યું છે. આ લક્ષ બહાર દેખાવના ત્યાગથી કે બહારની નવપ્રકારની ભક્તિથી પ્રાપ્ત થાય તેમ નથી. પણ પરમગુરૂએ જે લક્ષ આ

પંચમ શ્વસંવેદમાં સમજાવ્યો છે તે સમજના ઘરમાં જઈ સંપૂર્ણપણે સમજવાથી પ્રાપ્ત થઈ શકે તેમ છે. આ સમજપૂર્વકના લક્ષનું યથાર્થ વર્ણન આ ગ્રંથના જંગમ તિલક ચિંતામણી નામના ગ્રંથમાં વર્ણવેલું છે.

# પદ્ય વિભાગ

પંચમ શ્વસંવેદના ગ્રંથની અંદર પ્રથમ જે મંગળાચરણ લખેલું છે. જેનો અર્થ જણાવું છું. મંગળ એટલે અંશોનું કલ્યાણ (જીવન મુક્ત થવું તે) અને ચરણ એટલે ઓહંગ અને સોહંગરૂપી પરમગુરૂએ આપેલા ચરણમાં સદા અખંડવૃત્તિએ રહેવું તે.

આ હિરણ્યગર્ભ જગતનાં સઘળાં અંકુરો (તત્ત્વો) બ્રહ્મરૂપી ભૂમિકામાં જ રહેલાં છે. જેથી સકર્તા કૈવલની બાજદૃષ્ટિથી હીરણ્યગર્ભ અંકુરવત્ ખીલી રહ્યાં છે. પણ સઘળાં અંકુરોથી પર રહેલ બ્રહ્મ (ભૂમિકા)થી પર જેની દૃષ્ટિથી અંકુર હીરણ્ય ગર્ભ થયાં છે તે પદનો અનુભવ મેળવવો તેનું નામ જ સાચી સમજ છે. આ સાચી ઉપાસના પંચમ શ્વસંવેદમાં પરમગુરૂએ યથાર્થ દર્શાવેલી છે.

આ ગ્રંથમાં ચૌદ સ્કંધ છે, તેમાં પ્રથમ સ્કંધમાં પંચમ શ્વસંવેદ એટલે શું તેની સમજ આપેલી છે. તથા પંચમ શ્વસંવેદ લોપ થવાનું કારણ દર્શાવેલું છે અને આ જગત ક્યાં અટક્યું છે તેનો ખુલાસો પરમગુરૂએ કરેલો છે. તથા જગતભરના અજ્ઞાનનો નાશ કરનાર પરમગુરૂનું આગમન થયું અને પોતે દીર્ઘદૃષ્ટિ ભર્યું અવલોકન કર્યું. જે અવલોકન કર્યા બાદ પંચમ શ્વસંવેદનો લક્ષ જગતભરના અંશોને જણાવ્યો. જેમ સદ્ગુરૂ કબીર સાહેબે અધિકારી અંશ ધર્મદાસ પ્રત્યે સારશબ્દ રહેતઘર અને ન્હેઃઅક્ષરરૂપી ત્રણ મુદ્દાઓની પિંડ બ્રહ્માંડની એકતાની ગતિ દર્શાવેલી છે. તે જ પ્રમાણે ભગવાન કરૂણાસાગરે પોતાના પટ શિષ્ય કે જે પરમપદના અધિકારી નારણદાસ તથા બે પરમઅંશ અને બાઈ અચરતને પરમલક્ષનો અનુભવ કરાવ્યો.

અઢારભાર વનસ્પતિની સ્થાવર જાતિ તિલક રૂપે જ છે. તેમજ કીટ મહુરની આદ્ય લઈને નિરંજન જ્યોતિ સુધી ભાલતિલક રૂપે છે.

નિજ કહેતાં અંશ અને તેનો પતિ (કૈવલ) આ બન્નેની ઐક્યતા કરાવનાર પરમગુરૂએ આ જગત ઉપર પ્રભાવ કેવી રીતે પાડયો તેનું વર્ણન કે જેની અંદર શુદ્ધ ગુરુપદની પ્રાપ્તિ અને તે વિષેની સમજ પ્રત્યે દર્શાવેલી લક્ષણા તથા વૈરાટની

અવસ્થાઓને અંતઃકરણોની ઓતપોત ક્રિયા વિષેનું તેમજ કર્તા કેવલ ખટવૃત્તિ કેવી રીતે ઉત્પન્ન કરેલી તેનું યથાર્થ વર્ણન છે.

## ગદ્યવિભાગ

આ ગ્રંથનાં પૂર્વાર્ધ સ્કંધ છઠ્ઠામાં તત્ત્વોની ઉત્પત્તિ વિષે જણાવતાં કેવલ કર્તાએ ત્રણ વૃત્તિ ઉત્પન્ન કર્યા બાદ ચોથી ક્રિયાવૃત્તિથી તત્ત્વો મિશ્રણ કેવી રીતે કર્યાં તે વિષે તથા સામાન્ય દેવતનુના બંધારણ વિષે વર્ણન કરેલું છે. તથા ઉત્તરાર્ધમાં વિશાળ વૈરાટ શરીરનું પંચીકરણ વર્ણવતાં ખટમહદ દેવતનુનુ પંચીકરણ, સામાન્ય દેવતનુનું અને સ્થાવર જંગમતનુનાં તત્ત્વોના પોષણ વિષે સમજણ આપી છે.

સ્થાવર જાતિના દેહનું પંચીકરણ : જંગમ-વિપુવિલાસ ક્રિયા દેખાવન, પંચીકરણ મનુષ્ય લક્ષણ કોષ્ટક તથા સ્ત્રીપુરૂષના દેહનું બંધારણ તેમજ પ્રજા પૈકી પુત્ર તથા પુત્રીની ઉત્પત્તિના સંજોગ, તથા પોખાતાં તત્ત્વોથી સ્વભાવ ગુણ પ્રકૃતિ વિગેરે જુદી જુદી લક્ષણાઓ અવસ્થા પલટાવન ચક્ષસત્ત્વ, વિભક્તિ, પાંચે અવસ્થાઓનું અવરનવર પલટાવું તથા એક એક અવસ્થાના પેટામાં ચતુર અવસ્થાના વર્તનનું વર્ણન, પંચ દેહનું બંધારણ, પંચ અવસ્થાના વિષે પલટાતા પ્રણવનું વર્ણન તેમજ અવસ્થાઓનું જ્ઞાન.

**ત્રણ ચક્ષસત્ત્વની મહદ મકાનમાં રમણ કરવાની ગતિ વિષે :** ત્રણ ચક્ષસત્ત્વનાં મહદ મકાન તથા સહેલાણી મકાન વિષે તથા કાળચક્ષસત્ત્વથી પ્રણવનો નાશ થવું કે જેનું નામ મરણ છે. પિંડ અને બ્રહ્માંડની સંધિ જ્યાં ચૈતન અંશનું સ્થાન તથા તેનો સામાન્ય અને વિશેષ આભાસ અને સપ્ત ભૂમિકાનો લક્ષને શરીર સંબંધી ત્રિવિધી તાપ તથા ઉપપરીતાપ તથા મૂઠચોટ વિષે નિવારણ અને ત્રણ પ્રકારના ફણગલી રોગ વિષે તેમજ અંશને વાસનાનો પટ કેવી રીતે લાગ્યો તે અને એ પટમાંથી અલીપ્ત કેવી રીતે રહેવું તેનું વર્ણન.

'અદ્વૈત સકર્તા લક્ષબોધ ઉલટ પંચીકરણ' પરમ એકદેશી પદનું નિરૂપણ તથા શ્રોતાનો પ્રશ્ન સાંભળીને સંત-સજ્જન પરત્વે શ્વસંવેદ નિરૂપણમાં જણાવેલો જવાબ તથા પંચમ શ્વસંવેદ લોપ થવાનું કારણ, તેમજ શ્વસંવેદની ગમગતિનો નિર્ણય, વિશેષ અંશોનું આગમન થયા બાદ પંચમ શ્વસંવેદનું સ્થાપન, કર્તા કેવલે પોતાના શુદ્ધ સંકલ્પથી પરમ વિશેષ અંશ દ્વારા શ્વસંવેદમાં તત્ત્વોની ઉત્પત્તિ રૂપ જગતનું વર્ણન આદિ માનવ દેહમાં અંશ અંશોને પ્રેરી સઘળાં તત્ત્વો ચૈતન કર્યા તેનું વર્ણન ખટવૃત્તિની આદ્ય લઈ ચોરાશી તત્ત્વ

ભાગની સાધારણ સુલટ પ્રવૃત્તિ કે જે આ સંસારભરમાં સામાન્ય રીતે વર્તમાન કરી રહ્યાં છે. તે અને પરમ વિશેષ અંશની ગતિ કે જે બ્રહ્મની પાર છે અને અંતે કૈવલ ધામનું વર્ણન યથાર્થ સમજાવ્યું છે.

કૈવલની ઈચ્છાવૃત્તિથી ચોરાસી તત્ત્વોની ઉત્પત્તિ થઈ ત્યારબાદ તત્ત્વોથી રચાયેલા ઘાટમાં અંશ પોખ્યા. ત્યારબાદ અંશો પોતાને ભૂલ્યા જેથી સામાન્ય તત્ત્વોની સુલટ ક્રિયામાં રૂંધાયા ત્યારબાદ પરમગુરૂએ દર્શાવેલાં તત્ત્વોની ઉલટ ક્રિયાનું વર્ણન કરેલું છે કે આ સંસારભરમાંથી મુક્ત કેવી રીતે થવું અને સઘળાં તત્ત્વોને ઉલટાવી પરમ ભજન કે જે પરમાર્થ સાધન રૂપ ઉલટ ક્રિયાનું વર્ણન, રજોગુણની દશ આકાંક્ષાની ઉલટ ક્રિયા. અહંકારગણની પંચ સાધનરૂપ ઉલટ ક્રિયા. સતોગુણની પંચ અવસ્થાને પાંચ અંતઃકર્ણની ઉલટ ક્રિયા સ્વકાશગણનાં પંચ સંભસકરણ અને પંચ વ્યવસ્થાની ઉલટ ક્રિયા. તમોગુણના દશ કાળની ઉલટ ક્રિયા અચંતગણની દશ ભાવ નાની ઉલટ ક્રિયા. ગુણને ત્રણ ગણની ઉલટ ક્રિયા. ચાર તત્ત્વ કારણની ઉલટ ક્રિયા. નિરંજન અને અવ્યાક્તની ઉલટ ક્રિયા. પ્રકાશ બ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વોની ઉલટ ક્રિયા. સંયમ ભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વની ઉલટ ક્રિયા વગેરે. ચોરાસી તત્ત્વોની ઉત્પત્તિ તથા મહાન સમર્થ પરમ વિશેષ પરમગુરૂની મહત્તાનું વર્ણન, પંચ દેહનાં ચારચાર તત્ત્વોના જોડખાંથી બંધાયેલા દેહોનો નિર્ણય તેમજ તે તત્ત્વોવાળા દેહમાં રહેલો ભાવ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરની બોધલક્ષ ગતિ વડે સપ્ત ભૂમિકાનો નિર્ણય અને દેહના અલંકારો તથા પરમગુરૂ સાથેનો અખંડ યોગ કેવી રીતે પ્રાપ્ત કરવો તેનું વર્ણન. કૈવલ અને તેમના અંશોની ઐકયતાનું વર્ણન કે જે પરમમોક્ષનું વર્ણન અને દેવ નિરાશાવાદનું વર્ણન, સદર ગ્રંથનું મહત્ત્વ તથા જગતના બંધનથી મુક્ત થવાની લક્ષણા દર્શાવેલી છે. ત્રિવિધ તાપમાંથી મુક્ત થવાને કેવા પ્રકારની સ્તુતિ કરવી અને લઘુદીર્ઘ તમામ અંશો કલેશ નિવારણ અર્થે કેવી નીતિ વર્તે તો અવિનાશી પદ પ્રાપ્ત થાય તે વિષેનું વર્ણન કરેલ છે.

**તત્ત્વજ્ઞાન :** પ્રશ્ન અને ઉત્તરના રૂપકમાં તત્ત્વોનું સ્પષ્ટીકરણ કરેલું છે. પાંચતત્ત્વની દશ ઈંદ્રિ, પંચ અંતહઃકરણ, પંચ અવસ્થા, પંચ દેહ, પંચ અવસ્થા ઉલટા સુલટી પલટાય છે. તેનું વર્ણન, પંચતત્ત્વના સૂક્ષ્મ પ્રાણાયામ લેતા મૂકતા પ્રાણાયામના દશ વાયુ, ત્રણ ચક્ષસત્ત્વ. છ વૃત્તિ, ત્રણ મહાતત્ત્વ. સપ્તભૂમિકા, ખટસંપત્તિ, શરીર સંબંધી ત્રણ તાપ, ત્રણ ઉપપરિતાપ અને જહદા જહદ અને અજહદ એ ત્રણે લક્ષણાનું વર્ણન યથાર્થ કરેલું છે.

## કૈવલ વિલાસ ગ્રંથ

કૈવલથી ઉત્પન્ન થયેલી છ વૃત્તિ અને તેના તત્ત્વોથી રચાયેલા દેહમાં રમણ કરતા અંશના વિલાસનું વર્ણન અંતઃકરણ, અવસ્થા, તત્ત્વો, અને વાયુઓના જુદા જુદા ભાગોનું વર્ણન અને તેનાં લક્ષણ, પંચમહાભુતના રંગ સ્વાદ તથા તેની ગતિના વેગ, તથા ખટઋતુને વિષે પંચમાત્રાનું વર્તમાન પંચકોસ, પાંચતત્ત્વની સ્ત્રીલિંગ ને પુરૂષલિંગ પંચદેહનું બંધારણ, અવસ્થાનો ભેદ, અંતઃકરણની ગ્રંથીની પકડ, તત્ત્વોનો અધિસ્થાનદેવ, બ્રહ્મનું વર્ણનં, જગના જીવોની ભૂલ, જોડખાં રૂપે ઈંદ્રિયો, અવસ્થા, અંતઃકરણોનું વર્ણન, ચતુરમુખ દ્વારા વેદોની ઉત્પત્તિ, બાર મહાવાક્ય, મહાલક્ષનું વર્ણન તથા ફક્ત સિદ્ધાંતનું પ્રતિપાદનનું વર્ણન યથાયોગ્ય કરેલું છે.

## વિશ્વબોધ ચોસરા

આ ગ્રંથ વિશ્વબોધ નામથી ઓળખાય છે, અને તે ભગવાન કરૂણાસાગરના સ્વમુખેથી રચાયેલો હોઈ કાયમપંથમાં પ્રસિદ્ધિ પામેલો છે. આ ગ્રંથનાં પાંચ અંગ છે. દરેક અંગમાં ચાર ચાર પાત્રોનું વર્ણન જણાવેલું છે. તેમાં પ્રથમ અંગમાં ચાર પાત્રોનું વર્ણન છે. તેમનાં નામ ભુંડું-અપરાધી-અંધુ ને બુચટ આ ચારની વ્યાખ્યા કરેલી છે, અંગ બીજામાં ચાર પાત્રનું વર્ણન કરેલું છે જેનાં નામ અજ્ઞાની-દુષ્ટ-દગ્ધ ને નુગરાની વ્યાખ્યા કરેલી છે. ત્રીજા અંગમાં ચાર પાત્રનાં વર્ણન કરેલાં છે જેનાં નામ શાકુક, લંપટ, લોભી ને ખલ વિષેના વર્તનની વ્યાખ્યા કરેલી છે, અંગ ચોથામાં હરિજન-નિજદાસ, ભક્ત ને સેવકની વ્યાખ્યા કરેલી છે, ને અંગ પાચમામાં ચાર પ્રકારનું વર્ણન કરેલું છે, તેનાં નામ સાધુ-સંત-યોગીને વૈરાગી વિષેની વ્યાખ્યા કરેલી છે. આ વિશ્વમાં વીસ પાત્ર છે ને તેઓને અનુસરીને આ બોધ કરેલો છે જેથી ગ્રંથનું નામ વિશ્વબોધ આપેલું છે.

卐 ગ્રંથ જ્ઞાનનું વિચારણીય અવલોકન 卐



કૈવલધામ નિવાસ :
મહંત શ્રી વિષ્ણુદાસજી
ઉમરા(સુરત)

કૈવલધામ નિવાસ :
કૈવલવેત્તા કે વેત્તા
પરમહંસ સુખાનંદજી
વડોદરા

કૈવલધામ નિવાસ :
મહંત શ્રી શાન્તિદાસજી
ઉમરા (સુરત)

# પ્રકાશકોનું નિવેદન

## મહંત શ્રી શાંતિદાસજી મહારાજનું જીવનચરિત્ર

ભગવાન કરૂણાસાગર મંદિર, ઉમરા, તા. ચોર્યાસી, જિ. સુરત મુકામે નાનપણથી પ.પૂ. શ્રી વિષ્ણુદાસજી મહારાજના નેતૃત્વમાં શાંતિદાસજીની સેવા વૃત્તિ તથા પરમગુરૂના ગ્રંથોનું મનન અને અભ્યાસ કરી ગુરુજીના સાંનિધ્યમાં રહી એમના જીવનમાંથી ધાર્મિક કેવલજ્ઞાન મેળવી, સામાજિકક્ષેત્રમાં ભગવાન કરૂણાસાગર રચિત હસ્તલિખિત ગ્રંથોનું જે પરમહંસ સુખાનંદજીના સટીક કરેલ ગ્રંથોનું પ્રકાશન કાર્ય કરી જીવન કૃતાર્થ કર્યું. એમણે ગુજરાતી તેમજ બીજી પ્રાદેશિક ભાષાઓનું સારું જ્ઞાન સંપ્રદાયનાં ધુરંધરો પાસેથી મેળવી પ્રકાશક તરીકેનાં સર્વ ગુણો સંપાદન કર્યા હતા. કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાની એમની સમજશક્તિ તેમજ સંયમ નિયમ પાળી પંચીકરણનો ઉંડો અભ્યાસ કરી તેમણે જ્ઞાન સંપ્રદાયના ભક્તો સમક્ષ આઠ પ્રકાશનો બહાર પાડયા અને ઉમરા મંદિર અને કાયમપંથ જ્ઞાન સંપ્રદાયમાં પોતાની કીર્તિનો કળશ ચઢાવ્યો. આ પ્રકાશનો તેમના ઉત્તમમાં ઉત્તમ ગુણોનો નિર્દેશ કરે છે. તેમના સાથી ગુરુ શ્રી સુખાનંદજી પરમહંસની અપનાવેલી ફરજો અદા કરવામાં સમગ્ર જીવન ભગવાન કરૂણાસાગરનાં હસ્તલિખિત ગ્રંથોનું ચિંતન કરવામાં વ્યતિત કર્યું. આવી સિદ્ધિ પૂરી કરવામાં જીવનને પ્રભુમય બનાવતો એમના મુખ પર કોઈ દિવસ ક્રોધ નહિ, કંટાળો નહિ, લીધેલું કામ સંતોષકારક રીતે પ્રેમભરી લાગણીથી આટોપી લેવાની ભારે કુનેહ એમના નિસ્પૃહી જીવનમાં હતી. ત્યાગભાવના, બાળપ્રેમ અને મળતાવડો સ્વભાવ એમના જીવનકાર્યની સિદ્ધિ અને સફળતાનો પુરાવો આ પ્રકાશનો આજે પણ પૂરો પાડે છે. હે કૃપાનિધિ ! તમારા દાસને અખંડ રાખશો એ જ પ્રાર્થના.

# પરમહંસ સુખાનંદજી

આ કાયમ સમાજમાં મહારાજશ્રી પરમહંસ સુખાનંદજી ઘણા પ્રખર વિદ્વાન થઈ ગયા. તેમને આખા કાયમ સમાજમાં કોઈ વ્યક્તિ ભાગ્યે જ ન ઓળખતી હોય. તેમનું જન્મસ્થાન ગુજરાતના ખેડા જિલ્લાના પેટલાદ તાલુકાના ચાંગા ગામમાં હતું. આશરે અઢાર વર્ષની ઉંમરે તેમણે સાધુદીક્ષા ધારણ કરી હતી. ત્યારબાદ તેઓ '**હું કોણ !' પોતાનો કર્તા કોણ ! પોતે આ સ્થૂલ શરીર ક્યાંથી આવી ધારણ કર્યું ! અને શરીરનો છેલ્લો પ્રણવ છુટતાં આ અંશને ક્યા સ્થાને જવાનું હશે ?** આ પ્રશ્નોના મનનમાં ઘણા ઉંડા ઉતરી ગયા. આ પ્રશ્નોનો સાચો ઉકેલ મેળવવા તથા પોતાના વિહવળ થયેલા મનની શાંતિ મેળવવા પોતે ભારતનાં ઘણાં તીર્થોમાં ફરી મોટા મોટા ધર્મધુરંધર ધર્માચાર્યોના સહવાસમાં આવ્યા પછી મહાન સંતપુરુષોના સમાગમથી તેમજ ઘણા ધર્મગ્રંથોનું બારીકાઈથી અધ્યયન કર્યા બાદ તેમણે પોતાના અંતઃકરણમાં ઉઠતા ઉપરના પ્રશ્નોના સંતોષકારક જવાબ મેળવવા ભગવાન કરૂણાસાગરના અણમોલ જ્ઞાનનો તીવ્ર બુદ્ધિથી અભ્યાસ કરતાં પોતાના પ્રશ્નોના ઉકેલ મળ્યા.

આ પ્રમાણે તેમણે ભગવાન કરૂણાસાગરના હસ્તલિખિત ગ્રંથોનો એકાગ્રચિત્તથી ઊંડો અભ્યાસ કરવા માંડ્યો. આશરે સત્તર હસ્તલિખિત ગ્રંથોના જ્ઞાનને પોતે બરાબર મનન કરી સમજ્યા, પછી જન કલ્યાણને માટે આ અલૌકિક જ્ઞાનનો પ્રકાશ થાય એ હેતુથી પોતે તન, મન અને ધનથી આ બધા ગ્રંથોનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરી ટીકા લખી, અને પોતે જ આ બધા ગ્રંથો છપાવી આ જ્ઞાનને પ્રથમ જગતના જ્ઞાન મુમુક્ષુઓ સમક્ષ પ્રકાશમાં મૂક્યું. આ પ્રમાણે ભગવાન કરૂણાસાગરના હસ્તલિખિત ગ્રંથોની પ્રથમ ટીકા કરનાર સુખાનંદજી પોતે જ હતા અને આ બધા ગ્રંથો પ્રથમ છપાવી પ્રકાશમાં લાવનાર પણ તેઓ જ હતા.. આ સંપ્રદાય ભગવાન કરૂણાસાગરને ઓળખતા થયા હોય તો તે પરમહંસ સુખાનંદજી મહારાજશ્રીનો જ પ્રતાપ છે.

આ બધા ગ્રંથો પૈકી આ ગ્રંથ **"પંચમ શ્વસંવેદ"** અજોડ અને અમૂલ્ય જ્ઞાનથી ભરપૂર છે. જેની બે આવૃત્તિઓ પરમહંસ સુખાનંદજીએ છપાવી બહાર પાડેલી, છતાં પણ ગ્રંથો માટેની માગણી દિનપ્રતિદિન વધતી ગઈ છે.

આ પ્રમાણે જ્ઞાન પિપાસુ ભક્તજનોની માગણી સંતોષવા તે સઘળા ગ્રંથોના પ્રકાશનમાં પરમહંસ સુખાનંદજીના સાચા સ્નેહી તથા સાથી તરીકે અત્યાર સુધીના બધા ગ્રંથો જે તેમણે જ પ્રકાશિત કર્યા છે.

સકર્તા સર્જનહાર પાસે એજ પ્રાર્થના છે કે અમને સદ્‌બુદ્ધિ આપી આ જ્ઞાનનો પ્રકાશ ઝળહળાવવામાં પ્રોત્સાહન આપે.

પરમહંસ સુખાનંદજીને ભક્ત સમુદાય તરફથી તથા અમારા તરફથી અનંતકોટિ ધન્યવાદ.

## મહારાજશ્રી વિષ્ણુદાસજી

કાયમ સમાજમાં મહારાજશ્રી વિષ્ણુદાસજી તે સુરત જિલ્લાના ચોર્યાસી તાલુકાના ઉમરાગામે ભગાવન કરૂણાસાગરના તપસ્વી રઘુરામજીવાળા મંદિરના મહંત હતા. તે કબીર સાહેબના જ્ઞાનના પણ સારા અનુભવી હતા. તેઓશ્રી પાછલી છેવટની ૩૦ વર્ષની જિંદગી પોતે ઉમરાગામે કરૂણાસાગરના મંદિરે ઘણી જ સાત્વીક વૃત્તિથી રહી ઉમરા ગામના ભક્તોનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. તેઓ પરમગુરૂના વચનોના સારા અભ્યાસી હતા. પોતે હરહંમેશ લક્ષ દશાના પુરણપુરુષ હતા અને પોતે કદી ક્રોધને તાબે થયા નહોતા. તે ઘણા જ ધીરવીર હતા અને તેઓ દયાળુ તેમજ ઉદાર વૃત્તિવાળા હતા. તેમની ખ્યાતી આખા સમાજમાં અલેખસંતની શ્રેણીમાં અગ્રગણ્ય હતી. તેઓશ્રી પરમગુરૂના સર્વોપરી જ્ઞાનના ગ્રંથોનો પ્રચાર કરવા, તન, મન, ને ધનના ભોગે પોતાનું કર્તવ્ય યથાર્થ સમજી જનસમાજને કલ્યાણકારી નીવડે તેવા હેતુથી તનતોડ સેવા આપી ગયા છે. અને આ ગ્રંથોના મૂળ પ્રકાશકનો શુદ્ધ ભાવથી અનંતકોટી ધન્યવાદ અર્પે છે. તેઓના પવિત્ર અંશને કૈવલપદ અખંડ પ્રાપ્ત થાય એવી પરમગુરુ શ્રીમંત ભગવાન કરૂણાસાગરને પ્રાર્થના.

# મહાન તપસ્વી મહારાજશ્રી
# રઘુરામજી ગુરૂ કુવેરસ્વામીજી

તપસ્વી મહારાજશ્રી રઘુરામજી સંવત ૧૮૭૬ની સાલમાં ઉમરા આવ્યા, અને આવીને વીસ વર્ષ સુધી તાપી નદીમાં એક ડૂબીને દટાઈ ગયેલા વહાણની ધાર ઉપર બેસીને તપ કર્યું. ત્યારબાદ ગામના લોકોએ તાપી નદીના કિનારે એક ગાળો ઘરનો વેચાતો લઈને મહારાજને અર્પણ કર્યો. તેમાં મહારાજશ્રી રહેવા લાગ્યા. દિવસે તાપી નદીના કિનારે સૂર્યના તાપમાં બેસીને તપ કરતા હતા અને રાત્રે મકાનમાં ધૂણી પાસે બેસીને તપ કરતા હતા. ત્યારબાદ તેમના ઘણા શિષ્યો (સાધુઓ) થયા. ત્યારબાદ તેઓ જનહિતાર્થે બહારગામ જ્ઞાન ઉપદેશ કરવા નીકળવા લાગ્યા, તે સંજોગોમાં સુરત જિલ્લાના કલેકટર સાહેબ ઉપર પણ તેમની તપસ્યા તથા જ્ઞાનનો પ્રભાવ પડેલો અને કલેક્ટર સાહેબે મહારાજશ્રીને મુંબઈ ઈલાકાનું બંદુકનું લાઈસન્સ આપ્યું તેમજ ચપરાસ વિગેરે સાધન આપ્યું હતું. ત્યારબાદ સુરત જિલ્લામાં ઘણાં ખરાં ગામોમાં ફરતા જતા અને જ્ઞાનબોધનો ઉપદેશ કરતા હતા, આમ આખા મુંબઈ ઈલાકામાં જ્ઞાનબોધ આપવાને માટે ફરતા હતા. તેમની સાથે આશરે વીસેક શિષ્યો, ડંકા, નિશાન, છડી, (ચમ્મર)અને મસાલ સાથે ફરતા હતા. તે દરમિયાન ઘણા ગામોને તેમની તપશ્ચર્યા સિદ્ધિના ચમત્કારો મળેલા, તે સંબંધીની વાતો પ્રકાશકને આજે પણ ઘણે જ ઠેકાણેથી સાંભળવા મળે છે. પણ એ બધી વાતોનો અત્રે નિર્દેશ કરવાની જરૂર નથી, ખેર ! મહાન વિભૂતિવાન તપેશ્વરી મહારાજ એક ચમત્કારી પુરુષ હતા જ એ કોઈથી ના કહેવાય તેમ નથી. ચમત્કારને લીધે જગતના લોકો તેમના તરફ ઘણા જ માનથી જોતા હતા. ઉમરા, વ્યારા, બારડોલી, સુરત, સાઠંબા, ભરૂચ, નાંદોદ, ધરમપુર, વાંસદા વિગેરે સ્થળોએ ચમત્કારો આપેલા તેની વાતો પ્રકાશકના સાંભળવામાં આવેલી છે. ખરેખર એ ઉમરા ગામની પુણ્યભૂમિના અહોભાગ્ય છે કે જ્યાં આવી મહાન તપસ્વી વિભૂતિએ આવી પોતાના પુનિત ચરણારવિંદોથી એ ભૂમિને પાવન કરી તેમજ ત્યાં વસતા ઉમરાવાસીઓ ઉપર જ્ઞાનની રસધાર રેલાવી તેમાં તરબોળ કર્યા.

અમારી છેવટની સકર્તા સર્જનહાર પ્રત્યેની એક જ પ્રાર્થના કે આવા રઘુરામજી જેવા મહાન વિભૂતિવાન તપસ્વીઓને આ જગતમાં વારંવાર મોકલી જન સમાજને સાચો જ્ઞાન ઉપદેશ આપે. એ વિભૂતિવાન મહાન તપસ્વી શ્રીરઘુરામજીને અમારા અનંતકોટિ ધન્યવાદ.

**પ્રકાશક : ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ (ઉમરા)**

# ટ્રસ્ટીશ્રીઓનું નિવેદન

સાદર સતકૈવલ સાહેબ,

કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપક શ્રીમંત ભગવાન કરૂણાસાગરના સ્વમુખે રચાયેલ પંચમ શ્વસંવેદ એ આ સંપ્રદાયનો મૂળભૂત ધર્મગ્રંથ છે. આમ તો વિશ્વના સર્જન અંગે દરેક ધર્મના સ્થાપકોએ પોતાની બુદ્ધિ અનુસાર વર્ણન કરેલું છે. પરંતુ તત્ત્વ પંચીકરણનું વર્ણન જે રીતે પંચમ શ્વસંવેદમાં વર્ણવવામાં આવેલ છે તેનું વર્ણન બીજા ધર્મગ્રંથોમાં જોવા મળે તેમ નથી.

આ શ્વસંવેદમાં સ્થાવર, જંગમ તથા વૈરાટના માનવ તનુધારી દેહની રચના તથા બીજક અંકુરમાં રહેલા તત્ત્વ સામગ્રીનું પરમ રહસ્ય તેમાં સમાયેલું છે. આજ સુધી વિશ્વનો કોઈ માનવ કે ધર્માચાર્યો આ ગ્રંથનો ભેદ પામી શકવા સમર્થ નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ તથા નિરંજન જેવા દેવો પણ આ તત્ત્વ સામગ્રીનો ભેદ ઉકેલવા સમર્થ નથી. તેમાં સમાયેલું રહસ્યનું સતત ચિંતન, મનન કરતા રહીએ તો પણ તેનો પાર પામી શકાય તેમ નથી. આમ આ પંચમ શ્વસંવેદ ગ્રંથનું ચિંતન, મનન તથા અનુભવ સંયુક્ત અભ્યાસ કરવામાં આવે તો દુનિયાનો કોઈ ગ્રંથ વાંચવાની જરૂરીયાત રહે તેમ નથી. કારણ કે વિશ્વ નિયંતાનું વર્ણન, સર્જનહાર સંબંધીનું જ્ઞાન, બીજા કોઈ ધર્મગ્રંથ આપી શકે તેમ નથી. અને ભવિષ્યમાં પણ આપવા સમર્થ નથી. પંચમ શ્વસંવેદ સ્વસ્વરૂપના જ્ઞાનનો અગાધ સાગર છે તેનો ભેદ સમજવા મોટા મોટા ઋષિમૂનિઓ, વિદ્વાનો, પંડિત, કાજીઓ પણ થાકી ગયા છે. એમનું પૂર્ણ રહસ્ય ફક્ત પરમગુરૂ શ્રી ભગવાન કરૂણાસાગર જ જાણે છે. કારણ કે પોતે જ એના રચિતા છે.

આ ગ્રંથ શ્રીમંત ભગવાન કરૂણાસાગરના સર્વજ્ઞ પણાનો દસ્તાવેજી ધર્મગ્રંથ છે. આ ગ્રંથનો ઊંડાણપૂર્વક અભ્યાસ કર્યા પછી અને અનુભવ્યા પછી, જગતનું સર્જન ભગવાન કરૂણાસાગરે કર્યું છે. એવું સ્પષ્ટ કહ્યા વિના રહી શકાય તેમ નથી. આ જ ગ્રંથમાં નિજપતિ પરમ પ્રભાવ કંદ-૪ની ૧૨૦મી ચોપાઈ (નવરાશ મળે તો વાંચી લેજો) જણાવેલ છે કે ખુદખાવન (કેવલ) પોતે જ અદ્વૈત હોવા છતાં સદ્‌ગુરુ સ્વરૂપે પધારેલ છે. અને તેઓશ્રીએ જ આ અદભૂત ગ્રંથની રચના કરેલ છે. એટલે જેણે આ જગત રચ્યું તે પુરુષ જ આ જગત રચનાની કળ-કૂચીનું અદ્‌ભૂત અને રહસ્યમય તત્ત્વમિશ્રણનું વર્ણન કરી શકે છે. આ વાત આ સંપ્રદાયના કેટલાકભક્ત સમાજની જાણમાં આવવું મુશ્કેલ છે. અને જેને આ સમજણ આવી છે તેવા ભક્તો પરમગુરૂશ્રી ભગવાન કરૂણાસાગરના ગુણગાન ગાતા થાકતા નથી. પરંતુ ખેદની વાત એ છે કે સંપ્રદાયમાં પરમગુરૂ

(જે અવિનાશી, અવ્યક્ત, અરૂપી અને અલૌકિક પુરૂષ હોવા છતાં) શ્રી ભગવાન કરૂણાસાગરને નિમ્નકક્ષામાં મૂકવાની ચેષ્ટા આજે પણ જોર-શોરથી કરવામાં આવે છે. અને ખોટી ગેરસમજ ફેલાવે છે. આવા અજ્ઞાનીઓને શું કહેવું ?

કહેવાનું મન થાય છે કે કહેવાતા મહાપુરુષો જે માતાની ગોદમાં જન્મ લીધો છે એવા પુરુષને "ભગવાન" જેવા શબ્દથી સંબોધન કરવામાં આવે છે. **પરમગુરૂ તો અજન્મા અને અવિનાશી અને અવ્યક્ત હોવાથી ભગવાન તો શું સર્જનહારથી જ સંબોધવા જોઈએ. (કૈવલકર્તાને આગળ રાખવાનું પ્રયોજન ફક્ત સકર્તા સિદ્ધાંતની સ્થાપના કરવાનો હેતુ રહેલો છે.)**

આમ આ અદ્‌ભુતગ્રંથની માંગ સતત વધતી રહે છે. માનવજાતને આ ગ્રંથની સાર્થકતા સમજાયા પછી તેનો પ્રચાર અને પ્રસારની આવશ્યકતા સ્વાભાવિક રીતે વધી જાય છે.

ઉમરા ગામના ભક્તોનું અહોભાગ્ય છે કે આ સંપ્રદાયના વિકાસ માટે સતત જાગ્રત રહે છે. આવા જ જાગ્રત ભક્ત પરિવારો આ ગ્રંથના પ્રકાશક માટે સંપૂર્ણ સહાયક બન્યા છે. એટલે જ ઉમરા ગામના કાયમપંથી ભક્તો તરફથી આ ગ્રંથના પ્રકાશન માટે દાન મળેલ છે તેઓશ્રીઓનો આ પ્રસંગે આ ટ્રસ્ટ તથા કાયમપંથી ભક્ત સમાજ એમનો અંતઃકરણપૂર્વક સાભાર સ્વીકાર કરે છે. એમની સુખ સંપત્તિમાં શ્રી ભગવાન કરૂણાસાગર ઉત્તરોત્તર વધારો કરે એ જ અભ્યર્થના સહ.

**સત્‌કૈવલ સાહેબ**

લિ.

**શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ - ઉમરા**

ગામ : ઉમરા. (રજી. નં. એ-૧૧૫૪)

સુરત.

# पंचमृद्रा सिध्ध

- Ajay Parsheij

# श्री महान तपस्वी रघुरामजी महाराज



જન્મ : ૧૮૨૫ ફાગણ સુદ-૧૧ • કૈવલધામનિવાસ : સંવત ૧૯૫૬ જેઠ સુદ-૧૧

# परम कृपालु भगवान करुणासागर



પ્રાગટ્ય : સંવત ૧૮૨૯ મહાસુદ-૨ • કૈવલધામનિવાસ : સંવત ૧૯૩૪ ભાદરવા વદ ૧૩

सगुन निर्गुन के जानन जाण पदही, रह्युं सर्व मध्य चीने बिनु अदबदही ।
देखित सकल जुग फरत अचेता, जबी किरतार सद्गुरु तन लेता ।।

# પંચમ શ્વસંવેદ

## मंगलाचरण

### રાગ-છપૈયા

सोहम् करुणा करनन, प्रणव ओहंग अविकाशा;
द्वेत-रमण गुंजगवन, कीयेहु निजपति प्रकाशा. ॥१॥

સકર્તા સત્કૈવલે પરમ મહદ્ સર્વજ્ઞ વિકાશરૂપ સોહંગ જે અપાર કરૂણામય છે. તેની અવિકાશરૂપ ઓહંગ પ્રણવ સાથે દ્વૈતરમણ કરવા ગ્રંથિ બાંધેલી છે અને એનાજ વડે સર્વલોકનો વિસ્તારપૂર્વક પ્રકાશ કરેલો છે.

तेही कायम कैवल कुल, एकलमल अरसु;
अति अपरंपर परम, सर्वशिर पद सद परसु. ॥२॥

ઉપર પ્રમાણે ઓહંગ-સોહંગની ગ્રંથિનું સંધાણ કરનાર સકર્તા સત્કૈવલ સદા-સદોદિત દેદીપ્યમાન હોઈ અંતરિક્ષ એકલમલરૂપે રહેલા છે. વળી તેઓ અતિ પારાવારરૂપે સમસ્ત પદોથી શ્રેષ્ઠ સર્વશિર સોહંગરૂપ જે સત્યપદ તેને સ્પર્શીને રહેલા હોઈ સદાને માટે અચળ છે.

तयो जयो जयो अहो अकल, सकल सांम्रथ करतारन;
पसरन पुरु षत्व अनंत, अंत विनु असंख्य अपारन. ॥३॥

હે કિરતાર ! તમો અખંડ જયરૂપ છો. વળી આપ પોતે અકળ હોવા છતાં સમસ્ત જગતમાં અંશરૂપ કળ ભરનાર આપ પોતેજ સમર્થ છો. અરે ! આ જગતમાત્રનો પ્રસારો સંપૂર્ણ પુરૂષત્વથી ભરચક ભરેલો હોઈ અંત સિવાયનો પારાવાર અસંખ્ય અને અપાર છે.

विविधी भात विगर्तंग अंग, भिन्न व्रनन निरुपम्;
शमल शक्ति जीनुं सरल चरल, कुल करन अनुपम. ॥४॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે કિરતારથી રચાયેલું વિધ વિધ ભાતનું જે અપાર જગત છે તેના દરેકે દરેક અંગનું ભિન્ન ભિન્ન પ્રકારે વિગતવાર આ ગ્રંથનાં અંગો વિષે વર્ણન કરી અતિ ઉત્તમ નિરૂપણ કરીશ, અને આ બધાય ઘાટમાં અંદર સમાઈને જે શક્તિ રહેલી છે તેનું સરલતાપૂર્વક અનુપમ વર્ણન કરીશ.

**हिरण्यगर्भ अज अमर आद्य, अणु अचर चराचर;**

**निरमेयु स्त्रष्ट अतकृष्ट, आप जीनुं सकल परापर. ॥५॥**

અણુરેણથી લઈ સ્થાવરજંગમ તેમજ દેતવાઈ લોકમાં આવેલા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ પર્યંત સર્વલોક હિરણ્યગર્ભરૂપ છે. આ પ્રમાણે હે પતિ ! સૃષ્ટિ માત્રને ઉત્કૃષ્ટ રૂપે નિર્માણ કરી આપ પોતે સર્વલોકની પાર અલગ રહ્યા છો.

**सर्व उतइत तीत तखत अकथ, कोहु गति न प्रसीत वित्त;**

**तदेव अखेव खुद खलक पलकमांही, अखिल जीवानुं बीज स्त्रजल समस्त हेतु. ॥६॥**

હે સકર્તાપતિ ! આપ પોતે આ બાજુ તથા દેવતાઈ આદિ લોકોની તે બાજુથી તીત હોઈ અલગ આપનું તખ્ત આવેલું છે. આ તખ્તનું વર્ણન અકથ્ય છે, કારણ આ પરમ વિત્તમાં ભલભલાની પણ ગતિ પ્રવેશી શકે તેમ નથી; આથીજ આપ અક્ષય ધામના નિવાસી છો. આ પ્રમાણે અક્ષય ધામમાં રહીને ચૌદલોકાદિ સર્વ અંશયુક્ત સાજ સર્જો છો. આ સાજરૂપ સમસ્ત રકમો અત્યંત પરમ-રસયુક્ત હોઈ હેતુથી ભરચક ભરાયેલી હોય એમ દેખાય છે.

**अनंत सिद्धान्त अंत मोर्धनी कैवलकंथ, याही ते ना कोहु तंत अधि परस्तिए;**

**इशनके इशधीश मचल मजोनी पुरु ष, कर्ता के कर्तारिश्वर कुवेर नमस्तिए. ॥७॥**

હે સકર્તાપતિ ! જગતના સર્વ વિદ્વાનોએ જે જે સિદ્ધાન્તોનો નિશ્ચય કરેલો છે તે તે સિદ્ધાન્તોના અંતે, આપ પોતે મૂર્ધાની એટલે સર્વ અંશોના માથે ઘણીરૂપે એકલા રહેલા હોઈ જેનાથી કોઈ વસ્તુરૂપ મુદ્દો અધિક નથી એવા ઈશ્વરોના ઈશ્વર અને કિરતારોના કિરતાર આપ અજન્મા પુરુષને, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું નમસ્કાર કરૂં છું.

# કંદ - ૧

## ગ્રંથનો ખુલાસો

दोहा.

एही प्रथम मंगलाचरनन, वर्णन करन इति ग्रंथ;
स्वसंवेद शुद्ध पंचमो, ताही गति विस्तरहु अर्थ. ॥१॥

ઉપર પ્રમાણે પ્રથમ મંગલાચરણ પૂર્ણ કરી ગ્રંથનો પ્રારંભ થાય છે. આ ગ્રંથમાં અથથી ઈતિ સુધી સંપૂર્ણ વર્ણન કરવામાં આવશે. આ ગ્રંથનું નામ શ્વસંવેદ છે. આ શ્વસંવેદની ગતિનો પૂર્ણ અર્થ વિસ્તારથી કરવામાં આવે છે તે યથાર્થ લક્ષ રાખીને સાંભળો.

सोहम् श्वासा स्वसमही, प्रणव प्राकृतम जेह;
अखिल लोक अंतर जप, वेद पंचमो तेह. ॥२॥

અખિલ બ્રહ્માંડનાં ભૌતિક પંચતત્ત્વોના ઘાટમાત્રના અંતરપટમાં સોહંગ રહેલો છે. આ સોહંગ શ્વાસરૂપ જે પ્રણવ તેનુંજ નામ શ્વસંવેદ છે. આ પ્રણવમાં સંપૂર્ણ વિભૂતિઓ રહેલી છે પણ જેની કોઈ સમર્થ સદ્ગુરૂની કૃપાથી ઊર્ધ્વ ગતિ થાય તેજ પારખી શકશે.

तेही श्वसम् निज निगमसे, द्रसत सकल जगजीव;
चर-अचरासुरलोकल्यौं, प्रसिद्ध जीवन पर शिव. ॥३॥

જે નિજગતિરૂપ નિગમ તેજ પાંચમો શ્વસંવેદ છે. આ શ્વસંવેદ વડે સ્થાવર જંગમ આદિ ચૌદે લોક સુધીના જીવગતિના તથા શિવગતિના સર્વ અંશો દશ્યમાન થાય છે, એટલે કે શ્વસંવેદની જાણે કરીનેજ દેખાય છે. (શુદ્ધ નિહંગ સ્વરૂપ સોહંગનું છે અને તેમાં અલ્પજ્ઞ સુજાણજાણરૂપ જે અંશ તેનું પ્રતિબિંબ આ સોહંગરૂપ શ્વસંવેદમાં આવેલું છે. એથી જ સર્વાંગ શરીરોના ઘાટોમાં રોમરોમ જાગૃતિ સ્ફુરેલી છે. આ પરમ જાગૃતિને લઈ નીચે આવેલા ચૌદલોકરૂપ જગતમાં કે જે લોકમાં જેવાં તત્ત્વો છે ત્યાં તે પ્રમાણે પરિવર્તન થાય છે. એથી કરી સર્વલોકનાં વર્તન આ તત્ત્વોના ભેદે કરીને ભિન્ન ભિન્ન દેખાય છે. તેમાં કોઈ મોટી ગતિના શ્રેષ્ઠ પુરૂષો થાય છે ! પણ સોહંગ

પ્રદેશમાં જતાં નીચેના તત્ત્વોની ટક્કરો લાગતાં પાછા પડી જાય છે; કારણ કે સોહંગરૂપ મહદ્ પ્રણવમાં બીજા ભૌતિક વિકારી પ્રણવ મળેલા છે; એથી આ પુરૂષો જીત મેળવી શક્તા નથી. છેવટે આ પદ અથાહ છે એમ થાકી જઈને બોલેલા છે, જેથી અત્યારસુધી કોઈ વિદ્વાન અથથી તે ઈતિ સુધી કહી શક્યા નથી. આજ કારણને લીધે બ્રહ્મા જેવા સમર્થ પુરૂષે નેતિ પોકારી છે, એટલે કે ઈતિ સુધી કહી શક્યા નથી).

**निगम चतुर चुर चरमनी, गति विलोकेहु भेद;**
**जाहीत्ये नेति कर थकी रहे, ताहीगति लहे स्वसंवेद. ॥४॥**

બ્રહ્માજીએ જ્યારે નિગમરૂપ ચતુર્વેદની રચનાત્મક સ્થિતિનો પ્રારંભ કર્યો ત્યારે દેવતાઈ ચર્મચક્ષુ વડે બુદ્ધિના ચૂરેચૂરા કરીને ગતિવડે વિલોકનપૂર્વક સમસ્ત દ્રવ્યોને નિહાળીને જોયાં પણ પરમ-વસ્તુરૂપ મુદાનો ભેદ પામી શક્યા નહિ. ત્યારે અને તેજ વખતે થાકીને નેતિ કહી છે. આ બ્રહ્માજી જે પદની નેતિ પોકારે છે તેજ પદની પરમમહદ્ગતિના ભેદરૂપ મુદાને માત્ર શ્વસંવેદજ જાણે છે. (પરમ સોહંગ-પ્રણવરૂપ શ્વસંવેદની સત્તા પામીને નીચે આવેલો ઓમ્કાર પ્રણવ વિકસિત થયો, આથી ઓમ્કારમાં રહેલી પરા આદિ ચારે વણી સ્ફુરણાને પામી. આ પ્રમાણે સ્ફુરણા પામેલી ચાર વાણીના ચારે વેદો બ્રહ્માજીદ્વારા પ્રકાશમાં આવેલા છે. આ બ્રહ્માજી માનવ-શરીરયુક્ત સ્થૂલ-દેહવાળા જાણવા. વળી સ્થૂળ-શરીર સિવાય રચના-ત્મક સ્થિતિનું જ્ઞાન કોઈ ઘાટને નથી, વળી જ્યાં સુધી મનુષ્યોનાં સ્થૂલ શરીરો હયાત રહેશે ત્યાંસુધી બ્રહ્માજી છે જ. આ ન્યાયે સ્થૂલ-દષ્ટિથી નિહાળનાર વા ખોજપૂર્વક શોધનાર વા અંતઃકરણ યુક્ત મંથન કરનાર જ્યાં જ્યાંસુધી તર્ક કરશે ત્યાં ત્યાંસુધી દષ્ટિ ચર્મયુક્ત હોઈ ચર્મનું જ આલોચન કરશે. વળી અસંખ્ય લોકમાં વસતા નાના મોટા સર્વ લોક ચર્મથી ઢંકાયેલા છે; આ કારણને લીધે ચૌદ-લોક પૈકી નિગમ આદિ વેદના રચનાર બ્રહ્માજી ચર્મદષ્ટિ વટીને આગળ કેમ કરી જઈ શકે ? આથી જ નેતિ કહી છે. આ ચર્મ વિષેની સમજુતી માટે હંસતાલેવા ગ્રંથનું અંગ ઓગણપચાસમું જોઈ લેવું.)

**स्वसंवेद शुद्ध सरलए, पूर्वे परायण संच;**
**रचेहु खलक जीने बहुविधि, ताही निधे जाहीको समंच. ॥५॥**

હે અંશો ! સકર્તા-પતિએ જગતમાત્રની રચના કરવા સોહંગ-પ્રણવરૂપ શ્વસંવેદમાં અગણિત લોકોની ઉત્પત્તિના વિધવિધ પ્રકારવાળા સંચ ભરેલા છે. જેમાં આ બધા સંચ ભરેલા છે તે શ્વસંવેદ

શુદ્ધ અને સરલતાપુર્વક શમદમરૂપે હોઈ સર્વ લોકના જીવનરૂપે સર્વાંગ શરીરોના દરેકે દરેક તત્ત્વને પોષણ આપનારો છે અને તેનો સંબંધ સકર્તા સત્‌કૈવલની સાથે રહેલો છે.

ताहीते समंच कर स्वर इत, रहेहु सकल घट व्याप;
जहांन सवित जंतरवत, स्वसम् तार निज आप. ॥६॥

ઉપર પ્રમાણે નિઘિસમ શ્વસંવેદ ચૌદ લોકનાં સૂક્ષ્મ તત્ત્વોરૂપ દ્રવ્યોને પોતાના અંતરપટમાં સમાવેશ કરીને વ્યાપક રહેલો છે; એ કારણને લીધે સર્વલોકની ઉત્પત્તિ થાય છે. આજ વેદના જ્ઞાતાઓને આ પ્રણવદ્વારા પ્રતીતિ થાય છે અને સમજાય છે કે જગતમાત્ર શુદ્ધ વિત્તરૂપ શ્વસંવેદના પ્રણવ-તારથી જંતરવત્ જકડાઈને બંધાઈ રહેલું છે.

तेही तारे तन प्रोइयां, लोक चतुरदश पंड;
स्थावर जंगम जलस्थल, अणु आद्य ब्रह्मांड. ॥७॥

શુદ્ધ સોહંગ-તાર વડે નવખંડ, સપ્તદ્વીપ, સ્થાવરજંગમ આદિ ચૌદલોકના સઘળા ઘાટો અણુથી તે બ્રહ્માંડ સુધી પરોવાયેલા છે.

तेही लख निरणे निरुपण, निगम पंचमां मांहांय;
ओर सरल ओरली गम, वेद चतुर गति जांहांय. ॥८॥

આ ચૌદ લોકનાં સઘળા દ્રવ્યોને જાણવાનો જે લક્ષ છે તેનો નિર્ણય વા નિરૂપણ નિગમ પાંચમામાં સંપૂર્ણ છે; અને આ સિવાયનો બહારનો એટલે આ બાજુનો લક્ષ ચાર વેદમાં છે. આ ચાર વેદથી પાંચમાં શ્વસમવેદની પરમગતિ ન્યારી છે.

## પાંચમાં શ્વસંવેદનો લોપ થવાનું કારણ નીચે પ્રમાણે છે.

विधि वितपन शिर पंचमो, तेही उचरत स्वसम्वेद;
काटेहु शिव तेही समजते, भव नहि पावहीभेद. ॥९॥

બ્રહ્માજી ચારવેદના છેવટ વિત્તરૂપ જે પાંચમો વેદ તેનો ઉચ્ચાર કરતા હતા. આ પાંચમા મુખનો ઉચ્ચાર સૃષ્ટિક્રમની ધારા આગળ ચાલતી અટકાવવાવાળો હતો તે વિષેનો સંપૂર્ણ ભેદ વિષ્ણુ સમજી ગયા અને વિચારવા લાગ્યા કે બ્રહ્માજીને અનેક પ્રજા થઈ અને આ પાંચમાં વેદનું

જ્ઞાન સાંભળી એક પાછળ એક એમ અનેક શનકાદિકો ચાલ્યા ગયા છે. જો આ પાંચમા મુખની વાણીનો ઉચ્ચાર ન થાય તોજ બ્રહ્માનો વંશ આગળ ચાલે, પણ સંહાર કરવાનો ધર્મ શિવજીનો છે; આ કામ મારાથી બની શકે નહિ. આ પ્રમાણે વિષ્ણુ વિચાર કરીને શિવજી પરત્વે પંચમવેદની વિરૂદ્ધ વાતો કરવા લાગ્યા; આથી શિવજીએ કહ્યું કે કોઈ પ્રસંગે હું બ્રહ્માનું પાંચમું મુખ કાપીશ, હાલ બનશે નહિ. આમ શિવજીના કહેવા છતાં વિષ્ણુને તૃપ્તિ થઈ નહિ એથી રોજને રોજ શિવજી પરત્વે બ્રહ્માના પાંચમા મુખ વિષે ખૂબ ખટપટ કરવા લાગ્યા. આ વાતનો ચોક્કસ પુરાવો પુરાણોમાં છે. જ્યારે વિષ્ણુએ આ પ્રમાણે ખરૂંખોટું સમજાવવામાં પૂરેપુરી ખટપટ કરી ત્યારે શિવમાં ક્રોધ આવ્યો અને તેજવખતે બ્રહ્માજીના પાંચમા મસ્તકનું છેદન કર્યું. આ બાબતમાં પુરાણોમાં કહેવાય છે કે શિવજીને બ્રહ્મહત્યા લાગી. આ બ્રહ્મહત્યાનું નિવારણ કરવા માટે શિવજીએ મસ્તકની ખોપરીની રુંડમાળ કરી પોતે ધારણ કરી છે. અરે ! જગતભરમાં આ વિષયનો ભેદ કોઈ પણ પામી શક્યું નથી. ક્યાંથી પામે ! પ્રથમના થયેલા આગવાઓએ સ્વાર્થ ખાતર કરેલી ભૂલ આખાય દેશને સોસવી પડે છે.

जो पावही भव भेद एह, रहत नहि कोहु अंध;
जदीप अंध अज्ञान बिनु, जीव परत नहि फंद. ॥१०॥

કદાચ જગતના લોકો ઉપર પ્રમાણે જો ભેદ પામ્યા હોત તો કોઈ અંધ-અજ્ઞાની રહેત નહિ. આ પ્રમાણે અંધ-અજ્ઞાની ન હોત તો સર્વ જીવો આ માયાના ફંદમાં પડત નહિ.

बिनु फंदे भव फारगत, लहत परमपद सोय;
हांहु मोक्ष सर्वं एक समे, वृद्धि-उत्पन्न नहि होय. ॥११॥

બ્રહ્માજીનું પાંચમું મસ્તક કાપ્યા બાદ શિવજી પોતે ખૂબ સમજ્યા અને વિચારવા લાગ્યા કે જો આ જીવ સંસારના ફંદમાં ન પડે તો જીવ-માત્રની સીધી અને સરલ ફારગતી છે અને સાથે સાથે પરમપદ જાણવાની જે મહદ્‌ગતિ છે તેના પણ જાણકાર થઈ જાય. આ પ્રમાણે જાણકાર થાય તો સર્વ અંશો મોક્ષરૂપ છે. જ્યારે આ પ્રમાણે બધાય અંશો મોક્ષની અનહદ સ્થિતિના આનંદમાં રહે તો સંસારની વૃદ્ધિ તથા ઉત્પત્તિ થાય નહિ. આ પ્રમાણે શિવજીએ ખૂબ વિચારણા ચલાવી.

बिनु वृद्धि-उत्पन्न विश्वही, को करहीं कैलास;
खेल अखंडित क्यौं चले, निज करता इतिहास. ॥१२॥

વળી શિવજી વિચારે છે કે બ્રહ્માથી વૃદ્ધિ તથા ઉત્પત્તિ ન થાય તો વિશ્વ આગળ વધે નહિ. કદાચ જગત આગળ ન વધે તો હું કૈલાશના પતિને કોણ ઓળખશે ? અને મારૂં વંદન કોણ કરશે ? વા નિજ કિરતારની અખંડ ખેલ ચલાવવાની જે ઈચ્છા છે તે કેમ કરીને ચાલશે ? એમ અનેક પ્રકારની ગડભાંગ કરવા લાગ્યા.

ताहीते निगम निज पंचमो, इश्वर रखेहु दुराय;
आपने स्वार्थ लगनकु, राखेहु जीव फनाय. ॥१३॥

આ ઈશ્વરોએ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા પંચમ શ્વસં-વેદને બ્રહ્માજીના જગતમાંથી ખસેડવા ભારે ખટપટ યુક્ત કોશિશ કરી. આમ કરવાનું કારણ માત્ર પોતાનો સ્વાર્થ. આ સ્વાર્થને લીધે જીવમાત્રને પોતાને કબજે કરી ફાંદામાં નાખ્યા, એથી કરી અત્યારે આ જગતમાં તેઓ ઈશ્વર તરીકે મનાય છે અને ઓળખાય છે.

फने जीव जग ज्यौं ल्यौं, त्यौं लहु इश आधीन;
जबते रहे इतके इत, निज करता नहि चीन. ॥१४॥

જેમ જેમ શિવવિષ્ણુ આદિના ફાંદાઓમાં જગત ફસાતું ગયું તેમ તેમ આ જીવ તેમને આધીન થતા ગયા, આ કારણને લીધે જીવમાત્ર કર્મકાંડના ફળના ઈશ્કી બન્યા એથી કરી ખરા કિરતારને કોઈ ઓળખી શક્યા નહિ.

बिन करता चीने निज, रहेहु सकल जग जीव;
जीवगति-'मति विषियानंद, इश्वर जजत सदीव. ॥१५॥

આમ ખરા કિરતારને કોઈ ચીનીને ઓળખી શક્યું નહિ, એથીજ જગતમાત્ર જીવગતિનું દેખાય છે. આ જીવગતિની મતિમાં વિધવિધ પ્રકારના વિષય આદિના આનંદો ભરચક ભરાયેલા હોય એમ દેખાય છે. આ અધમ વૃત્તિઓને વધુ પોષણ આપવા અનેક ઈશ્વરો કલ્પી કાઢ્યા અને તેઓ તેમને સદાને માટે આધીનતાપૂર્વક કરગરે છે.

जजत इश अंतरगत, इच्छत फल अहंमेव;
लेतदेत नाटक पचे, भूल गयेहु निज भेव. ॥१६॥

ઘણા ભક્તો તૃષ્ણાવાદી હોય છે, અને કેટલાક તૃષ્ણાવાદી દેખાતા નથી તથાપિ અંતરમાં કોઈ મોટામાં મોટા ફળની ઈચ્છા તો હોય છે. મોઢેથી વૈરાગ બતાવે પણ તેવા અંતરમાં હોતો નથી. ઈચ્છા પ્રમાણે ફળની પ્રાપ્તિ ઈચ્છે છે. આ પ્રાપ્તિની લેવડદેવડમાં ચૌદલોકરૂપ જગતનું નાટક અંદરને અંદર પચી ગયું, એ કારણને લીધે પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી ગયા અને આ બાજુ જગત પ્રવાહના વહેણમાં વહેવા લાગ્યા છે.

**भूलेहु निज घर जबनते, तब तेहु भरमत जंत;**
**ऊपजी स्त्रष्ट जीनुं अबलगे, वीतेहु कल्प अनंत. ॥१७॥**

હે અંશ ! જ્યારથી તું તારૂં પોતાનું નિજઘર ભૂલ્યો ત્યારથી તું જંતુની માફક રખડતો થયો છે. અરે ! જગત-ઉત્પત્તિથી લઈ આજદિન પર્યંત અનેક કલ્પ વહી ગયા છતાં હે અંશ ! તું ઠરીને બેઠો નહિ.

**एहि विधि भरमत जीव जग, कोहु लहत नहि पार;**
**राचेहुज्यांही त्यांही उतइत, खोजे न खुद किरतार. ॥१८॥**

ઉપર પ્રમાણે જગતના જીવમાત્ર ભમતા, રઝળતા અને રખડતા થયા તેમાંના કોઈ પાર પામી શક્યા નહિ. કેટલાક આ બાજુના માનસિક સુખોમાં અટક્યા ત્યારે કેટલાક દેવતાઈ સુખોમાં. આ ઉભય સુખની પ્રાપ્તિમાં લબ્ધાયા એથી ખરા ખુદ કિરતારની ખોજ કોણ કરે ?

## જગતભરના અજ્ઞાન-અંધકારનો નાશ કરનાર પરમગુરૂનું આગમન

**तब तेही जीव मुक्तावन, पावन करन जहांन;**
**आयेहु तन धर जबी हम, धरी भव भेख महान. ॥१९॥**

ઉપર પ્રમાણે જીવ માત્રને વિધવિધ ફંદના ફાંદામાં ફસાયેલા મહાન દયાળુ પરમગુરૂએ જોયા ત્યારે તેમને મુક્ત કરવા તથા જગત માત્રને પવિત્ર કરવા અરસ ભુવનમાંથી અચાનક મનુષ્ય-શરીરરૂપ ભેખ ધારણ કરીને આવ્યા છે.

**अब तुम सुनो जीव जहांन जग, मग मुश्कल जेही जंत;**
**तेही पंथ मम बक्षावहु, जावहु जांहां निज कंत. ॥२०॥**

હે જગત માત્રના જીવ ! હું કહું છું તે સાંભળો. આ મારા જ્ઞાનવાન માર્ગને પ્રાપ્ત કરવામાં ઘણી મુશ્કેલી નડે તેમ છે છતાં તમોને સરલતાપૂર્વક અને સહેલાઈથી બક્ષિશ કરૂં છું. આ બક્ષિશ કરેલા મર્મને તમારા અંતરપટમાં સાચવીને રાખશો તો તમારા નિજ કંથ જ્યાં બિરાજેલા છે ત્યાં તમો જઈ શકશો.

निजपति परम पुरातन, जन जावही तेही धाम;
पावही मोक्ष परमपद, सोही गावहु गुनग्राम. ॥२१॥

હે અંશો ! આપણા નિજ પરમપતિ પુરાતન છે અને હે ભગવતિજનો ! તમો તે જ ધામમાં જશો. એ જ તમારૂં પરમ મોક્ષપદ છે. તેને પ્રાપ્ત કરી શકો તેવા ગુણ-ગાનનું વર્ણન કરૂં છું જે તમો ચિત્ત દઈ ને સાંભળો.

जेही गुनग्राम गूढारथ, भारथ भरम निवार;
लायेहु लक्ष तेही जांही वसे, खावन खुद किरतार. ॥२२॥

ભારતવાસીઓના ભ્રમનું નિવારણ કરવા મારા ખુદ ખાવન સકર્તા સત્ કૈવલને ત્યાંથી હું મહદ્ પરમલક્ષ લાવ્યો છું. આ લક્ષ ગૂઢાર્થવાળો હોઈ હું તેના જ ગુણગાન કરૂં છું તે તમે સાંભળો.

सोही लक्ष जीनुं लखवावहु, कहावहु मम जन संत;
अरपेहु तनमन चरनन, जबीत करहु गति वंत. ॥२३॥

સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે આ ગૂઢાર્થ જ્ઞાનવાળો જે લક્ષ એ ભગવતિજનો તથા સંતજનોને આપીશ કે જેઓ મારા થશે એટલે કે તેમનાં તનમન મારા ચરણમાં અર્પણ કરશે તેમને જ હું મહદ્‌ગતિવાળા કરીશ. જેમનાં અંતઃકરણ મારામાં લીન પામ્યાં છે તેવા મુમુક્ષુઓને મારી સુજાણ-જાણરૂપ ગતિ આપી ભવપારંગત કરીશ.

अब जीनुं चाहेहु मोक्षजन, तेहु तनमन मम देह;
भेजेउ परमपदे निजधर, जांही बसे कैवल सदेह. ॥२४॥

હવે હું નિશ્ચયપૂર્વક કહું છું કે હે ભગવતિજનો અને સંતજનો ! તમારે જો મોક્ષની ઈચ્છા હોય તો તમારાં તનમન મને અર્પણ કરો. જો તનમન મને આપશો તો પરમપદરૂપ નિજધરમાં

જ્યાં સકર્તા સત્કૈવલ સદાને માટે નિવાસ કરીને રહેલા છે ત્યાં મોકલીશ.

परममोक्ष परमारथ, करन हरन भव द्वंद;
आयेहु निजपति पठयेहु, लहत न जीव मतिमंद. ॥२५॥

પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે જીવમાત્રનું કલ્યાણ કરનારો એવો જે મોક્ષ તેજ પરમમોક્ષ પરમગુરૂથી પ્રાપ્ત થાય છે. આનું જ નામ પરમાર્થ. એ જ ખરો પરમાર્થ હોઈ તે ભવમાત્રના દ્વંદ્વોનું હરણ કરનારો છે. એના સિવાય આ બાજુના સધળા પરમાર્થરૂપ પરોપકારો જે સ્વાર્થથી ભરેલા છે તે પતિ તરફનું અજ્ઞાન મટાડી શકે તેમ નથી. આ પરમાર્થરૂપ પરમમોક્ષને આપવા પરમગુરૂ આ બાજુ પધાર્યા છતાં મંદમતિના જીવ તેમના સ્વરૂપને ઓળખી શક્યા નહિ.

सोयेहु जग अज्ञाननिंद, ताही जगावन करी टेर;
कृपासिंधु करुणामय, कायम सत कुवेर. ॥२६॥

આ પુરૂષની ઓળખાણ ક્યાંથી થાય અને તેમને કોણ ઓળખે ! કારણ કે લક્ષાવધિ જન્મોથી અજ્ઞાનથી ભરેલી ધોર અંધકારમય ચાદર ઓઢીને જીવો સૂતેલા છે. સમસ્ત દેશના કૃપાસિંધુ કાયમપુરૂષ કુવેરસ્વામીજી જે સાક્ષાત કરૂણામય છે તે આ સૂતેલા જીવોને ઢંઢોળી જાગૃત કરવા પધાર્યા છે.

अविलोकेयु निजपति जग, कैवल आनंद कंद;
देखेहु परे परवश सबे, निगम चतुर गति फंद. ॥२७॥

આખાય બ્રહ્માંડમાં જે પરમાનંદ રહેલો છે તે પરમાનંદના મૂળ કંદરૂપ સકર્તા સત્કૈવલ છે. તેમને ચૌદેલોકમાં વ્યાપક દષ્ટિ વડે આલોચનપૂર્વક તપાસ કરી જોતાં જણાયું કે સર્વ અંશો ચતુરવેદના ફાંદામાં પરવશ પડેલા છે એમ એમને લાગ્યું ત્યારે;

उपनी म्हेर जबी जीवपर, निज नेनन पति देख;
करन मोक्ष तेही जननकु, खनये कुवेरधरी भेख. ॥२८॥

દયારૂપ સ્વરૂપ છે જેનું, તેવા સકર્તા-પતિએ અતિ મહેર કરીને પોતાનાં સુજાણરૂપ નેત્રોવડે નિહાળીને જોયું; આ જોતાંની સાથે સર્વ અંશોને મોક્ષ આપવા ખૂબ ત્વરા લાગી પણ કોણ જાય !

અને એવા ભરૂસાદાર કોણ મળે ! તે સંબંધી પણ ખૂબ વિચાર કર્યો. આ પ્રમાણે વિચાર કરતાં પોતાની સમીપ રહેલા પરમશ્રેષ્ઠ પરમવિશેષ અંશ જે આપણા કાયમપંથમાં પરમગુરૂ તરીકે ઓળખાય છે તેમને જ આ બાજુ આવવા અને અંશોને ફાંદામાંથી મુક્ત કરવા આપણા સકર્તા પતિએ અવ્યક્ત મહાતત્વોનો ભેખ આપીને હુકમ કર્યો.

**जेही मोक्षगति अगमकी, निगम चतुर गति न्हांय;**
**तेही गति-मति पति परमसें, लायेहु मम भव म्हांय. ॥२९॥**

હે કરૂણેશના અંશો ! જ્યાં ચાર વેદની ગતિ પહોંચી શકતી નથી એવો જે સુજાણજાણવાળો અગમ્ય ગતિનો પરમમોક્ષ, તેની જાણરૂપ ગતિ પરમ સકર્તા પાસેથી સમર્થ કુવેર સ્વામીજી લાવેલા છે. આ જગતભરમાં કૈવલશબ્દનો પ્રચંડ ધ્વનિ આપણા આગળ સંભળાવનાર માત્ર પરમગુરૂ એકલાજ છે.

**पुनी जगमही हम आयकर, नीरखेहु नजर पसार;**
**करमकांड फल आशक, अटक रहेहु संसार. ॥३०॥**

હે અંશો ! જગત માત્રનો ઉદ્ધાર કરવા જ્યારે પરમગુરૂ આ બાજુ આવ્યા ત્યારે સમસ્ત જગત ઉપર નજર પ્રસારીને જોયું, ત્યારે તેમણે પોતાના સર્વ અંશોને વિધવિધ કર્મકાંડના ફાંદામાં ફસાયેલા ફળની આસક્તિવાળા જોયા અને તેમાંજ સંસારને અટકી રહેલો દીઠો.

**गुनी ज्ञानी पंडित कवि, भक्त जक्त ओरु भेख;**
**एही हदकी मध्य रची रहे, धरीधरी वेश अलेख. ॥३१॥**

ઉત્તમ પ્રકારના ગુણવાન પુરૂષો, જ્ઞાનીઓ, કવિઓ, પંડિતો, ભક્તજનો તથા જગત અને ભેખમાત્ર ઉપર વર્ણવ્યા પ્રમાણે હદમાપક દેવતાઓમાં વિધ વિધ પ્રકારના વેશ ધારણ કરીને રચીપચી ગયા; જો કે ભેખ ધારણ કર્યો તે અલેખ વસ્તુને પ્રાપ્ત કરવા માટે જ, પરંતુ આ બાજુનાં માપક દેવતાઈ સુખોમાં મશગૂલ બની ગયા.

**ब्रह्मा विष्णु महेश्वर, इश्वर अंश विशेष;**
**शक्ति ज्योत ल्यौं खटपति, धारेहु सर्वशिर इश. ॥३२॥**

જગતભરના તમામ પંથાવલંબી મોટા પુરૂષોએ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા અવતારાદિવિશેષ

અંશો તેમજ શક્તિ અને જ્યોતિનારાયણ, આ છ પરમેશ્વરોને સર્વના ઈશ્વરો તરીકે પોતે ધારણ કર્યા અને જગતને ધારણ કરાવ્યા.

ताहीते सकल कल विश्वही, अटकी रहेहु इत पंथ;
खट पतिके मतमही पचे, चीनेहु नहि कुलकंथ. ॥३३॥

ઉપર કહેલા છ ઈશ્વરોની વિધવિધ કળામાં જગતના સર્વ પંથો અટકી પડેલા છે તેમજ આ છ પતિઓના મતવાળી ખેંચતાણમાં પચી ગયેલા હોઈ સમસ્ત જગતના કુલકંથને કોઈ ચીની શક્યા નથી.

याहीते अगमगति जेहुनकी, तेहुनके ब्रह्म सिद्धांत;
परम हंस जहां छकी रहे, निरसत्व नीष्ट वेदांत. ॥३४॥

હે ચૈતન્ય અંશ ! તારી વિશાળ જાણ આગળ હું એક બીજો મુદ્દો સમજાવું છું અને તે એ છે કે ઉપરના છ ઈશ્વરોના ફાંદામાંથી જગતના કોઈ જાણકાર પુરૂષો બચી ગયા હશે તેમની જાણ અગમ્ય ગતિની હોઈ તેઓ પરબ્રહ્મના સિદ્ધાંતવાળા છે. આ સિદ્ધાન્તના પરમ-રસને પીનાર મોટા મોટા હંસોની આધ લઈ ને ઘણા થઈ ગયા છે. વળી આ પરમ-રસને પીનારા ગુલતાન બની ચકચૂર છકી ગયા છે, તથાપિ આ રસ સત્વરૂપ વિત્ત સિવાયનો હોવા છતાં વેદાન્ત તેમાં લીન પામ્યું છે. (બ્રહ્મની અંતર્દશામાં કોઈ જાતની ઉપાધિ નથી તેમજ આ દશામાં જ્ઞાન પણ નથી. જે પદમાં જાણ અને જ્ઞાન વિરામ પામે છે તે પદમાં જતા પહેલાં તત્કાળ સુષુપ્તિ-અવસ્થા થઈ જાય છે. આ સુષુપ્તિ એજ બહેરશૂન્ય હોઈ કુંભ-વ્યવસ્થાનું સ્વરૂપ છે. આ કુંભ-વ્યવસ્થાનું વર્તન જ્યારે આપણા શરીરમાં થાય છે ત્યારે શરીરનાં સઘળાં તત્વો સંપુટવત્ સંકુચિત થઈ જાય છેઃ દેહનું વા દેહની વિભૂતિનું ભાન કે ખ્યાલ રહેતો નથી. આ વ્યવસ્થામાં કોઈ જાતની ઉપાધિ દેખાતી નથી એમ પ્રતીતિ થાય છે, જ્યારે બ્રહ્મપદના શોધકોને આ કુંભ વ્યવસ્થા અટકાવે છે. જેમ બ્રહ્મ ઉપાધિ રહિત છે તેમ સુષુપ્તિ-અવસ્થા યુક્ત કુંભવ્યવસ્થા ઉપાધિ રહિત છે, એ કારણને લીધે બ્રહ્મજ્ઞાનીઓ ભૂલા પડી કુંભ-વ્યવસ્થામાં અટકી ગયેલા છે; છતાં વાતો તો બ્રહ્મનીજ કરી છે. આ વાત કરવા પૂરતો લાભ કદાચ મેળવ્યો હશે પરંતુ બ્રહ્મમાં તો નથી જઈ શક્યા; કારણ આ કુંભવ્યવસ્થા એટલી તો બળવાન છે કે સાતમી ભૂમિકાના હિમાયતી મહાપુરૂષોને પાછા લાવી છે. વળી કામ-વિધુતના જીવનરૂપે કુંભ-વ્યવસ્થા છે એથી ચારે દેહમાં કામવિધુત વ્યાપક રહી દેહને મજબૂત રીતે ટેકો આપે છે, એથી કરી

દેહના તત્વો મજબૂત થાય છે. જેમ જેમ મજબૂત થાય છે તેમ તેમ કુંભ-વ્યવસ્થા બળવાન બને છે, એથી કરી આ વ્યવસ્થા ઉપર જીત મેળવવી મહાન મુશ્કેલ છે. બ્રહ્મજ્ઞાનીઓએ ભોગવટો બહેરશૂન્યનો કર્યો અને રહ્યા પણ ત્યાં જ, છતાં વાતો અનહદની કરી પણ ભોગત્યાગની લક્ષણાઓનું છેવટે સ્વરૂપ સમજવા પામ્યા નહિ; એથી તેઓના દેહને અંતે જગતની અને તેમની એક સ્થિતિ થાય છે.)

रामकृष्ण जुग-इशनकी, गति गीता मति चीन;
सोही समरस त्रिगुणातीत, ज्योति-ब्रह्म ल्यौं लीन. ॥३५॥

ગીતામાં રહેલા જ્ઞાનની ગતિને ચીની જોતાં જણાય છે કે જગતના ઈશ્વર એવા જે રામ અને કૃષ્ણ તે બ્રહ્મના અંતરપટમાં લોલીન હોઈ સમરસ સ્વરૂપે રહ્યા છે એટલે કે આ અવતારાદિ પુરૂષોની બુદ્ધિ બ્રહ્મની પાર જઈ શકી નથી.

## સારશબ્દ, રહેતઘર અને ન્હે:અક્ષર વિષે ખુલાસો.

अर्वखर्व गति अगम ल्यौं, उचेर ज्ञान कबीर;
न्हे:अक्षर घररेहेतही, सारशब्द रखे तीर. ॥३६॥

સમર્થ સદગુરૂ સમ કબીર સાહેબે અર્વખર્વ (અસંખ્ય) સાખી-શબ્દોમાં માત્ર જ્ઞાન જ કથ્યું છે, તથાપિ સારશબ્દ, રહેતઘર અને ન્હે:અક્ષર, આ ત્રણમાં જ તેમણે પોતાનું નિશાન રાખ્યું છે. અરે! આ અઢળક વાણી તેમણે જગત ઉપર ઢોળી પણ આ ત્રણ વાક્યોનો જ તારંજો કરી તે તેમણે તારવ્યાં છે.

सो नहि भांखे भवनिधि, निज अंकुर गति सार;
राखे गुप्त दुरायके, जुग जन विनु अधिकार. ॥३७॥

જગતના અહોભાગ્યે પ્રગટ થયેલા કબીર સાહેબે નિજ અંકુરરૂપ અંશની ગતિનો સાર ભવસાગરમાં કોઈ આગળ કહ્યો નથી; કારણ કે છેવટ ગતિને જાણી શકે તેવો કોઈ અધિકારી નથી એમ સમજી પોતે આ પરમમંત્રને ગુપ્ત રાખ્યો છે.

सीख साख्या अगणित कीये, मुंडित भेख अलेख;
एकरस निज अधिकारीके, काहु नहि गति देख. ॥३८॥

કબીર સાહેબને અનેક શિષ્યો થયા અને મંદિરોની શાખાઓ પણ અનેક થઈ. વળી સાહેબના નામ ઉપરથી મતપંથ પણ ઘણા નીકળ્યા. વળી મુંડિત સાધુઓ પણ ખૂબ થયા છે, પણ આ બધાઓમાં તપાસ કરી જોતાં કબીરના મૂળ સ્વરૂપના અંતરપટમાં રસબસ થયા હોય એવી ગતિવાળા અધિકારી કોઈ દીઠા નહિ.

चकित भये सदगुरु जबी, सांम्रथ साहेब कबीर;
अल्प मति जोइ जीवनकी, कीने बकसु सुख शीर. ॥३९॥

ઉપર કહ્યા મુજબ ભેખની મોટી મોટી જમાતો તથા કહેવરાવતા મઠ-મંદિરોના મહંતો તથા લક્ષાવધિ હરિભક્તોનાં મંડળો વગેરેમાં તપાસ કરી જોતાં દરેકે દરેક અલ્પ મતિના નિર્વિત્ત પામર જીવો દેખાયા, ત્યારે સદગુરૂ સમ સાહેબ આશ્ચર્યચકિત થયા. અરે ! આ મારૂં ગુપ્ત હાર્દ જે સર્વને માથે પરમ સુખરૂપે રહ્યું છે તે અધિકાર સિવાય હું જગતમાં કોને અર્પણ કરીશ ! શું આ પદનો કોઈ અધિકારી નથી! આમ પોતાના સઘળા પંથમાં નજર ફેરવીને જોતાં જોતાં છેવટે કોઈ જ અધિકારી દેખાયો નહિ.

बोहोरु जहांनमही उतइत, परखेहु परम अपार;
धर्मदास गढबांदुके, देखेहु निज अधिकार. ॥४०॥

જ્યારે સાહેબને એમ સમજાયું કે મારા ગુપ્ત હાર્દને જાણવાની ઈચ્છાવાળો અધિકારી નથી ત્યારે ખૂબ અખળામણ થઈ અને મુંઝવણ પણ ખૂબ થઈ, ત્યારે જગતભરમાં આ લોક અને પરલોકમાં વ્યાપક દષ્ટિ નાખીને જોતાં ભક્તિમાર્ગમાં જનારા દરેકે દરેક નંગની પરીક્ષા કરતાં કરતાં છેવટે બાંદુગઢના રહીશ કોઈ ધર્મદાસ નામના હરિભક્ત જે સંસારી હોવા છતાં જાણકાર અને જ્ઞાનમાં ભરપૂર સંપૂર્ણ અનુભવ લઈ શકે તેવા તેમની આલોચનદષ્ટિમાં આવ્યા, એથી સાહેબ સમજ્યા કે આ અંશ અધિકારી છે.

अति करुणा कर तेही पर, त्रुठेहु साम्रथवंत;
धर्मदास धन्य तुज समो, नहि कोइ जुग पर जंत. ॥४१॥

જ્યારે સાહેબને એમ સમજાયું કે ધર્મદાસ જેવો અધિકારી હાલના જમાનામાં ચૌદલોકમાં નથી ત્યારે સાહેબ ખૂબ ખુશ થયા. એથી પોતાની અઢળક કૃપા ધર્મદાસ ઉપર ઢોળી દીધી. હે ધર્મદાસ ! તને ધન્ય છે ! તારી બરોબરી કરી શકે તેવો કોઈ નથી.

श्रोत सजन होइ सनमुख, धर्मदास गति महाद्य;

आद्य अंत मध्य गुप्तही, सो बकसु पद स्वाद्य. ॥४२॥

સહચારી સંતજનો વા હરિજનોના વિશાળ સમૂહમાં, હે ધર્મદાસ! તું અગ્રગણ્ય છે; અર્થાત્ લક્ષાવધિ સજ્જનોમાં તું એક છે એમ જાણીને આધ, અંત અને મધ્યમાં કોઈ એ પણ અનુભવ નથી કર્યો એવું અપાર જે મારૂં ગુપ્ત હાર્દ તે આજે તને હું બક્ષિસ કરૂં છું; જેને સમજતાની સાથે જ અનેક પ્રકારની પરાધીનતા છૂટી જશે અને તું તારે સ્વરૂપે થઈશ.

न्हे:अक्षर घररेहेतही, ओर शब्द निज सार;

धर्मदास एही तुज दीये, जो न लहे संसार. ॥४३॥

કબીર સાહેબ કહે છે કે ન્હે:અક્ષર, રહેતઘર અને નિજ સારશબ્દ, હે ધર્મદાસ! તને પોતાને આપું છું કે જેની ગતિ અત્યાર સુધી સંસારભરમાં કોઈએ જાણી નથી.

बोहोरु बरजु तोइ धरमदा, सोगन देइ सत लाख;

न्हे:अक्षर घररेहेतही, मत कोइपे जुग भाख. ॥४४॥

હે ધર્મદાસ! આ લક્ષની પરમ મહદ્‌ગતિ મેં તને ખૂબ સરસ રીતે સમજાવી.હવે, તેને તું તારા ઉરમાં રાખજે. આ ન્હે:અક્ષર, રહેતઘર અને સારશબ્દની ગતિ જો તું કોઈના આગળ કહે તો તને મારા એક કરોડ સોગન છે.

धरमदासकु जेही दीया, सारशब्द निज छेक;

न्हे:अक्षर घररेहेतही, नाम तीन लख एक. ॥४५॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર પ્રમાણે ધર્મદાસને જે લક્ષ આપ્યો તેનો અર્થ વા ગતિ માત્ર ધર્મદાસને જ સમજાવેલી હતી, જેનો ખુલાસો અત્યાર સુધી કોઈ મેળવી શક્યા નથી; એ કારણને લીધે પરમદયાળુ ગુરૂદેવ વર્ણન પૂર્વક આ મહામંત્રના અર્થનો ભેદ ખુલ્લો કરે છે તે સાંભળો. ન્હે:અક્ષર, રહેતઘર અને સારશબ્દ આ મંત્રો ત્રણ છે અને આ ત્રણેયનો આશયરૂપ મુદ્દો એક છે, જો કે સાહેબે ધર્મદાસને સમજાવી જે સમાધાન કર્યું છે તે સંબંધી કબીરના પંથમાં રેખમાત્ર કોઈ જાણતું નથી. માત્ર ઉપલક શબ્દના ઉચ્ચાર વડે સારશબ્દ, રહેતઘર અને ન્હે:અક્ષર બોલે છે;

પણ આ વિષે હું આ પંથમાં મહાનમાં મહાન ગુરૂલક્ષની ઉણપ જે છે તેનો પ્રકાશ કરી નિર્ણય કરી આપું છું.

तेही सार सत शब्दके, न्हे:अक्षर घररेहेत;
सोही निज मर्म बतावहु, सुनो मम संत सचेत. ॥४६॥

સારશબ્દ, રહેતઘર અને ન્હેઃઅક્ષર વિષે સંપૂર્ણ ખુલાસો કરૂં છું તે હે મારા સંતજનો ! સચેત શુદ્ધ બુદ્ધિવાળા થઈને સાંભળો.

प्रथम रेहेतघर पिंडमे, न्हे:अक्षर निरधार;
सार-शब्द सहीतम कहुं, गति अनुभव विस्तार. ॥४७॥

સારશબ્દ, રહેતઘર અને ન્હેઃઅક્ષર, હે સંતજનો ! આ ત્રણેના અનુભવ વિષે તથા જે તેમાં શું ગતિ છે તે વિસ્તારપૂર્વક નિશ્ચયાત્મક કહું છું તે લક્ષ રાખીને સાંભળો.

सुर मनु पशु पतंग ल्यौं, रसनाए जेही उचरन;
तेही सर्व शब्द क्रतवकुल, अंतःकरण वर्तंत. ॥४८॥

દેવતાઈ કોટિના દેવલોકો તથા મનુષ્યો, પશુઓ અને પતંગની આધ લઈ જે જે લોકોની જાતિમાં જે જે પરિવર્તન થાય છે તે તે અંતઃકરણ વડે જ થાય છે, અર્થાત્ દેવતાઈ અંતઃકરણ વડે દેવોનું પરિવર્તન, મનુષ્યોના અંતઃકરણ વડે મનુષ્યોનું પરિવર્તન તથા પશુ પક્ષીઓના અંતઃકરણ વડે તેમના પરિવર્તન સમજવાં. આ અંતઃકરણમાંથી જે શબ્દનો ધ્વનિ ઊઠે તે જિહ્વા દ્વારા બહાર આવે છે ત્યારે જે તે જાતિના લોકો જે તે શબ્દને સમજી શકે છે. આમ અંતઃકરણની સ્ફુરણા થયા સિવાય કોઈ રીતે શબ્દ બહાર આવે તેમ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સઘળા લોકમાં જે તે શબ્દનો ઉચ્ચાર થાય છે તે તે તમામ અંતઃકરણ દ્વારા જ થાય છે અને તે તે જાતિના લોકો જ તે સમજી શકે છે.

पण बीकसत निजप्रणवसे, करणी-क्रत अंतसद्धार;
बिनु अंतस अजंपा जप, सोही शब्द निज सार. ॥४९॥

ઉપર પ્રમાણે નિશ્ચય થાય છે કે શબ્દમાત્રનો કર્તા અંતઃકરણ છે છતાં શબ્દમાત્રનો વિકાસ પ્રણવ સિવાય થતો નથી, એટલે કે અંતઃકરણ અને પ્રણવ આ બન્ને મળીને શબ્દને બહાર લાવે

છે. જ્યારે કોઈ તત્ત્વજ્ઞ પુરુષ અંતઃકરણનું મંથન કરી વિકારી તત્ત્વોના વિભાગને પૃથક્ પૃથક્ કરી નાખે તો અંતઃકરણનો જથ્થો ધીમે ધીમે વેરાઈ જાય છે. આમ વેરાઈ જાય તો લાંબી મુદતે અંતઃકરણ વિરામ પામી જાય છે. જ્યારે અંતઃકરણ વિરામ પામી જાય ત્યારે પ્રણવ અંતઃકરણની ભાવના સિવાયનો એકલો પડે છે. આમ પ્રણવ એકલો પડતાં તેને જાગૃત કરનારૂં આ સ્થાને કોઈ તત્ત્વ રહેતું નથી, તે વખતે આ પ્રણવ એકલમલ હોઈ નિહંગ સ્વરૂપે રહે છે. આમ સર્વ શબ્દોને પોતામાં સમાવી મૂળ રૂપે જે પ્રણવ થયો એનું નામ સાર શબ્દ; આથી સર્વ શબ્દોના સારરૂપે રહેલો હોઈ તે વખતે શુદ્ધ મહદ્ બ્રહ્મના અંશરૂપે છે એમ જાણવું. (આ બાજુની સઘળી ઉપાધિથી જ્યારે પ્રણવ મુક્ત થાય છે ત્યારે તે પ્રણવ મહદ્બ્રહ્મનું જીવન પામી બ્રહ્મ સાથે એકમેક રહે છે. આ પ્રકારે એકમેકતાપૂર્વક બ્રહ્મ સાથે સદાનો સંબંધી થાય છે. આ સ્થાને કોઈને એમ શંકા થાય કે જે પ્રણવનું સ્વરૂપ નિહંગ થયું તેને આ પિંડમાં રહેવાને શો આધાર છે તો તેનો ઉત્તર એટલો છે કે લઘુ વસ્તુ છે તે દીર્ઘને આધારે રહે છે, એ જ ન્યાયે અંતઃકરણથી છુટ્ટો પડેલો પ્રણવ મહદ્ બ્રહ્મના આધારે જીવતો જાગતો રહે છે. આ બાજુનું પોષણ જે અંતઃકરણ દ્વારા મળતું હતું તે બંધ થઈ ગયું અને તે બાજુ એટલે બ્રહ્મથી મળતા પોષણથી પોષાઈને પ્રણવ સ્વયં પુષ્ટિ મેળવે છે.)

ओर सकल क्रत शब्दके, नायक अजंपाजाप;
जीनते शब्द सकल भये, जदीप सार कीये थाप. ॥५०॥

હવે નિશ્ચય ઉપર આવું છું કે પ્રણવમાં શબ્દ તથા અંતઃકરણ સમાઈને રહેલા છે, એથી અંતઃકરણ તથા શબ્દનો નાયક અજંપો છે. આ અજંપાથી શબ્દમાત્રનું કૃત સ્ફુરે છે એથી જ હું સર્વ શબ્દોમાં સાર-શબ્દરૂપ અજંપાને સ્થાપું છું.

गाढ ससोपतिमांही सबे, होय तनु क्रत नाश;
ओरु तापर तुरीया समे, वहे ज्यौं शमदम श्वास. ॥५१॥

આ પદના અભ્યાસી કોઈ મહાન પુરૂષ અભ્યાસ કરતા હોય ત્યારે તેમને શુદ્ધ ગાઢ સુષુપ્તિ-અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ગાઢ સુષુપ્તિ-અવસ્થાનું વર્ણન કરૂં છું તે દરેક જીવને નિદ્રાકાળે વર્તે છે તે આ સુષુપ્તિ નથી; કારણ કે આપણ સામાન્ય જીવને હંમેશા સુષુપ્તિ-અવસ્થા થાય છે તે અનેક મલિન વિકારોથી ભરેલી હોઈ વાસનાઓના ખજાના રૂપે રહે છે એટલે સર્વ દુઃખના મૂળરૂપ છે, અને હું જે શુદ્ધ સુષુપ્તિ કહું છું તે તો સર્વ વિકારોથી રહિત હોઈ સર્વ સુખના મૂળરૂપ સમષ્ટિરૂપે

રહેલી છે; આથી આ અવસ્થાને અતિ વિશુદ્ધ છે એમ કહું છું. જ્યારે અભ્યાસીને આ અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તે પુરૂષની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક થઈ જાય છે, ત્યારે આખય બ્રહ્માંડનાં તત્ત્વોની ગતિ જેમ છે તેમ જોઈ શકે છે. આ ન્યાયે શુદ્ધ ગાઢ સુષુપ્તિનું પરિવર્તન થાય ત્યારે શરીરમાત્રનાં સઘળાં કૃત નાશ પામે છે, તે સમય આ અવસ્થાથી પર જે તુર્યાવસ્થા રહી છે તેને આ સ્થાને ઢંઢોળી જાગૃત કરનાર કોઈ અવસ્થા રહેતી નથી. આ કારણને લીધે તુર્યાવસ્થા પણ વિરામ પામી જાય છે. આ બન્ને અવસ્થા વિરામ પામતાં શુદ્ધ આકાશની માફક નિહંગ સ્વરૂપે પ્રણવ તત્ત્વો આદિના વિત્ત સિવાયનો એક અદ્વૈતરૂપે રહે છે તેનું નામ જ શમદમ. આ શમદમ પ્રણવ એજ સાર-શબ્દનું સ્વરૂપ છે.

**तेही श्वासा अनु अक्षर, परवीनु पसरे न्हेःकाम;**
**ओर बावन मात्रा बिनु, न्हेःअक्षर जीनुं नाम. ॥५२॥**

શુદ્ધ અને ખરા સાર-શબ્દના સ્વરૂપનું આપણે ઉપર પ્રમાણે વર્ણન કરી ગયા. આ સારશબ્દ આપણે જેને કહીએ છીએ એજ શમદમ શ્વાસરૂપે હોઈ કોઈ પણ અક્ષરોની માળા સિવાયનો છે એમ જાણવું. વળી કોઈ પણ તત્ત્વ આ સ્થાને રહેવા પામતું નથી આ કારણને લઈ અંતિમ પહોંચેલા અભ્યાસીઓનો અજંપો કોઈ પણ પ્રકારની આકાંક્ષા સિવાયનો નિષ્કામરૂપે સહેજાસહેજ ગમન કરે છે. વળી અક્ષરની માત્રાઓ જે બાવન છે તે પણ આ સ્થાને નથી. એટલે કામની આકાંક્ષાઓની સ્ફુરણા કોણ સ્ફુરાયમાન કરી શકે ? અર્થાત્ કોઈ નહિ. એથી જ આ નિષ્કામ શમદમ અજંપાના સ્વરૂપરૂપ ન્હેઃઅક્ષર છે એમ જાણજો.

**क्रत विषे दश इंद्रीके, लीन ससोपति थाय;**
**प्रणव विषे घर एकरस, रेहे सो रेहेत कहाय. ॥५३॥**

પંચભૌતિક શરીરને લપટાઈને રહેલી દશ ઈંદ્રિયો આ સંસારમાં વિધવિધ કર્મ કરાવવાવાળી છે; આમ છે છતાં મોટા પુરૂષોની જ્યારે શુદ્ધ સુષુપ્તિઅવસ્થા થાય છે ત્યારે આ બધી ઈંદ્રિયોનાં કૃત સર્વથા લીન પામી જાય છે. તે સમયે ઈંદ્રિયો ઉપર શાસનકર્તા કોઈ નથી એટલે હુકમ કોણ કરે ? અર્થાત્ કોઈ નહિ. વળી ગુણ આદિની પકડ પણ આ સ્થાને નથી. ત્યારે પ્રણવ અતિ શુદ્ધ એકલમલ હોઈ પરબ્રહ્મ સાથે એકરસ રહે છે. આ અતિ વિશુદ્ધ એકરસપણું જે છે તેનું જ નામ રહેતઘર છે.

વળી આ બાજુના કૃતમાત્રથી નિવૃત્તિ પામેલો શુદ્ધ નિહંગ પ્રણવ એજ ખરૂં રહેતઘર હોઈ અનુભવદ્વારા સિદ્ધ થાય છે.

**बोहोरु प्रणव शमदम जम, कुंभकवत गति होय;**

**बाहेर भीतर सरभर, रहे रेहेतघर सोय. ॥५४॥**

ભગવાન કરૂણાસાગર કહે છે કે શરીરનાં સઘળાં તત્ત્વો પ્રણવને ઢંઢોળી જાગ્રત કરનારાં હતાં, એથી પ્રણવ ગમન કરતો હતો. તે જ્યારે આ સઘળાં તત્ત્વોને અભ્યાસીજનો ધીમે ધીમે ગુરૂલક્ષ જ્ઞાન વડે વિરામ પમાડતા ગયા તેમ તેમ પ્રણવનો વેગ ઓછો થતો ગયો. જ્યારે સઘળાં તત્ત્વોની આકાંક્ષા ઊઠતી બંધ પડી ત્યારે પ્રણવ નિવૃત્ત દશાને પહોંચ્યો, ત્યારે તેનું સ્વરૂપ શમદમરૂપ થયું. આ શમદમ સ્વરૂપની ગતિ કુંભકવત્ પોતામાં વિરામ પામી ત્યારે શમદમ સ્વરૂપ શરીરની ભીતર અને શરીરની બહાર સભરાભરરૂપે રહ્યું. આ પ્રમાણે ભીતરબહાર સભરાભર જે સ્વરૂપ રહ્યું તે જ સ્વરૂપનું નામ રહેતઘર છે. દરેક આકાંક્ષાઓથી નિવૃત્તિ પામેલું આ રહેતઘર છે એમ જાણવું.

**सारशब्द घररेहेतही, न्हे:अक्षर तनुमांहांय;**

**कह्यो लक्ष विविध विध, समज सुलभ सुखदाय. ॥५५॥**

સારશબ્દ, રહેતઘર અને ન્હે:અક્ષર, આ ત્રણે લક્ષનો સારાંશ પંચભૌતિક શરીરના અંતરપટમાં આવેલો છે, તેને વિધવિધ પ્રકારની સમજુતી આપી સમજાવ્યો છે. જો આ પ્રમાણેની સમજણને સમજનાર કોઈ અધિકારી હશે તો તેને માટે સદાસર્વદા સુખનું ધામ સુલભ છે.

**पिंड तीत ब्रह्मांड पर, निज नभ बिनु क्रत सार;**

**चिद खग जग जीनुं ग्रभीतव, अथाह थाह बिनु पार. ॥५६॥**

હે નિજ વસ્તુના શ્રોતા ! ઉપરનાં ત્રણ મહાવાક્યો તથા તેના અર્થ ભૌતિક ઘાટમાં ઘટાવ્યા તથા તે વિષેની સમજુતી પણ ખૂબ આપી, માટે હે ભગવતિજનો ! જો આ પદ પામવાની સંપૂર્ણ ઈચ્છા હોય તો ચિત્તવૃત્તિનો નિગ્રહ કરી ઉપરનાં મહાવાક્યો સાથે મંથન કરજો. હવે આ વિષે હું એક બીજો મહદ્ અર્થ સમજાવું છું. જેમ અત્યાર સુધી આપણે આ વાક્યો સંબંધી વિચારણા ચલાવી તેવી જ રીતે વિરાટના ખગાકાર મહાશૂન્યમાં વ્યાપક આ ત્રણ મહદ્ મહાવાક્યો રહેલા છે

તે સમષ્ટિ અને વ્યાપક મહાવાક્યો સાથે જ્યારે કોઈ સાધક સાધવા અગર એકીકરણ કરવા ઉમેદવાર થાય તો તેઓ પોતાના અંતરપટમાં રહેલા ત્રણ મહાવાક્યોને ખૂબ સમજી તલ્લીન થયા બાદ વિરાટનાં સમષ્ટિ મહાવાક્યો સાથે એકમેક રસબસ થઈ જાય છે. જેમ પિંડમાં આવેલા સારશબ્દ, રહેતઘર અને ન્હે:અક્ષર તત્વો આદિથી લઈ અંતઃકરણ યુક્ત ગુણગણની ઉપાધિથી પર આવેલા છે, તેવી જ રીતે વિરાટનાં સમષ્ટિ સારશબ્દ; રહેતઘર અને ન્હે:અક્ષર પિંડ-બ્રહ્માંડની સઘળી ઉપાધિથી પર આવેલા છે. તેનું સ્થાન અવિગત આકાશમાં હોઈ તે આકાશની માફક વ્યાપક રહેલાં છે જે ભુવનમાં વિરાટ આદિથી લઈ કોઈ પણ પ્રકારનું કૃત નથી. આ અવિગત આકાશમાં ચિદ્‌બ્રહ્મ ઠસરસ ભરપૂર ભરાઈને રહેલું છે. ખગાકાર મહાશૂન્યના ઉદરમાં આવેલું એવું જે ચિદ્‌બ્રહ્મ તે જગતમાત્રના ગર્ભરૂપ હોય આ બધાથી ઉપરનાં મહદ્ મહાવાક્યોની ગતિ પર આવેલી હોઈ અથાહ અથાહ પારાવાર છે.

अंत सकल घट प्रणवको, निज निवास तेही ठाम;
पिंड-ब्रह्मांडनी पर जेही, माहाद रेहेतघर ग्राम. ॥५७॥

જ્યારે ચૌદલોકના સર્વ ઘાટ વિલસાઈ જશે તથા આખાય વિરાટની રજમાત્ર પણ દેખાશે નહિ ત્યારે જે તે ઘાટમાં રહેલો પ્રણવ એટલે કે મનુષ્ય, પશુ આદિનો સામાન્ય પ્રણવ અને દેવતા આદિનો વિશેષ પ્રણવ આ બધાયનો સમાવેશ ચિદ્‌બ્રહ્મમાં રસબસ થઈને એકમેક થશે; એ જ આ પ્રણવનો છેવટ નિવાસ હોઈ તેનું અંતિમ ઠેકાણું છે. જ્યાં સુધી આ બાજુના પ્રણવ મહદ્ ચિદ્‌બ્રહ્મમાં લીન પામે નહિ ત્યાં સુધી અગણિત યુગ વહી જાય તો પણ બ્રહ્મ સાથે એકરસ થવાશે નહિ. વળી આ વાત એવી છે કે મહદ્ રહેતઘરની પ્રાપ્તિ કરવી અતિ મુશ્કેલમાં મુશ્કેલ છે; કારણ કે પંચીકરણથી લઈ વેદપર્યંતનાં સમસ્ત શાસ્ત્રોના શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષરના વિદ્વાન થઈશું અગર આશા છે કે થવાશે એમ બનવું સહેલું હશે, અગર યોગીઓથી યોગના પૂર્ણ સ્થળે પહોંચવું એ પણ સહેલું હશે, અગર જે જે સાધનો કરીશું તે તે સહેલાં હશે પણ મહદ્ સમષ્ટિ રહેતઘરમાં એકરસ થવું તે મુશ્કેલ છે. નીચે આવેલા ચૌદલોક પૈકી એક પણ વાસના ઊઠતી નથી તેવા નિહંગ સાધકને કદાચ સત્ગુરૂ મળે તો તેને માટે સુલભ છે; પરંતુ આ માર્ગે ગમન કરનાર સાધક જાય છે પણ વચમાં બહેરશૂન્ય આવે છે જેને ઓળંગીને જવું મુશ્કેલ છે. માટે હે સાધક ! સદ્‌ગુરૂને સાથે રાખી આ માર્ગે જવાનો અનુભવ મેળવજો, કારણ કે આ મહદ્ રહેતઘરનું ઠેકાણું પિંડથી અલગ અને બ્રહ્માંડથી પાર આવેલું છે તે ભુલી જશો નહિ.

प्रणव सकल रेहेवन घर, छेवटको निज सोय;
अंत समये तांही रही रहे, जदीप रेहेतघर ओय. ॥५८॥

ચૌદલોકના ઘાટમાં રહેલો જે પ્રણવ તેનું છેવટ ઠેકાણું ચિદ્બ્રહ્મમાં છે, આ કારણને લીધે આ મહદ્ રહેતઘર ચિદ્બ્રહ્મરૂપ હોઈ અંત સમયે સર્વલોકને રહેવાનું પરમશ્રેષ્ઠ ભુવન છે.

सारशब्द घर-रेहेतही, न्हे:अक्षर स्वर जेह;
गृढ गतगुंज कबीरकी, धरमदास कही एह. ॥५९॥

સારશબ્દ, રહેતઘર અને નિહંગ પ્રણવરૂપ ન્હે:અક્ષર જે કબીરસાહેબની પોતાની ગૂઢાર્થ ગતિવાળી ગુંજ હતી તે ધર્મદાસને ઉપર પ્રમાણે કહી છે.

सारशब्द न्हे:अक्षर, ओरु ओरल्या घर-रेहेत;
ता पर निज अंकुर रहे, ए तीनु लक्षके वेत. ॥६०॥

સારશબ્દ, રહેતઘર અને ન્હે:અક્ષર આ ત્રણે વિષે અત્યાર સુધી આપણે જે નિર્ણય કર્યો અને તેના વિષે આપણે જે સમજ્યા એ બધાયનો રોમરોમ વેત્તા અંશ પોતે હોઈ અંકુરરૂપે રહેલો છે.

तेही वेतावीत जतमत, सत इतउत करतार;
सो गति काहुसे न भाखेहु, रहे कबीर उर धार. ॥६१॥

આ ત્રણે લક્ષનો વેત્તા વિત્તયુક્ત અંકુરરૂપે રહેલો છે. આ અંકુરરૂપ વિત્તથીજ ચૌદલોકનું સાહિત્ય જતમત રહેલું છે. આજ વેત્તારૂપ અંકુરો સત્યરૂપ હોઈ આ બાજુના અણુરેણુથી લઈ બ્રહ્માંડભરના સઘળા ઘાટોના સંચાલક તરીકે કિરતાર છે એમ માનજો. આ પ્રમાણેની શ્રેષ્ઠ ગતિવાળી જાણ ધર્મદાસ સિવાય કોઈને સાહેબે કહી નથી. (આ સ્થાને કબીરસાહેબનો ધર્મદાસ પ્રત્યેનો ઉપદેશ પૂરો થાય છે. આથી વધારે આગળ દર્શાવનાર સમર્થકુવેર સ્વામીજી છે અને આ અંકુરથી આગળ કોઈની ગતિ નથી પહોંચી તેનો સંપૂર્ણ ખુલાસો હવેથી શરૂ થાય છે.)

खुदसें इत आवन गत, तेही सांप्रथ अंकुर;
फेरी पतिपे जावन रत, हजरत हालहजूर. ॥६२॥

સકર્તા સત્‌કૈવલથી ઉત્પન્ન થયેલાં અંશરૂપ અંકુરો તે સમર્થ હોઈ તેમણે જ ચૌદલોકને ચલિત કર્યા છે. જ્યારે કોઈ અંશ આ બાજુથી છૂટો પડે ત્યારે તે એકલો જ પતિને મળી શકે. આ સિવાય ચૌદલોકરૂપ સઘળી સમૃદ્ધિ જડ હોઈ નિશ્ચેતન છે. આ આરતયુક્ત અંશરૂપ અંકુરો દરેકે દરેક ઘાટમાં હાજરાહજૂર છે તેનો, હે ભગવતિજનો ! તમે નિશ્ચય કરજો. આ અંશમાં જે આરત છે તે આરત હજરતની હજૂરમાં પહોંચાડવાવાળી છે, પણ આ બાજુની વાસનાથી છૂટો પડશે અને તેને સદ્‌ગુરૂ મળશે તેમજ તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થશે ત્યારે જ આ અંકુરરૂપ અંશ હજરતની તહેનાતમાં હાજર થઈ શકશે.

सोही लख पख बिनु परमही, उत्क्रष्टी अजमाल;
निजपतिए जीने बकसेहु, तेही हुलावे हाल. ॥६३॥

આ પરમલક્ષની જાણ પક્ષ સિવાયની અતિ ઉત્કૃષ્ટ હોઈ ગુપ્ત છે જેને કોઈ જાણનાર નથી, પણ નિજ સકર્તા પતિએ જે મહદ્ પરમવિશેષ અંશને બક્ષિશ કરી છે તે જ આ મહદ્ સુજાણજાણના આનંદને માણે છે.

महद अंश विभूतिविद, निजपति कीये प्रथम;
स्त्रष्ट आद्य जेही जेष्ठही, तीनकु दीनेहु वाही गम. ॥६४॥

સકર્તા સત્‌કૈવલે પરમવિશેષ અંશને સંપૂર્ણ વિભૂતિયુક્ત પ્રથમ ઉતપન્ન કરેલો છે. આ મહદ્ અંશ સૃષ્ટિની આદ્યે સર્વ અંશોમાં જ્યેષ્ઠ અંશ હોઈ તેને જ આ બ્રહ્માંડભરની સઘળી ગમગતિ આપેલી છે. અર્થાત્ પક્ષ સિવાયનો જે ચૈતન્ય લક્ષ તેની સંપૂર્ણ સમજ આ પરમવિશેષ અંશ એકલાને જ આપેલી છે.

महाद अंशकु मतलवे, निजगम दीये उपदेश;
उतइत काही पोचावन, खुदका खरा संदेश. ॥६५॥

સકર્તા સત્‌કૈવલે પરમવિશેષ પરમઅંશને જે ઉપદેશ આપ્યો છે તેમાં તેમની ખૂબ મતલબ રહેલી છે. આ મતલબનો આશય ચૌદલોકાદિ સર્વ ભૂવનોમાં પતિનો આશય સમજાવી ભ્રમમાત્રનું નિવારણ કરશે એમ જાણી સમજીને પરમગુરૂ ભગવાન કરૂણાસાગરને આ બાજુ સંદેશો પહોંચાડવા મોકલ્યા છે.

**जीनकु व्यापत ना कछु, असूझ अंध अज्ञान;**

**सदासर्वदा उतइत, रहत अहोनिश ज्ञान. ॥६६॥**

પતિ તરફનો સજાણજાણરૂપ સંદેશો લઈ આવનાર પરમગુરૂ ભગવાન કરૂણાસાગર પોતે છે. તેમને જે ઘાટની જાતિમાં જરૂર જણાય ત્યાં ત્યાં તે તે ઘાટોમાં ફરવા છતાં અજાણપણું વા અંધઅજ્ઞાન વ્યાપી શકતું નથી. તેઓ પોતે આ લોક તથા પરલોકમાં વિચરવા છતાં તેમને સદાસર્વદા અહોરાત્રિ પોતાના પરમ સ્વરૂપનું જ્ઞાન રહે છે જ. કોઈ કાળે તેમનું પોતાનું મહદ્ પરમજ્ઞાન વિરામ પામી જતું નથી પણ તેમના પરમ સ્વરૂપમાં સર્વાંગે જાણ વસીને રહેલી જ છે અને તેઓ તેને જાણે છે.

**ओर सब अंश सामांनकी, अति अज्ञान अबुज;**

**अंधद्वंध गत सबनकी, उतइत कछु न सुज. ॥६७॥**

કૃપાળુ કરૂણેશ કહે છે કે મારા જ્યેષ્ઠ પરમવિશેષ અંશ સિવાય આ બાજુના સર્વ અંશો સામાન્ય છે અને તેઓ અંધઅજ્ઞાની હોઈ કોઈ જાતનો તોલ કરવાની તેમનામાં બૂજ નથી. વળી તેમના અંતઃકરણ અંધકારથી છવાયેલા હોઈ તેમની ગતિ ઝઘડાળુ છે; જેથી તેઓને આ બાજુ તથા તે બાજુની ખરી જાણ વિષે કંઈ સુઝ પડતી નથી.

**परमहंस जुगइश लहु, ओरले रहे फसाय;**

**ओर अल्पमति जीवनकी, तीनकी कुन चलाय. ॥६८॥**

અમો ઉપરની ચોપાઈમાં સામાન્ય જીવ વિષે જે વર્ણન કરી ગયા તેનાથી વિશેષ ગતિના પરમહંસની આધ લઈ અવતારી પુરૂષો જગતમાં શ્રેષ્ઠ તરીકે ઓળખાયા છે. પણ તેમની ગતિ વા યોગ્યતા ખૂબ બારીકાઈથી તપાસીએ ત્યારે આ બાજુનાં માનમર્તબાવાળાં આર્થિક સુખોમાં તેઓ લબ્ધાયેલા હોય એમ દેખાય છે; તો પછી અલ્પમતિના સામાન્ય જીવ જે ઘોર અંધકારમાં ફસાયેલા છે તેમની ગણતરી કોણ માત્ર છે !

**लोक चतुरदश त्यौं तसे, कोहु न लहत निजभेद;**

**जीनुं पथ आगहु इश्वर, परमहंस ओरु वेद. ॥६९॥**

આ પ્રમાણે સમસ્ત જગતમાં વિચાર કરી જોતાં પરમપદ વિષેનો નિજભેદ સમજી શક્યા હોય એમ જણાતુ નથી. આ પ્રમાણે પરમવસ્તુનો ભેદ નહી પામવાનું કારણ માત્ર આ જગતના આગવા જનો જે પરમહંસની આધ લઈ અવતારાદિપુરૂષો થયા તે છે. પોતે પરમપદનો લહાવો ન લીધો અને આશ્રિત જનોને આપ્યો પણ નહી; એટલે કે વેદની મર્યાદા વટી આગળ કોઈ જઈ શક્યા નહી. આ જ જગતને આગળ જતાં અટકાવનાર વેદની આધ લઈ અવતારો વગેરે છે એમ જાણવું.

बेहेहु लाहार सब तेहुनकी, अंध परमपर धोख;
तेहुते ना कोहु पाइया, शुद्ध कैवल पद मोख. ॥७०॥

જ્યારે અવતારાદિ ઈશ્વરો અને પરમહંસો તથા વેદોએ જગતને આગળ જતાં રોક્યું ત્યારે જગતના સર્વજનો ગાડરિયા પ્રવાહની માફક તેમની પાછળ ચાલવા લાગ્યા. આ આંધળું જગત આ જ પ્રમાણે આ લોકોથી પરંપરાથી ઠગાતું આવેલું હોઈ સજ્જડ ધોખો ખાધો છે. આ કારણને લીધે જગત પૈકી કોઈ પણ શુદ્ધ પરમ મોક્ષરૂપ કેવલકર્તા ને પામી શક્યા નથી.

एही अभिप्राय आय हम, कथहु ताय द्रिगज्ञान;
चौद तबक चकवे गति, करहु चराचर जहांन. ॥७१॥

જ્યારે જગતમાત્રના જીવ ઉપર પ્રમાણે પંરપરાથી મોટા પુરૂષોએ કરેલો ઉપદેશમાં વિશ્વાસ રાખીને રહ્યા ત્યારથી જ વિશ્વાસના ધોખામાં ફસાયેલા હોવાથી તેમને મુક્ત કરવા આ જગતમાં હું આવ્યો છું. આ મારૂં દીર્ઘ જ્ઞાન જગત માત્ર ધ્યાનપૂર્વક લક્ષમાં લેશે તો જરૂરથી કહું છું. કે હું તેમને મુક્ત કરીશ. વળી મારે આ બાજુ આવવાનો જે અભિપ્રાય છે તે જગતને તારવાનો છે. હું મારી પરમગતિએ કરીને ચૌદે તબક્કાઓમાં ચકવેપતિ છું; એથી જ ચરાચર જગતમાત્રને જાણ કરાવી તેમના ખરા પતિનું ઓળખાણ કરાવીશ.

श्रोता सकल ममोक्षहु, सुनहो सकल चित्त लाय;
भव उत्पन्न तन जीनुं कहु, स्थिर स्थावर जगमाय. ॥७२॥

સ્થાવર-જંગમથી લઈ જગતમાત્રનાં શરીરની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે, હે મોક્ષની ઈચ્છાવાળા સર્વ શ્રોતાજનો ! તમારી ચિત્તવૃત્તિને સ્થિર કરી સાંભળો.

ओरु इंद्रादिक सुरसर, अणु आद्येही इंड;

विविधी भात विस्तरहुं, पंचीकरण प्रचंड. ॥७३॥

અણુરેણુથી લઈને ઈંદ્રાદિક દેવપર્યંત મહીમંડઈડ સુધી વિધવિધ પ્રકારે વિશાળ પંચીકરણયુક્ત પ્રચંડ વિસ્તાર કરીને કહીશ.

अज इश्वर पंडित कवि, सरस्वती शारद शेष;

सो गति अति हम बरनहु, तीनको जहां न प्रवेश. ॥७४॥

બ્રહ્મા, ઈશ્વર, પંડિત, કવિ, સરસ્વતી, શારદા અને શેષજી જેવા સમર્થ પુરૂષોની ગતિ લેશમાત્રજે પદમાં પહોંચી નથી તે પદ તેમના જાણવામા હકબંધ રહી ગયું છે. આમ જે પદ જાણવામાં રહી ગયું છે તે પદની મહાગતિનું અતિ વર્ણન કરૂં છું તે સાંભળજો.

खुद खावन कैवलकुल, जीनुं अंश जीव जहांन;

आयेहु प्रथु उतसे इत, धरी तन तीलक शिरांन. ॥७५॥

જેનું કુળ કૈવલ છે એવા ખુદખાવનના અંશો જગતભરમાં વસેલા છે. આ અંશો પ્રથમ પતિને ત્યાંથી આ બાજુ આવ્યા ત્યારે આ બધાય અંશો અંકુરરૂપ તિલક માથે ધારણ કરીને જે તે ઘાટોમાં પ્રવેશ કરી આ બાજુ આવ્યા છે.

तेही तीलक निज नरणवुं, बरनवुं करता संबंध;

जेही लक्षसेही जीव आयेहु, तेही लक्षसेही तनुबंध. ॥७६॥

મહાન સમર્થ પરમગુરૂદેવ કહે છે કે આ તિલકનો નિર્ણય બતાવું છું. આ તિલકનો સંબંધ સકર્તા સત્‌કૈવલ સાથે છે. અંશનું પોતાનું સ્વરૂપ જાણરૂપ છે, આ જાણ એ જ અંશની લક્ષણા છે. આ જાણવાળી જે લક્ષણા તેમાં આરત દેખાય છે. આ આરત આ બાજુ આવતાં પ્રથમ તેને પરમકારણદેહ પ્રપાત્ થયો. તે દેહમાં દેહરૂપ થઈ ગઈ અર્થાત્ જે આરત અંશને પતિ તરફ રાખવાવાળી હતી તેજ આરત દેહના બંધનવાળી થઈ. જેથી હવે આ શરીરોના બંધનમાંથી આરત છૂટી પડે તોજ પતિ તરફ જઈ શકે તેમ છે.

निजपति-सेंही जबी विलसेहु, रती अंकुर अणी भेस;

तेही कारण तनु परमही, विखरेहु विश्व विदेश. ॥७७॥

જ્યારે નિજપતિથી અંશો આ બાજુ વિલાસ કરવા આવ્યા ત્યારે અંશોને રતિયુક્ત અંકુરવાળો અણિવાળો ભેખ આપીને મોકલ્યા છે. આ આવેલા અંશોએ પ્રથમ પરમ કારણ-દેહમાં સ્થાન લીધું ત્યારથી જ તે બંધનવશ થયા છે; જોકે પરમકારણ-દેહની દશા મુક્તરૂપ છે પણ ધીમે ધીમે આવરણ આવતાં નીચેના ચાર દેહનું વળગણ થતું ગયું. આ દેહને લીધે અંશો પતિથી જુદા પડી વિદેશમાં વિખરાઈ ગયા છે.

मलिन आद्य शुभ सुरलहु, खांण चतुर करमीर;

विविधी भात जीत त़ीत जीव, कोउ कोहु धरे शरीर. ॥७८॥

જ્યારે રતિયુક્ત અંકુરવાળા ઘરનો અંશોએ આવીને ભેખ લીધો (વિજાતી દેહોની પ્રીતી કરી) ત્યારથી જ અંશની દૃષ્ટિ અધોમુખ થઈ છે, આ કારણને લીધે મલિન યોનિના ચતુરખાણના જીવથી લઈને દેવતાઈ શરીરો સુધીના ઘાટોમાં વિધવિધ પ્રકારનાં કર્મ કરી જ્યાં ત્યાં આ બધાય જીવો આ બાજુ અને તે બાજુ ભટકતા થયા અને તે તે ઘાટોમાં આનંદ માનવા લાગ્યા.

तरण आद्य ओरु कीट अज, रज तज सजे जुस वेख;

सर्व तनु पर निजपतिनके, चीन दीन अणी रेख. ॥७९॥

રજતજ તથા તૃણની આધ લઈ કીટથી શિવ, બ્રહ્મા અને વિષ્ણુ સુધીના સર્વ ઘાટોનો વેશ જુસ્સાથી ભરપૂર છે. આ બધાંય શરીરો ઉપર સકર્તા પતિના સિક્કા તરીકે અણિયાળી રેખ મારેલી છે.

चीन भाल अणीअग्र जेह, निज धरका फुरमान;

सकल अंश तीतसे इत, लायेहु सधर प्रमान. ॥८०॥

જગતભરના સર્વ અંશો જ્યારે આ બાજુ આવ્યા ત્યારે સકર્તા પતિના ફરમાન મુજબ ચિહ્ન તરીકે અણિયાળું ભાલતિલક લઈને આવ્યા છે.

सोही घर सधर प्रमानगी, वानगी बिनु न रेख;

तेही घट घट दर्शावहु, जबी हम पुरुष अलेख. ॥८१॥

સકર્તા પતિના ઘેરથી ભાલતિલકરૂપ સધર પરવાનો સર્વ અંશોને આપેલો હોઈ રેખમાત્ર કોઈપણ અંશને બાકી રાખ્યો નથી. આ સધર પરવાનગીરૂપ તિલક ચૌદલોકના સર્વ ઘાટોના ઘટેઘટમાં દર્શાવવું એ કોઈ અલેખ પુરૂષ સિવાય બની શકે તેમ નથી.

अंग तीलक चिंतामणि, अणीअग्र जेही अंक;
शिर धरके जीव जीततीत, पति पखे फरत निशंक. ॥८२॥

ઉપર મુજબ તિલકરૂપ અંગનું જે વર્ણન કર્યું છે તેને જ તમો ચિંતામણીરૂપ સમજજો. આ અણીઅગ્રવાળું નિશાન પતિપક્ષવાળા જીવમાત્ર માથે ધારણ કરીને નિઃશંકપણે આ લોક અને પરલોકમાં ફરે તોપણ તેને કોઈ જાતની હરકત નડશે નહિ; અર્થાત્ આ લોકમાં અને પરલોકમાં ફરવા જિંદગી હયાત રાખશો ત્યાંસુધી પરમ આનંદનો અનુભવ વિધ વિધ પ્રકારે માણવાનો મળશે. ઉપરાન્ત જિંદગીના છેવટે પરમગતિરૂપ મોક્ષ થશે પણ આ તિલકના મૂળ ખરા સ્વરૂપને સમજશો ત્યારે જ.

सो निजपतिसे बगारकर, गुनेगार जीव होय;
खानपान जीनु जेही, सरखुं न पोखे सोय. ॥८३॥

ઉપર પ્રમાણે સર્વ જીવો ભાલ-તિલકનો પરવાનો લઈ પાંચમાં પરમકારણ દેહમાં પ્રવેશી અનેક યુગ વહી ગયા ત્યાંસુધી નિઃશંકપણે યથાયોગ્ય વિચરતા હતા. આમ વિચરતાં લાંબા કાળે નીચેના દેહનું આવરણ આવતું ગયું. જેમ પાણી ઉપર ધીમે ધીમે લીલ થઈ પાણીને ઢાંકે છે. તથા અગ્નિ ઉપર ધીમે ધીમે રાખોડી ઉત્પન્ન થઈ અગ્નિને ઢાંકી દે છે, તથા નિર્મળ આકાશ ધીમે ધીમે વાદળથી ઢંકાય છે. તેમ અને તેવી જ રીતે નીચેનાં આવરણોને લીધે અંશની સુજાણજાણ ધીમે ધીમે વિરામ પામતી ગઈ; એટલે આરતયુક્ત અણિવાળા અંકુરરૂપ ભાલ-તિલકની જાણ બુઝાઈ ગઈ. જેમ જેમ આ જાણ બુઝાતી ગઈ તેમ તેમ જીવોમાં બેપરવા વધતી ગઈ; આ કારણને લીધે ત્યારથી જ પતિનો વિયોગ થયો. આ વિયોગ એ જ પતિ સાથેના બગાડનું કારણ છે. વળી જીવમાત્રની ગુનેગારી તે પણ ત્યારથી જ થઈ. આ પ્રમાણે ઉપરનાં કારણોને લીધે કોઈપણ જીવને ખાનપાન વિષેનું સમતોલ પોષણ પતિ તરફથી ન મળ્યું અને મેળવવાની જાણ પણ રહી નહિ. ત્યારથી ઘાટરૂપ કેદખાનામાં અનંત કલ્પથી ભટકતા થયા છે.

आप आपने अवगुण सबे, भुगतत सुखदुख संच;
निजपति तखतकी ताडना, कोउकु कछु न रंच. ॥८४॥

જ્યારે સર્વ અંશો તિલકરૂપ ચિંતામણિની જાણને ભૂલ્યા અને દેહમાં દેહવશ થયા ત્યારથી અધોમુખ વાસના ઉદભવી. આ વાસનાની તૃપ્તિ અર્થે વિધવિધ પ્રકારનાં કર્મ કરવા લાગ્યા. આ ગુણ-અવગુણવાળા કર્મબળે કરી સર્વ અંશો પોતપોતાના પાપપુણ્યના ભાગીદાર થયા. આ પ્રમાણે પાપપુણ્યના સંગ્રહને લીધે જન્મમરણનાં વિધવિધ દુઃખો ભોગવે છે. આ જન્મમરણની આધ લઈ સુખદુઃખ ભોગવવાની શિક્ષા રંચમાત્ર પતિ તરફથી નથી; માત્ર જીવે સ્વયં ખરીદેલા છે.

निज क्रत वृत सब जहांनही, ज्ञान विना गमगोय;
तब लगी जीव न पावही, खुद पति गति न कोय. ॥८५॥

જગતભરના સર્વ જીવો જે પ્રમાણે કર્મ કરે છે તે તે કર્મ પ્રમાણે દેહની વાસના બંધાય છે. આ વાસના તે જીવના નિજકૃતરૂપ છે. આ કૃતરૂપ વાસનાથી તેવી જ વૃત્તિ સ્ફુરે છે અને જેતે વાસના પ્રમાણે જગતમાત્ર વર્તન રાખે છે. અહો ! અંશ તો પતિનો છે પણ જ્ઞાનની ગમ સિવાય વાસનામાં ગુમ થઈ ગયો. આ પ્રમાણે અંશ જ્યાંસુધી વાસનામાં તલ્લીન છે ત્યાંસુધી કોઈ પણ અંશ ખુદપતિની ગતિને પ્રાપ્ત કરી શકશે નહિ.

पण शिर अंक प्रतापसु, खुदसें खरा करार;
महाद मोक्ष नहि गुरु विना, ओरु पोखत तनु आहार. ॥८६॥

જ્યારે સકર્તા પતિએ સર્વ અંશો ઉત્પન્ન કર્યા ત્યારે મહાન પ્રતાપવાળું ચિંતામણિરૂપ ભાલતિલક જે સર્વ સમૃદ્ધિના ભંડારરૂપ હતું. તે સર્વ અંશોને પતિએ બક્ષિસ કર્યું; તે સમય સર્વ અંશોને સંબોધી કહેલું કે જો મને પુનઃ મળવું હોય તો આ તિલકની જાણને ભૂલી જશો નહિ. જ્યાંસૂધી આ જાણને નહિ ભૂલો ત્યાંસુધી હું તમારી પાસે છું. આ જાણ પતિ પાછી ન લે એવો પતિનો સજ્જડ કરાર છે. આમ કરાર હતો પણ જીવોએ પોતેજ પોતાની મેળે ગુમ કર્યો. એટલે કે એ વાતરૂપ મુદ્દાને ભૂલી ગયા, એટલે પરમગતિનો પરમમોક્ષ આપનાર આ બાજુ કોઈ રહ્યું નહિ. હવે તો મહદ્ મોક્ષ પરમગુરૂ સિવાય મેળવી શકાય તેમ નથી. વળી અંશનાં ખાનપાન ક્યા અને ક્યાં છે તે ગુરૂદ્વારા પ્રાપ્ત ન કરી શકીએ ત્યાંસુધી પરમપદની આશા રાખવી તે વ્યર્થ છે.

खुद घर गम धर जा दिनके, तोपे वदित वचन;

नारणदास धन्य तुज गति, रति मोपे तनमन. ॥८७॥

ભગવાન કરૂણાસાગર પોતાના શિષ્યોના સમૂહમાં પરમ સકર્તાના ઘરની ગુપ્ત ગમગતિ જે પ્રથમથીજ સર્વ અંશોને આપી હતી તે તમામ અંશો ભૂલી જવાથી તેમને ફરીથી સમજાવતા હતા, તે વખતે આ બધાય શિષ્ય-સમૂહમાં નારણદાસ શ્રેષ્ઠ ગતિના હોઈ પતિ મેળવવાના વિરહમાં તપતા હોય એમ દેખાયું. વળી નારણદાસનાં આરતયુક્ત તનમન પરમગુરૂથી ક્ષણમાત્ર જુદા નથી એમ ગુરૂને વિશ્વાસ આવ્યો, આથી નારણદાસ ઉપર અતિ કરૂણા લાવીને નીચે પ્રમાણે પોતાના પરમ ઉદ્ગારો કહેતા હતા.

१९धरमदास गडबांदुके, जैथे कबीर हजुर;

तेसेही तुज नारण चित, मम चरनन चकचुर. ॥८८॥

જેમ બાંદુગઢના રહીશ ધર્મદાસ કબીર સાહેબની તહેનાતમાં રહેતા હતા તેવી જ રીતે હે નારણદાસ! તારૂં ચિત્ત મારા ચરણમાં ચકચૂર છે.

नारणदास तोइ नरणवी, देखेहु निज अधिकार;

स्वप्नांतर अंतर नहि, मम चितवन एकतार. ॥८९॥

હે નારણદાસ! તારા વિષે નિર્ણય કરતાં મને સમજાયું કે તું સર્વથા નિજ વસ્તુનો અધિકારી છે કારણ કે મારા ચિંતવનમાં સર્વદા એકતાર હોઈ સ્વપ્નાન્તરે જુદો નથી.

नारणदास धन्य तुम समो, जुगमे प्रीय न कोय;

जबीत प्रतीत गति परमकी, कहन आयेहु मम तोय. ॥९०॥

હે નારણદાસ ! તારી ગતિને ધન્ય છે. ! તારા જેવો જગતભરમાં મને કોઈ પ્રિય નથી, કારણ કે તારી ગતિ પરમવસ્તુ ઉપર સર્વથા પ્રીતિવાળી છે એમ જાણીને હું તને કહેવા આવ્યો છું.

ओर सकल निज संतही, मम चरनन जीनुं चाय;

एही लक्ष तीनही बतावहु, अति अंतर उर लाय. ॥९१॥

મારા સર્વ સંતમંડળમાંના જે જે સંતજનોના ચિત્ત મારા ચરણની ચાહના કરે છે તે તે તમામને મારા વિશાળ ઉરમાં લઈને હુ આ લક્ષની જાણ જણાવીશ.

नारणदास निज तीलकके, मर्म बतावहु तोय;
ओरु निजपति गति गावहु, तोपे रखु न कोय. ॥९२॥

હે નારણદાસ ! તને હું આ તિલકનો મર્મ બતાવું છું તથા તે ઉપરાંત નિજ સકર્તા પતિનાં ગુણગાન એવાં તો ગાઈ બતાવીશ કે તારા આગળ એક પણ વસ્તુ અજાણી રહેશે નહિ.

जेही निजपति गति अति कहुं, महेरबान होइ तोय;
तेही गति ओरपे न बक्षही, सोगन सत तुज मोय. ॥९३॥

હે નારણદાસ ! સકર્તા સત્કૈવલની જે મહદ્ગતિરૂપ તિલક તે તારા ઉપર અતિ મહેર લાવીને સમજાવું છું. આ વિષે તને મારા સો ગણા સોગનપૂર્વક કહું છું કે આપેલી ગતિ તું કોઈ આગળ બક્ષિસ કરીશ નહિ.

हम बक्षी गति तोहीनकु, तोहीका तोही उर राख;
देखेहु निज अधिकारी कोहो, तेही जनको मम दाख. ॥९४॥

અમારી પરમ કરૂણા વડે તને જે ગતિ બક્ષિસ કરી છે તે તું તારા ઉરમાં રાખજે. કદાચ તારા ધર્મોપદેશના પરિવર્તનમાં આ નિજ વસ્તુને મેળવી શકે એવા કોઈ અધિકારી જોવામાં વા જાણવામાં આવે તો આ ભગવતિજનને મારો સાક્ષાત્કાર કરાવજે એટલે કે મારા શુદ્ધ સ્વરૂપને સમજાવજે. જ્યારે આ ભગવતિજન મારા સ્વરૂપને સમજશે ત્યારે હું. અંતરિક્ષથી તેના અંતરપટમાં જ્ઞાનરૂપ જાણનું પોષણ કરીશ. એ પ્રમાણે મને સમજવાનો હેતુ આ ભગવતિજનને પ્રાપ્ત થશે.

चहेहो लक्ष एही जेही जन, तेही मुजपे मुगताय;
महाद मोक्षगति मुज विना, ओरसें नहि बकसाय. ॥९५॥

અહો ! હે ભગવતિજનો ! આ પરમલક્ષને જે જે જનો ચાહતા હોય તે તે તમામ મારા મૂળ સ્વરૂપને સમજશે ત્યારે જ મારાથી તેમની મુક્તિ થશે. કારણ કે મહદ્મોક્ષની પરમગતિ મારા સ્વરૂપ સિવાય અન્ય કોઈ બક્ષિશ કરી શકે તેમ નથી, માટે મારૂં અંતરસ્વરૂપ ઓળખવાની તાલાવેલી તમોને લાગવી જોઈએ.

एही नफा मुज मीलनका, दरसवुं निज करतार;

सदेही अधिक मुदा मुजथकी, पावही पद अधिकार. ॥९६॥

પરમ દયાળુ ગુરૂદેવ કહે છે કે અત્યારે મારો આ દેહ પ્રત્યક્ષ છે જેથી તમોને સમજાવતાં વાર લાગશે નહિ. જ્યારે આ દેહ નહિ હોય ત્યારે મને શોધતાં ઘણી મુશ્કેલીઓ નડશે. વળી મહાન મોક્ષ અને સકર્તા સત્કેવલનો મેળાપ, આ બન્ને મુદ્દાઓ મારા સદેહ-સ્વરૂપ વડે તમોને જલદી પ્રાપ્ત થશે. અત્યારે હું પ્રત્યક્ષ છું એટલે મારા સ્વરૂપ સંબંધી કંઈ પણ શોધખોળ કરવાની રહેશે નહિ, એ પ્રત્યક્ષ નફો છે; માટે આ તક ગુમાવશો નહિ.

हम जेही गति निज तुज देही, अजर अमर घर तंत;

उपनी सृष्टि जीनु अब लगी, ना कही जुग पर जंत. ॥९७॥

હે નારણદાસ ! મેં નિજગતિરૂપ મુદ્દો તને આપ્યો અને તે વિષે તને સમજણ પણ ખૂબ આપી છે. આ વસ્તુ અજરામર ઘરના મુદ્દારૂપ છે. જગત રચાયું ત્યારથી અત્યાર સુધી કોઈ પણ આ વસ્તુનો પ્રકાશ કરી શક્યું નથી. ક્યાંથી કરે ! જાણકાર હોય ત્યારેને !

एही तन धर एक तुज कह्या, परमहंस ओरु दोय;

कंचित तेही अधिकारीथे, पण समजणके सोय. ॥९८॥

પરમ ગુરૂદેવ કહે છે કે આ ભૌતિક શરીર ધારણ કરીને, હે નારણદાસ ! આ અજરામર ઘરનું વિત્ત તને સમજાવ્યું અને બે વિદ્વાન પરમહંસ અચાનક મારે દ્વારે આવી ચઢેલા તેમની સાથે વાટાઘાટ આ ધ્યાન સંબંધી ખૂબ થયેલી, તેવા પ્રસંગે મેં તેમને કહેલું; જો કે અધિકારીની શ્રેણિમાં તે કિંચિત્માત્ર હતા પણ સમજણમાં વિશાળ બુદ્ધિના હતા એથી મેં તેમને ઉપદેશ કરેલો છે.

बाई चतुरथी अचरत, ब्रह्मजोन तनु जेह;

तीनु गतिरति मम चरनन, स्पप्नेहु नहि संदेह. ॥९९॥

એક અચરત નામની બાઈ દયાળુ સર્જનહારની ખોજમાં વિહ્વળ હતાં, તેમને મારો સહવાસ થતાં તેમણે તેમની ગતિયુક્ત આરત સ્વપ્નાંતરે સંદેહ રાખ્યા સિવાય મારા ચરણમાં અર્પણ કરેલી; આ બાઈની અતિ આરત જોઈ મેં તેમને અજરામર પરમલક્ષનો બોધ આપેલો. (આ બાઈનું શરીર બ્રાહ્મણ-કુળમાં ઉત્પન્ન થયેલું હતું અને તે સારસામાં રહેતાં હતાં.)

रहेणी रचीत चीत जतमत, तजी कुल ध्रढ समशेर;

लोक चतुर्दश तृणवत, डारेहु मम शिर फेर. ॥१००॥

આ બાઈ રહેણી પાળવામાં સંપૂર્ણ રચીપચી ગયેલાં હતાં, એ કારણને લીધે તેમણે તેમની બ્રહ્મકુળની સઘળી મર્યાદા દઢતાપૂર્વક તજી દઈને જ્ઞાનરૂપ સમશેર ધારણ કરી હતી. આ જ્ઞાનરૂપ સમશેર વડે ચતુર્દશ લોકનાં સુખ સજાણજાણરૂપ સ્વરૂપના બદલામાં તેમણે તૃણવત્ ગણી ફેંકી દીધાં.

एक अखंड वृत्ति मुज विषे, तजी सकल कृत कहेर;

स्हेज स्वाभाविक शुद्ध चित्ते, ओर काहुसु नहि वेर. ॥१०१॥

જે આશા-તૃષ્ણા વિધવિધ કર્મ કરાવે છે તે કર્મ જે જુલમ વર્તાવનારાં છે, એટલે કે જન્મમરણના ફાંદામાં ફસાવનારા છે; આ પ્રમાણે અચરત સમજ્યાં એટલે કર્મમાત્રનો ત્યાગ કરી મારા વિષે અખંડ વૃત્તિ રાખીને સહેજાસહેજ સ્વભાવે શુદ્ધ ચિત્ત વડે કોઈ સાથે વેરવર્ગ રાખ્યા સિવાય દેહ હોવા છતાં વિદેહરૂપે જીવન ગુજારેલું છે.

जबी निज लक्ष हम तीनु दीया, देखेहु निज अधिकार;

गुपत कहीथी सो अब कही, नारणदास तोही झार. ॥१०२॥

ઉપર પ્રમાણે અચરતના પરમ હેતને લીધે તથા તેમનામાં સંપૂર્ણ અધિકાર જોયો એ કારણને લીધે મારા નિજલક્ષનું પરમહાર્દ અચરતને આપ્યું છે. હે નારણદાસ ! જે લક્ષ ગુપ્ત કહ્યો હતો તે લક્ષ આ અચરતને આપ્યો છે એમ જાણજો.

जबी हम कहत तुजे सुन, अति आग्रह देई कील;

कहेना नहि एही काहुनसें, राखी रहेहु सत सील. ॥१०३॥

હે નારણદાસ ! હું તને કહું છું તે તું સાંભળ. અતિ આગ્રહપૂર્વક તારી સાથે કરાર કરૂ છું કે તું મારો આપેલો પરમલક્ષ ગુપ્ત રાખજે. આ લક્ષ એ મારૂં હાર્દ છે, તેને તું તારા હૃદયરૂપ કમળમાં સત્યરૂપ સીલ મારી રાખી મુકજે.

जो गत हम तुमसें कही, ओरु तुम ओरसे केह;

कुन अधिक महातम मम, धरी आवनकु देह. ॥१०४॥

હે નારણદાસ ! જે પરમગતિ મેં તને કહીને સમજાવી છે તે જ પરમગતિ તું બીજાને કહે અગર બીજાને બારોબાર આપી દે તો મારૂં આ મનુષ્યદેહ ધારણ કરીને આવવાનું માહાત્મ્ય શું રહે છે ? માટે સર્વથા જગતના શ્રેષ્ઠ અધિકારીઓને મારા તરફ મોકલજે. હું તેમને ગતિ આપી વિકાસ કરી આપીશ.

अब समजेहु संक्षेपमे, मम उर आशे अंत;
लाख शीखनकी शीख एह, कोउक्‌ु दीये न तंत. ॥१०५॥

હે નારણદાસ ! હવે હું ટુંકામાં અને સંક્ષેપમાં મારા ઉરનો આશય શું છે તે કહું છું. લાખ વાતની એક વાત કહું છું અને તે એ છે કે મેં તને મારા હાર્દરૂપ જે લક્ષ સમજાવ્યો તે તું કોઈને આપીશ નહિ.

एही आगे गति बरनहु, ओरु निजपति कृत वेत;
अब तो कहु निज तिलककी, सुण नारण धरी हेत. ॥१०६॥

હે સર્વ અંશો ! મારા હાર્દરૂપ પરમગતિ જેને હું ગુપ્ત રાખવાની કહું છું તે તથા નિજ સકર્તાપતિના કૃત માત્રના વેત્તા જે ભગવાન કરૂણાસાગર કહે છે કે આ બધાનો નિર્ણય આ ગ્રંથમાં આગળ કહીશ પણ અત્યારે તો નિજ તિલક સંબંધી પૂર્ણ ખુલાસો કરૂં છું તે, હે નારણદાસ ! હેત લાવીને સાંભળ.

एही सतसंग तुज मुज तणो, नारण रखी चुपचाप;
अब बहु वचन प्रभाविक, पंडित ज्ञानी समाप. ॥१०७॥

હે નારણદાસ ! તારા અને મારા વચ્ચે અત્યાર સુધી જે સત્સંગ થયો તે તારા જાણરૂપ કમળમાં ચૂપચાપ રાખી મૂકજો. હવે પંડિતો તથા જ્ઞાનીઓની માન્યતા સમાપ્ત થાય એવા પ્રભાવશાળી વચનો કહું છું તે તમે સાંભળો !

तेही पण सुने सनमुख रही, अति अंतर रत लाय;
गुप्त ग्रंथ गत खुदनकी, केहं कुवेर समजाय. ॥१०८॥

હે જ્ઞાનીઓ તથા પંડિતો ! હું કહું છું તે મારી સન્મુખ તમારા અંતરમાં અતિ આરત લાવીને સાંભળો. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ખુદ ખાવનની જે ગતિ ગુપ્ત રહી છે તે આ ગ્રંથમાં સંપૂર્ણ રીતે સમજાવીશ.

# સ્થાવરતિલક-ચિંતામણિ

## કંદ-૨

### चोपाइ

जेही निज तिलक भाल गति तंतु, धरे तन शिर जेतनेही जीवजंतु;
सुनहो संत पंडित तेही मरमु, कहुं जेही अरथ तुरत जाय भरमु. ॥१॥

મહાન સમર્થ પરમગુરૂદેવ કહે છે કે જે તિલકનું વર્ણન હું કરૂં છું તે તિલક ચૈતન્ય-અંશને સ્પર્શીને રહેલું છે. એથી જ આ તિલકને નિજતિલક તરીકે સંબોધ્યું છે. આ તિલક જીવજંતુમાત્રને માથે ધારણ કરેલાં જ છે. આ વાત નવિન કે કૃત્રિમ ગોઠવેલી નથી. આ વિષેનો સરસ સમજાય એવો જે ખુલાસાવાળો મર્મ કહું છું. તે, હે પંડિતો તથા સંતજનો સાંભળો. ! આ મર્મ સાંભળતાની સાથે જ તમામ પ્રકારના ભ્રમનું નિવારણ થશે.

नाम रुप गुन जीवतन जेते, अचर चराचर जलथल ते ते;
तिलक भाल सर्व शिर अधिकारा, सूक्ष्म स्थूल कुल अणी आकारा. ॥२॥

જડજાતિના જીવ તથા પૃથ્વીની અંદરના જીવની આધ લઈ સ્થાવર-જંગમના તમામ જીવમાત્રનાં શરીરો તિલકરૂપ સકર્તા સર્જનહારે સર્જેલાં હોઈ એક પણ ઘાટ તિલક સિવાયનો નથી. વળી સ્થૂલથી લઈ સૂક્ષ્મ પર્યંત, નામ, રૂપ અને ગુણ જ્યાં સુધી પહોંચે છે ત્યાંસુધીનાં સર્વ શરીરો અણિયાળાં હોઈ ભાલતિલકરૂપ છે.

धांन सकल सर्व तरणही सारे, पत्र सर्वही तीनु अणी आकारे;
भार अढार वनस्पति जाती, अणीअग्रे तेहुनकी सर्व पाती. ॥३॥

અનાજ, તૃણ અને તેનાં પત્રો અણી-આકૃતિવાળાં હોઈ અઢારેલક્ષ સ્થાવરજાતિનાં પાંદડાં અણિયાળાં છે.

केतेकतु कंटक अणियारे, केतेकतु अनि फलफुलही धारे;
केतेकतु काकर अनि भाला, डाल मूल सर्व पेढ विशाला. ॥४॥

સ્થાવરજાતિના પેટા-વિભાગ પૈકી કેટલાકને કાંટાં તથા ફળફૂલ અણિયાવાં હોઈ કેટલાકને ફળ પણ ધારવાળાં હોય છે, તો કેટલાંક વૃક્ષોની ત્વચાએ ભાલાની માફક કાકર હોય છે; તેમજ ડાળ, મૂળ અને પેઢ, વિશાળ હોવા છતાં અણિયાળાં હોય છે. આ વિષે ધ્યાનપૂર્વક જોજો.

**केतेकक्‍ु अनि सहु साज सकुला, केतेकक्‍ु शाखाही अनि मूला;**

**केतीक वेल अनि नहर नहरकु, पकर लेत सर्व गीरे तरुवरकु. ॥५॥**

વૃક્ષની કેટલીક જાતિ સર્વાંગ અણીવાળી હોય છે, કેટલીક શાખાઓ તથા મૂળ અણિયાળાં હોય છે, કેટલીક વેલી-જાતિ અણિયાળી હોય જેની ગાંઠે ગાંઠે નહોર નાખે છે તે પણ અણિયાળા હોઈ વૃક્ષ ઉપર ચઢતાં પડી ન જવાય તેથી આ નહોર પકડી રાખે છે તે પણ અણિયાળા છે.

**केतीक पत्रफुल अनि डीरा, केतीकक्‍ु अनी सकल शरीरा;**

**द्रख्त सकलके बीजग तीन आदु, लहो तेही परख वरखकी अनादु. ॥६॥**

કેટલીક સ્થાવરજાતિને પત્ર તથા ફૂલ અણિયાળાં હોય છે, તથા કેટલીક વેલી-જાતિ સર્વાંગ અણિવાળી હોય છે. સર્વ વૃક્ષોનાં બીજ આદિ-અનાદિથી અણિયાળાં હોઈ અંદર રહેલી સર્વ રચના અણીઅગ્રવાળી હોઈ સમાઈને રહેલી છે.

**बीजग अनाद आद्य अंकुरा, उदित प्रथम अणीकार त्रसुरा;**

**कोइ अंकुर बेडग गति दरशे, पण नीकसत अनी बीज निज धरसे. ॥७॥**

બીજમાત્ર અનાદિનાં હોઈ અંદરથી નીકળતા અંકુરને આદિ ગણ્યું છે. જ્યારે પ્રથમ ઊગે છે ત્યારે અણિયાળું હોઈ ત્રિશૂલ-આકૃતિવાળું દેખાય છે. કોઈ અંકુર ઊગતી વખતે બેડોળ હોય છે, પણ પ્રથમ બીજની અંદરથી નીકળતાં અણિયાળું હોય છે.

**भाल-तिलक लक्ष सर्व तरु उगही, आद्य अंत अणीसार जुगजुगही;**

**वनस्पति गत एही अनुसारा, तिलक भाल अंक सर्व तनु धारा. ॥८॥**

આ સર્વ વનસ્પતિ જે ઊગે છે તેની લક્ષણા ભાલતિલકરૂપ હોય એવી દેખાય છે. આ આદિથી અંત સુધી યુગોના યુગ વહી જાય તોપણ અણિયાળી જ રહે છે. આ પ્રમાણે વનસ્પતિમાત્રની ગતિ હોઈ વનસ્પતિનાં સર્વ શરીરો આ તિલકરૂપ ગતિને ધારણ કરીને રહેલાં હોય એમ દેખાય છે.

थीर थावर तरुवर गत पेखी, बिनु अनीअग्र आकार न देखी;

ओरु थावर परवत जमी जेता, भाल-तिलक सम अग्रही नेता. ॥९॥

અઢારલક્ષ સ્થાવરજાતિની ગતિ તપાસતાં અણિઅગ્રના આકાર સિવાયની દેખાતી નથી. વળી વિધવિધ પ્રકારના પર્વતો તે પણ ભાલતિલકની આકૃતિવાળા છે.

कमल नाभ पृथ्वी आद्यही नीकसे, अति अलंकार भाल विनु विकसे;

विकसत कलीदल कमल सलुने, सघरी पंख अनि तिलक नमुने. ॥१०॥

કહેવાય છે કે પૃથ્વીની આદ્યે વેદનારાયણની નાભિમાંથી કમળનો દાંડો સ્ફુરી નીકળ્યો. આ દાંડાને શિખરે કમળ છે. આ કમળ જ્યાંસુધી વિકસિત નથી થયું, ત્યાંસુધી અણીઅગ્રનો અલંકાર દેખાતો નથી; પણ જ્યારે કમળ વિકસિત થાય છે ત્યારે આ કમળની દરેકે દરેક પાંખડી અતિ સુંદર હોઈ ભાલતિલકના નમુનારૂપ દેખાય છે.

सकल अचर गत एही अनुपा, भालतिलक अनिअग्र स्वरुपा;

कही गति तिलक अचर शिर जेती, केहं कुवेर अब चर शिर तेती. ॥११॥

સર્વ સ્થાવરની ગતિ અનુપમ હોય તેનું સ્વરૂપ અણિઅગ્રવાળા ભાલતિલકરૂપ છે. ઉપર પ્રમાણે સ્થાવરજાતિને માથે જે ભાલતિલક છે તેની ગતિ સમજાવી. સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે હવે પછી જંગમજાતિનાં તિલક વિષે વર્ણન કરૂં છું તે નીચે પ્રમાણે.



# જંગમતિલક-ચિંતામણિ

## કંદ-૩

### चोपाइ

चर ब्रह्मा चतुरानन जेही, शंभु सत्वगुन आद्य सबेही;
तेहुनके अरघ वरग तन जगता, अैंसी लक्ष चौलक्ष विवगता. ॥१॥

જંગમજાતિના શિવ, બ્રહ્મા અને વિષ્ણુ, આ આદિગુણરૂપ પુરૂષોના અર્કવડે તત્વોની પોખણી પ્રમાણે જગતભરનાં શરીરો બંધાયેલાં હોઈ વિદ્વાનોએ ઘાટોના ચોરાસી લક્ષ પ્રકારના વર્ગ પાડ્યા છે.

अवन-लोक सुरलोक गगनही, विविधी भात त्रेहे त्रेहेके तनही;
त्रिगुण अरघ जग विगत विभागा, जेही जीनसे उत्पन्न कहुं रागा. ॥२॥

પૃથ્વી ઉપર વસતા જંગમ આદિ લોકો તથા દેવતાઈ ભુવનોમાં રહેનારા દેવલોકો તથા ગગનમંડળમાં રહેનાર જીવમાત્ર વિધવિધ ભાતનાં શરીરોવાળા હોઈ તરેહ તરેહ પ્રકારના દેખાય છે; પરંતુ આ બધાનાં ઘાટરૂપ શરીરો ગુણના અર્કવડે બંધાયાં છે, તેમાં જે જે ગુણથી જે જે ઉત્પન્ન થયું તેનો અનુરાગ તે તે ગુણ સાથે રહેલો છે. આ વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો.

शब्द स्पर्श रुप रस ओरु गंधा, पंचतत्व सहितम शिव धंधा;
इंद्री साज दश अज उत्पानी, पृथक् पृथक् पिंदमांही रचानी. ॥३॥

શિવજીના તમોગુણરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તથા પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ થયેલા છે, તેમજ રજોગુણરૂપ બ્રહ્માજીના અર્કથી દશ ઈંદ્રિયો થયેલી હોઈ આ શરીરમાં પૃથક્ પૃથક્ ગોઠવાયેલી છે.

ओरु विष्नुके अंतसकरण चउना, चतुर अवस्था रहे जेही भोवना;
प्रसिद्ध स्त्रष्ट तन एही स्थुला, सरल शक्त व्यापक अनुकुला. ॥४॥

સત્ત્વગુણરૂપ વિષ્ણુના અર્કથી ચાર અંતઃકરણ અને ચાર અવસ્થા થયેલાં છે અને તે સ્થૂલ શરીરરૂપ ભુવનમાં રહેલાં છે. ઉપરના આ ત્રણે ગુણોના અર્ક વડે ચોરાસી લક્ષ પ્રકારના ઘાટ રચાયેલા હોઈ પ્રસિદ્ધ સ્થૂલરૂપે દેખાય છે. આ ત્રિગુણાત્મક જગતના સ્થૂલરૂપ ઘાટોમાં સરલતાપૂર્વક વ્યાપક શક્તિ રહેલી છે.

**धारन पंड अकड अहंकारा, अणु आद्ये ब्रह्मांडही सारा;**
**सोहु निज अंश संच गुण शिवके, अवनि रची जाजबकी ता दिवके. ॥५॥**

અણુરેણુથી લઈ બ્રહ્માંડ સુધીના ચૌદલોકનાં સર્વ શરીરોને આ અહંકારગણે અક્કડ ધારણ કરી રાખ્યાં છે. આ અહંકારગણરૂપ જે અંશ તે શિવજીનો હોઈ સર્વ ઘાટોમાં પૃથ્વીની આદિથીજ સિંચાયેલો છે.

**सात्विक गुण तन शांति सकलमे, ब्रह्माके रजो इंद्री विकलमे;**
**शक्ति सरल तुम कही जेही आगु, प्रोये एही तत्व सकल तीन धागु. ॥६॥**

વિરાટનાં સર્વ શરીરોમાં જે કંઈ શાન્તિ દેખાય છે તે ગુણ સત્ત્વગુણનો છે તેમજ ઈંદ્રિયોમાં રજોગુણયુક્ત વિકળતા દેખાય છે તે ગુણ બ્રહ્માનો છે. આગળ હું કહી ગયો છું કે શક્તિ સરલતાપૂર્વક દરેક ગુણના ઘાટમાં રહેલી છે. આ રહેલી શક્તિરૂપ દોરામાં ઉપરના ત્રણે ગુણ પરોવાયેલા છે. આ ત્રણે ગુણ જેમાં પરોવાયેલા છે તે શક્તિ ત્રણે ગુણથી પર આવેલી છે.

**दरस अदरस आद्य चक्रवर्ती, सूक्ष्म स्थूल अणु प्रोये परकरती;**
**एही परकार निगम चहु कहेवुं, निज उत्पन गति अगमही रहेवुं. ॥७॥**

દશ્ય, અદશ્ય તથા સ્થૂલ, સૂક્ષ્મ અને અણુરેણુની આદ્ય લઈ ચક્રવર્તી સુધી સર્વ ઘાટોમાં પ્રકૃતિ પરોવાયેલી હોઈ આજ પ્રકુતિને લીધે ઘાટમાત્રના ભિન્ન ભિન્ન સ્વભાવ દેખાય છે. આ પ્રમાણે ચાર વેદે પ્રતિપાદન કરેલું છે, પરંતુ નિજ-ઉત્પત્તિની ગતિ અગમ્ય છે.

**शक्ति धागु वटवल अकडाइ, भये निरंजन पुरुषके अंश पाइ;**
**आगु शक्ति जीनसें उतपानी, फेरी तेही पुरुष भास सरसानी. ॥८॥**

જ્યારે નિરંજન પુરૂષનો અંશ શક્તિમાં આવ્યો ત્યારે આ શક્તિરૂપ ધાગામાં વળ પરોવાયો.

આ વળ વડે શક્તિ દરેક ધાટને અક્કડ રાખે છે. આ શક્તિ નિરંજનપુરૂષથી ઉત્પન્ન થઈ છે અને તેમાં ભાસ પણ તેનો જ આવેલો છે એથી જ આ શક્તિ સરસ સુંદરતાવાળી શાણી દેખાય છે.

**सोही श्रुति कहत पुरु ष ब्रह्महेजा, अण इच्छा उत्पन्न गत सहेजा;**

**ज्यौं रवि ते उत्पन्न अप नीरा, फेरी सोसत गत सहेज सहीरा. ॥९॥**

જેને આપણે આદિપુરૂષ નિરંજન કહીએ છીએ તેજ પુરૂષે આધ-શક્તિને ઉત્પન્ન કરી છે. આ આધશક્તિને ઉત્પન્ન કરનાર પુરૂષને માટે વેદ કહે છે કે પરબ્રહ્મના હેજરૂપ આદિપુરૂષ નિરંજન ઉત્પન્ન થાય છે. આ પુરૂષની ઉત્પત્તિ માટે બ્રહ્મને ઈચ્છા થઈ નથી પણ સહેજાસહેજ ઉત્પન્ન થયા છે; જેમ સૂર્યથી પાણી સહેજાસહેજ ઉત્પન્ન થાય છે અને આ પાણીનું શોષણ જે થાય છે તે પણ સહેજાસહેજ છે.

**दिनकरु अप उपज न भावु, सोसत पोषत सहेज सभावु;**

**मारुतसें तन आभ्र जमाइ, शुन सकल मल रहत छवाइ. ॥१०॥**

સૂર્યને પાણી ઉત્પન્ન કરવાનો ભાવ નથી પણ સહેજાસહેજ પોષણ તથા શોષણ થયાં જાય છે. વળી વાયુથી વાદળરૂપ ધાટનો જમાવ થતો હોઈ આખું યે શૂન્ય મળથી છવાઈ જાય છે.

**बिलसत सहेज उपजतही येसे, मारुत धरत न इच्छ करासें;**

**बिनु बादल काहु गगनही चोले, करही परले ब्रह्मांडही डोले. ॥११॥**

આકાશમાં છવાયેલું વાદળ સહેજાસહેજ વિલસાઈ જાય છે અને ઉત્પન્ન પણ સહેજાસહેજ થાય છે. આમ વાદળ ઉત્પન્ન કરવાની અને વિલસાવવાની ઈચ્છા વાયુમાં નથી. આ મહદ્ આખાશના ચોલા (પોલાણ) માંથી કોઈ કાળે દશ્ય અને અદશ્ય આ બન્ને વાદળમાં રહેલી અમી વિલસાઈ (વિલાઈ) જાય ત્યારે બ્રહ્માંડ ડોલી ઉઠે, કારણ કે આ બ્રહ્માંડનું બંધારણ પાણી છે. આ પાણીનો નાશ થાય ત્યારે બ્રહ્માંડનું બંધારણ છૂટું પડી જાય છે. જ્યારે બ્રહ્માંડમાં પાણીનું હેજમાત્ર રહેતું નથી ત્યારે બ્રહ્માંડમાં અદશ્ય રહેલા અગ્નિનું બળ વધી જાય છે. આ વધેલા બળે કરીને બ્રહ્માંડભરને ભસ્મીભૂત કરી નાખે છે, એનું નામ મહદ્ પ્રલય છે.

**निज नभ भभक शब्द अण ईच्छा, भयेहु आकाश मात विनु वंछा;**

**धरे तेही शब्द शक्त अद्भुता, लोक सकल जुग कीये भये भूता. ॥१२॥**

નિજ નભરૂપ આકાશમાંથી શબ્દનો રણકારો થાય છે તે આકાશને આ શબ્દોચ્ચાર કરવાની ઈચ્છા નથી છતાં શબ્દ થયો; આ શબ્દને ગત-શબ્દ જાણવો. જેને ગતઆકાશ કહે છે એ જ આ શબ્દ-આકાશ છે. આ શબ્દ રૂપ આકાશથી જગતભરનાં આદિ માતા જે શક્તિના નામથી ઓળખાય છે તે થયાં છે, પણ મૂળ અવિગત આકાશમાં આ ઉત્પન્ન કરવાની ઈચ્છા નથી. જ્યારે ગતશબ્દરૂપ આકાશને વિશાળ અદ્‌ભુત શક્તિએ ધારણ કર્યું ત્યારે ચૌદે લોકના સર્વ લોકો પંચભૌતિક ધાટવાળા થયા.

तीत नभ नाद भयेउ अनुकरता, इत साम्रथ कृत सब जुग हरता;

त्रीये द्दष्टांट ज्ञान जेही कहेउ, पुरुष ब्रह्म ते यौं अनुभयेउ. ॥१३॥

શુદ્ધ અવિગત આકાશમાંથી જે સહેજાસહેજ ગતઆકાશરૂપ નાદ થયો તે જ નાદ સમસ્ત લોકના કર્તા તરીકે પ્રસિદ્ધ છે. (અને તેને જ જ્યોતિનારાયણ વા આદિપુરૂષ નિરંજન વા ઈશ્વર તરીકે વેદે પ્રસિદ્ધ કર્યો છે. વળી આ નાદ જેને વિષે વર્ણન કરીએ છીએ તે શમદમરૂપે છે.) આ નાદરૂપ ઈશ્વરનું આ બાજુ અપાર સામર્થ્ય દેખાતું હોઈ કૃત્યમાત્રના કર્તાહર્તા તેઓ પોતે છે. ઉપરનાં ત્રણે દષ્ટાંત જગતમાત્રની ઉત્પત્તિ સહેજાસહેજ થઈ છે એવું સાબિત કરવાને વેદે કહેલા છે. ઉપરના દાખલા લઈ વેદે સિદ્ધ કર્યું છે કે નિર્વિકલ્પ બ્રહ્મમાંથી આદિપુરૂષ સહેજાસહેજ ઉત્પન્ન થયા છે.

निज उपजण करता हंग नांही, गगन पवन पावक कीसमांही;

त्यौं गति ब्रह्म म्रम मांनुभावा, उपजे निरंजन सेहेज सभावा. ॥१४॥

આ જગતની સહેજાસહેજ ઉત્પત્તિ થઈ છે. એવો મર્મ બતાવવા વેદાન્ત ઉપરનાં ત્રણ દષ્ટાન્ત આપી સાબિત કરે છે અને કહે છે કે ગગન, પવન અને પાવક, એ કોઈમાં કર્તા તરીકે હંગ નથી છતાં સહેજાસહેજ ઉત્પત્તિ તેમાં થાય છે, તેવી જ રીતે બ્રહ્મ પણ નિર્વિકલ્પ હોઈ કોઈ પણ પ્રકારના ભાવવાળું નથી, છતાં તેમાંથી મહાનુભાવ આદિપુરૂષ નિરંજન સહેજાસહેજ ભાવે ઉત્પન્ન થયેલા છે.

आभ्र नाद अप क्रतहर्त तंतु, पुरुष प्राक्रम ब्रह्मांड अनंतु;

उपज खपत गत करन नखेदु, रहत सदा पद ब्रह्म अछेदु. ॥१५॥

અભ્ર એટલે વાદળ, નાદ એટલે શમદમરૂપે રહેલો શબ્દ અને અપ એટલે સઘનધનરૂપ પાણી, આ ત્રણ તત્ત્વ કર્તાહર્તા એટલે સર્જનાર અને નાશ કરનાર રૂપ છે, તેવી જ રીતે ચૌદલોકરૂપ જગતના મહાન પરાક્રમી આદિપુરૂષ નિરંજન હોઈ આ અનંત બ્રહ્માંડના રચયિતા છે; આમ ઉત્પત્તિ તથા વિનાશ થયાં જ જાય છે પણ પરબ્રહ્મ આ સર્વથી સદાને માટે નિરાળું હોઈ કોઈપણ તત્ત્વને સ્પર્શ્યા સિવાય અભેદ રહેલું છે.

ब्रह्म सनातन आद्य सर्वनुं, कोटि कल्प जुग अनंत अरबनु;
सकल चराचर व्यापक पदही, वेदवचन वदित सद्चिद्ही. ॥१६॥

જેની અનંત અબજ યુગો અને કરોડો કલ્પની પણ ગણતરી થઈ શકે નહિ તેવું સનાતન બ્રહ્મ સર્વલોકનું આદિ હોઈ સચરાચર વ્યાપક છે. આમ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો મુદો વેદવચન વડે સાબિત કર્યો છે.

ओरु आनंद सहित पद सरलु, लहत मरम कोइ कोइक जवरलु;
अखंड डंडम अद्वैत वित सभरा, चौं दसोदस ठसरस धरसधरा. ॥१७॥

આ આનંદયુક્ત સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ પદ અતિ સરલ છે. આ વિષેનો ખરો મર્મ કોઈક જ વિરલા પુરૂષો જાણે છે. આ બ્રહ્મ અખંડ ડંડાકાર અદ્વૈત વિત્તરૂપે દશે દિશામાં ઠસરસ, સભરાભર ભરપૂર ભરાયેલું છે અને બ્રહ્માંડભરનાં સઘળાં દ્રવ્યોની ધારણારૂપ છે.

इंद्री अगोचर स्वर पर महादु, त्रिगुणातीत जेही आद्य अनादु;
ब्रह्मलक्ष एही सकल सरावा, निगम नेति नहि भाव अभावा. ॥१८॥

આ બ્રહ્મ ત્રણે ગુણોથી રહિત આદિ-અનાદિનું હોઈ ઈંદ્રિયોથી અગોચર અને પ્રણવથી પર મહદ્રૂપે રહેલું છે. આ પ્રમાણે નિશ્ચયાત્મક કરનાર વિદ્વાનોએ આ બ્રહ્મ-લક્ષને તારવી તેનાં ખૂબ વખાણ કર્યા છે. વળી ભાવાભાવ રહિત આ બ્રહ્મનો પાર ન પામવાથી નિગમે પણ નેતિ કહી છે.

**(આમ ઉપર પ્રમાણે વેદે જે સહેજાસહેજ ઉત્પત્તિ કહી છે તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.)**

ताहीते निरंजन केही विधि उपना, जक्त सहित जाके वत सुपना;
सोही मम मर्म कहेहु मजभूता, सुनहो संत पंडित समजूता. ॥१९॥

હે પંડિતો અને સંતજનો ! જગતમાત્ર જેને સ્વપ્નવત્ છે એવા આદિ-પુરૂષ નિરંજનની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ વિષેનો મજબૂત મર્મવાળો સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો.

**बिनुं अंकुर बीज उगही ना अवनि, देखो विलोक वांक भवभवनी;**
**अनंत कोट जुग धन अपरलये, बिनहु बीजग धरा कवहु न पलये.. ॥२०॥**

અઢારલક્ષ સ્થાવર-જાતિનાં અંકુરો ન હોય તો પૃથ્વીમાંથી કંઈ પણ ઊગે નહિ. આ વિધવિધ પ્રકારનો વળ અંકુરોમાંથી નીકળે છે. આમ યુગોના યુગોથી જે પ્રભાવ ચાલતો આવ્યો છે તે અવલોકનપૂર્વક વિચાર કરીને જુઓ. અનંત કરોડ યુગ સુધી આ પૃથ્વી ઉપર પાણી પડે તોપણ અંકુર સિવાય પૃથ્વીમાંથી કંઈ પણ ઊગશે નહિ.

**सोही बीजके जुगमे कुन करता, जुवो पंडित ज्ञानी धरी सुरता;**
**लोक चतुरदश पंड ब्रह्मांडा, शक्ति सहित बीजग तन इंडा. ॥२१॥**

હે પંડિતો અને જ્ઞાનીઓ ! આ પૃથ્વીમાંથી જે અંકુરો ઊગે છે તે તથા બ્રહ્માંડભરના ચૌદલોક તથા શક્તિની આધ લઈ મહીમંડઈંડનાં સર્વ શરીરોનો કર્તા કોણ છે તે સુરતા ધરીને જુઓ.

**ताहीते अगम रहे बीज करनारा, पंडित ज्ञानी मन कर हो विचारा;**
**सोही बीजग निरंजनहीसे नीकरे, इंड कटाक्ष पोमी पर बीखरे. ॥२२॥**

હે પંડિતો વા જ્ઞાનીઓ ! આ બીજનો કરનાર કોઈ અગમ્ય પુરૂષ છે. તમારા મન સાથે વિચાર કરીને જુઓ તો જણાશે કે આ બીજ નિરંજનથી ઉદ્દ્ભવેલું હોઈ પૃથ્વીની આધ લઈ મહીમંડઈંડ સુધી વિખરાયેલા છે.

**अवनी सकल अंकुर जब भयेउ, विविधीभात वनखंड निपयेवु;**
**एकएकपे अन्योअन्यही अनता, झरीझरी बीज भयेउ नहि अंता. ॥२३॥**

જ્યારે પૃથ્વી સર્વ અંકુરોવાળી થઈ ત્યારે વનખંડીની આધ લઈ વિધવિધ ભાતનાં અંકુરો ઉદ્દ્ભવ્યાં. એક એક અંકુરથી અન્યોઅન્ય પારાવાર ઝરીઝરીને અંત ન લાવી શકાય તેટલાં બીજરૂપ અંકુરો થયાં છે.

त्रीये द्दष्टांत कहेहु जेही आगु, त्यौं चोथा बीजग अनुरागु;
शून्य शब्द आभ्रण रवि नीरु, बिनु बंछन ज्यौं धरत शरीरु . ॥२४॥

ઉપર બ્રહ્મની સહેજાસહેજ સાબિતી માટે ત્રણ દષ્ટાંતો આપ્યાં છે તેને લગતું આ બીજરૂપ અંકુરનું ચોથું દષ્ટાન્ત હોઈ તેની પણ તેવી જ સહેજાસહેજ ગતિ છે. જેમ શૂન્યથી શબ્દ, પવનથી અભ્ર, અને સૂર્યથી પાણી બિન ઈચ્છાએ સહેજાસહેજ થયેલા છે તેમ,

त्यौं बीजग अवनि पख उरे, आप ही आप अचानक स्फुरे;
अवनि तोय नहि इच्छ उपजकी, सेहेज स्वभाव नीपज रज तजकी. ॥२५॥

તેવી જ રીતે બીજમાત્ર પૃથ્વીના પેટાઅંતરમાંથી આપોઆપ અચાનક ઊગી નીકળે છે. આ બીજને ઊગાડવાની પૃથ્વીને તથા પાણીને ઈચ્છા નથી; માત્ર સહેજાસહેજ ઊગે છે.

त्यौं निजब्रह्म भोमिगत भावु, करतव करन इच्छ नहि चाहावु;
जडनही अवन्य ब्रह्म नही जडही, पण नहि उपज शक्ति सडभडही. ॥२६॥

જેમ બ્રહ્મ અકર્તા તેમ પૃથ્વી પણ અકર્તારૂપ છે. બ્રહ્મથી સહેજાસહેજ ઉત્પત્તિ થાય છે તેમ પૃથ્વીથી સહેજાસહેજ અઢારલક્ષ સ્થાવર-જાતિ ઊગે છે. વળી પૃથ્વી જડ છે અને બ્રહ્મ જડ નથી તથાપિ સહેજાસહેજ ઉત્પન્ન થવાની શક્તિ બન્નેમાં સભરાભર હોઈ એકસરખી રહેલી છે.

ज्यौं बीजग निरंजन निरमयेउ, लोक सकल जडतन कृत भयेउ;
त्यौं चैतन बीजग जीव अंशु, ब्रह्म भोम उदितव जुग वंशु. ॥२७॥

જેમ નિરંજનરૂપ બીજનું નિર્માણ થયું તેનાથી સર્વલોકનાં જડ શરીરોરૂપ કૃત થયું છે તેવી જ રીતે ચૈતન્યરૂપ અંશ અને બીજના અંકુરરૂપ જીવ બ્રહ્મભૂમિકામાં નિર્માણ થયેલા હોઈ સ્થાવર-જંગમ બન્નેનો વંશ વૃદ્ધિ પામેલો છે.

जड चैतन उभय बीज मरमु, एकको जांमण जमी एककुहे ब्रह्म;
ब्रह्मभोम चैतन बीज जामे, जड बीजग अवनि वृद्ध पामे. ॥२८॥

જડચેતન ઉભય જે બીજ તેનો મર્મ આ પ્રમાણે છે. એક બીજનું જામણ પૃથ્વી છે અને બીજાનું જામણ બ્રહ્મ છે. આ બ્રહ્મભૂમિકામાં જેનું જામણ છે તે ચૈતન્ય બીજથી ઓળખાય છે અને

જેનું જામણ પૃથ્વી છે તે જડ બીજથી ઓળખાય છે.

जड बीजग निरंजनहीसें भयेउ, जीव चैतन बीज कीने निरमयेउ;
काजी पंडित ओरु संत समेतु, करो एही खोज जबीतो बडवेतु. ॥२९॥

સ્થૂલાદિ ધર્મવાળા બીજ આદિ શરીરો નિરંજનથી થયાં છે એમ વેદાન્તે નક્કી કર્યું છે ત્યારે હે કાજીઓ, પંડિતો અને સંતજનો ! કહો, આ બીજના અંકુરરૂપ જીવ અને ચૈતન્યને કોણે નિર્માણ કર્યાં છે ? ન સમજાય તો ખોજ કરો જેથી તમો મહદ્ જાણના વેત્તા થશો.

चैतन अंश जीव अंकुरा, न भये ब्रह्मसे आप निज नुरा;
सोही नुरके नुरी अकल अभेदा, लहत न मर्म शास्त्र चहु वेदा. ॥३०॥

નિજ નૂરરૂપ ચૈતન્ય અંશ અને બીજમાત્રનાં અંકુરોએ બ્રહ્મથી થયેલાં નથી. આ ચૈતન્ય નૂરનો નૂરી અકળ અને અભેદ છે, આ મર્મ શાસ્ત્ર તથા વેદ જાણતા નથી.

सहु ओरले पद रहे अटकाइ, शक्ति निरंजन गुनजश गाइ;
निज करता गत कोहु न कहेतु, जीने करीया जीव बीजग सचेतु. ॥३१॥

પ્રથમથી જ જગતમાત્ર શક્તિ, નિરંજન આદિના ગુણ ગાવા લાગ્યું. આ ગુણ જેના ગવાય છે તે પદ ઓરલાં હોઈ આ બાજુનાં છે, તેમાં સર્વ અટકી રહ્યા; જેથી જેણે બીજરૂપ અંકુરો સચેતન કર્યાં છે તે નિજ કિરતારની ગતિને કોઈ પામી શક્યું નથી.

सर्व सिद्धांत सार गत अंतु, बरनेहु ब्रह्म निराल अचंतु;
बिनहु चैतन स्त्रष्ट क्यौं करी सरजी, कहो पंडित ज्ञानी गुन धरजी. ॥३२॥

હે વિદ્વાન પંડિતો ! પરબ્રહ્મ નિરાળું, અચંત, સર્વ સિદ્ધાન્તના અંતિમ સારરૂપ, સંકલ્પ-વિકલ્પ રહિત કહો છો તો તેણે ચૈતન્ય અંશ સિવાય આ સૃષ્ટિ કેમ અને કેવી રીતે સર્જી તે કહેશો ?

जेही हम ब्रह्म अवन कर ठांना, सोहु तुमही सिद्धान्त बखांना;
पादु पाण्य बिनु कर्म अजापु, अंतःकरण इंद्री बिनु थापु. ॥३३॥

હે બ્રહ્મવિદ્ભાવવાળા વિદ્વાન પંડિતો ! તમે વેદાન્તના ન્યાયે બ્રહ્મને હાથપગ નથી તેમજ

અંતઃકરણયુક્ત ઈંદ્રિયો પણ નથી જેથી કોઈ પણ પ્રકારના કર્મ સિવાયનું હોઈ પ્રણવનો અજંપો પણ તેમાં નથી એમ બ્રહ્મ-સિદ્ધાન્તની સ્થાપના કરો છો અને ખૂબ વખાણો છો, પરંતુ ઉપર બતાવેલા ન્યાયે કરી અમે આ બ્રહ્મને અવ્યક્ત પૃથ્વીરૂપ ગણી બીજનાં અંકુરો તથા ચૈતન્ય અંશોને રહેવાના ભુવન તરીકે સ્થાપના કરીએ છીએ; કારણ કે આ બ્રહ્મ સમસ્ત દ્રવ્યો આદિ તત્ત્વોને ઉત્પન્ન થવાની ખાણરૂપ છે અને સમસ્ત ચૈતન્ય અંશોનું મૂળ ભુવન હોઈ પૃથ્વીરૂપ સર્વને ધારણ કરીને રહેલું છે.

**पंचतत्व गुण रहित अकर्ता, सोहु क्यौं करी भये जक्तके कर्ता;**
**त्रीये द्दष्टान्त सहेज उत्पन्नका, आभ्र नीर रवि शब्द गगनका. ॥३४॥**

હે વિદ્વાનો ! પરબ્રહ્મ પંચતત્ત્વ, ગુણ આદિ રહિત અકર્તારૂપે છે અને વાયુથી અભ્ર, રવિથી નીર અને ગગનથી શબ્દ, આ ત્રણ દૃષ્ટાંતોથી બ્રહ્મમાંથી સહેજાસહેજ-જગત ઉત્પત્તિ થાય છે એમ આપનું માનવું છે, તો વિચારપૂર્વક ખ્યાલ કરો કે આ અકર્તા બ્રહ્મ જગતનો કર્તા છે એમ કહેવાને શો આધાર છે ?

**कहु तीनके कर्ता पुनी सोइ, सुनहो संत श्रोताहु सबकोइ;**
**गगन शब्द निरंजनके हकारा, बोलत पुरुष ज्यौं देवल भकारा. ॥३५॥**

સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે બ્રહ્મમાંથી જગતની સહેજાસહેજ ઉત્પત્તિ થઈ છે એવું સમજાવવા વેદે ઉપર પ્રમાણે દૃષ્ટાન્તો આપેલા છે, પણ ઉપરની ખરી જાણના અભાવે આ દૃષ્ટાન્તોનું સ્વરૂપ સહેજાસહેજ વર્ણવ્યું છે તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છૂં તે, હે સંતસજ્જનો ! સાંભળો. શૂન્યમાંથી શબ્દ સહેજાસહેજ થયો છે. એમ માનો છો પણ આદિ પુરુષ નિરંજનથી આ મહાન શબ્દ ઉદ્‌ભવ્યો છે. જેમ દેવાલયમાં કોઈ પુરૂષ જોરથી બોલે તો આખું દેવળ ગર્જી ઊઠે છે તેવી જ રીતે મહીમંડઈડરૂપ વિરાટમાં આદિપુરૂષ નિરંજનથી કોઈ કાળે આકાશવાણી થાય છે જે વિરાટભરમાં પ્રસરી જાય છે. આ ન્યાયે આ શબ્દના કર્તા આદિપુરૂષ નિરંજન હોઈ તે સહેજાસહેજ ઉત્પન્ન થતો નથી.

**शमदम पवन चरल गति वामे, तम्र तेज आभ्रण पुनी जामे;**
**ज्यौं ग्रथ शीत संबंध गत जेसे, त्यौं ग्रथ पवन तम्र शीत तेसे. ॥३६॥**

જ્યારે વિરાટમાં પવનની ચરલગતિ વિરામ પામે છે તે સમયનો પવન શમદમરૂપે સ્થિર થયો છે. જ્યારે પવન આ પ્રમાણે શમદમ થાય છે ત્યારે વિરાટનો સૂક્ષ્મ અગ્નિ જાગૃત થઈ તપી ઊઠે છે તે સમયે આકાશમાં વાદળાંનો જમાવ થાય છે. જેમ ઘી ઠંડક લાગતાં જામી જાય છે તેવી રીતે વિરાટમાં રહેલા અગ્નિનો સંબંધ પવનને લાગતા આ પવન ઘીની માફક જામી જતો હોઈ શમદમરૂપે થઈ જાય છે. પવનમાં અગ્નિતત્ત્વનો વિભાગ રહેલો છે એથી કરી પવનના શમદમ કાળે તેમાં રહેલો અગ્નિનો ભાગ તપી ઊઠે છે. જેમ જેમ અગ્નિનો ભાગ તપતો જાય છે તેમ તેમ પવન વધુ ને વધુ જામતો જાય છે. (વિરાટમાં આ પ્રમાણે પવન જામે ત્યારે આ બાજુના લોકોને અકળામણ, ઘામ કે ધખારો બહુ થાય છે.)

**धरत रजोगुन रविकर जबही, झरत नीर व्रज वत गत तबही;**
**त्रीयाही भोम भगवत् व्रज ग्राहाये, खाण चतुर तन उर उपजाये. ॥३७॥**

જ્યારે સૂર્યના કિરણોમાં રજોગુણ આવે ત્યારે ઉપર પ્રમાણે ઘૃતવત્ જામી ગયેલા પવનમાંથી વીર્યરૂપે બુંદ થઈ પાણી પડે છે. આ પાણીરૂપ બુંદને સ્ત્રીરૂપ પૃથ્વી પોતાના ભગસ્થાનરૂપ ઉદરમાં ગ્રહણ કરીને ચાર ખાણના ઘાટોને ઉત્પન્ન કરે છે.

**उपजत गुन तमो दिनकर धोरा, शोषतही अप किरनी करी जोरा;**
**ओरु खट ऋ तु पुनी याही ते उपानी, त्रिगुन धारनसे सो कहहु निदानी. ॥३८॥**

જ્યારે સૂર્યમાં ઘોર તમોગુણનું પરિવર્તન ચાલે ત્યારે આ પૃથ્વી આદિ પ્રદેશમાં પડેલા પાણીનું સૂર્ય પોતાનાં જોરદાર કિરણો વડે શોષણ કરી લે છે. વળી સૂર્યમાં ત્રણે ગુણોનું પરિવર્તન અવરનવર થયા કરે છે તેથી કરીને છ ઋતુઓ આ સૂર્યથી થયેલી છે; આ વિષે નિશ્ચયાત્મક કહું છું તે સાંભળો.

**रजो ओरु सत्व संजुक्तही आदिता, व्रतत सकलमांही ऋ तु जबी शीता;**
**रहत सतोगुन क्रत रजु छीमा, जाहीसें जगतमांही ऋ तु गति हीमा. ॥३९॥**

જ્યારે સૂર્યનાં કિરણોમાં રજોગુણ અને સત્ત્વગુણ આ બન્ને ભેગા વર્તતા હોય ત્યારે આ સત્ત્વરજો-ગુણયુક્ત કિરણો જે જે દેશ, મુલક કે પરગણામાં પડે તે તે દેશમાં શીત એટલે શિશિર ઋતુનો અમલ થાય છે. આ પ્રમાણે શિશિર ઋતુના ચાલતા અમલમાં જ્યારે કિરણોમાં રજોગુણ ઓછો થઈ જાય અને સત્ત્વગુણ એકલાનું જ વર્તન રહે ત્યારે આ સત્ત્વગુણી કિરણો જે જે દેશમાં

પડ્યાં હોય તે તે દેશમાં હેમંતઋતુનો અમલ થાય છે.

रजो ओरु तमो सुर मिलित संजोगा, ऋ तु वसंतही जबी खीलत अमोघा;

विसरत गुन रजो तमो रहे जबही, गीष्मकाल ऋ तु लगतहे तबही. ॥४०॥

જ્યારે સૂર્યનાં કિરણોમાં રજો અને તમોગુણ મિશ્ર વર્તતા હોય ત્યારે સુંદર રળિયામણી વસંતઋતુ ખીલી ઊઠે છે. જ્યારે કિરણોમાંથી રજોગુણ વિરામ પામે અને તમોગુણ એકલો રહે ત્યારે ગ્રીષ્મઋતુનો અમલ તે તે પ્રદેશમાં થાય છે.

तजी तमोगुन रजोगुन सुर धरही, ऋ तु वर्षा लगत जगत जल भरही;

याही रजोमांही तमो करतही प्रवेशा, ऋ तु शरद म्रदुल व्रतत सर्व देशा. ॥४१॥

સૂર્યનાં કિરણો તમોગુણનો ત્યાગ કરી રજોગુણ ધારણ કરે ત્યારે વર્ષાઋતુ શરૂ થતી હોઈ જગતને પાણીથી તરબોળ કરે છે. વળી સૂર્યનાં ચાલુ રજોગુણી કિરણોમાં તમોગુણ પ્રવેશ કરે કે તરત જ મૂદુલ કોમળ સ્વભાવવાળી શરદ્ઋતુ તે તે દેશમાં વર્તે છે.

कबहुक गुन तमो व्रतत वर्षाकाला, महा भयंकर पोमी परत दुकाला;

स्वप्ने रजोगुन उपजत भाना, बिनऋ तु व्रषत जे घनही निदाना. ॥४२॥

વર્ષાકાલ વખતે સૂર્યનાં કિરણોમાં કદાચ તમોગુણનું વર્તન થાય તો પૃથ્વી ઉપર ભયંકર દુકાળ પડે તથા સૂર્યની સ્વપ્રાવસ્થામાં રજોગુણી કિરણોનું વર્તન થાય તો બિનઋતુએ એટલે કે ગમે તે ઋતુમાં વરસાદ થાય.

शीत ओरु हीम बसत गुन हदये, रहत लिंगस्थान व्रषाइ ऋ तु शरदये;

नयन निवास सुरके गुन करही, ऋ तु वसंतही ओरु ग्रीष्म समरही. ॥४३॥

શિશિરઋતુ અને હેમંતઋતુ સૂર્યના હદયસ્થાને રહેલી છે તેમ જ વર્ષાઋતુ અને શરદઋતુ સૂર્યના લિંગસ્થાને રહેલી છે તથા સૂર્યના નયનસ્થાને ગુણનો આવિર્ભાવ થાય છે ત્યારે જે તે દેશમાં વસંતઋતુ અને ગ્રીષ્મઋતુ વર્તે છે.

रहत गलित त्रतीयेहु गुन जेही, वर्तत आवंत्रही सकल घट तेही;

याहीके सफुर विना ऋ तु वर्षाकाला, परत अचानक विश्वही दुकाला. ॥४४॥

જ્યારે સૂર્યમાં વર્તતા ત્રણે ગુણોનું વર્તન સર્વાંગ શરીરમાં વિરામ પામી જાય તે સમય આ ગુણોની સ્ફુરણા સ્ફુરતી નથી ત્યારે આ સમય જો વર્ષાકાળનો હોય તો અચાનક આખાય દેશમાં દુષ્કાળ પડે. અર્થાત્ વર્ષાકાળે જ્યારે જ્યારે ગુણોનું વર્તન વિરામ પામે ત્યારે ત્યારે દુકાળ પડે.

**एही खटऋ तु गुन सुरके समागु, सहेज होत कहत कीये सो विभागु;**
**अवनि तोय कंचन ओरु खंडा, दीये द्रष्टांत लहेरी नंग भंडा. ॥४५॥**

વેદાન્ત કહે છે કે આ જગત સહેજાસહેજ થયું છે. તેની સાબિતી માટે તે કહે છે કે માટી એક અને પાત્ર અનેક, તથા પાણીની લહેર, તથા સોનાના વિધવિધ દાગીના, તેમ જ ખાંડની અનેક પ્રકારની મીઠાઈ જે બને છે તે, આ બધાનાં નામ, રૂપ અને ગુણ ઓગળી જાય ત્યારે માટીનાં પાત્ર માટીરૂપે, સોનાના દાગીના સોનારૂપે, પાણીથી થયેલી લહેર પાણીરૂપે અને ખાંડથી થયેલી મીઠાઈ ખાંડરૂપે જ રહે છે; તેવી જ રીતે પરબ્રહ્મ સમજવું. આ પ્રમાણે પરબ્રહ્મનો નિર્ણય કરી જગતમાત્રની ઉત્પત્તિ સહેજાસહેજ વર્ણવી છે. સમર્થ પરમગુરૂ કહે છે આ જગત સહેજાસહેજ થયું નથી. પણ તેના કર્તા સકર્તા સત્‌કેવલ છે. આ જગતરૂપ કૃત કર્તા સિવાય નથી બન્યું એ પુરવાર કરવા માટે સુર્યનું દષ્ટાંત આપી ઉત્પત્તિનો ક્રમ બતાવ્યો છે એટલે કે સૂર્યમાં ગુણોના સમાગમે કરીને છ ઋતુઓનું પરિવર્તન થાય છે. આ સઘળાં પરિવર્તન સૂર્યથીજ હોઈ તેના કર્તારૂપે સૂર્ય છે.

**तेसेही ब्रह्म वेदांत वखांना, चौदलोक नंग भंड उत्पाना;**
**भंड कुलाल लहेरी अप पवना, नंग सोनार कीयेहु क्रत सहुना. ॥४६॥**

જગતની સહેજાસહેજ ઉત્પત્તિ સાબિતી માટે વેદાન્તે ઉપરનાં દષ્ટાન્તો આપી પરબ્રહ્મનાં ખૂબ વખાણ કર્યાં છે, પણ દયાળુ પરમગુરૂ કહે છે કે માટીનાં પાત્રોનો કર્તા કુંભાર, દાગીનાનો કર્તા સોની, પાણીમાંથી જે લહેર ઊઠે છે તેનો કર્તા પવન અને વિધવિધ મીઠાઈનો કર્તા કંદોઈ હોઈ કર્તા સિવાય બન્યાં નથી.

**बिनु कर्ता नंग उपजत नांहि, अवनि तोय कंचन खंडमांही;**
**त्यौं अप अवन कनक ब्रह्म तेसे, बिनु कर्ता जुग उत्पन्न केसे. ॥४७॥**

ઉપરનાં ચારે દષ્ટાંતને મૂળ ગણી મહદ્ બ્રહ્મની સરખામણી કરવા વેદાન્તે તે ઘટાવ્યાં છે પણ આ ચારે દ્રવ્યોમાંથી કર્તા સિવાય ઘાટ બન્યા નથી; એ ન્યાયે બ્રહ્મરૂપ દ્રવ્યમાંથી આ ચૌદલોકરૂપ

વિધવિધ પ્રકારના ઘાટ બન્યા તે કોણે બનાવ્યા ? વળી પૃથ્વી, પાણી, સોનું અને ખાંડ, આમાંના કોઈમાં કર્તવ્ય-શક્તિ દેખાતી નથી. તેવી જ રીતે બ્રહ્મ પણ અકર્તા છે, તેમ જ લહેરનો કર્તા પવન જે લહેરથી જુદો હોઈ અલગ છે, તથા માટીનાં પાત્રોનો કર્તા કુંભાર જે માટીથી જુદો હોઈ તે માટીથી અલગ છે. તો આ ન્યાયે અકર્તા પરબ્રહ્મમાંથી આ પરબ્રહ્મથી અલગ રહી જગતમાત્રની ઉત્પત્તિ કરનાર કર્તા કોણ ?

**समशक्ति सचराचर सर्वमां, अवनि तोय कंचन पंडवमां;**
**अधिक शक्ति बिनु उपज न घाटा, त्यौं सम ब्रह्मसे क्यौं भयेहे वैराटा. ॥४८॥**

પૃથ્વી, પાણી અને સુવર્ણથી લઈ શરીર સુધીના સઘળાય ઘાટોમાં સમશક્તિ સચરાચર વ્યાપક રહેલી છે, આમ છે છતાં આ સમશક્તિથી કોઈ ઘાટ આદિની રચના થતી નથી, પણ બહારની કોઈ વિશેષ શક્તિવાળો પુરૂષ મંથન કરે ત્યારે આ સમશક્તિ જાગ્રત થાય છે અને ત્યારે જ આ ઘાટોની શરૂઆત થાય છે; તેવી જ રીતે સમશક્તિરૂપ અકર્તા બ્રહ્મમાંથી કોઈ અધિક શક્તિવાળા મહદ્ પુરૂષ સિવાય વિરાટ કેવી રીતે થયું ?

**ताहीते खोज पंडित करो संतु, क्यौं अटकेहु ब्रह्मज्ञान अतंतु;**
**बिनु तंतु तन तुम क्यौं पावा, पंचतत्व गुन क्यांसेही आवा. ॥४९॥**

કંઈ પણ જેમાં વિત્ત નથી એવા બ્રહ્મમાં, હે પંડિતો ! શા માટે અટકી રહ્યા છો ? આ બ્રહ્મથી પર કોઈ વસ્તુ છે તેની ખોજ કરો. વળી બ્રહ્મમાં કોઈ તત્ત્વ નથી તો ગુણયુક્ત પંચતત્ત્વવાળું શરીર તમે કેમ કરીને પ્રાપ્ત કર્યું ! આ શરીર મળવાનું કારણ શું અને ઘડયું કોણે એ જરા વિચાર કરી જોશો ?

**इंद्री साज अंतःकरण उरा, ज्योति शक्ति ल्यौं तंत सफुरा;**
**तंत सकल एही कीनकु बनाये, तुमही तो ब्रह्म निराकारही गाये. ॥५०॥**

મહદ્બ્રહ્મના ઉદરમાં સ્થાવર-જંગમથી લઈ આદ્યશક્તિ અને જ્યોતિનારાયણ સુધી આ સર્વનાં ઈંદ્રિયો અને અંતઃકરણયુક્ત ઘાટરૂપ શરીરો, તેમાં જંગમ આદિનાં વ્યષ્ટિ અને દેવતાઈ આદિનાં સમષ્ટિ શરીરો રચાયેલાં છે. હે પંડિતજી ! કહો, આ બધાંય તત્ત્વો આદિ સાજની રકમો કેમ કરીને થઈ અને કોણે બનાવી ? કારણ કે તમે તો નિર્વિકલ્પ, નિરાકાર બ્રહ્મનું વર્ણન કરો છો;

તેનાથી તો રેખમાત્ર થતું નથી તો પછી આ અનંત તબક્કાઓ ખગાકાર શૂન્યને વિષે ગોઠવાયા છે તે આ બધાઓને ધારણ કરીને કોણ રહ્યું છે અને આ મહાન વ્યવસાય કોણ કરે છે તે કહેશો ?

**निराकार ब्रह्म सम सरभरही, अधिक साम्रथ कर्ता सब करही;**
**सोही निजकर्ता कारण पद परम, वेद कतेब न जानत मरम. ॥५१॥**

હે પંડિતો ! નિરાકાર બ્રહ્મ સમશક્તિરૂપ હોઈ સરભર ભરાયેલું છે; આથી જ આ બ્રહ્મમાં કર્તવ્યશક્તિ નથી. આનાથી અધિક સામર્થ્યવાળા સકર્તા સર્વના સર્જનહાર હોઈ આ પરમ બ્રહ્મના કારણરૂપે છે. તેમના મર્મને વેદ તથા કુરાન જાણતાં નથી.

**जेही कर्ता कीये तंत एही सरभी, आप तंतु विना तंत सगर्भी;**
**सोही कर्ता कुनहु नहि चीना, सहु ओरले पदारथ ब्रह्मभीना. ॥५२॥**

કિરતારે આ ચૌદલોકરૂપ જગતનાં જે તત્ત્વો રચ્યાં છે તે હિરણ્યગર્ભરૂપ ગતિવાળાં છે, અને કિરતાર પોતે આ બધાંય તત્ત્વોથી રહિત હોઈ અલગ છે. આ અલગ રહેલા કિરતારને કોઈ ચીની શક્યું નથી; કારણ કે આ બધાય તબક્કાઓમાં વસતા સર્વ લોકો આ બાજુના પદાર્થોના ચળકતા રંગમાં રંગાયેલા હોઈ તરબોળ રહે છે. તેઓ આ નિહંગપતિની પરમજાણની ખોજ કેવી રીતે કરી શકે !

**निज पदारथ निरंजन महामाया, अन्योअन्य तीनु जुग अपजाया;**
**सोही बीजग निरंजन हम गाये, ब्रह्ममोम उपजन बहु पाये. ॥५३॥**

સૃષ્ટિની આદ્યે નિજપદાર્થરૂપ નિરંજન અને મહામાયા આ બન્નેના પરસ્પર સંજોગે કરીને જે પ્રજા ઉત્પન્ન થઈ તેનાથી ત્રણલોકની ઉત્પત્તિ થયેલી છે. આમ નિરંજન એજ બીજનું સ્વરૂપ હોઈ આ બીજનાં સંજોગે બ્રહ્મરૂપ ભૂમિકામાંથી વિધવિધ પ્રકારનાં પારાવાર બીજ ઉદ્‌ભવ્યાં છે.

**ज्योति बीजग ब्रह्म अवनि आकारा, तुम जन जानो एही निज किरतारा;**
**अहो पंडित ज्ञानी घर शोधो, बिनुं जाने कयों जग परमोधो. ॥५४॥**

હે પંડિતો ! બીજરૂપ જ્યોતિનારાયણ તથા બ્રહ્મભૂમિકાને જ તમે નિજકિરતાર કહો છો પણ આ તમારા ખરા કિરતાર નથી. હે જ્ઞાનીઓ ! તમારા નિજ કિરતારની શોધ કરવી હોય તો

નિજઘર વિષે શોધખોળ કરો. તે તો તમે જાણતા નથી તો પછી જગતને શા માટે પરમોદો છો !

तुम नहि चीनत आद्य तुमारा, तो केसे चीनो निजपति किरतारा;

आद्य तुमारा शक्ति ओरु ज्योति, ब्रह्मक्षेत्रमही भये हे उध्योति. ॥५५॥

હે પંડિતો ! તમે પોતે તમારા આત્મસ્વરૂપને ચીનીને ઓળખી શક્યા નથી તો પછી સકર્તા સર્જનહારને ક્યા ન્યાય વડે ચીનીને ઓળખી શકશો ? કારણ કે આદ્યશક્તિ અને જ્યોતિનારાયણને તમે તમારા કિરતાર માનો છો પરંતુ આદ્યશક્તિ અને જ્યોતિનારાયણ તો બ્રહ્મભૂમિકામાંથી ઉદ્‌ભવ્યાં છે.

एही सब कर्ता सो निजपद नांही, तुम तो सकल भूलो उनहुकी मांही;

भूलेहु आप ओरनकु भूलावो, जक्त सकलमांही करी करी दावो. ॥५६॥

હે પંડિતો ! જ્યોતિનારાયણ અને આદ્યશક્તિને તમે કર્તા માનો છો પણ તે નિજપદરૂપ આપણા કર્તા નથી, છતાં તમો બધા શક્તિ તથા જ્યોતિમાં ભૂલા પડ્યા છો. અરે ! જગતમાં તમારી માન્યતાનો દાવો રાખી તમે તો ભૂલ્યા અને જગતને પણ ભૂલાવ્યું.

सगुण निर्गुण दोहु पक्ष द्रढवाइ, करत बोध बुधके मत ठाइ;

सगुण शक्त गुण ज्योत समेतु, निर्गुण ब्रह्म न्हेःकरमही नेतु. ॥५७॥

ગુણ, શક્તિ અને જ્યોતિની આદ્ય લઈ સગુણ પક્ષ સ્થાપ્યો. તેમજ ન્હેઃઅક્ષરરૂપ નિર્ગુણ બ્રહ્મની સ્થાપના કરી વેદે કર્મનો નિષેધ કર્યો છે. આ સગુણ, નિર્ગુણ બન્ને પક્ષ દઢ કરાવવા વિદ્વાનોએ ઠાવકી બુદ્ધિ વડે ખૂબ ઉપદેશ કરી મતનો જમાવ કર્યો છે.

वेद पुराण शास्त्र मत एही, तीनहुकी पर प्रद परम सदेही;

अपरंपार पार तीनु पारी, पुरुष अजोन्य सुगम शुभकारी. ॥५८॥

વેદ, પુરાણ અને શાસ્ત્રોનો મત ઉપર પ્રમાણે છે; પરંતુ સ્વદેહરૂપ પરમપદ આ બધાઓથી ઉપર આવેલું હોઈ પારાવાર જે બ્રહ્મ તેનાથી પણ પર આવેલું છે. આ પદના વાસી અજન્માં પુરૂષ સુગમ હોઈ શુભકારી છે.

सगर्भ शुद्ध सनातन तनही, अटल सदा पद सघर सदनही;

सद् चिद् आनंद कंद पर पोते, सरल सत्ता जीनुं सकल उद्योते. ॥५९॥

હિરણ્યગર્ભરૂપ જે શુદ્ધ સનાતન પદ તે સદાય અચળરૂપે હોઈ તેણે સર્વલોકને ધારણ કરેલા છે. આ સર્વલોકને ધારણ કરનાર એવું જે ભુવન તે જ સચ્ચિદાનંદ કંદરૂપ હોઈ આ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં તેનાથી પર રહેલા સકર્તા સત્‌કૈવલની સરલતાપૂર્વક સમશક્તિ આવી ત્યારે વિધવિધ પ્રકારના સર્વલોકનો ઉદય થયો.

रहत शून्य अजरायल अरसु, जहां ब्राजही कै वल निज परसु;
अगम भोम तेही अकथ कथाना, सदासदोदित सर्वातीत स्थाना. ॥६०॥

મહાશૂન્ય અંતરિક્ષ, અજરામર હોઈ અગમ્ય તથા અકથ્ય તેમજ સદા સદોદિત છે. વળી સર્વ લોકથી આ મહાશૂન્યરૂપ ભુવન પર આવેલું છે. આ પર આવેલા ભુવનમાં સકર્તા સત્‌કૈવલ આ ભુવનને સ્પર્શીને બિરાજેલા છે, અર્થાત્ આ અંતરિક્ષ આવેલું મહાશૂન્ય એજ તેમનું સિંહાસન છે.

सर्व उत्कृ ष्ट शिखर घर सोइ, बिनु कैवल कर्ता नहि कोइ;
सोही कै वल पद आद्य अनादु, ब्रह्म ज्योत शक्ति गुन आदु. ॥६१॥

સર્વ શિખરોમાં શ્રેષ્ઠ મહાશૂન્યરૂપ શિખરમાં સકર્તા સત્‌કૈવલ સિવાય બીજા કોઈનો નિવાસ નથી. આ કૈવલકર્તા અનાદિના હોઈ બ્રહ્મ, જ્યોતિ, શક્તિ અને ગુણ આદિનાં છે.

तेही कर्ता महाद अखंड उजासा, व्यापक ब्रह्म जेनु तेज प्रकाशा;
जीव अंश बीजग पुनी तीनके, कैवल आद्य सनातन जीनके. ॥६२॥

જેના ધામમાં અખંડ અજવાળું છે એવા મહદ્ સકર્તા સત્‌કૈવલ હોઈ વ્યાપક બ્રહ્મ તે જ તેમનો પ્રકાશ છે. જેનો પ્રકાશ સનાતન છે એવા જે સકર્તા સત્‌કૈવલ તેમણે જ નિરંજનરૂપ બીજનાં અંકુરરૂપ જીવ અને ચૈતન્ય અંશ રચેલા છે.

प्रथम बीजग निरंजनही अंकुरा, अणीअग्रेव तन भयेहु सफुरा;
तिलक भाल निरंजन गत जोती, तेज पुंज अणीअग्र उद्योती. ॥६३॥

અનાદિ ખગાકાર શૂન્યમાં પ્રથમ નિરંજનરૂપ બીજમાંથી જે અંકુરની સ્ફુરણા થઈ તે સ્ફુરણાની ગતિનું સ્વરૂપ અણિઅગ્રવાળું છે. આ સ્ફુરણા એજ મહદ્ જ્યોતનું સ્વરૂપ હોઈ

ભાલતિલકરૂપે છે. મહાશૂન્યમાંથી આ પ્રમાણે તેજ:પુંજ એટલે જ્યોતિરૂપ અણિઅગ્રવાળું સ્વરૂપ ઉદ્ભવ્યું છે.

**ओर सकल जीव त्रिगुण समेता, अणीअग्रेव लख उपज सहेता;**

**स्थिर स्थावर आगम हम बरने, अणीअग्रेव तन सब बन बरने. ॥६४॥**

ત્રણ ગુણની આદ્ય લઈ જીવમાત્રની ઉત્પત્તિ થવામાં જે હેતુ રહ્યો છે તે હેતુનો લક્ષ અણિઅગ્રવાળો છે જે ઝીણી દષ્ટિથી જોતાં જણાશે. વળી સ્થાવરજાતિનાં દરેકે દરેક ઝાડ ભાલતિલકરૂપ અણિઅગ્રવાળાં છે તે વિષે આગળ વર્ણન કરેલું છે.

**अब जंगम गतमत कहु सारा, अणीअग्रेव भव सकल पसारा;**

**त्रिगुण शक्ति सुरलोक समेतु, अणीअग्रेव तन सकलन केतु. ॥६५॥**

ત્રણ ગુણની આદ્ય લઈ શક્તિ અને દેવલોક સુધીના જંગમજાતિમાત્રનાં શરીરોની ગતિ અણિઅગ્રવાળી હોઈ આ શરીરો વડેજ સર્વ જગતનો પ્રસારો થયો છે. આ બધી જંગમજાતિના સારાય પસારાની ગમગતિ ધજાદંડની માફક અણિઅગ્રવાળી છે તે વિષે કહું છે.

**पादु पांण्य अंगुरी अनी वेसा, श्रवण नेंन अनी दसन विशेषा;**

**ओरु नासा लिंगस अनि रु पा, रोम सकल अनी अग्र अनुपा. ॥६६॥**

હાથ, પગ અને આંગળાનો ઘાટ જોતાં અણિયાળો દેખાય છે. વળી કાન, નેત્ર, દાંત, નાસિકા, લિંગસ્થાન અને શરીર ઉપરનાં સઘળાં રુવાંટાં પણ અણિયાળાં હોઈ આ દરેકની ગતિ અણિયાળી દેખાય છે.

**निखशिख कुचन सहित अनि राजे, रसना रसिक अनी अग्र बिराजे;**

**पंचतत्त्व अब कहु समजाइ, तिलकभाल वत् गत सब ताइ. ॥६७॥**

રસિક જિહ્વા તથા કુચસ્થાનથી (સ્તન) લઈ નખશિખ પર્યંત સર્વાંગ શરીરો અણિયાળી ગતિએ બિરાજેલાં છે. પંચતત્ત્વોની ગતિ પણ ભાલતિલકરૂપ છે તે વિષે સમજાવું છું. તે સાંભળો.

**श्रवण व्योम रसना अप सारा, नयन तेज अवनि गंध ठारा;**

**पवन तुचा सपरस तन सारु, रोम रोम अणिअग्र आकारु. ॥६८॥**

આકાશમાંથી શબ્દ ઉત્પન્ન થયો તે અણિયાળો હોઈ શ્રવણને સાંભળવાની ગતિ તે પણ અણિયાળી છે. સઘનઘનમાંથી ઉત્પન્ન થતું પાણી અણિયાળી ગતિવાળું હોઈ પૃથ્વી ઉપર અણિયાળી ગતિએ પડે છે. ખટરસ સ્વાદની પરીક્ષા જિહ્‌વા અણિયાળી ગતિએ કરે છે. આંખ અણિયાળી દષ્ટિએ તેજ (રૂપ)ની અને નાસિકા અણિયાળી ગતિએ ગંધની પરીક્ષા કરે છે. પવનનો સ્પર્શ ત્વચાને થતાં આ ત્વચા અણિયાળી ગતિએ પરીક્ષા કરે છે. આમ સર્વાંગ શરીર અને રોમેરોમ અણિઅગ્ર આકારવાળાં છે.

**पंचतत्त्व इंद्री मुख एही, भालतिलक अणिअग्र सनेही;**

**बानी चतुर अणिअग्र वखानु, परा पश्यंती मध्यमाही वैखरानुं. ॥६९॥**

પંચતત્ત્વનાં મુખ ઈંદ્રિયો છે, આ ઈંદ્રિયો પંચતત્ત્વોની ગતિ વા વિકાસને ઓળખે છે. આ ઓળખવાની ગતિ ભાલતિલકરૂપ હોઈ અણિઅગ્રના સ્નેહરૂપ દેખાય છે. વળી પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, આ ચાર વાણીની ગતિ અણિઅગ્રરૂપ હોઈ તે ગતિનાં હું વખાણ કરૂં છું તે સાંભળો.

**पराहि शून्य श्रवण अनिवारे, पश्यंती ओमकार अनिरेख शिर धारे;**

**घडन घाट मध्यमा अनी उरा, वैखरी द्वार अनी स्वरही सफुरा. ॥७०॥**

પરાવાણીનું સ્વરૂપ શૂન્યરૂપ હોઈ તેનું સ્રવણ એટલે ઝરણ (ઝરવું તે) અણિયાળું છે. આ પરાનું જે અણિયાળું ઝરણ તે પશ્યંતીનું સ્વરૂપ હોઈ ૐકાર પોતે અણિયાળી રેખ વડે તેને માથે ધારણ કરેલું છે. હવે ૐકારના ઝરણરૂપ જે મધ્યમા વાણી છે તે અણિયાળી ગતિએ શબ્દમાત્રનો ઘાટ ઘડે છે અને વૈખરી વાણીદ્વારા આ શબ્દોનો સ્વર જે સ્ફુરે છે તે ગતિએ અણિયાળો છે.

**घडन घाट मध्यमा अनि केसे, भयेहु अक्षर अनिगत ताइ तेसे;**

**त्रिगुण तंत अणिअग्र समेती, सुनहो संत तीनु समज सचेती. ॥७१॥**

આ મધ્યમાં વાણીમાં જેની સાથે જે જે પ્રકારે આલોચન થાય છે તે તે પ્રકારના ભાવવાળા અણિયાળા અક્ષરો બંધાય છે. આ અક્ષરો જેના પરત્વે જે જે ભાવવાળા બંધાય છે તે તે પ્રમાણે તે

સ્ફુરે છે. આ સ્ફુરણાના સ્વરૂપની ગતિ અણીયાળી છે. વળી ત્રણ ગુણનું તંત્ર પણ અણિઅગ્રરૂપ છે એ વિષેની સમજ આપું છું. તે, હે સંતજનો ! સચેત થઈને સાંભળો.

**प्रथम रजो संबंधही जेही साधे, नेनकटाक्ष अणिअग्र सनांधे;**

**द्वितीयो सतोगुण सर्व सुख पुरी, गलित वचन अनि दोहु कर जोरी. ॥७२॥**

પ્રથમ રજોગુણનો સંબંધ જે જન સાધે છે તે અણિયાળી નજરે સરસંધાનની માફક પોતાની રજોગુણ-ભાવવાળી વક્રદષ્ટિ નાખે છે. આ લક્ષણાનું સ્વરૂપ અણિયાળું છે. બીજું સત્ત્વગુણનું સ્વરૂપ સર્વ સુખની પુરીરૂપ હોઈ કોઈ માનવ વા દેવ પરત્વે બન્ને હાથ જોડી ગલિત વચને પ્રાર્થના કરીએ છીએ; આ પ્રાર્થનાનું સ્વરૂપ અણિયાળું છે.

**त्रीतीये तमोही अहंकार उद्योति, तेहि गति अग्र ज्वाल अनी ज्योति;**

**तिलक भाल सम त्रिगुन सनातु, ताहीते सकल तन भये अणियातु. ॥७३॥**

ત્રીજો તમોગુણ તે અહંકારરૂપે પ્રકાશે છે તેની ગતિ જ્યોતિરૂપ જ્વાળાવાળી હોઈ અણિઅગ્રરૂપ છે. આ પ્રમાણે આ ત્રણે ગુણનો નાતો ભાલતિલકરૂપ હોઈ આનાથી જ સર્વલોકનાં શરીરોની ગતિ અણિયાળી થયેલી છે.

**अंतःकरण चतुर अणि भेषा, करन बोध गति जुग उपदेशा;**

**चित चितवंन संकल्प मन सारा, घडन घाट बुध तोलत अहंकारा. ॥७४॥**

ચતુષ્ટય અંતઃકરણનું સ્વરૂપ અણિઅગ્રરૂપ હોઈ તેની અણિઅગ્ર ગતિ વડે વિદ્વાનો જગતને ઉપદેશ કરે છે. વળી ચિત્તની લક્ષણા ચિંતવન, મનની લક્ષણા સંકલ્પ, બુદ્ધિની લક્ષણા ઘાટ ઘડવા તે અને અહંકારની લક્ષણા તોલ કરવો તે છે.

**कहहु ताय अणिअग्र बखानी, जेही जाकी गतमति अति छानी;**

**सकल वस्त रज अज लगी जेही, प्रोइ मनवृत्ति अणिअग्र सनेही. ॥७५॥**

જેની ગતિમતિની લક્ષણા અતિ ગુપ્ત છે એવાં આ અણિઅગ્રવાળાં અંતઃકરણનાં વખાણ કરૂં છું; તેમાં પ્રથમ મનઅંતઃકરણથી અણુથી લઈ બ્રહ્મા સુધીના દરેકે દરેક શરીરોમાં અણિઅગ્રરૂપ મનોવૃત્તિઓ સ્નેહપૂર્વક પરોવાઈ ને રહેલી છે.

त्रिविधी रस्व समलीत ठसवेदा, गडेहु अग्र होइ लेइ बुध भेदा;

सोही निज भेद कहेहु संसारा, खटही शास्त्र मत पुरान अढारा. ॥७६॥

ત્રિવિધ રસ્વ એટલે અકાર, મકાર અને ઉકાર, આ ત્રણ માત્રાઓ સમલિત ઠસરસ વેદરૂપે છે; તેને પ્રાપ્ત કરવા કોઈ મહાન પુરૂષો બુદ્ધિરૂપ અણિઅગ્રવડે અંદર ઊતરીને આ ત્રણે માત્રાઓને ખોજપૂર્વક ભેદી નાખી જેનું જેવું સ્વરૂપ છે તે તે પ્રમાણે તેમાં રહેલો નિજભેદ આ સંસારના સઘળા લોકો આગળ વેદ, શાસ્ત્રો તેમજ પુરાણોરૂપે કહી સંભળાવે છે. આ પ્રમાણે જે ભેદ સંભળાવે છે તે પ્રકાર બુદ્ધિનો હોઈ ભાલતિલકરૂપ છે.

चित्त चिंतवन तन रहतही घेरा, छनत सार अणिअग्रन नेरा;

द्रढ मजबूत हरदेही अहंकारा, कढेहु तोल कंटहीक संसारा. ॥७७॥

ચિત્તના ચિંતવનનું સ્વરૂપ અતિ ઘેરું હોઈ આ ચિત્તરૂપ અણિ વડે સર્વ વસ્તુને છીણી સારરૂપે વસ્તુરૂપ મુદ્દો તારવે છે. હદયસ્થાને દઢ, મજબુત અહંકાર રહેલો છે; આ અહંકાર સંસારભરમાં કાંટાની માફક તોલ કરવાવાળો છે.

सोही कंटव अणिअग्र सरेखु, कहेहु अहंकार हम जबी अनीवेखु;

शरीरशोधन सर्व एही अनुकर्मु, तिलकभालवत रस्वगति मर्मु. ॥७८॥

આ અહંકારરૂપ કાંટો અણિઅગ્રરૂપ છે અને આ અણીએ વસ્તુ ચઢાવી તોલ કરનારો છે. આથી જ આ અહંકારને અણિના વેશવાળો કહું છું. વળી શરીરનું શોધન કરવામાં સંપૂર્ણ અનુકુળ છે. આ ઉપરથી અહંકારરૂપ રસની ગતિનો મર્મ ભાલતિલકરૂપ છે.

दश अवतार विष्णुके धरे जेही, अणीअग्रेव तन सकल सबेही;

कोहुके पादुपाण कोहु पुछ मुखा, बिनहु अग्र अनी नहि तनरु खा. ॥७९॥

વિષ્ણુના જે દશ અવતારો થયાતે બધાનાં શરીર અણિઅગ્રવાળાં હોઈ કોઈને હાથપગ તો કોઈને મુખ તથા પુચ્છ હોઈ આમ કોઈ પણ દેહનો ચહેરો અણિઅગ્રવાળા અવયવો સિવાયનો છે જ નહિ.

शेष सकल स्त्रष्टही शिर धारु, याहीके पुछ फनी अनीही आकारु;

जीव लक्ष बावीश अपजाति, अनीअग्रेव तन सकल विजाति. ॥८०॥

સમસ્ત સૃષ્ટિને ધારણ કરનાર એવા જે શેષજી તેમના પુચ્છ તથા ફેણ અણિયાળાં છે. વળી બાવીસ લક્ષ જળચરજાતિનાં દરેકે દરેક ઘાટ વિધવિધ પ્રકારના હોવા છતાં તે દરેકનાં શરીર અણિઅગ્રરૂપ છે.

पंच चतुर कुल नाग नरेशु, मुछ पुछ अनीअग्र सरेशु;

पर्वत कुल अष्टांग अनुपा, भालतिलक अनीअग्र निरुपा. ॥८१॥

શેષનારાયણના કુળમાં વૃદ્ધિ પામેલા નવકુળ નાગ છે. આ બધાનાં મુછપુચ્છયુક્ત શરીર અણિઅગ્રવાળાં છે તથા સુંદર શોભાવાળા આઠે કુળના પર્વતો ભાલતિલકરૂપ અણિઅગ્રવાળા છે.

पशु पंखी ओरु कीट पतंगा, अनीअग्रेव तन सकल उतंगा;

कोहुकी चंच पर काहु करपादु, कोहु सींगपुछ अनीअग्र अनादु. ॥८२॥

પશુ, પક્ષી, કીટ અને પતંગ, આ બધી જાતિનાં શરીરો ઉત્તમ અણિઅગ્રરૂપ છે. કોઈને ચાંચ અને પાંખ તથા કોઈને હાથપગ તો કોઈને શિંગડા તથા પુચ્છ, આમ અનેક પ્રકારના ઘાટ હોવા છતાં આ બધાય અણિઅગ્રરૂપ છે.

रुद्रही बाण एकादश लिंगु, भालतिलक अनीअग्र उतंगु;

शक्ति सकल संसार सरांनी, अणी अलंकार शिर धर निशांनी. ॥८३॥

રુદ્રનાં અગિયાર બાણ જે લિંગથી ઓળખાય છે તે ઉત્તમ અણિઅગ્રવાળાં હોઈ ભાલતિલકરૂપ દેખાય છે. આખાય સંસારના મહાકવિઓ જે સ્ત્રીજાતિનાં વખાણ કરી ગયા તેમણે જે અંગનાં વર્ણન કર્યાં તે તે અંગની નિશાનીઓ લક્ષમાં લઈ અલંકારપૂર્વક અણિઅગ્રરૂપે વર્ણવી છે.

भ्रगुटि नैंन नासा अनीअग्रु, वेधे सकल कामी कुल नगरु;

देव सकलके देवल अवनिके, भालतिलकवत् अग्र अनीके. ॥८४॥

ભ્રુકુટિ, નેત્ર અને નાસિકા અણિઅગ્રરૂપ હોઈ તે સર્વ કામાંધ નગરાઓનાં હદયને વીંધે છે. પૃથ્વી ઉપરનાં સઘળાં દેવાલયો અણિઅગ્રવાળાં હોઈ ભાલતિલક રૂપ દેખાય છે.

शस्त्र सकल बहुविधि मतमतके, कीरखी राछ क्षत्री नरपतके;

अनीअग्रेव कर सकल धरनकु, तुप्त बंधु अनी करन धरनकु. ॥८५॥

ખેડુતનાં રાચરચીલાં (ઓજારો) તથા ક્ષત્રિયો અને રાજાઓનાં વિધવિધ હથિયારો જેને તેઓ પોતાના બંધુ સમાન ગણી ખૂબ ખુશ થઈ હાથમાં ધારણ કરે છે, તે તમામ શસ્ત્રો અને ઓજારો અણિયાળાં છે.

देव सकल शशी सुर उडधनही, अनीअग्रेव कीरणी सर्व तनही;

निगम चतुर चुरचुर स्वर सुरती, अणीअग्रेव व्याक्रण रुचा फुरती. ॥८६॥

સર્વ દેવલોકો તથા સૂર્ય, ચંદ્ર અને તારામંડળ, આ બધાઓનાં શરીરોમાંથી અણિઅગ્રરૂપ કિરણો નીકળે છે. બ્રહ્માજીએ નિજવસ્તુની શોધખોળ કરવા પ્રણવના ચુરેચૂરા કરી શ્રુતિરૂપે ચાર વેદ રચ્યા છે. આ ચાર વેદ તથા વ્યાકરણ અને ઋચા (વેદમંત્રો)ની સ્ફુરણાનું સ્વરૂપ અણિ અગ્રવાળું છે.

प्रणव चाप रसना कर ठांनी, निगम बाण अणी कर्ण वेधांनी;

एही अभिप्राय कहेहु सुनो संतु, सकल जीव क्यौं भये अणीतंतु. ॥८७॥

પ્રણવરૂપ ચાપ (ધનુષ્ય)ને રસના એટલે જિહ્વારૂપ હાથમાં ગ્રહણ કરી નિગમરૂપ બાણને છોડતાં આ નિગમરૂપ બાણની અણીથી ભલભલાના કાન વીંધાય છે. આ બધાય જીવોનાં શરીર અણિયાળાં કેમ થયાં તે વિષેનો અભિપ્રાય કહું છું તે, હે સંતજનો ! સાંભળો.

निज कैवलसे सकल जब भयेवु, अणिअग्रेव अंकुर उत्पयेवु;

अणी अंकुर आयेहु इतधरसे, फेरी अणी करत जावन ङ्रत घरसे. ॥८८॥

જ્યારે નિજ સકર્તા સત્કૈવલથી સર્વલોક ઉદ્ભવ્યા ત્યારે પ્રથમ અણિઅગ્રરૂપે અંકુરો ઉત્પન્ન થયાં છે. આમ પ્રથમથી જ અણિઅગ્રરૂપે તે ઘેરથી આ બધાંય અંકુરો આ બાજુ આવ્યાં છે. જ્યારે ફરી પાછાં આ અંકુરો અણિઅગ્રરૂપ થશે ત્યારે તે નિજઘર પ્રાપ્ત કરી શકશે .

विश्व सकल तन सर्व अणी आसे, निज चैतनगत सेहेज प्रकाशे;
कैवलपद सरभर ठस देशा, भयेहु अग्र तांही करन प्रवेशा. ॥८९॥

ચૌદલોકનાં શરીરો આશયયુક્ત અણિઅગ્રરૂપ હોઈ નિજ ચૈતન્યની ગતિ આ અંકુરમાં આવી ત્યારે અંકુરમાં રહેલા આશયનો પ્રકાશ થયો. કૈવલના પદરૂપ વ્યાપક બ્રહ્મમાં સર્વત્ર રચાયેલા અંકુરરૂપ ઘાટોમાં ચૈતન્ય અંશોએ પ્રવેશ કર્યો.

ज्यौं नरपतद्वारेही सर्व दीना, जोडही पाण अणिअग्र आधीना;
त्यौं कैवल नरपतही जीवनकु, अणीअग्रेव स्तुति सर्व तनकु. ॥९०॥

જેમ રાજાના દ્વારે સર્વ લોક અણિઅગ્રવત્ બન્ને હાથ જોડી દીનતાપૂર્વક આધીન થઈને ઊભા રહે છે તેમ ચૌદલોકની આદ્ય લઈ અનંત મહીમંડઈડના નૃપતિરૂપ સકર્તા સત્કૈવલ હોઈ આ બધાય તબક્કાઓમાં જીવમાત્ર અણિઅગ્રરૂપે સ્તુતિ કરતા હોય તેમ વસેલા છે.

जेसेही भोम सजड संलारी, गडत खील अणीअग्र आकारी;
यौं कैवलही पोमी परिपुरा, गडत आस जीव अणीअंकुरा. ॥९१॥

જેમ સજ્જડ પૃથ્વીમાં અણિયાળો ખીલો હોય તો જ જઈ શકે છે તેવી જ રીતે કૈવલરૂપ પરિપૂર્ણ ભૂમિમાં જીવ આશયયુક્ત અણિયાળા અંકુર વડે ખીલાની માફક પ્રવેશી શકે છે.

आपही आप गडही नहि कीला, त्यौं जीव मोक्षही लहत न एकीला;
गाडेहु कील पुरुष जमी गडही, यौं सतगुरुसें कैवल जीव भडही. ॥९२॥

જેમ ખીલો પોતાની મેળે કોઈ વસ્તુમાં પ્રવેશી શકતો નથી તેમ જીવ એકલો મોક્ષ મેળવી શકતો નથી; પરંતુ કોઈ પુરૂષ જમીનમાં ખીલો ઘાલે તો જરૂર જઈ શકે છે તેમ જીવને સદ્ગુરૂ કૈવલ સાથે ભેટો કરાવી શકે છે.

ताहीते सकल सतगुरु करो खोजा, बिनहु मोक्ष वृथा क्यौं खुवो रोजा;
हो सतगुरु साम्रथ जगमांही, तेहु तोलना सरभर कोहु नांही. ॥९३॥

હે અંશો ! ઉપર કહ્યા મુજબ વૃથા દિવસો ગુમાવ્યા સિવાય જો મોક્ષ મેળવવાની ઈચ્છા

હોય તો સદ્‌ગુરૂની ખોજ કરો. જેની તુલના ન થઈ શકે એવા સમર્થ સદ્‌ગુરૂ હયાત છે તો પછી મુઝવણ શાની હોય !

**कैवल पद अदबद अजमाली, पावतही जेही गुरु करत दलाली;**
**कैवलपद सदगुरु नहि भीनु, सलंगसुतर सरभर लोलीनु. ॥९४॥**

કૈવલ અને પદરૂપ ભગવાન કરૂણાસાગર અદબદ હોઈ ગુપ્ત રહેલા છે; આમ છે છતાં ગુરૂરૂપ દલાલ કરો તો પ્રાપ્ત કરી શકાશે. વળી કૈવલ અને પદરૂપ સદ્‌ગુરૂ સરભર, લોલીન, (તલ્લીન, એકાકાર) સળંગસૂત્રવત્ હોઈ ભિન્ન નથી; તેમજ

**एकमेक अद्वैत गमगतही, मीले सतगुरु कै वलपद पतही;**
**कैवलपद करु णामय रहेउ, अणीअग्रेव सर्व भव उतपयेउ. ॥९५॥**

સકર્તા સત્‌કૈવલ અને પરમગુરૂ એકમેક હોઈ ગમગતિએ તેઓ અદ્વૈત છે; પણ સત્‌ગુરૂ મળશે ત્યારે જ કૈવલપદ પ્રાપ્ત થશે. આ કૈવલપદ કરૂણામય હોઈ તેનાથી જ આ બધુંય જગત અણિઅગ્રવત્ ઉત્પન્ન થયેલું છે.

**भालतिलक चिंन सब तनु जाये, सकल जीव चरअचर जनाये;**
**निज चैतन देह आद अविकारु, तिलकभाल तन सब उर धारु. ॥९६॥**

ચરાચર જીવમાત્ર જે દેખાય છે તે ભાલતિલકરૂપ ચિહ્નયુક્ત દેહવાળા જન્મ પામેલા છે. ભાલતિલકયુક્ત જે દેહ જન્મ પામ્યો છે તે પ્રથમથી જ વિકાર રહિત હોઈ નિજ ચૈતન્યે પોતામાં ધારણ કર્યો છે.

**एही परकार सार सर्व खोजु, अणीअग्रेव तनु सकल सरोजु;**
**याही अनुभव पंडित मम संतु, खटदर्शन सुनो भेख अनंतु. ॥९७॥**

આ પ્રમાણે ખોજ કરીને જોતાં સર્વમાં સારરૂપ એ જણાયું કે જગતભરનાં સર્વ શરીરો કમલવત્ અણિઅગ્રવાળાં છે. ખટદર્શનના ભેખની આદ્ય લઈ હે અનંત ભેખધારી પંડિતો અને મારા સંતજનો ! ઉપરના અનુભવ પ્રમાણે ખોજ કરીને જોજો.

तिलकभाल हम जबी निरमावा, सकल जीव आसेही भरपावा;

असंख्य लोक गति कीयेहु नमेरा, तिलक भाल चकवेपति मेरा. ॥९८॥

ભગવાન અનંત ભેખની આઘ લઈ ખટદર્શન વગેરે ભેખધારીઓને ઉદ્દેશીને કહે છે કે આ મારૂં ભાલતિલક ચકવેપતિ છે. અને સર્વ જીવો ભાલતિલકરૂપ સંપૂર્ણ આશયયુક્ત નિર્માણ કરેલા છે; અર્થાત્ અંકુરરૂપ સર્વ જીવોની જે રચના થઈ છે તે જ સાક્ષાત્ ભાલતિલકરૂપ છે. આમ છે છતાં ચૌદલોકમાં વસતા સર્વલોકો નિર્દય નગરા હોઈ મારા આ અણિયાળા અંકુરરૂપ ભાલતિલકની ગતિને ઓળખી શક્યા નથી.

ओर सकल करतव उपजुगती, तिलकभालगत विनु नहि मुक्ति;

भालतिलक लक्ष निजपद पाहु, आये जेही गति इत वाही गति जाहु. ॥९९॥

આ બાજુના સર્વલોકોએ જે તિલક ઉપજાવી કાઢ્યાં છે તે કૃત્રિમ હોઈ ઉપલક છે પણ ભાલતિલક સિવાય જીવમાત્રની મુક્તિ કદી થશે નહિ; કારણ કે પરમપદે પહોંચાડવાવાળો ભાલતિલકરૂપ જે નિજલક્ષ તે જ, જે, ઘેરથી, જે ગતિએ આવ્યા, તે જ ગતિએ તે જ ઘેર લઈ જનાર છે.

द्वैतरमण नाम रुप गुण वेशा, आवन जावन अणीअग्र प्रवेशा;

निज चैतन तन कछु ना सहावे, जेही चैतन जड द्रष्ट ना आवे. ॥१००॥

હે શુદ્ધ સમજબુદ્ધિવાળા વિદ્વાનો ! હું કહું છું તે સાંભળો ! નામ, રૂપ અને ગુણવાળો વેશ દ્વૈતરમણ કરાવનારો હોઈ આ બાજુ અને તે બાજુ પ્રવેશ કરાવનાર અણિઅગ્રરૂપ અંકુરજ છે. જેને હું નિજ ચૈતન્ય કહું છું તેમાં આમાંનું કંઈ જ નથી અને રહી શકે તેમ પણ નથી. આ કારણને લીધે ભૌતિક શરીરના ઘાટવાળી જડ દષ્ટિમાં આ ચૈતન્ય આવી શકતો નથી. આ ન્યાયે ચૈતન્ય સંબંધી ધ્યાનપૂર્વક જોવા શ્રમ કરવો તે વ્યર્થ છે.

सोही चहीतन जबी भये द्रशरुपा, तिलकभालवत् सकल सरुपा;

निज चैतनके तिलक सर्व देहु, सोही नमुने हम कीये उपलेहु. ॥१०१॥

જ્યારે ચૈતન્યે અણિઅગ્રરૂપ ટોપી પહેરી લીધી ત્યારે આ ટોપીયુક્ત ચૈતન્ય દશ્યરૂપ થયો.

આ દશ્યરૂપ થવું એજ ભાલતિલકનું સાક્ષાત્ સ્વરૂપ છે. અર્થાત્ નિજચૈતન્યના જે તિલકરૂપ દેહ રચાયા તે જ નમુના મુજબ મારા કાયમ પંથીઓ માટે આ બહારનું ભાલતિલક નિર્માણ કરેલું છે, માટે બહારના ભાલતિલકના આ નમુના મુજબ અંદર ખોજ કરીને જોજો.

**याहीते सकल खोज कीयेहु निहोरा, तिलकभाल सबके शिर मोरा;**
**पंथ पक्ष जतमत ज्यौं त्यौं वेखाा, खटदर्शन ओरु  द्वादश भेखा. ॥१०२॥**

ઉપર પ્રમાણે નિહાળીને ખોજપૂર્વક સર્વલોક જોશે તો ભાલતિલક મહોર (છાપ) સર્વના મસ્તકે અનાદિની છે જ એમ દેખાશે. આ અંદરના ખરા તિલકની જાણ બુઝાઈ ન જાય એમ સમજીને સર્વ ભગવતિજનોએ ઉપલક ભાલતિલક કરવું જોઈએ. વળી ખટદર્શનની આદ્ય લઈ દ્વાદશ ભેખ તેમજ સર્વ મતપંથના પક્ષાવલંબીઓએ પોતાના જતમત પક્ષ બાંધી જે જે તિલકના વેશ કર્યા છે તે તમામને માથે ભાલતિલક સરદારરૂપ હોઈ સર્વોપરી છે.

**भालतिलक तीनुमांही सरदारा, करेहु लक्ष तनु आद्य विचारा;**
**निजपदलक्ष पक्ष नहि पाति, सोहीपद अटलही आद्य सनाती. ॥१०३॥**

આ બધા મતપંથનાં સઘળાં તિલકોને માથે ભાલતિલક સરદારરૂપ છે. આ તિલકરૂપ લક્ષનું સ્વરૂપ આદ્યના વિચારરૂપ છે. આ પ્રમાણે નિજપદના લક્ષ રૂપ તિલક હોઈ એમાં કોઈ જાતનો પક્ષપાત નથી. આ નિજપદ અચળ, આદ્ય અને સનાતન છે.

**पक्ष पंथ मत विविधी विचारा, द्वैतभाव ओरल्या उपचारा;**
**सोही मम सकल नकलवत वेशा, तिलकभाल उपचार विशेषा. ॥१०४॥**

પંથના પક્ષવાળા મતાવલંબીઓએ દ્વૈતભાવવાળા વિધવિધ વિચારો કરી આ બાજુના ઓરલા ઉપચારો ઉપજાવી કાઢી ખરા તિલકના અભાવે તિલકની કૃત્રિમ નકલો કરી છે. આ બધાંય તિલકોથી મારા ભાલતિલકના ઉપચાર વિષેની ગતિ વિશેષ હોઈ શ્રેષ્ઠ છે.

**जेही उपचार आद्य अनुसुता, तेही उपचार सकल संजुक्ता;**
**निज उपचार सार तन देही, भालतिलकवत सर्व सजेही. ॥१०५॥**

આ તિલકરૂપ ઉપચાર આદિવસ્તુરૂપ મુદાની સાથે અનુસ્યૂત હોઈ સર્વ અંશોસંયુક્ત રહ્યા

છે. આ નિજ ઉપચારના સારરૂપ જે દેહ તેનું સજાવટ સ્વરૂપ ભાલતિલકવત્ છે.

**पसरण पुष्ट संकीरण संखेतु, भालतिलक दोनु अग्र सहेतु;**

**ताहीते तिलक हम भाल भविता, ताही आकार सकल तन केता. ॥१०६॥**

જ્યારે આ ભાલતિલકરૂપ અંકુરોનો પ્રસારો થાય છે ત્યારે પૃષ્ટિ પામેલો દેખાય છે; અને આ પૃષ્ટિ પામેલો પ્રસારો સંકુચિત થાય ત્યારે સંકેત એટલે પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ અંકુરરૂપે રહે છે. આમ આ પ્રસારો અને સંકીર્ણ સંકેત આ બન્નેનો હેતુ અણિઅગ્રરૂપ હોઈ ભાવતિલકરૂપે છે; એટલા જ માટે કહું છું કે ભાલતિલકના આકાર મુજબ આ બધાંય શરીરોની આકૃતિ રચાયેલી છે.

**रची परपंच लखो न मत भुरी, आदी मम ज्ञान तिलक जुग मुरी;**

**ज्ञानद्रष्टि जुवो सकल विलोकी, दिव्य द्रष्टि करी लक्ष अलोकी. ॥१०७॥**

પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે આ તિલક વિષે જે નિર્ણય કરી બતાવ્યો છે તે પ્રપંચ નથી, કારણ કે મારૂં જ્ઞાન આદિ હોઈ તિલક એ જ જગતના મૂળરૂપે છે; માટે જ્ઞાનદષ્ટિથી સર્વ વિલોકન કરીને જોશો તો આ તિલકરૂપ અલૌકિક લક્ષ દિવ્ય દષ્ટિ કરાવનારો છે એમ સમજાયા સિવાય રહેશે નહિ; માટે સ્વાનુભવ કરી જોશો.

**द्रष्ट अलोक आत्म अनुभवकी, सोही गति लहत लोक वित्त सर्वकी;**

**याही निज द्रष्ट लक्ष मम न्यालो, भालतिलक पख वदित विशालो. ॥१०८॥**

જે ભગવતિજનની આત્મ-અનુભવથી અલૌકિક દષ્ટિ થાય તે આ દિવ્ય દષ્ટિની ગતિ વડે સર્વલોકના વિત્તને સમજી શકે છે. આ દિવ્ય દષ્ટિથી મારા ભાલતિલકરૂપ વિશાળ લક્ષને નિહાળીને જોશો તો યથાયોગ્ય સમજાશે. ચર્મચક્ષુવાળા આ અનુભવ મેળવવા હરીફાઈ કરી શકશે નહિ.

**अणी अलंकार सकल तन धजही, ताही ते तिलकभाल भव दिगवजही;**

**अहो मम सज्जनसंत सुनो सरही, तिलकभाल जाहर जुग धरही. ॥१०९॥**

ધ્વજારૂપ અણિઅગ્રવાળો અલંકાર છે જેને એવાં ભાલતિલકરૂપ શરીરો સર્વ અંશને પ્રાપ્ત થયેલાં હોઈ સર્વલોકમાં દિગ્વિજય કરાવે છે. અહો ! હે મારા સંતસજ્જનો ! આ મારૂં ભાલતિલક

જગતભરમાં જીત મેળવનાર હોઈ તમો તેને જગજાહેર મસ્તકે ધારણ કરજો.

**तिलकभाल सो नवीन नहि नुगता, आद्य अंत तन प्रसंग संजुक्ता;**

**सकलजीव मम पद पक्ष दक्षु, तिकलभाल अनी सब शिर लक्षु. ॥११०॥**

હે સંતજનો ! આ મારૂં ભાલતિલક તે નવીન નુકતો છે એમ માનશો નહિ કારણ કે આદિથી અંત સુધી તે શરીરની સાથે જોડાયેલું છે જ. આ અણિયાળા તિલકરૂપ જે લક્ષ તે સર્વમાં શ્રેષ્ઠ હોઈ મારા પક્ષના બધાય જીવને આ ભાલતિલકરૂપ દિક્ષા આપેલી છે.

**निज कैवल पदके जीव अंशा, भालतिलक उपासीक हंसा;**

**जब कैवल पदसे द्वैत पावा, भालतिलक अंक वहांसे लावा. ॥१११॥**

જ્યારથી જીવ તથા અંશો નિજકૈવલ પદથી સર્જાઈને દ્વૈત થવા પામ્યા ત્યારથીજ તે ભાલતિલકની ઉપાસનાવાળા હોઈ આ તિલકરૂપ અંકનો નમુનો ત્યાંથી જ લઈને આવ્યા છે.

**सरजी स्त्रष्ट उत्कृष्ट तबनका, तिलकभाल सीक्का आद्य कैवलका;**

**निजकर्तार उपास जो करहो, तिलकभाल छापा उर धरहो. ॥११२॥**

જ્યારે સકર્તા સત્‌કૈવલ ઉત્કૃષ્ટ સૃષ્ટિ સર્જી ત્યારે પ્રથમથી જ ભાલતિલકરૂપ સિક્કો મારેલો છે, માટે જો નિજ કિરતારની ઉપાસના કરવી હોય તો ભાલતિલકરૂપ છાપો તમારા ઉરમાં ધારણ કરજો.

**ओर सकल उपासन वरता, अधिक विभूत देख कीये कर्ता;**

**ताहीके उपासक कर्तव शरीरा, निज चैतन नहि प्रसव परीरा. ॥११३॥**

દેવતા આદિની અધિક વિભૂતિ જોઈ જે કર્તા તરીકે પદ સ્થાપ્યાં છે તે બધાંની ઉપાસના આ બાજુની હોઈ ઓરલી છે; કારણ કે કર્તા તરીકે જે પદ સ્થાપ્યાં છે તે પદરૂપ શરીરો કૃતરૂપ હોઈ તેમની ઉપાસના નિજ ચૈતન્યને લેશમાત્ર સ્પર્શતી નથી.

**कर्तवके आप कर्तवही इष्ट थापा, कर्तवके जाप कर्तवहीके छापा;**

**कैवल पद सद चिद पर नेता, याही में नहि कोहु ताही पद वेत्ता. ॥११४॥**

જગત પોતે કૃતરૂપ છે અને જગતના સ્થાપેલા કર્તા તે પણ કૃતરૂપ છે. તેમની ઉપાસનાનો મંત્ર તે પણ કૃતરૂપ હોઈ તિલકનું છાપું કાઢ્યું તે પણ કૃતરૂપ છે. બ્રહ્માજીએ સચ્ચિદાનંદ પદની સ્થાપના કરતાં નેતિ પોકારી. જે નેતિનું સ્વરૂપ પારાવાર હોઈ પોતે સમજી શક્યા નહિ. જ્યાં બ્રહ્માજીની ગતિ પહોંચી નહિ તે પદરૂપ કૈવલને જાણનાર આ ચૌદલોકમાં કોઈ વેત્તા નથી તો પછી ઉપાસનાની ખરી હકીકત આ બાજુ આવીને કોણ કહે ! આ ન્યાયે કોઈ સત્ય હકીકત કહેનાર મળ્યું નહિ એથી જ એમણે તિલક, મંત્ર અને ઉપાસના યુક્ત કર્તા કૃત્રિમ સ્થાપ્યા છે.

तब तीनु तिलक अलख क्यौं लखही, रचीपची रहे प्रपंच कीच पखही;

तिलकभाल कैवल प्रीछ पदमी, धरही लेलाट पावही पद कदमी. ॥११५॥

એટલાજ માટે કૃત્રિમ તિલકથી અલખ નિયંતાનો લક્ષ કેવી રીતે મેળવી શકશો ! આમ અલખનો લક્ષ ન મેળવી શક્યા તેથી પ્રપંચરૂપ કીચથી ભરેલા પંથમાં રચીપચી રહેલા છે. અરે ! આ મારૂં ભાલતિલક તો સકર્તા સત્કૈવલનું ઓળખાણ કરાવવાવાળું હોઈ આ ભાલતિલકને તમારા લલાટ પર ધારણ કરો જેથી પરમપદની પ્રાપ્તિ થશે.

कैवलमोक्ष इच्छ जीनु भक्ति, धरही तिलक अणीअग्र संजुक्ति;

भालतिलक शिर जेही जन करही, सोही नमुने निजपद संचरही. ॥११६॥

કેવલપદરૂપ મોક્ષ મેળવવાની ઈચ્છાયુક્ત ભક્તિ કરતા હોય તેમણે અણિઅગ્ર સંયુક્ત ભાલતિલક કપાળે ધારણ કરવું. જે ભગવતિજન પોતાના શિરે ભાલતિલકને ધારણ કરશે તે જ ભગવતિજન આ તિલકના નમુના વડે નિજપદમાં સંચરી શકશે.

जो कोहु अरथ गुपत मत घेहेरु, लहत न मर्म रु ठ बुद्ध वेरु;

करत सुरत अणीअग्र आकारा, समजत सकल अकल सुविचारा. ॥११७॥

જેની બુદ્ધિ બૂઠી થઈ ગઈ છે એવા બુદ્ધિના દુશ્મન આગળ ગુપ્ત અર્થવાળા ગહનઘેરા લક્ષનું વર્ણન કરૂં તો આ બુદ્ધિહીન આ મર્મને સમજી શકતા નથી. જ્યારે અક્કલના સુવિચારી પુરૂષો સુરતાને અણિઅગ્રના આકારરૂપ કરે ત્યારે જ આ મારા ગુપ્ત મર્મને સમજી શકશે.

अणीअग्रेव लक्ष तीलक सो भाला, मीटे भव फरन जो धरही सकाला;

तिलकभाल ओलखाण अगमकी, अणी अंकुर उत्पन्न जीव जनकी. ॥११८॥

અણીઅગ્રરૂપ પરમલક્ષ એજ ભાલતિલક હોઈ તેને જો કોઈ ભગવતિજન ધારણ કરશે તો કાળવશ થઈ ભવમાં ફેરા ફરવાના મટી જશે. વળી આ ભાલતિલક અગમ્ય પ્રદેશનું ઓળખાણ કરાવનાર છે, જેથી આ તિલક વડે અગમ્ય પ્રદેશની ઓળખાણ થતાં જીવમાત્રની ઉત્પત્તિ અણિઅગ્રરૂપ અંકુરમાંથી થઈ છે તે ત્યારે જ સમજી શકશે.

ओर छाप गुण इश ओरलांनी, तिलकभाल घर ठेठ निशांनी;
तिलकभाल तेहुते चक्रवर्ती, अनंत ब्रह्मांड द्वीप सत धरती. ॥११९॥

આ ભાલતિલક સિવાયની બીજી કૃત્રિમ તિલકની છાપો ગુણયુક્ત ઈશ્વરોની હોઈ આ બાજુની છે અને ભાલતિલક ઠેઠ નિજઘેર લઈ જવાવાળું હોઈ ઠેઠ ઘરની નિશાની છે. વળી સાતદ્વીપ અને અનંત બ્રહ્માંડમાં ભાલતિલક ચક્રવર્તી છે.

भालतिलक ओरु भजन कैवल का, जमजुथ कुल नहि डरप अमलका;
तिलकभाल अनुभव एही निरणु, महिमा अतुल गति काहा मम बरनुं. ॥१२०॥

કોઈ ભગવતિજન ભાલતિલકની ગતિ ઓળખી જો કેલવકર્તાનું ભજન કરે તો તેને જમના જૂથ પૈકી કોઈના અમલનો ડર રહેશે નહિ. ભગવાન કરૂણાસાગર કહે છે કે ભાલતિલકના અનુભવ વિષેનો નિર્ણય આ પ્રમાણે છે. અરે ! આ તિલકનો મહિમાં અતુલ હોઈ તેની મહદ્‌ગતિ વિષે હું શું વર્ણન કરૂં !

जाहीते संबंध निजपद अनुरागा, क्यौं न करही तेही तिलक अभागा;
निजपद लक्ष कैवल सद सोइ, ताहीते तिलकभाल कहेहु जे मोइ. ॥१२१॥

આ ભાલતિલકનો સંબંધ નિજપદની સાથે અનુરાગવાળો છે તો પછી, હે અભાગી ! આ ભાલતિલક કેમ કરતા નથી ! વળી જેને નિજપદનો લક્ષ કહું છું તે લક્ષ કૈવલના સત્યપદે પહોંચાડનારો છે; એટલા જ માટે મેં આ ભાલતિલકનું નિર્ણાણ કરેલું છે.

कहुं जीनु वरण तिलक रंग वेखा, रक्त श्वेत उभये अणी रेखा;
अब तुम संत सकल मम दासु, धरो एही तिलक निःशंक निश्वासु. ॥१२२॥

હે ભગવતિજનો ! કપાળે જ્યારે તિલક કરો ત્યારે આજુ બાજુ શ્વેત ચંદનનું અને મધ્ય ભાગે લાલ કંકુનું અણિયાળું તિલક કરવું. આ પ્રમાણે ભાલતિલકને નિઃશંકપણે અહોરાત્રિ ધારણ કરીને રહેવું.

**अति द्रढ अडंग मते मस्ताने, फरो फंद फरक तरक जग जाने;**

**निडर निहंग सिंह सम साधु, रहो उत्कृष्ट सृष्ट मही बाधु. ॥१२३॥**

હે સિંહસમ મારા સાધુઓ ! આ તિલક સંબંધીનો મત નિશ્ચયાત્મક કરી અતિ દ્રઢતાપૂર્વક તથા અડગ રહી સંસારના ફંદથી અલગ રહી ભય પામ્યા સિવાય આ પરમશ્રેષ્ઠ મતમાં મસ્તાન રહેજો. હે મારા સાધુજનો ! સિંહની જેમ તમે નિડર અને નિહંગ રહી જગતમાં ઉત્કૃષ્ટ ગતિએ રહેજો.

**एही विधि विचरत नर ओरु नारी, सोही जन कैवलपद अधिकारी;**

**तेही अधिकार सार श्रुति अंतु, याहीते अधिक नहि पद परमंतु. ॥१२४॥**

આ પ્રમાણેની સમજણવાળું ભાલતિલક ધારણ કરીને વિચરનાર સ્ત્રી વા પુરૂષ કેવલપદના અધિકારી છે. આ સારરૂપ અધિકારમાં શ્રુતિવચન વિરામ પામી જાય છે એટલે કે પ્રવેશ કરી શકતાં નથી. વળી આથી વધારે અધિક કોઈ પરમપદ પણ નથી.

## दोहा

**एही निज तिलक निरुपण, खुद घरका शिरतोर;**

**तेही तजी ओरु तन अरचही, निज पतिनके अति चोर. ॥१२५॥**

આ પ્રમાણે તિલકનું નિરૂપણ કરેલું હોઈ ખુદ સકર્તા સત્કૈવલના ઘરના તોરારૂપે છે. આ ઉત્તમ તિલકને તજી જેણે પોતાનું શરીર બીજા કૃત્રિમ તિલકને અર્પણ કર્યું છે તેઓ નિજ સકર્તાપતિના ચોર છે.

**अचुत सचीत चीत विमलही, समल सजेहु जेही साज;**

**केहं कुवेर सो प्रभावनकी, सुनहु नारण गतिराज. ॥१२६॥**

અચ્યુતરૂપ બ્રહ્મમાં જ્યારે સકર્તા સત્‌કૈવલની સમશક્તિ વ્યાપક થઈ ત્યારે તેમાંથી સમષ્ટિ શુદ્ધ ચિત્ત વડે વિરાટની સર્વ સામગ્રી રચાયેલી છે. બ્રહ્મનાં મહદ્ સમષ્ટિ અંતઃકરણ પૈકી આ ચિત્ત અગ્રગણ્ય હોઈ વિમળ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ ચૌદલોકનું સાજ અવળસવળ એકબીજામાં મળી સમલિતરૂપે રહેલું છે તે વિષેના પ્રભાવનું સંપૂર્ણ વર્ણન કરૂં છું તે, હે નારણદાસ ! સાંભળ.

# નિજપતિ પરમપ્રભાવ

## કંદ -૪

### चोपाइ

कैवलपद प्रचंड प्रमेतु, सकल जीवननुं सुखद सद खेतु;
सर्व सिद्धांत सार सद एही, अजरअमर अविगत पति जेही. ॥१॥

હે અંશ ! સકર્તા સત્‌કૈવલનું જે પરમપદ તે અતિ પ્રચંડ છે અને આ પરમપદરૂપ વિશાળ ભુવન સર્વ અંશોને સાચું સુખ આપનાર શ્રેષ્ઠ ધામ છે. આ અજરામર ધામ સુખની ખાણરૂપ છે. વળી સર્વ સિદ્ધાન્તના સારરૂપ હોઈ શ્રેષ્ઠ છે. આ સર્વ સુખરૂપ ભુવનના સ્વામી અજરામર અવિગતરૂપ પતિ સકર્તા સત્‌કૈવલ એકલાજ છે.

करम काल बिनु श्रम मम भेवा, आद्य अंत मध्य तंत सदेवा;
मचल मजोन व्योम गत सहेजा, सदाही सर्वदा चकवेपद पेजा. ॥२॥

હે અંશ ! હું સર્વલોકના ભુવનોથી અલગ છું અને આદ્ય, અંત અને મધ્યમાં વિરાટનાં સામગ્રીરૂપ સર્વતત્ત્વ મારાથી સદૈવરૂપે અખંડ ગોઠવાયેલા છે; છતાં આ સંબંધી મારા પોતામાં કોઈ જાતનો શ્રમ વા કાળક્રમ લાગ્યો નથી. જેમ આકાશ અજન્મા હોઈ સહેજાસહેજરૂપે મચી રહેલું છે તેવી જ રીતે સદા સદોદિત ચકવેપદરૂપ કૈવલધામ છે અને તે અખંડરૂપે રહેલું છે.

आवन जावन गवन बिनुं जेही, ज्यौं का त्यौं अद्वैत वित तेही;
अद्धर आसन तीत तखत सधामा, निजपति बसत प्रसिद्ध बहु नामा. ॥३॥

હે અંશો ! આપણા સર્વના નિજપતિરૂપ સકર્તા સત્કૈવલ પ્રસિદ્ધ છે અને ગતિએ કરી બહુ નામવાળા દેખાય છે તથાપિ તેઓ આ બાજુ કદી આવતા જતા નથી; કારણ કે તેઓ પોતે જે સ્વરૂપે છે તે જ સ્વરૂપે અદ્વૈત વિત્તરૂપે રહેલા છે. વળી સર્વલોકથી અલગ હોઈ અદ્ધર આસનવાળા તખ્ત ઉપર અંતરિક્ષ બિરાજમાન છે. આ જ એમનું પોતાનું સ્વધામ ધામ છે.

**चहीतन अंश वंश जग जीनके, सुनहो सकल उत्पन्न पुनी तीनके;**

**निज कैवलपद परम आदिता, व्यापक ब्रह्म जेहेनु तेज सदीता. ॥४॥**

ઉપર પ્રમાણે સકર્તા પતિનું જે વર્ણન કર્યું તે જ પતિના આપણ સર્વે ચૈતન્ય અંશો છીએ અને આ જ અંશોવડે જગતમાત્રથી લઈ ચૌદલોકનો વંશ શરૂ થયેલો છે. હે સર્વ સંતજનો ! અંશો વડે જગતમાત્રની ઉત્પત્તિનો ક્રમ કેવી રીતે શરૂ થયો તે નીચે પ્રમાણે સાંભળો. જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ એકમેક અખંડ રહેલો છે. તેમ પરમ આદિત્યરૂપ નિજપતિ કૈવલ જ છે અને વ્યાપક બ્રહ્મ જે આદિત્યરૂપ કૈવલનો પોતાનો પ્રકાશ હોઈ સદાને માટે કાયમ છે.

**महा अंकुर पुनी प्रसव भयेउ, ज्योति स्वरुप नारायण दरसयेउ;**

**असंख्य काल ज्योति झगमगही, ब्रह्मतेज व्यापक पग लगही. ॥५॥**

હે અંશ ! તમે સમજાવવા અને નિશ્ચયાત્મક કરાવવા ઉપર કહ્યું છે કે બ્રહ્મ એજ પરમપતિનો પ્રકાશ છે. આ પ્રકાશમાંથી કોઈ કાળે મારી સંકલ્પશક્તિ વડે અચાનક મહાન અંકુરનો પ્રસવ થયો છે. બ્રહ્મમાંથી જે મહાન અંકુરનો પ્રસવ થયો તે જ અંકુરનું નામ જ્યોતિનારાયણ છે. આ પ્રસવ પામેલું જ્યોતિ-સ્વરૂપ વ્યાપક બ્રહ્મ જ્યાંસુધી વિસ્તાર પામીને રહેલું છે, ત્યાંસુધી તેટલાજ વિસ્તારવાળું છે. આ જ્યોતસ્વરૂપ અસંખ્ય કાળ થી બ્રહ્મમાં ઝગમગી રહેલું છે.

**भयेहु इच्छ पीछ पुरुष निरंजनु, कारण अंकुर उपजेहु माया अंजनु;**

**महंमाया कारण अंकुरही, केतेक काळ तपी ब्रह्म झूरही. ॥६॥**

ઉપર પ્રમાણે જે જ્યોતિસ્વરૂપ બ્રહ્મમાં વ્યાપકરૂપે ઝગમગી રહેલું છે, તે જ્યોતિસ્વરૂપ બ્રહ્મમાં અતંતકાળ સુધી ઝગમગતું રહ્યું છે. બ્રહ્મ વ્યાપક અને આ બ્રહ્મમાંથી સ્ફુરણા પામેલું જ્યોતિ-સ્વરૂપ તે પણ વ્યાપક છે. આ પ્રમાણે ઝગમગતા જ્યોતિસ્વરૂપમાંથી કેટલોક કાળ વીત્યા બાદ દયાળુ પતિદેવે ઈચ્છા ઉત્પન્ન કરી. આ ઈચ્છાથી આદિપુરૂષ નિરંજન ઉત્પન્ન થયા. આ

નિરંજનમાંથી સમસ્ત જગતના કારણરૂપ અંકુરરૂપે માયા ઉત્પન્ન થઈ. આ માયા એજ અંજનરૂપ હોઈ આદિપુરૂષ નિરંજનની સ્ફુરણા પામીને થયેલી છે. જેમ અગ્નિના ભડકામાંથી કાજળરૂપ ધુમાડી નીકળે છે તેમ શુદ્ધ નિરંજનરૂપ પ્રકાશમાંથી કાજળરૂપ માયા ઉત્પન્ન થઈ. આ માયા બ્રહ્મરૂપ પ્રકાશમાં અનંતકાળ તપીને પરિપક્વ થયેલી છે, એટલે કે બ્રહ્મરૂપ અગ્નિમાં માયાનું અજંનરૂપ સૂક્ષ્મ અંકુર જે બંધાયું તે ઘણા કાળ સધી બ્રહ્મમાં બાળકની માફક ઝૂરી ઝૂરીને અને તપી તપીને પરિપક્વ થઈ વિસ્તાર પામ્યું છે. આ વ્યાપક બ્રહ્મમાં માયા પણ વ્યાપકરૂપે તૈયાર થઈ છે. આમ બ્રહ્મનું પોષણ પામી જે માયા તૈયાર થઈ તે જ માયા જગતના આદિ કારણરૂપ છે.

तत्त्व चतुर पुनी ताहीसे उपांने, प्रथक प्रथक कहुं जबी जग जांने;
आनंदतत्त्व महातत्त्व तनु जेही, ताहीते पकृति तत्त्व धनंजे सजेही. ॥७॥

મહામાયા બ્રહ્મના ખોળે પરિપક્વ થયા બાદ તેનાથી ચાર મહાતત્ત્વો અંકુરરૂપે ઉત્પન્ન થયાં છે. જ્યારે હું આ વિષે પૃથક્ પૃથક્ કહીશ ત્યારે જ જગતના લોકો જાણવાળા થશે. એક આનંદતત્ત્વ અને બીજું મહાતત્ત્વ થયાં છે. આ આનંદતત્ત્વથી પ્રકૃતિનું અંકુર થયું અને મહાતત્ત્વથી ધનંજેતત્ત્વનું અંકુર થયું છે. (આ તત્ત્વો વિષેની ઉત્પત્તિ જે કહેવામાં આવે છે તે સમષ્ટિરૂપ હોઈ અદશ્યરૂપે છે એમ માનજો.)

प्रकृति उछाह चाह जबी भयेउ, त्रिगुन अंकुर सूक्ष्म निरमयेउ;
त्रिगुन तपत कही जुगही जमावा, ब्रह्मतेज संजुक्त शुद्ध पावा. ॥८॥

હે અંશ ! જ્યારે પ્રકૃતિ પરિપૂર્ણતાને પામી ત્યારે તેના સર્વાંગ અંગમાં ઉત્સાહયુક્ત ચાહના ઉત્પન્ન થઈ, ત્યારે તેના અંતરપટમાં સૂક્ષ્મરૂપે ત્રણ ગુણના અંકુરોનો જમાવ થયો. આ ત્રિગુણ અંકુરોનો પ્રકૃતિના ખોળે જે જમાવ થયો તે અંકુરો બ્રહ્મઅગ્નિના તેજમાં અનેક કાળ વહી ગયા ત્યાં સુધી તપી તપીને પરિપક્વ થયાં, ત્યારે જ તેઓ ધાટની વૃદ્ધિને પામ્યાં; અર્થાત્ ત્રણે અંકુરો બ્રહ્મનું પોષણ પામી ઘણા કાળે ઘાટની આકૃતિવાળાં થયાં છે.

भइ शुद्ध सचेत सुगम गति चाहाइ, थुल अंकुर अनुकुल उपजाइ;
तपे बहुकाल तत्त्व पंचभुता, ब्रह्मभास तेजु पके मजभूता. ॥९॥

ઉપર પ્રમાણેનાં ત્રિગુણી અંકુરો ધીમે ધીમે બ્રહ્મનું જીવન પામીને શુદ્ધ અને સુગમ ગતિવાળાં

સચેતન થયાં ત્યારે સ્થૂલરૂપ પંચભૂતાદિ અંકુરો જે ગુણને અનુકૂળતાવાળાં ઉત્પન્ન થયાં છે. આ પંચભૂતાદિ સ્થૂલતત્ત્વનાં અંકુરો બ્રહ્મના મહદ્ તેજમાં બહુ કાળ સુધી તપી તપીને ધીમે ધીમે પરિપક્વ થયા બાદ આ અંકુરો મજબૂત થયાં છે અર્થાત્ બ્રહ્મના ભાસમાં બ્રહ્મનું જીવન પામીને પંચભૂત પુષ્ટિ પામ્યાં છે.

**चतुर प्रकार विभूति विध्यांनी, भइ परिपूरण हिरण्यगर्भ भवांनी;**

**निज अंकुर नीरंजन विभु पुरे, तपोतप चतुर तंत त्यौं स्फुरे. ॥१०॥**

હે પતિના અંશ ! જ્યારે નિજભાલતિલકરૂપ નિરંજને મહામાયાના ઉદરમાં વિભૂતિવાળા અંકુરરૂપ બીજને પોખ્યું ત્યારે આ જગતજનનીરૂપ ભવાની સંપૂર્ણ હિરણ્યગર્ભવાળી થઈ. આ ગર્ભમાં ચાર પ્રકારની વિભૂતિવાળા વિત્તરૂપ અંકુરનો જમાવ જામીને પરિપક્વ થયો છે. ત્યાર પછી એક પાછળ એક પાછળ એક એમ ચાર વિત્તરૂપ અંકુરનાં તત્ત્વો સ્ફુરણાને પામ્યાં છે.

**सूक्ष्म स्थूल कारण महाकारण, भये ए चतुर पंचमुं परमकारण;**

**परमकारण परिब्रह्म अरुपा, व्यापक सकल समतत्त्व सरुपा. ॥११॥**

ઉપર પ્રમાણે તત્ત્વયુક્ત ચાર અંકુરો જે કહ્યાં છે તે જ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ દેહો છે. આ ચાર દેહ જે થયા તેના ઉપર પાંચમો પરમકારણદેહ છે. આ પરમકારણદેહ પરબ્રહ્મરૂપ હોઈ અરૂપ અદૃશ્ય રૂપે રહેલો છે. તે જ દેહ સર્વવ્યાપક હોઈ શમદમરૂપે બધા દેહોમાં રહેલો છે. આ જ દેહના જીવનવડે નીચેના ચાર દેહો તોળાઈ રહેલા હોઈ પુષ્ટિને પામ્યા છે.

**एही पंचभोम कारण द्वैत भयेउ, शमदम सचर अचर अजर रहेउ;**

**हलन चलन बिनु गवन गंभीरा, उपजण प्रसव खेतवत शीरा. ॥१२॥**

ઉપર પ્રમાણે સકર્તા સત્‌કૈવલથી પંચભોમ એટલે પાંચ દેહોનાં કારણરૂપ અંકુરો દ્વૈત થવા પામ્યાં છે. આમ છે છતાં આ અંકુરો પરબ્રહ્મમાં શમદમરૂપે સચરાચર હોઈ અચળ, અજરામર તેમજ ગુપ્ત રહેલાં છે. અત્યાર સુધી આપણે ઉપર પ્રમાણે અંકુરો વિષે જે વર્ણન કરી ગયા તે સઘળાં બીજરૂપે અંકુરોમાં હલનચલનની ગતિ ન હોવાને લીધે હલનચલન સિવાય ગંભીર સ્વરૂપે બ્રહ્મમાં સ્થિર છે. આ સર્વ અંકુરો બ્રહ્મરૂપ ક્ષેત્રની છત્રછાયા નીચે પૂર્ણ પરિપકવ થઈ ઉપજણયુક્ત અંકુરમાત્ર શમદમ સ્વરૂપે રહ્યાં છે; તેમાં આપણા સકર્તા પતિની ઉપજણનો અંશ જ્યારે આવે કે

તરત જ પ્રસવને પામે એવાં તૈયાર સર્વ અંકુરો શાન્તરૂપે રહેલાં છે.

निजकैवल वृक्षवत पद जासे, जीव अंकुर बीज अनंत उपासे;

सोही अंकुर बीज बीखरे विदेशा, ब्रह्मभोमि कीये प्रथम प्रवेशा. ॥१३॥

હે અંશ ! આપણા નિજ સકર્તા સત્કૈવલનું પદ વૃક્ષની માફક હોઈ જીવરૂપ અંકુરોનાં બીજ પારાવાર ઉત્પન્ન થાય છે. જેમ વૃક્ષનાં બીજ વૃક્ષથી જુદાં પડતાં અનેક પ્રદેશમાં વિસ્તાર પામે છે તેવી જ રીતે આ અંકુરરૂપ બીજ જ્યારે પતિથી વિખુટાં પડ્યાં ત્યારે પ્રથમ બ્રહ્મભૂમિકામાં પ્રવેશ્યાં. ત્યારપછી શું થયું તે તપાસીએ.

निज बीज अंश संच बिनु शेषु, प्रणव तंत ब्रह्महीसे भये वेशु;

प्रणवतंत ब्रह्महीसे जब लहेउ, फेरी निरंजन भोममे घर कीयेउ. ॥१४॥

ઉપર પ્રમાણે સકર્તા સત્કૈવલે સર્વ બીજરૂપ અંકુરો રચ્યાં પણ હલનચલન સિવાય જડવત્ દેખાયાં, ત્યારે સકર્તાપતિએ વિચાર કર્યો કે મારો અંશ ઉત્પન્ન નહિ કરું ત્યાં સુધી અંકુરો ગતિવાળાં થઈ વિસ્તારને પામશે નહિં; એમ સમજીને નિજબીજરૂપ જે અંશ તે શરીરના સંચ સિવાયનો શેષરૂપે નિહંગસ્વરૂપે પતિએ ઉત્પન્ન કર્યો, તે નિહંગરૂપ શુદ્ધ અંશ પ્રથમ પ્રણવતત્ત્વમાં પ્રવેશ્યો. આ પ્રણવતત્ત્વ પતિદેવે બ્રહ્મમાંથી ઉત્પન્ન કરેલું છે. તે બ્રહ્મયુક્ત પ્રણવતત્ત્વવાળો જે દેહ તે પ્રથમ અંશને પ્રાપ્ત થયો ત્યારથી જ આ દેહ અંશનો અંગીભૂત થયો છે. આ પ્રણવરૂપ દેહ જેનો છે તે અંશ આ દેહસહ નિરંજનરૂપ નૂરભૂમિકામાં પ્રવેશ્યો.

पुरुष निरंजन सो आद नरेहा, पके तांही बीजग प्रणवतनु देहा;

बोहोरु निरंजन से अंश भये भिन्ना, अकल तेज तनु उनहुसे लीना. ॥१५॥

આ નિરંજન આદિપુરૂષ હોઈ ચૌદલોકમાં શ્રેષ્ઠ છે. હે અંશ ! જ્યારે તું પ્રણવ દેહયુક્ત નિરંજનરૂપ નૂરભૂમિકામાં આવ્યો, ત્યારે આ નૂરભૂમિકામાં તારે રહેવાને માટે સકર્તાપતિએ પૂર્વે જે અંકુરરૂપ દેહ તૈયાર કર્યો હતો, તે અંકુરરૂપદેહ પ્રણવરૂપ પ્રબળ તેજના દેહનો પટ પામીને પરિપકવ થયો. આમ કળી ન શકાય એવું ઉત્તમ તેજ પ્રણવનું પામીને પરમકારણદેહ ઘણે કાળે પરિપકવ થયો, એટલે અંશ નિરંજનરૂપ નૂરભૂમિકામાંથી આ

સઘળુંયે તેજ લઈ છૂટો પડ્યો.

**अकल तेज तनु निकलंक देही, धरत ध्यान जोगी दर्शतहे तेही;**

**सोही निकलंक तन तत्त्वही उपासा, शक्ति भोम पुनी कीयेहु निवासा. ॥१६॥**

હે અંશ ! આ દેહ કળી ન શકાય એવો તેજસ્વી હોઈ કલંક રહિત છે. મોટા મોટા યોગીઓ ધ્યાન ધરીને આ ઉત્તમ દેહનાં દર્શન કરે છે. જ્યારે અંશને કલંક રહિત પરિપકવ પરમકારણદેહ પ્રાપ્ત થયો, ત્યારે આ દેહસહ આદ્યશક્તિના મહાકારણરૂપ દેહમાં પ્રવેશ કર્યો.

**कीयेहु निवास शक्तिभोम जबही, चंचल वृत्ति मति लीये तन तबही;**

**प्रणव तेज भीली एकरस भयेवु, प्रकृति अंश पुनि बीज हीरण वयेवु. ॥१७॥**

હે અંશ ! જ્યારે આ પ્રમાણે આ બધાય અંશો શક્તિના ધામમાં આવીને નિવાસ કરવા લાગ્યા, ત્યારે આ બધાય અંશો શક્તિનો પટ પામી ચંચળ વૃત્તિવાળા થયા છે, એટલે કે ચંચળ વૃત્તિવાળી જે મતિ એ રૂપ પ્રકૃતિનું શરીર આ બધાય અંશોએ લીધું એટલે પ્રણવ સાથે મહાકારણદેહ મળીને રસબસ થઈ ગયો; અર્થાત્ અંશ જેમ જેમ નીચે આવતો ગયો તેમ તેમ આવરણ લાગતું ગયું. આ પ્રમાણે જેમ જેમ આવરણોનો વધારો થતો ગયો તેમ તેમ બ્રહ્મનું નૂર ઓછું થતું ગયું. હે અંશ ! તત્ત્વોના પટનો વધારો તારી પાસે જેમ જેમ વધતો ગયો, તેમ તેમ પ્રકૃતિયુક્ત મહાકારણદેહમાં તું દેહરૂપ થઈ એકમેક થતો ગયો. પ્રકૃતિયુક્ત બીજરૂપ અંકુરો સાથે ચૈતન્યરૂપ અંશનું એકમેકપણું થવું એજ હિરણ્યગર્ભની ગતિ છે.

**अद्रष्ट विभूति त्रीये नूतन पावा, निज चैतन पुठल लपटावा;**

**लपटत लीन तदवत मांही भयेवु, निज चैतन आप रुप करी लयेवु. ॥१८॥**

હે અંશ ! તને હું હિરણ્યગર્ભની ગતિ સમજાવું છું. તે વિભૂતિ અતિ અદૃશ્ય છે. હે અંશ ! તને નવીન આ ત્રણ શરીરો મળ્યાં; એક પ્રણવરૂપદેહ, બીજો પરમકારણદેહ અને ત્રીજો મહાકારણદેહ, આ ત્રણે દેહની પાછળ, હે અંશ ! તું લપટાયો છે. આ દેહ સાથે જ્યારથી તું લપટાયો, ત્યારથી જ તું તે દેહોમાં લીન થઈ તદ્દવત્ તદાકાર થયો, એટલે ઉપરના ત્રણે દેહોને તું નિજ ચૈતન્યરૂપ માનીને તે રૂપ થયો છે; ત્યારથી જ તું તારું પોતાનું નિજસ્વરૂપ ભૂલ્યો છે

અને દેહની વૃત્તિઓ તરફ તું દોરાઈ જાય છે.

**वाहीमांही ओही ओही वाहीमांही भीजु, चिद गलतान सगर्भी भये बीजु;**

**भये विभूतिवान जबी निज अंशु, उदभव आक्रंत हवी सहेज आकंसु. ॥१९॥**

હે અંશ ! મહાકારણ-દેહનો વંશ ત્રણે ગુણ છે. આ ગુણની માતા મહાકારણરૂપ મહામાયા છે. આ માયાનો વંશ એ જ ત્રણ ગુણ છે. આ ત્રણ ગુણોના અંકુરોનો પટ અંશને લાગ્યો, એથી અંશે માની લીધું કે ગુણ મારામાં છે અને હું ગુણમાં છું. અર્થાત્ હું ગુણોવડે છું અને મારા વડે જ ગુણો છે; એમ માની અંશ આ ગુણોમાં રસબસ થયો છે. વળી ગુણના આનંદરૂપ જે ચિદ્ તે ચિદ્ ગુણરૂપ થવાથી ગુણમાં ગુલતાન થયું. ચિદ્ ગુણમાં ગુલતાન થયું એજ પ્રકૃતિગુણયુક્ત બીજનો ગર્ભ અંશના અંતરપટમાં રહ્યો. આ રીતે આ અંતર્‌પટમાં જે ગર્ભ રહ્યો એને જ અંશે પોતાની વિભૂતિ માની લીધી. આમ જ્યારે અંશ આ ગુણયુક્ત ગર્ભની વિભૂતિવાળો થયો ત્યારે તેની અંતર્‌પટમાંથી સહેજ સ્વભાવે વિધ વિધ પ્રકારની વિલાસી આંકાક્ષાઓ ઉદ્‌ભવી.

**प्रकृति प्रेरक बीज विलस भयांना, खट गुणगणमांही कीयेहु पीयांना;**

**जेही खट गुणगण मीली अप अवनी, प्रसिद्ध प्रभाव ठाव कहुं गत सउनी. ॥२०॥**

હે અંશ ! હિરણ્યગર્ભ રૂપ વિભૂતિયુક્ત જે બીજ છે, તેમાં પ્રકૃતિની પ્રેરણા થવાથી આ બીજરૂપ ગર્ભમાંથી અંકુર વિલસ્યું; એમાંથી જ ત્રણ ગુણ અને ત્રણ ગણ થયા છે. જે વિભૂતિયુક્ત બીજમાં પ્રકૃતિની પ્રેરણા થઈ તેમાંથી જે ગુણગણ સ્ફુર્યા તેમાં પુનઃ અંશોએ આવીને સ્થાન લીધું. આ ગુણગણના સ્થૂલ અને સૂક્ષ્મ દેહો બંધાયા છે. હવે પછી દરેક ઘાટની ગતિનો પ્રસિદ્ધ પ્રભાવ ઠીક ઠીક કહું છું તે સાંભળો.

**प्रथम अवन्य अहंकारगण ठाइ, स्वकाश पोगर अचंत कठणाइ;**

**एही त्रीयेगण मीली अवन्य स्थाना, त्रिगुण नीररस्व सहीर मेलाना. ॥२१॥**

હે અંશ ! પ્રથમ અહંકારગણથી પૃથ્વી થઈ છે અને આ પૃથ્વી અહંકારગણે તોળાઈ રહેલી છે. પૃથ્વીમાં જે પોલાણ રહેલું છે તે સ્વકાશગણના વિભાગે કરીને છે; તેમજ પૃથ્વીમાં કઠણતા રહેલી છે તે અચંતગણના વિભાગે કરીને છે. આ ત્રણે ગણ નીરસ છે, તેમાં ગુણરૂપ

પાણીની માત્રા મેળવવાથી ગણો સહીર ગતિવાળા થયા છે, એટલે કે ગણ ગુણનું વિત્ત પામીને સ્ફુરણાવાળા થયા છે.

**रजोगुण अप सतोगुण शीतलाइ, तात्वर गुण तमो पाण वलताई;**

**तिगण भोम्य अप त्रिगुण समेता, एही खट गुणगण मीलीत सखेता. ॥२२॥**

રજોગુણરૂપ પાણી, સત્ત્વગુણ રૂપ શીતળતા અને ઉતાવળા સ્વભાવવાળો તમોગુણ હાથરૂપ હોઈ પકડરૂપે છે. આ પ્રમાણે ત્રણ ગણરૂપ પૃથ્વીમાં ત્રણ ગુણરૂપ પાણી મેળવેલું હોઈ આ છ ગુણગણ મળીને ભવરૂપ ક્ષેત્ર દેખાય છે.

**एही विधि गुण अप अवन्ये रेलामे, चहीतन बीज बोहोरु वाही खेत जामे;**

**जामत बीज त्रीये गुण अप भीजे, सहित सत्वे नव तत्त्व तनुही जे. ॥२३॥**

હે અંશ ! ગણરૂપ પૃથ્વીમાં ગુણરૂપ પાણી મળ્યું, ત્યારે તે રેલાઈને રસબસ થયાં. તેમાં ચૈતન્ય બીજનો મેળાપ થવાથી ખેતરનો જમાવ થયો છે. જ્યારે ચૈતન્ય બીજ ગુણના પાણીમાં ભીંજાયું, ત્યારે ગણમાં ગુણ મળી જે સહીર થયું, તે સહીરનું જે સત્ત્વ એ સત્ત્વ એ જ નવ વાસના લિંગ. આ લિંગનું નામ સૂક્ષ્મ શરીર.

**सोही नव तत्त्व तनु सूक्ष्म शरीरा, त्रिगुण भोम्य मुल गडेहु सधीरा;**

**पकर पोमी मूल जबर जुराये, पंचतत्त्व थुल प्रगट देखाये. ॥२४॥**

આ નવ તત્ત્વવાળા સૂક્ષ્મ શરીરનાં મૂળ ત્રણ ગુણવાળી ભૂમિમાં સદ્ધર ચોંટેલા છે. નવ વાસનાયુક્ત આ સૂક્ષ્મશરીરનો વિસ્તાર બહોળા પ્રમાણમાં જબરજસ્ત થવો એનું નામ સ્થૂલદેહ છે અને તે પ્રત્યક્ષ દેખાય છે; પરંતુ આ સ્થૂલનાં મૂળ પોકળ અને બિનપાયાદાર છે.

**सूक्ष्म स्थूल तनु प्रगट प्रसीना, खट गुणगणसे जुगल एही लीना;**

**सूक्ष्म स्थूल कारण महा जेही, परमकारण पंचमो तनु तेही. ॥२५॥**

હે મોટી ગતિવાળા અંશ ! આ જગતમાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીરનો પ્રગટ પ્રસારો દેખાય છે; પરંતુ આ પ્રસારો ત્રણ ગુણ અને ત્રણ ગણના અર્ક વડે થયેલો છે. વળી

સ્થૂલ, સૂક્ષ, કારણ, મહાકારણ અને પાંચમું પરમકારણ, જે શરીરો છે તેનો નીચે પ્રમાણે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો.

भयेहु पंच परमकारण समेता, सकल साज कीये आत्म सचेता;

खट गुणगण पंच पचीश प्रकरणु, दश ईंद्री ओरु अंतरसकरणु. ॥२६॥

હે પરમજાણની ઈચ્છાવાળા અંશ ! સ્થૂલદેહથી લઈ પરમકારણદેહ સુધીના સર્વદેહોના સાજને ચૈતન્ય અંશે સચેતન કર્યો છે. વળી આ દેહમાં ત્રણ ગુણ, ત્રણ ગણ, પંચતત્ત્વ, પચીશ પ્રકૃતિ, દશ ઈંદ્રિયો અને અંતઃકરણ વગેરેનો સમાવેશ થાય છે.

रोमरोम रगरग नखशिखही, औठ हाथ माप सुगम सवेखही;

सकल सोज संपूरण शरीरा, भयेहु रमण जबी प्रणव समीरा. ॥२७॥

હે સુગમગતિવાળા અંશ ! રોમે રોમ અને રગેરગ નખશિખ પર્યંત સાડાત્રણ હાથના માપવાળો જે આ બધો ઉત્તમ વેશરૂપ દેહ દેખાય છે, તે જ સર્વ સાજયુક્ત સંપૂર્ણ શરીર તૈયાર થયું છે; તેમાં પરમદયાળુ સકર્તા સર્જનહારે સર્વ ઘાટને રમણ કરાવવા સારું અંદર પ્રણવની પ્રેરણા કરી ત્યારે જ આ બધા તૈયાર થયેલા ઘાટો હાલતાચાલતા થયા છે.

हलनचलन इति हास भइ मुरती, जब चैतन अविकास पाये फुरती;

भये चैतन अविकास निज आपु, सकल शरीर हीर जीनु जेही व्यापु. ॥२८॥

જ્યારે ચૈતન્ય અંશ અવિકાસ મૂર્તિને પામ્યો ત્યારે મૂર્તિમાં સ્ફુર્તિ આવી, આથી કરી આ બાજુના જગતમાં હાસ્યવિનોદવાળું હલનચલન કરવા લાગી. આ નિજચૈતન્યરૂપ જે આપુ તે અવિકાસરૂપ સર્વ શરીરોના ઘાટોમાં સહીરરૂપે વ્યાપક રહેલું છે.

एकदम अमल राज सर्व देहु, करन लगे कैवल अंश जेहु;

चर्म सचेत वेत होइ चाले, जहां जेवी विभूत युंगत तेहु महाले. ॥२९॥

ઉપર મુજબ તૈયાર થયેલા સાજના ઘાટનો રાજ્ય-અમલ સકર્તા સત્‌કૈવલના અંશને પ્રાપ્ત થયો, એથી ચૈતન્ય અંશ દેહરૂપ ઘાટનું રાજ્ય કરવા લાગ્યો. આ ચૈતન્ય અંશની સત્તાએ ચર્મગતિવાળાં સર્વ શરીરો સચેતન થયાં. આ સચેતન થયેલા ઘાટની જાણનો વેત્તા થઈને જે જે ઘાટોમાં જેવી જેવી વિભૂતિ છે તે રૂપ થઈને અંશ મહાલે છે.

**एही परकार सकल चरअचरा, निज चैतन खेले घट सचरा;**

**खेलत खेल खलकही खेलारी, खाण चुतरमही आप विसारी. ॥३०॥**

ઉપર પ્રમાણેના નિયમ મુજબ સ્થાવરજંગમ આદિ સર્વ ઘાટોમાં નિજચૈતન્ય ખેલ કરી રહ્યો છે. આ પ્રમાણે અંશ પોતે સંસારભરના સર્વ ઘાટોમાં ફરવા લાગ્યો, એથી કરી આ અંશ પોતે પોતાના સ્વરૂપને ભૂલી ગયો; આથી કરી જગતભરની ચારે ખાણોના ઘાટોનો ખેલાડી બની ખેલવા લાગ્યો છે.

**शरीर संबंधी इंद्रीरस भोगा, पांच पचीस संजुक्त संजोगा;**

**याहीके संग मीली भये याही रुपा, विसर गये निज सरुप अनुपा. ॥३१॥**

હે પરમગતિની ઈચ્છાવાળા અંશ ! સંસારભરના બધા અંશો શરીરના સંબંધી થઈ પંચભૂત અને પચીસ પ્રકૃતિયુક્ત દશ ઈંદ્રિયોના જે રસ તે રસના સ્વાદ લેવામાં પડયા. આ વિધવિધ પ્રકારના બધાય ભોગવાળા સંગમાં અંશો મળી ગયા. આ કારણને લીધે ચૈતન્ય અંશ પોતે પોતાના અનુપમ સ્વરૂપની નિજજાણને વિસરી ગયા છે.

**भूलेहु आप अहंग निज अंशा, पद कैवलसे आयेहु जेही हंसा;**

**पंच शरीर कीरवश भयेउ, निजगति गवन प्रोक्ष पर रहेउ. ॥३२॥**

ચૈતન્ય અંશો સકર્તા સત્‌કેવલને ત્યાંથી અહંગરૂપ નિજ જાણને સાથે લઈને આવ્યા હતા, તે નિજજાણ આ બાજુના સહવાસબળે ભૂલી ગયા. જેમ કીર એટલે પોપટ પિંજરવશ પડયો, તેમ ચૈતન્ય અંશો પંચશરીરના પિંજરમાં પડયા, આથી કરી અંશની અધોદૃષ્ટિ થઈ. જોકે અંશ પોતે સકર્તા તરફ ગમન કરી શકે તેવો છે, પણ પોપટપિંજરના ન્યાયે ભૌતિક શરીરમાં પરવશ થઈ ગયો.

**सहेज अचेत साक्षीवत सबके, ज्यौं लीलपीत काचमांही भास रबके;**

**निज अजमाल हाल मति चलही, प्रकृति प्रभाव चाहाव हलमलही. ॥३३॥**

જેમ લીલા તથા પીળા રંગના કાચમાં સૂર્યનાં કિરણ જોઈએ તો લીલાં તથા પીળાં દેખાય છે, તે જ પ્રમાણે અંશ સર્વ ઘાટનો સાક્ષી છે, પણ કાચની માફક ઘાટના પટે કરીને જેને જે ઘાટ મળ્યો. તે તે ઘાટ પ્રમાણે વર્તે છે અને તેને ઘાટની વૃત્તિ મુજબ

ભાસ થાય છે. અરે ! ઓ અંશ ! તું પોતે નિજ ચૈતન્યરૂપ અંશ છે. આમ છે છતાં તારી ગુપ્ત ગતિને વિસરી જઈ પ્રકૃતિના પ્રભાવવાળી ઘાટની મતિ પ્રમાણે હળીમળીને વર્તવા લાગ્યો છે. આ ભૂલે કરી તું પોતે પતિત થયો છે.

**परवश प्रोक्ष परेहु परमाता, अहंग मम कहत बरन या तयाता;**

**विषियानंद न भयेहु भवभावी, निज लक्ष तजी भजी हुए जडदावी. ॥३४॥**

દયામય પતિથી સર્જાયેલા અંશો પતિના ખરા સ્વરૂપને ન ઓળખવાને લીધે આ બાજુના અપરમાતાઓને ખોળે બેસી પરવશ થઈ ગયા, એથી કરી અંશોનું પોતાનું જાણ રૂપ હંગ વિસારે પડયું અને દેહરૂપ થઈ જે તે જાત-વર્ણમાં જનમ્યા અને તે જ જાત વા વર્ણ હું છું એમ માની લીધું. વળી નિજલક્ષનો ત્યાગ કરી જડ સાથે દાવો રાખી ભવને યોગ્ય એવો જે વિષ્યાનંદ તેને તાબે થઈ તે જ રૂપ થયા અને ભજનઆદિ જે કંઈ કર્યું તે પણ જડ વસ્તુને સંબોધી એ જ ખરા ઈશ્વર છે એમ માની તેઓ તેનું આલોચન કરવા લાગ્યા.

**जडहीके लगत जडहीके सभावा, ज्यौं अजासंग गति सिंह दुरावा;**

**आप अव्यक्त व्यक्तवश बंधु, तजे निजगति वृत्ति शरीर संबंधु. ॥३५॥**

જેમ સિંહનો બકરા સાથે સંગ થયો, એથી કરી ઘણે કાળે સિંહનો તીક્ષ્ણ નાદ વિસારે પડ્યો એટલે કે સિંહગતિ નષ્ટ થઈ, તેવી જ રીતે ચૈતન્ય અંશ પંચભૌતિક જડ શરીરના સંગે કરીને જડ સ્વભાવવાળો થયો છે. અરે ! ઓ અંશ ! તું પોતે ચૈતન્ય અને અવ્યક્ત છે, છતાં વ્યકત્ સ્વરૂપ સાથે સંબંધ રાખી નિજલક્ષની ગતિ શા માટે તજી દીધી અને શરીરનો સંબંધી થઈ શા માટે વર્તવા લાવ્યો !

**यौं जांही तांही वरतेहु ज्यमत्यमही, पृथक् पृथक् भिन्न भिन्न गति गमहि;**

**एही विधि सर्व निज आप भूलानां, निज कैवलअंश रहेहु न ज्ञाना. ॥३६॥**

હે ચૈતન્ય અંશો ! તમે પોતે જ્યાં ત્યાં જેમ તેમ પૃથક્ પૃથક્ ભિન્ન ભિન્ન ઘાટોની ગતિએ વર્તવા લાગ્યા. આ ન્યાયે કર્તાના અંશો નિજ આપનપુ ભૂલી ગયા. આ તમારું અજ્ઞાનરૂપ આવરણ ટળે નહિ, ત્યાં સુધી સ્વરૂપે ન થઈ શકો.

**विसरेहु ज्ञान अगम जबी आपु, भयेहु अल्प जीव तपे त्रीये तापु;**

**तपतही ताप आप बिनु चीना, फरत कालवश रहत अधीना. ॥३७॥**

ચૈતન્ય અંશો પોતાની અગમગતિના જ્ઞાનને વિસરી ગયા, આથી તેમના પોતામાં અલ્પમતિના જીવો જેવી દશા પ્રાપ્ત થઈ. આ અધમ દશાના યોગે ત્રિવિધ તાપમાં તપવા લાગ્યા. અરે ! જો આપનપુરૂપ ચૈતન્ય સ્વરૂપને વિસરી ન ગયા હોત તો ત્રિવિધ તાપમાં તપવું પડત નહિ. અરે ! હે અંશો ! તમે કાળવશ થયા. હવે તો તમારે આ કાળને વશ થઈ વર્તવાનું અને ફરવાનું છે.

**जन्ममरण भये भव विकराला, लीयेहु शीर होइ करमी कराला;**

**भ्रमीतम चेत वेत गति टारी, विधि कंकर भये जड अधिकारी. ॥३८॥**

હે અંશ ! આ ભવરૂપ સંસારમાં ભયંકર વિકરાળ દુઃખ હોય તો માત્ર જન્મ અને મરણનું છે. હે અંશ ! મારા બધાય ચૈતન્ય અંશોએ આ જ દુઃખ માથે લીધું છે. નિજપદનો વિયોગ કરાવે એવા કર્મ કરવાની ગતિમાં વધુને વધુ નિરાંત માનતા જાય છે; આથી કરીને ચૈતન્ય અંશો વેત્તાપણાનો ત્યાગ કરી ઘાટોમાં ભટકતા થયા છે. આ બધાય જીવો જડ અધિકાર પ્રાપ્ત કરી જડ વિધિ પ્રમાણે કંગાલ બનતા ગયા છે.

**थये अति सकल विकल एही भावा, अंध परंपरा बहे परभावा;**

**एहु अज्ञान घोर गत पेखी, निजकर्तापद दीयेहु उवेखी. ॥३९॥**

હે અંશ ! જગતભરના સર્વ જીવો પોતાના સ્વરૂપને ભૂલ્યા, ત્યારથી કંગાળ ભાવવાળા બની કોઈ ભળતાજ દેવને કરગરવા લાગ્યા. આમ કરગરતાં ઘણા આકુળવ્યાકુળ થયા, પણ કોઈ દેવ તરફથી કંઈ પણ મળ્યું નહિ, જેથી તેઓ અતિ અકળામણથી અકળાય છે, છતાં પતિ તરફ કોઈનો ભાવ જતો નથી. વળી પરંપરાથી અંધાધૂંધ મારાથી પરભાર્યા અને પરભાર્યા વહન કરે છે. આ આંધળા પ્રભાવમાં મેં શું જોયું ! ઘોર અજ્ઞાનગતિમાં વર્તતા દીઠા અને સમજાયું કે જગતમાત્રના સર્વ અંશોએ કર્તાનું પરમપદ ઉખેડી ફેંકી દીધું હોય એમ દેખાય છે.

जदीप जीवमति करत विलापा, तन करता करता करी थापा;

त्रिगुण शक्ति ओरु जोतस्वरुपा, ताहीके परही ब्रह्म अकल अरु पा. ॥४०॥

હે અંશ ! જગમાત્રના સર્વ અંશોએ મૃતલોકના માનવ શરીરોની કર્તા તરીકે સ્થાપના કરી. વળી ત્રણ ગુણ, શક્તિ, જ્યોતિનારાયણ આદિ માનવ દેવી દેવતાઓની સ્થાપના કરી. તેમની પાછળ રખડતા રૂદનયુક્ત વિલાપ કરવા પાછળ રોકાયા. આ ઉપરાન્ત અકળ અને અરૂપ એવું જે બ્રહ્મ તે નિઃસત્ત્વ હોવા છતાં તેને કર્તા તરીકે સ્થાપ્યું છે. (એ શંકાસ્પદ છે કે મહાન ગણાતા તત્ત્વજ્ઞ પુરૂષોએ આ દેવીદેવતાની આદ્ય લઈ બ્રહ્મ સુધીની કર્તા તરીકે સ્થાપના શું અધિકતા જોઈને કરી હશે ?

एही कर्ता तनके पंच गावा, सकल शास्त्रमत एही फुरमावा;

निज कर्तागत काहु नहि पाइ, सर्व ओरल्ये पद रहेहु डेहेकाइ. ॥४१॥

હે મારા ચૈતન્ય અંશ ! જગતમાત્રના મોટા ગણાતા પુરૂષોએ પંચભૌતિક પરમેશ્વરોનાં જે યશો-ગુણગાન ગાયાં છે. વળી શાસ્ત્રકારોનું ફરમાન તે પણ આ પ્રમાણે જ છે. આ ચૌદલોકના સર્વ અંશો આ બાજુનાં ઓરલાં પદોમાં ડેહકાયેલા હોઈ નિજ સકર્તાની ગતિને કોઈ પામી શક્યું નથી.

पंच शरीर आप होइ बेठा, लहेहु न मर्म आप अंश ठेठा;

बिनु निजमर्म आप रहे अजही, तन करता तीनकु तन भजही. ॥४२॥

જગતમાત્રના સર્વ અંશો પંચભૌતિક શરીરરૂપ થઈ ગયા, આ કારણને લીધે અંશ અંશનો પોતાનો મર્મ જે નિજપતિને ત્યાં ઠેઠ પહોંચાડે એવો હતો તે જાણને વિસરી ગયા. કદાચ આ મર્મરૂપ મુદ્દાને ભૂલ્યા ન હોત તો ભવસાગરના ફેરા ફરત નહિ. પણ શું કરે ! સુજાણજાણ જે પોતાની હતી તે પાસે રહી નહિ. પરમતત્ત્વનો મહદ્દમર્મ પોતાના અંતરસ્વરૂપને જણાવવાવાળો હતો એ જ મર્મને સર્વ અંશો ભૂલ્યા, એથી જ પોતાનું અંતરસ્વરૂપ જાણવા બાબત ગુપ્ત રહી ગઈ. આ કારણને લીધે મનુષ્ય શરીરને કર્તા ગણી આ માનવશરીરનું ભજન કરવા લાગ્યા.

रहेहु आप निज अंश अयांना, निजकर्ता क्यौं जायही पहेचांना;

निजकर्ता कैवलपद सोइ, जाहीके अंश आपना आप होइ. ॥४३॥

હે શ્રેષ્ઠ લક્ષવાળા અંશ ! જેને હું નિજ સકર્તા સત્‌કૈવલ કહું છું તેનાજ તમે અંશ હોઈ આપનપુરૂપ પોતેજ છો; પણ શું કરું અને શું કહું ! તમે પોતાના સ્વરૂપ સંબંધી જાણના અજાણ્યા છો તો પછી નિજ કિરતારને કોણ અને કયા લક્ષવડે ઓળખી શકો છો ?

तेही कर्ता जीनुं अंश आप निजु, पंचभोम परसेही जेही बीजु;

परसत भोम पायेहु तन एही, जाहीके संगत अंश भूलेहु सदेही. ॥४४॥

હે અંશ ! તારું સ્વરૂપ અને કિરતારનું સ્વરૂપ નજીકનું હોઈ અન્યોન્ય સંબંધવાળું છે પરંતુ પંચભૌતિક શરીરોના બીજનો સ્પર્શ થવાથી આ ભૌતિક શરીર તમોને પ્રાપ્ત થયું છે. આ ભૌતિક શરીરના સંગ કરીને, હે અંશ ! તું તારું પોતાનું શુદ્ધ સ્વરૂપ ભૂલી ગયો છે.

## (શુદ્ધ ગુરૂપદની પ્રાપ્તિ અને તે વિષેની સમજ.)

भूलत सदेह गेह नहि पावा, जाही घरसें प्रथमही अंश आवा;

सोही घर पावन चहीये कोहु आपु, निज सतगुरु संगे करहो मेलापु. ॥४५॥

હે અંશ ! તું તારા સ્વદેહ સ્વરૂપને ભૂલ્યો એ કારણને લીધે પ્રથમ જે ઘેરથી તું આ બાજુ આવ્યો તે ઘર હવે તું પ્રાપ્ત કરી શકીશ નહિ. કદાચ આ નિજઘરની પ્રાપ્તિ અર્થે આપનપુ જાણવાની ઈચ્છા કોઈ કરે તો નિજ સદ્‌ગુરૂનો સંગ વા મેળાપ કરવો; એજ ભવસાગર તરવાની તરણી (હોડી) બતાવશે.

सरल मुमुक्षु होइ शुद्ध चैतन, करही अरपन चरने तन मन;

अहो कर्ता कहीए दोहु करजोरी, आयेहु शरन स्वामी जुवो मम ओरी. ॥४६॥

હે અંશ ! તું પોતે શુદ્ધ ચૈતન્ય છે એવો ભાવ ભરી સરલતાપૂર્વક મુમુક્ષુ ભાવે તારાં તનમન પરમગુરૂના ચરણમાં અર્પણ કરજે. વળી બન્ને હાથ જોડી, અહો ! હે નાથ !

તમો કિરતાર છો એમ માની હું આપના ચરણમાં આવ્યો છું તો, હે સ્વામી ! દયાભરી કૃપાળુ દષ્ટિએ હું પતિતની સામું જુઓ એમ કહી કલ્યાણની માગણી કરજે.

**कोमल वचन शीतल शशुदामी, पाही पाही गुरु तुम परणामी;**

**ज्येति ज्येति गुरु परम निद्यानु, मेटो मम त्रास पास अज्ञानु. ॥४७॥**

હે કેવલના ભગવતિજન ! તને પોતાને પરમપદ પામવાની ઈચ્છા હોય તો તું સર્વાંગે બાળકના જેવી દશાવાળો થજે અને અતિ કોમળ શીતળતાવાળાં વચન બોલી કહેજો કે, હે ગુરૂદેવ ! પાહી પાહી એટલે હું પતિતને આપ પાવન કરી બચાવો. આપના ચરણકમળમાં મારા અનેકવાર પ્રણામ છે. વળી આપ સર્વથા જયરૂપ છો. હે ગુરૂદેવ ! આપ પરમપદના નિદાનરૂપ હોઈ સદા સર્વદા જયરૂપ છો. આ કારણને લીધે હે પરમદયાના સાગર ! મને ઘોર અજ્ઞાનના ત્રાસદાયક ફાંદામાંથી મુક્ત કરો. આ ભગસાગરમાં ડૂબતા અંશને આપ સિવાય કોણ બચાવી શકશે !

**सकल देवदेवनके हो देवा, परम कृपाल दयाल सभेवा;**

**तुम बिनु सहाय करन कोहु नांही, लोक चतुर्दश उतइत मांही. ॥४८॥**

હે પરમગુરૂ ! આપ પોતે સર્વદેવોના દેવરૂપ હોઈ હે પરમકૃપાળુ ! હે દયાના સાગર ! તમારા સિવાય સહાય કરનાર ચૌદલોકમાં આ બાજુ અને તે બાજુ કોઈ નથી.

**निज मम स्वरु प पंचतनु पारी, सोही दरशावो गुरु करु णा पसारी;**

**ओरु निजघर कर्ता तुम गावा, ताही लखववावो जाहीसे हम आवा. ॥४९॥**

હે પરમકૃપાળુ પરમગુરૂદેવ ! આપ પોતે કહી ગયા છો કે અંશોનું સ્વરૂપ પંચભૌતિક શરીરોથી પર આવેલું છે તો તે સંબંધી ગમ અને સ્વરૂપપ્રાપ્તિનો સાક્ષાત્કાર કેવી રીતે કરવો તે સંબંધીનો લક્ષ મારા ઉપર કરુણાદૃષ્ટિ પ્રસારીને જેમ છે તેમ દર્શાવશો. વળી નિજઘરના નિવાસી સકર્તા સત્‌કૈવલ કે જેનું તમો અઢળક વર્ણન કરી ગયા છો તે ઘરનો લક્ષ દયાભરી નજરે બતાવશો. જે ઘેરથી હું આ બાજુ આવ્યો છું તે ઘરની પ્રાપ્તિ માટે મારા ઉપર, હે અનંત દયાળુ ! દયા કરજો.

**एही परकार करही स्तुति, गुरु पद प्रेम धरही मजभूती;**

**रीझे गुरु जबही अगम गम दाता, देही सर्व लक्ष करही सुखसाता. ॥५०॥**

હે કેવલના અંશ ! આ ઉપર પ્રમાણે ગુરૂના પદરૂપ ચરણકમળમાં મજબૂત પ્રેમને ધારણ કરીને સ્તુતિ કરજે. આ પ્રમાણે સ્તુતિ કરતાં જો ગુરૂદેવની રીઝ થાય તો અગમ્ય ગમગતિના તેઓશ્રી મહાન દાતાર છે એટલે તેઓ આ લક્ષ આપીને જરૂરથી તને સુખશાંતિરૂપ પરમપદની પ્રાપ્તિ કરાવશે.

## પરમગુરૂનું વચન

**अब तेही वचन सुनहो सतगुरुका, सकल सिद्धांत सार निजघरका**

**निजघर लक्ष पक्ष लेही जेतु, सहित उपास कहत गुरु तेतुं. ॥५१॥**

ઉપર પ્રમાણે શિષ્યનાં મધુર વચન સાંભળી સર્વજ્ઞ પરમગુરૂ કહે છે તે સાંભળો. હે ભગવતિજન ! તું જે પદ પામવાની ઈચ્છા કરે છે તે પદરૂપ નિજઘર પક્ષરહિત હોઈ સર્વ સિદ્ધાન્તના સારરૂપ છે. આ સિવાય જેટલા જેટલા પક્ષ છે તે આ બાજુના હોઈ નિજઘરના લક્ષમાં રેખમાત્ર ઘટતા નથી. નિજઘરના પરમ લક્ષ સંબંધી જે પક્ષ જેમ છે તેમ સમજાવવા તથા તેને લગતી ઉપાસના કરાવવા ભગવાન કરૂણાસાગર કહે છે તે સાંભળો.

**कैवलपद निजघरके उपासी, चीहीन चलन तीनुं कहुं परकाशी;**

**अतिगति अगम सुगम नहि गाइ, त्रिगुन शक्त नहि जोत अटकाइ. ॥५२॥**

હે અંશ ! આ જગતભરના કેવલપદ પામવાની ઉપાસના કરતા હોય એવા ચાતકવૃત્તિના ભગવતિજનોનાં લક્ષણ અને ચલણ કેવાં હોવાં જોઈએ તેનો હું પ્રકાશ કરીને કહું છું તે સાંભળો. ખરું છે કે સકર્તા સત્‌કૈવલના ધામની અતિ અગમ્ય ગતિનું વર્ણન સુગમ રીત થઈ શકે તેમ નથી. એટલા જ માટે કહું છું કે આ પરમપદ પ્રાપ્તિની ઈચ્છાવાળો ભગવતિજન ત્રણ ગુણ, શક્તિ અને જ્યોતિ નારાયણ વગેરેના પદની પ્રાપ્તિ અર્થે કદીયે અટકશે નહિ.

क्षुद्र देवही उपासना जेती, अल्पज्ञान जानत सब तेती;

ओरु प्रपंच पंच तनु देहा, जाहीते अंश संगी आप अहंमेवा. ॥५३॥

હે કરૂણેશના અંશ ! ચૌદ લોકમાં વસતા સર્વ દેવો પતિપક્ષની ઉપાસના આગળ ક્ષુદ્ર છે. આ ક્ષુદ્ર દેવોની ઉપાસના કરનાર જે જે કોઈ ઉપાસક હશે તે અલ્પજ્ઞાનને જાણનારા અલ્પજ્ઞ છે. વળી અંશને લપટાયેલાં પાંચે શરીરો પ્રપંચથી ભરેલાં હોઈ જે જે અંશો આ શરીરના સંગમાં રહ્યા છે તે બધાય અંશોને આ શરીરનો અહંમેવ રહે છે; માટે આ દેહવડે આ લોકથી તે પરલોક સુધી જે જે પ્રાપ્ત કર્યું છે તે તે તમામ પરમપદની પ્રાપ્તિમાં રેખમાત્ર કામ આવશે નહિ.

निज कैवल कर्ता अंश आपु, ताहीकु समज उर करही समापु;

तेही लक्ष जेही सतगुरु लखवावे, जो गुरु चरनकमल जेही आवे. ॥५४॥

હે કરૂણેશના અંશ ! નિજ કેવલકર્તાના જે અંશ તેજ તું આપનપુરૂપ પોતે છે. આ સ્વરૂપની સંપૂર્ણ પ્રાપ્તિ કરવી હોય તો તારા ઉરમાં અગણિત યુગોથી તે આજ સુધી જે જે કંઈ કર્મકાંડ ભર્યું છે તે તે તમામને કાઢી નાખ. જ્યાં સુધી કર્મકાંડરૂપ વાસનાનો પદાર્થ ભર્યો હશે ત્યાં સુધી તેટલો નીકળશે. આમ શરીરનું શોધન કરતાં વાસનાનો મળ નીકળતો જશે ત્યારે અજરામર વસ્તુનો લક્ષ પ્રાપ્ત થશે. આ લક્ષ અજરામર છે એટલે નીકળી જશે નહિ કારણ કે અચળ છે. વળી આ મુદ્દારૂપ લક્ષ્યબિંદુમાં રેખમાત્ર ચલિતપણું નથી એજ તારું સ્વરૂપ છે એમ માનજો. (આ ઉત્તમવસ્તુ સાંપડે તેમાં, હે અંશ ! તું દરકાર કરતો નથી અને ચલિત ધર્મ એટલે કે થોડા દિવસમાં નાશ થવાનો છે તેમાં તું શોધન કરે છે. ભલા ! જો તો ખરો. આમ કુશકા ફેંદવાથી હાથમાં શું આવવાનું છે ? આ શરીરમાંથી પ્રાણ સાથે જે અજંપો આવે છે એ બધાય અજંપા ચૌદલોકનાં ખાંડાંમેડાં દેવતાઈ ઠીકરાં ખરીદનારા છે, માટે આ વાસનાની સામે થા. અડગ નિશ્ચય રાખીને મજબૂત થા. રેખમાત્ર તારા અંતરપટમાંથી નીકળી બહાર જઈશ નહિ. બ્રહ્મા, ઈંદ્ર, વરૂણ, દેવતાઓનો ખજાનચી તથા શિવ વિષ્ણુની આદ્ય લઈ મહામાયારૂપ શક્તિ તથા આદિપુરૂષ નિરંજન, આ બધાય ભેગા થઈ કદાચ તારે આંગણે આવે અને કહે કે આ ચૌદલોકનું શહેનશાહીપદ તને આપીએ છીએ, એમ કહે તોપણ તું તેના સામું લેશમાત્ર જોઈશ નહિ.

તારા સ્વસ્વરૂપના જ્ઞાન સંબંધી રેખમાત્ર ચુકાદો તેમના તરફથી મળશે નહિ; માટે પાછો વળ. દેહથી ઉપરાંત થા. અંતરપટમાં જા. નિહંગ પ્રણવમાં રસબસ થઈ જા. ત્યાં તને તારા મૂળ અંકુરનો ભાસ થશે. આ પ્રણવ કોઈ કાળે મહદ્‌બ્રહ્મની સાથે એકમેક થાય તો એકમેક થતાની સાથે જ તત્કાળ તને કેવલને ખોળે બેસવાનું મળશે. આથી વધારે અહોભાગ્ય ક્યાંથી હોય ? જ્યારે આ પ્રમાણે થતાં અને તે પ્રમાણે કરતાં કેવલ નજીક જવાય છે ત્યારે મંત્રતંત્રના ધાગો ઘૂંટાઘૂટ કરવાથી શો ફાયદો છે ? કદાચ મજબૂત ચાદર ઓઢીને ધ્યાન ધરવા બેસો તો એથી કેવલ ક્યાં જડે તેમ છે ? કેવલનું શોધન એ પુરૂષો કરી શકશે કે જે પુરૂષો રોમરોમ જ્ઞાનમાં જાગ્રત છે અને સતત પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના ગ્રંથની ખોજ કરનારા છે. તેજ આ મહાન દીર્ઘ કેવલપદની પ્રાપ્તિ કરી શકે, સિવાય આ બાજુના ઢીંગલાઢીંગલી રમાડનારાઓને તથા મોટા પુરૂષોના નામે હાથ લાંબા કરીને માગનારાઓને તથા તેમના નામપર મોટાં મોટાં મંદિરોની જગ્યા, જાગીરી કે જમીન વગેરેનો જમાવ કરનારાઓથી સકર્તા સત્‌કેવલનું પદ ખર્વનિખર્વ માઈલ દૂર છે.) જો તમે ગુરૂના ચરણકમળમાં આવો તો આ પરમલક્ષ સદ્‌ગુરૂ સમજાવશે.

तेही लक्ष जपत जपत जन जेही, पावही कैवलपद नहि संदेही;

छाप तिलक तीन कहुं समजाई, जेही कैवलपदलक्ष अनुराई. ॥५५॥

હે અંશ ! કોઈ ભગવતિજન પરમગુરૂના ચરણરૂપ કમળમાં ચિત્તવૃત્તિનો નિગ્રહ કરી સદ્‌ગુરૂએ આપેલા લક્ષનું લક્ષપૂર્વક ધ્યાન ધરે તો કલ્યાણનો માર્ગ નજીક છે. એમ જાણવું. વળી કહું છું કે સંદેહ રાખ્યા સિવાય આ લક્ષનો જાપ જપતાં જપતાં પરમગતિની પ્રાપ્તિ થશે અને છેવટે કેવલમોક્ષ મળશે. પરમગુરૂના સમજાવ્યા મુજબ ભાલતિલક કે જેનો સંબંધ સકર્તા સત્‌કેવલ પદ સાથે જોડાયેલો છે તે સંબંધી પાછળના અંગમાં સંપૂર્ણ ખુલાસો કરેલો છે. છતાં સ્પષ્ટ વાત કરું છું તે સાંભળો.

तिलक भाल तनु अकल अनुपा, सोही हम अगम कहेउ निरु पा;

निज अंकुर अणिरुप गति आवा, ताही ते तिलक आणि अग्र बनावा. ॥५६॥

હે અંશ ! ભાલતિલક સમજવું અને લક્ષમાં લેવું મુશ્કેલ છે, કારણ કે તેનું સ્વરૂપ અકળ અને અનુપમ છે. આ સંબંધી પાછળ સંપૂર્ણ નિરૂપણ કરેલું છે. તથાપિ, હે અંશ !

તને સમજાવું છું કે તું પોતે અણિઅગ્રરૂપ હોઈ અણિયાળી ગતિવાળો છે. આજ ન્યાયે ભાલતિલક જે કરવાનું કહું છું તે તારા મૂળ સ્વરૂપના નમુના મુજબ છે એમ માનજો. આ તિલકના નમુના ઉપરથી તમો તમારા અંતરસ્વરૂપની ખોજ કરજો. તમારી ગતિ તે પણ અણિયાળી છે. સ્થુલદેહથી લઈ પરમકારણદેહ સુધીની તત્ત્વસામગ્રીની રચના તે પણ અણિયાળી છે. અર્થાત્ અસંખ્યલોકની રચના તથા તબક્કે તબક્કાઓ મહીમંડ-ઈંડ પર્યંત આ બધાય અણિયારી લક્ષણાએ ગોઠવાયેલા છે. માટે હે અંશ ! તું તારા અંતરપટમાં એકાંતવાસ કર અને હૃદયકમળમાં રહેલાં ચારે અંતઃકરણ તપાસીને જો તો જરૂરથી દેખાશે ક આ પણ અણિયાળાં છે. આ અણિયાળાં અંતઃકરણવડે આ પંચભૌતિક દેહો તથા તેને લગતી અવસ્થાઓ તારા અંતરપટના તર્કવડે નિહાળી નિહાળીને જો. આ પ્રમાણેનો અભ્યાસ જેમ જેમ કરતા જશો તેમ તેમ અંતઃકરણની પકડ છુટતી જશે. જ્યારે અંતઃકરણની પકડ છૂટી જાય છે ત્યારે ચિત્ત નિવૃત્તિ પામે છે. આ નિવૃત્તિ પામેલું ચિત્ત અવસ્થાઓમાં શું શું પરિવર્તન થાય છે તે તાદશ્ય જુએ છે. તેમાં તેને નિત્ય અનિત્ય દેખાય છે. આમ કરતાં અનિત્ય વસ્તુઓ છૂટી જશે અને નિત્ય વસ્તુની પ્રાપ્તિમાં વધારો થશે. આમ કરતાં છેવટે લક્ષમાં બળ વધી જાય છે, કારણ કે જે કોઈ માણસ કંઈ પણ કરતો નથી તે માણસનો લક્ષ અનેક પદાર્થ-પ્રાપ્તિની પાછળ રોકાયો છે, ત્યારે આ અંતરપટના હિમાયતીનો લક્ષ માત્ર હૃદયકમળમાં સ્થિર છે અને એક છે. જેમ ઘણા તાંતણા મળીને કોઈ ભારે વસ્તુને ખેંચી શકે છે તેમ સંસારભરના પદાર્થો ઉપર વિધવિધ પ્રકારે પડેલી ચિત્તવૃત્તિઓને પાછી ખેંચી લાવી એક જ સ્થાનમાં જમાવ કરવાથી પરિણામે આ ચિત્તવૃત્તિઓમાં ખૂબ બળ વધી જાય છે. આ વધી ગયેલા બળનો ઉપયોગ અવસ્થાની સામે કરવાનો છે, કારણ કે કયા ક્યા વખતે કયી કયી અવસ્થાનું પરિવર્તન થાય છે તે અંતરલક્ષ સાચવનારે સુષુપ્તિ આદિ અવસ્થાને વર્તવા દેવી ન જોઈએ; કારણ કે આ અવસ્થા જાગ્રત આદિ દરેક અવસ્થાને દબાવી દે છે. આ સ્થાને બળવાન કરેલો લક્ષ મજબૂત રાખવો જે અવસ્થા ડગાવી શકે નહિ. વળી સુષુપ્તિ-અવસ્થાના અંતરપટમાં બહેરશૂન્ય રહેલું છે માટે આ અવસ્થાથી સાવધ રહેજો; કારણ કે ભલભલાઓને પાછા પાડનારા આ અવસ્થા છે એટલે કે સુષુપ્તિ-અવસ્થા ઉપર સતત અભ્યાસે જીત મેળવી શકશો. કદાચ સદ્‌ગુરૂની મદદે અને તમારા અભ્યાસે બહેરશૂન્યસમ સુષુપ્તિ અવસ્થાને

જીતી શકો તો તુર્યાવસ્થાનું ઘર આ અવસ્થા નજીક છે. જો કે તુર્યાનો પટ પામતાં દરેક વસ્તુની જાણ વિસારે પડે છે. વળી સુષુપ્તિ અવસ્થા કરતાં તુર્યાવસ્થા હજારો ગણી બળવાન છે. માત્ર ફેર એટલો જ છે કે સુષુપ્તિમાં જડતા છે અને તુર્યામાં જ્ઞાન છે તથાપિ આ બન્ને અવસ્થાનું આલોચન જાગ્રત-અવસ્થામાં થાય છે. આ જાગ્રત-અવસ્થા કરતાં સુષુપ્તિ-અવસ્થા અતિ બળવાન છે, એથી જ ભલભલા જાગ્રત -અવસ્થા ભોગવનારાઓને આ સુષુપ્તિ-અવસ્થાએ ઢોળી પાડયા છે. પણ ઉપર કહેલા બળવાન લક્ષણવાળાઓ આ અવસ્થાની સામા થઈ શકે છે. હે અંશ ! આ વર્ગ અભ્યાસીનો છે માટે તું અભ્યાસ કર. આમ અભ્યાસ કરતાં છેવટે અવસ્થાઓનાં ગાત્રો નરમ પડશે એટલે પ્રાણમાં સ્વયં ધીમે ધીમે સ્થિરતા આવી જશે, એટલે કે અવસ્થાઓ અને અંતઃકરણો એકમુખી ક્રિયાવાળાં થાય ત્યારે પ્રાણમાં શબ્દ આદિ ધ્વનિ ઉઠતો નથી એટલે. કોઈનું આલોચન કરવા ચિત્ત મંજુર કરતું નથી. આ સ્થાને આ પ્રકારે ચિત્ત નિવૃત્તિ પામ્યું છે એમ માનવું. ચિત્ત નિવૃત્તિ પામતાં પ્રણવ નિઃસંસર્ગી થાય છે. આ પ્રાણ આ સમય પર એક અદ્વૈત ગણાય, કારણ કે ચિત્ત સિવાય બાવન અક્ષર પૈકી એક પણ અક્ષર ઊઠતો નથી. ચિત્ત જ અક્ષરોની માળાને ઉત્પન્ન કરનાર છે. ઉત્પન્ન કરનાર ચિત્ત નિવૃત્ત દશાને પામે ત્યારે પ્રણવ નિહંગ થાય છે. નિહંગ પ્રણવનો અર્થ એ થાય છે કે પ્રણવની ગતિ ધીમે ધીમે ગમન કરવાની હતી તે ઓછી થઈ જાય છે. જ્યારે સંપૂર્ણ ઓછી થાય ત્યારે પ્રણવ પોતાના ઘરમાં જાય. આ પોતાના ઘરમાં ગયેલો પ્રણવ એજ શુદ્ધ નિહંગ છે. આ સ્થાને શબ્દ આદિ રચના રહેવા પામતી નથી અને પ્રણવમાં નીચેનાં તત્ત્વો સંબંધી કોઈ જાતનો વિકાર રહેવા પામતો નથી, તેવા સમયનો શુદ્ધ પ્રણવ બ્રહ્મની સાથે રસબસ થઈ રહે છે. જે પ્રણવ બ્રહ્મની સાથે રસબસ રહ્યો એજ અંશનું ઘર છે. આ ઘરનું નામ શુદ્ધ અહંગ શરીર સ્વયંમેય અંશ અને બ્રહ્મ અધિષ્ઠાન સર્વથા એકમેક રહે છે. આ સ્થિતિ વિદેહમુક્ત જીવનોથી અધિક છે. આનું જ નામ મોક્ષ. આ અંશ, સ્વરૂપે થયો ગણાય. આ સ્વરૂપ પ્રાપ્ત કરવું સદ્‌ગુરુને હાથ છે. માટે હે અંશ ! સર્વદા નિરંતર અભ્યાસી થા અને તારા પતિ તરફ દૃષ્ટિ રાખીને અમરમંત્રનો જાપ જપ.

**कैवल्पद भक्ति जीनुं जानी, तिलकभाल तनु अंक निशानी;**

**दृढ एही तिलक सलख कहुं भेदा, रहे जेही लक्ष पक्ष विनु वेदा. ॥५७॥**

હે અંશ ! તારૂં મૂળસ્વરૂપ ભાલતિલકરૂપ છે. આ તિલકની નિશાની જે કોઈ ભગવતિજનના અંતરપટમાં સંપૂર્ણ છે એ જ ભગવતિજન સકર્તા સત્કૈવલની ભક્તિને જાણી શકશે. આ ભાલતિલક સંબંધીનો લક્ષ ચારવેદની ગતિથી પર આવેલો છે. વળી તિલકના દૃઢ નિશ્ચયાત્મક સ્વરૂપની સ્થિતિ લક્ષપક્ષથી રહિત છે. આ વિષયના ભેદની ખબર વેદને પણ નથી. જે કોઈ ભગવતિજને આ ભાલતિકલરૂપ લક્ષને દૃઢ કર્યો છે અને તે સંબંધી સંપૂર્ણ સમજ મેળવી છે જે સમજનું મૂળ અજરામર છે, એજ ભગવતિજન આ ભાલતિલકના ખરા સ્વરૂપને ઓળખી તેનું ભજન કરી શકે છે અને તેને જ સમજાશે કે ભાલતિલકનો ભેદ લક્ષપક્ષથી રહિત છે.

अलख उदार रहत जगसेती, हृदये ध्यान निजपद परमेति;

धरत ध्यान अलमस्त भवितु, रहत सकल मही तगन अतीतु. ॥५८॥

હે અંશ ! જેનો સંબંધ પરમપદ સાથે છે તેનું અંતર્હૃદય અતિ ઉદાર હોય છે, એટલે કે કોઈ જાતના પદાર્થની તેના હૃદયમાં પકડ રહેતી નથી. વળી જગતના લોકો સાથે મળીને વર્તન રાખે છે તથાપિ તેના ધ્યાનમાં, તેના વિચારમાં પરમદયામય પરમગુરૂના ધ્યાનમાં પરમદશા ભોગવે છે. નિત્યપ્રતિ આ પ્રમાણે ધ્યાન ધરનારો ભગવતિજન પોતાના ઉદાર જીવને કરી અલમસ્ત રહે છે. સર્વ સંસારમાં સર્વ લોકો સાથે હળીમળીને રહેવા છતાં તજજ્ઞ એટલે પોતાની મૂળ જાણને ભૂલી જતો નથી. પોતાના અંતર્પટમાં અલગનો અલગ અને સંસારશ્રેણિમાં સળંગસૂત્રવત્ દેખાય છે. આ ભગવતિજનનું અંતઃકરણ ભગવાન કરૂણાસાગર સાથે છે એવું ઓળખે કોણ ? ધ્યાનીની ગતિ ઓળખાય પણ જ્ઞાનીની ગતિ ઓળખાય નહિ. થાકીને કહેવું પડે કે જ્ઞાનીની ગતિ જ્ઞાની જ જાણે.

निज कैवल जन लक्ष एही गाई, चीन सकल उपलेहु लखाई;

गति अंतर ओरु परम अगादु, निज कैवल जप सरल आराधु. ॥५९॥

એ અંશ ! તને પોતાને સમજાવવા અને સકર્તા સત્કૈવલના પદની ઓળખાણ કરાવવા આ ભાલતિલકરૂપ નિજલક્ષનું વર્ણન કર્યું છે. આ લક્ષનું વર્ણન, હે અંશ ! શબ્દો વડે ઉપલક વર્ણવ્યું છે પણ તેનું ખેરું સ્વરૂપ વા અંતર્ગતિની પરમ અગાધ લક્ષણા તારા મૂળસ્વરૂપમાં સ્થિર છે તેને પ્રાપ્ત કરવા નિજ કૈવલપતિનો સરલતાપૂર્વક જાપ જપ અને

આરાધન તે પણ તું તેમનું જ કર. આમ કરતાં છેવટે અંતરપટમાં જવાશે ત્યારે ત્યાં જેમ છે તેમ તને દેખાશે. પરમગુરૂ પોતે કહે છે કે હું કૈવલનો ઉપાસક છું અને અંતરૂગતિએ પરમ અગાધ છું તેમજ નિજ કૈવલનો જાપ સરલતાપૂર્વક આરાધું છું તે પ્રમાણે, હે ભગવતિજનો ! તમે પણ કરજો.

लक्ष पक्ष बिनु रहित समारा, आप निज अंश कैवल एकतारा;

जगत जुगत तेही लहतन मर्मा, निजपद ध्यान धरन जे न्हेःकरना. ॥६०॥

હે અંશ ! સમારા એટલે દુરસ્ત ચોકખી રીતે સમજાયેલું નિજપદ જે છે તે લક્ષ અને પક્ષની પકડ રહિત છે. આમ તું થઈશ ત્યારે તારી એકતા કૈવલ સાથે થશે. આ વિષયની જુક્તિ વિષેનો મર્મ જગતના કોઈ પણ માનવીઓ જાણી શકતા નથી માટે, હે અંશ ! તને સમજાવેલા લક્ષનું નિષ્કામ ધ્યાન ધરજો.

अति गति गुपन जपन तेही जापु, एकरस सलंग मलंग नहि मापु;

एही लक्ष अलख खलक नहि पाई, जाने सतगुरु जीने दीयाहे बनाई. ॥६१॥

હે ચૈતન્ય અંશ ! જે પ્રણવ અવસ્થાઓ અને અંતઃકરણોથી રહિત થયો છે તે રહિત થયેલો પ્રણવ એકલમલ અદ્વૈતરૂપે છે, આ પ્રણવરૂપ ધ્વનિ સમસ્વરૂપના ઘરમાં સ્થિરરૂપે રહ્યો છે આનું નામ ગુપ્ત જાપ. સદાય એની મેળે બિનજપે ઊઠે છે. વળી આ જાપ જે મૂળ ઘરમાં બતાવ્યો તે બ્રહ્મનો અંશ હોઈ બ્રહ્મ સાથે એકરસ સળંગ સૂત્રવત્ માપ સિવાય અમાપરૂપે રહે છે. આનું નામ અલખ લક્ષ. કહો, ખલકના માનવીઓ કેવી રીતે શોધી શકશે ! માત્ર સદ્ગુરૂ જાણે છે અને સદ્ગુરૂએ જેને બતાવ્યું હોય તે જાણે છે. અર્થાત્ આ અંતરલક્ષને સદ્ગુરુ જાણે છે કેમકે સકર્તા સત્કેવલે સમસ્ત ઘાટોની રચના જે પ્રમાણે જેવી રીતે કરેલી છે તે સંબંધી સઘળી કળકુંચીઓ સકર્તાએ પરમગુરૂને બક્ષિસ આપેલી છે. આ ન્યાયે બ્રહ્માંડભરની સઘળી રચના માત્ર પરમગુરૂ જાણે છે; એથી જ આ જગતને પરમપદ જાણવાનો લાભ તેમની મારફત વખતોવખત મળે છે.

गुप्त प्रगट गतिगम कही जेही, निज कैवलपद जनकी सबेही;

एही गति रेहेश संतोकी सद कहेउ, निज कैवलके उपासी जेही भयेउ. ॥६२॥

હે અંશ ! તારું પોતાનું જે અંતર્સ્વરૂપ તે અતિ ગુપ્ત હોઈ જાણી શકવું મુશ્કેલ છે તથાપિ પરમગુરૂએ સર્વ અંશો ઉપર કરૂણા કરીને પ્રગટ લક્ષની વ્યાખ્યા કરી બતાવી છે. આ લક્ષ એ પુરૂષના કામનો છે કે જે પુરૂષ પરમપદની અપેક્ષાવાળો છે અને તેને જ માટે કહેલો છે. આ ગતિની પરમલક્ષણા માત્ર સંતજનો પુરતી છે અને તેમણે તે પ્રમાણે કરવાનું છે. આ જ ગતિની અંતર્દશામાં સંતજનોએ રહેવાનું છે. જે જે સંતજનો કૈવલપદના ઉપાસી હશે અને તેમને આ અમૂલ્ય લાભ લેવાનો છે. તેમના હૃદયનો વિકાસ કરનાર આ ઉપદેશ છે.

**अरुढ मतिगत कहीहम जीनकी, तजी एही खलक अलग रहे तीनकी;**

**मलित रहत जगमांही जन जेही, प्रभुपद प्रेम नेम कहुं तेही. ॥६३॥**

હે નિજાનંદ સ્વરૂપમાં મસ્ત રહેનાર અંશ ! સંસારભરની સઘળી ઉપાધિઓથી મુક્ત થઈ જેનાં જીવન પવિત્ર દશામાં ગુજરે છે તેના જ માટે આ મારી અરૂઢ ગતિની મતલબ કહી છે. તો તેમણે પરમપદની અંતરદશામાં રહી અહોરાત્રિ આ લક્ષનું આલોચન કરવું. હવે સંસારમાં મળીને રહેનારા જે જે ભગવતિજનો હોય તેમણે પરમદયાળુ પ્રભુ પરમગુરૂ ઉપર પ્રેમ તથા નિયમ કેવી રીતે રાખવો તે સમજાવું છું જે સર્વજનો સાંભળો.

**काम क्रोध मन विरोध न धरना, सहेज स्वभाव साव नीसतरना;**

**रहत सदा संग जगत समीपा, ज्यौं कमला जलमांही ओरु छीपा. ॥६४॥**

હે ભગવતિ જન ! મારા કાયમપંથના માર્ગ ઉપર ઉભા રહેનારે કામ, ક્રોધ તથા મનમાં કોઈ જાતનો વિરોધ લાવ્યા સિવાય માત્ર સહેજ સ્વભાવે સદાય શુદ્ધ ભાવે વિચરવાનું છે. વળી જગતના સંગમાં રહેવા છતાં જળકમળના ન્યાયે વર્તન રાખવાનું છે. જેમ શરદઋતુની માણેકઠારી પુનમે દરિયાઈ માર્ગમાં વરસાદ પડે છે, આ પ્રમાણે પડતાં બુંદ અનેક માછલીઓ અંતરિક્ષ ઉછળીને ઝીલી લે છે અને આ ઝીલેલું બુંદ પોતાના અંતરપટમાં એવું તો ગોઠવી દે છે કે સમુદ્રનું ખારું પાણી આ બુંદને સ્પર્શ કરી શકતું નથી. અર્થાત્ બુંદ લઈને મોઢું બીડયું તે બીડયું ફરી ક્ષુધા પિપાસાની અનેક આપદા પડવા છતાં મુખ ખુલ્લું કરે નહિ ત્યારે જ તેના અંતરપટમાં ઉત્તમ પ્રકારે મોતી પાકે છે. જો કે આ બુંદ અનેક માછલીઓએ લીધું હતું પણ જેના મુખમાં દરિયાનાં ખારાં પાણી પેઠાં

તો મોતી ન પાકતાં ફટાકીયાં-છીપલાં થઈ ગયાં તેવી જ રીતે, હે ભગવતિજન ! ગુરૂલક્ષજ્ઞાનનું બિંદુ તારા અંતરહૃદયમાં સ્થિર કરવાનું છે. હવે પછી સંસારિક વાસનારૂપ ખારાપાણીનો પટ તને પોતાને લાગવો ન જોઈએ તો મોતીની માફક તું પણ ઉત્તમ પાકીશ.

**सकल वहेवार वर्ततही जगतका, उर अंतर दृढ कैवलमतका;**

**स्वप्न समान जानी जग हेता, रहत उदास तासही हमेता. ॥६५॥**

સંસારી ભગવતિજનો પોતાના વહેવારોમાં વર્તવા છતાં અને રહેવા છતાં તેના ઉરઅંતરના આશયમાં સકર્તા સત્કૈવલનો મત દૃઢ નિશ્ચયાત્મક રાખે છે. વળી જગતમાત્રનું હિત અને તે વિષેની માન્યતા સ્વપ્ન સમાન ગણીને રાતદિવસ ઉદાસવૃત્તિ રાખે છે એટલે કે મારા ગુપ્ત અમરમંત્રમાં રાતદિવસ રસબસ રહે છે.

**ज्यौं कोहु पुरुष पकडेहु बेगारी, वहे तीनु बोज अंतर नहि यारी;**

**त्यौं निजजन भुगततही भवपारा, उपलेही मन नहि अंतर विकारा. ॥६६॥**

જેમ કોઈ અમલદાર બેગારી પુરૂષને (વેઠિયાને) વેઠમાં પકડી લાવી બોજો ઉંચકાવરાવે છે; આ બોજો કિંમતી છે છતાં લાભ વા હાનિની એને પરવા નથી. અને મનમાં એવું સમજે છે કે થાણું ક્યારે આવે કે આ બોજાને ઉતારી મૂકી ઘેર જાઉં. આ પ્રમાણે એના મનમાં રહે છે તેવી જ રીતે બેગારીના ન્યાયે સંસારી ભગવતિજનને સંસારનો વહીવટ નિભાવવો જોઈએ. આમ કરતાં અચાનક કોઈ સંસારી બોજાની વિપત્તિ આવી પડે તો બેગાર પુરૂષની માફક વેઠ ગણી ઉપાડી લેવી જોઈએ, પણ અંતરમાં રેખમાત્ર વિકાર રાખવો નહિ. વળી જે જે સંસારિક આવરણો આવે તેમાંથી હસતે મોઢે પસાર થવાનું છે પણ હૃદયને કલુષિત કરવું નહિ.

**रेणदिवस रसबस भरपुरा, प्रेम अनंग अंग चकचुरा;**

**हर्ष शोक नहि करत मेलापु, त्रिविधी ताप नहि तपत न तापु. ॥६७॥**

હે અંશ ! તું રાતદિવસ તારા અંતરસ્વરૂપમાં ભરપૂર રસબસ રહેજે અને ગુરૂ તરફ જવાની ઉત્સુક બુદ્ધિ રાખી પ્રેમ-અનંગના આવેશમાં હમેશા ચકચૂર રહેજે, આથી કરી તને હરખ તથા શોકનો મેળાપ થશે નહિ. વળી આધ્યાત્મિક, આધિભૌતિક અને

આધિદૈવિક, આ ત્રણ તાપ તને પીડા વા દુઃખ આપશે નહિ.

सुचीत कर्म अति परम पवितु, वरते एही जुगतमे विगत सहितु;
अंतर जतमतकी रतिही भीना, जाने कोहु सज्जन जन एहुझीना. ॥६८॥

હે અંશ ! ઉપર પ્રમાણેના નિયમ મુજબ સંસારી ભગવતિજને રહેવું જોઈએ. વળી શારીરિક નિયમનાં શુચિ એટલે પવિત્રમાં પવિત્ર કર્મ કરવાં જોઈએ. આ શુચિકર્મ મુજબ જ્ઞુક્તિથી સંસારમાં વર્તણુંક રાખવી જોઈએ. જેથી કરી તમારા અંતર્લક્ષને હાનિ પહોંચે નહિ. આ પ્રમાણે ઉપલક વર્તન વર્તવા છતાં અંતરમાં જતમત રહી રતિયુક્ત આરતવડે તરબોળ રહેજો. આ અંતરની દશાને કોઈ શાંત સજ્જન પુરૂષ જ જાણે છે.

प्रगट जाप कैवल मुख जपही, गुप्तमंत्र गुरु ध्यान धरपही;
वरणी एही विगत जगतमें जे जनकी, एही विधि रहत रेहेश तनमनकी. ॥६९॥

હે અંશ ! હરતાં ફરતાં ઊઠતાં બેસતાં સાંસારિક જે જે કામો કરો તેમાં મુખવડે રાતદિવસ કૈવલ કૈવલ એમ જાપ જપજો અને ગુરૂએ જે ગુપ્તમંત્ર આપ્યો છે તેને અંતરહૃદયના એકાંતમાં આ ગુપ્તમંત્રનો આશય સમજીને તમે તેનું ધ્યાન ધરજો. આ વિગતવાર જે લક્ષણા વર્ણવી તે સંસારી ભગવતિજનને માટે છે. આ પ્રમાણે તનમનયુક્ત રહેણી પાળીને રહેજો.

सोही निज्जन कैवलपद पावही, रहे जांही अचळ बोहरु नहि आवही;
धर्म अनेक जगतमही जेता, आप आपनेही देवनके जु हेता. ॥७०॥

ઉપર પ્રમાણે જતમત રહેણી પાળનારાઓ તેમજ ગુપ્તમંત્રનું આરાધન કરનારા તથા સ્વરૂપમાં રસબસ રહેનાર સંસારી ભગવતિજન જરૂરથી કૈવલપદની પ્રાપ્તિ કરી શકશે. વળી પરમપદના અચળ પ્રદેશમાં ગયો તે આ ફાની જગતમાં કદીયે આવશે નહિ. હે અંશ ! કંઈક વધુ પડતું સમજાવવા તને કહું છું કે આ જગતભરમાં અનેક ધર્મ નીકળ્યા અને નીકળવાના છે અને તે તે ધર્મના દેવતાઓમાં જગતના લોકોનાં દિલ વાળેલાં છે. હે અંશ ! ધ્યાન રાખ. તારું પોતાનું દિલ બહારની કોઈ દેવતાઈ વસ્તુનું આલોચન કરવા જાય તો આલોચન કરનાર પોતાનું દિલ ખાલી કરે છે એ ન્યાયે જગતમાત્રના મનુષ્યોનાં

દિલ કોઈ દેવતાઈ વસ્તુ બતાવીને હરી લીધાં છે. આ પ્રમાણે હેરાઈ ગયેલા જગતમાં હૃદયનો અંતર અવાજ કોઈ ઠેકાણે સાંભળવામાં આવશે નહિ માટે આ જગતથી સાવધ રહેજે અને તારા અંતરહૃદયમાં અહોરાત્રી રહી લક્ષનુ આલોચન કરજે.

**जेही जाकु जजत भजत तांही जावे, कैवलपद गत कोहु नहि पावे;**
**जेही पदश्रेष्ठ सकलमे आन नथी, लहे कोहु संत कैवल निजपंथी. ॥७१॥**

હે અંશ ! તૃષ્ણાળુ જગત કોઈ વિશેષ વસ્તુ મેળવવાની ઈચ્છા પાછળ અનેક દેવીદેવતાઓને શોધે છે. આ પ્રમાણે શોધ કરનારા જે તે દેવના ઉપાસકો જે તે દેવની પાછળ જાય છે. આવી રીતની ઉપાસના કરનાર ઉપાસકો કદીયે સકર્તા સત્‌કૈવલની ગતિને પામી શકતા નથી. આ સકર્તા સત્‌કૈવલ જેવું શ્રેષ્ઠપદ જગતભરમાં છે જ નહિ; પણ કૈવલના પંથે ચાલનાર કોઈ સંતજન હશે તેજ તે પદને ઓળખશે.

**कैवलपंथ कायम निज आदु, कीयेहु प्रगट हम हुता जे अनादु;**
**सोही कैवलपद इच्छतही कोई, लेही सत नेम लखावु जबी मोई. ॥७२॥**

હે અંશ ! ચૌદલોકની આદ્ય લઈ અસંખ્ય લોકના સર્જનહાર સર્કતા સત્‌કૈવલ છે. આ સર્જનહારથી સર્જાયેલું પંચભૌતિક જગત, આ જગતની પરમ પ્રભાવવાળી ધારાનાં દ્રવ્યો એક પાછળ એક એમ અનેક નીકળતાં જાય છે. આનું નામ જ કાયમપંથ છે. એટલે કે સકર્તા સત્‌કૈવલની બાહ્યદષ્ટિથી જે કંઈ ઉત્પન્ન થયું તે પંચભૂતાદિ દશ્ય-અદશ્ય બધાં દ્રવ્યો છે અને આ દ્રવ્યોનો સંચાલક જે સકર્તા સત્‌કૈવલની અંતર્‌વૃત્તિથી ઉત્પન્ન થયેલો હોય તેનું નામ અંશ છે. આ અંશ અનંત દ્રવ્યોનો સંચાલક છે. આ સચાલક અંશ એનું જ નામ કાયમપંથ છે. જ્યાં સુધી અંશ છે ત્યાં સુધી આ બધાં દ્રવ્યો ચાલતાં દેખાય છે. દ્રવ્યો નિત્ય અને ચૈતન્ય પણ નિત્ય અને બન્નેની એકતા તે પણ આદિથી છે. આ પ્રમાણે પરંપરાથી ચાલતા આવેલા પંથનું નામ કાયમપંથ છે. આ પંથના પ્રણેતા સકર્તા સત્‌કૈવલ છે જેમનાથી જ આ થયું છે અને આ આદિપંથના માર્ગદર્શક અનાદિના શ્રી પરમગુરૂ ભગવાન કરૂણાસાગર છે અને તેમણે આ પંથ તથા કૈવલને જગજાહેર જણાવ્યા છે. પંથની કોઈ પણ વસ્તુનો નાશ ન થાય એનું નામ કાયમપંથ; તેવી રીતે પંચભૌતિક તત્ત્વો ઈંદ્રચંદ્રની આદ્ય લઈ ચૌદલોક, જળસ્થળ આદિથી લઈ સાતપાતાળ તથા સ્થાવર

અને જંગમઆદિ ચોરાસી લક્ષ પ્રકારના ઘાટ તેમજ ચાર ખાણ વગેરે આ બધાંય નામ ચાલતી ધારાને સૂચવનારાં છે અને કાયમ છે. આ બધાય સમૂહનું નામ કાયમપંથ છે. આમાંનું કોઈ નષ્ટ થતું નથી પણ એકમાંથી એક એમ પારાવાર એક પાછળ એક એમ અનેક નીકળતાં જાય છે. કર્તાના જગતમાં જે કંઈ છે તે નિત્ય છે, માત્ર સ્થૂલ આદિ ધર્મવાળામાં પરિવર્તન વખતોવખત બદલાય છે પણ પરિણામ નિત્ય છે. દેવતાઈના સૂક્ષ્મ આદિ ધર્મમાં પરિવર્તન થાય છે પણ મૂળ સ્થિતિ કાયમ રાખીને છે; તેમજ કારણ જગતનો ધર્મ ગુણ છે. આ ગુણ વસ્તુએ વધઘટવાળા દેખાય છે. પણ પરિણામે ગુણકાયમ છે. વળી મહાકારણ જગત તે જગતનો અધિષ્ઠાતા પ્રકૃતિ છે. આ પ્રકૃતિ ત્રણ ગુણની માતા છે અને ગુણ ઈંદ્રિયોના સ્વામી છે એટલે આ સળંગ સૂત્રવત ત્રિગુણાત્મક જગતનો નાશ ક્યાંથી હોય ! એટલે કે એ પણ કાયમ છે. પરમકારણ જગત નિઃસંસર્ગી છે એટલે કાયમ છે. આ કૈવલનો કાયમપંથ તો જુઓ. જેના સ્વભાવમાં શાંતિ તેનામાં ગરમી લાવવી મુશ્કેલ છે અને ગરમીવાળાં શરીરોમાં શાંતિ લાવવી મુશ્કેલ છે. અપવાદ તરીકે કોઈ ક્રોધી પુરૂષ શાંત થયો પણ દેહની રચનામાં તેવી શાંતિ નથી માત્ર ક્રોધ જ છે અને પ્રસંગ આવે પોતાના પોતનો પ્રકાશ કરે છે. આથી કહેવાનો હેતુ એ છે કે જે દ્રવ્યોનો જે સ્વભાવ તે બદલાતો નથી, કાયમ જ છે. એકંદરે આ બધી વસ્તુ કાયમ છે. આ કાયમના કર્તા સકર્તા સત્‌કૈવલ છે. એટલે કર્તા કાયમ છે અને જગત પણ કાયમ છે. આ ઉપરથી કોઈએ એમ સમજવાનું નથી કે કોઈ કાળે પણ જગતનો નાશ નથી. કારણ કે નાશ તો જરૂર છે પણ તેની મુદત અનિયમિત છે. મુદત કોઈ નથી. જ્યાં સુધી જગત કાયમ છે ત્યાંસુધી આ બધુંય કાયમ છે. જગતનું રૂપાંતર થાય છે. એથી જરામરણ દેખાય છે; વાસ્તવમાં અંશ અવિચ્છિન્ન છે એટલે તેને તો મરણ હોય જ શાનું ! પણ અંશ જે સ્થૂલ આદિ ઘરમાં છે. તે સ્થૂલ આદિ ઘરનું રૂપાંતર થાય છે પણ પરિણામરૂપ અંશ તેનું રૂપાંતર થતું નથી. કારણ કે અંશના મૂળ સ્વરૂપમાં રૂપાંતર કરે એવાં કોઈ દ્રવ્ય નથી. દાખલા તરીકે જેમ એક આંબો તેને જે ફળ આવે છે. તેનો રંગ લીલો હોય છે. આ ફળનો રંગ બદલાઈ જવો તેનું નામ રૂપાંતર. આ રૂપાંતર થયેલું પરિણામને પામે એટલે પીળો રંગ થાય છે. આ પીળો રંગ થયા પછી તેનો લીલોરંગ થતો નથી. આ ન્યાયે રૂપાંતરનું પરિણામ થયા જ કરશે પણ પરિણામનું રૂપાંતર નહિ થાય. જેમ એક પુરૂષ એક કાળ ઉપર જુવાન હતો તે પોતાની પુખ્ત વય સુધી ખૂબ ખેલ્યો; ખૂબ રમ્યો

અને જમ્યો પણ ખૂબ. આમ કરતાં વૃદ્ધાવસ્થારૂપ પરિણામને પહોંચ્યો. શરીર ઉપર કરચલી પડી વાળ સફેદ થયા; અર્થાત્ સર્વાંગ શરીર જીર્ણ થયું એ પરિણામનું સ્વરૂપ છે. હવે કોઈ ઉપાય નથી કે આ જીર્ણાવસ્થાને કિશોરવયની સુંદર બનાવીએ. અપવાદ તરીકે પાછલા જમાનાના ઋષિઓ કોઈ જડી-બુટ્ટી ખાઈને વૃદ્ધ હોવા છતાં જુવાન થયા હશે, એ અપવાદ છે. દરેક વસ્તુની વ્યાખ્યા અપવાદને બાદ કરીને થાય છે. એ ન્યાયે કહું છું કે કાયમની વસ્તુ તો કાયમ જ છે. આ કાયમપંથમાં આગ્રહ કરું છું કે તમે આવો. આથી એમ ન સમજશો કે આ પંથનો જમાવ કરવા સર્વને સંબોધું છું. તમે કાયમપંથમાં તો છો જ. જ્યારે તમે કાયમપંથમાં ઉભા રહેતાં શીખશો ત્યારે અસંખ્ય લોકની ઉત્પત્તિ કાયમ દેખાશે. તમે પોતે કાયમ દેખાશો અને તમારા વિચારો પણ કાયમ જ છે. આ કાયમ વિચારે કરી તમારો પુનર્જન્મ થાય છે; જ્યાં તમારા કરેલા વિચારોનાં ફળ મળે છે. વિચારો તમોને શોધી કાઢે છે પણ તમે તેને શોધી શકતા નથી ! ખેર ! આ તમારી અલ્પજ્ઞતા છે, જેથી કાયમપંથનો લાભ તમે નહિ મેળવી શકો ! એક ઝાડ તળે બેશો, અને તેને પૂછો કે આ ભૂમંડળ ઉપર પેદા થયે તને કેટલા યુગ થયા ! વૃક્ષ તરફથી ઉત્તર નહિ મળે પણ દિલ ઉત્તર આપશે કે આ ઝાડને સોએક વર્ષ થયાં હશે. આ સો વર્ષના પરિણામ ઉપર વિચાર કરીશું તો આ આંબાનું ઝાડ નહિ દેખાતાં ગોટલો દેખાશે, જ્યારે ગોટલાનું આલોચન કરશો ત્યારે તેની પૂર્વે આંબો દેખાશે. એમ આંબો દેખતા ગોટલો અને ગોટલો દેખતાં આંબો, કહો આનું છેવટ પરિણામ લાવવાને કોણ સમર્થ છે ! આપણે તો થાકીને કહી દઈશું કે કુદરત જાણે અને ઉઠીને રસ્તે પડીશું. એવાં પારાવાર દ્રવ્યો આ રીતે ગોઠવાયેલાં હોઈ પારાવાર છે; એટલા જ પુરતા ભગવાન કરૂણાસાગર કહે છે કે તમે કાયમપંથમાં આવો, એટલે કે માનસિક વાતાવરણમાંથી નીકળવા પ્રયત્ન કરો અને નેચરલ-ખરું કુદરતી-જીવન ગાળવાનો અભ્યાસ કરો. આનું નામ કાયમપંથ. આ કાયમપંથમાં ઉભા રહી કર્તા કોણ છે એવો અવાજ કરતાં શીખો. એમ કરતાં તમારામાં હોશિયારી આવશે. કુદરતીતત્ત્વોની જાણના વેત્તા બનશો. આવું ફાકડું જીવન ગાળવાનું મૂકી પંથના વાદમાં તર્કવાદ શા માટે કરો છો ? વળી કાયમપંથમાં ઉભા રહેતાં ન શીખો ત્યાં સુધી કોઈ ઉપાયે કર્તા કેવલને ઓળખી શકશો નહિ. હવે જેને કેવલપદ પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય, તે અને તેમના જ માટે હું પ્રત્યક્ષ સત્ય નિયમ લખાવું છું, તે સાંભળો.

सकल जीवनकी कैवलपद आशी, गुप्त उपास प्रगत नहि प्रकाशी;

कहुं जेही गुप्त उपासना सबकी, अणिअग्रेव तनु भये जीव जबकी. ॥७३॥

સંસારભરના જીવનમાત્રની આશા કૈવલપદ પામવાની છે, પણ આ ગુપ્ત ઉપાસનાનો ભેદ કોઈ પ્રગટ કરી શકયું નહિ; એથી જગત ડાળપાંખડે વળી ગયેલું છે. હવે હું આ ગુપ્ત ઉપાસનાના ભેદનો પ્રકાશ કરૂં છું જે આ ઉપાસનામાં સર્વ લોકનું હિત રહેલું છે. હે અંશ ! ઉપાસના એટલે પ્રથમ સકર્તા સત્‌કૈવલથી અણિઅગ્રવત અંશો ઉત્પન્ન થયા, તેનું નામ ઉપાસના છે; પુનઃ તેમની પાસે જવું એ ઉપાસના. વળી આ અંશોરૂપ અંકુરો ત્યાંથી સ્ફુર્યાં છે અને છેવટે સમાય પણ ત્યાં; તે દહાડે નિવૃત્તિ. પ્રથમ અંશો ઉત્પન્ન થયા, તે અણિઅગ્રવત્ અંકુરોવાળા થયા છે. આ મૂળ ઉપાસનાનો ભેદ અંકુરવત અંશની આદ્ય લઈને ખબર નથી તો પછી આ ઉપાસનાનો ભેદ કોણ કહે ! જ્યારે અંશ સદ્‌ગુરૂને પામી પોતાના મૂળપટમાં જાય, ત્યારે છેવટ આશયનું શું પરિણામ છે તે સમજાય અને આ ઉપાસનાનો મર્મ ત્યારે જ હાથ લાગશે. સકર્તાપતિથી અણિયાળો અંશ ઉત્પન્ન થયો, ત્યારથી પતિને ભૂલ્યો છે; એથી કરી એક ઉપાસના નહિ પણ અનેક ઉપાસનાને ખરીદી. આ બાજુના કોઈ દેવની ઉપાસના કરવી એટલો જ ઉપાસનાનો અર્થ થતો નથી; પણ જે તે વર્ણમાં કામ માત્ર ઉપાસના છે. વેપારીએ વેપાર કરવો તે ઉપાસના છે, ખેડૂતે ખેતી કરવી એ ઉપાસના, પંથીએ પંથ ઉપર ચાલવુ એ ઉપાસના છે, મજૂરે મજૂરી કરવી એ ઉપાસના છે. વાતચિતની આદ્ય લઈ કોઈ માણસ સાથે વાતમાં મશગૂલ થઈ જવું એ ઉપાસના છે. રાજા રાજ્ય કરે છે તે ઉપાસના, નોકરો નોકરી કરે છે તે ઉપાસના. યોગી, જતિ, સતિ અને સંન્યાસીના ભાવ છે તે પણ ઉપાસના. તીર્થ, વ્રત, જપ, તપ અને સાધન સાધે છે એ પણ ઉપાસના. વાત કરનાર જૂઠું બોલે છે છતાં મજબૂત રીતે સાચું છે એમ સમજાવવું એ પણ ઉપાસના છે. ખાવા કરવું ને ખાવું તે પણ ઉપાસના. સૂવું, બેસવું, ઉઠવું, હાલવું, ચાલવું, એ બધી ઉપાસના છે. વળી ચિત્ત જે જે પદાર્થ પ્રાપ્તિ અર્થે જાય તે તે તમામ ઉપાસના છે. મરી જવું તે ઉપાસના અને જન્મવું તે ઉપાસના સ્વર્ગે જવું તે ઉપાસના અને નર્કે જવું તે ઉપાસના. આવી અનેક ઉપાસનાઓ કરવા મારો અંકુરવત્ અંશ રોકાયો એને હું કેમ કરીને મળું ! અગર અંશ રોકાયો એ મને કેમ કરીને મળશે ! આ ઉપાસનાનો ભેદ ભલભલાઓ પણ ઓળખી શકયા નહિ, એથી

જ સકર્તા સત્‌કૈવલને પામવાની વાત ગુપ્ત રહી ગઈ. પરમદયાળુ પરમગુરૂનો કહેવાનો આશય એ છે કે અંશના ઉરમાં ઉપાસના સંપૂર્ણ ભરેલી છે. આ ઉપાસના અંશમાં ભરવાનું કારણ એ જ કે આ ઉપાસના વડે પતિને ત્યાં જઈ શકે અને તેમને ઓળખી શકે. પણ અંશને તત્ત્વોનો સંસર્ગ થયો, એટલે તત્ત્વોની ઉપાસના કરવા લાગ્યો. તત્ત્વોની ગતિ વિધ વિધ પ્રકારની છે, એથી અંશ પણ વિધ વિધ પ્રકારની વાસના પાછળ રોકાયો. આમ કરતાં અનેક કાળ વહી ગયા છતાં અંશ તત્ત્વોનો નિવેડો લાવી શક્યો નહિ. ઉપાસના અંશમાં પોખાયેલી છે એટલે અનંત દુઃખે પણ સંસારના વ્યુહમાં વધુને વધુ વધતો જાય છે પણ અટકતો નથી. કેમ કરીને અટકે ? ખરો માર્ગ બતાવનાર કોઈ મળે ત્યારે ને ! હવે તો અંશ થાકે અને ખરા સદ્‌ગુરુ પાસે જઈ આ બાજુની પોતાની સઘળી પકડો છોડી દે, ત્યારે સદ્‌ગુરૂ અંશનું પૂર્વ વતન અંશને પ્રાપ્ત કરી આપે.

**गुप्त भाव सर्व कही उर आसे, निज घरसे द्वैत भये जबी जासे;**

**याहीसे सकल तनु अग्रअणिका, जेही नमुना घर ठेठ धणीका. ॥७४॥**

પરમદયાળુ પરમગુરૂ કહે છે કે સકર્તા સત્‌કૈવલનો ગુપ્ત આશય જે દરેક અંશમાં ભરેલો હતો તે મેં તમોને સમજાવ્યો. હું કહી ગયો કે અંશોનું ઉર એજ અંશોનાં અંકુરો બંધાયાં તે છે. એજ અણિમાંથી સર્વ અંશોના ઘાટ રચાયેલા છે. આ અંશનો ઉરરૂપ અણિયાળો નમુનો ધણીના ઘરથી દ્વૈત થયો ત્યારનો છે અને એજ ધણીને ઘેર ઠેઠ લઈ જવાવાળો છે. આ અણિયાળા અંશોનો પટ પામી અઢારલક્ષ સ્થાવર જાતિને આદ્ય લઈ ચૌદ લોક સુધીના સ્થૂલ, સૂક્ષ્મ, કારણની આદ્ય લઈ બધુંયે જગત ડાળ, ફુલ, ફળ, પાંદડાં વગેરે બધાંય અણિયાળાં છે.

**तेही नमुने हम तिलक बनाये, हुती गति अगम सो सुगम जनाये;**

**ओरु सर्व तिलक जगतमांही जेता, मनमुखीयुं गत कीयेहु सब तेता. ॥७५॥**

હે અંશ ! તારૂં જે સ્વરૂપ છે તેની તને પોતાને ખબર નથી. તું ગતિએ અણિયાળો છે, એથી તત્ત્વોની ઓથે તારી અણિયાણી ગતિનો પ્રકાશ થાય છે. આ અણિયાળા સ્વરૂપને સમજાવવા અને તે તું કદીયે ન વિસરે એટલા માટે રોજપ્રતિ કાયમ રાખવા બાહ્ય ચિહ્ન તરીકે મેં અણિયાળું તિલક બનાવ્યું છે; તેને તું રોજ કરજે. આ તિલક કરતી વખતે

અંદરના ગુપ્ત ભાવનું આલોચન કરજે. બ્રહ્માંડભરની સઘળી રચના તિલકરૂપે જ ઉત્પન્ન કરી છે. જે આકૃતિ બહાર દેખાય છે એજ આકૃતિ તારા અંતરપટમાં છે. તારા શરીરનાં બોતેરે તત્ત્વો અણિયાળાં છે, પરંતુ સમવત્ હતાં તેને તારી ચૈતન્ય અણિનો સ્પર્શ થતાં સ્ફુરણાને પામ્યાં. આ સ્ફુરણા તે પણ અણિયાળી. અને બાહ્ય ઉપચિન્હ તરીકે તિલક તે પણ અણિયાળું છે. આ તિલકની ઉપાસના તે મારા તરફ નજીક લાવવાવાળી છે, માટે તિલકનો અંતરભેદ સમજીને તિલક કરજે. વળી ઈંગળા અને પિંગળા તે શરીરના એકએક ભાગમાં રહેલી છે, એટલે કે શરીરના ડાબા અંગમાં ઈંગળા રહેલી હોઈ માદા તરીકેનાં તત્ત્વો ઉત્પન્ન કરવાવાળી છે અને તેમાં છત્રીસ હજાર નાડીનો સમાવેશ છે; આ છત્રીસે હજાર નાડીનાં મૂળનો સમાવેશ ભ્રકુટિસ્થાને થાય છે; તેવી જ રીતે શરીરના જમણા અંગમાં પિંગળા નાડી છે. અને તે પુરૂષ તત્ત્વનાં અંકુરો ઉત્પન્ન કરે છે; તેમાં છત્રીસ હજાર નાડી છે અને છેવટે આ નાડીનો સમાવેશ ભ્રકુટિસ્થાને થાય છે. આ પ્રમાણે બોતેર હજાર નાડીનું સંગ્રહસ્થાન ભ્રકુટિ છે. આ પ્રમાણે શરીરની બન્ને બાજુની નાડીઓ સુષુમણામાં મળી જાય છે, ત્યારે ત્યાં બધીએ નાડીઓ સુષુમણાનો પટ પામી સુષુમણારૂપ થઈ જાય છે. આ સુષુમણાના છેડા બ્રહ્મરંધ્રમાં ચૈતન્ય અંશનો નિવાસ છે; એટલે કે સુષુમણા નાડીનો છેડો ચૈતન્યઅંશને સ્પર્શ કરીને રહેલો છે. આ કારણને લીધે જ ચૈતન્ય અંશ શરીરના રોમેરોમ અને રગેરગને જાણે છે. આ જાણ ગુપ્ત છે, એથી જ બાહ્ય ચિન્હ તરીકેનું ભાલતિલક શરીરની રચના મુજબ યથાયોગ્ય તૈયાર કર્યું છે; માટે હે શિષ્ય ! તિલક કરવામાં લેશમાત્ર આળસ રાખીશ નહિ. હે અંશ ! એન્યાયે તિલક વિષેની જે અગમ્ય ગમગતિ હતી તે મેં તને સુગમ રીતે સમજાવી છે; માટે તેનું તું અહર્નિશ આલોચન કરજે અને તેજ પ્રમાણે એટલે કે તિલકના નમુના મુજબ શરીરમાં શોધન કરજે. આમ કરતાં તત્ત્વો આદિની ગતિ ઓળખાવશે. જેમ જેમ તત્ત્વોનું ઓળખાણ થતું જશે, તેમ તેમ તારી ગતિમાં વધારો થશે અને છેવટે ચૈતન્ય પ્રદેશ પ્રાપ્ત થશે. આ તિલક સિવાય જગતના વિદ્વાનોએ જે જે તિલકોની રચના કરી છે તે મનમુખીયાં-કાલ્પનિક ગોઠવી બેસાડેલાં છે તે તરફ, હે અંશ ! તારો લક્ષ લઈ જઈશ નહિ.

आद्य अंत कोहु नाहिनां बिचारी, आप मतकी गति लीयेहु समारी;
ज्यौं कोइ पुरुष जंखनी जपे जाइ, होइ गइ सोइ बात कहत सुनाई. ॥७६॥

હે અંશ ! દેશના આગવાજનો મનમતલબિયા હોવાને લીધે આદિથી અંત સુધી કોઈએ વિચાર કર્યો નથી. આ પ્રમાણે વિચાર ન કર્યો, એથી તેમણે મનસ્વી પંથોની સ્થાપના કરી. જેમ કોઈ પુરૂષ એકાંતવાસ સેવી જક્ષણીનું સાધન કરવા જાપ જપે છે, આમ કરતાં ઘણે કાળે સિદ્ધિને પામે છે, ત્યારે જગતના લોકો આગળ ભૂતકાળમાં થઈ ગયેલી વાતો કરે છે.

**होनेकी अगम अब सोही नहि जाने, जदपि कहत तेही जग सत माने;**

**यौं सिद्धिबल जने जगत जन जनाये, देखाइ सांप्रथ पीछु क्रतव दृढाये. ॥७७॥**

હે અંશ ! જે વાત ભવિષ્યમાં થવાની છે તે વાત યક્ષણીના સાધકો જાણતા નથી, છતાં અટકળે અટકળ લગાવીને કહે છે તેને જગત સાચું માની લે છે. આ પ્રમાણે સિદ્ધિબળ જગતના લોકો આગળ ખૂબ જોરથી જણાવે છે. આ પ્રમાણે સિદ્ધિબળમાં ફસાવી લે છે. જ્યારે જગતના લોકો પૂરેપૂરા ફસાય છે ત્યારે પાછળથી કૃત્રિમ કર્તવ્ય અજ્ઞાનીજનોને દૃઢ કરાવે છે. આ પ્રમાણે દાદાવાક્ય પ્રમાણમ્ એ ન્યાયે મોટા પુરૂષ બોલે તે ખરું છે એમ વિશ્વાસે જગતમાત્ર જે તે પંથમાં ફસાયું છે.

**क्रतव पंथ गुन भजन जननके, प्रकृति पुरुष ब्रह्म अधिक तीननके ;**

**एही मत सकल विकल कीये जगकु, फंदे सर्व जीवही रोकेहु निज मगकु. ॥७८॥**

હે અંશ ! જગતના વિદ્વાનોએ પ્રપંચજાળના પાશા નાખી જગતને ફસાવી કૃત્રિમ પંથની સ્થાપના કરી છે અને જે ઈશ્વરને સંબોધી તેમનું ભજન કરાવ્યું છે તે પણ કૃત્રિમ છે. તેમાં ખરા સર્જનહાર કોઈ નથી. કોઈ પ્રકૃતિને તો કોઈ આદિ પુરૂષને ભજાવે છે. કદાચ કોઈ એથી પણ વિશેષ ગતિમાં જાય તો પરબ્રહ્મ સુધી લઈ જાય છે અને એને જ અધિકાધિક પદ તરીકે સમજાવે છે. આ પ્રમાણેના મતના સિદ્ધાંતોમાં જગતના સર્વ લોકોને વૈકલ કરી નાખ્યા છે. હે અંશ ! તારો ખરો નિજ માર્ગ રોકી દીધો અને સ્વાર્થી આચાર્યોએ તેમની વાસના તૃપ્તિ કરવા ફાંદામાં નાખ્યા છે.

**ताहीते खलक घर अलख न पेखु, रहेहु ठगही वटपड धरी भेखु;**

**जेही घर अलख खलक कुल कंथु, आयेहु वांहीसे सर्व भूले इतपंथु. ॥७९॥**

હે અંશ ! સંસારબુદ્ધિના આચાર્યોએ જગતને પતિ તરફ જતાં રોક્યું છે, એથી જગમાત્ર અલખ ઘરને ઓળખી શક્યું નથી. કેમ કરીને ઓળખે ! ઓળખાવનાર જોઈએને ! કદાચ કોઈ ભગવતિજનને પતિ પ્રાપ્તિની ઈચ્છા થાય તો વાટપાડુની માફક વચમાં બેઠેલા આચાર્યો ઠગી લે છે. જેમ ચોર રસ્તાનું નાકું સાચવીને બેઠો તે રસ્તે જતો કોઈ વટેમાર્ગુ સહીસલામત કેવી રીતે પહોંચી શકશે ? અર્થાત્ માર્ગમાં લુંટાવાનો જ. તેવી જ રીતે સકર્તા સત્કેવલના પંથે જનાર ભગવતિજનોને વાટપાડુ જેવા આચાર્યો વચ્ચે બેઠા છે તે પોતાની પ્રપંચજાળમાં ફસાવી લે છે અને પછી તેને ધર્મની વાતો કહી દેવને નામે તેના જીવનરૂપ આર્થિક દોલત ઠગી લે છે. જગતમાત્રના સર્વ અંશો અલખ ઘેરથી આવ્યા છે પણ ખલકભરના કોઈ પંથમાં ફસાઈ જવાથી પોતાનો ખરો માર્ગ ભૂલી ગયા છે.

आयेहु जेही ना गति रहेहु ना कोइ, विविधी भात वर्तत कहुं सोइ;
जीव सकल अंश एकही सरीनु, अधिकन्युन तत्त्व निश्चे भये भीनु. ॥८०॥

હે અંશ ! તું પોતે ઊપજણ તથા અંકુરયુક્ત આ બાજુ આવ્યો છે પણ તને તેનું જ્ઞાન રહ્યું નહિ એટલે સંસારના પદાર્થોમાં વિધવિધ પ્રકારનું વર્તન રાખીને વર્તવા લાગ્યો. હે અંશ ! સ્થાવર આદિના જીવો અને જંગમ આદિના અંશો વસ્તુતઃ એક જ છે, પણ નિશ્ચે કહું છું કે તત્ત્વોના ભેદે કરી અધિકન્યૂન દેખાઓ છો. જ્યારે તમે પતિને ત્યાંથી આવ્યા ત્યારે તમે નિહંગ ગતિએ આવ્યા હતા. તે ગતિ આજે તમારી પાસે નથી. આ કારણને લીધે પાપપુણ્ય આદિ કર્મવડે નાનાં મોટાં શરીરોમાં ફરતા થયા છો, એટલે કે યાવત્ દુઃખને તમે પોતે જ ખરીદ્યું છે.

तेही गति अकल सकलमही रहेउ, सुनो ताही मर्म अबही मम कहेउ;
अवनी तोय तप गगन समीरा, रहेही जीव तामे तेहुसे शरीरा. ॥८१॥

હે અંશ ! તું ઘાટે કરીને ભિન્ન દેખાય છે; કારણ તત્ત્વોની ગતિ અકળ છે અને સર્વની અંદર રહેલી છે. આ વિષે સ્પષ્ટ મર્મવાળો ખુલાસો કરું છું તે તું સાંભળ. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ હે અંશ ! આ પાંચે તત્ત્વોમાં તું જે તે તત્ત્વ પ્રમાણે થઈને રહે છે એટલે કે આકાશી શરીરનો ઘાટ આકાશ પ્રમાણે હોઈ તે ઘાટમાં તું તેવો થઈને મહાલે છે. વળી વાયુના શરીરનો ઘાટ વાયુ પ્રમાણે હોઈ તું જ્યારે તેમાં જાય

છે ત્યારે તે પ્રમાણે ખેલે છે તેમજ અગ્નિતત્ત્વના શરીરનો ઘાટ અગ્નિ પ્રમાણે છે. જ્યારે આ ઘાટમાં તું જાય છે ત્યારે તું તે પ્રમાણે થઈને ત્યાં તેવું રમણ કરે છે. જળતત્ત્વના શરીરનો ઘાટ જળતત્ત્વ પ્રમાણે છે અને જ્યારે તું તેમાં જાય છે ત્યારે તારું જીવન તે પ્રમાણે દેખાય છે. પૃથ્વીતત્ત્વના શરીરનો ઘાટ પૃથ્વીતત્ત્વ પ્રમાણે છે. આ ઘાટનું નામ સ્થૂલ શરીર છે એટલે જ્યારે તને આ ઘાટ પ્રાપ્ત થાય છે, ત્યારે તું સ્થૂલ શરીરના ધર્મ પ્રમાણે ચેષ્ટા કરતો દેખાય છે. એથી જ કહું છું કે આ તત્ત્વો પણ અકળ ગતિનાં છે. આ અકળ ગતિનાં તત્ત્વોને કેમ કરીને જાણવાં અને તને ઠીક ઠીક ઓળખવાં તથા તારે પોતાને આ તત્ત્વોમાંથી કેવી રીતે બહાર નીકળવું, એ વિષેનો સંપૂર્ણ સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળ.

सोही विधि विगत जुगत तत्त्वनकी, विभूति विभाग भिन्न कहुं तीनकी;
भाग जुगल खट अवनी समेहु, तत्त्वनी चतुरके जुगलही मीलेहु. ॥८२॥

હે અંશ ! જે તે લોકમાં જે તે તત્ત્વ પ્રમાણે દેહ રચાયા છે, તે તે દેહનાં તત્ત્વ પ્રમાણે વર્તન દેખાય છે અને છે પણ તેમજ. ચૈતન્યનું વર્તન હોઈ શકે નહિ; માત્ર ઘાટનું વર્તન છે. હવે જે તે ઘાટના વર્તનની સમજ આપું છું તે તું લક્ષમાં દઈને સાંભળ. જગતમાત્રના વર્તનની જુક્તિ તત્ત્વોવડે રચાયેલી છે અને તત્ત્વોના ઓછાવત્તા વિભાગે કરીને ઘાટમાત્ર નાનામોટા દેખાય છે. પૃથ્વીતત્ત્વના આઠ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોનો અડધો અડધ ભાગ મેળવીને આ દશ ભાગનું સ્થૂલ શરીર રચાયું છે.

भयेउ शरीर भाग मीली तन एते, रहेउ स्थावर तरुवर भार जेते;
भाग चतुरद्वे अवनी विभागा, चतुर तत्त्व के चतुर मही पागा. ॥८३॥

ઉપરના દશ ભાગ મળીને જે ઘાટ તૈયાર થયા તે અઢારલક્ષ સ્થાવરજાતિના છે એટલે કે અઢાર લક્ષ સ્થારવજાતિ રચાઈ છે. પૃથ્વીતત્ત્વના છ ભાગ લઈ તેમાં બાકીનાં ચાર તત્ત્વોના એક એક ભાગ મૂકીને.

एहीं दश तत्त्व भये जीनुं तनसारा, होहीं थलचर रहे अवन्य आधारा;
विभाग चतुर द्वेही अपके अमीता, ओरु चतुरके चहु मीलेहु समीता. ॥८४॥

ઉપરના દશ ભાગનાં જે શરીર રચાયાં તે સ્થલચર જંગમજાતિનાં હોઈ પૃથ્વીને આધારે રહે છે. જળતત્ત્વના છ ભાગમાં બાકીના ચાર તત્ત્વોના એક એક ભાગ મેળવી (જળચરજાતિના ઘાટ રચેલા છે.)

एही दश भाग मीलेहु तन जीनका, सदाही विलास तोयमही तीनका;
तेज तत्त्वके लीयेहु खटभागा, चतुरके चतुर मेलाये अनुरागा. ॥८५॥

ઉપર પ્રમાણે દશ ભાગ મળીને જે શરીર રચાયાં છે, તે શરીરો સદાય પાણીમાં રહે અને વિલાસ પણ પાણીમાં જ કરે. અગ્નિતત્ત્વના છ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના એક એક ભાગ મૂકી જે શરીરો રચાયાં છે તે શરીરો અગ્નિમાં જ રહે છે.

एही खट चतुर भयेहु तन भेसा, करत जीव तेही अगन प्रवेशा;
कहेहु जीव ताही प्रगट नीहोरा, भखत अगन होई मगन चकोरा. ॥८६॥

હે અંશ ! જેના શરીર ઉપર કહેલા દશ ભાગે રચાયેલાં છે તે જીવ અગ્નિમાં પ્રવેશ કરે અને રહે પણ અગ્નિમાં જ. દાખલા તરીકે ચકોર પક્ષીનો ખોરાક અગ્નિ છે. તે અગ્નિનું ભક્ષણ કરી આનંદમાં રહે છે તે તમે પ્રગટ નિહાળીને જોજો.

भाग खष्ट पुनी पवन परमेती, चतुरके चतुर वैभाग समेती;
भये तन ताही खग गगन पसारा, उडही उडही फेरी अवन आधारा. ॥८७॥

પવન તત્ત્વના છ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના ચાર ભાગ મેળવીને જેનાં શરીર રચાયાં છે તે તે શરીરોવાળાં પક્ષીઓ આકાશ આદિ પ્રદેશમાં ગમન કરી શકે અને છેવટે પાછાં પૃથ્વી ઉપર આવીને રહે.

व्योम विभाग अमल खट होइ, चतुरके चतुर लीयेहु मांहे सोइ;
मीलित भाग एही भये तनु जेहा, रहत वास करी शुन्य सनेहा. ॥८८॥

આકાશ તત્ત્વના છ ભાગમાં બીજાં ચાર તત્ત્વોનો એક એક ભાગ મૂકીને જેનાં શરીરો રચાયાં છે તે પક્ષી શૂન્ય સાથે સ્નેહ કરીને શૂન્યમાં જ રહે છે.

प्रसत न पोम व्योम रहे जेही, अनल हमाहु आद्य खग तेही;
कारण तत्त्व चौ गुण घण भागा, लीयेहु सकल सम करी अनुरागा. ॥८९॥

આ શરીરનાં પક્ષીઓ પૃથ્વીને સ્પર્શ કર્યા સિવાય આકાશમાં રહે છે તે અનલ અને હમાહુ આદિ પક્ષીઓ છે. મહાતત્ત્વ, આનંદતત્ત્વ, ધનંજયતત્ત્વ અને પ્રકૃતિતત્ત્વ, આ ચાર કારણ તત્ત્વોમાં ત્રણ ગુણ અને ગણની સરખે ભાગે મેળવણી કરીને જે શરીરો રચાયાં છે તે પ્રેમમય હોઈ વિલાસી છે.

एतेही तत्व मीलित तन देवा, तेत्रीश करोड आध अहंमेवा;
पंचतत्त्व महाभूत विभागा, अब तेही कहुं सुनो धरी अनुरागा. ॥९०॥

હે અંશ ! ઉપર પ્રમાણેનાં તત્ત્વો મળી જે શરીર રચાયાં છે તે શરીર મોટા અભિમાનવાળા તેત્રીશ કરોડ દેવ આદિનાં જાણવાં. હવે પંચ મહાભૂતોનો વિભાગ કહું છું તે અનુરાગ ધારણ કરીને સાંભળજો.

विभाग चतुरपंच अवनही आपु, ओरु चतुरके मीली एक समापु;
मीली एते भाग अवन्य निज आदु, त्रिगुण स्वाध जेही भये हे अनादु. ॥९१॥

પૃથ્વીતત્ત્વના પોતાના નવ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વો પૈકી દરેકનો પા પા ભાગ મૂકીને જે રચના કરવામાં આવી છે તે પૃથ્વીતત્ત્વ હોઈ આ પૃથ્વી ત્રણ ગુણયુક્ત થઈને રહેલી છે.

पुनी अपके खट विभाग मेलनतु, ओरु चतुरके मीली एकही तंतु;
एतेही विभाग मीलित तन तोइ, रहत अमीत सदा शीतल समोइ. ॥९२॥

જળતત્ત્વના નવભાગમાં બાકીનાં ચાર તત્ત્વો પૈકી દરેકનો પા પા ભાગ મૂકીને જે જળતત્ત્વ તૈયાર કર્યું છે તે સદા શીતળ હોઈ અમીરૂપે રહેલું છે.

भाग चतुरपंच अग्नि विशेषु, चतुरके मीली एक ताहीमे मीलेसु;
एही दशु भाग मीलित तन तेजु, रहत प्रकाश सदा तपत हमेजु. ॥९३॥

અગ્નિતત્ત્વના નવભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના પા પા ભાગ મૂકીને આ દશ ભાગે અગ્નિતત્ત્વ થયેલું હોઈ સદાય પ્રકાશરૂપે રહે છે.

विभाग मारु त निजु नव परमाना, ओरु चतुरके मीली एक मिलाना;
भयेहु पवन एते तत्वहीसे ताइ, रहत सर्व सचर गगन पसाइ. ॥९४॥

પવનતત્ત્વના નવભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના પા પા ભાગ મેળવીને પવનતત્ત્વ રચાયેલું છે. આ પવનતત્ત્વ આકાશમાં સચરાચર વ્યાપક રહેલું છે.

व्योम खट पुनी त्रीयेहु विभागा, ओरु चतुरके एक मीली अनुरागा;
भये ताही शून्य तत्व मीली एते, अधर अव्यक्त व्यक्त कहुं केते. ॥९५॥

આકાશતત્ત્વના નવ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના પા પા ભાગ મેળવીને આ દશ ભાગે આકાશતત્ત્વનું બંધારણ કરેલું છે. આ આકાશતત્ત્વ અદ્ધર હોઈ અવ્યક્ત છે. આ તત્ત્વનો વ્યાપક વિસ્તાર ક્યાં સુધી છે એ કહેવું મુશ્કેલ છે.

वारपार विनु अमर सनादि, चतुर तत्त्वनकी जे आद अनादि;
एही परकार विभाग पंचभूता, भयेहु वैराट ताय अति अदभूता. ॥९६॥

હે અંશ ! આ અમરરૂપ આકાશ પારાવાર હોઈ સનાતન છે અને બાકીનાં ચારે તત્ત્વોની આદ્યે હોઈ અનાદિ છે. આ પ્રકારે અવરનવર તત્ત્વોનો વ્યૂહ રચી સર્વ લોકને ચકિત કરે એવું અદ્‌ભુત વિરાટતનુ રચાયેલું છે.

## વિરાટની અવસ્થાઓ તથા અંતઃકરણ વિષે

बोहोरु तीनकी अवस्था पुनी सोइ, अंतसकरण सहित कहुं जोइ;
जाग्रत अवन सुपन अप सेती, ससोपति अगन पवन तुर्येति. ॥९७॥

હે અંશ ! વિરાટની અવસ્થા તથા અંતઃકરણ કહું છું તે તું સાંભળ. જાગ્રત-અવસ્થા પૃથ્વીરૂપે, સ્વપ્નાવસ્થા જળરૂપે, સુષુપ્તિ-અવસ્થા અગ્નિરૂપે અને તુર્યાવસ્થા પવનરૂપે છે.

**उनमुनी शून्य सदाइ शमदमही, कहेहु अवस्था पंचतत्त्वनकी गमही;**

**अंतसकरण रहेहु तेही तीनमे, सुनहो मरम अब कहु जेही जीनमे. ॥९८॥**

ઉન્મુની-અવસ્થા શુન્યરૂપ હોઈ સદાય શમદરૂપે રહી છે. ઉપર પ્રમાણે જે તે તત્ત્વ સાથે અવસ્થા રહી છે તે કહી. આ અવસ્થાઓના પેટા-અંતરમાં અંતઃકરણ રહ્યાં છે, તે વિષેનો મર્મ કહું છું તે, હે અંશ ! ધ્યાન દઈને સાંભળ.

**मनोमय अवन्य बुद्धि अप हीरा, अगन अहंकार चित्त रहत समीरा;**

**व्योम तत्त्व पंचमो सर्व शेषा, अंतःकरण तायमे चिद तेसा. ॥९९॥**

હે અંશ ! મન પૃથ્વી સાથે, બુદ્ધિ પાણી સાથે, અહંકાર અગ્નિ સાથે અને ચિત્ત વાયુ સાથે, આ પ્રમાણે અંતઃકરણ તત્ત્વો સાથે મળીને રહેલાં છે. પાંચમું આકાશતત્ત્વ સર્વ તત્ત્વોને માથે હોઈ તેના પેટામાં અંતરચીદ્ અંતઃકરણ રહેલું છે. જેમ આકાશ દશે દિશામાં વ્યાપક છે તેમ ચિદ્અંતઃકરણ વ્યાપક છે. આ ચિદ્અંતઃકરણ પરમગતિરૂપ છે.

**जाही तुम कहत सकल चिद्ब्रह्म, ताही हम लहत अंतःकरण परम;**

**अंतःकरण अवस्था कही जेही, मोक्ष मोक्ष पंचतत्त्वनकी तेही. ॥१००॥**

હે અંશ ! તને હું ચિદ્અંતઃકરણ સમજાવું છું. તે ચિદ્અંતઃકરણને વિદ્વાનો ચિદ્બ્રહ્મ કહે છે, પરંતુ અંશને આલોચન કરવાનું તથા છેવટ વિશ્રામ લેવાનું અંતિમ સ્થાન હોઈ આ અંતિમસ્થાનને પરમગતિરૂપ ચિદ્અંતઃકરણ કહું છું. આ પ્રમાણે પંચતત્ત્વોના અંતઃકરણ તથા અવસ્થા વિષે મુખ્ય મુખ્ય હકીકત સંક્ષેપમાં કહી છે.

## અંતઃકરણ અને અવસ્થાની ઓતપ્રોત ક્રિયા વિષે

**आन्य अवस्था अंतसकरण ओरु, रहेहुसुक्ष्म अंतर सब ठोरु;**

**पंच अवस्था पंच तत्त्वनकी मांही, जेही विधि वर्तत कहहु बताही. ॥१०१॥**

હે અંશ ! અંતઃકરણ તથા અવસ્થા સૂક્ષ્મ રીતે પંચતત્ત્વયુક્ત વિરાટના સર્વ વિભાગમાં જે જે પ્રમાણે વર્તન રાખે છે તે તે પ્રમાણે કહું છું તે તું સાંભળ.

जाग्रत अवन्य बीजग अंकु रा, करत सकल तीनु उदित सफुरा;
जाग्रत अवस्था अवन कही जे जबही, हिरण्यअंकुर बीज जगवत तबही. ॥१०२॥

હે અંશ ! જાગ્રત-અવસ્થારૂપ પૃથ્વીતત્ત્વ છે. આ પૃથ્વીતત્ત્વ વિરાટની દશે દિશામાં દશ્ય અને અદશ્યરૂપે વ્યાપક રહેલું છે. હે અંશ ! તું ઉભો છે એ દશ્ય પૃથ્વી છે અને તું જેને જોઈ નથી શકતો તે અદશ્ય પૃથ્વી છે. આ અદશ્ય પૃથ્વી અમાપ છે અને સૂક્ષ્મ પરમાણુરૂપે રહેલી છે. આ દશ્યઅદશ્ય સઘળી પૃથ્વીમાં જાગ્રત-અવસ્થાનું પરિવર્તન થયે જાય છે. બીજરૂપ અંકુરો વિરાટમાં સઘળે વ્યાપક હોય છે તે વિરાટમાં જાગ્રત-અવસ્થાનું પરિવર્તન થાય એટલે દરેક અંકુર સ્ફુરી ઊઠે છે. આ ન્યાયે જાગ્રત-અવસ્થા પૃથ્વીરૂપ કહી છે. આ અવસ્થા હિરણ્યગર્ભરૂપ અંકુરોને વખતોવખત જાગ્રત કરે છે.

स्वप्न अवस्था नीरही निरमयेउ, प्रसव बीजग उदवीत गति भयेउ;
ससोपति अगन रहेहु कही जेही, करही परले पद द्रष्ट सबेही. ॥१०३॥

સ્વપ્ન-અવસ્થાનું પરિવર્તન જળતત્ત્વમાં નિર્માણ કરેલું છે. આ જળ, દશ્ય માપક રૂપે છે અને અદશ્ય સઘનસઘનરૂપે વ્યાપક છે, તેમાં સ્વપ્નાવસ્થાનું પરિવર્તન થાય છે. આ પરિવર્તને કરીને પૃથ્વીતત્ત્વની જાગ્રત-અવસ્થાએ કરી જે અંકુરો સ્ફુર્યા છે તેને જળરૂપ સ્વપ્નાવસ્થા પોષણ આપી ઉગાડે છે. આ પ્રમાણે ઊગીને વૃદ્ધિ પામેલા ઘાટમાત્ર વિરાટના અગ્નિતત્ત્વની સુષુપ્તિ-અવસ્થાનું પરિવર્તન ચાલે ત્યારે નાશ પામે છે. આમ જળતત્ત્વની સ્વપ્નાવસ્થામાંથી પોષાયેલા પદાર્થ માત્રનો નાશ કરે છે એટલે કે જે જે પદાર્થરૂપ ઘાટમાં સુષુપ્તિ-અવસ્થાનું પરિવર્તન થાય છે તે સુકાઈ જાય છે; કારણ કે સ્વપ્નાવસ્થા પદાર્થના પોષણરૂપ છે, ત્યારે સુષુપ્તિ અવસ્થા પોષણનો નાશ કરે છે, એથી ઘાસની આદ્ય લઈને સુકાઈ જાય છે. (આ વિષયનો પૃથક્ પૃથક્ રીતે આગળ ઉપર આ ગ્રંથનો વાતળ વિષય (ગદ્ય વિભાગ) શરૂ થશે તેમાં સંપૂર્ણ ખુલાસો થશે.) એટલે કે આ અવસ્થામાં દષ્ટિ રૂંધન પામે છે. એથી ઘાટોમાં થતી ક્રિયાની સમજ પડે નહિ. આ પ્રમાણે સુષુપ્તિ-અવસ્થા ચાલે ત્યારે પ્રલયની માફક શૂન્ય થઈ જવાય છે.

तुरीपद पवन रहत निज भेदा, साक्षी सकलनो विमल अकलेदा;
उनमुनी शून्य सदोदित उदारी, ब्रह्मविद्धाव साव अविकारी. ॥१०४॥

તુર્યાવસ્થા પવનતત્ત્વમાં રહેલી છે. સર્વ ઘાટનો સાક્ષી જે ચૈતન્ય અંશ તે વિમળ અને કળી ન શકાય તેવો હોઈ આ તુર્યાવસ્થાના ભેદને જાણે છે. ઉન્મનિ અવસ્થા શૂન્યરૂપ હોઈ આકાશમાં વ્યાપક રહેલી છે, તેમજ સદાય ઉદાર સ્થિતિએ હોઈ સર્વથા વિકાર રહિત છે અને બ્રહ્મવિદ્ ભાવવાળી છે; તેમજ નીચેનાં ચાર તત્ત્વો તથા અવસ્થાઓનો અમલ આ ઉન્મનિ અવસ્થામાં રેખમાત્ર રહેવા પામતો નથી કારણ કે આ અવસ્થામાં કોઈ જાતની પકડ નથી.

**तत्त्वनी अवस्था कीयेहु सर्व सेती, विभूति विभाव फाव जीनुं जेती;**

**एही अनुकरम कहेहु द्वेतनके, तत्त्वपंच सप्त जीव विधि तनके. ॥१०५॥**

પાંચતત્ત્વનાં પ્રભાવમાં આ પાંચે અવસ્થાનું પરિવર્તન થાય છે તે તમોને ઠીક રીતે સમજાવ્યું છે તથાપિ હે અંશ ! જે ઘાટમાં જેટલી વિભૂતિના વિભાગ પોષાયા હશે તેમાં તે પ્રમાણે વર્તન થશે. ઉપર મુજબ અનુક્રમવાળો મર્મ સકર્તા સત્‌કેવલથી દ્વૈત જગત રચાયું તે વિષેનો છે. આ દ્વૈત જગતમાં પંચતત્ત્વો અને સાત ધાતુ (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર) યુક્ત જે તે શરીર રચાયેલાં છે, તેમાં જીવ આવીને નિવાસ કરે છે.

**भयेहु उपाध विभ्रांति भाति एही, याही विचरणे अंश आप भूलेहु तेह;**

**सजाति विजाति भये भरम अनेका, रहेहु ना लक्ष निज आद्य घर छेहेका. ॥१०६॥**

હે અંશ ! ઉપર પ્રમાણે તત્ત્વો, દેહો, અંતઃકરણો અને અવસ્થાઓએ તને ગિરફતાર કર્યો. તું તેમાં રોકાયો અને રૂંધન પણ પામ્યો, એટલે તું આગળ વધી શક્યો નહિ અને આખરે તારી ઉદાર અવસ્થા નષ્ટ થતી ગઈ; આથી અવસ્થાના ભેદે ઉપાધિ વધી અને ભ્રાન્તિ થઈ. આ પ્રમાણે વર્તનવાળા તમે પોતે થઈ ગયા, એથી હે અંશ ! તું પોતાના સ્વરૂપને ભૂલી ગયો. જ્યારે તને પોતાના સ્વરૂપનું ભાન ન રહ્યું ત્યારે સ્વજાતિ, વિજાતિ સંબંધી અનેક ભ્રમરૂપ ભ્રાન્તિને તેં તારામાં ભરી. આ લક્ષણાઓ કરી સકર્તા સત્‌કેવલનો છેવટ લક્ષ તું લક્ષમાં લઈ શક્યો નથી. કારણ આ સમયપર તને સ્વજાતિ કે વિજાતિ સંબંધી ભાન રહ્યું નહિ, માત્ર તત્ત્વપ્રવૃત્તિના પ્રવાહમાં દિનપ્રતિદિન તણાતો ગયો છે.

बिहनु निज लक्ष पक्ष न पागा, जांही तांही उतइत जीततीत लागा;

अंधाधुंध यु सकल बीहाये, रही ना सम्प्रती जेही घरसेजु आये. ॥१०७॥

હે અંશ ! મેં તને આગળ સમજાવેલું કે તું શુદ્ધ એને સ્વરૂપે હતો પણ બાહ્યતત્ત્વો આદિ અવસ્થાઓની ઉપાધિએ તું ભિન્ન દેખાય છે. હવે પરમગુરૂના નિજલક્ષનો પક્ષકાર ન થાય ત્યાં સુધી પરમપદે પહોંચી શકીશ નહિ. જ્યાં સુધી તું નિજલક્ષનો પક્ષકાર નહિ થયો ત્યાં સુધી જ્યાં ત્યાં એટલે જે તે ઘાટમાં આ બાજુ વા તે બાજુ રખડતો થયો છે. આ પ્રમાણે તું તથા જગતમાત્રના સર્વ અંશો અંધાધૂંધ વહ્યા જાય છે, કારણ કે જે ઘેરથી તું આવ્યો તે ઘરની સ્મૃતિ-જાણ રહી નહિ.

एतेही भरम परेहु जीव घोरा, छुटन न पावही आप मति जोरा;

ताहीते कहत हम वारंवारु, ग्रहो सतगुरु संग करे भवपारु . ॥१०८॥

હે અંશ ! તું પોતે અનેક ભ્રમ ભરીને ભયંકર ઘોર અંધકારમાં પડ્યો છે. હવે તું તારી દેહગતિએ કદી છૂટી શકીશ નહિ. માટે હે અંશ ! તને હું વારંવાર કહું છું કે તું સદ્‌ગુરૂનો સંગ કર. તેઓ તને જરૂરથી ભવપારંગત કરશે.

अगम बोध अनुभव गति आपा, दरशावही निज आध अधापा;

सोही आपा अविगत निज हंसा, जेही कैवलसे आयेहु बीज अंशा. ॥१०९॥

અહો ! હે અંશ ! તમે સદ્‌ગુરૂનું શરણ ગ્રહણ કરો. તેઓ તમોને અગમ્ય બોધની અગમગતિ આપશે. વળી આદિ અનાદિનું તમારું નિજ સ્વરૂપ તમોને દર્શાવશે. આ દર્શાવેલું નિજ સ્વરૂપ તમારું અવિગત આપનપુરૂપ અંશ હોઈ સકર્તા સત્‌કૈવલથી આ બીજરૂપ અંશ સ્વરૂપે આ બાજુ આવેલા તેનો તમોને તેઓ સાક્ષાત્કાર કરાવી આપશે.

तेही बीजग निजस्वरूप सबनका, चढेहु पडल इत पंच तत्त्वनका;

सोही पडलनके वैदक गुरुदेवा, काढे ततकाल सुझही सर्व भेवा. ॥११०॥

હે અંશ ! આ બીજરૂપ સર્વ અંશોનું સ્વરૂપ છે. આ સ્વરૂપરૂપ અંશો જ્યારે આ બાજુ આવ્યા ત્યારે તેમને પંચતત્ત્વનાં પડલ ચડી ગયાં. આ પ્રમાણે અંશ ઉપર તત્ત્વોનાં ચઢેલાં પડલને વેદરૂપ કોઈ સમર્થ સદ્‌ગુરૂ મળે તો જરૂરથી કહું છું કે તત્કાળ કાઢી

નાખશે. આ પડલ નીકળી જતાની સાથે જ તત્ત્વો આદિની સર્વ સમજનો ભેદ તને દેખાવા લાગશે એટલે કે તારી સજાણજાણનો તને પોતાને પ્રકાશ થશે.

**अगम निगम ओरु आद्य अंतनकी, निजकैवलपद अंश आप तनकी;**

**परही सूझ एही विधि जबी आदु, करही बोध गुरु करुणा सनादु. ॥१११॥**

હે અંશ ! તને પોતાને તારી જાણનો પ્રકાશ થતાં અગમનિગમ તથા આદ્ય અને અંતની જાણ થશે તેમજ, હે અંશ ! તારૂં પોતાનું સ્વરૂપ નિજકૈવલપદમાં એકતાવાળું છે એમ તને દેખાશે. આવા પ્રસંગે પરમગુરૂ તારી પાસે છે જ અને પોતે પોતાના ઉત્તમ કરૂણામય નાદવડે બોધ આપતા જ રહેશે.

**सुनत बोध सतगुरु मुख बानी, जेही आप अकल सो कलही निदानी;**

**कलेहु आप अविगत निज सोइ, स्वयंग स्वरु प कैवल अंश मोइ. ॥११२॥**

હે અંશ ! તું પોતે સદ્‌ગુરૂના મુખની વાણીનો બોધ સાંભળવા ચિત્તનો નિગ્રહ કરજે; જેથી કરી તું પોતે કળી શકે એવો નથી છતાં પરમગુરૂ પોતાના બોધ વડે નિશ્ચાત્મક કહું છું કે, તને તારા પોતાના અકળ સ્વરૂપને જાણવાની કળ આપશે. આ કળ વડે તું પોતાને કળી શકીશ ત્યારે તને જણાશે કે તું સકર્તા સત્‌કૈવલનો સાક્ષાત્ નિજ અવિગતરૂપ અંશ હોઈ તું પોતે સ્વયં સ્વરૂપે છે.

**भयेहु मोय सोही अनुभव जागे, निज कैवलपद जबी लक्ष लागे;**

**लागत लक्ष चक्ष दिव्य पाइ, कैवलपद आप अंश एकताइ. ॥११३॥**

આ પ્રમાણે પરમગુરૂના કરૂણાવાળા નાદ વડે, હે અંશ ! તું પોતે જે સ્વરૂપે છે તે સ્વરૂપ સંબંધીનો તારા ઘટમાં રોમ રોમ અનુભવ જાગ્રત થશે એટલે નિજ સકર્તા સત્‌કૈવલમાં તારો લક્ષ પહોંચી શકશે. હે અંશ ! આ પ્રમાણે સજાણ જાણનો લક્ષ સકર્તા સતકૈવલમાં પહોંચતાની સાથે જ તું દિવ્ય ચક્ષુવાળો થઈશ. આ પ્રમાણે દિવ્યચક્ષુ પ્રાપ્ત થતાં તને પોતાને સમજાશે કે કૈવલપદમાં તારી એકતા છે જ.

**सकल सजात भात मम भेसा, दरशपरही धर मर्म सदेशा;**

**एक अनेक अनंत अपारा, मम स्फुरनसे भयेहु विस्तारा. ॥११४॥**

પરમગુરૂદેવ કહે છે કે બ્રહ્માંડભરના સર્વ અંશો તારી સ્વજાતિના છે અને પંચભૌતિક શરીરોના ઘાટો એ તારો વિજાતિ વેશ છે. આમ ગુરૂના પરમ ઉપદેશ વડે અને તારા સતત અભ્યાસે તારા પોતાના પ્રથમ સદેહરૂપ અંતર્સ્વરૂપનો મર્મ તને સમજાશે. વળી હે અંશ ! ભૌતિકઘાટની લાલચે, આ એક ઘાટ ફરીને હું પાછો આવું છું, એમ કરતાં બીજા ત્રીજા ઘાટની લાલચ થઈ; એમ અનેક અને અનંત પારાવાર ઘાટોનો વિસ્તાર, હે અંશ ! તેં તારી પોતાની સ્ફુરણા પામીને કર્યો એવું તને સમજાશે.

**सकल सायुज संजुकतही समेवा, सोही समजन हंग आप ममेवा;**

**तेही हंग आप व्याप जेही वस्तु, समज स्वरु प कैवल अंश मस्तु. ॥११५॥**

હે અંશ ! સર્વ ઘાટની રચના વિષેની ગતિ અમૃતસમ બનાવી છે અને આ ઘાટની બધીય રચનામાં તું ઓતપ્રોત વ્યાપક હોઈ સંયુક્ત સમાઈને રહેલો છે, આ વિષેની સંપૂર્ણ સમજ તારા પોતાના હંગવડે સમજાશે. આ તારા હંગ વડે સકર્તા સત્કૈવલના વ્યાપક હંગનું તું ભજન કરજે. આ વ્યાપક હંગ એ કૈવલનું સ્વરૂપ છે અને અંશ તે પણ તેમનો જ છે.

**मस्तु ममेति जाण तन निजु, जेही कैवलसे उदित व्रजबीजु;**

**सोही व्रजबीजुके जाण जीनुं अंगा, ताही जाननके तनही असी हंगा. ॥११६॥**

હે અંશ ! સકર્તા સત્કૈવલથી વ્રજબીજ ઉદય થયાં છે, આ વ્રજબીજ એજ તારું પોતાનું શરીર છે. જે શરીર આ વ્રજબીજનાં છે તેને યથાર્થ ઓળખનાર અને જાણનાર, હે અંશ ! તારૂં પોતાનું હંગ છે.

**स्वजाण स्वरुप करताही सो अद्यापा, जाही अंश जाण इत सर्वनका आपा;**

**सोही तनु जाण आपनपु जेही बुजे, क्रतव सकलही कर्ताहीका सुजे. ॥११७॥**

હે શુદ્ધ બુદ્ધિવાળા અંશ ! સર્વજ્ઞ સજાણજાણ રૂપ સ્વરૂપ તે જ સકર્તા સત્કૈવલ પોતે છે અને આ બાજુ આપનપુરૂપ અંશો છે તે બધાં તેમના જ જાણજે. આ આપનપુરૂપ અંશના ઘાટને ઓળખે તો ચૌદલોકનું કૃતમાત્ર કર્તાનું બનાવેલું છે એમ સમજ પડશે.

**तेही आप अकल सकलमे समयेउ, बिनु सतगुरु पख प्रखव न पयेउ;**

**ताहीते कहत सतगुरु किरतारा, आद्य अंत मध्य सर्जनहारा. ॥११८॥**

હે કૃપાળુ કરૂણેશના અંશ ! તું પોતે અકળ સ્વરૂપે હતો પણ ઘાટના સંસર્ગે કરીને તું ઘાટમાં સમાઈ ગયો. હવે સદ્‌ગુરૂ સિવાય તેમજ સદ્‌ગુરૂનો પક્ષકાર બન્યા સિવાય ઘાટનો પરિક્ષક થઈ શકીશ નહિ. એટલા જ માટે કહું છું કે, સદ્‌ગુરૂ એજ કિરતાર છે અને આદ્ય, અંત અને મધ્યની સઘળી સામગ્રીના રચનાર પોતે છે.

**चौदेइ लोक ब्रह्मांड अनंता, कुल चकवे पत सतगुरु माहंता;**
**सजाणस्वरु प कर्ताही जेही गाये, सोही सतगुरु तनु जुग दरसाये. ॥११९॥**

હે અંશ ! ચૌદલોક અને અનંત બ્રહ્માંડના ચકવે પતિ મહાન સમર્થ સદ્‌ગુરૂ છે. હે અંશ ! લક્ષ દઈને સાંભળ. સકર્તા સર્જનહારનું સજાણજાણ સ્વરૂપ સર્વજ્ઞ ગતિએ છે એવું મેં વર્ણન કર્યું છે, તે જ સાક્ષાત્ સદગુરૂસ્વરૂપે દેહ ધારણ કરીને આ જગતમાં આવ્યા છે. હે અંશ ! આ જગતમાં જે સદ્‌ગુરૂનાં દર્શન થયાં એ જ સકર્તા સર્જનહાર છે એમ માનજો.

**रचेहु स्त्रष्ट जीने विविधी विभावा, सोही खुद खावन देखन बोहोरु आवा;**
**बीछरेहु अंश जबी शेष बीज जगता, भयेहु विसर्जन आप बीज वगता. ॥१२०॥**

હે પરમપદના ઉત્સાહી અંશ ! જેણે વિધવિધ પ્રકારે ઉત્તમ ભાવયુક્ત સૃષ્ટિ રચી છે તે જ ખુદખાવંદ સદ્‌ગુરૂરૂપે પોતાનું જગત જોવા પધાર્યા છે. આ બધા અંશો પોતાનો શ્રેષ્ઠ અધિકાર ભૂલ્યા અને બીજરૂપ અંકુરનો વગ જે પોતાને જાણવાનો હતો તે રહ્યો નહિ, આ કારણને લઈ આ બધાય અંશો મને તથા પોતાને વિસરી ગયા છે.

**ताहीते सकल सर्व फरत बेहाला, आपनी यौंगत विधि निखेद नीकाला;**
**खट नव चतुर कथेहु जे अठारी, बके बुज बीनु सर्व आपन विसारी. ॥१२१॥**

હે અંશ ! તમે તમારી મહદ્ ગતિને ચૂકયા એ કારણને લીધે સંસારભરના સર્વ અંશો બેહાલ હાલતમાં ફરતા અને રખડતા થયા. આ પ્રમાણે પોતાની શુદ્ધ બુદ્ધિ ગુમાવી એટલે તું તારી પ્રબળ ગતિવાળો હોવા છતાં રૂંધન પામ્યો; આથી કરી વેદરચયિતાની ગોઠવેલી પ્રપંચજાળમાંથી તમોને કોઈએ પતિ તરફ જવા દીધા નહિ. જેમ જેમ જમાનો આ ધાર્મિક પ્રપંચજાળમાં આગળ વધતો ગયો, તેમ તેમ તે સમયના ભગવતિજનો ઉપર વધુ આચ્છાદન

નાખવા શાસ્ત્રો, વ્યાકરણ અને વેદની આદ્ય લઈ અઢાર પુરાણો કહેનારાઓએ પોતપોતાની આત્મસ્વરૂપની જાણ ગુમાવીને આ બાજુના લોકોમાં એક જાતનો બકબાદ ઉભો કર્યો છે.

कोहु निराकार शून्य निर्गुणही ठांना, कोहु पंचतत्त्व गुन सगुन बखांना;
याही विधि सकल नकल कृत ठावा, कुल कर्ता काहु समज न आवा. ॥१२२॥

કેટલાકોએ ગુણયુક્ત પંચભૌતિક શરીરના અવતારી પુરૂષોને સગુણ બ્રહ્મ છે એમ વર્ણવી તેમની તે લોકોએ સ્થાપના કરી છે. આ પ્રમાણે બનાવટી પરમેશ્વરોને સર્જનહાર છે એમ મનાવ્યા. વળી બીજા મોટી ગતિના સિદ્ધાંતીઓએ નિરાકાર નિઃસત્ત્વ શૂન્યસમ સિદ્ધાંત સ્થાપીને જગતના અજ્ઞાની લોકોને વાળ્યા છે. કહો, આવા સંજોગોમાં ખરા સર્જનહારને કેવી રીતે ઓળખવા !

सगुन निर्गुनके जानन जाण पदही, रह्युं सर्व मध्य चीने बिनु अदबदही;
देखीत सकल जुग फरत अचेता, जबी करतार सदगुरु तन लेता. ॥१२३॥

સગુણ અને નિર્ગુણ બન્ને પદને જાણનાર અંશ હોઈ આ અંશને ચીન્યા કે જાણ્યા સિવાય અદબદ રહી ગયેલો છે, અર્થાત્ સગુણ અને નિર્ગુણ બન્નેનો મધ્યસ્થ, નિવેડો કરનારને ઓળખ્યા કે ઓળખાયા સિવાય આખુંયે જગત અચેત ફરે છે. આ પ્રમાણે બધુંય જગત અચેત ફરતું સકર્તા સર્જનહારે નજરે જોયું, ત્યારે તેમને સદ્‌ગુરૂનું શરીર લઈ આ બાજુ આવવાને કારણ બન્યું છે.

धरी तन सुगम जुगमे जशवंतु, दर्शावहीं निज आप रहे जे सचंतु;
सचेत स्वरु प आप दर्श करही, बोहोरु निज घरही प्रसावे जेही घरही. ॥१२४॥

હે અંશ ! જેના જશ જગતભરમાં ગવાય છે એવું ઉત્તમ સ્વરૂપ ધારણ કરીને સદ્‌ગુરુ આ બાજુ આવ્યા છે. આ સદ્‌ગુરૂ તમારા રોમેરોમને સચેતન કરી શુદ્ધ જાગ્રત કરવાવાળા છે, તેમજ તમારા ઘાટમાં વસ્તુરૂપ જે આપનપુ રહ્યું છે તેને દર્શાવનાર છે. જ્યારે તમે પોતે સ્વયં સ્વરૂપે સચેતન થશો ત્યારે તમો જે ઘેરથી આવ્યા છો તે ઘેર પહોંચાડશે.

धर घर सधर अधरही अनुपा, स्वमेव सनातन जेही सजाण स्वरु पा;
सोही कैवलपति पुरुष पुरंजना, स्वजन सकलके अकल कर कंजना. ॥१२५॥

આ સદ્‌ગુરૂનું ઘર ઉપમા ન આપી શકાય તેવું, અદ્ધર હોઈ સર્વલોકને ધારણ કરીને રહેલું છે. આમ ધારણ કરીને જે પદ રહ્યું છે તે સ્વયં સનાતન સર્વજ્ઞ- સજાણજાણરૂપે છે. આ જ કેવલપતિ પુરૂષ પુરંજનરૂપ છે, તેમણે પોતાના સ્વજન અંશોને વસાવવા કળી ન શકાય તેવા સુંદર ઘાટો રચ્યા છે.

**अजर अरस पर तखत विज्ञाना, निरसत्व खग मध्य अटल अस्थाना;**

**थकित लगत गीरा तखत समा जही, निजपति परम कैवल तहां बिराजही. ॥१२६॥**

નિઃસત્ત્વ ખગના મધ્ય ભાગે અટલ જેનું સ્થાન આવેલું છે. એવા અજરામર વિજ્ઞાનરૂપ સકર્તા સત્‌કેવલ હોઈ આ અરસ તખ્તમાં બિરાજેલા છે. તેમનું વર્ણન કરતાં ગીરારૂપ વાણી સમાઈ જાય છે એટલે કે વર્ણન કરી શકતી નથી.

**कैवल नाम ताही काही हुसे भयेउ, सुनहो मरम जीनु भरम उपयेउ;**

**बिनु वल वट पट प्रसिद्ध प्रमोधा, न वल जांहां कवल सो कैवल अमोधा. ॥१२७॥**

જેનું વર્ણન વાણી વડે થઈ શકતું નથી અને કદાચ કરવા જાય તો વાણી ઓગળી જાય છે એટલે કે સમાઈ જાય છે, તો પછી કેવલ એવું નામ બહાર કોણ લાવ્યું અને પાડ્યું કોણે, આ વિષે જેને ભ્રમ થયો છે તેનું નિવારણ કરવા યથાર્થ કહું છું તે સાંભળો. કેવલમાં કોઈ જાતનો વળ નથી. વળી વળ કે કોઈ જાતના પટ સિવાયના પ્રસિદ્ધ છે, પણ તેમનું વંદન કે પ્રાર્થના કેવી રીતે કરવી ! જોકે તેમાં કોઈ જાતનો વળ નથી, પણ વાસ્તવિક સ્વરૂપે જેમ છે તેમના તેમ છે, તદપિ અચાનક કોઈ કાળે ઊપજણ ઊપજી એજ કેવલની નિશાની છે; આ ઊપજણમાં કંઈક છે, આ ઉપરથી પરમગુરૂએ કેવલ નામ નક્કી કર્યું છે, પણ પોતે સાક્ષાત્ જે સ્વરૂપે છે તે અમોઘ હોઈ એકલમલ સ્વરૂપે છે. આ ઊપજણ એજ જગતના આદિ કારણરૂપ છે.

**एही निजपति गत विगत विशालु, कीयेहु आरोपन नाम कैवल व्रमालु;**

**कुनहीके दुलहा वा कुन दुल्हानी, जाहीकी कैवल नाम माल पहेलवानी. ॥१२८॥**

આ પ્રમાણે નિજપતિની ગતિ પારાવાર છે. આ કેવલમાંથી, હે અંશ ! કંઈક ઊપજણરૂપે ઉદ્‌ભવ્યું એ જ દુલ્હનરૂપ હોઈ કેવલ દુલ્હારૂપ છે. આ કેવલમાંથી જે દુલ્હનનો ઉદ્‌ભવ થયો એ જ પરમગુરૂનું સ્વરૂપ છે. તેમણે જ વરમાળારૂપ કેવલ નામ આરોપણ કર્યું છે.

याहीकी जाण अंश उलट सुलीटा, फानी नाम माल भइ गरक समीटा;
जबी दुल्हा दुल्ही सबीज कर जोगा, ताही न परत कछु वरमाल परोगा. ॥१२९॥

હે નિજજ્ઞાનના અધિકારી અંશ ! આ પ્રમાણેની સર્વ જાણ પરમવિશેષ પરમગુરૂને સંપૂર્ણ છે. જ્યારે પરમગુરૂ જગતરચનાની આ બાજુ દૃષ્ટિ કરે ત્યારે જગતને રચે છે, પાળે છે, પોષે છે અને તેનું રક્ષણ કરે છે. જ્યારે પાછા સૂલટ એટલે પતિ તરફ દૃષ્ટિ કરે છે ત્યારે આ સઘળી રચનામાંથી નિવૃત્ત થાય છે જેથી જગતનો નાશ થાય છે. આમ નિવૃત્ત થઈ જ્યારે પરમગુરૂ પતિમાં એકમેક ગરક રહે છે, ત્યારે વરમાલા તરીકે કેવલ નામનું જે આરોપણ કર્યું હતું, તે નાશવાન હોઈ સમેટાઈ જાય છે. આ સમય પર નામ સંબંધી ભાંજગડ લેશમાત્ર રહેતી નથી. નિવૃત્તિ પામેલા પરમગુરૂ પતિની દુલ્હિન બની પતિ સાથે સબીજ જોગ કરે છે ત્યાં નામની વરમાળા વિષે કોઈ જાતનું પ્રયોજન નથી. હે અંશ ! જેમ પરમગુરૂએ સઘળી સામગ્રી સમેટી લઈ પતિના ઘર તરફ જતા તમામ ફના કરી દીધું છે ત્યારે તેઓ નિહંગ રૂપે પતિને ભેટયા, તેવી જ રીતે હે અંશ ! તારો આ માનસિક પંચભૌતિક ચોલો ઉતારી છૂટો થઈશ તે દહાડે પતિ તારી ભેટ લેશે. જેમ પત્ની પતિ પાસે જતાં વસ્ત્ર ઉતારી એકમેક થાય છે તે સમયે નામ, ઠામ, ઠેકાણાની ભાંજગડ નથી તેમ, હે અંશ ! તારા દેહરૂપ પાંચ ચોલા છે અને અંશની સાથે જડાયેલા છે તેને તું ઉતારતાં શીખ. આ ચોલા ઉતારવાનો અભ્યાસ કરીશ તો જરૂરથી તું તે તરફ જઈ શકીશ અને તારી ભેટ પણ લેશે. જ્યારે કર્તાપદની પ્રાપ્તિમાં એકમેક થઈશ ત્યારે તને કોઈ મંત્રની વા કોઈ ઉપાસનાની વા કોઈ સાધનની વા કોઈ સિદ્ધિની કોઈ જરૂર રહેશે નહિ.

तेहु दुल्हानी जाण स्वजाण समानी, रहे इत नाम तीत रहे निरबानी;
निरबानी निराल नेति पर परनेति, पावही सो पद सद सदगुरु सेती. ॥१३०॥

હે અંશ ! સકર્તા સત્‌કેવલરૂપ દુલ્હાની સજાણજાણમાં દુલ્હિન સમાઈને પતિને મળતાં સમાનરૂપ બની ગઈ. વળી તેમાં તે રસબસ થઈ એટલે આ બાજુ નામમાત્ર પણ રહ્યું નહિ. માત્ર સર્વની છેવટે આવેલું નિર્વાણપદ એટલું જ રહ્યું. કોઈ પૂછે કે આ નિર્વાણ કેવું છે ત્યારે કહીશ કે નેતિ ઉપર પરનેતિરૂપ છે; એટલે કે ચતુર્વેદ રચતાં અને બ્રહ્મનું

વર્ણન કરતાં બ્રહ્માજીએ નેતિ પોકારેલી છે, તેવી જ રીતે પાંચમો શ્વસમ્વેદ રચતાં અને બ્રહ્મને માથે સકર્તા સત્કેવલનું વર્ણન કરતાં બ્રહ્માજીની માફક પરમગુરૂ આ સકર્તારૂપ નિવાર્ણપદને નેતિ પોકારે છે. આમ છે છતાં કોઈ ભગવતિજન પરમગુરૂને મળે તો આ પદનો સાક્ષાત્કાર કરી આપે તેમ છે.

**जबी सतगुरु कीये सरजनहारा, सरजेहु जांहीसे जांही समावनहारा;**

**अहो कहा कहुं सतगुरु उपमाइ, नहि सरभर कोइमे मुजकी दुहाइ. ॥१३१॥**

હે અંશ ! હું કહી ગયો છું અને અત્યારે ફરી કહું છું કે સદ્દ્ગુરૂ એ જ સર્જનહાર છે. વળી જેમાંથી આ જગત સરજ્યું છે તેમાં જ છેવટે સમાવી દે છે, એ શક્તિઓ સ્વયંસિદ્ધ સદ્દ્ગુરૂમાં છે જ. અહો ! હે સદ્દ્ગુરૂ ! હું આપને કયા શબ્દો વડે વર્ણવું ! અગર કોના બરાબર છો એમ કહું ! છેવટે દુહાઈ એટલે કે સત્ય વચન આગ્રહપૂર્વક કહું છું કે સદ્દ્ગુરૂ સમ દુનિયામાં કોઈ છે જ નહિ.

**अब सतगुरु कर्तारनकी बानी, सुनहो कहत विधि जुग उतपानी;**

**रचेहु सकल जेही विधि करतारा, अनंत भात गत मति विस्तारा. ॥१३२॥**

હે અંશ ! હવે કિરતારરૂપ સદ્દ્ગુરૂએ જગતની ઉત્પત્તિ કેવી રીતે કરી તે સંબંધી તેમની પ્રભાવશાળી વાણી વડે કહી બતાવે છે તે સાંભળો. આ સર્વ જગતની રચના અનંત ભાતની ગતિમતિવાળી હોઈ અતિ વિસ્તારવાળી કિરતાર સમ સદ્દ્ગુરૂએ રચેલી છે.

**ताही विधि विगत जुगत जेही जीनकी, लहे सतगुरु नाम रुप गुन तीनकी;**

**श्रोता सनमुख चित्त रखो मम वचनां, कहत कुवेर अविगत पति रचना. ॥१३३॥**

હે અંશ ! આ જગત જે વિધિથી રચાયું તે વિષય મહદ્ જુક્તિવાળો હોઈ તેના નામ, રૂપ અને ગુણના વિભાગો વિષેની મેળવણી કેમ અને કઈ રીતે કરી તે માત્ર સદ્દ્ગુરૂ જ જાણે છે. હવે પછી સદ્દ્ગુરૂના મુખમાંથી જે વચનો નીકળે છે તે વચનો, હે શ્રોતાઓ ! સન્મુખ ચિત્ત રાખીને સાંભળો. મહાન સમર્થ કુવેર સ્વામી કહે છે કે અવિગત પતિ સમ પરમગુરૂએ ચૌદલોકની રચના કેવી રીતે કરી તે સંબંધી સંપૂર્ણ ખુલાસો લક્ષ દઈને સાંભળો.

दोहा -

निज कैवल सदोदित सद, अखिल एक अनुक्रम;
उपजेहु मोज मोदित तीनु, द्वैतरमण जीनुं म्रम. ॥१३४॥

સકર્તા સત્કૈવલ સદા સદોદિત હોઈ આ અખિલ ખલકનો અનુક્રમ એક તેમનાથી જ ગોઠવાયેલા છે. આ પતિને આનંદયુક્ત મોજ ઉદ્દ્ભવી, જેનો મર્મ દ્વૈતરમણ કરવા પૂરતો છે.

प्रथम कीनेहु निजवृत्तिखट, रचेहु विश्व जीनुं आद्य;
आप अलग गति सलंगही, कहें कुबेर रही स्वाद्य. ॥१३५॥

સકર્તા સત્કૈવલે પ્રથમ વિશ્વની રચના કરતા પહેલાં છ વૃત્તિઓ ઉત્પન્ન કરેલી છે. આ છ વૃત્તિઓ વડે જગતમાત્રની રચના કરી. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ રચના કરનાર સકર્તાપતિ પોતે અલગ રહેલા હોઈ ગતિ વડે સળંગસૂત્રવત્ ઠસરસ બ્રહ્માંડભરમાં ભરપૂર છે.

## અથ કર્તાખટવૃત્તિ

### કંદ-૫

चोपाइ

जेही अविगत पति अगम अपारा, सजाण सरुप सो कैवल किरतारा;
सोही करतारहु करन जुग ठांनी, वृत्ति खट प्रसिद्ध प्रथम उतपांनी. ॥१॥

હે અંશ ! આ જગતના પતિ અગમ્ય પારાવાર અવિગત રૂપે છે અને તે મહદ્ સજાણજાણરૂપે હોઈ એ જ પોતે સાક્ષાત્ સકર્તા સત્કૈવલ છે. આ કિરતારને યથાયોગ્ય સર્વ સામગ્રીયુક્ત સમૃદ્ધિના ભંડારરૂપ જગતરચના કરવાની સ્ફુરણા થઈ, ત્યારે એકએક વૃત્તિમાં પારાવાર બળ હોય એવી છ વૃત્તિઓ પ્રથમ ઉત્પન્ન કરી.

**अगम प्रकाशब्रह्म पुनीत उछाइ, वृत्तिए संयमभोगवृत्ति उपजाइ;**

**क्रिया चतुर वृत्ति गति करन विभागा, कीये सर्व विश्व घटबीज अनुरागा. ॥२॥**

પ્રથમ પ્રકાશબ્રહ્મવૃત્તિ, બીજી સંયમભોગવૃત્તિ, ત્રીજી ઈચ્છાવૃત્તિ અને ચોથી ક્રિયાવૃત્તિ ઉત્પન્ન કરેલી છે. આ ક્રિયાવૃત્તિમાં ચૌદલોકના બીજરૂપ ઘાટની આકૃતિઓ રચાયેલી હોઈ તેમાં પરસ્પર સંપૂર્ણ આકર્ષણ ગોઠવાયેલું છે.

**पंचमी चैतनवृत्ति उपजी उमेदा, रची रोउरोउ वृद्धि करन कलेदा;**

**एही वृत्ति पंच सजेउ सर्व साजा, रहे ज्यौं अचेत वेत बिनु बाजा. ॥३॥**

ત્યારબાદ ઉમેદરૂપે પાંચમી ચૈતન્યવૃત્તિ ઉત્પન્ન કરી. આ વૃત્તિ વડે શરીરના સંપૂર્ણ ઘાટમાં કલેદ એટલે ભીનાશયુક્ત હેજવાળાં દ્રવ્યોનું સિંચન કરી રોમેરોમ વૃદ્ધિ પમાડ્યાં છે. આ પ્રમાણે આ પાંચમી વૃત્તિ વડે શરીરના સર્વ ઘાટો નખશિખપર્યંત બાંધીને ઉપસ્થિત કર્યા છે; તથાપિ આ ચૌદલોકનો ઘાટોરૂપ બગીચો અંદરના સંચાલક વેત્તા સિવાય અચેતરૂપે ક્રિયારહિત પડી રહ્યો.

**वृत्ति खष्टमी कर्ता अंश उपासे, आप अंश होइ सब घट वासे;**

**एही खटवृत्ति कृत कीयेहु अपारा, अनंत भात विधि तत्त्व विस्तारा. ॥४॥**

હે અંશ ! જ્યારે ઉપર પ્રમાણેનો બગીચો જડરૂપે હલનચલન કર્યા સિવાય અદબદ પડી રહ્યો ત્યારે દયાળુ કિરતારે છઠ્ઠી અંશવૃત્તિ ઉત્પન્ન કરી. આ વૃત્તિદ્વારા સકર્તાએ પોતાના અંગીકૃત અંશો ઉત્પન્ન કરીને જે અણમૂલ ઘાટોનાં બીબાં રચાયાં હતાં તે દરેકમાં પ્રવેશ કરાવી વસવાટ કરાવ્યો છે. આ છ વૃત્તિઓ સકર્તાપતિએ ભાતભાતના કૃતયુક્ત અનંત પારાવાર વિસ્તાર કર્યો છે.

**सोही तत्त्व तनकु विगते सुत साधी, सरजी क्रियावृत्ति घट भिन्न उपाधि;**

**जेही तत्त्व जुगते कीयेहु चराचरही, सुनहो सकल विधि सोही विस्तरही. ॥५॥**

હે અંશ ! આ બધાંય તત્ત્વોના ઘાટોની વિગતયુક્ત જુક્તિ સળંગસૂત્રના ન્યાયે સિદ્ધ કરી સાધેલી છે, તેમાં ક્રિયાવૃત્તિએ કરીને દરેક ઘાટ ભિન્ન ભિન્ન ઉપાધિવાળા દેખાય છે.

આ બધું ય સ્થાવરજંગમ ચરાચર જે દેખાય છે તે તમામ તત્ત્વોની જુક્તિ છે. આ જુક્તિ અને વિસ્તાર કેવી રીતે વૃદ્ધિ પામ્યાં અને મેળવણી કેવી રીતે કરી એ વિષેનો સ્પષ્ટ ખુલાસો કરું છું તે, હે અંશ ! તું સાંભળ.

**निजपति परमपुरुष सो सुजाना, कुलकर्ता सो कैवल जे निदाना.**

**तेही निजपतिकु भयेहु जो हुलासा, उपजी मोज जबी करन विलासा. ॥६॥**

નિજપતિ અને પરમપુરૂષરૂપ પરમગુરૂ. આ પરમગુરૂ સજાણજાણરૂપ હોઈ સમસ્ત જગતમાત્રના કર્તા છે; હે અંશો ! તેમને જ તમે નિદાન કુલકર્તા કેવલના પોતરૂપ માનજો. કારણ કે નિજપતિને જગતઉત્પત્તિનો હુલાસ (ઉલ્લાસ) ઉત્પન્ન થયો અને આ હુલાસરૂપ મોજ કરવા જે વિલાસ રચ્યો છે તે વિલાસના વિલાસી પરમગુરૂ પોતે છે. આ પરમગુરૂ એ જ પતિની મોજરૂપે હોઈ સળંગસૂત્રવત્ એકમેક છે એટલે કે પતિથી પરમગુરૂ ભિન્ન નથી અને પરમગુરૂથી પતિ ભિન્ન નથી. (હવે આ જગત પતિનું રચેલું કે પરમગુરૂનું રચેલું એ વિષે સ્પષ્ટ સમજાય તેમ નથી. કારણ કે પતિના ભાવરૂપ ઊપજણ પતિથી ભિન્ન ઘટાવી શકાય નહિ એટલે વ્યાખ્યાને જુદી કેમ કરીને પાડવી ! આ ન્યાયે પતિ અને પરમગુરૂ એકમેક છે છતાં જગતનો વિસ્તાર ઊપજણરૂપ પરમગુરૂથી થયો છે એ વિષે સ્પષ્ટ ખુલાસો શરૂ થાય છે તે સાંભળો.)

**वृत्ति खट तुरत प्रेरक करी जहांना, शुध्ध संकल्प निधकरुणा निदाना,**

**जेही वृत्तिसेही सफुरेहु तत्त्व जेता, पृथक् पृथक् भिन्न भिन्न कहुं तेता. ॥७॥**

હે અંશ ! પતિને પરમગુરૂરૂપ જે મોજ ઉત્પન્ન થઈ તે મોજને વિલાસ કરવા તરતજ છ વૃત્તિઓની પ્રેરણા કરી. પછી નિદાન નિધિરૂપ શુદ્ધ સંકલ્પ દૃઢ કર્યો, આથી કરી વૃત્તિઓમાં જે જે સ્ફુરણાઓ હતી તે તે તમામ સ્ફુરી ઉઠી એટલે કે જે જે વૃત્તિમાં જે જે તત્ત્વો હતાં તે કેવી રીતે સ્ફુર્યાં તે દરેકની ગતિનો વિસ્તાર નીચે પ્રમાણે પૃથક્ પૃથક્ કહું છું.

**प्रथम प्रकाशब्रह्मवृत्तिके विभागा, उपजे महातत्त्व तीन तत्त्व अनुरागा;**

**कहहु नाम तीनकेहु पुनी जेही, विकास कुंभस्य अविकास तीनु तेही. ॥८॥**

પ્રકાશબ્રહ્મવૃત્તિના વિભાગથી વિકાસમહાતત્ત્વ, કુંભસ્થમહાતત્ત્વ અને અવિકાસમહાતત્ત્વ, આ ત્રણ મહાતત્ત્વો ઉત્પન્ન થયાં છે જે પરસ્પર અનુરાગવાળાં હોઈ તે દરેકમાં મહાબળવાન ક્રિયા રહેલી છે.

**द्वितीये संजमभोग वृत्ति विस्तयेउ, चक्षसत्त्व तीन ताहीहुसे भयेउ;**
**अनंगचक्षसत्त्व चक्ष वर्गज्ञानु, त्रीतीयुं काल चक्षसत्व अभीरानुं. ॥९॥**

બીજી સંયમભોગવૃત્તિથી ત્રણ ચક્ષસત્ત્વનો વિસ્તાર થયો, તેમાં પ્રથમ અનંગચક્ષસત્ત્વ, બીજું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ અને ત્રીજું કાળચક્ષસત્ત્વ થયાં છે. એ પણ બળવાન હોઈ પરસ્પર અનુરાગવાળાં છે.

**वृत्ति त्रीतीयेहु इच्छा असक उपाइ, तत्त्व स्फुरण बोतेर भये ताइ;**
**वृत्ति क्रिया चतुरथी विभाग बीचौनी, उलटसुलट भइ कर्ता तनु भवनी. ॥१०॥**

હે અંશ ! ત્રીજી વૃત્તિ જેનું નામ ઈચ્છા છે તેમાં સંપૂર્ણ આશકભાવ સમાયેલો છે. તેનાથી બોતેર તત્ત્વો જન્મ પામ્યાં છે. ચોથી ક્રિયાવૃત્તિ બોતેર તત્ત્વોમાં પોષાઈને વ્યાપક રહેલી છે. તે દરેક તત્ત્વને પૃથક્ પૃથક્ ક્રિયા કરાવે છે તથા ઉલટસૂલટ કરી રાખે છે; એ પ્રકાર ક્રિયાવૃત્તિનો છે.

**उलटसुलट तंतविभाग मेलाइ, अनंत कोट तनु बीज उपजाइ;**
**वृत्ति पंचमी चैतन चित्त प्रेरी, वृत्ति क्रिया क्रत बीज वृध्धि कीये घेरी. ॥११॥**

હે અંશ ! આ ક્રિયાવૃત્તિ વડે દરેકે દરેક તત્ત્વ એકબીજામાં પરસ્પર પોખાયાં છે. કંઈ પણ તત્ત્વ નિહંગ એકલું રહેવા દીધું નથી, એટલે કે જળતત્ત્વમાં બીજાં ચાર તત્ત્વ પોષાયેલાં છે, તેવી રીતે દરેકે દરેક તત્ત્વમાં અવરનવર પોષણ થયેલું છે. અર્થાત્ જળમાં અગ્નિ તો અગ્નિમાં જળ, આમ ઉલટસૂલટ તત્ત્વોમાત્ર મળેલાં છે. આ પ્રમાણે સર્વ સામગ્રી મેળવીને અનંતકોટિ ઘાટનાં બીબાં ઉત્પન્ન કર્યાં છે. જ્યારે આ પ્રમાણે સર્વ સામગ્રી ઓતપ્રોત મળીને જે સર્વ ઘાટ તૈયાર થયા, તેમાં પાંચમી ચૈતન્યવૃત્તિરૂપ ચિત્તની પ્રેરણા કરી, ત્યારે ક્રિયાવૃત્તિથી તૈયાર થયેલાં જે કૃતમાત્રનાં બીબાંરૂપ બીજ ઘેરાઈને રહ્યાં હતાં તે વૃદ્ધિ પામીને ગતિવાળાં થયાં.

एही वृत्ति पंच संच जुग सारा, अकेकी विभाग जे ते भई कही सारा;
वृत्ति खष्ठमी कर्ता अंश सफुरा, ब्राजे सर्व घट त्रट हालहजुरा. ॥१२॥

આ પાંચ વૃત્તિઓ વડે જગતમાત્રના ઘાટ રચાયા છે. જે જે વૃત્તિથી જે જે વિભાગ ઉત્પન્ન થયા તે હકીકત ઉત્તમ રીતે સમજાવી છે. જ્યારે કર્તાએ છઠ્ઠી અંશવૃત્તિથી અંશોની સ્ફુરણા કરી ત્યારે તરત જ ચૌદલોકના સર્વ ઘાટોમાં તટસ્થ સાક્ષીરૂપે હાજરાહજુર કર્તાના અંશો બિરાજ્યા.

भयेहु अंश कर्ता एही विधि पोते, करन रमण पण गणीत न जोते;
अरब अनेक खरवही अनंता, अगणित पदम शंख नहि अंता. ॥१३॥

ઉપર કહેલી વિધિ પ્રમાણે કર્તાના અંશો દરેકે દરેક ઘાટમાં ગોઠવાયા છે. આ અંશો પારાવાર હોઈ જ્યોતિષ તેની ગણતરી કરી શકે તેમ નથી, એવા પારાવાર અંશો રમણ કરવા લાગ્યા.

येसेही अंशा हुयेहु अनुसारा, खुद खावन कैवल किरतारा;
जेही कैवल बिनु वृत्ति कृत कंदना, सोही सफुरे हु होय विश्ववृत्ति वंदना. ॥१४॥

ખુદખાવંદ કૈવલ કિરતારના અંશો ઘાટના સાક્ષી થયા પછી ઘાટમાં પોષાયેલી વૃત્તિ મુજબ વર્તવા લાગ્યા, એથી કરી કર્તાને તથા પોતાને ભૂલી ગયા. જ્યારે અંશને પોતાના ચૈતન્ય સ્વરૂપની જાણ ગઈ અને ઘાટની વૃત્તિઓમાં ઓતપ્રોત થયા, ત્યારે ઘાટના મૂળરૂપ જે કંદ તેમાંથી સ્ફુરણાઓ ચૈતન્યસત્તા પામીને નીકળી, તેનાથી વિશ્વનાં ટોળેટોળાં ઘાટ મુજબ વૃત્તિ રાખીને વર્તવા લાગ્યાં.

## दोहा

वृत्ति पंच प्रसरन करी, कीनेहु सकल जांहांन;
छठ्ठी कर्ता वृत्ति अंश होइ, आप निवासेहु आन. ॥१५॥

પાંચ વૃત્તિઓનો પ્રસારો કરી ચૌદલોકરૂપ જગત રચ્યું છે અને કિરતારે છઠ્ઠી અંશવૃત્તિરૂપ અંશને ઉત્પન્ન કર્યા હોઈ આ બધાય ઘાટોમાં પોતે આવીને વસ્યા છે.

**एही खट वृत्ति प्रथु मूलसे, भयेहु सकल विस्तार;**

**विविधी भात भिन्न भिन्न भव, कहुं मम क्रत अनुधार. ॥१६॥**

આ છ વૃત્તિઓના મૂળથી સમસ્ત જગતનો વિધવિધ પ્રકારે વિસ્તાર કર્યો છે. આ કૃત અનુસાર હવે પછી હું વ્યાખ્યા કરું છું તે સાંભળો.

**श्रोता सकल सुनहो मम, भव उत्पन्न भलभेद;**

**जेही करता गते कुल रच्या, सोही गति लहत न वेद. ॥१७॥**

હે શ્રોતાજનો ! ભવમાત્રની ઉત્પત્તિ વિષેનો ભલી પ્રકારે ભેદ કહું છું તે સાંભળો. જે પ્રમાણે કર્તાની મહદ્‌ગતિ વડે કુલ રચના રચાયેલી છે તે ગતિની જાણ વેદને નથી. આ પ્રમાણે જેની જાણ વેદને નથી તેનો પ્રકાશ કરૂં છું.

**तेही गति सबल सुनावहु, लोक चतुरदश साज;**

**स्थावर जंगम जल थल, सुरतनु सहित समाज. ॥१८॥**

જેની ખબર વેદને નથી તે સબળ ગતિનું, તથા ચૌદલોકના સાજરૂપ ઘાટથી લઈ સ્થાવરજંગમ આદિ જળસ્થળ પર્યંત દેવતાઈ શરીરો સુધીના સાજ માત્રનું નીચે પ્રમાણે વર્ણન કરૂં છું તે સાંભળો.

## ઈતિ પાંચમો કંદ સમાપ્ત

# કૈવલ કર્તાએ ઉત્પન્ન કરેલ દરેક ઘાટમાત્રમાં રહેલા ૮૪ તત્વોનું પંચીકરણ - વૃક્ષ



# તત્ત્વોની ઉત્પત્તિ વિષે

## કંદ : ૬

હવે જ્યારે નિજ મહદ્ સજાણજાણસ્વરુપ કેવલ કિરતારને દ્વૈતરમણ કરવાનો ઉમંગ થયો. ત્યારે છ વૃત્તિઓ ઉત્પન્ન કરીને વિશ્વ ઉત્પન્ન કર્યું છે. પ્રથમ પ્રકાશ બ્રહ્મવૃત્તિ ઉત્પન્ન કરી. આ પ્રકાશબ્રહ્મવૃત્તિથી ત્રણ મહાતત્ત્વ ઉત્પન્ન થયાં. એક અવિકાસ-મહાતત્ત્વ, બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ, આ પ્રમાણે પ્રકાશબ્રહ્મવૃત્તિથી આ ત્રણ મહાતત્ત્વો થયાં છે. ત્યાર પછી किरतारे બીજી સંજમભોગવૃત્તિ ઉત્પન્ન કરી. આ સંયમભોગવૃત્તિથી ત્રણ ચક્ષસત્ત્વ ઉત્પન્ન થયા તે આ પ્રમાણે છે (૧) વર્ગ જ્ઞાન ચક્ષસત્વ અને (૨) અનંગ-ચક્ષસત્ત્વ અને (૩) કાળચક્ષસત્ત્વ. આ પ્રમાણે સંજમભોગવૃત્તિનો વંશ ઉત્પન્ન થયા પછી, किरतारे इच्छावृत्ति उत्पन्न કરી આ इच्छावृत्तिથી बोतेर तत्त्वोनी उत्पत्ति थई छे. તે પૈકી પ્રથમ નિરંજનતત્ત્વ ઉત્પન થયું. આ નિરંજનતત્ત્વથી અવ્યાકૃતતત્ત્વ ઉત્પન્ન થયુ. આ અવ્યાકૃતતત્ત્વથી બે કારણતત્ત્વો થયાં. એક મહાતત્ત્વકારણ અને બીજું આનંદતત્ત્વકારણ. આ બન્ને કારણતત્ત્વોમાંથી ચોત્રીસ, ચોત્રીસ તત્ત્વો ઉત્પન્ન થયાં છે. પ્રથમ આનંદતતત્ત્વકારણનો વિસ્તાર કહું છું તે, હે શિષ્ય ! સુરતા ધરીને સાંભળ. આ આનંદતત્ત્વકારણથી પ્રકૃતિતત્ત્વ ઉત્પન્ન થયું. આ પ્રકૃતિતત્ત્વકારણથી ત્રણ ગુણ ઉત્પન્ન થયાં. આ ત્રણ ગુણ પૈકી તમોગુણથી દશ કાળતત્ત્વો ઉત્પન્ન થયાં. તેનાં નામ-સ્વભાવકાળ, કામનાકાળ, આક્રાંતકાળ, આશ્ચર્યકાળ, પૃથક્કાળ, વિપરીતકાળ, અજ્ઞાનકાળ, રાગસકાળ, દ્વેષકાળ અને વૃદ્ધિઅંતકાળ. આ દશ કાળતત્ત્વો તમોગુણથી ઉત્પન્ન થયેલાં હોઈ રજોગુણથી દશ આકાંક્ષા ઉત્પન્ન થયેલી છે. હે શિષ્ય ! તેનાં નામ સાંભળ. શ્રવણ આકાંક્ષા સુગંધઆકાંક્ષા, નિરીક્ષણ આકાંક્ષા, ક્ષુધાપિપાસા-આકાંક્ષા, ઉચ્ચાર-આકાંક્ષા-શીતોષ્ણઆકાંક્ષા, ગ્રહણ આકાંક્ષા, વિષય આકાંક્ષા, મલવિસર્જન આકાંક્ષા અને ગમન આકાંક્ષા. આ દશ આકાંક્ષાઓ રજોગુણથી ઉત્પન્ન થયેલી હોઈ સત્ત્વગુણથી પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા ઉત્પન્ન થયાં છે તે સાંભળો. જાગ્રત, સ્વપ્ર, સુષુપ્તિ, તુર્યા અને પાંચમી ઉન્મની, આ પાંચ અવસ્થા અને મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અને પાંચમું ચિદ્દ, આ પાંચ અંતઃકરણ મળી દશ તત્ત્વો સત્ત્વગુણથી થયાં છે. આ પ્રમાણે ચોત્રીસ તત્ત્વો આનંદતત્ત્વકારણથી થયેલાં છે. હવે મહાતત્ત્વકારણનો વિસ્તાર કહું છું. મહાતત્ત્વકારણથી ધનંજેતત્ત્વકારણ ઉત્પન્ન થયું. આ ધનંજેતત્ત્વકારણથી ત્રણ ગણ ઉત્પન્ન થયાં. એક અહંકારગણ, બીજો અચંતગણ અને ત્રીજો

સ્વાકાશગણ. આ ત્રણ ગણ થયા. તે પૈકી અહંકારગણથી પંચભૂત અને પંચમાત્રા ઉત્પન્ન થયાં છે. પૃથ્વી, જળ, અગ્નિ, પવન અને આકાશ, આ પંચભૂત તથા ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ, આ પંચમાત્રા મળી દશ તત્ત્વો અહંકારગણથી થયાં છે. હવે સ્વકાશગણથી પંચવ્યવસ્થા અને પંચસંભ્રસકરણ ઉત્પન્ન થયાં છે. શાન્ત, શીલ, સહેજ, સતોષ અને પાંચમું સમતાસંભ્રસકરણ હોઈ સ્થિતિ, ઉદાર, ગલિત, કુંભ અને પાંચમી સામાન્યવ્યવસ્થા થયેલી છે. હવે અચંતગણથી દશ ભાવના ઉત્પન્ન થઈ છે. અહમ્‌ભાવના, સ્તંભભાવના, વિસર્જનભાવના, નિદ્રાભાવના, અંધતમભાવના, અચેતભાવના, ઉચાટભાવના, અભાવભાવના, મૌનભાવના અને દશમી અસામર્થ્ય ભાવના. આ દશ ભાવના અચંતગણથી થયેલી હોઈ આ પ્રમાણે મહાતત્ત્વ કારણથી ચોત્રીસ તત્ત્વો થયાં છે. આ પ્રમાણે આનંદતત્ત્વકારણ અને મહાતત્ત્વકારણ તથા તેમાંથી ઉત્પન્ન થયેલા ચોત્રીસ ચોત્રીસ તત્ત્વો, તેમજ અવ્યાકૃત અને નિરંજન તત્ત્વો સહ બોતેર તત્ત્વો થયેલાં છે.

આ પ્રમાણે બોતેર તત્ત્વો ઉત્પન્ન કર્યા પછી किरतारे क्रियावृत्ति उत्पन्न करी. આ ક્રિયાવૃત્તિએ કરીને સર્વ તત્ત્વોના વિભાગની વહેંચણી કરીને પિંડ તથા બ્રહ્માંડની આદ્ય લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા કુર્મ મેડક અને શેષ પર્યંત. સ્થાવરજંગમ, કીટ, પતંગ તથા દેવશરીરોસહ ચોરાશી લક્ષ પ્રકારના ઘાટો ઉત્પન્ન કર્યા. પણ તે ઘાટ જડવત્ રહેલા હોઈ વૃદ્ધિ પામ્યા નહિ, ત્યારે किरतारे पांचमी सजीवनवृत्ति दरेके दरेक घाटमां प्रेरक करी. આથી કરી સર્વ ઘાટો પોતપોતાના માપ પ્રમાણે વૃદ્ધિ પામીને સ્થિર થઈ રહ્યા, પણ હલણચલણ આદિ કોઈ ચેષ્ટા થવા લાગી નહિ; એટલે કે વૃદ્ધિ પામ્યા પણ જડવત્ રહ્યા. किरतारे छ्ठ्ठी कर्ताअंशवृत्तिने उत्पन्न करी. આ વૃત્તિ વડે કિરતારે પોતાના અંશો દરેકે દરેક ઘાટમાં પ્રેર્યા. આ પ્રમાણે કિરતારે જ્યારે સર્વ ઘાટમાં અંશોની પ્રેરણા કરી, ત્યારે જે જે ઘાટમાં જેટલા જેટલા વિભાગ પોષ્યા હતા તે તે પ્રમાણે સર્વ ઘાટો હલણચલણ કરવા લાગ્યા.

## दोहा

कर्ता उमंग खटवृत्तकृत्त, कीयेहु सकल विस्तार;<br>
बोहोरु विविध भिन्नभिन्न तनु, कीये हु जीनुं कहुं अनुसार. ॥१॥<br>
उलटसुलट तत्त्व उतइत, कीये क्रियावृत्ति मेलाय;<br>
नारणदास सुण भगवति, देतही कुवेर लखाय. ॥२॥

હે નારણદાસ ! સકર્તા સત્‌કૈવલનો ઉમંગ એ જ છ વૃત્તિઓ હોઈ આ છ વૃત્તિઓ વડે પાર ન પામી શકાય એવા જગતનો વિસ્તાર કર્યો છે. વળી વિધવિધ પ્રકારના ભિન્ન ભિન્ન શરીરો જે પ્રકારે કર્યાં છે તે પ્રકાર મુજબ હું તને કહીને સમજાવું છું તે તું સાંભળ. આ બાજુ અને તે બાજુ વસતા સર્વ લોકોના ઘાટમાં તત્ત્વો ઊલટસૂલટ, એટલે કે દરેકે દરેક તત્ત્વમાં કર્તાની ચોથી ક્રિયાવૃત્તિ દ્વારા સેળભેળ અવરનવર પોખાયેલાં છે, તે વિષેનો સ્પષ્ટ ખુલાસો હવે પછીના પ્રકરણમાં કરું છું તે તું ધ્યાન દઈને સાંભળ.

## પતિની ચોથી ક્રિયાવૃત્તિથી તત્ત્વોનું મિશ્રણ કેવી રીતે થયું તે વિષે

હવે સકર્તા સત્‌કૈવલની ચોથી ક્રિયાવૃત્તિએ તત્ત્વોની વહેંચણી કરીને બ્રહ્માંડની આદ્ય લઈને સ્થાવરજંગમ, કીટપતંગ તથા દેવતનું સહ સર્વ ઘાટો ઉત્પન્ન કર્યા છે, તે પૈકી બ્રહ્માંડ એટલે વિરાટ તથા ખટ મહાન દેવોનાં શરીરો કયાં ક્યાં તત્ત્વોથી કેવી રીતે રચાયાં તે વિષેની હકીકત સાંભળો. ક્રિયાવૃત્તિથી પ્રથમ વિરાટદેહનું બંધારણ બાંધવાને જે જે તત્ત્વોમાંથી જેટલા જેટલા વિભાગ લીધા તે તે પ્રમાણે સઘળી હકીકત કહેવામાં આવે છે.

महद्द अहंकारगणथी जे पंचभूतोनी उत्पत्ति थइ छे. ते પૈકી પૃથ્વીતત્ત્વના નવ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વો જળ, અગ્નિ, વાયુ અને આકાશમાંથી પા પા ભાગ મૂકીને આ પ્રમાણેના દશ ભાગ વિરાટદેહમાં પોખ્યા. તેવી જ રીતે જળતત્ત્વના નવ ભાગ લઈને તેમાં બાકીનાં ચાર તત્ત્વો, પૃથ્વી, અગ્નિ, વાયુ અને આકાશતત્ત્વના પા પા ભાગ મૂકીને આ દશ ભાગ વિરાટદેહમાં પોખ્યા. અગ્નિતત્ત્વના નવ ભાગ લઈને તેમાં બીજાં ચાર તત્ત્વો પૃથ્વી, જળ, વાયુ અને આકાશતત્ત્વના પા પા ભાગ મૂકીને આ દશ ભાગ વિરાટદેહમાં પોખ્યા. વાયુતત્ત્વના નવ ભાગ લઈને તેમાં બીજા ચા તત્ત્વો પૃથ્વી, જળ, અગ્નિ અને આકાશતત્ત્વના પા પા ભાગ મૂકીને આ દશ ભાગ વિરાટદેહમાં પોખ્યા. વળી આકાતત્ત્વના નવ ભાગ લઈને તેમાં બીજાં ચાર તત્ત્વો પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુતત્ત્વના પા પા ભાગ મૂકીને આ દશ ભાગ વિરાટદેહમાં પોખ્યા.

हवे महद्द रजोगुणथी दश आकांक्षाओ जे उत्पन्न थइ ते પૈકી પાંચ આકાંક્ષાઓમાં

બીજી આકાંક્ષાઓનો એકએક ભાગ કેવી રીતે મેળવ્યો તે નીચે પ્રમાણે છે. સુગંધ-આકાંક્ષાના પાંચ ભાગમાં મળવિસર્જન-આકાંક્ષાનો એક ભાગ મૂકીને, ક્ષુધા-પિપાસા-આકાંક્ષાના પાંચ ભાગમાં વિષય આકાંક્ષાનો એક ભાગ મૂકીને, નિરીક્ષણ-આકાંક્ષાના પાંચ ભાગમાં ગમનઆકાંક્ષાનો એક ભાગ મૂકીને, શીતોષ્ણ-આકાંક્ષાના પાંચ ભાગમાં ગ્રહણઆકાંક્ષાનો એક ભાગ મૂકીને, અને શ્રવણ-આકાંક્ષાના પાંચ ભાગમાં ઉચ્ચાર-આકાંક્ષાનો એક ભાગ મૂકીને, આ પ્રમાણેના વિભાગ વિરાટદેહમાં પોખ્યા.

અહંકારગણના પંચભૂતના વિભાગની વહેંચણ ઉપર કહી ગયા છીએ. હવે અહંકારગણનો પાંચ માત્રાની વહેંચણનો સંબંધ આકાંક્ષાઓ સાથે કેવી રીતે છે તે કહું છું. ઉપર પ્રમાણે પાંચ આકાંક્ષાઓમાં બીજી એક આકાંક્ષાનો ભાગ મેળવી જે છ વિભાગ કર્યા છે તે છ વિભાગવાળી આકાંક્ષાઓમાં પંચમાત્રાના ચાર ચાર વિભાગનું મિશ્રણ આ પ્રમાણે કરેલું છે. સુગંધ-આકાંક્ષાના જે છ ભાગ તૈયાર કર્યા તેમાં ગંધમાત્રાના ચાર ભાગ મૂકીને, તથા ક્ષુધાપિપાસાઆકાંક્ષાના છ ભાગમાં રસમાત્રાના ચાર ભાગ મૂકીને, આ નિરીક્ષણઆકાંક્ષાના છ ભાગમાં રૂપમાત્રાના ચાર ભાગ મૂકીને, તથા શીતોષ્ણ-આકાંક્ષાના છ ભાગમાં સ્પર્શમાત્રાના ચાર ભાગ મૂકીને, અને શ્રવણઆકાંક્ષાના છ ભાગમાં શબ્દમાત્રના ચાર ભાગ મૂકીને, આ પ્રમાણે દશ દશ ભાગ તૈયાર કર્યાં, તે બધા મળી પચાસ ભાગ થયા તે વિરાટદેહને પોખ્યા.

હવે સ્વાકાશગણનાં પંચસંભસકરણ અને પંચવ્યવસ્થા, આ દશ થયાં તે દરેકમાંથી નવ નવ ભાગ લીધા અને સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા, આ દશ થયાં તે દરેકમાંથી એક એક ભાગ લઈને સંભસકરણ તથા વ્યવસ્થામાં કેવી રીતે પોખ્યા તે સાંભળો. શાંતસંભસકરણના નવ ભાગમાં મનઅંતઃકરણનો એક ભાગ મૂકીને, તથા સહેજસંભસકરણનાં નવ ભાગમાં બુદ્ધિઅંતઃકરણનો એક ભાગ મૂકીને, તથા શીલસંભસકરણના નવ ભાગમાં અહંકારઅંતઃકરણનો એક ભાગ મૂકીને, તથા સંતોષ-સંભસકરણના નવ ભાગમાં ચિત્તઅંતઃકરણનો એક ભાગ મૂકીને, અને સમતા સંભસકરણના નવ ભાગમાં ચિદ્અંતઃકરણનો એક ભાગ મૂકીને, તેમજ સ્થિતિવ્યવસ્થાના નવ ભાગમાં જાગ્રતઅવસ્થાનો એક ભાગ મૂકીને, તથા ઉદાર-વ્યવસ્થાના નવ ભાગમાં સ્વપ્ન-અવસ્થાનો

એક ભાગ મૂકીને, તથા ગલિતવ્યવસ્થાના નવ ભાગમાં સુષુપ્તિ-અવસ્થાનો એક ભાગ મૂકીને, તથા કુંભ-વ્યવસ્થાના નવ ભાગમાં તુયાર્વસ્થાનો એક ભાગ મૂકીને, અને સામાન્ય-વ્યવસ્થાના નવ ભાગમાં ઉન્મની-અવસ્થાનો એક ભાગ મૂકીને, આ પ્રમાણે દશ દશ ભાગ મેળવીને જે તૈયાર કર્યા તે બધા મળી સો ભાગ વિરાટદેહમાં પોખ્યા.

હવે अचंतगणनी दश भावना, તે દરેકમાંથી નવ નવ ભાગ લઈને તેમાં તમોગુણના દશ કાળના એક એક ભાગને કેવી રીતે મેળવ્યો છે તે સાંભળો. અહમ્ - ભાવનાના નવ ભાગમાં કામના-કાળનો એક ભાગ મૂકીને, તથા સ્તંભ-ભાવનાના નવ ભાગમાં પૃથક્-કાળનો એક ભાગ મૂકીને, તથા વિસર્જન-ભાવનાના નવ ભાગમાં અજ્ઞાન-કાળનો એક ભાગ મૂકીને, તથા નિદ્રા-ભાવનાના નવ ભાગમાં સ્વભાવ-કાળનો એક ભાગ મૂકીને, તથા અંધતમ-ભાવનાના નવ ભાગમાં દ્વેષ-કાળનો એક ભાગ મૂકીને, તથા અચેત-ભાવનાના નવ ભાગમાં આક્રાંતકાળનો એક ભાગ મૂકીને, તથા ઉચાટ-ભાવનાના નવ ભાગમાં આશ્ચર્ય-કાળનો એક ભાગ મૂકીને, તથા અભાવ-ભાવનાના નવ ભાગમાં રાગસ-કાળનો એક ભાગ મૂકીને, તથા મૌન ભાવનાના નવ ભાગમાં વિપરીત-કાળનો એક ભાગ મૂકીને, અને અસામર્થ્ય ભાવનાના નવ ભાગમાં વૃદ્ધિઅંત-કાળનો એક ભાગ મૂકીને, આ પ્રમાણે દશ દશ ભાગ મેળવીને જે તૈયાર કર્યા તે બધા મળી સો ભાગ થયા તે વિરાટદેહમાં પોખ્યા.

હવે धनंजेतत्त्वकारणथी मूळ त्रण गण थया. અહંકારગણ, સ્વકાશગણ અને અચંતગણ, આ ત્રણે ગણમાંથી નવ નવ ભાગ લઈને તેમાં પ્રકૃતિતત્ત્વકારણના ત્રણ ગુણ રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણ, તે દરેકમાંથી એક એક ભાગ લઈને કેવી રીતે મેળવ્યા તે સાંભળો. અહંકારગણના નવ ભાગમાં એક ભાગ રજોગુણનો મૂકીને, તથા સ્વાકાશગણના નવ ભાગમાં એક ભાગ સત્ત્વગુણનો મૂકીને, અને અચંતગણના નવ ભાગમાં એક ભાગ તમોગુણને મૂકીને, આ પ્રમાણે દરેકના જે દશ દશ ભાગ થયા તે વિરાટદેહમાં પોખ્યા.

હવે अव्याकृत-तत्त्वथी जे चार तत्त्वकारण उत्पन्न थयां તેમાં પ્રથમ મહાતત્ત્વકારણ તથા આનંદતત્ત્વકારણ, અને મહાતત્ત્વકારણથી ધનંજેતત્ત્વકારણ તથા આનંદતત્ત્વકારણથી પ્રકૃતિતત્ત્વ થયું. આ ચારે તત્ત્વો અવ્યાકૃતથી ઉત્પન્ન થયેલાં હોઈ ધનંજેતત્ત્વકારણના નવ

ભાગ લઈ તેમાં પ્રકૃતિતત્ત્વકારણનો એક ભાગ મૂકીને અને મહાતત્ત્વકારણના નવ ભાગમાં એક ભાગ આનંદતત્ત્વકારણનો મૂકીને, આ દશ દશ ભાગ વિરાટદેશમાં પોખ્યા.

हवे निरंजनतत्त्वना पांच भागमां अव्याकृत तत्त्वना पांच भाग મેળવીને વિરાટતનુને વિષે પોખ્યા.

हवे सकर्ता सत्कैवलनी संजमभोगवृत्तिथी जे त्रण चक्षसत्त्व थयां छे ते पैकी અનંગચક્ષસત્ત્વના ત્રણ ભાગ અને વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ મળી છ ભાગ થયા તેમાં કાળચક્ષસત્ત્વના ચાર ભાગ મેળવીને આ દશ ભાગ વિરાટના દેહને વિષે પોખ્યા.

આ ત્રણે પૈકી અવિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈ તેમાં એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવી, આ દશ ભાગ મહદ્ વિરાટ પ્રમાણે લઈને વિરાટદેહમાં પોખ્યા. વળી વિકાસમહાતત્ત્વના આઠ ભાગ લઈ તેમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવીને, આ દશ ભાગ મહદ્ વિરાટ પ્રમાણે લઈને વિરાટદેહને વિષે પોખ્યા. વળી કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગમાં એક ભાગ અવિકાસ મહાતત્ત્વનો અને એક વિકાસ-મહાતત્ત્વનો મેળવીને આ દશ ભાગ મહદ્ વિરાટ પ્રમાણે લઈને વિરાટદેહને પોખ્યા. આ પ્રમાણે કર્તાની ક્રિયાવૃત્તિએ વિરાટદેહના બંધારણ માટે જે તત્ત્વોના જે વિભાગ ઓતપ્રોત સંયુક્ત જે પ્રમાણે પોખ્યા છે તે પ્રમાણે કહ્યા. (તત્ત્વોથી જે સમષ્ટિ વિરાટનો દેહ બંધાયો, તે વિરાટ ખગાકાર શૂન્યમાં અંતરિક્ષ અદ્ધર તોળાઈ રહેલું છે. આ વિરાટ કદી ન ડગે અને હાલે પણ નહિ એવું સજ્જડ મજબૂત તત્ત્વોના બંધારણે કરી ગોઠવાયેલું છે. આ વિરાટને આધોભાગે અને ઊર્ધ્વભાગે ત્રણ ત્રણ મહાન દેવોનાં આકર્ષણ રહેલાં હોઈ, મહિમંડ-ઈંડ તોળાઈ રહેલું છે. આ ખુલાસો આગળ ઉપર આવતા પ્રકરણમાં થવાનો છે.)

## છ મહદ્ દેવતનુના બંધારણ વિષે

હવે કર્તાની ક્રિયાવૃત્તિએ જે છ મહદ્ દેવનાં શરીરો રચાયાં છે તેમાં ક્યા તત્ત્વોના કેટલા વિભાગ મૂકેલા છે તે સાંભળો. રજોગુણના પાંચ ભાગ લઈને બાકીના જે પાંચ ગુણગણ રહ્યા તે દરેકમાંથી એક એક ભાગ લઈ એ દશ ભાગ છ મહદ્ દેવના દેહને

પોખ્યા, તથા તમોગુણના પાંચ ભાગ લઈને તેમાં બાકીના પાંચ ગુણગણના એક એક ભાગ મેળવી આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા; તથા પાંચ ભાગ સત્ત્વગુણના લઈને તેમાં બાકીના પાંચ ગુણગણના દરેકના એક એક ભાગ મેળવીને આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા; તથા સ્વાકાશગણના પાંચ ભાગ લઈ બાકીના જે પંચ ગુણગણ રહ્યા તે દરેકના એક એક ભાગ લઈ એ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા; તથા અચંતગણના પાંચ ભાગ લઈ તેમાં બાકીના પાંચ ગુણગણના દરેકના એકએક ભાગ મેળવી આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા; અને અહંકારગણના પાંચ ભાગ લઈ તેમાં બાકીના પાંચ ગુણગણના દરેકના એક ભાગ મેળવી આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા. હવે પ્રકૃતિતત્ત્વકારણના પાંચ ભાગ લઈ તેમાં ધનંજે-તત્ત્વકારણના પાંચ ભાગ મૂકીને એ દશ છ મહદ્ દેવતનુને પોખ્યા, અને આનંદતત્ત્વકારણના પાંચ ભાગ લઈ તેમાં મહાતત્ત્વકારણના પાંચ ભાગ મેળવી આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા. હવે નિરંજનના આઠ ભાગ લઈ તેમાં બે ભાગ અવ્યાકૃતના મૂકીને એ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા, અને અવ્યાકૃતના આઠ ભાગ લઈ તેમાં બે ભાગ નિરંજનના મૂકીને એ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા.

હવે કર્તાની સંજમભોગવૃત્તિથી જે ત્રણ ચક્ષસત્ત્વ થયાં તે પૈકી અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ અને વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ મળી છ ભાગમાં ચાર ભાગ કાળચક્ષસત્ત્વના મૂકીને આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા. હવે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો પૈકી અવિકાસ-મહાતત્ત્વના આઠ ભાગમાં એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવી એ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા, તથા આઠ ભાગ વિકાસ મહાતત્ત્વના લઈ તેમાં એક ભાગ અવિકાસ મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થમહાતત્ત્વનો મેળવી એ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા; અને કુંભસ્થ મહાતત્ત્વના આઠ ભાગ લઈ તેમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો મેળવી એ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખ્યા.

હવે તમોગુણના દશકાળ પૈકી દરેકે દરેક કાળમાંથી પાંચ પાંચ ભાગ લેતાં પચાસ ભાગ થયા તે લઈ; તથા અચંતગણની દશ ભાવના, આ દશ ભાવના પૈકી દરેકે દરેકમાંથી

એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સત્ત્વગુણનાં પંચઅંતઃકરણ અને પંચઅવસ્થા હોઈ આ દરેકમાંથી એક એક ભાગ લઈ દશ ભાગ થયા તે; તથા સ્વાકાશગણથી પાંચ સંભસકરણ અને પાંચ વ્યવસ્થા આ દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા રજોગુણની દશ આકાંક્ષાઓ પૈકી દરેકમાંથી એકએક ભાગ લેતાં થયા તે, તથા અહંકારગણમાં પંચભૂત અને પંચમાત્રા પૈકી દરેક દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, આ બધા મળી પચાસ ભાગ. તમોગુણના દશ કાળના પચાસ ભાગમાં મેળવી આ સો ભાગ છ મહદ્ દેવના ઘાટને વિષે પોખ્યા.

हवे रजोगुणनी दश आकांक्षा પૈકી દરેકના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તે લઈ; અને અહંકારગણનાં પંચભૂત તથા પંચમાત્રા પૈકી દરેકે દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા પૈકી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સ્વાકાશગણનાં પાંચ સંભસકરણો અને પાંચ અવસ્થા એ દરેકનો એક એક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા તમોગુણના દશ કાળ પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, અને અચંતગણની દશ ભાવના પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, આ બધા મળી જે પચાસ ભાગ થયા તે લઈને રજોગુણની દશ આકાંક્ષાઓના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તેમાં મેળવીને આ સો ભાગ છ મહદ્ દેવના ઘાટને વિષે પોખ્યા.

हवे सत्वगुणनां पांच अंतःकरन अने पांच अवस्था આ દશ પૈકી દરેકે દરેકમાંથી પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તે લઈને; તેમાં સ્વકાશગણનાં પાંચ સંભસકરણ અને પાંચ વ્યવસ્થા આ દશ પૈકી દરેકે દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા રજોગુણની દશ આકાંક્ષાઓ પૈકી દરેકે દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા તમોગુણના દશ કાળ પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા અહંકારગણનાં પંચભૂત તથા પંચમાત્રા પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, અને અચંતગણની દશ ભાવના પૈકી દરેકે દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, આ બધા મળી પચાસ ભાગ

થયા તે લઈને સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થાના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તેમાં મેળવીને આ સો ભાગ છ મહદ્ દેવતનુને વિષે પોખ્યા.

હવે अचैतगणनी दश भावना પૈકી દરેકે દરેકના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તે લઈ; તેમાં તમોગુણના દશ કાળ પૈકી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સ્વાકાશગણનાં પાંચ સંભસકરણ અને પાંચ વ્યવસ્થા મળી દશ પૈકી દરેકનો એક એક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સત્ત્વગુણની પંચઅવસ્થા અને પાંચ અંતઃકરણ મળી દશ પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા અહંકારગણનાં પંચભૂત અને પંચમાત્રા પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, અને રજોગુણની દશ આકાંક્ષા પૈકી દરેકનો એક એક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, આ બધા મળી પચાસ ભાગ થયા તે લઈને અચંતગણની દશ ભાવના પૈકી દરેકના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થાય તેમાં મેળવીને આ સો ભાગ છ મહદ્ દેવતનુને વિષે પોખ્યા.

હવે स्वाकाशगणना पांच संभसकरण तथा पांच व्यवस्था પૈકી દરેકે દરેકમાંથી પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તે લઈને; તેમાં સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ તથા પાંચ અવસ્થા આ દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થાય તે, તથા અચંતગણની દશ ભાવના પૈકી દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા તમોગુણના દશકાળ પૈકી દરેકમાંથી એકએક ભાગ લેતાં દશ ભાગ થયા તે, તથા રજોગુણની દશ આકાંક્ષાઓ પૈકી દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, અને અહંકારગણનાં પંચભૂત તથા પંચમાત્રા પૈકી દરેક દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, આ બધા મળી જે પચાસ ભાગ થયા તે લઈને સ્વાકાશનાં પાંચ સંભસકરણ તથા પાંચ વ્યવસ્થા પૈકી દરેકના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તેમાં મેળવીને આ સો ભાગ છ મહદ્ દેવનાં શરીરોમાં પોખ્યા.

હવે अहंकारगणना पंचभूत अने पंचमात्रा પૈકી દરેકે દરેકના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયા તે લઈને; તેમાં રજોગુણની દશ આકાંક્ષાઓ પૈકી દરેકે દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સ્વાકાશગણનાં પાંચ સંભસકરણ તથા

પાંચ વ્યવસ્થા પૈકી દરેકનો એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, તથા સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા મળી દશ પૈકી દરેકે દરેકમાંથી એકએક ભાગ લઈને જે દશ ભાગ થયા તે, અચંતગણની દશ ભાવનાઓ પૈકી દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે, અને તમોગુણના દશ કાળ પૈકી દરેકમાંથી એકએક ભાગ લેતાં જે દશ ભાગ થયા તે; આ બધા મળી જે પચાસ ભાગ થયા તે લઈને અહંકારગણનાં પંચભૂત અને પંચમાત્રા પૈકી દરેકના પાંચ પાંચ ભાગ લેતાં જે પચાસ ભાગ થયાં તેમાં મેળવીને આ સો ભાગ છ મહદ્ દેવતનુને વિષે પોખ્યા. આ પ્રમાણે સકર્તા સત્કૈવલની ક્રિયાવૃત્તિથી ઊલટાસૂલટી અવરનવર તત્ત્વોની વહેંચણ કરીને વિશેષ વિભૂતિવાળાં વિરાટ તથા છ મહાન દેવોનાં શરીર રચ્યાં છે તે વિષે કહ્યું.

## સામાન્ય દેવતનુના બંધારણ વિષે

હવે કર્તાની ક્રિયાવૃત્તિએ સામાન્ય દેવતનુના વિભાગોની વહેંચણ કરીને જે પ્રમાણે તત્ત્વોનુ પોષણ કર્યું છે તે પ્રમાણે કહું છું તે સાંભળો. રજોગુણના પાંચ ભાગ લઈને તેમાં અહંકારગણના પાંચ ભાગ મૂકીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા; તથા સત્ત્વગુણના પાંચ ભાગ લઈને તેમાં સ્વાકાશગણના પાંચ ભાગ મેળવીને આ દશ ભાગનું પોષણ દેવતનુને વિષે કર્યું, અને તમોગુણના પાંચ ભાગ લઈને તેમાં અચંતગણના પાંચ ભાગ મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા. પ્રકૃતિતત્ત્વના પાંચ ભાગ લઈને તેમાં ધનંજેતત્ત્વના પાંચ ભાગ મૂકીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા. આનંદતત્ત્વકારણના પાંચ ભાગ લઈને તેમાં મહાતત્ત્વકારણના પાંચ ભાગ મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા. નિરંજનના આઠ ભાગ લઈને તેમાં આવ્યાકૃતના બે ભાગ મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા તથા અવ્યાકૃતના આઠ ભાગમાં બે ભાગ નિરંજનના મેળવીને આ દશ ભાગ દેવતનુને (દેવાંગનાને) વિષે પોખ્યા.

હવે સકર્તા સત્કૈવલની સંયમભોગવૃત્તિથી જે ત્રણ ચક્ષસત્ત્વ ઉત્પન્ન થયાં છે તે પૈકી અનંગ-ચક્ષસત્ત્વ તથા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ. આ બન્નેમાંથી ત્રણ ત્રણ ભાગ લઈને આ છ ભાગમાં કાળ-ચક્ષસત્ત્વના ચાર ભાગ મેળવીને આ દસ ભાગ દેવતનુને પોખ્યા

હવે કરુણેશ કૈવલની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં જે ત્રણ મહાતત્ત્વો થયાં તે પૈકી અવિકાસ-મહાતત્ત્વમાંથી આઠ ભાગ લઈને તેમાં વિકાસ-મહાતત્ત્વ અને કુંભસ્થ-મહાતત્ત્વનો એકએક ભાગ મૂકીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા, તથા વિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને તેમાં અવિકાસમહાતત્ત્વનો અને કુંભસ્થ-મહાતત્ત્વનો એકએક ભાગ મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા, અને કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગ લઈ તેમાં અવિકાસ-મહાતત્ત્વનો અને વિકાસ-મહાતત્ત્વનો એકેએક ભાગ મેળવીને આ દશ ભાગ દેવતનુને વિષે પોખ્યા.

હવે તમોગુણના દશ કાળની મેળવણી દેવતનુને વિષે કેવી રીતે છે તે કહું છું. સ્વભાવકાળ, કામનાકાળ, આક્રાંતકાળ, આશ્ચર્યકાળ અને દ્વેષકાળ, આ પાંચ પૈકી દરેકે દરેકના નવ નવ ભાગ લઈને તેમાં પૃથ્થક્કાળ, વિપરીતકાળ અજ્ઞાનકાળ, રાગસકાળ અને પાંચમો વૃદ્ધિઅંતકાળ, આ પાંચ પૈકી દરેકે દરેકનો એક એક ભાગ મૂકીને મેળવણી કરી આ પચાસ ભાગ દેવતનુને પોખ્યા.

હવે અચંતગણની ભાવનાઓની મેળવણી વિષે કહું છું અહમ્ભાવના, સ્તંભભાવના, અચેતભાવના, ઉચાટભાવના અને પાંચમી મૌનભાવના, આ પાંચ ભાવનાઓ પૈકી દરેકે દરેકમાંથી નવ નવ ભાગ લઈને તેમાં વિસર્જનભાવના, નિદ્રાભાવના, અંધતમભાવના, અભાવભાવના અને અસામર્થ્યભાવના. આ પાંચ પૈકી દરેક દરેકમાંથી એકએક ભાગ મૂકીને આ પચાસ ભાગ થયા તે દેવતુનને પોખ્યા.

હવે સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ પૈકી દરેકના નવ નવ ભાગ લઈને તેમાં પાંચ અવસ્થા પૈકી દરેકના એકએક ભાગ મેળવીને આ પચાસ ભાગ દેવતનુને વિષે પોખ્યા.

સ્વાકાશગણનાં પાંચ સંભસકરણ પૈકી દરેકે દરેકના નવ નવ ભાગ લઈને તેમાં પાંચ વ્યવસ્થા પૈકી દરેકનો એકએક ભાગ મેળવીને આ પચાસ ભાગ દેવતનુને પોખ્યા.

હવે રજોગુણની દશ આકાંક્ષાઓની મેળવણી દેવતનુને વિષે કેવી રીતે કરી તે કહું છું. શ્રવણ-આકાંક્ષા, સુગંધ-આકાંક્ષા, નિરીક્ષણ-આકાંક્ષા, વિષય-આકાંક્ષા અને પાંચમી ગમન-આકાંક્ષા, આ પાંચ પૈકી દરેકે દરેકના નવ નવ ભાગ લઈને તેમાં ઉચ્ચાર-આકાંક્ષા, શીતોષ્ણ-આકાંક્ષા, ગ્રહણ આકાંક્ષા, મળવિસર્જન-આકાંક્ષા અને પાંચમી ક્ષુધાપિપાસા-આકાંક્ષા, આ પાંચ પૈકી દરેકમાંથી એક એક ભાગ મૂકીને આ પચાસ ભાગ થયા તે

દેવતનુને પોખ્યા. વળી અહંકારગણથી પંચભૂત અને પંચમાત્રા જે ઉત્પન્ન થયાં છે તે પૈકી પંચમાત્રના દરેકના નવ નવ ભાગ લઈને તેમાં પંચભૂતનો દરેકનો એકએક ભાગ મૂકીને પચાસ ભાગ થયા તે દેવતનુને પોખ્યા. આ પ્રમાણે સકર્તા સત્‌કૈવલની ક્રિયાવૃત્તિએ તત્ત્વસંયુક્ત તેત્રીસ કરોડ પ્રકારનાં દેવતનુ રચાયાં, પણ દેવતનુના સર્વ ઘાટો જડવત્ જડાકાર રહ્યા, એટલે કે અનેક તત્ત્વોની વહેંચણી કરી એથી ઘાટનાં બીબાં તૈયાર થયાં. પણ કોઈ જાતની ક્રિયા થવા લાગી નહિ; ત્યારે સકર્તા સત્‌કૈવલે પાંચમી સજીવનવૃત્તિ ઉત્પન્ન કરી. આથી કરી દેવતાઈ શરીરોના સઘળા ઘાટોમાં જે જે પ્રમાણે તત્ત્વોના વિભાગ પોખાયેલા હતા તે તે પ્રમાણના માપ મુજબ સર્વ ઘાટો વૃદ્ધિ પામી સ્ફુરી ઊઠયા, પણ હલણચલણ કે ચેષ્ટા કરવા લાગ્યા નહિ, ત્યારે દયાળુ સર્જનહાર જે સજાણજાણ-સ્વરૂપે છે તે કિરતારે કર્તાઅંશ-વૃત્તિએ કરીને પોતાના અંશોને આ ઘાટોમાં પ્રેર્યા. આ સર્વ અંશો સકર્તા સત્‌કૈવલના હોઈ તે બધા અંશો નિજજાણસ્વસ્વરૂપે છે એમ જાણજો. આ નિજજાણસ્વસ્વરૂપ અંશો જ્યારે ઘાટોમાં પ્રેરક થયા, ત્યારે સકર્તા સત્‌કૈવલની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં જે ત્રણ મહાતત્ત્વ છે તેમને ચેતન કર્યાં. આ પ્રમાણે જ્યારે ત્રણ મહાતત્ત્વ ચેતન થયાં, ત્યારે કર્તા કૈવલની સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વને આ ચેતન થયેલાં ત્રણ મહાતત્ત્વોએ ચેતન કર્યાં. આ ત્રણ ચક્ષસત્ત્વ જે ચેતન થયાં તેણે કર્તાની ઈચ્છાવૃત્તિના વિભાગ જે એક નિરંજન-તત્ત્વ અને બીજું અવ્યાકૃત, આ બન્નેને ચેતન કર્યાં; એથી આનંદતત્ત્વકારણ અને મહાતત્ત્વકારણ આદિ ચાર તત્ત્વો ચેતન થયાં. આ ચેતન થયેલાં ચાર મહાતત્ત્વોના વિભાગે ત્રણ ગુણ અને ત્રણ ગણને ચેતન કર્યા. આ ચેતન થયેલા ત્રણ ગુણ અને ત્રણ ગણના વિભાગે કરીને પ્રથમ સત્ત્વગુણથી સત્ત્વગુણનાં પંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા ચેતન થયાં, તથા રજોગુણથી રજોગુણની દશ આકાંક્ષાઓ ચેતન થઈ, તથા તમોગુણથી તમોગુણના દશ કાળ ચેતન થયાં, તથા અહંકારગણથી પંચમાત્રા અને પંચભૂત ચેતન થયાં, તથા સ્વાકાશગણથી પંચસંભસકરણ અને પંચવ્યવસ્થા ચેતન થયાં, તથા અચંતગણે દશ ભાવના ચેતન કરી. આમ અન્યોન્ય ઘાટમાત્રનાં સર્વ તત્ત્વો જેમાં જેટલાં પોખ્યાં હતાં તેમાં તે પ્રમાણે ચેતન થઈ પોતપોતાના તત્ત્વ પ્રમાણે હલણચલણ વા ચેષ્ટા કરવા લાગ્યાં.

## दोहा

देवतत्त्वतनुं पोषक, अद्भुत कंद कराल;
खट गुणगण सहितही जेही, ओरु कह्यो इंड विशाल. ॥१॥
जेही तनुतत्त्व वैराटके, पोखेहु वृत्ति पराय;
कहे कुवेर विचरण तीनु, नारण्यदास सुण ताय. ॥२॥

આ છઠ્ઠા કંદમાં એક વાત અદ્‌ભુત આશ્ચર્યચકિત કરી નાખે તેવી છે અને તે એ છે કે દેવતાઈ શરીરોના ઘાટ તત્ત્વોથી રચાયેલા હોઈ જીવતા પણ તત્ત્વોથી જ રહ્યા છે. અર્થાત્ તત્ત્વોના પોષણ વડે દેવતાઈ શરીરો હૃષ્ટપૃષ્ટ રહ્યાં છે. આ ન્યાયે દેવતાઈ શરીરના કોઈ પણ ઘાટ સ્વતઃસિદ્ધ નથી એટલે કે તત્ત્વોને વશ હોઈ પરતંત્ર છે. વળી ત્રણ ગુણ અને ત્રણ ગણ વિષેની મેળવણી વિધવિધ પ્રકારે કરેલી હોઈ આ ગુણગણ ઉપર પ્રમાણે રચાયા છે તથા મહિમંડઈંડનો વિધવિધ પ્રકારવાળો વિલાસ તત્ત્વસામગ્રી વડે ગોઠવાયેલો છે. વળી આ વિરાટ-શરીરનાં તત્ત્વોનું પોષણ જે છ વૃત્તિઓ દ્વારા થયું છે એ જ વૃત્તિઓ આ વિરાટના જીવનરૂપ હોઈ આ સમસ્ત વિરાટથી અલગ છે. મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે, હે નારણદાસ ! આ સકર્તા સત્‌કૈવલની છ વૃત્તિઓનું પરાક્રમ અણતુલ હોઈ જેનું માપ લાવી શકાય તેવું નથી. છતાં તે વિષે ચિત્તવૃત્તિ સ્થિર રહીને હું કહું છું તે સંભાળ.

## ઈતિ છઠ્ઠો કંદ સમાપ્ત

# વિશાળ વિરાટશરીરનું પંચીકરણ

## કંદ-૭મો

હવે આ વિશાળ વિરાટ અને છ મહદ્દ દેવોની આદ્ય લઈને બીજા સર્વ સામાન્ય દેવો વિષે ક્યાં ક્યાં તત્ત્વોના વિભાગની કઈ કઈ ચેષ્ટા થાય છે તે કહું છું તે સાંભળો ! હે શિષ્ય ! પ્રથમ વિરાટ અને છ મહદ્દ દેવોની આદ્ય લઈને તત્ત્વોથી થતી ચેષ્ટા કહું છું. આ વિરાટ-શરીરમાં જે તે તત્ત્વોના વિભાગ પોખ્યા છે એથી કરીને વિરાટનું સંપૂર્ણ શરીર બંધાયેલું છે. વળી વિધવિધ પ્રકારે તત્ત્વોની વહેંચણી કરીને આ વિરાટસ્વરૂપ ઉભું કરેલું છે, આથી કરીને આ વિરાટ-શરીરના પેટાઅંતરમાં વિધવિધ પ્રકારની ન્યારી ન્યારી ક્રિયાઓ થાય છે, તે ક્રિયા જે પ્રમાણે થાય છે તે પ્રમાણે પૃથક્ પૃથક બતાવું છું.

પ્રથમ અહંકારગણથી જે પંચભૂત ઉત્પન્ન થયાં છે તે પૈકી પૃથ્વીતત્ત્વના નવ ભાગ લઇને તેમાં બીજાં ચાર તત્ત્વોના પા પા ભાગ મૂકીને આ દશ ભાગનું જે પોષણ કર્યું હતું તેનાથી શું થયું તે કહું છું. પૃથ્વીતત્ત્વના નવ ભાગ પોખ્યા હતા, તેથી કરીને મેરૂપર્વતની આદ્ય લઈ સર્વ પર્વતો રચાયા છે. આ પૃથ્વીતત્ત્વના નવ ભાગમાં જળતત્ત્વનો પા ભાગ પોખ્યો હતો, તેણે કરીને પર્વત જડાકાર જતમત બંધાઈને રહ્યા છે. તે જણાય કેવી રીતે ? જ્યારે કોઈ પાષાણને અગ્નિની ભઠ્ઠીમાં નાખી બાળી મૂકે છે ત્યારે તેનો ચૂનો થાય છે. એથી પાષાણનું જતમતપણું વિખૂટું પડી વિખરાઈ જાય છે. તેનું કારણ જળનો જે પા વિભાગ હતો તે બળી જવાને લીધે છે. આ ન્યાયે પૃથ્વીતત્ત્વને વિષે જળનો પા વિભાગ રહેલો છે. એમ જાણજો. વળી પર્વતમાં પા ભાગ વાયુતત્ત્વનો હોવાને લીધે પર્વત પાણીનું શોષણ કરી લે છે, એ વિભાગ વાયુનો જાણજો. વળી પા વિભાગ આકાશતત્ત્વનો હોવાને લીધે પર્વતના છિદ્રોમાં જળ પ્રવેશ કરે છે. તેમાં પા ભાગ અગ્નિતત્ત્વનો હોવાને લીધે તરત પર્વત સૂકાઈ જાય છે.

हवे જળतत्त्वना नव भागमां बाकीनां चार तत्त्वोना पा पा भाग मूकया छे તે કેવી રીતે સમજવું તે વિષે, હે શિષ્ય ! કહું છું તે સાંભળ. જળતત્ત્વના નવ ભાગ વિરાટતનુને પોખ્યા હતા, તેણે કરીને વિરાટમાં પૃથ્વી નીચે મહદ્દજળ થયું છે. આ

મહદ્‌જળને લીધે પ્રિયવ્રત રાજાના રથના પૈડાંએ કરીને પૃથ્વીનું આવરણ છેદાઈ જતાં સાત સમુદ્ર ઊમટી આવ્યા છે. આ સાત સમુદ્ર મહદ્‌જળના તસિયા (તરડની ફાટે થતું ઝરણું) ઝરીને ભરાઈ રહેલા છે. તે મહદ્‌જળના નવ વિભાગ પોખ્યા છે તેને લીધે છે એમ જાણવું. જળતત્ત્વમાં પૃથ્વીતત્ત્વનો પા ભાગ પોષ્યો હતો તેને લીધે જળ ઉપર કાષ્ટ તથા મનુષ્યની આધ લઈને નાવ વગેરે હજારો મણ બોજો લઈને તર્યાં જાય છે. તે જળતત્ત્વમાં પૃથ્વીતત્ત્વની કઠણતાને લીધે ડૂબતાં નથી. આ પ્રકાર મહદ્‌જળમાં પૃથ્વીતત્ત્વના વિભાગને લીધે છે. એમ જાણવું. હવે મહદ્‌જળને વિષે પા ભાગ અગ્નિતત્ત્વનો પોષ્યો હતો. એ અગ્નિ વડવાનલ નામથી ઓળખાતો હોઈ જળતત્ત્વમાં વ્યાપક રહ્યો છે. આ અગ્નિ નિત્યપ્રતિ ચોસઠ યોજન પાણીનો પ્રલય કરે છે. પ્રભાતનો સમય થતાં પાણી ઉપર ધૂમર જેવું નીકળતું હોય એમ દેખાય છે. તે વડવાનલ અગ્નિએ કરીને જળનું શોષણ થાય છે. આ ન્યાયે મહદ્‌જળમાં અગ્નિતત્ત્વનો વિભાગ રહેલો છે. એમ જાણવું. વળી આ મહદ્‌જળમાં વાયુતત્ત્વનો પા ભાગ પોખેલો, એથી કરી જળ ચલિત ધર્મવાળું એટલે કે ચાલતા પ્રવાહવાળું દેખાય છે. હવે મહદ્‌જળને વિષે પા ભાગ આકાશતત્ત્વનો પોખ્યો હતો તે ઘેરા જળમાં નાવ ચાલે છે ત્યારે દૂરબીન વડે મચ્છમગરાદિની આધ લઈ ઊંડા પાણીમાં પર્વત વગેરે દૃષ્ટિએ આવે છે, તે આકાશના વિભાગને લીધે ઉંડા પાણીમાં વિકાસ દેખાય છે. વળી જ્યારે પાણી નિર્મળ થાય છે ત્યારે નીચેની પૃથ્વી દેખાય છે. તેમાં દૃષ્ટિ રૂંધન પામતી નથી તે આકાશના વિભાગને લીધે છે એમ જાણજો. હે શિષ્ય ! મહદ્‌જળમાં બાકીનાં ચાર તત્ત્વોના પા પા ભાગ રહ્યા છે તે આ પ્રમાણે વિચારતાં જોઈ શકાય તેમ છે.

हवे विराटने विषे अग्नितत्त्वना नव भागमां बाकीनां चार तत्त्वोना पा पा ભાગ મૂકીને જે દશ ભાગ વિરાટમાં પોખ્યા હતા તે વિષે કહું છું. વિરાટને વિષે અગ્નિતત્ત્વના જે નવ ભાગ પોખ્યા હતા તેણે કરીને વિરાટના મહાન ઉદરમાં મહદ્ અગ્નિ થઈને રહ્યો છે. બ્રહ્માના નિત્યપ્રલયને વિષે સૂર્યની એક કળા છે, પણ જ્યારે મહદ્‌અગ્નિની બીજી પંદર કળાનો પ્રવેશ થાય ત્યારે સમસ્ત પૃથ્વીને તાંબાના રંગ જેવી તપાવીને કરી નાખે છે. આ મહદ્ અગ્નિતત્ત્વમાં પા ભાગ જળતત્ત્વનો પોખ્યો હતો, તેણે કરીને જે પૃથ્વી સૂર્યના અતિ તાપથી તપી ગયેલી હોય છે તેની ઉપર મહાજળની વૃષ્ટિ થઈને સર્વ

પૃથ્વીને જળમય કરી નાખે છે; આ મહદ્ અગ્નિતત્ત્વમાં જળના પા ભાગને લીધે એમ જાણવું. મહદ્ અગ્નિતત્ત્વમાં પા ભાગ વાયુતત્ત્વનો પોખ્યો હતો તેથી કરીને વૃષ્ટિના મહાજળનું શોષણ અગ્નિ કરી લે છે. આ શોષણશક્તિ તે મહાઅગ્નિમાં વાયુનો પા ભાગ રહ્યો છે તેણે કરીને છે. હવે મહાઅગ્નિમાં પૃથ્વીનો પા ભાગ પોખેલો છે, તેથી કરી અગ્નિની જ્વાળાનું રૂપ બંધાય છે. આ રૂપ પીળા રંગનું દેખાય છે, તે પૃથ્વીના વિભાગે કરીને છે એમ જાણવું. જો કે અગ્નિનો રંગ લાલ છે, છતાં જ્વાળાનું રૂપ પીળું દેખાય છે તે રૂપ પૃથ્વીના વિભાગે કરીને છે. આ મહદ્ અગ્નિમાં પા ભાગ આકાશનો પોખેલો એથી કરીને જ અગ્નિના પ્રકાશમાં વિકાસપણું રહ્યું છે.

હવે વિરાટને વિષે વાયુતત્ત્વના નવ ભાગમાં બીજાં ચાર તત્ત્વોના પા પા ભાગ મેળવી, જે દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. નવ ભાગ વાયુના પોખ્યા હતા, તેને લીધે વિરાટને વિષે મહદ્ વાયુ થયો છે. આ મહદ્ વાયુના અંશનું સશુમાર ચક્ર થયું છે જેને આધારે સર્વ દેશ રહ્યો છે. વાયુતત્ત્વના નવભાગમાં પા ભાગ પૃથ્વીતત્ત્વનો પોખ્યો હતો, તે સશુમાર ચક્રના પૃથક્ પૃથક્ માળમાં જે સર્વ દેવ રહેલા છે તેને ધારણ કરી રહે છે. આ ધારણશક્તિ તે વાયુને વિષે રહેલા પૃથ્વીતત્ત્વના પા ભાગને લીધે છે એમ જાણવું. હવે વાયુના નવ ભાગને વિષે પા ભાગ જળતત્ત્વનો પોખેલો, તેણે કરી ઉનાળે તથા શિયાળે ધૂમર, મેઘરવો અને વરસાદ વગેરે વરસે છે. આમ થવાનું કારણ એ છે કે મહદ્વાયુમાં પા ભાગ જળનો પોખેલો તેણે કરીને છે. વળી આ મહદ્વાયુમાં પા ભાગ અગ્નિતત્ત્વનો પોખેલો એથી કરીને વાયુરૂપ સશુમાર ચક્રમાં પ્રબળ ગમન કરવાની શક્તિરૂપે આકૃતિ રહેલી છે, તે અગ્નિતત્ત્વના વિભાગે કરીને છે; તેવી જ રીતે વિરાટના મહદ્ વાયુમાં પા ભાગ આકાશતત્ત્વનો રહેલો તેને લીધે અપાર તારામંડળ દૃષ્ટિગોચર થાય છે. અને દૃષ્ટિ રૂંધન પામ્યા સિવાય લંબાણ પ્રદેશ સુધી ચાલી જાય છે. આમ થવાનું કારણ મહદ્ વાયુમાં પા ભાગ આકાશ તત્ત્વનો રહેલો તે છે. આ પ્રમાણે મહદ્ વાયુના નવ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના પા પા ભાગ પોષાયેલા છે. એથી કરીને અનેક પદાર્થો દૃષ્ટિગોચર થાય છે.

હવે આકાશતત્ત્વના નવ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના પા પા ભાગ પોખેલા, તેથી શું થયું તે કહું છું જે સાંભળો. આ બાકીનાં તત્ત્વોથી પોષાયેલું આકાશ જે છે તેનાથી વિરાટને વિષે મહદ્ આકાશ થયું છે. આ મહદ્ આકાશ એટલે ઓગણપચાસ

વાયુની આદ્ય લઈ દ્વાદશ મેઘનાં મંડાણ ઉપરાંત ખગાકાર શૂન્ય રહ્યું છે, તેને જ મહદ્ આકાશ કહેવામાં આવે છે. આ મહદ્ આકાશમાં જે પા ભાગ પૃથ્વીતત્ત્વનો પોષેલો તે ક્યો અને તેનાથી શું થયું ? આકાશમાં પા ભાગ પૃથ્વીતત્ત્વનો રહેલો છે. આ પૃથ્વીતત્ત્વની ધારણાએ કરીને ગરૂડ અને હંસની આદ્ય લઈ દેવ, તથા વિમાન વગેરે અદ્ધર ગમન કરી શકે છે; તેવી જ રીતે મહદ્ આકાશમાં પા ભાગ જળતત્ત્વનો પોખાયેલો તે કેવી રીતે સમજાય તે સાંભળો. જ્યારે આ મહદ્ આકાશ વાદળની આદ્ય લઈ કોઈપણ પ્રકારના આવરણ સિવાયનું અતિ નિર્મળ હોય છે, ત્યારે પૃથ્વી ઉપર ઓસ જામે છે, એટલે કે ઝાકળ પડે છે, એ ગુણ મહદ્ આકાશમાં પા ભાગ જળનો રહેલો છે. તેને લીધે છે. આ આકાશમાં અગ્નિતત્ત્વનો પા ભાગ પોષેલો, એથી મહદ્ શૂન્યને વિષે કોઈ સમયે આકાશવાણી થાય છે. આ આકાશવાણીમાં ભયંકરપણું રહ્યું છે. આ ભયંકરતારૂપી તગદો જે હોય છે તે મહાશુન્યમાં અગ્નિના પા વિભાગને લીધે છે વળી આ મહદ્ આકાશમાં જે ભયંકર શબ્દનો ધ્વનિ ઊઠે તે આકાશવાણીને આકાશમાં પોખાયેલો વાયુનો પા ભાગ નીચે ઉતારી સાત દ્વીપના લોકોને શ્રવણ કરાવે છે. આ ધ્વનિને નીચે ખેંચી લાવવાની શક્તિ વાયુના વિભાગને લીધે છે. આ પ્રકારનો અનુભવ મેળવીને જોશો તો જણાશે. આ પ્રમાણે વિરાટમાં પંચભૂતના જે વિભાગ પોષેલા તે વિષેની જે જે ક્રિયા થાય છે તે કહી.

હવે રજોગુણની દશ આકાંક્ષાઓ પૈકી સુગંધ-આકાંક્ષાના પાંચ ભાગમાં મળવિસર્જન-આકાંક્ષાનો એક ભાગ મુકીને જે છ ભાગ થયા, તે લઈને તેમાં અહંકારગણની ગંધમાત્રાના ચાર ભાગ મેળવીને આ દશ ભાગ વિરાટને વિષે પોખ્યા હતા, તેનાથી શું થયું તે સાંભળો. વિરાટને વિષે રજોગુણની સુગંધઆકાંક્ષાના પાંચ ભાગમાં ગંધમાત્રાના ચાર ભાગ પોખ્યા હતા, તેનાથી વિરાટને વિષે મૃત્તિકારૂપી પૃથ્વી થઈ છે; અને એક ભાગ મળવિસર્જન-આકાંક્ષાનો પોખેલો તેનાથી અઢારભાર વનસ્પતિનાં બીજ આ પૃથ્વીમાંથી ઊગી નીકળે છે. આ બીજ જે ઊગી નીકળે છે. એ તે વખતે તે અંકુરોનો રંગ પીળો હોય છે અને તે પૃથ્વીને વિષે એક ભાગ રજોગુણની મળવિસર્જન-આકાંક્ષાનો જાણવો. જેમ બાળક જ્યાં સુધી માતાનું પયપાન કરીને રહે છે, ત્યાં સુધી બાળકનો મળ પીત રંગનો થાય છે; તેવી જ રીતે પૃથ્વીતત્ત્વ જળનું જ પયપાન કરીને રહે છે એથી જ આ પૃથ્વીને પ્રથમ મળવિસર્જન થાય છે તે પીત રંગનું જ હોય છે. હવે વિરાટને વિષે સુગંધઆકાંક્ષાના પાંચ ભાગ પોખ્યા હતા તેનાથી અઢારભાર વનસ્પતિની સુગંધની આદ્ય

લઈને, પશુ, પક્ષી તથા મનુષ્યના દેહપાત થાય છે તેથી થતી દુર્ગંધ, તથા શૌચ આદિથી થતી દુર્ગંધ, આ બધી દુર્ગંધને વિરાટ ગ્રહણ કરી લઈને પોતાના સ્વરૂપમાં લીન કરી સમાવી લે છે. ત્યાર પછી દુર્ગંધ વા સુગંધની વાસના એવી તો લીન પામી જાય છે કે શોધી જડતી પણ નથી; કારણ કે ગંધઆકાંક્ષાના પાંચ ભાગ વિરાટને વિષે રહ્યા છે તે ગંધમાત્રને ગ્રહણ કરી લે છે. આ પ્રમાણે વિરાટને વિષે સુગંધ-આકાંક્ષારૂપ વ્યાપક નાસિકા રહેલી છે.

હવે રજોગુણની क्षुधापिपासा-आकांक्षाना પાંચ ભાગમાં એક ભાગ વિષય-આકાંક્ષાનો મૂકીને આ છ ભાગમાં અહંકારગણની રસમાત્રાના ચાર ભાગ મેળવીને જે દશ ભાગ પોષ્યા હતા તેની હકીકત સાંભળો. આ ક્ષુધાપિપાસા-આકાંક્ષાના જે પાંચ ભાગ છે તેનાથી વિરાટને વિષે અભ્રરૂપ વાદળ થયું છે, અને અહંકારગણની રસમાત્રાના જે ચાર ભાગ પોષ્યા હતા તેનાથી આ અભ્રરૂપ વાદળમાં વૃષ્ટિરૂપી જળ થયું છે. વળી એક ભાગ વિષય-આકાંક્ષાનો પોષ્યો હતો તેનાથી કામરૂપ વિદ્યુત એટલે કે વિદ્યુતરૂપ અગ્નિ થયો છે, તે કેવી રીતે જણાય તે સ્પષ્ટ કરવા દૃષ્ટાન્ત આપું છું તે સાંભળો. કોઈ સ્ત્રીપુરૂષના સંયમ વખતે જો પ્રથમ પુરૂષને કામ ચળકિત થયો હોય તો તે પુરૂષ સ્ત્રીને પૂર્ણ ઋતુદાન આપી શકે. આ પુરૂષને ક્યા અંગમાં કામનો ચળકારો થાય ત્યારે વર્ષારૂપ ઋતુદાન પૂર્ણ આપી શકે અને ગર્ભ રહે તેમજ શાન્તિ પામે, તે કહું છું જે સાંભળો. જ્યારે પુરૂષની નાભિના નીચેના ભાગની ડાબી કક્ષાએ કામ ચળકિત હોય તો આ પુરૂષ સ્ત્રીને પરિપૂર્ણ ઋતુદાન આપી શકે અને તેનો ગર્ભ રહે. આ ગર્ભ બળયુક્ત પૂર્ણ આયુષ્ય ભોગવે. કદાચ આ પ્રમાણે કામ ચળકિત ન થાય અને બીજી કુક્ષિએ કામ ચળકિત થાય તો આ પુરૂષ સ્ત્રીને પૂર્ણ ઋતુદાન આપી શકે નહિ; છતાં ઋતુ સ્ખલિત થાય તો તેનો ગર્ભ રહે નહિ. કદાચ ગર્ભ રહે તો બાળક અલ્પ આયુષ્ય ભોગવે. આ દૃષ્ટાંત આપવાનો હેતુ એ છે કે કામરૂપ વિદ્યુતના આધારે બાળકની ઉત્પત્તિ વા તંદુરસ્તી રહેલી છે. તેવી જ રીતે સમષ્ટિ વિરાટને વિષે વિષ્ય-આકાંક્ષાનો એક ભાગ કે જે વિદ્યુતરૂપ અગ્નિ થઈને રહેલો છે તે વડે શું ક્રિયા થાય છે તે, હે શિષ્ય ! લક્ષ આપીને સાંભળ. જ્યારે પૃથ્વીની વિરહ-આતુરતાએ વૃષ્ટિનો આરંભ થાય છે એટલે કે પ્રથમ અષાડ મહિનાની પાંચમને દિવસે વિરાટને વિષે કામરૂપ વિદ્યુતનો અગ્નિ ચળકતો હોય તો પૃથ્વીને સંપૂર્ણ ઋતુદાન

આપી શકે. જેમ પુરૂષની ડાબી કુક્ષીએ નાભિ નીચે કામ ચળકિત થયો હોય તો ગર્ભ પૂર્ણતાને પામે છે, તેવી જ રીતે વિરાટને વિષે કામ ક્યા ખૂણે ચળકિત થયો હોય તો પૃથ્વીને પૂર્ણ વર્ષારૂપ ઋતુદાન આપી શકે ? હવે તે કહું છું જે સાંભળો. વિરાટ-શરીરની ઉત્તર દિશાએ ઈશાન ખૂણામાં નીચેના મૂળમાં વિદ્યુત-અગ્નિ ચળકિત હોય તો પૃથ્વીને પરિપૂર્ણ વર્ષા-ઋતુદાન આપી શકે, કદાચ આ સિવાય વિરાટમાં બીજા કોઈ ખૂણે વિદ્યુત ચળકે તો પૃથ્વીને પરિપૂર્ણ ઋતુદાન આપી શકે નહિ. આ પ્રમાણે વિરાટમાં વિષય-આકાંક્ષાનો એક ભાગ વિદ્યુતરૂપ અગ્નિ થઈને રહેલો છે એમ જાણજો.

હવે વિરાટને વિષે રજોગુણની નિરીક્ષણ આકાંક્ષાના પાંચ ભાગમાં એક ભાગ ગમનઆકાંક્ષાનો મૂકીને જે છ ભાગ બનાવ્યા હતા તેમાં અહંકારગણની રૂપમાત્રાના ચાર ભાગ મેળવીને જે દશ ભાગ તૈયાર કરીને પોષ્યા હતા, તેનાથી શું થયું તે વિષેની હકીકત સાંભળો. રજોગુણની નિરીક્ષણ-આકાંક્ષાના પાંચ ભાગ વિરાટને વિષે સમદશ્યરૂપે વ્યાપક રહ્યા છે, તે કેવી રીતે ઓળખાય તે સાંભળો. નિરીક્ષણ-આકાંક્ષાના પાંચ ભાગ તેના કિંચિત્ અંશનો ચંદ્ર થઈને આકાશને વિષે રહ્યો છે અને અહંકાર-ગણની રૂપમાત્રાના ચાર ભાગ જે પોખેલા હતા તે વિરાટને વિષે કાષ્ઠ-પાષાણમાં રહેલા અગ્નિની માફક અવ્યક્ત હોઈ વ્યાપક રહ્યા છે. તેનો કિંચિત્ અંશ સૂર્યરૂપે થઈને આકાશમાં રહેલો છે. હવે ગમન-આકાંક્ષાનો જે એક ભાગ પોષેલો હતો તેણે કરીને ચંદ્ર તથા સૂર્યમાં ગમન કરવાપણું રહેલું છે.

હવે વિરાટને વિષે રજોગુણની શીતોષ્ણ આકાંક્ષાના પાંચ ભાગમાં એક ભાગ ગ્રહણ-આકાંક્ષાનો મૂકીને આ છ ભાગ થયા તેમાં અહંકારગણની સ્પર્શ-માત્રાના ચાર ભાગ મેળવીને આ દશ ભાગ પોષ્યા હતા, તે કયા અને તેનાથી શું થયું તે કહું છું. રજોગુણની શીતોષ્ણ આકાંક્ષાના પાંચ ભાગ વિરાટદેહની ત્વચા થઈને રહ્યા છે. આથી કરીને વિરાટ ઈંડકટાક્ષરૂપે હોઈ તેને પડદારૂપે આ ત્વચા વીંટાઈને તે ગોળાકાર જતમત રહેલું છે. વળી એક ભાગ ગ્રહણ-આકાંક્ષાનો પોષ્યો હતો, એથી કરી શેષ, કૂર્મ અને મેંડકની પીઠને ગ્રહણ કરીને આ વિરાટ અસંખ્ય કાળનું અડગ હોઈ મક્કમરૂપે સ્થિર રહ્યું છે. વળી તેમાં ચાર ભાગ અહંકારગણની સ્પર્શમાત્રાના પોષ્યા હતા, તે વિરાટમાં વ્યાપક રહેલા હોઈ તેના અંશો તરીકે ઓગણપચાસ શાખાસંયુક્ત મારૂતરૂપ પવન થઈને રહેલા છે.

હવે વિરાટને વિષે રજોગુણની શ્રવણ-આકાંક્ષાના પાંચ ભાગમાં એક ભાગ ઉચ્ચાર-આકાંક્ષાનો મૂકીને આ છ ભાગમાં અહંકારગણની શબ્દમાત્રાના ચાર ભાગ મેળવીને આ દશ ભાગ પોષ્યા હતા, તે ક્યા અને તેનાથી શું થયું તે કહું છું. રજોગુણની શ્રવણ-આકાંક્ષાનાં જે પાંચ ભાગ તે વિરાટની દશ દિશા થઈને રહ્યા છે, તે શાથી સમજાય તે સાંભળો. આ વિરાટને વિષે દશ દિક્પાલ થઈને રહ્યા છે, અને તેમાં અહંકારગણની શબ્દમાત્રના ચાર ભાગ પોખ્યા હતા તેનાથી વિરાટમાં સત્ત્વશૂન્ય(શબ્દશૂન્ય) થઈને રહ્યું છે. આ સત્ત્વશૂન્ય એટલે જ્યાં સુધી દ્વાદશ મેઘના મંડાણની આદ્ય લઈને ઓગણપચાસ વાયુનું આવરણ રહ્યું  છે, ત્યાં સુધી સત્ત્વશૂન્ય છે એમ જાણજો. વળી રજોગુણની ઉચ્ચાર-આકાંક્ષાનો એક ભાગ પોષેલો તે આ સત્ત્વશૂન્યમાં વ્યાપક થઈને રહેલો છે, તે જ્યારે વૃષ્ટિકાળે વિદ્યુતનો સંયમ થાય છે, ત્યારે આ ઉચ્ચાર-આકાંક્ષાનો એક ભાગ જે પોખેલો છે તે ગર્જના કરી ઉઠે છે. આ પ્રમાણે રજોગુણની દશ આકાંક્ષામાં અહંકારગણની પંચમાત્રાના વિભાગ મેળવી જે વિરાટમાં પોષ્યા હતા તે, જે જે વિભાગોની જે જે સ્ફુરણા થાય છે તે કહીને વિગતવાર તમોને સમજાવી છે.

હવે સ્વાકાશગણનાં પંચસંભસકરણ અને પંચવ્યવસ્થા આ દશ પૈકી દરેકે દરેકના નવ નવ ભાગ લઈને તેમાં સત્ત્વગુણનાં પંચઅંતઃકરણ અને પંચઅવસ્થા આ દશમાંથી એક એક ભાગ મૂકીને, જે વિરાટતનુને પોષ્યા તે વિષે સાંભળો. શાંત-સંભસકરણના નવ ભાગ જે વિરાટતનુને પોષ્યા હતા, તે વિરાટના પૃથ્વીતત્ત્વના સ્થૂલશરીરને વિષે રહેલા હોઈ આ વિરાટનું સ્વરૂપ સદાય શાંતિવત્ રહે છે અને પૃથ્વીતત્ત્વ પણ સદાય શાંતિવત્ રહે છે, તેમાં એક ભાગ મન-અંતઃકરણનો પોખ્યો હતો તે વિષેની હકીકત સાંભળો. આ મન-અંતઃકરણના એક ભાગને લીધે વિરાટમાં સદાય સૂક્ષ્મ સંકલ્પ થયા જ જાય છે. આ સંકલ્પ-વિકલ્પ થવાનું કારણ વિરાટનો પ્રણવ છે. આ વિરાટમાં ઊલટાસૂલટી પવન પલટાય છે. આમ પવનનું  ઊલટસૂલટ થવું એ જ સંકલ્પ-વિકલ્પ જાણવા. શાથી સમજાય કે વિરાટમાં પવન ઊલટસૂલટ થયે સંકલ્પ-વિકલ્પ થાય છે ? હે શિષ્ય ! આ વિષે જાણવાજોગ અને અનુભવમાં લેવા તથા તે સાથે ખૂબ વિચાર ચલાવવા સત્ય હકીકત કહું છું તે લક્ષપૂર્વક સાંભળ. જેમ, આપણે મનુષ્યમાત્રથી લઈ જંગમ-જાતિમાત્રને વિષે પાંચ પ્રકારના પ્રાણાયામરૂપ વાયુ ઊલટાસૂલટી પલટાવાથી સંકલ્પ-વિકલ્પ ઊઠે છે. હવે,

આપણા વિષે કયા તત્ત્વનો કયો પ્રાણાયામ-વાયુ પલટાયે ક્યા પ્રકારના સંકલ્પ ઉઠે છે તે સાંભળો. જ્યારે પૃથ્વીતત્ત્વનો પ્રાણાયામ આપણા પોતાના શરીરમાં ચાલતો હોય ત્યારે જેટલા વિભાગ પદાર્થના હોય તે પદાર્થપ્રાપ્તિના સંકલ્પ ઊઠે; અર્થાત્ આ પ્રણવ પૃથ્વીતત્ત્વનો પટ પામીને જે બહાર આવે છે તે પ્રણવ પદાર્થના સંકલ્પ લઇને ઊઠે છે. કદાચ આ સિવાય અન્ય સંકલ્પ ઊઠતા હોય તો પદાર્થના સંકલ્પને મુખ્ય રાખી તેના પેટા-અંતરમાં સૂક્ષ્મરૂપે ઊઠે છે. હવે આપણા વિષે જળતત્ત્વના પ્રણવનો વાયુ ચાલતો હોય, તો ખટરસની આદ્ય લઈ જેટલી રસની જાતિ હોય તે સંબંધી સ્વાદના સંકલ્પ ઊઠે. કદાચ અન્ય સંકલ્પ ઊઠતા હોય તો તે સ્વાદના સંકલ્પને આગળ રાખીને તેના પેટાઅંતરમાં ઊઠે, આપણા વિષે અગ્નિતત્ત્વનો પ્રાણાયામ-વાયુ ચાલતો હોય, તો કોઈની સાથે વેરવર્ગ કે યુદ્ધ અગર લડાઈ કરવાની આદ્ય લઈને જે જે પ્રકારના આચરણોમાં વિરોધ અગર પરિતાપ ઊપજતો હોય, તેટલા પ્રકારના સંકલ્પ ઊઠે. કદાચ અન્ય સંકલ્પ ઊઠતા હોય તો વિરોધને મુખ્ય રાખીને જ ઊઠે છે એમ જાણજો. વળી આપણા વિષે વાયુતત્ત્વનો પ્રણવ ચાલતો હોય, તો દેશપરદેશ કે ગામ પરગામની આદ્ય લઈને ઘેરથી બહાર કે બહારથી ઘેર ગમન કરવાના સંકલ્પ ઊઠે. કદાચ અન્ય સંકલ્પ ઊઠતા હોય તો ગમન કરવાના સંકલ્પને મુખ્ય આગળ રાખીને ઊઠે. વળી આપણા વિષે આકાશતત્ત્વનો પ્રાણાયામવાયુ ચાલતો હોય, તો સર્વ સંકલ્પ લીન પામીને શૂન્યવત્ થઈ જવાય. કદાચ તે વખતે શૂન્યવત્ સૂક્ષ્મસંકલ્પ ઊઠે, તો આળસ, નિદ્રા કે શયન કરવાની આદ્ય લઈને શત્રુમિત્ર કે સગાસંબંધીથી હાર પામ્યાના સંકલ્પ ઊઠે. આ પ્રમાણે શરીરમાં પ્રાણાયામ પલટાયે સંકલ્પવિકલ્પ ઊઠે છે. આ જ ન્યાયે અને આજ પ્રમાણે વિરાટમાં ઊલટાસૂલટી પવન પલટાય. ત્યારે સંકલ્પવિકલ્પ ઊઠે છે એમ જાણજો. હવે વિરાટમાં ક્યા તત્ત્વનો પવન પલટાય અને કઈ કઈ દિશાનો પવન પલટાતાં ક્યા કયા તત્ત્વને વિષે ક્યા ક્યા પ્રકારના સંકલ્પ ઊઠતા હશે, તે હકીકત કહું છું જે સાંભળો. દક્ષિણ અને પશ્ચિમની સંધિને વિષેથી જે વાયુ વાય છે તે વાયુ નૈઋત્યકોણનો હોઈ આ વાયુ વિરાટના પૃથ્વીતત્ત્વનો પ્રાણાયામ છે એમ જાણજો. જ્યારે આ નૈઋત્ય ખૂણાનો વાયુ વાય છે, ત્યારે ખેતરોનાં કર્ષણ અને ઘાસની આદ્ય લઈને સર્વ વનસ્પતિ પૈકી જેટલી તૃણજાતિ હોય, તેટલીનાં પત્ર તથા બીજને વૃષ્ટિ થોડી હોય તથાપિ આ વાયુએ કરીને પૃથ્વીના વિભાગવાળા રસનું પોષણ કરીને પરિપકવ કરી દે છે. આ કારણને લીધે આ સમય પર આ વિરાટને

વિષે પદાર્થભાવનાના અલ્પ સંકલ્પ ઊઠે છે એમ જાણજો. સત્ત્વગુણના મનઅંતઃકરણનો એક ભાગ શાંતસંભસકરણના નવ ભાગમાં પોષેલો હોવાથી આ અલ્પ સંકલ્પો ઊઠયા જ કરે છે.

હવે પૂર્વ अने उत्तरनी संधिमांथी जे वायु वाय ते वायु विराटतनुना ઈશાન ખૂણાનો હોઈ આ વાયુ જળતત્ત્વના પ્રાણાયામનો ચાલે છે એમ જાણજો. આ ચાલતા જળતત્ત્વના પ્રણવમાં રસભાગના સંકલ્પ ઊઠે છે. હવે પૂર્વ अने दक्षिणनी संधि एटले अग्निखूणानो वायु વિરાટને વિષે વાતો હોય, તો આ વાયુ અગ્નિતત્ત્વનો છે એમ જાણજો. આ સમયે આ વાયુમાં તામસ વિભાગના સંકલ્પ ઊઠે છે. એમ જાણજો. विराटमां उत्तर अने पश्चिमनी संधि वायव्य खूणानो पवन वाय તો આ પ્રણવ વાયુતત્ત્વનો જાણવો. આ સમયે આ પ્રણવમાં ગમન-આકાંક્ષાના વિભાગના સંકલ્પ ઊઠે છે એમ જાણવું. હવે उत्तर दक्षिण आदि चारे खूणानो वायु શમદમ થઈને શૂન્ય પડી જાય અને મહાસૂક્ષ્મ ભાગે, તૃણ હલે નહિ તેવો વાયુ વિરાટના મધ્યભાગને વિષે ધીમે ધીમે વાય, તો તે વિરાટતનુના આકાશતત્ત્વનો પ્રાણાયામ જાણવો. એ સમયે વિરાટને વિષે સર્વ સંકલ્પ શમદમ થઈ ગયેલા છે એમ જાણજો. જો કદાચ સૂક્ષ્મ સંકલ્પ ઊઠતા હોય તો તે ઉદાસીન કે શુન્યવત્ ઊઠે છે એમ જાણવું. જેમ મનુષ્ય આદિ જંગમજાતિને વિષે પ્રાણયામ પલટાયે સંકલ્પ ઉત્તમ કે મધ્યમ થાય છે, તેવી જ રીતે અને તે જ પ્રકારે વિરાટને વિષે પ્રાણાયામ પલટાતાં ઉત્તમ-મધ્યમ સંકલ્પ ઊઠે છે. આ ક્રિયા કેવી રીતે થાય છે તે હું કહું છું. विराटने विषे नैऋ त्यकोणनो पृथ्वीतत्त्वनो प्राणायाम-वायु ચાલે છે, ત્યારે સર્વ વનસ્પતિનાં પત્ર, ફૂલ, ફળની આદ્ય લઈને જેટલાં તૃણજાતિ હોય, તેને તે ધીરે ધીરે પૃથ્વીના રસનું પોષણ કરીને ઘાટ કરી દે છે અને ત્યારે સર્વ અનાજના કણ તથા ઘાસ પાકીને પદાર્થરૂપે થઈ જાય છે; કારણકે પૃથ્વીના પ્રાણાયામને વિષે પદાર્થભાવના રહેલી છે, જેથી કરીને તે સર્વને પકવી કઠણ કરે છે. આ કઠણતા એજ પદાર્થભાગ જાણવો. આ પ્રમાણે વિરાટને વિષે પૃથ્વીતત્ત્વના પ્રાણાયામના સંકલ્પની ક્રિયા થાય છે એમ જાણવું.

हवे विराटने विषे इशानकोणना जळतत्त्वनो प्राणायामवायु વાય છે, ત્યારે તે વાયુને વિષે રસભાગના સંકલ્પ રહેલા છે, જેથી કરીને આ જળતત્ત્વનો વાયુ રસની વૃદ્ધિ કરે છે. તે કેવી રીતે જણાય તે કહું છું. કોઈ વાયુ વર્તનારા હોય છે તે અખાત્રીજને દિવસે વાયુને જુએ છે. જો અખાત્રીજને દિવસે ઈશાનકોણનો જળતત્ત્વનો વાયુ વાય, તો

તેથી કરીને રસરૂપ જળની વૃદ્ધિ થાય છે; તે કેવી રીતે તે વિષે કહું છું તે સાંભળો. બીજ ઊતરતાં અને અખાત્રીજનો અમલ બેસતાં જો ઈશાનખૂણામાં વાયુ એક મુહૂર્ત (બે ઘડી અથવા ૪૮ મિનિટ) વાય, તો એક માસ જેટલી વૃષ્ટિ થાય; અને એથી ઓછો વખત વાયુ વાય તો વૃષ્ટિ ઓછી થાય. કદાચ બે મુહૂર્ત જળતત્ત્વનો વાયુ વાય, તો બે મહિના વૃષ્ટિ થાય અને ત્રણ મુહૂર્ત વાય તો ત્રણ માસ વૃષ્ટિ થાય અને ચાર મુહૂર્ત સુધી આ ને આ જ પવનનો વાયુ વાય, તો ચોમાસાના ચારે માસ સંપૂર્ણ વૃષ્ટિ થાય. ફાગણ મહિનાની ચૌદસ ઉતરતાં અને હોળીની પૂનમ બેસતાં, તથા અષાઢ મહિનાની ચોથ ઊતરતાં અને સુદિ પાંચમ બેસતાં, આ બન્ને વખતે, અખાત્રીજને દિવસે વાયુની જે ક્રિયા કહી છે તેવી જ ક્રિયા (હોળી કે પાંચમને દિવસે) થાય, તો જ સંપૂર્ણ વૃષ્ટિ સમજવી. (વાયુ જોનારાઓએ પાંચમ, હોળી, અને અખાત્રીજ, આ ત્રણે સમય પર જળતત્ત્વનો ઈશાનખૂણેથી નીકળી નૈઋત્યકોણમાં જતો વાયુ જોવો. આ વાયુ જોનારાઓએ મેદાનની સરખી સપાટીવાળી જગ્યાએ બેસવું, જ્યાં ઝાડ વગેરેથી વાયુનું રોકાણ થાય નહિ. બેસતી વખતે ધૂણીનું સાધન રાખવું અને ચાર દિશા આંકી ચાર લાકડી ઊભી કરવી. તેની મધ્ય ભાગે ધૂણી રાખવી અને ધુમાડો જે તરફ જાય તે ધ્યાનમાં રાખવું અને ક્યા તત્ત્વનો વાયુ ચાલે છે તે નક્કી કરવું. કદાચ ધૂમાડો ગૂંચાય અને મિનિટે મિનિટે ધૂમાડાની ધારા બદલાય, તો જાણવું કે તે સમયે જે તત્ત્વ ચાલતું હોય તેના પેટાસંકલ્પ, જે બીજાં તત્ત્વોના પ્રણવ મળીને, ઊઠે છે. આવો પવન ચાલે તે સમય અલ્પ વૃષ્ટિવાળો હોઈ સ્વપ્રવત્ થોડોઘણો, આછોપાતળો વરસાદ થાય પણ ખાલી જાય નહિ. કારણ કે જે મુખ્ય તત્ત્વ ચાલતું હોય તેના પેટાઅંતર બીજાં તત્ત્વો વર્તી જાય તે પોતાનો ગુણસ્વભાવ બતાવી જાય છે, પણ વધારે અમલ મુખ્ય તત્ત્વનો હોય; જેથી કરી મુખ્ય તત્ત્વનું વજન ઓછું થતું નથી. આ ગ્રંથમાં વાયુ વિષે ભગવાન કરૂણાસાગરે સંપૂર્ણ ખુલાસો કર્યો છે, તેને લક્ષ દઈ વારંવાર વાંચજો અને તત્ત્વોની ગતિ આપણી અંદર ચાલે તે તથા વિરાટની જાણવા, જોવા અને અનુભવવા, હે ભગવતિજન ! ચૂકશો નહિ.) પાંચમને દિવસે કામદેવરૂપ વિદ્યુત-અગ્નિ જે ચળકિત થાય છે તેમાં પણ વિરાટના રસભાગના સંકલ્પની ક્રિયા થયા જ જાય છે. (એથી જ આ વિદ્યુત વિષે અનુભવ મેળવી લેવો.) આ પ્રમાણે વિરાટના જળતત્ત્વના પ્રાણાયામ-વાયુના સંકલ્પની ક્રિયા જાણવી.

હવે વિરાટને વિષે અગ્નિતત્ત્વનો પ્રાણાયામ-વાયુ જે અગ્નિખૂણાનો વાય, એ જ વાયુ અગ્નિતત્ત્વનો હોઈ એમાં તામસ વિભાગના સંકલ્પ રહેલા છે. જ્યારે આ વાયુ વાય છે ત્યારે આખાય વિરાટમાં તામસ ભાગના સંકલ્પની વૃદ્ધિ કરે છે, તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળ. જ્યારે કોઈ વા વર્તનારા વાયુશાસ્ત્રીઓ હોળી, અખાત્રીજ કે અષાઢી પાંચમને દિવસે વાયુ જુએ છે, ત્યારે આ ત્રણે વખતે કદાચ વિરાટના અગ્નિખૂણાનો અગ્નિતત્ત્વનો વાયુ વાય, તો અનાવૃષ્ટિ હોય અગર કાળ પડે વા અલ્પ વૃષ્ટિ થાય. આમ થવાના કારણનો પ્રકાર કયો અને અલ્પ વૃષ્ટિ શાથી થાય તે વિષેની હકીકત કહું છું તે, હે શિષ્ય ! સાંભળ. અગ્નિખૂણાનો ઉપર કહેલા ત્રણે વખતે જેટલા મુહૂર્ત વાયુ વાય, તેટલા માસ અનાવૃષ્ટિ થાય, એટલે કે દુષ્કાળ પડે; કારણ કે આ અગ્નિતત્ત્વના પ્રણવમાં તામસ સંકલ્પ રહ્યા છે. આ તામસ સંકલ્પે કરીને રસનું મૂળ જે વૃષ્ટિ થવી તે છે તેનો નાશ થાય છે. આ પ્રમાણે વિરાટના અગ્નિતત્ત્વના સંકલ્પની ક્રિયા જાણજો.

હવે વિરાટને વિષે વાયવ્યકોણનો વાયુતત્ત્વનો પ્રાણાયામ ચાલે છે, તેમાં ગમન કરવાના સંકલ્પ રહ્યા છે; એથી કરી આ વિરાટના પવનને ગમન કરાવે છે. કોઈ વાયુશાસ્ત્રી હોળી, અખાત્રીજ કે અષાઢી પાંચમ જુએ છે. તે ત્રણે વખતે વાયવ્યકોણનો વાયુ વાય તો અલ્પ વૃષ્ટિ થાય. વળી આ વાયુતત્ત્વનો હોળી વગેરેને દિવસે વાય,તો ઘાસ તથા અન્ન વગેરેનો પણ પ્રલય કરે છે. આ કારણને લીધે અન્ન વગેરે વસ્તુઓ મોંઘી વેચાય છે. વળી સર્વ પદાર્થના વિભાગને આ દેશથી પેલા દેશમાં અને પેલા દેશથી આ દેશમાં એમ અવરનવર લાવવા લઈ જવા સંબંધી ગમન કરાવે છે; કારણ કે વાયુતત્ત્વમાં એક ભાગ ગમન-આકાંક્ષાનો રહેલો તેણે કરીને છે. આ પ્રમાણે વિરાટના વાયુતત્ત્વના સંકલ્પની ક્રિયા જાણવી.

હવે વિરાટને વિષે આકાશતત્ત્વનો પ્રાણાયામ ચાલતો હોય ત્યારે તેના વિષે સર્વ સંકલ્પનો નાશ કરવાની ક્રિયા રહેલી છે. વિરાટને વિષે આ આકાશતત્ત્વનો પ્રાણાયમ કયો અને ક્યારે કેવી રીતે થાય છે તે સાંભળો. જ્યારે વિરાટની ચારે દિશાનો વાયુ શમદમ થઈ જાય અને એકલો મધ્યમ વાયુ વિરાટના ઊર્ધ્વભાગે મહાસૂક્ષ્મ જે તૃણમાત્રને પણ હલાવી ન શકે તેવો ચાલે, ત્યારે આ પ્રાણાયમ સંપૂર્ણ આકાશતત્ત્વનો છે એમ જાણજો. આ પ્રાણાયમ જે સમયે ચાલે છે તે સમયની હકીકત કહું છું. જ્યારે દક્ષિણાયનનો સૂર્ય ઉત્તરાયણ થાય અને ઉત્તરાયણનો સૂર્ય દક્ષિણાયન થાય, તેના મધ્ય સમયે વિરાટમાં

આકાશતત્ત્વ ચાલે છે એમ જાણવું. હવે આ આકાશતત્ત્વના પ્રણવમાં સંકલ્પની ક્રિયા ક્યા પ્રકારે જાણવી તે હકીકત સાંભળો. જ્યારે ચૈત્ર મહિને વર્ષ બદલાય છે તે સમય સંક્રાન્તિ જે મેષ તે જે કાળે બેસે છે તે દિવસે વિરાટને વિષે લેતા શ્વાસનું આકાશતત્ત્વ હોય, તો આ લેતા શ્વાસનો પ્રાણાયમ વિરાટના ઉદરમાં જેટલા પ્રદેશમાં પ્રવેશ કરે તેટલા દેશમાં સર્વત્ર વૃષ્ટિ હોય; અને વિરાટના આ લેતા શ્વાસનો પ્રાણાયમ જેટલા દેશમાં પ્રવેશ ન કરી શકે, તેટલા દેશમાં વૃષ્ટિ થાય નહિ. કદાચ આ સમય પર વિરાટતનુના છૂટતા પ્રાણાયામનો વાયુ વાય, તો જે સ્થાનથી ઊઠ્યો હોય તે સ્થાનકથી જેટલા સ્થાનક સુધીના મુલકને વીંધી શકે તેટલા પ્રદેશને વિષે અનાવૃષ્ટિ હોય અને આ વાયુ જેટલા પ્રદેશમાં પ્રવેશ ન કરી શકે તેટલા પ્રદેશમાં વૃષ્ટિ થાય. હવે કઈ દિશાના ક્યા પ્રણવને છૂટતો વા લેવાતો સમજવો તે વિષે સાંભળો. જ્યારે પૂર્વ પવન જતો હોય તેને ઊલટાવીને પશ્ચિમ તરફ ચલાવે, ત્યારે તેને વિરાટનો મૂકાતો પ્રાણાયમ જાણવો; અને તે સમયે શુદ્ધ પશ્ચિમથી પૂર્વદિશાએ પવન પલટાય, તો તેને વિરાટનો લેવાતો પ્રણવ જાણવો. આ પ્રકારે વિરાટને વિષે શાંત-સંભસકરણના નવ ભાગમાં એક ભાગ મન-અંતઃકરણનો પોખ્યો હતો તે વિષેની સંપૂર્ણ ક્રિયા કહી.

હવે વિરાટને વિષે શીલ-સંભસકરણના નવ ભાગમાં એક ભાગ બુદ્ધિ-અંતઃ-કરણનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તેની હકીકત સાંભળો. શીલ-સંભસકરણના નવ ભાગને લીધે વિરાટ સદાય શીલવંત સરખું રહે છે. તેના વિષે એક ભાગ બુદ્ધિ-અંતઃકરણનો પોખ્યો હતો, તેણે કરીને વિરાટને વિષે વિરાટના વહેવાર પ્રમાણે વિધવિધ પ્રકારના ઘાટ ઘડાય છે. આ ઘડાયેલા ઘાટની સમજૂતી આ પ્રમાણે છે. વિરાટને વિષે સાઠ સંવત્સર અને ખટઋતુની આદ્ય લઈ દ્વાદશ માસ તથા અસંખ્ય યુગો વીત્યા જાય છે. આ સર્વના વિરાટને વિષે ઘાટ ઘડાયા જાય છે અને તેનાં નામ, રૂપ, ગુણ તથા નિશદિન વગેરે બદલાતાં જાય છે, એ પ્રકાર વિરાટમાં રહેલા બુદ્ધિ-અંતઃકરણના એક ભાગની ક્રિયા વડે થાય છે.

હવે વિરાટને વિષે સહેજ-સંભસકરણના નવ ભાગમાં એક ભાગ અહંકાર અંતઃકરણનો મેલીને આ દશ ભાગ વિરાટતનુને પોખ્યા હતા તે ક્યા ? આ સહેજ સંભસકરણના નવ ભાગને લીધે વિરાટ સદાયકાળ સ્વાભાવિક સહજ દશાવાળું જણાય

છે. વળી એને વિષે એક ભાગ અહંકાર-અંતઃકરણનો પોખ્યો હતો, તેને લીધે વિરાટ અસંખ્ય યુગોથી તોળાઈ રહેલું છે.

हवे विराटने विषे संतोष-संभसकरणना નવ ભાગમાં એક ભાગ ચિત્ત-અંતકરણનો મેળવીને એ દશ ભાગ પોખ્યા હતા, તેથી શું થયું તે સાંભળો. સંતોષ-સંભસકરણના નવ ભાગને લીધે વિરાટ સદાકાળ સંતોષ સરખુંજ રહે છે. કારણ કે વિરાટને વિષે કોઈ સમયે વૃષ્ટિ જાસ્તી હોય વા કમતી હોય તે પ્રમાણે વિરાટને વિષે ઊપજણ પણ જાસ્તી વા કમતી થાય છે, તથાપિ વિરાટ અસંતોષી છું. એવો પોકાર કરતું નથી. આ ગુણ સંતોષ-સંભસકરણના નવ વિભાગને લીધે છે. તેમાં એક ભાગ ચિત્ત-અંતઃકરણનો પોખ્યો હતો તેણે કરીને શું થાય છે તે સાંભળો, પ્રથમ મનથી સંકલ્પ થાય છે એવું ઉપર કહેલું, તે સંકલ્પનો બુદ્ધિએ નિશ્ચય કર્યો હતો. આ પ્રમાણે બુદ્ધિએ નિશ્ચિત ઘડેલા ઘાટને અહંકારે તોળી રાખ્યો હતો. આ પ્રમાણે અહંકારે તોળી રાખેલા પદાર્થોનું ચિત્ત ચિંતવન કરીને સાક્ષાત્કારપણું ધરાવે છે; તે ચિત્તનો એક ભાગ પોખાયેલો તેણે કરીને છે. વળી આ ચિત્ત સાક્ષાત્કાર ધરાવે છે એમ કહું છું તે, ખટઋતુ, સંવત્સર અને યુગની આદ્ય લઈને આ બધાઓનું તાદશ્યપણું દઢ-નિશ્ચયાત્મક દર્શાવે છે; એ જ ચિત્તના ચિંતવનનું સાક્ષાત્કારપણું છે એમ જાણજો.

हवे समतासंभसकरणना નવ ભાગમાં એક ભાગ ચિદ્-અંતઃકરણનો મેળવીને જે દશ ભાગ વિરાટતનુને પોખ્યા હતા, તે વિષે કહું છું જે સાંભળો. સમતા-સંભસકરણના નવ ભાગને લીધે વિરાટ સદાયકાળ શમદમ સમસ્વરૂપે રહે છે. આમ સમસ્વરૂપ કહેતાં જે વિરાટના ઉદરને વિષે ચૌદલોક રમણ કરે છે તે, તેને ખણે છે, ખોદે છે પણ વિરાટ કોઈની ઉપર દ્વેષ વા હેત રાખતું નથી; આ ગુણ સમતાસંભસકરણના નવ વિભાગને લીધે છે. તેણે કરીને વિરાટમાં અતિશય સમતાપણું રહ્યું છે. આને વિષે એક ભાગ નચિત અંતઃકરણનો (ચિદ્-અંતઃકરણનો) પોષેલો હતો, તેણે કરીને વિરાટ સદાયકાળ નચિંત સરખું જ રહે છે. જેમાં કોઈ જાતની પ્રવૃતિજ ન હોય તેવું ધ્યાનાકાર સરખું જ દેખાય છે. આ પ્રમાણે વિરાટને વિષે પંચ-સંભસકરણના અને પંચ-અંતઃકરણના વિભાગ રહ્યા છે.

हवे विराटना कया कया तत्त्वने विषे पंचसंभसकरणना नव नव भाग अने एक एक भाग पंचअंतःकरणनो रह्यो छे ते વિષે સાંભળો. શાંત-સંભસકરણના નવ

ભાગ અને એક ભાગ મન-અંતઃકરણનો મળી આ દશ ભાગ વિરાટના પૃથ્વીતત્ત્વના સ્થૂલદેહમાં રહેલા છે; તથા શીલ-સંભસકરણના નવ ભાગ અને બુદ્ધિ-અંતઃકરણનો એક ભાગ મળી દશ ભાગ વિરાટના જળતત્ત્વના સૂક્ષ્મશરીને વિષે રહેલા છે; તથા સહેજ-સંભસકરણના નવ ભાગ અને એક ભાગ અહંકાર-અંતઃકરણનો મળીને આ બધા ભાગ વિરાટના અગ્નિતત્ત્વના કારણ-શરીરને વિષે રહેલાં છે; તથા સંતોષ-સંભસકરણના નવ ભાગ અને એક ભાગ ચિત્ત-અંતકરણનો મળીને આ બધા ભાગ વાયુતત્ત્વના મહાકારણદેહને વિષે રહ્યા છે; અને સમતા-સંભસકરણના નવ ભાગ અને એક ભાગ ચિદ્-અંતઃકરણનો મળીને આ બધા ભાગ આકાશતત્ત્વના પરમકારણદેહને વિષે રહેલા છે.

હવે પંચસંભસકરણ અને પંચઅંતઃકરણના વિભાગની ક્રિયા પંચતત્ત્વને વિષે થાય છે તે બતાવું છું. જે શાંત-સંભસકરણના વિભાગ પૃથ્વીતત્ત્વને વિષે રહ્યા છે તેણે કરીને પૃથ્વી શાંતિવત્ રહી છે. તેમાં એક ભાગ મન-અંતઃકરણનો હતો, તેથી કરીને પૃથ્વીને વિષે ઔષધિ આદિ સર્વ અંકુરોની ઉપજણ રહેલી છે; તથા શીલસંભસકરણના વિભાગ જળતત્ત્વને વિષે રહ્યા છે, તેણે કરીને જળ શીલવત્ દેખાય છે અને તેમાં બુદ્ધિ-અંતઃકરણનો એક ભાગ રહેલો, એથી કરીને જળને વિષે મધુરતા રહી છે; તથા સહેજ-સંભસકરણના વિભાગ વિરાટના અગ્નિતત્ત્વને વિષે રહ્યા છે, આથી કરીને મહાશૂન્યને વિષે મહાઅગ્નિ સહેજસ્વભાવે રહ્યો છે, જે કોઈ સમયે પ્રલયકાળે જ દશ્યમાન થાય છે, નહિતર સદાકાળ સહેજસ્વભાવે રહેલો છે, તેમાં અહંકાર-અંતઃકરણનો એક ભાગ હોઈ તે સદાકાળ આ અગ્નિને તોળી રાખે છે, જે સઘળે ફેલાવા દેતો નથી; તથા સંતોષ-સંભસકરણના વિભાગ વાયુને વિષે રહેલા છે, તેણે કરી આ વાયુરૂપ સશુમારચક્ર કોઈ પણ પ્રકારનું ભક્ષણ કર્યા સિવાય સંતોષવાન રહે છે, તેમાં ચિત્ત-અંતઃકરણનો એક ભાગ રહેલો હોઈ તેનાથી આ સશુમારચક્રને વિષે અતિશય ચલકિતપણું રહ્યું છે; અને સમતા સંભસકરણના વિભાગ આકાશ તત્વના પરમકારણ દેહમાં રહ્યા છે. તેથી કરીને આકાશ શમદમરૂપે રહ્યું છે, તેમાં એક ભાગ ચિદ્ અંતઃકરણનો હોવાને લીધે આકાશ સદાયકાળ નચિંતરૂપે રહે છે. આ પ્રમાણે પંચ-સંભસકરણના અને પંચ-અંતઃકરણના વિભાગ વિરાટના પંચભૂતને વિષે રહ્યા છે.

હવે વિરાટને વિષે સ્વાકાશગણની સ્થિતિ-વ્યવસ્થાના નવ ભાગ અને એક ભાગ

સત્ત્વગુણની જાગ્રત-અવસ્થાના મેળવીને આ દશ ભાગ પોષ્યા હતા તે વિષે સાંભળો. આ દશ ભાગ વિરાટતનુને વિષે પૃથ્વીતત્ત્વના સ્થૂલદેહને વિષે રહેલા છે. આથી કરી પૃથ્વી સદાકાળ સ્થિતિવત્ રહી છે. તેમાં રહેલાં જાગ્રતઅવસ્થાના વિભાગને લીધે વિરાટમાં જાગ્રત-અવસ્થા થઈ છે. विराटने विषे उदार-व्यवस्थाना નવ ભાગમાં એક ભાગ સ્વપ્રાવસ્થાનો મેળવી પોષ્યા હતા તે વિરાટના જળતત્ત્વના સૂક્ષ્મદેહને વિષે રહ્યા છે, એથી કરી આ મહાજળ સદાકાળ અથાહ, ઉદાર અને ગંભીરરૂપે રહે છે. એમાં એક ભાગ સ્વપ્રાવસ્થાનો જે પોખેલો, એથી કરી વિરાટમાં સ્વપ્રાવસ્થા છે. વિરાટને વિષે ગલિત-વ્યવસ્થાના નવ ભાગને વિષે એક ભાગ સુષુપ્તિ અવસ્થાનો મેલીને પોખ્યા હતા, તે વિરાટને વિષે અગ્નિતત્ત્વના કારણદેહમાં રહ્યા છે; તેથી કરીને મહાઅગ્નિ કાષ્ઠપાષાણની આદ્ય લઈ વિરાટમાં ગલિતપણે રહ્યો છે. આથી કરી આ અગ્નિ આપોઆપ પોતે પ્રગટ થતો નથી, તે ગલિત-વ્યવસ્થાના નવ ભાગને લીધે છે. તેમાં એક ભાગ સુષુપ્તિ-અવસ્થાનો પોખ્યો હતો, એથી કરી વિરાટમાં સુષુપ્તિ-અવસ્થા થઈ છે. હવે કુંભવ્યવસ્થાના નવ ભાગને વિષે એક ભાગ તુર્યાવસ્થાનો મુકી દશ ભાગ વિરાટતનુને પોષ્યા હતા. તે આ દશ ભાગ વિરાટને વિષે વાયુતત્ત્વના મહાકારણદેહમાં રહ્યા છે. તેથી કરીને વાયુતત્ત્વરૂપ જે સશુમારચક્ર તે ફરે છે ખરૂં, પણ કુંભવત્ સરખું જ દેખાય છે; કારણ કે ચંદ્રસૂર્યની આદ્ય લઈને તારામંડળ તેને આધારે રહેલાં છે, પણ તારામંડળ કે ચંદ્રસૂર્ય ચાલતા દેખાતા નથી, તેનું કારણ કુંભ-વ્યવસ્થાના નવ ભાગ પોખેલા છે તે છે. વળી એક ભાગ તુર્યાવસ્થાનો પોખેલો એથી કરીને વિરાટમાં તુર્યાવસ્થા થઈ છે. હવે સામાન્ય વ્યવસ્થાના નવ ભાગમાં એક ભાગ ઉન્મુની-અવસ્થાનો મૂકીને આ દશ ભાગ વિરાટદેહને પોષ્યા હતા, તે વિરાટના આકાશતત્ત્વના પરમકારણદેહને વિષે રહ્યા છે; એથી કરી આકાશતત્ત્વ સામાન્યવત્ દેખાય છે. એને વિષે એક ભાગ ઉન્મની-અવસ્થાનો મૂકેલો એથી કરી વિરાટને વિષે ઉન્મની-અવસ્થા થઈ છે.

हवे पंचतत्त्वने विषे कइ कइ पंचअवस्था कया कया समय पर वर्ते छे અને કેટલા કેટલા દિવસ ભોગવે છે તે કહું છું જે સાંભળો. પાંચ પાંચ અવસ્થા પાંચ પાંચ પ્રકારના લોકને વિષે પાંચ પ્રકારે રહી છે, તે ક્યા ક્યા લોકમાં ક્યા ક્યા પ્રકારે આ અવસ્થાઓ રહી છે તે સાંભળો. નાગ લોક, દેવ અને મનુષ્યની આદ્ય લઈ આ લોકો શ્રેષ્ઠ જાગ્રત-અવસ્થા ભોગવે છે અને બીજી ચાંર અવસ્થાઓ તેમના ઉદરને વિષે પેટાઅંતર

વર્તમાન કરે છે. પશુ, પતંગ, કીટની આદ્ય લઈ આ જાતિમાં સ્વપ્રાવસ્થા શ્રેષ્ઠ રહેલી છે અને બીજી ચાર અવસ્થાઓ તેના પેટાઅંતર તેમના ઉદરને વિષે વર્તમાન કરે છે. હવે તૃણજાતિ, વેલીની જાતિ અને વૃક્ષની જાતિની આદ્ય લઈ આ જાતિ જે છે તે સુષુપ્તિ અવસ્થા શ્રેષ્ઠ ભોગવે છે અને બાકીની ચાર અવસ્થાઓ તેના પેટાઅંતર તેમના ઉદરને વિષે વર્તમાન કરે છે. હવે ત્રણ ગુણ અને ત્રણ ગણની આદ્ય લઈ વિરાટસમેત આ બધામાં તુર્યાવસ્થા શ્રેષ્ઠ રહી છે અને બીજી ચાર અવસ્થાઓ તેના પેટાઅંતર તેમના ઉદરને વિષે વર્તમાન કરે છે. હવે આનંદતત્ત્વકારણ, મહાતત્ત્વકારણ, પ્રકૃતિતત્ત્વકારણ અને ધનંજ્યત્ત્વકારણની આદ્ય લઈ અવ્યાકૃત અને નિરંજનસમેત આ બધાઓને વિષે ઉન્મની અવસ્થા શ્રેષ્ઠ વર્તે છે અને તેના પેટાઅંતર બાકીની ચાર અવસ્થાઓ તેમના ઉદરને વિષે વર્તમાન કરે છે. આ પંચઅવસ્થાઓ પૈકી એક અવસ્થા જે તે અવસ્થાની જાતિને વિષે શ્રેષ્ઠ વર્તે છે, પણ આપણે તો વિરાટને વિષે તુર્યાવસ્થા શ્રેષ્ઠ કહી છે.

હવે વિરાટને વિષે જે તુર્યાવસ્થા શ્રેષ્ઠ કહી છે, તેના પેટાઅંતર બીજી ચાર અવસ્થાઓ તુર્યાસહ કહું છું તે સાંભળો. વિરાટમાં તુર્વાવસ્થા જે શ્રેષ્ઠ વર્તે છે, તેણે કરીને આખુંય વિરાટ સદાયકાળ સ્વભાવે સહજ તુર્યા સરખું રહે છે એ વાત ખરી છે, પણ તેના ઉદરને વિષે બીજી વાર અવસ્થાઓનું વર્તમાન થાય છે તે હકીકત સાંભળો. પ્રથમ. તુર્યાને વિષે उन्मनी अवस्था वर्ते છે, તેથી કરીને એક માસ વસંત ઋતુનો અને બે માસ ગ્રીષ્મ ઋતુના આ ત્રણ માસના નેવું દિવસો સુધી ઉન્મની અવસ્થા વર્તે છે. तुर्यावस्थामां जाग्रत-अवस्था તે અષાઢ, શ્રાવણ અને ભાદરવો આ ત્રણ મહિનાના નેવું દિવસો સુધી જાણવી તુર્યાને વિષે સ્વપ્નાવસ્થા તે એક શરદ્ ઋતુનો આસો માસ અને શીત ઋતુના બે કારતક અને માગશર માસ મળી આ નેવું દિવસો સુધી જાણવી. હવે विराटनी तुर्यावस्थाना उदरनी पेटाअंतर वर्तती सुषुप्ति अवस्था તે હિમઋતુના પોષ અને મહા બે મહિના અને વસંત ઋતુનો એક મહિનો ફાગણ માસ મળીને આ નેવું દિવસ સુધી જાણવી. આ અવસ્થાઓ જે કહી તે તુર્યાના ઉદરના પેટાઅંતરમાં વર્તે છે તે કહી. હવે પાંચમી તુર્યાવસ્થા તે વિરાટને વિષે સદાયકાળ વર્તમાન કરે છે. આ ઉપર પ્રમાણે જે અવસ્થાઓ કહી ગયા, તેની ક્રિયા આ વિરાટને વિષે કેવી રીતે થાય છે તે કહું છું જે સાંભળો.

विराटने विषे तुर्याना उदरमां वर्तती जाग्रत-अवस्थानी क्रिया जे चोमासाना नेवुं દિવસો વિદ્યુત, વાદળ, વૃષ્ટિ અને ગર્જનાની આદ્ય લઈ અતિશય ઉપાધિની સ્ફુરણા થાય છે તે જાગ્રત અવસ્થાને લીધે છે; તથા વિરાટને વિષે તુર્યાના ઉદરમાં વર્તતી સ્વનાવસ્થાની जे क्रिया થાય છે તે એક માસ શરદ્ ઋતુનો અને બે માસ શીત ઋતુના મળી આ નેવું દિવસોમાં અલ્પ વૃષ્ટિ, ઓસ અને ધૂમરની આદ્ય લઈ જે સૂક્ષ્મ ઉપાધિ ઊઠે છે તે સ્વપ્નાવસ્થાએ કરીને છે. જેમ આપણા વિષે જાગ્રતઅવસ્થાના અંકુરો સ્વપ્નાવસ્થાને વિષે સ્ફુરે છે ત્યારે સ્વપ્નાવસ્થા જણાય છે, એ પ્રકારે વિરાટને વિષે જાગ્રત-અવસ્થા એટલે વૃષ્ટિકાળ. આ વૃષ્ટિકાળના અંકુરો જે અલ્પ વૃષ્ટિ, ધુમ્મસ અને ઓસ આદિ તે સ્વપ્નાવસ્થાના નેવું દિવસ સુધી સ્ફુરે છે. આ કારણને લીધે નેવું દિવસ સુધી સ્વપ્નાવસ્થા જાણવી. हवे विराटने विषे तुर्याना उदरमां सुषुप्ति-अवस्थानी जे क्रिया थाय छे ते વિષે કહું છું. જેમ આપણા વિષે સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્નાવસ્થાના અંકુરો ઊઠે છે. આ સ્વપ્નાવસ્થાના સંકલ્પ થાય છે-તે સંકલ્પનાં રૂપ બંધાય છે તેનું નામ અંકુર. આવા અંકુરો સ્વપ્નમાં સ્ફુરે છે, પણ સ્વપ્નના સંકલ્પ કરતાં ઘણા વધારે સૂક્ષ્મ સંકલ્પો સુષુપ્તિ-અવસ્થામાં ઊઠે છે; તે આળપંપાળ આછું પાતળું દશ્યમાન થાય છે પણ જાગ્રતને વિશે સુષુપ્તિના આ સુક્ષ્મ સંકલ્પનું આળપંપાર જે દશ્યમાન થાય છે, તે કહી શકાતું નથી. તેવીજ રીતે વિરાટમાં હિમ ઋતુના બે માસ અને એક માસ વસંત ઋતુનો મળી નેવું દિવસ સુધી સુષુપ્તિ વર્તતી હોઈ જેમ સ્વપ્નાવસ્થાના વિકારે કરી અલ્પવૃષ્ટિ, ધૂમર, ઓસ વગેરે થાય છે, તેવીજ રીતે વિરાટની સુષુપ્તિના નેવું દિવસ મેઘરવો, ઓસની આદ્ય લઈને અલ્પ સૂક્ષ્મ વિકાર ઊઠે છે, તે સુષુપ્તિ અવસ્થાએ કરીને આ અલ્પ વિકારો ઊઠે છે. હવે વિરાટમાં उन्मुनी-अवस्थानुं वर्तन થાય છે તે વિષેની ક્રિયા કહું છું તે સાંભળો. વસંત ઋતુનો ચૈત્ર માસ અને ગ્રીષ્મ ઋતુના બે માસ વૈશાખ અને જેઠના નેવું દિવસોમાં વિદ્યુત, વાદળ, ધુમ્મસ કે ગર્જના વગેરે કંઈ ઉપાધિ થતી નથી તે ઉન્મુની-અવસ્થાએ કરીને છે. કદાચ આ સમયે માવઠું કે મેઘરવાની આદ્ય લઈને ઉપાધિ થાય, તો આ ઉન્મનીને વિષે પુનઃ જાગ્રત-અવસ્થાનું વર્તન જાણવું. हवे विराटने विषे सदाकाळ तुर्यावस्था वर्ते छे અને તેના પેટાઅંતર આ ચાર અવસ્થાઓની ક્રિયા થાય છે, પણ તે થઈ ને પાછી રહી જાય છે. કારણ કે આ ચાર અવસ્થાઓ નિમિત્તમાત્ર છે અને તુર્યા અખંડ છે. જેમ, વૃષ્ટિકાળે

વરસાદ વરસીને પાછો રહી જાય છે, ત્યારે વિરાટ નિર્મળ થાય છે; વળી ધૂમર, મેઘરવો અને ઓસ વગેરે વરસી વરસીને પાછાં રહી જાય છે, ત્યારે વિરાટ નિર્મળ દેખાય છે. આ પ્રમાણે ચારે અવસ્થાઓની ક્રિયાઓનું  પરિવર્તન થઈને રહી જાય છે અને વચ્ચે વચ્ચે વિરાટ સદાય નિર્મળ રહે છે. આમ નિર્મળ રહેવાનું કારણ વિરાટમાં સદાય તુર્યાવસ્થા રહી તે છે. આ પ્રમાણે વિરાટને વિષે પાંચ અવસ્થાઓનું પરિવર્તન થાય છે તે કહ્યું.

હવે विराटने विषे अचंतगणनी दश भावना પૈકી અહંભાવનાના નવ ભાગમાં તમોગુણના દશ કાળ પૈકી કામના કાળનો એક ભાગ મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. આ અહંભાવના નવ ભાગને લીધે વિરાટ અહમ્ સરખુંજ રહે છે જે અસંખ્ય કાળ વીતી જવા છતાં વૃદ્ધત્વનું તાત્પર્ય અધિક-ન્યૂન જણાતું નથી, તે ગુણ અહમ્ ભાવનાના નવ વિભાગે કરીને છે. एने विषे एक भाग कामना-काळनो પોખેલો, એથી કરી માતાપિતા સિવાય જળપૃથ્વીના યોગે અનેક પ્રકારના કીટ આદિ જીવો વૃષ્ટિકાળે ઉત્પન્ન થાય છે, તે વિરાટમાં પોખાયેલા કામના-કાળે કરીને થાય છે. આ પ્રમાણે વિરાટમાં અહમ્-ભાવના અને કામના-કાળ રહેલાં છે.

હવે विराटमां स्तंभ-भावनाना નવ ભાગમાં એક ભાગ પૃથક્-કાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. આ સ્તંભ-ભાવનાના નવ ભાગે કરી વિરાટ સદાકાળ સ્તંભ સરખું રહે છે. तेना विषे एक भाग पृथक्-काळनो પોષેલો, એથી કરી આ વિરાટને વિષે કંઈક ચાંદીની ભૂમિકા, કંઈક સુવર્ણ-ભૂમિકા, કંઈ ત્રાંબુ તથા લોહની આદ્ય લઈને હીરા, રત્ન, પારસ, મૃત્તિકા તથા ખારા-મીઠા પાણીની આદ્ય લઈ આ બધુંય ભેદાભેદ આ વિરાટમાં પૃથક્ પૃથક્ જણાય છે, તે પૃથક્કાળની ક્રિયા કરીને છે. આ પ્રમાણે વિરાટને વિષે સ્તંભભાવના અને પૃથક કાળના વિભાગ રહ્યા છે.

હવે विराटमां विसर्जन-भावनाना નવ ભાગમાં એક ભાગ અજ્ઞાનકાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. વિર્સજન-ભાવનાના નવ ભાગે કરી વિરાટને વિષે ગયા વર્ષે જે ક્રિયા થઈ હોય તે આ વર્ષે હોય નહિ અને આ વર્ષની ક્રિયા આવતા વરસે થાય નહિ; આમ પાછલી ક્રિયા વિસરી જવાનું કારણ માત્ર વિસર્જન-ભાવનાએ કરીને છે. એમાં एक भाग अज्ञान-काळनो પોખેલો, એથી કરી પાછળ થયેલી ક્રિયા જે વિસરી

ગયા, તેની સ્મૃતિ થવા દેતો નથી; તે અજ્ઞાનકાળના વિભાગે કરીને પાછલું યાદ આવતું નથી. આ પ્રમાણે વિરાટને વિષે વિસર્જન-ભાવના તથા અજ્ઞાન-કાળના વિભાગ રહ્યા છે.

હવે विराटने विषे निद्रा-भावनाना नव ભાગમાં એક ભાગ સ્વભાવ-કાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. નિદ્રા-ભાવનાના નવ ભાગને લીધે વિરાટ સદા નિદ્રાવત્ દેખાય છે અને વળી તેના ઉદરને વિષે સર્વ અવસ્થાઓ વર્તમાન કરે છે. જેમ આપણને નિદ્રા આવે છે ત્યારે સ્વપ્ન તથા સુષુપ્તિની આદ્ય લઈને બધી અવસ્થાઓ વર્તમાન કરે છે, એજ પ્રકારે વિરાટને વિષે જાણજો. એને વિષે एक भाग ए स्वभाव-काळनो છે. એથી કરી ખટઋતુની આદ્ય લઈ જે જે ઋતુનો જે સ્વભાવ પડ્યો છે તે તે પ્રમાણે સદાકાળ થયે જાય છે. આ પ્રમાણે વિરાટમાં નિદ્રા-ભાવના અને સ્વભાવ-કાળ રહ્યાં છે.

હવે विराटने विषे अंधतम भावनाना નવ ભાગમાં એક ભાગ દ્વેષ-કાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. આ અંધતમ-ભાવનાના નવ ભાગ વિરાટના ઉદરના મહાશૂન્યને વિષે રહેલા મહદ્-અગ્નિત્ત્વને વિષે રહ્યો છે. એથી કરી મહાશૂન્યમાં જે મહાઅગ્નિ રહ્યો છે તે અંધનો અંધજ રહે છે; તે આ મહાશૂન્યને છોડી આખા વિરાટમાં પ્રકાશતો નથી. કારણ કે આ અગ્નિ અંધતમ ભાવનામય રહ્યો છે એથી કરી પ્રકાશી શકાંતુ નથી એને વિષે एक भाग द्वेषकाळनो રહેલો છે, એથી કરી કોઈ કાળે બ્રહ્માના નિત્યપ્રલયને વિષે આ મહાઅગ્નિની સોળ કળા સૂર્યને વિશે પોષાય છે ત્યારે વિરાટના ઉદરમાં વસતા સ્થાવર જંગમની આદ્ય લઈને સર્વનો પ્રલય કરી નાખે છે, તે અગ્નિમાં રહેલા દ્વેષકાળના વિભાગે કરીને છે. આમ વિરાટના ઉદરમાં રહેલા સ્થાવર-જંગમ આદિનો પ્રલય થાય છે, પણ વિરાટનો પ્રલય થતો નથી.

હવે विराटने विषे अचेत-भावनाना नव ભાગમાં એક ભાગ આક્રંત-કાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. અચેત-ભાવનાના નવ ભાગે કરીને વિરાટ સદાકાળ અચેત સરખુંજ રહે છે જેથી એના ઉદરમાં ચૌદ લોક ખોદે છે, ખણે છે અને ખૂંદે છે છતાં વિરાટ બોલતું ચાલતું નથી, માત્ર અચેત ને અચેત સરખુંજ રહે છે. એને વિષે एक भाग आक्रंत-काळनो પોખેલો, એથી કરી આ વિરાટના ઉદરમાં ખોદાતા છતાં, ખણતાં અને ખુંદાતાં તે સદા આકૃતિને આકૃતિવાનજ રહે છે, એ આક્રંત-

કાળના વિભાગે કરીને છે. આ પ્રમાણે વિરાટને વિષે અચેત-ભાવના તથા આક્રંતકાળના વિભાગ રહેલા છે.

હવે વિરાટને વિષે સાતમી उचाट-भावनाना નવ ભાગમાં એક ભાગ આશ્ચર્ય-કાળનો મેળવીને દશ ભાગ પોષ્યા હતા તે વિષે કહું છું. આ ઉચાટ ભાવનાના નવ ભાગે કરીને ગ્રીષ્મઋતુમાં અને ઉન્મની અવસ્થામાં વિરાટ ઉચાટ સરખું રહે છે. એને વિષે एक भाग आश्चर्यकाळनो પોખયો હતો તેણે કરીને વિરાટને વિષે ચાર અવસ્થાની ઉપાધિ જે અભ્ર, વિદ્યુત, ગર્જના, વૃષ્ટિ અને ધૂમર-આદિ સર્વની ક્રિયા આ મહાશૂન્યને વિષે લીન પામી જાય છે પણ તેમાંનું પાછું કંઈ પણ દષ્ટિએ આવતું નથી, તે આશ્ચર્ય-કાળના વિભાગ કરીને અચરજ થઈ જાય છે. આ પ્રમાણે ઉચાત ભાવનાના તથા આશ્ચર્ય કાળના વિભાગ રહેલા છે.

હવે विराटने विषे आठमी अभाव-भावनाना નવ ભાગમાં એક ભાગ રાગસ-કાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. અભાવ ભાવનાના નવ ભાગ વિરાટની સ્પર્શમાત્રામાં રહ્યા છે. આ સ્પર્શ-માત્રા કહેતાં ઓગણપચાસ વાયુ જે છે તે વિરાટમાં રહેલા અનંત પદાર્થોને વિષે વાય છે, પણ કોઈ પદાર્થને વળગતો નથી તે અભાવ-ભાવનાએ કરીને છે. એને વિષે એક ભાગ રાગસ-કાળનો પોખેલો, તેણે કરી આ પવન જ્યારે પુષ્પાદિક ધૂપદીપ વગેરેની ઉપર વાય છે, ત્યારે તેની વાસનાને ગ્રહણ કરીને એક ખેતરવા કે બે ખેતરવા લેતો જાય છે. આ ક્રિયા પવનમાં રહેલા રાગસ-કાળના વિભાગે કરીને થાય છે; પણ તેમાં રહેલી અભાવ-ભાવનાને લીધે પાછો વાયુ નિર્મળ થઈ જાય છે. આ પ્રમાણે વિરાટને વિષે અભાવ-ભાવના તથા રાગસ-કાળના વિભાગ રહ્યા છે.

હવે विराटने विषे नवमी मौन-भावनाना નવ ભાગમાં એક ભાગ વિપરીત-કાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. મૌન-ભાવનાના નવ ભાગે કરીને વિરાટ સદા મૌન સરખું જ રહે છે. એથી કરી તેના ઉદરને વિષે દેવ, મનુષ્ય તથા ખટ ગુણગણની આદ્ય લઈ અસંખ્ય લોક નિવાસ કરીને વર્તે છે, તેમાં કેટલાક લોક મહાન રૂડાં કામ આચરે છે અને કેટલાક લોકો અતિશય અધર્મે ચાલે છે, પણ વિરાટ અધર્મીને અધર્મ કરતાં બોલીને વારી રાખતું નથી તેમજ સુધર્મીને બોલીને ઉપમા દેતું નથી; તેનું

કારણ મૌન-ભાવનાના નવ ભાગને લીધે કોઈની સાથે વિરાટ બોલતું નથી. એમા एक ભાગ विपरीत-काळनो પોખાયેલો, એથી હિમ, અતિવૃષ્ટિ, મરકીરોગ, લૂ અને અગ્નિની આધ લઈને વિરાટને વિષે જે વ્યાધિ ઉત્પન્ન થાય છે તે વિપરીત-કાળના વિભાગે કરીને થાય છે એમ જાણવું. આ પ્રમાણે વિરાટને વિષે મૌન-ભાવના તથા વિપરીત-કાળના વિભાગ રહ્યા છે.

हवे विराटने विषे दशमी असामर्थ्य-भावनाना નવ ભાગમાં એક ભાગ વૃદ્ધિ અંતકાળનો મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. અસામર્થ્ય-ભાવનાના નવ ભાગને લીધે આ વિરાટમાં પોતાના વિરાટશરીર પ્રમાણે મહદ્ શક્તિ રહેલી હોવા છતાં તેનાથી હલણચલણ થઈ શકતું નથી. આમ હલણચલણ ન થઈ શકવાનું કારણ અસામર્થ્ય-ભાવના છે. આ વિરાટમાં एक भाग वृद्धिअंतकाळनो પોખેલો, તે ભાગ વિરાટના ઈંડકટાક્ષની ત્વચામાં રહેલો છે; એથી કરી વિરાટના દેહ પ્રમાણે વૃદ્ધિ પમાડીને તેનો અંત લાવે છે, જેથી તે હવે ફરી નવીન વૃદ્ધિ પામતું નથી. તે ક્યા કારણને લીધે વૃદ્ધિ પામતું નથી ? વિરાટની ત્વચામાં આ વૃદ્ધિઅંતકાળનો વિભાગ રહેલો હોવાથી તે વિરાટની ત્વચાને વધવા દેતો નથી. આ પ્રમાણે વિરાટની ત્વચા વધતી નથી, એથી કરી વિરાટનું અંતર કાઠું વૃદ્ધિ પામતું નથી. આ પ્રમાણે વિરાટમાં અસામર્થ્ય-ભાવના તથા વૃદ્ધિઅંતકાળના વિભાગ રહેલા છે.

हवे धनंजयतत्त्वकारणना मूळ त्रण गणो એક અહંકારગણ, બીજો સ્વાકાશગણ અને ત્રીજો અચંતગણ; આ ત્રણ ગણ પૈકી અહંકારગણના નવ ભાગમાં, પ્રકૃતિ-તત્ત્વકારણના જે ત્રણ ગુણ રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણ, આ ત્રણ ગુણ પૈકી રજોગુણનો એક ભાગ મેળવીને આ દશ ભાગ થયા તે; તથા સ્વાકાશગણના નવ ભાગમાં એક ભાગ સત્ત્વગુણનો મેળવીને આ દશ ભાગ થયા તે; અને અચંતગણના નવ ભાગમાં એક ભાગ તમોગુણનો મેળવીને જે દશ ભાગ થયા તે; આ પ્રમાણે ત્રણ ગણ અને ત્રણ ગુણના બધા મળી ત્રીસ ભાગ થયા, તે વિરાટતનુને પોખ્યા હતા તે વિષેની હકીકત કહું છું. તે સાંભળો. પ્રથમ अहंकारगणना नव भागमां एक भाग रजोगुणनो મેળવી આ દશ ભાગ વિરાટતનુને પોખ્યા હતા, તે વિરાટદેહનાં પંચભૂત તથા પંચમાત્રાને વિષે રહેલા છે. આ દશ ભાગ પૈકી રજોગુણનો એક ભાગ અહંકારગણની રસમાત્રાને વિષે રહ્યો છે;

બીજા નવ ભાગ બાકી રહ્યા તે પૈકી પાંચ ભાગ વિરાટનાં પંચભૂતને વિષે રહ્યા છે અને હવે જે ચાર ભાગ બાકી તે ચાર ભાગ બીજી (રસમાત્રા સિવાયની) ચાર માત્રાને વિષે રહેલા છે.

हवे रजोगुणनो विभाग रसमात्राने विषे रह्यो छे अने बीजा नव भाग पंचभूत तथा चार मात्राने विषे केवी रीते रह्या छे ते કહું છું તે સાંભળો. અહંકારગણની દષ્ટિ ઊર્ધ્વ ગમનવાળી છે અને રજોગુણની દષ્ટિ અધોમુખ ગમન કરવાવાળી છે. આથી કરી રજોગુણનો વિભાગ જે રસમાત્રા તે વર્ષાઋતુના પાણીમાં રહેલો છે, એથી કરી વરસાદના પાણીને અધોમુખ (નીચે) ગમન કરાવે છે; કારણ કે વર્ષાઋતુની રસમાત્રામાં આ રજોગુણ અધોદષ્ટિએ રહેલો હોઈ રસમાત્રાને અધોમુખ ગમન કરાવે છે. હવે અહંકારગણના નવ ભાગ જેમાં રહ્યા છે તેને ઊર્ધ્વ (ઊંચે) ગમન કરાવે છે તે વિષેની હકીકત કહું છું તે સાંભળો. પૃથ્વીતત્ત્વ તથા ગંધમાત્રાને વિષે અહંકારગણના બે ભાગ રહેલા છે, તે સર્વ પર્વત તથા મૃત્તિકાની આદ્ય લઈને ઊર્ધ્વમુખ વૃદ્ધિ પામવારૂપ ગમન કરાવે છે, અગ્નિતત્ત્વ અને રૂપમાત્રાના બે ભાગને વિષે અહંકારગણના બે ભાગ રહ્યા છે, જેથી અગ્નિતત્ત્વને અને રૂપમાત્રા ને પણ ઊર્ધ્વમુખે ગમન કરાવે છે. વળી પવન તત્વ અને સ્પર્શમાત્રા આ બંનેને વિશે અહંકારગણના બે ભાગ રહ્યા છે જેથી તે મહદ વાયુને અને સ્પર્શ વાયુને ઉધ્વ મુખે ગમન કરાવે છે તે કેવી રીતે જણાય તે કહું છું. જો કોઈ વાયુનું રોકાણ કરે, તો તે અધોમુખે પૃથ્વીમાં પ્રવેશતો નથી, પરંતુ ઊર્ધ્વમુખે ચાલે છે. હવે આકાશતત્ત્વ અને શબ્દમાત્રા એ બન્નેને વિષે અહંકારગણના બે ભાગ રહેલા છે જેથી તે મહદ્ આકાશ અને આવરણઆકાશને ઊર્ધ્વમુખે ગમન કરાવે છે. તે કેવી રીતે તે કહું છું. આકાશનો ભાગ શબ્દ હોઈ તે શબ્દની પણ ઊર્ધ્વમુખે અવિકાસમાં દષ્ટિ છે, જેથી તે અધોમુખે પૃથ્વીમાં પેસતો નથી. હવે મહદ્ જળને વિષે એક ભાગ અહંકારગણનો રહેલો છે. આ મહદ્જળ પૃથ્વીની તળે શમદમ દંડાકાર અડોલવત્ રહ્યું છે. તેમાં અહંકારગણનો ઊર્ધ્વમુખ ગમન દષ્ટિવાળો એક ભાગ હોવાને લીધે તે પૃથ્વીને તોળી રહેલો છે; કારણ કે અહંકારગણની દષ્ટિ ઊર્ધ્વ ગમન કરવાવાળી છે. જેથી કરીને આ અહંકારગણના વિભાગ જેના વિષે રહ્યા છે તેને તે ઊર્ધ્વ ગમન કરાવે છે. આ પ્રમાણે વિરાટને વિષે અહંકારગણ તથા રજોગુણના વિભાગ રહેલા છે.

हवे विराटने विषे स्वाकाशगणना नव भागमां एक भाग सत्त्वगुणनो મેળવીને આ દશ ભાગ પોષ્યા હતા તેની હકીકત સાંભળો. આ દશ ભાગ પંચસંભકરણ અને પંચવ્યવસ્થાના વિભાગને વિષે રહ્યા છે. તે પૈકી સત્ત્વગુણનો એક ભાગ ઉદાર-વ્યવસ્થા અને સ્વપ્રવસ્થા વિષે રહ્યો છે, તે કેવી રીતે તે સાંભળો. સત્ત્વગુણનો સ્વભાવ અધો-ઊર્ધ્વની મધ્ય શમદમ ઉદારવત્ રહ્યો છે, એથી કરી ઉદાર-વ્યવસ્થા અને સ્વપ્રાવસ્થાને જાગ્રત-અવસ્થા કરતાં ઉદારવત્જ રાખે છે. હવે સ્વાકાશગણના નવ ભાગ તે પાંચ સંભસકરણ અને ચાર વ્યવસ્થાને વિષે રહ્યા છે; જેથી આ વિરાટને વિષે પાંચ સંભસકરણ અને ચાર વ્યવસ્થાની અંદર જેટલું સ્વાકાશપણું જણાય છે તે સ્વાકાશગણના વિભાગે કરીને છે. આ વિરાટને વિષે જે સ્વાકાશરૂપી નિર્મળપણું દેખાય છે તે નિર્મળપણું સ્વાકાશગણના નવ વિભાગે કરીને જણાય છે. આ પ્રમાણે વિરાટને વિષે સ્વાકાશગણના નવ ભાગ અને એક ભાગ સત્ત્વગુણનો રહ્યો છે.

हवे अचंतगणना नव भागमां एक भाग तमोगुणनो મેળવીને જે દશ ભાગ વિરાટને વિષે પોખ્યા હતા તેની હકીકત સાંભળો. આ દશ ભાગ અચંતગણની દશ ભાવનાઓને વિષે રહ્યા છે. તે પૈકી તમોગુણનો એક ભાગ અચંતગણની અસામર્થ્ય-ભાવનામાં અને (તમોગુણના) વૃદ્ધિઅંતકાળના વિભાગમાં રહ્યો છે. એથી કરીને તમો ગુણનો વિભાગ વિરાટના વૃદ્ધિપણાનું ભક્ષણ કરતો રહે છે જેથી વિરાટ તેની હદ મૂકીને આગળ વધી શકતું નથી. વહે અચંતગણના બીજા નવ ભાગ નવ ભાવનાને વિષે રહ્યા છે; જેથી આ નવ ભાવનાને વિષે અચંતપણું ઉપજે છે. આ અચંતપણું તે અચેત હોઈ એ અચંતપણું અચંતગણના વિભાગે કરીને ઉપજે છે. આ પ્રમાણે વિરાટને વિષે અચંતગણ અને તમોગુણના વિભાગ રહ્યા છે.

हवे आ त्रण गण अने त्रण गुणना विभाग વિરાટને વિષે ક્યા ક્યા સમય પર કેવી રીતે વર્તમાન કરે છે તે સાંભળો. વિરાટને વિષે અહંકારગણના નવ ભાગ તે ચાર માસ ચોમાસાના ભોગવે છે; તેના વિષે એક ભાગ રજોગુણનો રહ્યો છે તે વરસાદનો ઉદય કરે છે, તેવીજ રીતે સ્વાકાશગણના નવ ભાગ તે શિયાળાના ચાર માસ વર્તમાન કરે છે, તેને વિષે એક ભાગ સત્ત્વગુણનો મૂકેલો એથી કરી શિયાળામાં અતિશય શીતળતા ઉપજાવે છે; અને અચંતગણના નવ ભાગ ઉનાળાના ચાર મહિના વર્તમાન કરે છે, તેમાં

એક ભાગ તમોગુણનો મૂકેલો એથી કરી ધૂપકાળને વિષે અતિ તામસ અગ્નિ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે વિરાટને વિષે ખટ ગુણગણના વિભાગ રહ્યા છે.

હવે અવ્યાકૃતથી ચાર તત્ત્વકારણ ઉત્પન્ન થયાં છે તેમાં પ્રથમ આનંદ-તત્ત્વકારણ અને મહાતત્ત્વકારણ થયાં છે; તે પૈકી આનંદતત્ત્વકારણથી પ્રકૃતિતત્ત્વ થયું અને મહાતત્ત્વકારણથી ધનંજયતત્ત્વકારણ થયું છે. हवे महातत्वकारण ना नव भागमां एक भाग आनंदतत्व कारण ना મેળવીને આ દશ ભાગ વિરાટને વિષે પોષ્યા હતા, તે વિષેની હકીકત કહું છું. મહાતત્ત્વકારણના નવ ભાગનું વિરાટ પ્રમાણે વિરાટને વિષે મહાતત્વ કારણ થયું છે. આ વિરાટનું મહાતત્ત્વકારણ વિરાટના ક્યા સ્થાન પર રહ્યું છે તે હકીકત સાંભળો. વિરાટનું પાંચમું આકાશતત્ત્વ જે શબ્દ-આકૃતિ સંયુક્ત શૂન્ય તેના વિભાગને છોડીને, જે અનાદિ ખગાકાર રહ્યું છે અને જે સદાકાળ છે અને છે જ, આ અનાદિ ખગાકાર શૂન્યને વિષે મહાતત્ત્વકારણના નવ ભાગ રહ્યા છે. આ મહાતત્ત્વના નવ ભાગ અનાદિ ખગાકારને વિષે રહ્યા છે તે કેવી રીતે સમજાય, એ વિષેની ક્રિયા કહું છું તે સાંભળો. વિરાટનું આકાશતત્ત્વ અને અનાદિ ખગાકાર જે પોલાણ આ બેની વચ્ચે રહીને અભ્ર, વિદ્યુત, ગર્જના અને પવનની આદ્ય લઈને આ બધાઓને પોતાના સ્વરૂપમાં મેળવીને અરૂપ કરી નાખે છે. એમાં એક ભાગ આશ્ચર્યકાળનો રહ્યો છે તે સર્વ ઉપાધિના અરૂપ અંકુરોને ગ્રહણ કરી રાખે છે, ત્યારે વિરાટને વિષે આશ્ચર્ય જણાય છે. આ પ્રમાણે આશ્ચર્ય-કાળ આ અરૂપ અંકુરોને ગ્રહી ન રાખે તો મહાતત્ત્વને વિષે આ અંકુરો લીન પામી જાય ખરાં, પણ તરત ને તરત પાછાં બહાર નીકળી આવે; એટલા માટે આશ્ચર્યકાળ ગ્રહણ કરી રાખે છે. એથી કરીને મહાતત્ત્વની અંદર ને અંદર રહે છે તે વિષે દૃષ્ટાન્ત આપું છું. જેમ કોઈ હલકી જણસને હાથ વડે પાણીમાં ડુબાડીએ તો ડૂબે ખરી, પણ જ્યારે હાથમાંથી છોડી દઈએ તો પાછી તે જણસ પાણી ઉપર તરી આવે છે; આ પ્રમાણે હાથરૂપ આશ્ચર્યકાળનો વિભાગ મહાતત્ત્વમાં રહેલો હોવાને લીધે સર્વ ઉપાધિને ગ્રહણ કરી રાખે છે, ત્યારે જ વિરાટની આ સઘળી ઉપાધિઓ અંદર રહી શકે છે. હવે એને વિષે એક ભાગ આનંદતત્ત્વકારણનો પોખ્યો હતો તેણે કરીને વિદ્યુત, ગર્જના, અભ્ર વગેરે જે આ મહાતત્ત્વમાં લીન પામ્યાં હતાં, તેને પાછાં સમયે સમયે અરૂપ છે છતાં રૂપ ધરાવીને ઉદય પમાડે છે; તે આનંદતત્ત્વકારણના વિભાગે ઉદય પમાડે છે. આ પ્રમાણે વિરાટને વિષે મહાતત્ત્વકારણ અને આનંદતત્ત્વકારણના વિભાગ કહ્યા.

हवे धनंजय-तत्त्वकारणना नव भागमां एक भाग प्रकृतितत्त्वकारणनो भेળવીને દશ ભાગ વિરાટતનુને પોષ્યા હતા, તે વિષે કહું છું જે સાંભળો. આ દશ ભાગ વિરાટની શબ્દમાત્રા જે સત્ત્વશૂન્યને તેને વિષે રહ્યા છે. વિરાટની શબ્દમાત્રાને વિષે ૐકારની આદ્ય લઈ બાવન અક્ષરોનું બંધારણ બંધાય છે, તે ધનંજ્યતત્ત્વકારણની શક્તિએ કરીને અક્ષરોનાં રૂપ બંધાય છે. એ વિષે દષ્ટાન્ત આપું છું તે સાંભળો. જેમ કોઈને નદીની રેતીનો ગોળો બાંધવો હોય, તો તેના વિષે થોડી ચીકણી માટી ભેળવીને બાંધે તો બંધાય; માત્ર રેતી બાંધવા જઈએ તો બંધાય નહિ પણ વીખરાઈ જાય. આ દષ્ટાન્તના ન્યાયે આકાશનું સ્વરૂપ નદીની વેળુ જેવું છે, એટલે કે કોઈ જાતની તેમાં પકડ નથી; આ કારણને લીધે ધનંજ્યતત્ત્વકારણરૂપ માટી વડે અક્ષરમાત્રનું રૂપ બંધાય છે, જો આમ ન કરે તો, અગર ધનંજ્યતત્ત્વ કારણરૂપ ચીકાશ ન નાખે, તો શબ્દનું બંધારણ બંધાય નહિ પણ વીખરાઈ જાય. એમાં એક ભાગ પ્રકૃતિતત્ત્વકારણનો પોખેલો, એથી કરી અક્ષરને વિશે સ્વર રહ્યા છે, જો આ પ્રકૃતિ તત્વ કારણરૂપ સ્વર ન નાખે, તો નર્યા બોડારોડા અક્ષરજ બોલીને રહી જવાય, પણ અક્ષરમાંથી સ્વર નીકળે નહિ; છતાં સ્વર નીકળે છે તે પ્રકૃતિતત્ત્વકારણના વેગથી નીકળે છે. આ પ્રમાણે વિરાટને વિષે ધનંજ્યતત્ત્વકારણ તથા પ્રકૃતિતત્ત્વકારણ રહ્યાં છે.

हवे विराटने विषे पांचभाग निरंजनना अने पांच भाग अव्याकृतना भेળવીને દશ ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. નિરંજનના અને અવ્યાકૃતના બન્નેના વિભાગ બરાબર પોખ્યા છે, એથી કરીને વિરાટ નપુંસક થયું છે; એટલે કે આ વિરાટ ન તો પુરુષ કહેવાય અને ન તો સ્ત્રી કહેવાય; કારણ, અવ્યાકૃત અને નિરંજનના ભાગ બરાબર છે, તેણે કરીને નર્યો પુરુષ વા નરી સ્ત્રી કહેવાય નહિ. વળી વિરાટને વિષે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશની આદ્ય લઈ પોતપોતાના તત્ત્વોના સંયમે કરીને અનેક જીવ ઉત્પન્ન થાય છે, તે અવ્યાકૃત અને નિરંજનના સરખા વિભાગે કરીને થાય છે. આ પ્રકારે વિરાટને વિષે નિરંજન અને અવ્યાકૃતના વિભાગ રહેલા છે.

हवे विराटने विषे कर्तानी प्रकाशब्रह्मवृत्तिनां त्रण महातत्त्वो જે એક અવિકાસ મહાતત્ત્વ, બીજું વિકાસમહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ મહાતત્ત્વ, આ ત્રણ મહાતત્ત્વો પૈકી अविकास महातत्त्वना આઠ ભાગ લઈને તેના વિષે એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને

એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને આ દશ ભાગ વિરાટતનુને પોષ્યા હતા, તે વિષેની હકીકત કહું છું તે સાંભળો. આ દશ ભાગનો વિરાટને વિષે ૐકાર પ્રાણાયમ થયો છે. આ ૐકાર પ્રાણાયમ વિરાટનો લેતો શ્વાસ જાણવો. એમાં એક ભાગ વિકાસમહાતત્ત્વનો પોખ્યો હતો, તે ૐકાર પ્રણવને છેડે અગ્રભાગે રહ્યો છે; તે વિરાટના ઉદરને વિષે આગળ આગળ વિકાસ કરતો જાય છે. તેની પૂંઠે પૂંઠે ૐકાર પ્રાણાયમ પ્રવેશ કરે છે. વળી એમાં એક ભાગ કુંભસ્થ મહાતત્ત્વનો પોખ્યો હતો, તે આ ૐકાર પ્રણવમાં વ્યાપક થઈને રહેલો હોઈ આ પ્રાણાયમને ધીરેધીરે ચાલવા દે છે; કારણ કે કુંભસ્થ-મહાતત્ત્વને વિષે સ્તંભનશક્તિ રહી છે. તે સ્તંભન શક્તિવાળો કુંભસ્થ મહાતત્ત્વનો વિભાગ આ પ્રણવને સ્તંભનવત કરતો રહે છે.

હવે વિકાસમહાતત્ત્વના આઠ ભાગમાં એક ભાગ અવિકાસમહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવી આ દશ ભાગ વિરાટતનુને પોષ્યા હતા, તે વિષેની હકીકત સાંભળો. આદશ ભાગનો વિરાટને વિષે સોહં-પ્રણવ થયો છે. આ સોહંપ્રણવ તે વિરાટનો મુકાતો શ્વાસ છે એમ જાણવું. તેમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો પોખ્યો હતો, તે સોહં-પ્રાણાયમના છેડે એટલે કે અગ્રભાગે રહ્યો છે; તેણે કરીને સોહં પ્રાણાયમના વેગ પ્રમાણે થોડોક ચાલવા દઈને પાછો ઊલટાવે છે. કારણ કે અવિકાસમહાતત્ત્વમાં સંપુટશક્તિ છે, એથી કરી સોહંપ્રાણાયમને સંપુટવત્ પાછો ઊલટાવે છે. વળી એમાં એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મૂક્યો હતો, તે સોહં-પ્રાણાયમમાં વ્યાપક થઈને રહેલો હોઈ તે સોહં-પ્રાણાયમને ધીરે ધીરે રેચક થવા દે છે. આ કારણને લીધે વિરાટના આયુષ્યનો આરબલ ઘણો પહોંચે છે.

હવે કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ વિકાસમહાતત્ત્વનો મળી દશ ભાગ થાય તે વિરાટતનુને પોષ્યા હતા, તે વિષેની શું શું ક્રિયા થાય છે તે સાંભળો. આ દશ ભાગ ઓહંગ અને સોહંગ બન્ને પ્રણવમાં કુંભક થઈને રહેલા છે. આ કુંભક એટલે બન્ને શ્વાસની મધ્યે શ્વાસને સ્થિર રાખે છે તે કુંભસ્થ-મહાતત્ત્વે કરીને છે. એમાં એક ભાગ વિકાસમહાતત્ત્વનો તે કુંભસ્થ-મહાતત્ત્વના ઊર્ધ્વ ભાગને છેડે એટલે કે અગ્રભાગે રહ્યો છે. તે કુંભકને થોડી વાર બાદ બહાર છોડી દે છે અને બીજો અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ તે કુંભકના અધો મુખને છેડે એટલે કે અગ્રભાગે રહ્યો છે તે વિરાટના આ કુંભકને પકડી રાખે છે. આ પ્રમાણે વિરાટને

વિષે આ ત્રણે મહાતત્ત્વોની જે ક્રિયા થાય છે તે કહી.

हवे सकर्ता सत्‌कैवलनी संयमभोगवृत्तिनां त्रण चक्षसत्त्व એક વર્ગજ્ઞાન-ચક્ષ-સત્ત્વ, બીજું અનંગ-ચક્ષસત્ત્વ અને ત્રીજું કાળ-ચક્ષસત્ત્વ, આ ત્રણ પૈકી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ અને અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ અને કાળ-ચક્ષસત્ત્વના ચાર ભાગ મળી દશ થયા તે વિરાટતનુને પોષેલા, તેનાથી કઈ કઈ ક્રિયા થાય છે તે સાંભળો. वर्गज्ञान-चक्षसत्त्व તે વિરાટનાં સર્વ તત્ત્વો અને ઈન્દ્રિયોની વિભક્તિ ન્યારી ન્યારી રાખે છે. તે આ તત્ત્વોની તથા ઈન્દ્રિયોની ક્રિયા થાય તે બીજાં તત્ત્વો તથા ઈદ્રિયોને વિષે મળવા દે નહિ તથા બીજાં તત્ત્વો અને ઈંદ્રિયોની ક્રિયા આ તત્ત્વો તથા ઈંદ્રિયોને મળવા દે નહિ. વળી જે તત્ત્વ તથા ઈંદ્રિયોની ક્રિયા જે સમય પર જોઈએ તે સમયે તે તત્ત્વ તથા ઈંદ્રિયો ક્રિયા જણાવે છે. આ કામ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનું છે. તેમાં अनंग-चक्षसत्त्व जे त्रण भाग તે વિરાટનાં સર્વ તત્ત્વ-ઈંદ્રિયોને વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના જણાવ્યા બાદ આ બધાં તત્ત્વ-ઈંદ્રિયોને ઉમંગમાં લાવી જ્યાં જેવું તત્ત્વ તથા ઈંદ્રિયો હોય ત્યાં તે પ્રમાણે ક્રિયા કરાવે છે. આ પ્રમાણે ક્રિયા કરાવવી તે ગુણ અનંગ-ચક્ષસત્ત્વનો છે. આ અનંગ-ચક્ષસત્ત્વ તે કામદેવ જાણવો, આ કામનાએ કરીને સર્વ તત્ત્વોની ક્રિયા યથાયોગ્ય યથાસમયે થયાજ જાય છે. વળી એને વિષે काळ-चक्षसत्त्वना चार भाग पोषेला, એથી કરી તે આ બધાં તત્ત્વો તથા ઈંદ્રિયોની ક્રિયાઓને પાછળથી નાશ પમાડી દે છે. આ પ્રમાણે નાશ પમાડે છે. એટલે કે કાળ-ચક્ષસત્ત્વ, અનંગ-ચક્ષસત્ત્વના આનંદરૂપ ઋતુનો નાશ કરે છે, ત્યારે તરતજ બીજી ઋતુ બદલાય છે. આ પ્રમાણે ત્રણ ચક્ષસત્ત્વની તત્ત્વો તથા ઈંદ્રિયોમાં ઉપક્રિયા (બાહ્યક્રિયા) થાય છે. હવે આ ત્રણ ચક્ષસત્ત્વની મૂળ સ્થાનની ક્રિયા કહીએ છીએ. आ त्रण चक्षसत्त्वनुं मूळ स्थान कर्तानी प्रकाशब्रह्मवृत्तिनां ત્રણ મહાતત્ત્વોમાં છે. હવે ક્યા ક્યા મહાતત્ત્વને વિષે ક્યું ક્યું ચક્ષસત્ત્વ રહ્યું છે તે વિષે કહું છું જે સાંભળો. અવિકાસ-મહાતત્ત્વમાં વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ રહ્યું છે, તથા વિકાસ-મહાતત્ત્વમાં કાળ-ચક્ષસત્ત્વ રહ્યું છે, અને કુંભસ્થ-મહાતત્ત્વમાં અનંગ-ચક્ષસત્ત્વ રહ્યું છે. આ ત્રણ महातत्त्वो एटले શું તે વિષે સાંભળો. અવિકાસ-મહાતત્ત્વ તે વિરાટનો લેવાતો ૐકાર પ્રાણાયમ જાણવો, અને વિકાસ-મહાતત્ત્વ કે વિરાટનો મુકાતો સોહંગ પ્રાણાયમ જાણવો; આ બન્ને પ્રણવની સંધિને વિષે જે પ્રણવ સ્તંભન પામે છે તેને વિરાટનો કુંભસ્થ-મહાતત્ત્વનો કુંભક પ્રાણાયમ જાણવો. આ ત્રણ મહાતત્ત્વોના આ ત્રણ પ્રણવ જ ઓહંગ, સોહંગ અને કુંભક; તેમાં

આ ત્રણ ચક્ષસત્ત્વનાં સ્થાન છે. તે સ્થાનમાં શું શું ક્રિયા થાય છે તે સાંભળો. પ્રથમ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ લેવાતા પ્રાણાયમ શ્વાસને અંદર પૂરી પુષ્ટિ આપે છે તેણે કરીને પ્રણવ અતિશય બહાર વહી જતો નથી. હવે અનંગ-ચક્ષસત્ત્વ તે કુંભસ્થ-મહાતત્ત્વ, જે લેવાતા પૂરક શ્વાસને અંદર ખેંચી રાખે છે. આથી કરી વિરાટને વિષે થોડોક પ્રાણાયમ ભરાઈ રેહે છે. એથી કરી આખા વિરાટને વિષે સમૃદ્ધિ રહે છે. ત્યાર પછી કાળ-ચક્ષસત્ત્વ મુકાતા શ્વાસરૂપ પ્રાણાયમને બહાર રેચક કરી નાખે છે, કારણ કે કાળ-ચક્ષસત્ત્વનો એક ભાગ વધારે પોષાયેલો છે તે પ્રાણાયામનો કાળ કરવા સારૂ પ્રાણાયામને બહાર ઉલેચી નાખે છે; જ્યારે અનંગ-ચક્ષસત્ત્વ જેમ જેમ નિર્બળતા પામતું જાય છે, તેમ તેમ કાળ-ચક્ષસત્ત્વ પ્રાણાયમને વિશેષ ને વિશેષ બહાર રેચક કરી નાખે છે. આજ કારણને લીધે વિરાટનો કોઈ કાળે નાશ થાય છે. કારણ, બે ચક્ષસત્ત્વના ત્રણ ત્રણ ભાગ પોખેલા ત્યારે કાળ-ચક્ષસત્ત્વના ચાર ભાગ પોખેલા; આમ કાળ-ચક્ષસત્ત્વનો એક ભાગ વધારે પોખાયેલો હોવાથી કોઈ કાળે વિરાટ નાશ પામે છે. આ પ્રમાણે વિરાટને વિષે ત્રણ ચક્ષસત્ત્વ રહેલાં છે.

## દોહા

અતિ થીર ઈંડ વૈરાટકે, કીયેહુ સકલ અનુક્રમ;
સચિત સબુધ અધિકારીકુ, દર્શાવન નિજ મર્મ;
અબ ખટ ગુણગણ મહાદકે, નારણદાસ સુણ તંત;
પોખેહુ વૃત્તિક્રિયા જેહી વિધે, કુવેર સો કરત વિસ્તરંત.

આ વિરાટ અસંખ્ય યુગોથી એકસરખા પ્રમાણમાં સ્થિર રહેલું હોઈ તેની, તથા તેની અંદર રહેલા તત્ત્વોની અનુક્રમ-વિગતવાર રચનાની સ્થિતિ વિષેનું સંપૂર્ણ વર્ણન કર્યું છે, તે શુદ્ધ બુદ્ધિયુક્ત ચિંતવન કરનાર કોઈ અધિકારી હશે, તેનેજ આ મર્મરૂપ મુદ્દો દેખાશે અને તેના જ માટે મેં આ હકીકત કહેલી છે. હવે આવતા કંદમાં ખટ ગુણગણ આદિ મહદ્દદેવોનું વર્ણન કરૂં છું. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હે નારણદાસ! આ પ્રમાણે ક્રિયાવૃત્તિથી જે વિધિ પ્રમાણે કૃત (બનાવેલુ) છે તે વિસ્તારપૂર્વક સમજાવું છું તે તું ધ્યાન પૂર્વક સાંભળ.

# ખટ મહદ્ દેવતનુનું પંચીકરણ

## કંદ : ૮ મો

હવે સકર્તા સતકૈવલની ક્રિયાવૃત્તિએ છ મહદ્ દેવના શરીરો રચાયા છે તેમની ક્રિયા વિષે કહું છું તે સાંભળો. રજોગુણના પાંચ ભાગમાં અહંકારગણનો એક ભાગ; સ્વાકાશગણનો એક ભાગ, અચંતગણનો એક ભાગ, સત્ત્વગુણનો એક ભાગ, અને તમોગુણનો એક ભાગ મળી પાંચ ભાગ, રજોગુણના પાંચ ભાગમાં મેળવી આ દશ ભાગ થયા, તે વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો. આ દશ ભાગ પોખ્યા છે તેનાથી બ્રહ્મદેવ થયા છે. તેના વિષે સત્ત્વગુણનો એક ભાગ રહેલો, એથી કરી બ્રહ્મદેવને કોઈ સમયે શાન્તિ ઊપજે છે; તથા અહંકારગણના એક ભાગે કરી બ્રહ્માજીને કોઈ સમયે અહંકાર ઊપજી આવે છે; તથા સ્વાકાશગણના એક ભાગે કરી બ્રહ્મદેવને કોઈ સમયે સ્વાકાશપણું આવે છે ત્યારે સર્વ વિષયોથી તૃપ્ત થઈ પ્રફુલ્લિત થાય છે; તેમાં અચંતગણના એક ભાગે કરી બ્રહ્મદેવ કોઈ સમયે અચંતવત્ ધ્યાનાકાર થઈ જાય છે; અને તેમાં એક ભાગ તમોગુણનો પોખ્યો હતો, તેણે કરી બ્રહ્મદેવમાં કોઈ સમયે તામસપણું ઊપજી આવે છે.

હવે સત્ત્વગુણના પાંચ ભાગમાં બાકીના ગુણગણનો એક એક ભાગ મેળવીને આ દશ ભાગ છ મહદ્ દેવતનુને પોખેલા એથી વિષ્ણુદેવ થયા છે. તેમાં બાકીના ગુણગણના એક એક વિભાગ પોખ્યા હતા, તે વિષે કહું છું તે સાંભળો. રજોગુણના એક વિભાગે કરી વિષ્ણુદેવને કોઈ સમયે લક્ષ્મી ઉપર મોહ ઊપજે છે. તમોગુણના એક વિભાગે કરી વિષ્ણુદેવને કોઈ સમયે તમોગુણ ઉપજે છે, ત્યારે અવતાર ધારણ કરીને ઘણાક દૈત્યોનું છેદન કરે છે. તેમાં એક ભાગ અહંકારગણનો પોખાયેલો, એથી કરી વિષ્ણુદેવ સૃષ્ટિનું પાલન કરવાનો અહમેવ ધરાવે છે. તે પાલન કરવાનો અહમેવ ધરાવે છે તે અહંકારગણના એક વિભાગે કરીને છે. તેમાં રહેલા સ્વાકાશગણના એક વિભાગે કરીને વિષ્ણુદેવ સ્વાકાશપદે જ રહે છે. વળી તેમાં રહેલા અચંતગણના એક વિભાગે કરી વિષ્ણુ કોઈ સમયે ધ્યાનાકાર અચંત સરખા જ રહે છે. હવે આ ને આજ પ્રકારે છએ ગુણગણને વિષે બાકીના પંચ ગુણગણના વિભાગ જાણવા હવે આ પ્રકારે છ ગુણ ગણને વિષે મોહ

ઊપજે તે રજોગુણનો વિભાગ, અને તામસપણું ઊપજે તે તમોગુણનોં વિભાગ જાણવો; શાન્તિ ઊપજે તે સત્ત્વગુણનો વિભાગ જાણવો; અહંકાર ઊપજે તે અહંકારગણનો વિભાગ જાણવો; અને પાંચમું સ્વાકાશપણું ઊપજે તે સ્વાકાશગણનો વિભાગ જાણવો; અને છઠ્ઠો અચંતભાવ ઊપજે તે અચંતગણનો વિભાગ જાણવો.

હવે પાંચ ભાગ તમોગુણના લઈ તેમાં બાકીના ગુણગણના પાંચ ભાગ મેળવીને એ દશ ભાગ ખટ મહદ્ દેવતનુંને પોષ્યા હતા તેનાથી शिवदेव થયા છે. હવે પાંચ ભાગ અહંકારગણના લઈ તેમાં બાકીના ગુણગણના એક એક ભાગ લઈ આ પંચ ભાગ તેમાં મેળવીને જે દશ ભાગ ખટ મહદ્ દેવતનુને વિષે પોષ્યા હતા, તેના शेषदेव થયા છે. હવે પંચભાગ સ્વાકાશગણના લઈ તેમાં ગુણગણનો એક એક ભાગ મેળવીને આ દશ ભાગ ખટ મહદ્ દેવતનુને વિષે પોષ્યા હતા. તેના તો મહદ્ मेंडकदेव થયા છે. વળી પંચ ભાગ અચંતગણના લઈ તેમાં બાકી રહેલા ગુણગણનો એક એક ભાગ મેળવી આ દશ ભાગ ખટ મહદ્ દેવતનુને વિષે પોષ્યા હતા, તેનાથી મહદ્ દેવોને વિષે મહદ્ कूर्मदेव થયા છે. આ ખટ મહદ્ દેવને વિષે બીજાં તત્ત્વો તથા ઈંદ્રિયોના વિભાગો જે પોષ્યા છે, તેની ક્રિયાઓ આગળ બીજા દેવોને વિષે કહીશું તેને તે પ્રમાણે આ ખટ મહદ્ દેવને વિષે પણ જાણજો.

हवे आ छ महद् देवोनां शरीर कया कया स्थानने विषे रह्यां छे ते કહીએ છીએ તે સાંભળો. આ ખટ મહાન દેવો વિરાટના છ શિખરરૂપ અંગને વિષે રહેલા છે. આ વિરાટ ક્યા પ્રકારે કઈ તરફ મુખ રાખીને ખડું રહ્યું છે તથા ક્યા ક્યા અંગને વિષે કોણ કોણ દેવતા રહ્યા છે, તે વિષે કહું છું તે સાંભળો. આ વિરાટ અધોમુખે રહ્યું છે એટલે કે વિરાટનું મુખ નીચું છે અને ઊર્ધ્વભાગે બન્ને ચરણારવિંદ તથા લિંગ, આ ત્રણ શિખર રહ્યાં છે. તેવીજ રીતે અધોમુખવાળા વિરાટનું મસ્તક તથા બન્ને હાથ નીચે હોઈ પૂર્વ દિશાએ પૂઠ રાખીને વિરાટ સદાકાળ ખડું છે. આ વિષયમાં જગત પશ્ચિમ તરફ પૂઠ રાખીને વિરાટ ઊભું છે એમ કહે છે, પણ ખરી વાત તો એ છે કે વિરાટનું મુખ પશ્ચિમ તરફ રહ્યું છે. આ વિરાટના ઊર્ધ્વભાગે બે ચરણારવિંદ અને એક લિંગ મળી આ ત્રણ શિખર પૈકી જમણા ચરણારવિંદરૂપે શિખર ઉપર વિષ્ણુદેવ રહ્યા છે તથા ડાબા ચરણારવિંદરૂપ શિખર ઉપર શિવજી રહ્યા છે. અને વિરાટના લિંગરૂપ શિખર ઉપર

બ્રહ્મદેવ રહ્યા છે. હવે વિરાટના અધોમુખ મસ્તકરૂપી શિખરની તળે શેષદેવ રહ્યા છે તથા જમણા કરરૂપ શિખર તળે કૂર્મદેવ રહ્યા છે અને ડાબા કરરૂપી શિખર તળે મેંડકદેવ રહ્યા છે. આ પ્રમાણે છ મહદ્ દેવના તનું વિરાટના ખટ શિખરરૂપ અંગને વિષે રહેલાં છે.

## દોહા

ખટ ગુણગણ તનુ તત્ત્વકે, પંચીકરણ પ્રભાવ;
કહેહુ રચના રચી જેહી વિધિ, નિજ કર્તાકૃત ભાવ.
ઓરૂ ઈંદ્રાદિક સુરનકે, વપુ વિલાસ ઈતિહાસ;
નારણદાસ તેહી તત્ત્વનકી, કહેં કુવેર પરકાશ.

પંચીકરણનાં પ્રભાવ વડે છ ગુણગણના દેહનાં તત્ત્વો વિષે કિરતારે જે વિધિએ રચના કરી છે તે પ્રમાણે કર્તાના કૃતનો ભાવ દર્શાવ્યો છે. હવે ઈંદ્રાદિ દેવોના દેહના વિલાસનો ઈતિહાસ કહી મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હે નારણદાસ ! તેમનાં તત્ત્વોનો પ્રકાશ કરૂં છું તે તું સાંભળ.



# સામાન્ય દેવતનું વિચરણ-પંચીકરણ

## કંદ : ૯ મો

હવે ખટ મહદ્ દેવતનુની આદ્ય લઈને સર્વ દેવતનુના તત્ત્વની ક્રિયા કહું છું તે સાંભળો દેવને વિષે પંચભૂતના પંચભાગ રહ્યા છે તે ક્યા અને કેવી રીતે તે કહું છું. પૃથ્વીતત્ત્વના વિભાગે કરીને દેવ મૂર્તિમાન દેખાય છે. સૂર્ય, ચંદ્ર અને તારામંડળની આદ્ય લઈ જે દશ્યમાન થાય છે, તે પૃથ્વીતત્ત્વના વિભાગે કરીને દશ્યમાન થાય છે. આ પ્રકારે દેવને વિષે સૂક્ષ્મ પૃથ્વી રહેલી છે. હવે દેવને વિષે જળતત્ત્વ રહ્યું છે તે વિભાગ ક્યો તે કહું છું તે સાંભળો દેવને વિષે જળતત્ત્વના વિભાગે કરીને અમી રહેલી છે. આ અમીદષ્ટિએ કરીને દેવ કોઈની સામે જુએ, તો તેને લીલાલહેર થાય છે. આ પ્રકારે દેવને વિષે જળતત્ત્વનો વિભાગ રહ્યો છે. હવે દેવને વિષે અગ્નિતત્ત્વનો વિભાગ રહ્યો છે, એથી કરી દેવમાં પ્રકાશ રહ્યો છે. હવે દેવને વિષે પવનતત્ત્વના વિભાગે કરી દેવમાં હલણચલણપણું રહ્યું છે. વળી દેવમાં આકાશતત્ત્વના વિભાગે કરી દેવને કોઈએ પકડવા હોય તો પકડી શકાય નહિ. વળી આ આકાશતત્ત્વના વિભાગે કરી દેવમાં અદશ્યપણું રહેલું છે.

હવે દેવને વિષે પંચમાત્રાના નવ નવ ભાગ રહેલા છે, તે ક્યા પ્રકારે રહેલા છે તે સાંભળો. ગંધમાત્રાને લીધે દેવ વાસનાએ કરી તૃપ્તિ પામે છે. વળી તેમનામાં સુગંધી લેવાપણું ઘણું રહેલું છે, તે ગંધમાત્રાના નવ ભાગને લીધે છે. હવે દેવને વિષે રસમાત્રા કેવી રીતે સમજાય, તે વિષે કહું છું તે સાંભળો. આ રસમાત્રા દેવની જિહ્‌વાએ રહેલી છે. આ રસમાત્રાએ કરી દેવ વચન આપે છે તેનાથી ફળ-પ્રાપ્તિ થાય છે. આ રસમાત્રાના નવ ભાગને લીધે દેવના વચનમાં રસ જામીને આપેલા વચનને ફળીભૂત કરે છે. આ પ્રમાણે દેવને વિષે રસમાત્રા રહી છે. હવે દેવને વિષે રૂપમાત્રા રહી છે. આ રૂપમાત્રા દેવના ચક્ષુ વિષે રહી છે. આ માત્રાના નવ ભાગ હોવાથી દેવનાં ચક્ષુની પલક પડતી નથી તેમજ દેવની દષ્ટિ ઘણી પહોંચે છે. તેનું કારણ દેવમાં રૂપમાત્રાના નવ વિભાગ રહેલા છે તે છે. દેવમાં સ્પર્શમાત્રાના નવ ભાગ રહ્યા છે, તેથી કરી સ્પર્શ કરીને દેવ

આનંદ પામે છે. આ સ્પર્શ કરવો તે ચંદનનો લેપ તથા જળસ્નાનની આદ્ય લઈને દેવ તૃપ્તિ પામે છે. તેનું કારણ આ સ્પર્શમાત્રાના નવ ભાગ દેવની ત્વચાએ રહેલા છે. એથી કરી દેવની ત્વચાએ સ્પર્શ થતાં દેવ ખુશ થાય છે. આ પ્રકારે દેવમાં સ્પર્શમાત્રા રહી છે. હવે દેવને વિષે શબ્દમાત્રા રહી છે તે દેવના શ્રવણને વિષે રહેલી છે, તેણે કરી ઘંટનાદ, શંખનાદની આદ્ય લઈને દેવને વાજિંત્ર પ્રિય લાગે છે. આમ પ્રિય લાગવાનું કારણ દેવને વિષે શબ્દમાત્રાના નવ ભાગ રહ્યા છે તે છે.

હવે દેવને વિષે રજોગુણની દશ આકાંક્ષા તે પૈકી પાંચ આકાંક્ષાના નવ નવ ભાગ અને પાંચ આકાંક્ષાનો એક એક ભાગ મેળવીને જે પોષ્યા હતા તે કહું છું. દેવને વિષે શ્રવણ-આકાંક્ષાના નવ ભાગ રહ્યા છે. તેનાથી દેવને કર્ણ(કાન) થયા છે; જેમાં શબ્દમાત્રાના નવ ભાગ રહ્યા છે, કારણ કે નવ ભાગ શ્રવણ-આકાંક્ષાના રહેલા છે, એથીજ તેમાં શબ્દમાત્રાના નવ ભાગ સમાયા છે. હવે દેવને વિષે સુગંધ-આકાંક્ષા કેવી રીતે રહી છે, તે વિષે કહું છું તે સાંભળો. આ સુગંધ-આકાંક્ષાની દેવને વિષે નાસિકા-ઈંદ્રિય થઈ છે. તેમાં નવ ભાગે ગંધમાત્રા રહી છે, કારણ કે સુગંધ-આકાંક્ષાના નવ ભાગ રહેલા છે એથીજ તેમાં ગંધમાત્રાના નવ ભાગ સમાયા છે. હવે દેવને વિષે નિરીક્ષણ-આકાંક્ષાના જે નવ ભાગ પોષ્યા છે, તે વિષેની હકીકત કહું છું તે સાંભળો. નિરીક્ષણ-આકાંક્ષાએ દેવને વિષે નેત્ર થયાં છે, જેમાં નવ ભાગે રૂપમાત્રા રહેલી છે; કારણ કે નિરીક્ષણ-આકાંક્ષાના નવ ભાગ રહેલા છે એથીજ રૂપમાત્રાના નવ ભાગ તેમાં સમાયા છે. હવે દેવને વિષે વિષય-આકાંક્ષા નવ ભાગ પોખેલા તે ક્યા તે કહું છું તે સાંભળો. વિષય-આકાંક્ષાની દેવને વિષે લિંગ-ઈંદ્રિય થઈ છે. દેવની આ ઈંદ્રિય મુર્ઝાતી નથી. પણ સદાકાળ ખડી રહે છે, કારણ કે નવ ભાગ વિષય-આકાંક્ષાના રહેલા છે, જેથી કરીને દેવની ઈંદ્રિય મીંચાય નહિ. હવે દેવને વિષે ગમન-આકાંક્ષાના નવ ભાગ પોખેલા, તે કેવી રીતે તે કહું છું તે સાંભળો. આ ગમન-આકાંક્ષા દેવના ચરણારવિંદને વિષે રહેલી છે, જેથી તે એક ઘડીમાં લક્ષ કોસ ગમન કરે તો પણ દેવને શ્રમ પડે નહિ; કારણ કે નવ ભાગ ગમન-આકાંક્ષાના રહેલા છે તેથી કરીને દેવને શ્રમ પહોંચતો નથી. આ પ્રમાણે પાંચ આકાંક્ષા નવ નવ ભાગે દેવમાં રહેલી છે.

હવે દેવને વિષે પાંચ આકાંક્ષાનો એક એક ભાગ રહ્યો, તે વિષે સ્પષ્ટ ખુલાસો સાંભળો ઉચ્ચાર-આકાંક્ષાનો એક ભાગ તે કોઈ સમયે દેવ પોતાના સેવકને વરદાન આપવા સારૂ ઉચ્ચાર કરે છે. દેવને વિષે એક ભાગ શીતોષ્ણ-આકાંક્ષાનો મૂકેલો, એથી કરી સૂર્યની આદ્ય લઈને તેજસ્વી દેવોના તેજબળ આગળ બીજાઓનાં તેજ મુર્ઝાઈ જાય છે, તેમજ રાત્રિએ શીતળતા પામીને ચંદ્ર, તારાની આદ્ય લઈને પ્રફુલ્લિત થાય છે. એ શીતોષ્ણ-આકાંક્ષા જાણવી. હવે દેવને વિષે ગ્રહણ-આકાંક્ષાનો એક ભાગ પોષેલો તેણે કરીને દેવને વિષે હાથ થયેલા છે. હાથે કરીને પુષ્પાદિ વસ્તુની આદ્ય લઈને પોતપોતાનાં શસ્ત્ર તથા આભુષણ ગ્રહી રહે છે. આ ગ્રહણશક્તિ જે દેવમાં રહી છે તે ગ્રહણ-આકાંક્ષાએ કરીને છે. હવે દેવને વિષે મલવિસર્જન-આકાંક્ષાનો એક ભાગ રહ્યો છે, તેણે કરી દેવ વૈભવ કરીને તૃપ્તિ પામે છે અને પાછા અતૃપ્ત થાય છે, તે દેવમાં રહેલી મલવિસર્જન-આકાંક્ષા જાણવી. (તેમજ દેવને વિષે એક ભાગ ક્ષુધાપિપાસા-આકાંક્ષાનો રહ્યો છે, તેથી કરીને દેવ સદા વાસનાના ભૂખ્યા રહે છે.) આ પ્રમાણે દશ આકાંક્ષાઓ દેવને વિષે સ્ફુરે છે.

हवे देवने विषे सत्त्वगुणनां पंच अंतःकरणना नव नव भाग अने पंच अवस्थानो एक एक ભાગ પોખેલો, તે વિષેની વિગત સાંભળો. પંચ અવસ્થાના પંચભાગ દેવને વિષે સામાન્ય સંયુક્ત શમદમ રહેલા છે, એથી કરી દેવતાઓમાં અહર્નિશ સદાકાળ પાંચે અવસ્થા વર્તતી જણાય છે. તેમની અવસ્થાઓ પલટાય છે એવું જણાતું નથી, કારણ કે દેવની જાગ્રત-અવસ્થા તે નેત્રમાં હોઈ સદાકાળ ટગરટગર જોઈ રહે છે. હવે દેવમાં સ્વપ્નાવસ્થાનો એક ભાગ તે કંઠસ્થાનને વિષે હોઈ દેવ અપ્રાપ્ત ભોગની વાસના કરીને ઘાટ ઘડ્યા કરે છે, અર્થાત્ દેવને જોઈતા ભોગ ન મળવાથી તેને મેળવવાની ઈચ્છાએ ઘાટ ઘડ્યા કરે છે. દેવને વિષે સુષુપ્તિ-અવસ્થા તે દેવ સદાકાળ શમદમરૂપે ભાસે છે તે છે, તથા તુર્યાવસ્થાના એક ભાગે કરી દેવ સદા ધ્યાનાકાર જણાય છે. વળી દેવોમાં ઉન્મની-અવસ્થા તે બીજી ચારે અવસ્થાઓની ચાસણી લઈને આનંદ પામતા હોઈ દેવોમાં સદાય ઉદારપણું દેખાય છે. આ પ્રમાણે દેવમાં પાંચે અવસ્થા સંયુક્ત વર્તે છે. આ કારણને લીધે દેવ ઘણે કાળે કોઈ સમયે નિદ્રાવશ થાય છે.

હવે દેવને વિષે પંચઅંતઃકરણના નવ નવ ભાગ રહેલા છે, તે પૈકી મનઅંતઃકરણના નવ વિભાગે કરી દેવને વિષે સંકલ્પ-વિકલ્પ રહ્યા છે. આ સંકલ્પ-વિકલ્પે કરી દેવ કોઈને પ્રસન્ન થઈ ફળીભૂત થાય છે, તેમજ કોઈને શાપ દઈને પ્રલય પણ કરે છે; તે મનના સંકલ્પ-વિકલ્પે કરીને થાય છે. દેવને વિષે બુદ્ધિ અંતઃકરણના નવ ભાગ રહ્યા છે, તેથી કરી પોતપોતાના લોકમાં વહેવાર તથા વિચારના ઘાટ ઘડતા જ રહે છે. દેવને વિષે અહંકાર-અંતઃકરણ રહેલું છે, તેણે કરી તેઓ વહેવારિક કાર્યોનો તોલ કરે છે, તથા આ દેવોની કોઈ સેવા કરે છે ત્યારે તેને વરદાન આપે છે. વળી આ અહંકાર-અંતઃકરણે કરીને દેવલોકોને પોતપોતાના સામર્થ્યની માનિનતા રહે છે. હવે દેવને વિષે જે ચિત્ત-અંતઃકરણ રહ્યું છે તે ચિત્ત-અંતઃકરણે કરીને દેવ નાના પ્રકારના વૈભવનું ચિંતવન કર્યા જાય છે. વળી દેવને વિષે નર્ચિંત-અંતઃકરણના વિભાગ રહ્યા છે, તેણે કરીને બીજાં ચાર અંતઃકરણના વિષયની ચાસણી લઈને દેવતનુઓ મોદિત (આનંદ, ખુશ) પણે વર્તે છે. આ પ્રમાણે દેવને વિષે પંચ અંતઃકરણ તથા પંચઅવસ્થા રહી છે.

हवे देवने विषे स्वाकाशगणनां पांच संभसकरणना नव भाग अने पांच व्यवस्थानो एक एक ભાગ મેળવીને પોષ્યા હતા, તે વિષેની હકીકત સાંભળો. શાંત-સંભસકરણે કરીને દેવને વિષે શાંતિ રહેલી છે. આ શાંતિને લીધે દેવલોકો પોતાનું ધામ છોડીને બહુ ફરતા નથી. વળી સ્થિતિ-વ્યવસ્થાનો એક ભાગ દેવને વિષે પોખેલો તેણે કરીને દેવતાઓ હાલેચાલે ખરા પણ સ્થિતિરૂપે જણાય છે. રવે સહેજ-સંભસકરણના નવ વિભાગે કરી, દેવ વિચરણ કરે છે તથાપિ સહજ સ્વભાવે હોય એમ જણાય છે. તેમાં ઉદાર-વ્યવસ્થાના એક ભાગે કરીને દેવો પોતાના અંતરમાં ચાહના રાખે છે, પણ ઉપરથી ઉદાર હોય એમ જણાય છે. દેવને વિષે શીલ-સંભસકરણના નવ ભાગ રહ્યા છે, તેણે કરી દેવતાઓ સદા શીલવંત જણાય છે. તેમાં એક ભાગ ગલિત-વ્યવસ્થાનો પોખેલો, એથી કરી દેવતાઓ જ્યારે કોઈને શાપ દે છે ત્યારે પાછો શાપ ખાનારો જો શાપ દેનાર દેવની સ્તુતિ કરે છે, ત્યારે આ દેવ ગલિત થઈ થોડોઘણો શાપ વાળી લે છે; તે ગલિત વ્યવસ્થાના વિભાગને લીધે છે. હવે દેવને વિષે સંતોષ-સંભસકરણના નવ ભાગ પોષેલા

એથી દેવ વાસનાએ કરી સંતોષ પામે છે. તેમાં એક ભાગ કુંભ-વ્યવસ્થાનો પોખેલો, એને લીધે દેવ આસન ઉપર બિરાજમાન હોય ત્યાંસુધી ચલાયમાન જણાય નહિ. વળી દેવમાં સમતા-સંભસકરણના નવ ભાગે કરી, કોઈ દેવની નિંદા વા સ્તુતિ કરતો હોય ત્યારે તે જલદી કોપાયમાન થતા નથી અને ફળીભૂત પણ જલદી થતા નથી. આ ગુણ સમતા-સંભસકરણનો છે એમ જાણજો. તેમાં સામાન્ય-વ્યવસ્થાનો એક ભાગ રહ્યો છે, તે ગુણે કરીને કોઈ દેવની ઘણો કાળ સેવા કરે અને કોઈ થોડા દિવસ સેવા કરે તથાપિ આ બન્ને ફળીભૂત થાય, ત્યારે ફળ બન્નેને સરખાં આપ્યા જાય છે. આ પ્રકારે સામાન્ય-વ્યવસ્થાના અમલે કરીને આમ થયે જાય છે.

હવે દેવને વિષે તમોગુણના દશ કાળમાંથી પાંચ કાળના નવ નવ ભાગ અને અને બીજા પાંચ કાળમાંથી એક એક ભાગ પોખેલા, એ વિષેની હકીકત કહું છું તે સાંભળો. સ્વભાવ-કાળ, કામના-કાળ, આકૃતિ-કાળ, આશ્ચર્ય-કાળ અને પાંચમો દ્વેષ-કાળ, આ પાંચે કાળના દેવને વિષે નવ નવ ભાગ રહ્યા છે; તે પૈકી સ્વભાવ-કાળના નવ ભાગે કરી દેવોના સ્વભાવ પલટાતા નથી. દેવકામી તો કામીજ, ક્રોધી તો ક્રોધીજ, શીલવંત તો શીલવંતજ, આમ સદાયકાળ રહે, પણ કોઈનો બોધ લાગીને સ્વભાવ પલટાય નહિ. આ પ્રમાણે સ્વભાવકાળ દેવમાં રહેલો છે. દેવમાં કામના-કાળના નવ ભાગ રહેલા છે, એથી કરી દેવ વૈભવને માટે લોલુપતા બહુ કરે છે. આકૃતિ-કાળના નવ વિભાગે કરી દેવમાં આકૃતિ બહુ રહેલી છે. આ આકૃતિને લીધે સર્વ લોકો દેવથી ત્રાસ પામે છે. વળી દેવમાં આશ્ચર્ય-કાળના નવ ભાગ છે, એથી કરી દેવમાં અંતર્ધ્યાન અને અદશ્યપણું રહ્યું છે. વળી દેવને વિષે દ્વેષ-કાળના નવ વિભાગ રહેલા છે, એથી કરી દેવતાઓ કોઈનું સારૂં ઈચ્છે નહિ; જેથી કોઈ જપ-તપ કરતું હોય તો ત્યાં દેવતા જાય અને તેના તપનો ભંગ કરે આ પ્રકાર દ્વેષ-કાળનો છે. આ પ્રકારે પાંચ કાળના નવ નવ ભાગ દેવોમાં રહેલા છે. હવે બાકી રહેલા પાંચ કાળ શું કરે છે તે તપાસીએ.

પૃથક્-કાળ, વિપરીત-કાળ, અજ્ઞાન-કાળ, રાગસ-કાળ, અને પાંચમો વૃદ્ધિઅંત-કાળ; આ પાંચ કાળ પૈકી પૃથક્-કાળનો એક ભાગ દેવમાં રહેલો છે, એથી કરી દેવતાઓ પૃથક્

પૃથક્ દેખાય છે. વળી પોતાના ધામમાં રહ્યા છતાં બીજી જગ્યાએ દશ્યમાન થાય છે. આ પ્રકાર પૃથક્કાળના ગુણે કરીને છે. દેવમાં વિપરીત-કાળનો એક ભાગ રહેલો છે. આ વિપરીત-કાળે કરીને દેવતાઓ કોઈ સમયે અનહિત (અહિત) કાર્ય કરે છે ત્યારે તેનું વિપરીત થાય છે. જ્યારે ઈંદ્રદેવતા તથા ચંદ્રદેવતાએ ગૌતમની સ્ત્રીનું હેરું કર્યું (છાની કુદષ્ટિ કરી), ત્યારે તેનું પરિણામ વિપરીત આવ્યું, જે ગૌતમના શાપે કરી સહસ્ત્ર ભગ થયાં. વળી શિવજીએ બ્રહ્માના મસ્તકનું છેદન કર્યું તેનું બ્રહ્મ-કપાળ થઈને શિવજીને વળગ્યું એ પણ વિપરીત થયું. આ પ્રકારે દેવમાં વિપરીતકાળનું પરિવર્તન થાય છે. હવે દેવને વિષે અજ્ઞાનકાળનો એક વિભાગ રહેલો છે. જો કે દેવ ત્રિકાળદર્શી છે, પણ આ અજ્ઞાનકાળે કરીને કોઈ સમયે દેવતાઓ ચૂકી જાય છે. જ્યારે બળિરાજાને ઘેર વામન યાચવા ગયા, ત્યારે શુક્રાચાર્ય ઝારીમાં પેઠા. (જ્યારે વામન બળિરાજાને ત્યાં યાચવા ગયા ત્યારે બલિ પાસે વામને સાડાત્રણ ડગલાં પૃથ્વી માંગી. બલિએ હા કહ્યું, ત્યારે વામને કહ્યું મૂક સંકલ્પ. જ્યારે બલિરાજા સંકલ્પ મૂકવા ગયા, ત્યારે તેણે હાથમાં પાણીની ઝારી લઈ સંકલ્પ મૂકવા પાણી લેવા માંડ્યું. આ બલિનું અહિત થશે એ વાત શુક્રાચાર્ય સંપૂર્ણ સમજી ગયા, એટલે બીજો-ત્રીજો વિચાર ન કરતાં ઝારીમાંથી પાણી નીકળવાના છિદ્રમાં પેસી ગયા. આથી પાણી નીકળતું અટકી ગયું, ત્યારે આ છિદ્રમાં સળી નાખી; એથી શુક્રાચાર્યની આંખ ફુટી ગઈ.) પણ જાણ્યું નહિ કે પોતાનું નેત્ર ખંડિત થશે અને પ્રભુનો ચોર થવાશે. શુક્રાચાર્ય ત્રિકાળદર્થી હતા છતાં ચૂકી ગયા. આમ કોઈ સમયે દેવો ચૂકી જાય છે, તે અજ્ઞાનકાળના વિભાગે છે. હવે દેવતામાં રાગસકાળનો એક વિભાગ રહ્યો છે, એથી કરી સેવા કરનાર કોઈ કોઈ સેવક ઉપર પ્રીતિ રાખે છે તે રાગસકાળે કરીને છે. વળી દેવને વિષે વૃદ્ધિઅંતકાળનો એક વિભાગ રહેલો છે, તે કેવી રીતે તે કહું છું. આ વૃદ્ધિઅંત-કાળના એક વિભાગને લીધે દેવનું શરીર ઘણેક કાળે વૃદ્ધિ પામીને રહે છે ત્યાર પછી વધતું નથી, તે વૃદ્ધિઅંતકાળનો વિભાગ જાણવો. આ પ્રમાણે તમોગુણના દશ કાળ દેવતનુને વિષે રહ્યા છે.

હવે દેવને વિષે અચંતગણની દશ ભાવના પૈકી પાંચ ભાવનાના નવ નવ ભાગ

અને બાકીના પાંચ ભાવનાનો એક એક ભાગ પોષ્યો હતો, તે વિષેની હકીકત સાંભળો. અહમ્-ભાવના, સ્તંભ-ભાવના, અચેત-ભાવના, ઉચાટ-ભાવના અને પાંચમી મૌન-ભાવના; આ પાંચ ભાવનાના નવ નવ ભાગ દેવને વિષે રહ્યા છે. આ સિવાય બીજી ભાવનાઓ વિસર્જન-ભાવના, નિદ્રાભાવના, અંધતમ-ભાવના, અભાવ-ભાવના અને પાંચમી અસામર્થ્ય-ભાવના; આ પાંચ ભાવનાનો એક એક ભાગ દેવને વિષે રહ્યો છે. હવે અહમ્-ભાવનાના નવ ભાગ દેવને વિષે રહ્યા છે, એથી કરી દેવો ઘણા કાળ સુધી એશ-વૈભવ ભોગવે છે, પણ તેમની ગતિ પલટાતી નથી; કારણ આ દેવોમાં સદાય અહંપણું રહ્યું છે તેને લીધે છે. દેવને વિષે સ્તંભ-ભાવનાના નવ ભાગ રહેલા છે એથી કરી દેવો સદાકાળ સ્તંભાકાર જણાય છે. જો કે હાલે ચાલે ખરા, પણ સ્તંભાકારવત્ દેખાય છે. અચેતભાવાનાના નવ ભાગ દેવને વિષે રહ્યા છે, એથી કરી દેવલોકો પોતાની હદ છોડીને ઊંચી ગતિને પામે નહિ; કારણ કે દેવને વિષે અચેત-ભાવનાના નવ ભાગ રહ્યા છે એથી કરીને છે. ચોથી ઉચાટ-ભાવનાના નવ ભાગ દેવને વિષે રહ્યા છે, એથી કરી દેવને વિષે ખેચરી-મુદ્રા રહી છે. આ ખેચરીમુદ્રાનો સ્વભાવ શૂન્યાકાર છે. આ શૂન્યાકાર ઉચાટવત્ છે; એથીજ તેને ઉચાટ-ભાવના કહી છે. વળી દેવને વિષે પાંચમી મૌન-ભાવનાના નવ ભાગ રહ્યા છે. આ મૌન-ભાવનાએ કરી દેવો સદાકાળ મુનિવ્રત સરખા દેખાય છે. તેઓ કદીએ અતિશય વાણીનો ઉચ્ચાર કરતા નથી. આ પ્રકાર મૌન-ભાવનાએ કરીને છે. આ પ્રમાણે આ પંચ ભાવનાના નવ નવ ભાગ દેવને વિષે રહેલા છે. હવે બાકી રહેલી પાંચ ભાવનાનો એક એક ભાગ દેવમાં રહ્યો છે તે વિષે સાંભળો. વિસર્જનભાવનાનો એક ભાગ દેવમાં પોષ્યો હતો તે વિષે કહું છું. દેવને અગમનિગમની સૂઝ પડે છે, તથાપિ કોઈ સમયે અસૂઝનું (સૂઝ સિવાયનું)કામ કરી બેસે છે, તે વિસર્જન-ભાવનાએ કરી ને થાય છે. દેવને વિષે નિદ્રા-ભાવનાનો એક ભાગ પોષ્યો હતો તે વિષે કહું છું. દેવ મંત્ર-આવાહને કરીને પ્રગટ થાય છે પણ કોઈ સમયે મંત્ર આહવાન સાંભળતા નથી ત્યારે પ્રગટ થતા નથી, તે નિદ્રા-ભાવનાએ કરીને છે. હવે અંધતમ-ભાવનાનો એક ભાગ પોષ્યો હતો તે વિષે સાંભળો. દેવને કોઈ સમયે કંઈક ખાસ કામના ઊઠે છે ત્યારે તે પોતાનો સ્વાર્થને માટે

અનેક જીવનું કાર્ય બગાડે છે, તે અંધતમ-ભાવનાને લીધે છે. હવે ચોથી અભાવ-ભાવનાનો એક ભાગ દેવમાં પોખેલો, એથી દેવની સેવા કરતાં કોઈ સેવકની ચૂક પડે ત્યારે તેના ઉપર દેવને અભાવ ઊપજે છે, એથી કરી દેવ તેને ફળીભૂત થતા નથી. આ અભાવ-ભાવનાએ કરીને આમ થાય છે. હવે પાંચમી અસામર્થ્ય-ભાવનાનો એક ભાગ દેવને વિષે પોષ્યો હતો તે વિષે સાંભળો. દેવ ચાહ્યસો કરે તેવું સામર્થ્ય ધરાવે છે, પણ તેમાંનું કઈ કરી શકતા નથી; કારણ કે અસામર્થ્ય-ભાવનાએ કરીને ગતિ પહોંચતી નથી. આ પ્રમાણે અચંતગણની દશ ભાવનાઓ દેવને વિષે રહેલી છે.

હવે દેવને વિષે ત્રણ ગુણ અને ત્રણ ગણના પાંચ પાંચ ભાગ પોખેલા તે વિષે કહું છું તે સાંભળો. પ્રથમ રજોગુણના પાંચ ભાગ લઈ તેમાં અહંકારગણના પાંચ ભાગ મૂકીને આ દશ ભાગ દેવને વિષે પોષેલા, એથી કરીને દેવને વિષે રજોગુણ અખંડ રહેલો છે, કારણ કે રજોગુણના પાંચ ભાગમાં અહંકારગણના પાંચ ભાગ મૂકેલા એથી કરી અહંકારભર્યો રજોગુણ દેવને વિષે સદાકાળ રહે છે, જેથી રજોગુણ વિરામ પામતો નખી. આ પ્રમાણે દેવમાં રજોગુણ રહેલો છે. વળી દેવને વિષે અહંકારગણના પાંચ ભાગ રહ્યા છે, તે અહંકારગણે કરીને દેવમાં અભિમાન ઘણું રહેલું છે. આમ અભિમાન રહેલું છે કારણ કે રજોગુણના પાંચ ભાગમાં અહંકારગણના પાંચ ભાગ મેળવેલા. એથી કરીને દેવમાં અખંડ અભિમાન રહે છે. હવે સત્ત્વગુણના પાંચ ભાગને લીધે દેવો અનેક પ્રકારના વૈભવ ભોગવે છે છતાં શાન્તવત્ દેખાય છે. આમ શાન્તવત્ દેખાવાનું કારણ સ્વાકાશગણના પાંચ ભાગ સત્ત્વગુણના પાંચ ભાગમાં મેળવેલા છે, એથીજ સદાય શાન્તવત્ જણાય છે. આ પ્રમાણે દેવને વિષે સત્ત્વગુણના વિભાગ રહ્યા છે. વળી દેવને વિષે સ્વાકાશગણના પાંચ ભાગ રહ્યા છે, તેણે કરી દેવ સદાય સ્વ-પ્રકાશિત રહે છે; કારણ કે સ્વાકાશગણમાં સત્ત્વગુણના પાંચ ભાગ મેળવેલા છે. એથી કરીને દેવમાં સ્વાકાશગણ અખંડ રહેલો છે. હવે દેવને વિષે તમોગુણના પાંચ ભાગ પોખેલો છે, એથી કરી દેવમાં તામસપણું રહેલું છે. આ તામસપણે કરીને દેવ કોઈને શાપ દે છે. આ પ્રમાણે દેવને વિષે તમોગુણના પાંચ વિભાગ રહેલા છે. તે તમોગુણ સદાકાળ દેવને વિષે અખંડ રહે છે, પણ કોઈ

કાળે પ્રગટ દેખાઈ આવે છે, નહિતર ગુપ્ત રહે છે; કારણ કે તમોગુણના પાંચ ભાગમાં અચંતગણના પાંચ ભાગ મળીને રહેલા છે, એથી કરીને અચંતગણનો ભાવ તે અચેત પમાડે છે. આ અચંતપણું તે અસ્મૃતિ પ્રાપ્ત કરાવે છે, એટલે કે સ્મૃતિનો નાશ કરે છે. આમ સ્મૃતિનો નાશ થતાં ઘોર અઘોરપણું ઉપજાવે છે. આ અઘોરપણું તે અજ્ઞાન જાણવું. આ અજ્ઞાને કરીને તામસ ઊપજે છે. આ તામસપણું તે તમોગુણનો વિભાગ જાણવો, આ પ્રમાણે દેવોમાં સદાકાળ તમોગુણ રહ્યો છે. વળી દેવને વિષે અચંતગણના પાંચ ભાગ રહ્યા છે, તેણે કરી દેવ કંઈક કાર્ય કરે છે ત્યારે તે અકસ્માત (આકસ્મિક, અચાનક, ઓચિંતુ, અણધાર્યું) કરી બેસે છે. ભલે, ભલું થાય કે બૂરું, પણ વિચાર કરીને કરી શકે નહિ, એટલે કે વગર વિચારે કરે છે. આમ અચંતગણના વિભાગે કરીને દેવમાં સદાય અચંતપણું રહેલું છે, કારણ કે તમોગુણના પાંચ ભાગ અચંતગણના પાંચ ભાગમાં મળીને રહેલા છે, એથી કરીને દેવમાં અચંતપણું સદાય વિશેષ વર્તે છે.

हवे देवने विषे चार तत्त्वकारणना पांच पांच भाग पोखेला छे ते पैकी प्रकृति-તત્ત્વકારણના પાંચ ભાગ દેવને વિષે રહ્યા છે. એથી દેવમાં ચંચળપણું રહ્યું છે, જેથી કોઈ સમયે ગમન કરે છે. આમ ગમન કરવાની શક્તિ તથા ચંચળપણાનો ગુણ પ્રકૃતિ-તત્ત્વકારણના વિભાગે કરીને છે. દેવને વિષે ધનંજ્ય-તત્ત્વકારણના જે પાંચ વિભાગ રહ્યા છે તે વિષે સાંભળો. ચંદ્ર, સૂર્ય, તથા તારામંડળની આદ્ય લઈ હલણચલણ એટલે ગમન કરે છે છતાં સ્થિરના સ્થિર જણાય છે, જાણે કે ચાલતા જ નથી. આમ ધનંજ્ય-તત્ત્વકારણના વિભાગે કરીને અચળ જણાય છે. હવે દેવને વિષે આનંદ-તત્ત્વકારણાના પાંચ વિભાગ રહેલા છે. આ આનંદતત્ત્વકારણ તે દેવ પોતપોતાના વિષે આનંદમાં વર્તે છે, એટલે કે દેવ પોતે પોતામાં આનંદપૂર્વક રહેતા હોઈ દેવ પોતપોતાના વિષયમાં ને વિષયમાં આનંદ માને છે. આ આનંદ-તત્ત્વકારણનો વિભાગ જાણવો. હવે દેવને વિષે મહાતત્ત્વકારણના પાંચ ભાગ ક્યા તે કહું છું. મહાતત્ત્વકારણના પાંચ ભાગને લીધે દેવને વિષે મહદ્ મહાનુભાવપણું રહેલું છે, એ મહાતત્ત્વકારણનો વિભાગ જાણવો. આ પ્રમાણે દેવને વિષે ચાર તત્ત્વકારણના વિભાગ રહેલા છે.

हवे देवने विषे निरंजन अने अव्याकृतना विभाग पोખેલા, તે ક્યા તે કહું છું

તે સાંભળો. નિરંજનના આઠ ભાગ લઈને અને તેમાં બે ભાગ અવ્યાકૃતના મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા હતા. એથી કરી દેવોને વિષે પુરૂષજાતિ થઈ છે; અને અવ્યાકૃતના આઠ ભાગ લઈને તેમાં બે ભાગ નિરંજનના મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખેલા, એથી કરી દેવતનુને વિષે દેવાંગનારૂપ સ્ત્રીજાતિ થયેલી છે. આ પ્રમાણે નિરંજનના જે આઠ ભાગ દેવને વિષે પોખ્યા છે, તેણે કરીને દેવકોટિમાં પુરૂષ-આકૃતિ બંધાઈ છે; તથા અવ્યાકૃતના આઠ ભાગ દેવશરીરમાં પોખેલા, એથી કરી દેવકોટિમાં દેવાંગનારૂપ સ્ત્રીની આકૃતિ બંધાઈ છે. આ સ્ત્રી-આકૃતિને વિષે બે ભાગ નિરંજનના પોખેલા તે વિષેની હકીકત કહું છું તે સાંભળો. અવ્યાકૃતના આઠ ભાગમાંથી સાત ભાગ દેવાંગના-સ્ત્રીના દેહની સાત ધાતુને વિષે મેળવીને નખશિખ-પર્યંત સ્ત્રીલિંગરૂપ દેહ કર્યો છે. હવે બે ભાગ નિરંજનના અને અવ્યાકૃતના આઠ  માંથી બાકી એક ભાગ રહેલો તે મળી ત્રણ ભાગની હકીકત કહું છું. જે એક ભાગ બાકી રહ્યો, તે સ્ત્રીના વામ(ડાબા) અંગે ઈંગળા નાડીમાં પોખ્યો છે. (એથી કરી સ્ત્રીનું ડાબું અંગ સર્વાંગ સ્ત્રીરૂપ થઈ રહેલું છે.) હવે બે ભાગ નિરંજનના રહ્યા, તેમાંથી એક ભાગ સ્ત્રીના દાહેને (જમણા) અંગે પિંગળા નાડીને વિષે રહ્યો છે. નિરંજનનો બીજો એક ભાગ જે સ્ત્રીને વિષે રહ્યો છે, તેમાંથી અર્ધ ભાગ સ્ત્રીના ભગસ્થાનને વિષે મૂકેલો છે અને બાકીનો અડધો ભાગ સ્ત્રીના નેત્રદ્વારને વિષે મૂક્યો છે. આ પ્રમાણે દેવતનું પૈકી દેવાંગનાને વિષે બે ભાગ નિરંજનના રહ્યા છે, તે પૈકી એક ભાગ સ્ત્રીની પિંગલા નાડીમાં રહ્યો છે અને બીજા એક ભાગમાંથી અર્ધો ભાગ સ્ત્રીની ભગસ્થાન ઈંદ્રિયને વિષે અને અર્ધો ભાગ સ્ત્રીની નેત્ર-ઈંદ્રિયને વિષે રહ્યો છે, તે કેવી રીતે કહું છું. સ્ત્રીને નેત્રે કરીને પુરૂષ ઉપર મોહ થાય છે અને તે ભગસ્થાન-ઈંદ્રિયે કરીને પુરૂષનો ઉપભોગ કરે છે; કારણ કે આ બન્ને જગ્યાએ પુરૂષના (નિરંજનના) વિભાગ રહેલા છે, તેથી જ પુરૂષની ચાહના કહે છે. તે કેવી રીતે જણાય તે સ્પષ્ટ કહું છું. તેજનો વિભાગ, નેત્રને વિષે રહ્યો છે, તેથી કરી નેત્ર તેજનું આકર્ષણ કરે છે. જેમ નેત્ર બંધ કરીએ તો પણ શરીરને વાયુનો સ્પર્શ થાય તો તે સમજાય છે કે આ વાયુ છે તથા પાણીનો સ્પર્શ થાય તો સમજાય  છે. કે આ પાણી છે; તથા નેત્ર બંધ કરીએ તોપણ પૃથ્વી આદિ પદાર્થને ગ્રહણ કરીએ તો સમજાય છે કે આ પૃથ્વી છે. અને નેત્ર બંધ કરીએ. તોપણ

શબ્દથી આકાશનું જ્ઞાન થાય અને સમજાય છે. આ પ્રમાણે આ બધું જોયા સિવાય સમજાય છે, પણ નેત્ર સિવાય તેજરૂપ જે પ્રકાશ તે જણાય નહિ; કારણ કે જે તત્ત્વનો જે તત્ત્વમાં વિભાગ આવ્યો હોય તે વિભાગે કરી, જે તત્ત્વ જેમાંથી આવ્યું છે તે તત્ત્વ તેને ઓળખે છે અને તેનોજ વિભાગ તે તત્ત્વને ગ્રહણ કરી શકે. આ ન્યાયે અને આ પ્રકારે આકાશનો વિભાગકર્ણને વિષે આવેલો છે. એથીજ શબ્દ આકાશના ભાગને તે ગ્રહણ કરે છે; તથા ત્વચાને વિષે વાયુનો વિભાગ રહેલો છે, એથી કરી ત્વચા વાયુના સ્પર્શને ગ્રહણ કરે છે; તથા નાસિકાને વિષે પૃથ્વી તત્વનો વિભાગ પોખેલો છે એથી કરી તે પૃથ્વીની ગંધને ગ્રહણ કરે છે; અને જળતત્ત્વનો વિભાગ જિહ્વાએ આવેલો છે, તેણે કરી જિહ્વા પાણીના વિભાગને ગ્રહણ કરે છે. આ ન્યાયે જેનો વિભાગ જ્યાં જ્યાં આવ્યો છે ત્યાં તે ગ્રહણ કરે છે. આથી કહું છું કે સ્ત્રીના નેત્રને વિષે અને તેના ભગસ્થાને વિષે નિરંજનનો વિભાગ રહેલો છે, તેણે કરીને બન્ને જગ્યાએ પુરૂષની ચાહના કરે છે.

હવે નિરંજનના આઠ ભાગમાં બે ભાગ અવ્યાકૃતના મેળવીને દેવતનુને પોષ્યા હતા, એથી કરીને દેવલોકમાં દેવરૂપ પુરૂષ થયા છે. આ પુરૂષને વિષે બે ભાગ અવ્યાકૃતના પોષ્યા હતા, તે વિષેની હકીકત સાંભળો. નિરંજનના આઠ ભાગમાંથી સાત ભાગ દેવ-પુરૂષના દેહની સાત ધાતુને વિષે મળી જઈને નખશિખપર્યંત પુરૂષલિંગદેહ (પુરૂષજાતિનો દેહ-પુરૂષશરીર) કર્યો છે. હવે બે ભાગ અવ્યાકૃતના અને એક ભાગ નિરંજનના આઠ ભાગમાંથી બાકી રહ્યો તે, આ ત્રણ ભાગ દેવપુરૂષને વિષે કેવી રીતે રહ્યા છે તે સાંભળો. એક ભાગ નિરંજનેનો જે બાકી રહેલો હતો, તે દેવ-પુરૂષને દાહેને (જમણે) અંગે પિંગલા નાડીને વિષે મૂક્યો છે, તેણે કરીને પિંગલાનાડી પુરૂષલિંગ થઈને રહી છે. વળી બે ભાગ અવ્યાકૃતના દેવ-પુરૂષમાં મૂકેલા, તૈ પૈકી એક ભાગ દેવ-પુરૂષની ઈંગળા નાડીને વિષે વામ (ડાબે) અંગે રહ્યો છે, તેણે કરીને ઈંગળા નાડી સ્ત્રીલિંગ થઈ છે; અને બીજો ભાગ એક જે રહ્યો તે પૈકી અર્ધો ભાગ પુરૂષની લિંગ સ્થાન ઈન્દ્રિયને વિષે રહ્યો છે. અને બીજો અર્ધ ભાગ તે પુરૂષની નેત્રદ્વાર ઈંન્દ્રિયને વિષે રહ્યો છે. આ કારણને લીધે પુરૂષને નેત્રે કરીને સ્ત્રી ઉપર મોહ થાય છે અને તે લિંગઈંદ્રિયે કરીને સ્ત્રીનો ઉપભોગ કરે છે. વળી પુરૂષમાં સ્ત્રીના વિભાગ બે જગ્યા એ રહેલા છે એથી પુરૂષમાં રહેલા આ બે સ્ત્રી વિભાગ, સ્ત્રીની ચાહના કહે છે. આ પ્રમાણે નિરંજન અને અવ્યાકૃતના વિભાગ દેવ-પુરૂષને વિષે રહેલા છે.

હવે કોઈ કહે કે સનકાદિક, શુકદેવ, દત્તાત્રય અને નવ યોગીની આદ્ય લઈ આ બધાય સ્ત્રીઓનો ત્યાગ કરીને મહાયોગીરાજ પરમદશામાં તદ્દ્વત્ તદાકાર થઈ ગયા છે. આ બધા મોટા પુરૂષો કઈ ક્રિયા કરીને થયા હશે ? વળી સ્ત્રીઓમાં ક્રમીતી, કરમા, મીરાંબાઈ અને ગાર્ગી વગેરે સ્ત્રીઓ પુરૂષોનો ત્યાગ કરીને મહાવૈરાગ્યવાન યોગીરાજ તદ્દ્વત્ તદાકાર થઈ ગયાં છે, તે ક્યા પ્રકારે થયાં હશે ? તમે તો આગળ ઉપર કહી ગયા છો કે જે તત્ત્વના જે વિભાગ હોય, તે તેને ગ્રહણ કર્યે જાય છે. જો આ વાત ખરી હોય તો આ બધા ત્યાગીઓ કેવી રીતે થયા ? આ વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે, હે શ્રોતાઓ ! સાંભળો. અમે આગળ કહી ગયા હતા કે જે જેના વિભાગ હોય, તે તેનું ગ્રહણ કરે, એ તો સાધારણ પક્ષ છે. કારણ કે સર્વ જીવજનને વિષે, જેનામાં જેવાં તત્ત્વ પોષાયાં છે તે, સહેજ સ્વભાવે કંઈપણ સાધનરૂપી આકર્ષણ કર્યા વિના, થયાં જાય એવું અમે કહી ગયા છીએ;તે કેવી રીતે સમજાય તે વિષે સાંભળો. જેમ, પોપટ અને મેના વગેરે સર્વ પક્ષીઓ પોતાની સ્વજાતિની બોલી પ્રથમ બોલતાં હતાં, પણ તેને કોઈ મનુષ્ય ભણાવે છે ત્યારે તે મનુષ્યની બોલી બોલે છે. વળી બીજું દૃષ્ટાન્ત એ છે કે પાંચ પચીસ રૂપામહોરને વિષે એક તાંબાની મહોર મેળવીને અને તેને વિષે સોહાગા ખાર નાખીને પછી તેને અગ્નિમાં તપાવીને એકરસ કરીએ, ત્યારે તાંબામહોરની જાતિને પલટાવી રૂપામહોરના સ્વરૂપમાં એકરસ કરી રૂપું પોતા સમાન કરી લે છે; પછી તાંબામહોર તાંબાની જાતિમાં મળે નહિ અને તાંબાને મૂલે વેચાય પણ નહિ. આ પ્રમાણે અહીં પુરૂષના આઠ ભાગમાં બે ભાગ સ્ત્રીના મળેલા હતા, તેમાં સત્સંગરૂપી ખાર નાખીને પછી વૈરાગરૂપી અગ્નિને વિષે તપાવે તો પુરૂષના આઠ ભાગમાં સ્ત્રીના બે ભાગ મળી જઈને એકરસ થાય છે; ત્યારે સ્ત્રીના બે ભાગને પુરૂષના આઠ ભાગ પોતાસમાન એટલે પુરૂષરૂપ કરી લે છે; ત્યારે આ પુરૂષને મહાન વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને સ્ત્રીની ચાહના પણ તેઓને થતી નથી. કારણ કે સ્ત્રીના વિભાગ પુરૂષમાં હતા તે સર્વાંગ પુરૂષરૂપ થઈ ગયા. એથી હવે સ્ત્રીની ચાહના કોણ કરે ? આ પ્રકારે સનકાદિક, શુકદેવ, દત્તાત્રય વગેરે તેમજ રંકા, વંકા, ગાર્ગી સમેત આદિથી તે અત્યારસુધી મહદ્ ત્યાગી ઉત્પન્ન થયા છે. એટ્લાજ માટે જીવનો ઈશ્વર કરનાર તો સત્સંગ, વૈરાગ્ય અને જ્ઞાન આ ત્રણ મળીને છે. એકલા જ્ઞાનથીજ ઈશ્વરપણું માનીને જીવ અહંબ્રહ્માસ્મિ કહે છે, તેમને કેવા જાણવા

તે વિષે કહુ છું. તાંબામહોર ઉપર ચાંદીનો રસ ચઢાવીએ, પણ તે ચાંદીને ઠેકાણે કામ આવે નહિ, તેવી જ રીતે એકલા જ્ઞાનથી અહંબ્રહ્માસ્મિ કહે છે તે તાંબા ઉપર ચાંદીના રસાયણની પેઠે કોઈ મહદ્ પુરૂષોનું જ્ઞાન લઈને વાચાળ બોલીને વિષે ઈશ્વરપણું જણાવે છે; પણ પોતાના નિજ અનુભવને વિષે તો જીવદશામાં જ વર્તે છે. જ્યારે કોઈ સમયે પોતાના નિજ અનુભવે કરીને બોલે તો જીવદશામાં જ બોલાય. આ કારણને લીધે નર્યા એકલા વાચાળ જ્ઞાને જીવનો ઈશ્વર થાય નહિ. જો જીવનો ઈશ્વર થવું હોય, તો સત્સંગ, વૈરાગ્ય અને જ્ઞાનને ધારણ કરો. કારણ કે આ સત્સંગ, વૈરાગ્ય અને જ્ઞાન, તે તો દેવલોકને પણ દુર્લભ છે, પણ આ ભૂમંડળમાં મનુષ્યદેહે કરી શકે તો સુલભ છે. કદાચ ન કરી શકે તો દુર્લભજ છે. વળી રામ, કૃષ્ણ, જનક વગેરેની આદ્ય લઈ સર્વ પુરૂષો તથા અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી અને ઉમિયા વગેરે સર્વ સ્ત્રીજાતિ, આ સ્ત્રીપુરૂષો ત્યાગ સિવાય ઈશ્વરરૂપ કહેવાયાં છે; તે કઈ સ્મૃતિ (જાણ) વડે કહેવાયા હશે, તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. આ ઉપર કહેલાં સ્ત્રીપુરૂષો સકર્તા સત્‌કેવલના વિશેષ અંશો છે, જેથી આ વિશેષ અંશની વિશેષતાએ કરીને તેઓના અખંડ જ્ઞાનની સ્મૃતિ, જીવમાં પોખાયેલા તત્ત્વવિભાગની ક્રિયા કરવા છતાં, જતી નથી; પણ સામાન્ય અંશને તો શુભ ક્રિયા કર્યા વિના સ્મૃતિ જતી રહે છે.

હવે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો અવિકાસ-મહાતત્ત્વ, વિકાસમહાતત્ત્વ અને કુંભસ્થમહાતત્ત્વ, આ ત્રણ પૈકી અવિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને તથા એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ તેમાં મેળવીને, આ દશ ભાગ દેવતનુને પોખ્યા હતા તે; તથા વિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને અને એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખેલા તે; અને કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને અને એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો આ બે ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા હતા; તે ક્યા અને તેનાથી શું શું થયું તે વિશેની હકીકત સાંભળો. અવિકાસ-મહાતત્ત્વના દશ જે દેવતનુને પોખ્યા હતા તેનાથી દેવને વિષે ઓહંગ પ્રાણાયામ થયો છે; તથા વિકાસ-મહાતત્ત્વ જે દશ ભાગે દેવતનુને સોંપ્યું હતું, તેનાથી દેવને વિષે સોહંગ પ્રાણાયામ થયો છે; અને કુંભસ્થ-મહાતત્ત્વ જે દશ ભાગે દેવતનુને સોંપ્યું હતું, તેનાથી દેવને વિષે કુંભક પ્રાણાયામ

થયો છે; તે કેમ કરીને જણાય તે વિષે કહું છું તે સાંભળો. અવિકાસ-મહાતત્ત્વ જે છે તેને સંપુટવત્ જાણજો; એથી કરીને ઓહંગ પ્રણવ પિંડમાં ખેંચાય છે, કારણ કે પિંડરૂપ દેહ સંપુટવત્ છે. વિકાસ-મહાતત્ત્વ જે છે તેને પ્રકાશક જાણવું. તેણે કરીને સોહંગ પ્રણવ બહાર શૂન્યમાં પ્રવેશ કરે છે, કારણ કે શૂન્યને વિષે વિકાસપણું રહેલું છે. વળી કુંભસ્થ-મહાતત્ત્વ જે છે તેને શમદમરૂપે છે એમ જાણજો; એથી કરીને કુંભક શમદમ થાય છે. આ કુંભક શમદમ થાય છે તે કેવી રીતે સમજાય તે વિષય સ્પષ્ટ કરૂં છું તે સાંભળો. ૐકાર પ્રણવને પિંડમાં ખેંચતા અને સોહંગ પ્રણવને બહાર મૂકતાં આ બન્ને પ્રણવની મધ્યે શ્વાસ સ્તંભન પામે છે તેને કુંભસ્થ-મહાતત્ત્વ જાણવું. આ કુંભસ્થ-મહાતત્ત્વ શ્વાસને સ્તંભાવે છે, તેણે કરીને દેવતનુને વિષે સામર્થ્યપણું રહેલું છે.

हवे देवने विषे अविकास-महातत्त्वना आठ भागमां એક ભાગ વિકાસ--મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને આ દશ ભાગ પોષ્યા હતા, તે ક્યા અને તેનાથી શું થયું તે સાંભળો. વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ અવિકાસ-મહાતત્ત્વના ૐકાર પ્રાણાયમને છેડે અગ્રભાગે રહ્યો છે, તે કેવી રીતે જણાય તે વિષે કહું છું તે સાંભળો. જ્યારં ૐકાર પ્રાણાયમ શરીરમાં પ્રવેશ કરે છે, ત્યારે સર્વ નાડીઓને વિષે આગળ આગળ વિકાસ કરતો જાય છે; કારણ કે આ ૐકાર પ્રણવને છેડે વિકાસ-મહાતત્ત્વનો વિભાગ રહ્યો છે તે નાડીઓને વિકસાવે છે, તેની પાછળ પાછળ ૐકાર પ્રાણાયામ સંચરે છે. આ પ્રમાણે વિકાસ-મહાતત્ત્વનો એક વિભાગ અવિકાસ-મહાતત્ત્વને વિષે રહ્યો છે. વળી કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ તે ૐકાર પ્રાણાયામમાં વ્યાપક રહેલો છે. જ્યારે કોઈ યોગી પ્રણવનું સાધન કરે છે, ત્યારે સાધન કરતાં કરતાં પ્રાણાયામ ઘણીવાર સ્તંભન પામે છે. આમ સ્તંભન પામવાનો ગુણ કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ પ્રાણાયામમાં વ્યાપક રહ્યો છે તેણે કરીને છે; જેથી કરી સાધન કરવામાં આવે છે ત્યારે પ્રાણાયામ સ્તંભન પામે છે. આ પ્રકારે કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ અવિકાસ-મહાતત્ત્વને વિષે રહ્યો છે.

हवे देवने विषे विकास-महातत्त्वना आठ भागमां એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો એ બે ભાગ મેળવીને આ દશ ભાગ પોષ્યા હતા, તે ક્યા અને તેનાથી શું થાય છે તે સાંભળો. અવિકાસ -મહાતત્ત્વનો એક ભાગ તે વિકાસ-મહાતત્ત્વના સોહંગ પ્રાણાયામને મોખરે એટલે છેડે રહ્યો છે, જેથી દ્વાદશ

આંગળ શ્વાસ ચાલીને સ્તંભન પામે છે. તે અવિકાશ મહાતત્વનો એક ભાગ જે મોખરે રહ્યો છે, તેણે કરીને સ્તંભન પામે છે. આમ સર્વ શ્વાસ સ્તંભન પામીને પાછો ઉલટીને અંદર આવે છે. આ પ્રકારે અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ વિકાસ-તત્ત્વનો સોહંગ પ્રાણાયામને વિષે રહ્યો છે. હવે કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ વિકાસ-મહાતત્ત્વના પ્રાણાયામને વિષે રહેલો છે, તેણે કરીને આ પ્રાણાયામને વિષે ગાઢપણું રહ્યું છે. આ ગાઢપણે કરીને પ્રાણાયામ ઉતાવળો વહી જતો નથી. આ પ્રમાણે કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ વિકાસ-મહાતત્ત્વના સોહંગ પ્રાણાયામને વિષે રહેલો છે.

હવે દેવને વિષે કુંભસ્થ-મહાતત્ત્વના અષ્ટ ભાગને વિષે અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ અને વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ, આ બે ભાગ કુંભસ્થ-મહાતત્ત્વની સાથે મેળવીને પોખેલા તે વિષે કહું છું તે સાંભળો. થતે કુંભક એટલે પ્રણવ કુંભક થતાં કુંભસ્થ-મહાતત્ત્વમાં અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહ્યો છે અને વીખરાતે કુંભક, કુંભસ્થ-મહાતત્ત્વમાં વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહેલો છે. હવે થતે કુંભક (પ્રણવ કુંભક થતાં), કુંભસ્થ-મહાતત્ત્વમાં અવિકાસ-મહાતત્ત્વનો ભાગ રહ્યો છે, જેથી તે કુંભસ્થ-મહાતત્ત્વને ખેંચી રાખે છે; અને વીખરાતે કુંભસ્થ વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વમાં રહ્યો છે, જેથી તે કુંભસ્થ-મહાતત્ત્વને વીખેરી નાખે છે. આ પ્રમાણે દેવતનુને વિષે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો રહ્યા છે.

હવે દેવને વિષે કર્તાની સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ જે એક વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ, બીજું અનંગ-ચક્ષસત્ત્વ, અને ત્રીજું કાલ-ચક્ષસત્ત્વ, આ ત્રણ ચક્ષસત્ત્વ પૈકી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ અને ત્રણભાગ અનંત ચક્ષસત્વના આ છ ભાગ આ બે ચક્ષસત્વના લઈને તેમાં ચાર ભાગ કાલ-ચક્ષસત્ત્વના મેળવીને આ દશ ભાગ દેવતનુને પોખ્યા હતા, તે ક્યા અને કેવી રીતે તે હકીકત કહું છું તે સાંભળો. દેવમાં વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ રહ્યું છે, એથી કરી દેવ-પુરૂષ દેવાંગના સ્ત્રીનું દષ્ટિએ કરીને વા ધ્યાને કરીને આલોચન કરે છે. આ ક્રિયા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વથી છે એમ જાણવું. આ પ્રમાણે આલોચન કર્યાથી દેવ કામાતુર થાય તેને અનંગ ચક્ષસત્વ જાણવું. ત્યાર બાદ પંચભૂતની આદ્ય લઈ અંગનાં સર્વ તત્ત્વોનો અર્ક કાઢીને બિંદુરૂપે એકઠો કરી વંકનાળમાં લાવે છે, તે કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે સર્વ તત્ત્વોનું બિંદુ કાળ-ચક્ષસત્ત્વ વંકનાળમાં એકઠું કરે

છે. તે કેવી રીતે તે વિષેનો ખુલાસો સાંભળો પંચભૂતના અકર્નો વિભાગ બિંદુમાં બતાવું છું. પંચભૂતને વિષે સર્વ ઈંદ્રિયો તથા તત્ત્વોના વિભાગ રહ્યા છે, તે પ્રથમ સ્ફુરણા થાય છે ત્યારે દેખાય છે. જેમ બીજને વિષે આખુંયે વૃક્ષ રહ્યું છે, પણ ઉદય પામે છે ત્યારે દેખાય છે. આ પ્રમાણે સર્વ તત્ત્વોના વિભાગ બિંદુને વિષે રહ્યા છે, પરંતુ તે પૈકી મુખ્ય પંચભૂતના વિભાગ બિંદુને વિષે રહ્યા છે તે દેખાડું છું. બિંદુને વિષે ગાઢપણું એટલે કઠણતા રહેલી છે, તે પૃથ્વીનો વિભાગ જાણવો; બિંદુને વિષે ઉષ્ણતા રહી છે, તે અગ્નિનો વિભાગ જાણળો; બિંદુને વિષે રસભાગ રહ્યો છે, તે જળનો વિભાગ જાણવો; બિંદુમાં વિકાસપણું રહ્યું છે, તે આકાશનો વિભાગ જાણવો; અને બિંદુને વિષે વેગપણું રહ્યું છે, તે વાયુનો વિભાગ જાણવો. આ પ્રમાણે બિંદુને વિષે પંચભૂતનો અર્ક ભેળો રહેલો છે. આ પ્રમાણેની ત્રણ ચક્ષસત્ત્વની મૂળ ક્રિયા કહી દેખાડી., હવે ત્રણ ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયાનાં લક્ષણ કહું છું તે સાંભળો. સ્ત્રીપુરૂષના લિંગનો સંયમ કરી આપે, તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. વળી સંયમ કર્યા પછી મૈથુનક્રિયા કરે છે તે અંનગ-ચક્ષસત્ત્વ જાણવું. હવે મૈથુન કર્યા પછી બિંદુપાત થાય છે, તે કાળ-ચક્ષસત્ત્વ કરે છે. આ પ્રમાણે ત્રણ ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયા દેવને વિષે થાય છે તે કહી હવે દેવાંગના સ્ત્રીને વિષે ત્રણ ચક્ષસત્ત્વ રહ્યાં છે, તે વિષેની સમજૂતી આપું છું તે સાંભળો. દેવાંગના સ્ત્રી તે પ્રથમ દેવપુરૂષનું આલોચન કરે છે, તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. ત્યાર બાદ દેવાંગના કામાતુર થાય છે, તે અનંગ-ચક્ષસત્ત્વે કરીને થાય છે. કામાતુર થયા પછી સ્ત્રીના કમળ વિષે રસબિંદુ ઉત્પન્ન થાય છે, તે બિંદુ કાળ-ચક્ષસત્ત્વ સ્ત્રીના શરીરમાંથી ખેંચી લાવે છે. આ કાળ-ચક્ષસત્ત્વે સ્ત્રીના રસબિંદુને વિષે પંચભૂતની આદ્ય લઈ સર્વ તત્ત્વોનો અર્ક ખેંચી આણ્યો છે, તે જાણવાની રીત કઈ ? હવે તે કહું છું તે સાંભળો. સ્ત્રીના બિંદુને વિષે ચીકાશપણું અને દુર્ગંધપણું રહ્યું છે, તે પૃથ્વીનો વિભાગ જાણવો. સ્ત્રીના બિંદુને વિષે અતિશય રસપણું રહ્યું છે, તે જળનો વિભાગ જાણવો. સ્ત્રીના બિંદુને વિષે ઉષ્ણતા રહી છે, તે અગ્નિનો વિભાગ જાણવો. જ્યારે પુરૂષના બિંદુનો અને સ્ત્રીના બિંદુનો સંયમ થાય છે, ત્યારે પુરૂષના બિંદુને વચ્ચે ઘાલીને સ્ત્રીનું બિંદુ ઉપર રહે છે અને મધ્યે પુરૂષનું બિંદુ રાખે છે; તે સ્ત્રીના બિંદુમાં આકાશતત્ત્વ જાણવું. વળી પુરૂષના બિંદુનું આકર્ષણ કરીને સ્ત્રીનું બિંદુ પોતામાં મેળવી દે છે, તે સ્ત્રીના બિંદુમાં વાયુનો વિભાગ જાણવો. આ પ્રમાણે સ્ત્રીના ત્રણ ચક્ષસત્ત્વની મૂળ કાર્યક્રિયા દેખાડી. હવે સ્ત્રીનાં ત્રણ ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયાની લક્ષણા કહું છું તે

સાંભળો. જ્યારે પુરૂષ સ્ત્રી સાથે મૈથુન કરે છે ત્યારે સ્ત્રીના લીંગને વિષે વિશેષ આનંદ ઉપજાવે છે અને પુરૂષના બિંદુને ખેંચીને સ્ત્રીના કમળમાં પહોંચાડે છે, તે સ્ત્રીનું પ્રગટ અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. હવે પુરૂષનું કામ-ચક્ષસત્ત્વ તે પુરૂષના બિંદુને નીચું ઉતારે છે અને સ્ત્રીનું કામ-ચક્ષસત્ત્વ તો સ્ત્રીના બિંદુને ઊંચે ચઢાવે છે; કારણ કે પુરૂષને વિષે અનંગ-ચક્ષસત્ત્વ અધોમુખે રહેલું છે અને સ્ત્રીને વિષે અનંગ-ચક્ષસત્ત્વ ઊર્ધ્વમુખે રહ્યું છે. આથી કરી સ્ત્રીનું અનંગ-ચક્ષસત્ત્વ બિંદુને ઊર્ધ્વમુખે ખેંચે છે. મૈથુન કરતા સ્ત્રી વહેલી શાંતિ પામતી નથી, તે અનંગચક્ષસત્ત્વ ઊર્ધ્વમુખે રહ્યું તેણે કરીને છે; અને પુરૂષ થોડીવારમાં શાન્તિ પામે છે, કારણ કે તેનું અનંગ-ચક્ષસત્ત્વ અધોમુખે રહ્યું છે. આ પ્રકારે સ્ત્રીને વિષે અનંગ-ચક્ષસત્ત્વના વિચરણનાં પ્રગટ ચિહ્ન દેખાડ્યાં. હવે સ્ત્રીને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયા થાય છે તે કહું છું. સ્ત્રીના કમળ વિષે બિંદુની વહેંચાણ કરીને જે તત્ત્વ અને ઈંદ્રિયોનો જે અર્ક, તે અર્કને તે તત્ત્વ તથા ઈંદ્રિયોની જગ્યાએ પોખીને બિંદુનો ઘાટ ઘડે છે, તે સ્ત્રીનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે ઘડાયેલા ઘાટને પરિપક્વ કરીને કમળમાંથી વછોડીને ભિન્ન કરી નાખે છે, ત્યારે બાળકનો પ્રસવ થાય છે; તે સ્ત્રીનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ દેવપુરૂષને વિષે અને દેવાંગના સ્ત્રીને વિષે સ્ફુરણા પામીને વર્તે છે તે કહ્યાં. આ પ્રમાણે તેત્રીસ કરોડ પ્રકારના દેવલોક કિરતારે સ્ફુરણ કર્યા તે કહ્યા.

## દોહા

દેવતનુ નરનારી કે, કિયે વિચરણ વિવિધાય;
ભૂત ભવિષ્ય વર્તમાનકે, સુણતાં જ્ઞાન સમાય.
અબ થાવર જંગમ જીનું, તીનુ તનતત્ત્વ અનુસાર;
નારણદાસ તેહી સુણ વિધિ, કહે કુવેર સુવિચાર.

દેવતાઈ શરીરોના દેવો અને દેવાંગનાઓમાં પોખાયેલાં તત્ત્વો પ્રમાણે વિધવિધ પ્રકારે થતું વિચરણ કહ્યું છે. તે સાંભળતાં તેમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન તત્ત્વોના યોગે રહ્યું છે તે જણાશે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હે નારણદાસ ! હવે સ્થાવર-જંગમના તનુનાં તત્ત્વો અનુસાર જે જે પ્રમાણે ક્રિયા થાય છે, તે તે પ્રમાણે હવે પછીના અંગને વિષે કહું છું તે તું સાંભળ.

# સ્થાવરજંગમ-તનુનાં તત્ત્વોનું પોષણ

## કંદ-૧૦ મો

હવે સકર્તા સત્‌કૈવલે સ્થાવર-જંગમ તથા કીટપતંગ રચ્યાં છે, તે વિષેની હકીકત સાંભળો. નિજ મહદ્‌ સજાણજાણરૂપ કૈવલ કિરતારે ક્રિયાવૃત્તિથી પાંચ વૃત્તિઓના તત્ત્વવિભાગને ઊલટાસૂલટી સંજમ મેળવીને ચોરાશી લક્ષ પ્રકારનાં તનુ રચ્યાં છે તે વિષે, એટલે કે કર્તાની ક્રિયાવૃત્તિએ જે જે તત્ત્વોમાં જે જે ક્રિયા થાય છે તે તે સંબંધી વિગત નિજઅધિકારી શ્રોતાને શ્રવણ કરાવવા સારુ કહું છું, તે સાંભળો.

હવે अहंकारगणथी पंचभूत અને पंचमात्रा જે થયાં છે, તે પૈકી છ ભાગ पृथ्वीतत्त्वना લઈને તેમાં બાકીના ચાર તત્ત્વોના એક એક ભાગ મેળવીને આ દશ ભાગ થળચરના પિંડને પોખ્યા; પણ આ સ્થળચરના પિંડ ત્રણ પ્રકારે રહેલા છે. તે પૈકી એક મનુષ્યજાતિ, બીજી પશુજાતિ અને ત્રીજી કીટજાતિ, આ ત્રણ પ્રકારના સ્થળચરના પિંડ રચાયેલા છે. આ સ્થળચર પૈકી મનુષ્યજાતિના તેર લક્ષ પ્રકારના, પશુજાતિના સપ્ત લક્ષ પ્રકારના અને કીટજાતિના દશ લક્ષ પ્રકારના પિંડ રચાયેલા છે. हवे जळतत्त्वना છ ભાગ લઈને તેમાં બાકીનાં તત્ત્વોના એક એક ભાગ મળી ચાર ભાગ મેળવીને આ દશ ભાગ जळचर જીવના તનુને પોખ્યા હતા. આ જળચર જીવોનાં તનુ બાવીસ લક્ષ પ્રકારનાં છે. આ બાવીસ લક્ષ પ્રકારનાં જળચર બે પ્રકારે વિચરણ કરે છે. તે પૈકી ઓગણીસ લક્ષ પ્રકારનાં જળચર તો જળમાં જ વિચરણ કરે છે, તે જલ છોડીને બહાર જાય નહિ. હવે બાકીના ત્રણ લક્ષ પ્રકારના જળચર જીવ બહાર નીકળી ચારો ચરીને પાછા જળમાં આવીને રહે છે. હવે છ ભાગ पवनतत्त्वना લઈને તેમાં બાકીનાં ચાર તત્ત્વોના એક એક ભાગ મેળવીને આ દશ ભાગ पतंगजातिना જીવતનુને પોખ્યા. આ પતંગજાતિનાં તનુ ચૌદ લક્ષ પ્રકારનાં છે અને તેના ત્રણ પ્રકાર છે. તે પૈકી નવ લક્ષ પ્રકારના પતંગ આકાશમાં અલ્પ વર્તે અને પાછા પૃથ્વી ઉપર આવીને રહે. हवे अग्नितत्त्वना છ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના એક એક ભાગ મેળવી આ દશ ભાગ अग्नितत्त्वनी पतंगजातिमां પોખ્યા હતા, તે પતંગ અગ્નિમાં પ્રવેશ કરે છે. हवे आकाशतत्त्वना છ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના

એક એક ભાગ મેળવીને દશ ભાગ પતંગજાતિમાં પોખેલા તે આકાશમાં જ રહે. તે આકાશ છોડીને પૃથ્વી ઉપર આવે નહિ. હવે ત્રણ લક્ષ પ્રકારનાં પતંગ અવનિ ઉપર અલ્પ આવે અને પાછાં આકાશમાં જ રહે અને બે લક્ષ પ્રકારનાં પતંગ આકાશમાં જ રહે છે અને તે પૃથ્વી ઉપર આવતાં જ નથી.

હવે સ્થાવરજાતિ વિષે કહું છું તે સાંભળો. પૃથ્વીતત્ત્વના આઠ ભાગ અને બાકીનાં ચાર તત્ત્વોના અર્ધા અર્ધા ભાગ મળી બે ભાગ, આ દશ ભાગની સ્થાવરજાતિ થઈ છે. આ સ્થાવરજાતિ અઢાર લક્ષ પ્રકારની છે. આ અઢારલક્ષ પ્રકારની સ્થાવરજાતિના પાંચ પ્રકાર હોઈ એ પાંચ પ્રકાર વિષે કહું છું તે સાંભળો. એક તૃણજાતિ, બીજી પનડીજાતિ, ત્રીજી વેલીજાતિ, ચોથી જળજાતિ અને પાંચમી વૃક્ષજાતિ; આ પાંચ જાતિ અઢાર લક્ષ વનસ્પતિની થઈ છે. તે પૈકી તૃણજાતિના બીજના અંકુરમાં વાયુતત્ત્વ રહ્યું છે, એથી કરી તેની તૃણજાતિ થઈ છે. પનડીજાતિના બીજના અંકુરમાં આકાશતત્ત્વ રહ્યું છે, એથી કરીને પનડીજાતિ થઈ છે. વેલીજાતિના બીજના અંકુરમાં જળતત્ત્વ રહ્યું છે એથી કરી વેલીજાતિ થઈ છે. જળજાતિના બીજના અંકુરમાં ઊર્ધ્વભાગે જળતત્ત્વ રહ્યું છે અને અધોભાગે અંકુરના મૂળમાં અગ્નિતત્ત્વ રહ્યું છે. અંકુરોમાં ઊર્ધ્વભાગે જળતત્ત્વ રહ્યું છે, તેથી કરીને તે જળમાં રહે છે; અને અંકુરના મૂળમાં અધોમુખે અગ્નિતત્ત્વ રહ્યું છે, જેથી કરી જ્યારે જળ જતું રહે છે ત્યારે તે સુકાઈ જાય છે. હવે વૃક્ષજાતિના બીજના અંકુરમાં પૃથ્વીતત્ત્વ વ્યાપક રહ્યું છે, તેણે કરીને વૃક્ષજાતિ અતિશય પુષ્ટિ પામે છે; કારણ કે તેના અંકુરમાં પૃથ્વીતત્ત્વ વ્યાપક રહેલું હોવાથી વૃક્ષમાં પૃથ્વીનો સ્થૂલભાગ અધિક જામે છે.

હવે સકર્તા સત્કૈવલની ઇચ્છાવૃત્તિનાં બોતેર તત્ત્વ થયા છે, તેના વિભાગ સ્થાવર તથા જંગમને વિષે પોખ્યાની જુક્તિ જણાવું છું. પ્રથમ કર્તાની ઈચ્છાવૃત્તિથી નિરંજન ઉત્પન્ન થયા છે. આ નિરંજનથી અવ્યાકૃત ઉત્પન્ન થઈ છે. એ અવ્યાકૃતથી એક આનંદ-તત્ત્વકારણ થયું અને બીજું મહાતત્ત્વકારણ થયું. આ મહાતત્ત્વકારણથી ધનંજય-તત્ત્વકારણ થયું તથા આનંદ-તત્ત્વકારણથી પ્રકૃતિ-તત્ત્વકારણ થયું. આ પ્રકૃતિ-તત્ત્વકારણથી રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણ, આ ત્રણ ગુણ ઉત્પન્ન થયા છે. હવે ધનંજય-તત્ત્વકારણથી અહંકારગણ, સ્વાકાશગણ અને અચંતગણ, આ ત્રણ ગણ થયા છે. આ ત્રણ ગુણ અને ત્રણ ગણ પ્રકૃતિ-તત્ત્વકારણ અને ધનંજય-તત્ત્વકારણથી થયા છે. હવે પ્રકૃતિ-તત્ત્વકારણી જે ત્રણ

ગુણ ઉત્પન્ન થયા છે, તે પૈકી તમોગુણથી દશ કાળ ઉત્પન્ન થયા; રજોગુણથી દશ આકાંક્ષા ઉત્પન્ન થઈ; અને સત્ત્વગુણથી પંચ અંતઃકરણ અને પંચ અવસ્થા ઉત્પન્ન થયાં. આમ આનંદ-તત્ત્વકારણથી ચોત્રીશ તત્ત્વો ઉત્પન્ન થયાં છે.

હવે ધનંજય-તત્ત્વકારણના ત્રણ ગણ ઉત્પન્ન થયા છે તે પૈકી અહંકાર-ગણથી પંચભૂત અને પંચમાત્રા ઉત્પન્ન થયાં છે; તથા સ્વાકાશગણથી પંચ સંભસકરણ અને પંચ-અવ્યવસ્થા, આ દશ ઉત્પન્ન થયાં છે; અને અચંતગણથી દશ ભાવના ઉત્પન્ન થઈ છે. આમ આ ચોત્રીસ તત્ત્વો મહા-તત્ત્વકારણથી ઉત્પન્ન થયાં છે.

હવે ત્રણ ગુણ અને ત્રણ ગણ પૈકી કયા ગુણનો સ્વભાવ કયા ગુણ સાથે મળે છે, તે વિષેની હકીકત સાંભળો. રજોગુણને અહંકારગણની જોટે જાણવો, અને હવે સતોગુણને સ્વાકાશગણની જોટે જાણવો અને તમોગુણ તથા અચંતગણને એકપંથી જાણવા. આ ત્રણ ગુણ અને ત્રણ ગણ પૈકી અચંતગણની દશ ભાવનામાંથી નવ નવ ભાગ લઈને અને તમોગુણના દશ કાળમાંથી એક એક ભાગ મેળવીને આ દશ દશ ભાગ મળી સો ભાગ સ્થાવરજાતિના બીજગણને પોખ્યા. હવે તમોગુણના દશ કાળમાંથી નવ નવ ભાગ લઈને તેમાં અચંતગણની દશ ભાવના પૈકી દરેકનો એક એક ભાગ મેળવીને આ દશ દશ ભાગ મળી સો ભાગ જંગમજાતિને વિષે પોખ્યા. હવે સત્ત્વગુણનાં પંચ અંતઃકરણ અને પાંચ અવસ્થાના નવ નવ ભાગ લઈને તેમાં સ્વાકાશગણનાં પાંચ સંભસકરણ અને પાંચ વ્યવસ્થા, આ દરેકને એક એક ભાગ મેળવીને આ દશ દશ ભાગ મળી સો ભાગ જંગમજાતિને વિષે પોખ્યા. હવે સ્વાકાશગણનાં પંચસંભસકરણ અને પંચવ્યવસ્થા આ દશમાંથી નવ નવ ભાગ લઈને તેમાં, સત્ત્વગુણનાં પંચ અંતઃકરણ અને પંચઅવસ્થા આ દશમાંથી એક એક ભાગ મેળવીને દશ દશ ભાગ સ્થાવરજાતિના બીજને પ્રોખ્યા રજોગુણથી દશ આકાંક્ષા ઉત્પન્ન થઈ, તે પૈકી પાંચ આકાંક્ષા-એક ગમન-આકાંક્ષા, બીજી વિષય-આકાંક્ષા, ત્રીજી શ્રવણ-આકાંક્ષા, ચોથી નિરીક્ષણ-આકાંક્ષા અને પાંચમી ઉચ્ચાર-આકાંક્ષા, આ પાંચ આકાંક્ષાઓમાંથી પાંચ પાંચ ભાગ લઈને તેમાં, બાકી રહેલી પાંચ આકાંક્ષા એક ક્ષુધાપિપાસા-આકાંક્ષા, બીજી સુગંધ-આકાંક્ષા, ત્રીજી શીતોષ્ણ-આકાંક્ષા, ચોથી મળવિસર્જન-આકાંક્ષા અને પાંચમી ગ્રહણ-આકાંક્ષા ; આ પાંચ આંકાંક્ષાઓ પૈકી દરેકમાંથી એક એક ભાગ મૂકીને છ છ ભાગ થયા તે લઈને તેમાં અહંકારગણની પાંચ માત્રા એક શબ્દમાત્રા,

બીજી સ્પર્શમાત્રા, ત્રીજી રૂપમાત્રા, ચોથી રસમાત્રા અને પાંચમી ગંધમાત્રા, આ પાંચ પૈકી દરેકના ચાર ચાર ભાગ મેળવીને આ પ્રમાણે જે દશ દશ ભાગ થાય, તે બધા મળી પચાસ ભાગ જંગમજાતિને વિષે પોખ્યા. હવે એક ક્ષુધાપિપાસા-આકાંક્ષા, બીજી સુગંધ-આકાંક્ષા, ત્રીજી શીતોષણ-આકાંક્ષા ચોથી મળવિસર્જન-આકાંક્ષા અને પાંચમી ગ્રહણ-આકાંક્ષા આ પાંચ આકાંક્ષા પૈકી દરેકમાંથી પાંચ પાંચ ભાગ લઈને તેમાં, એક ગમન-આકાંક્ષા, બીજી વિષય-આકાંક્ષા, ત્રીજી શ્રવણ-આકાંક્ષા, ચોથી નિરીક્ષણ-આકાંક્ષા અને પાંચમી ઉચ્ચાર-આકાંક્ષા, આ પાંચ આકાંક્ષાઓ પૈકી દરેકમાંથી એક એક ભાગ મૂકીને જે છ છ ભાગ થયા તે લઈને તેમાં, એક શબ્દ-માત્રા, બીજી સ્પર્શમાત્રા, ત્રીજીરૂપમાત્રા, ચોથી રસમાત્રા અને પાંચમી ગંધમાત્રા, આ પાંચ માત્રા પૈકી દરેકના ચાર ચાર ભાગ મેળવીને આ પ્રમાણે જે દશ દશ ભાગ થયા, તે બધા મળી પચાસ ભાગ સ્થાવરજાતિના બીજગને વિષે પોખ્યા.

હવે प्रकृति-तत्त्वकारण ना त्रण गुण : એક રજોગુણ, બીજો તમોગુણ અને ત્રીજો સત્ત્વગુણ, આ ત્રણ ગુણ પૈકી દરેકમાંથી નવ નવ ભાગ લઈને; અને ધનંજ્ય-તત્ત્વકારણના ત્રણ ગણ એક અહંકારગણ, બીજા અચંતગણ અને ત્રીજો સ્વાકાશગણ, આ ત્રણ ગણ પૈકી દરેકમાંથી એક એક ભાગ તેમાં મેળવીને જે દશ દશ ભાગ થયા, તે બધા મળી ત્રીસ ભાગ જંગમજાતિને વિષે પોખ્યા. આ પ્રમાણે પ્રકૃતિ-તત્ત્વકારણના ત્રણ ગુણ જંગમજાતિને વિષે પોખેલા છે. હવે धनंजय-तत्त्वकारणना त्रण गण પૈકી દરેકમાંથી નવ નવ ભાગ લઈને તેમાં પ્રકૃતિ-તત્ત્વકારણના ત્રણ ગુણ પૈકી દરેકનો એક એક ભાગ મેળવીને જે દશ દશ ભાગ થયા, તે સ્થાવર જ઼ાતિના બીજને વિષે પોખ્યા. આ પ્રમાણે ધનંજ્ય-તત્ત્વકારણના ત્રણ ગણ સ્થાવરજાતિને વિષે પોખેલા છે.

હવે अव्याकृतनां चार तत्त्वकारण થયાં છે. પ્રથમ આનંદતત્ત્વકારણ અને મહા-તત્ત્વકારણ, અને મહા-તત્ત્વકારણથી ધનંજ્ય-તત્ત્વકારણ થયું; તેમજ આનંદ-તત્ત્વકારણથી પ્રકૃતિ-તત્ત્વકારણ થયું. આ ચાર તત્ત્વો અવ્યાકૃતથી થયેલાં હોઈ તે પૈકી આનંદ-તત્ત્વકારણ અને પ્રકૃતિ-તત્ત્વકારણના નવ નવ ભાગ લઈને અને એક એક ભાગ મહા-તત્ત્વકારણ અને ધનંજ્ય-તત્ત્વકારણનો મેળવીને આ દશ દશ ભાગ જંગમજાતિને વિષે પોખ્યા. વળી મહાતત્ત્વકારણ અને ધનંજ્ય-તત્ત્વકારણના નવ નવ ભાગ લઈને તેમાં આનંદ-તત્ત્વકારણ

અને પ્રકૃતિ-તત્ત્વકારણનો એક એક ભાગ મેળવીને આ દશ દશ ભાગ સ્થાવરજાતિના બીજને વિષે પોખ્યા.

हवे पांच भाग निरंजनना अने पांच भाग अव्याकृतना લઈ આ દશ ભાગ સ્થાવરજાતિના બીજને વિષે પોખ્યા, તે સ્થાવરજાતિમાં ત્રણ પ્રકારે પોખ્યા તેની વિગત નીચે પ્રમાણે કહું છું. પાંચ ભાગ નિરંજનના અને પાંચ ભાગ અવ્યાકૃતના આ દશ ભાગ વૃક્ષજાતિને પોખ્યા; તથા નિરંજનના પાંચ ભાગ પૈકી અર્ધા અને અવ્યાકૃતના પાંચ ભાગ પૈકી અર્ધા મળી દશ અર્ધા ભાગ વેલીજાતિને પોખ્યા; અને નિરંજનનાં પાંચ પા ભાગ અને અવ્યાકૃતના પાંચ પા ભાગ મળી આ દશ પા ભાગ પનડીજાતિ, જળજાતિ અને તૃણજાતિ, આ ત્રણને વિષે પોખ્યા.

हवे निरंजनना आठ भागमां અવ્યાકૃતના બે ભાગ મેળવીને આ દશ ભાગ મનુષ્ય-જંગમજાતિને પોખ્યા; અને अव्याकृतना आठ भागमां નિરંજનના બે ભાગ મેળવીને મનુષ્ય-જંગમજાતિને પોખ્યા. હવે નિરંજનના આઠ અર્ધા ભાગ અને અવ્યાકૃતના બે અર્ધા ભાગ મેળવીને આ દશ અર્ધા ભાગ પક્ષી-જંગમજાતિને વિષે પોખ્યા. અવ્યાકૃતના આઠ અર્ધા ભાગ અને નિરંજનના બે અર્ધા ભાગ મેળવીને આ દશ અર્ધા ભાગ પક્ષી-જંગમજાતિને વિષે પોખ્યા. હવે નિરંજનના અષ્ટ અર્ધા ભાગ અને અવ્યાકૃતના બે અર્ધા ભાગ મેળવીને આ દશ અર્ધા ભાગ આઠ (લક્ષ) પ્રકારના જળચરજાતિના જીવને પોખ્યા, તથા ચાર લક્ષ પ્રકારના કીટને પોખ્યા, તથા નવલક્ષ પ્રકારના પતંગને પોખ્યા, અને સપ્ત લક્ષ પ્રકારના પશુને પોખ્યા. હવે પંચ પા ભાગ નિરંજનના તથા પંચ પા ભાગ અવ્યાકૃતના મળી આ દશ ભાગ છ લક્ષ પ્રકારની કીટજાતિને વિષે, તથા ચૌદ લક્ષ પ્રકારની જળજાતિને વિષે, અને પાંચ લક્ષ પ્રકારના પતંગને વિષે બરાબર પોખ્યા.

આ પચીસ લક્ષ પ્રકારના જંગમજાતિના જીવને નિરંજન અને અવ્યાકૃતના ભાગ બરાબર પોખ્યા છે, તે સ્ત્રીપુરૂષના સંજોગ વિના જળપૃથ્વીના સંયોગે ઉત્પન્ન થાય છે.

हवे कर्तानी संयमभोगवृत्तिनां त्रण चक्षसत्त्व પૈકી અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ તથા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ લઈને તેમાં કાળ-ચક્ષસત્ત્વના ચાર ભાગ મુકીને આ દશ ભાગ મનુષ્ય-જંગમજાતિને પોખ્યા છે, તે પાંચ વિભાગે પોખ્યા છે; તે ક્યા ક્યા પ્રકારે પોખાયા છે તે વિષે કહું છું, જે સાંભળો. મનુષ્ય-જંગમજાતિનાં પાંચ શરીર સ્થૂલ,

સૂક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણ છે. તે પૈકી મનુષ્ય-જંગમજાતિના સ્થૂલદેહને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ તથા અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ ભાગ અને કાળ-ચક્ષસત્ત્વના ચાર ભાગ મળી દશ થાય તે પોખ્યા છે. હવે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ અર્ધા ભાગ તથા અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ અર્ધા ભાગ અને કાળ-ચક્ષસત્ત્વના ચાર અર્ધા ભાગ મળી દશ અર્ધા ભાગ લઈને તે જંગમના સૂક્ષ્મશરીરને વિષે પોખ્યા છે. હવે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગ તથા અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગ અને કાળ-ચક્ષસત્ત્વના ચાર પા ભાગ, આ દશ પા ભાગ લઈને તે મનુષ્યજંગમજાતિના કારણશરીરને વિષે પોખ્યા. હવે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગના અર્ધા ત્રણ ભાગ અને અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગના અર્ધા ત્રણ ભાગ અને કાળ-ચક્ષસત્ત્વના ચાર પા ભાગના અર્ધા ચાર ભાગ મળી દશ પા ભાગના અર્ધા દશ ભાગ લઈ તે મનુષ્ય-જંગમજાતિના મહાકારણ-શરીરને વિષે પોખ્યા છે. હવે આ મહાકારણ શરીરના જે દશ પા ભાગના અર્ધા દશ ભાગ તેના દશ અર્ધા ભાગ લઈને તે મનુષ્ય-જંગમજાતિના પરમકારણ દેહને વિષે પોખ્યા. હવે અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ અર્ધા ભાગ લઈને તથા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ અર્ધા ભાગ લઈને અને કાળ-ચક્ષસત્ત્વના ચાર અર્ધા ભાગ તેમાં મેળવીને આ દશ અર્ધા ભાગ લઈને તે અષ્ટ પ્રકારના જળજાતિજીવને પોખ્યા, તથા સાત લક્ષ પ્રકારની પશુ-જંગમજાતિને પોખ્યા, તથા ચાર લક્ષ પ્રકારની કીટ-જંગમજાતિને પોખ્યા અને નવ લક્ષ પ્રકારની પતંગ-જંગમજાતિને પોખ્યા. હવે અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગ લઈને તથા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગ લઈને અને કાળ-ચક્ષસત્ત્વના ચાર પા ભાગ તેમાં મેળવીને આ દશ પા ભાગ લઈને તે છ લક્ષ પ્રકારની કીટ-જંગમજાતિને પોખ્યા, તથા ચૌદ લક્ષ પ્રકારનાં જલજાતિ-જંગમને પોખ્યા, અને પાંચ લક્ષ પ્રકારનાં પતંગને પોખ્યા. હવે ત્રણ અર્ધા ભાગ અનંગ-ચક્ષસત્ત્વના લઈને અને ત્રણ અર્ધા ભાગ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના લઈને અને ચાર અર્ધા ભાગ કાળ-ચક્ષસત્ત્વના તેમાં મેળવીને આ દશ અર્ધા ભાગ સ્થાવર પૈકી વૃક્ષજાતિ અને વેલીજાતિને પોખ્યા. હવે અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગ લઈને તથા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના ત્રણ પા ભાગ લઈને અને કાળ-ચક્ષસત્ત્વના ચાર પા ભાગ તેમાં મેળવીને આ દશ પા ભાગ સ્થાવર પૈકી પનડીજાતિને તથા તૃણજાતિને અને જલજાતિને, આ ત્રણ જાતિને પોખ્યા.

હવે કર્તાની પ્રકાશબ્રહ્મ વૃત્તિના ત્રણ મહાતત્ત્વો પૈકી અવિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને અને એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો એ બે ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ મનુષ્ય-જંગમજાતિને પોખ્યા. હવે વિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને અને એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો એ બે ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ પુનઃ મનુષ્ય-જંગમજાતિને વિષે પોખ્યા. હવે કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને અને એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો એ બે ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ પણ મનુષ્ય-જંગમજાતિને વિષે પોખ્યા. તે તેર લક્ષ પ્રકારનાં મનુષ્યને પાંચ પ્રકારે પોખ્યા, તે ક્યા ક્યા પ્રકારે પોખ્યા છે તે કહું છું. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણ, આ પંચશરીરનો જંગમજાતિનો દેહ (રચાયેલો) હોઈ તે દેહને વિષે, विकास-महातत्त्वना આઠ ભાગ તથા એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો એ દશ ભાગ મનુષ્ય-જંગમજાતિમાં પરમકારણ દેહને પોખ્યા છે. હવે अविकास-महातत्त्व ના આઠ ભાગમાં એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવીને આ દશ ભાગ મનુષ્ય-જંગમજાતિમાં મહાકારણદેહને વિષે પોખ્યા. વળી कुंभस्थ-महातत्त्व ના આઠ ભાગમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ વિકાસ મહાતત્ત્વનો મેળવીને આ દશ ભાગ મનુષ્ય-જંગમજાતિના પાંચ દેહ પૈકી મહાકારણ અને પરમકારણ-દેહની સંધિને વિષે પોખ્યા. હવે જે દેહ બાકી રહ્યા, તે દેહોમાં આ ત્રણ મહાતત્ત્વના કેટલા કેટલા વિભાગ પોખ્યા છે તે વિષે સાંભળો. આઠ અર્ધા ભાગ विकास-महातत्त्व ના અને બે અર્ધા ભાગ અવિકાસ મહાતત્ત્વ તથા કુંભસ્થ-મહાતત્ત્વના મળી દશ અર્ધા ભાગ થયા, તે મનુષ્ય-જંગમજાતિના મહાકારણ દેહને વિષે પોખ્યા. આઠ પા ભાગ વિકાસ-મહાતત્ત્વના અને બે પા ભાગ અવિકાસ-મહાતત્ત્વ અને કુંભસ્થ-મહાતત્ત્વના મળી દશ પા ભાગ થયા, તે જંગમના કારણદેહને વિષે પોખ્યા. આઠ પા ભાગના અર્ધા પા ભાગ વિકાસ-મહાતત્ત્વના લઈને તેમાં અવિકાસ-મહાતત્ત્વ અને કુંભસ્થ-મહાતત્ત્વના બે પા ભાગના અર્ધા પા ભાગ મેળવીને આ દશ પા ભાગના અર્ધા પા ભાગ થયા, તે જંગમના સૂક્ષ્મ-શરીરને વિષે પોખ્યા. આ દશ પા ભાગના અર્ધા પા

ભાગ અને તેના અર્ધા દશ ભાગ લઈને જંગમના સ્થૂલ દેહને વિષે પોખ્યા. આ પ્રમાણે વિકાસ-મહાતત્ત્વના દશ દશ ભાગ જંગમના પંચશરીરને વિષે પોખ્યા છે.

हवे अविकास-महातत्त्व ના આઠ અર્ધા ભાગ અને બે અર્ધા ભાગ વિકાસ-મહાતત્ત્વ અને કુંભસ્થ-મહાતત્ત્વના મળી આ દશ અર્ધા ભાગ લઈને તે જંગમના પરમકારણદેહને વિષે ફરી પોખ્યા. આઠ પા ભાગ અવિકાસ-મહાતત્ત્વના અને બે પા ભાગ કુંભસ્થ તથા વિકાસ-મહાતત્ત્વના આ દશ પા ભાગ લઈને તે જંગમના કારણ-શરીરને વિષે પોખ્યા. આઠ પા ભાગના અર્ધા આઠ ભાગ અવિકાસ-મહાતત્ત્વના લઈને અને બે પા ભાગના અર્ધા પા ભાગ વિકાસ-મહાતત્ત્વ અને કુભસ્થ-મહાતત્ત્વના તેમાં મેળવીને આ દશ ભાગ જંગમના સૂક્ષ્મશરીરને વિષે પોખ્યા. વળી આ દશ પા ભાગના અર્ધા પા ભાગ અને તેના અર્ધા દશ ભાગ લઈને તે જંગમના સ્થૂલશરીરને વિષે પોખ્યા. આ પ્રમાણે અવિકાસ-મહાતત્ત્વના દશ દશ ભાગ જંગમનાં પંચશરીરને વિષે પોખ્યા છે.

हवे कुंभस्थ-महातत्त्व ના આઠ ભાગમાં બે ભાગ અવિકાસ-મહાતત્ત્વ અને વિકાસ-મહાતત્ત્વના મેળવીને આ દશ ભાગ જે પ્રથમ જંગમના મહાકારણ-શરીર અને પરમકારણ-શરીરની સંધિને વિષે આગળ પોખ્યા હતા, તે દશ ભાગ પૈકી પાંચ ભાગ પરમકારણ દેહને વિષે ઊર્ધ્વમુખે પોખ્યા અને બાકીના પાંચ ભાગ મહાકારણદેહને વિષે અધોમુખે પોખ્યા. હવે આઠ પા ભાગ કુંભસ્થ-મહાતત્ત્વના અને બે પા ભાગ અવિકાસ-મહાતત્ત્વ અને વિકાસ-મહાતત્ત્વના, આ દશ પા ભાગ લઈને જંગમના કારણદેહ અને મહાકારણદેહની સંધિને વિષે પોખ્યા. હવે આઠ પા ભાગના અર્ધા પા ભાગ કુંભસ્થ-મહાતત્ત્વના લઈને અને બે પા ભાગના અર્ધા પા ભાગ વિકાસ-મહાતત્ત્વ અને અવિકાસ-મહાતત્ત્વના મેળવીને આ દશ ભાગ લઈને તે જંગમના સૂક્ષ્મશરીર અને કારણશરીરની સંધિને વિષે પોખ્યા. વળી આ દશ પા ભાગના અર્ધા પા ભાગ અને તેના અર્ધા દશ ભાગ લઈને તે જંગમના સૂક્ષ્મશરીર અને સ્થૂલશરીરની સંધિને વિષે પોખ્યા છે. આ પ્રમાણે કુંભસ્થ મહાતત્વના વિભાગ જંગમના પંચ શરીરની સંધીને વિશે પોખ્યા છે. હવે આ ને આજ પ્રકારે સ્થાવર-જંગમને વિષે જેમાં જેટલાં તત્ત્વોના વિભાગ પોખાયા છે, તેમાં તે પ્રમાણે પંચશરીરને વિષે એ પ્રકારે વિચરણ થાય છે એમ જાણવું. મનુષ્ય-જંગમજાતિનો તો વિસ્તાર કર્યો છે, પણ બીજી જાતિને વિષે તો એકએક પ્રકારે કહીશું.

हवे आठ अर्धा भाग अविकास-महातत्त्वना लइने અને એક અર્ધો ભાગ વિકાસમહાતત્ત્વનો તથા એક અર્ધો ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો, એ બે ભાગ તેમાં મેળવીને દશ અર્ધા ભાગ થયા, તે જંગમજાતિ પૈકી નવ લક્ષ પ્રકારનાં પંખી તથા અષ્ટ પ્રકારના જળજાતિ તથા સાત લાખ પ્રકારની પશુજાતિ અને ચાર લક્ષ પ્રકારનાં કીટજાતિને પોખ્યા. હવે आठ अर्धा भाग विकास-महातत्त्व ना लइने અને એક અર્ધો ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક અર્ધો ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો એ બે ભાગ મેળવીને આ દશ અર્ધા ભાગ થયા, તે પુનઃ જંગમજાતિ પૈકી નવલક્ષ પ્રકારના પક્ષી તથા અષ્ટલક્ષ પ્રકારનાં જળજાતિ તથા સપ્તલક્ષ પ્રકારનાં પશુજાતિ અને ચતુરલક્ષ પ્રકારનાં કીટજાતિને પોખ્યા હવે अष्ट अर्धा भाग कुंभस्थ-महातत्त्वना लइने તથા એક અર્ધો ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક અર્ધો ભાગ વિકાસ-મહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને આ દશ ભાગ ફરીથી જંગમજાતિ પૈકી નવલક્ષ પ્રકારનાં પંખી તથા અષ્ટલક્ષ પ્રકારનાં જળજાતિ તથા સપ્તલક્ષ પ્રકારનાં પશુજાતિ અને ચતુરલક્ષ પ્રકારનાં કીટજાતિને પોખ્યા हवे आठ पा भाग अविकास-महातत्त्वनां लइने અને એક પા ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક પા ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે પા ભાગ મેળવીને આ દશ પા ભાગ જંગમજાતિ પૈકી ચૌદ લક્ષ પ્રકારનાં જળજાતિ તથા છ લક્ષ પ્રકારનાં કીટજાતિ અને પાંચ લક્ષ પ્રકારનાં પતંગજાતિ વિષે પોખ્યા. हवे आठ पा भाग विकास-महातत्त्व ना लइने અને એક પા ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક પા ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને આ દશ પા ભાગ પુનઃ જંગમજાતિ પૈકી ચૌદ લક્ષ પ્રકારનાં જળજાતિ તથા છ લક્ષ પ્રકારનાં કીટજાતિ અને પાંચ લક્ષ પ્રકારનાં પતંગજાતિને પોખ્યા. आठ पा भाग कुंभस्थ-महातत्त्व ना लइने એક પા ભાગ અવિકાસમહાતત્ત્વનો અને એક પા ભાગ વિકાસમહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને આ દશ પા ભાગ ફરીથી જંગમ પૈકી ચૌદ લક્ષ પ્રકારનાં જળજાતિને તથા છ લક્ષ પ્રકારનાં કીટજાતિને અને પંચ લક્ષ પ્રકારનાં પતંગજાતિને પોખ્યા.

हवे आठ भाग अविकास-महातत्त्व ना लइने અને એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવીને આ દશ ભાગ સ્થાવરમાં વૃક્ષજાતિને વિષે પોખ્યા અને જે વેલીજાતિ ઘણાં વર્ષ રહે છે તેમાં પોખ્યા. हवे विकास-महातत्त्व ना આઠ ભાગ લઈને અને અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ અને કુંભસ્થ-મહાતત્ત્વનો એક

ભાગ મેળવીને આ દશ ભાગ સ્થાવર પૈકી વૃક્ષજાતિને ફરીથી પોખ્યા અને જે વેલીજાતિ ઘણાં વર્ષ રહે છે તેને પોખ્યા. હવે कुंभस्थ-महातत्त्व ના આઠ ભાગ લઈને અને અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ અને વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ મેળવીને આ દશ ભાગ ફરીથી સ્થાવરજાતિ પૈકી વૃક્ષજાતિને પોખ્યા અને જે વેલીજાતિ ઘણાંક વર્ષ રહે છે તેને વિષે પોખ્યા. हवे अष्ट अर्धा भाग अविकास-महातत्त्व ના लइने અને એક અર્ધો ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક અર્ધો ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ તેમાં મેળવીને આ દશ અર્ધા ભાગ સ્થાવરજાતિ પૈકી જે તૃણજાતિ ઘણો કાળ પહોંચે છે તેને પોખ્યા અને જળજાતિની વેલીમાં જે વેલી ઘણો કાળ પહોંચે છે તેને વિષે પોખ્યા. हवे आठ अर्धा भाग विकास-महातत्त्व ના लइने અને એક અર્ધો ભાગ અવિકાસમહાતત્ત્વનો અને એક અર્ધો ભાગ કુંભસ્થમહાતત્ત્વનો આ બે ભાગ તેમાં મેળવીને જે દશ અર્ધા ભાગ થયા તે ફરીથી સ્થાવરજાતિમાં જે તૃણજાતિ ઘણો કાળ પહોંચે છે તેને પોખ્યા અને જળજાતિની વેલીમાં જે વેલી ઘણો કાળ પહોંચે છે તેને વિષે પોખ્યા हवे कुंभस्थ-महातत्त्वना आठ अर्धा भाग लइने તથા એક અર્ધો ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક અર્ધો ભાગ વિકાસ-મહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને એ દશ અર્ધા ભાગ સ્થાવરજાતિ પૈકી જે તૃણજાતિ ઘણો કાળ પહોંચે છે તેને પોખ્યા हवे आठ पा भाग अविकास-महातत्त्व ના लइने અને એક પા ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક પા ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવીને એ દશ પા ભાગ સ્થાવર પૈકી જે તૃણજાતિ અલ્પ આયુષ્ય ભોગવે તે તૃણજાતિને પોખ્યા અને વળી વેલીજાતિમાં જે વેલી અલ્પ આયુષ્ય ભોગવે તેને પોખ્યા. हवे विकास-महातत्त्व आठ भाग लइने અને એક પા ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક પા ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવીને આ દશ પા ભાગ ફરીથી સ્થાવર પૈકી જે તૃણજાતિ અલ્પ આયુષ્ય ભોગવે તેને પોખ્યા અને વેલીજાતિ પૈકી જે વેલી અલ્પ આયુષ્ય ભોગવે તેને પોખ્યા. हवे कुंभस्थ-महातत्त्वना अष्ट पा भाग लइने તેમાં અવિકાસ-મહાતત્ત્વનો એક પા ભાગ તથા વિકાસ-મહાતત્ત્વનો એક પા ભાગ મેળવીને આ દશ પા ભાગ સ્થાવર પૈકી જે તૃણજાતિ અલ્પ આયુષ્ય ભોગવે છે તેને પોખ્યા અને વેલીજાતિમાં જે વેલી અલ્પ આયુષ્ય ભોગવે છે તેને પોખ્યા.

હવે સકર્તા સત્‌કૈવલની ક્રિયાવૃત્તિએ આ પ્રકારનાં તત્ત્વસંયુક્ત સ્થાવર જંગમ, કીટ,

પતંગ, મનુષ્ય અને પશુનાં તનું ઉત્પન્ન કર્યાં, પણ સર્વ જડવત્ તંતુ રહ્યાં; ત્યારે કર્તાની સજીવન વૃત્તિ સર્વ તંતુને વિષે સકર્તા સત્‌કૈવલે પ્રેરક કરી. તે સકર્તાની સજીવન વૃત્તિએ કરીને સર્વ ઘાટ વૃદ્ધિ પામીને જે જે તત્ત્વોના જેટલા જેટલા વિભાગો પોખેલા હતા, તેટલા તેટલા પ્રમાણમાં તે સર્વ તનુને વિષે સ્ફુરણા પામીને પરિપક્વ થઈ રહ્યા. જેમ વૃક્ષને વિષે બીજ પરિપક્વ થઈને રહ્યું છે, તે જળપૃથ્વીના યોગ સિવાય જડે જડજ, જેમ છે તેમ, તેવાં નેં તેવાં જ પડી રહે છે; એ પ્રમાણે અને આ ન્યાયે સર્વ તત્ત્વોની રચના કરી ખરી, પણ જડનાં જડ જ રહ્યાં અને કોઈ હલણચલણ વા ચેષ્ટા કરવા લાગ્યાં નહિ. ત્યારે નિજ સજાણજાણસ્વરૂપ સકર્તા સત્‌કૈવલે અંશવૃતિએ કરીને પોતાના અંશ પ્રેરક કર્યા. આ સકર્તાપતિના જે અંશો તેમને નિજ જાણસ્વરૂપ જાણવા. આ નિજ જાણસ્વરૂપરૂપ અંશ ઘાટમાં પ્રેરક થયા, એથી કરીને કર્તાની પ્રકાશ-બ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વોને ચેતન કર્યાં. આ ત્રણ મહાતત્ત્વએ કર્તાની સંજમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ જાગ્રત કર્યાં. જ્યારે આ ત્રણ ચક્ષસત્ત્વ જાગ્રત થયાં. ત્યારે તેણે કર્તાની ઈચ્છાવૃત્તિથી ઉત્પન્ન થયેલાં નિરંજન અને અવ્યાકૃતને ચેતન કર્યાં. આમ નિરંજન અને અવ્યાકૃતના વિભાગે ચેતન થઈને અવ્યાકૃતથી થયેલાં ચાર મહાતત્ત્વોને ચેતન કર્યાં. આ ચેતન થયેલાં ચાર મહાતત્ત્વોના વિભાગોએ ત્રણ ગુણ અને ત્રણ ગણના વિભાગ ચેતન કર્યાં. આમ ચેતન થયેલા સત્ત્વગુણે પ્રથમ સત્ત્વગુણનાં પંચ અંતઃકરણ અને પંચ અવસ્થાને ચેતન કર્યાં; તથા રજોગુણે રજોગુણની દશ આકાંક્ષા ચેતન કરી અને તમોગુણે તમોગુણના દશ કાળ ચેતન કર્યાં. ત્યાર પછી અહંકારગણે અહંકારગણનાં પંચભૂત અને પંચમાત્રાને ચેતન કર્યાં. પછી સ્વાકાશગણે સ્વાકાશગણનાં પંચ સંભસકરણ અને પંચ વ્યવસ્થને ચેતન કર્યાં. પછી અચંતગણે અચંતગણની દશ ભાવનાને ચેતન કરી. આ પ્રકારે અન્યોન્ય પરસ્પર ચેતન થઈને જેટલા જેટલા વિભાગમાં તત્ત્વો જે જે (પ્રકારનાં) પોખાયાં હતાં, તે તે તત્ત્વો તે તે ઘાટમાં પોતપોતાના માપ પ્રમાણે હલણચલણ વા ચેષ્ટા કરવા લાગ્યાં.

## દોહા

એહી વિધિ સ્થાવરજંગમ, કીન્યેહુ તત્ત્વ જમાવ;<br>
અધિકન્યૂન વિભૂતિ વગ, સમરહુ વિપુ વિભાવ.

તામહી પ્રથમ પ્રકાશેહુ, સ્થિર સ્થાવર તનું ચીન;
નારણદાસ રજતજ કરી, કહે કુવેર ભિન્નભિન્ન.

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ઉપર પ્રમાણે સ્થાવર તથા જંગમને વિષે તત્ત્વોના જમાવ કર્યો છે. તેમાં તત્ત્વોના જમાવ અધિક-ન્યૂન પોખાયેલો છે, એથી કરી તત્ત્વવિભૂતિનો વર્ગ અધિક-ન્યૂન દેખાતો હોઈ જે તે તત્ત્વની ગતિ પ્રમાણે વિચરે છે. હવે સ્થાવર જંગમ પૈકી પ્રથમ સ્થાવરજાતિનાં ચિહ્ન રજેરજ ભિન્નભિન્ન પ્રકારે કહું છું તે, હે નારણદાસ ! સાંભળ.

# સ્થાવરજાતિના દેહનું પંચીકરણ

## કંદ : ૧૧ મો

હવે સ્થાવરજાતિના તનુને વિષે ક્યાં ક્યાં તત્ત્વના વિભાગની કઈ કઈ ચેષ્ટા થાય છે, તે કહું છું તે સાંભળો. જે તત્ત્વોના વિભાગથી જે તત્ત્વ ક્રિયા કરે છે તે દેખાડું છું. નિજ સજાણ જાણસ્વરૂપ કેવલ કર્તાની ક્રિયાવૃત્તિએ કરીને જે સ્થાવરજાતિ ઉત્પન્ન કરી છે, તેના તત્ત્વવિભાગની ચેષ્ટા કહીએ છીએ.

**પ્રથમ** સ્થાવરને વિષે રજોગુણની દશ આકાંક્ષાના ભાગ પોખ્યા હતા, તે ક્યા તે વિષે કહું છું તે સાંભળો. પાંચ આકાંક્ષાના પાંચ પાંચ ભાગ અને બીજી પાંચ આકાંક્ષાના એકએક ભાગ પોખ્યા હતા. તેણે કરીને સ્થાવરને વિષે શ્રવણ-આકાંક્ષા થઈ છે, તે જ્યારે મેઘગર્જના ગગનમાં થાય છે, ત્યારે સર્વ વનસ્પતિ ખડી થઈને કટાક્ષ માંડે છે. આ પ્રમાણે સ્થાવરને વિષે શ્રવણ-આકાંક્ષા જાણવી. હવે સ્થાવરને વિષે સુગંધ આકાંક્ષા પોખી હતી, તેણે કરીને સારીનરસી પૃથ્વીની પરીક્ષા કરીને તે પ્રમાણે પોતાનો જમાવ કરે છે; એટલે કે ઉત્તમ કસદાર પૃથ્વીમાં તરુવર અતિશય પુષ્ટિ પામે છે અને નિર્બળ પૃથ્વીમાં તરુવર નિર્બળ રહે છે. આ પ્રમાણે સ્થાવરમાં સુગંધ-આકાંક્ષા રહી છે. હવે સ્થાવરમાં નિરીક્ષણ-આકાંક્ષાનો એક ભાગ પોખેલો, તેણે કરીને સર્વ વનસ્પતિનાં બીજ જે પૃથ્વીના ઉદરમાં

આંગળ બે આંગળ, વેંત કે હાથભર ઊંડાં ગુપ્ત હોય તોપણ જ્યારે ઘનવૃષ્ટિ પૃથ્વીને પલાળે છે, ત્યારે તે બીજનાં અંકુરને વિષે નિરીક્ષણ-આકાંક્ષા રહી છે. તેણે કરીને સર્વ અંકુર ઊર્ધ્વ ભાગે ઊગીને ઉપર આવે છે અને મૂળ પાતાળે જાય છે. જો આ પ્રમાણે સ્થાવરને વિષે નિરીક્ષણ-આકાંક્ષા ન હોય તો અંકુર અવળાંસવળાં થઈ જાય; માટે આ પ્રકારે સ્થાવરને વિષે નિરીક્ષણ-આકાંક્ષા રહી છે. હવે સ્થાવરને વિષે ક્ષુધાપિપાસા-આકાંક્ષા પોખેલી, તેણે કરી સ્થાવરજાતિ જળપૃથ્વીનું શોષણ કરે છે, ત્યારે વૃક્ષ વૃદ્ધિ પામે છે. આ પ્રકારે સ્થાવરમાં ક્ષુધાપિપાસા-આકાંક્ષા રહી છે. હવે સ્થાવરને વિષે ઉચ્ચાર-આકાંક્ષા પોખેલી, પણ મુખજિહ્વા વિના આ ઉચ્ચાર-આકાંક્ષા રૂંધન પામી, એટલે સ્થાવરના અનેક મૂળ પ્રગટ થયાં. આ પ્રકારે સ્થાવરમાં ઉચ્ચાર-આકાંક્ષા સૂક્ષ્મ ભાગે રહી છે, એથી કરી મુખજિહ્વા નથી. હવે સ્થાવરને વિષે શીતોષ્ણ-આકાંક્ષા પોખેલી છે, એથી કરીને જ્યારે હિમ પડે છે ત્યારે વૃક્ષ બળી જાય છે. તે વખતે સ્થાવરને ઉષ્ણપણાની આકાંક્ષા ઊપજે છે, **પણ તે વખતે ઉષ્ણપણું પાવતું (મળતું) નથી એટલે વૃક્ષ બળી જાય છે. (સ્થાવરમાં શીતોષ્ણ-આકાંક્ષા છે તેથી** હિમ જેવા પ્રસંગે ઉષ્ણતા પ્રાપ્ત કરવા તેને આકાંક્ષા ઊપજે છે, પણ જ્યારે અતિશય ઠંડીને લીધે ઉષ્ણ-આકાંક્ષા રૂંધન પામે છે અને તેને જોઈતી ઉષ્ણતા મળી શકતી નથી, ત્યારે જ તે બળી જાય છે અને તે વખતે જેને જેને ઉષ્ણતા મળી જાય છે, તે તે બળી જતાં નથી) તે ઉષ્ણ આકાંક્ષા જાણવી. જ્યારે સૂર્ય અતિશય તપે છે, ત્યારે વૃક્ષનાં પત્ર કરમાઈ જાય છે, તે અવસરે સ્થાવરને શીતની આકાંક્ષા થાય છે. આ પ્રમાણે સ્થાવરને વિષે શીતોષણ-આકાંક્ષા રહી છે. હવે સ્થાવરને વિષે ગ્રહણ-આકાંક્ષા પોષેલી છે. આ ગ્રહણ-આકાંક્ષાએ કરીને સ્થાવર મૂળ વડે કરીને પૃથ્વીને પકડી રહે છે. આ પ્રમાણે સ્થાવરને વિષે ગ્રહણ-આકાંક્ષા જાણવી. હવે સ્થાવરને વિશે વિષય-આકાંક્ષા પોષેલી તેણે કરીને સ્થાવરને બાર મહિનામાં ફળફૂલ આવે છે, તે વિષય-આકાંક્ષા જાણવી. હવે સ્થાવરને વિષે મળવિસર્જન-આકાંક્ષા પોખેલી, તેથી કરીને વર્ષ દિવસે પાંદડાં ખરી પડે છે; તેને મળવિસર્જન-આકાંક્ષા જાણવી. હવે સ્થાવરને વિષે ગમન-આકાંક્ષાનો એક ભાગ સૂક્ષ્મ રહેલો છે. સ્થાવરજાતિ પગ વિના રૂંધન પામી, ત્યારે વૃક્ષને અનેક શાખાઓ થઈ, તે ગમન-આકાંક્ષાના પ્રતાપે શાખાઓ સ્ફુરણા પામી છે. આ પ્રકારે સ્થાવરગમન આકાંક્ષા રહેલી છે. આ દશ આકાંક્ષાઓ રજોગુણની હોઈ સ્થાવરમાં આ પ્રકારે વર્તે છે તે કહી.

હવે અહંકારગણથી દશ તત્ત્વો પંચભૂત અને પંચમાત્રા ઉત્પન્ન થયાં છે તે પૈકી પૃથ્વીતત્ત્વના આઠ ભાગ અને બીજાં ચાર તત્ત્વોના અડધા ભાગ મળી દશ ભાગ સ્થાવરને વિષે પોખ્યા હતા, તે વિષે કહું છું. આઠ ભાગ પૃથ્વીતત્ત્વના સ્થાવરમાં રહ્યા છે, તેથી કરી સ્થાવરજાતિ પૃથ્વીથી અલગ થઈને હલણચલણ કરી શકતી નથી. વળી અતિશય જડવત્ તનુ તે પૃથ્વીના વિશેષ ભાગે કરીને થયાં છે. વળી તેમાં જળતત્ત્વનો અર્ધો ભાગ પોખેલો તે સ્થાવરના કાષ્ટભાગને વિષે રહ્યો છે, જે ચંદનની આદ્ય લઈને અત્તર ઊતરે છે તે સ્થાવરમાં જળનો વિભાગ જાણવો. તેમાં અગ્નિતત્ત્વનો અર્ધો ભાગ પોખેલો; એથી કરી સ્થાવરના કાષ્ઠભાગમાં અગ્નિ રહ્યો છે, તે જ્યારે કાષ્ઠનું મંથન કરે છે ત્યારે પ્રગટ થાય છે. આ પ્રમાણે સ્થાવરમાં અગ્નિતત્ત્વનો ભાગ જાણવો. વળી સ્થાવરમાં પવનતત્ત્વનો અર્ધો ભાગ પોખેલો છે. સ્થાવરને વિષે જે નાડીઓએ કરીને જળ સંચરે છે તે નાડીઓમાં પવનનો અર્ધો ભાગ રહ્યો છે તેણે કરીને છે. આ પ્રકારે સ્થાવરમાં પવનનો વિભાગ રહેલો છે. હવે સ્થાવરને વિષે આકાશતત્ત્વનો અર્ધો ભાગ રહ્યો છે, તેણે કરીને સ્થાવરના કાષ્ઠને વિષે વિકાસપણું રહ્યું છે, એથી કરી કાષ્ઠ જળમાં ડૂબતું નથી. વળી સ્થાવરને વિશે કોઈ લોખંડનો ખીલો મારે તો અંદર પેસે છે. આ પ્રમાણે સ્થાવરમાં આકાશતત્ત્વનો વિભાગ રહેલો છે. આ પ્રકારે સ્થાવરને વિષે પંચભૂત રહ્યાં છે.

હવે સ્થાવરજાતિ વિષે પંચમાત્રા રહી છે તે કહું છું. પ્રથમ શબ્દમાત્રા તે સ્થાવરના કાષ્ટને વિશે શબ્દ રહ્યો છે. તે કેવી રીતે સમજાય તે કહું છું. ઢોલ, મૃદંગ, ડફ, ખંજરીની આદ્ય લઈ કાષ્ટનાં વાજિંત્રો વાગે છે, તે શબ્દ માત્રાએ કરીને નાદ થાય છે. આ પ્રકારે સ્થાવરમાં શબ્દમાત્રા રહી છે. હવે સ્થાવરમાં સ્પર્શમાત્રા રહી છે તે કેવી રીતે તે કહું છું. સ્થાવરને વિષે ત્વચાભાગ સર્વ શરીરને વિષે રહ્યો છે, તે સ્થાવરમાં સ્પર્શમાત્રા જાણવી.

હવે સ્થાવરને વિષે રૂપમાત્રા રહી છે તે વિષે કહું છું. સ્થાવરનાં મૂળ પૃથ્વીને વિષે પૃથ્વીના વિકાસને જોઈને પ્રવેશ કરે છે. જો જોઈને પ્રવેશ ન કરે અને જ્યાં ત્યાં જોયા સિવાય ચાલે, તો કોઈ કઠણતા લાગે, ત્યારે તે મુળમાં કોમળતા ઘણી રહેલી હોવાથી તે છૂંદાઈને મરી જાય તે માટે રૂપમાત્રાએ પૃથ્વીના વિકાસને જોઈને મૂળ પ્રવેશ કરે છે. આ પ્રકારે સ્થાવરમાં રૂપમાત્રા રહી છે. હવે સ્થાવરને વિષે રસમાત્રા રહી છે તે વિષે

કહું છું. રસમાત્રાએ કરીને સ્થાવરની કુંપળે કુંપળને વિષે અમી આવી રહી છે. તથા સ્થાવરના મૂળના અગ્રભાગે કોમળતા રહી છે, તે રસમાત્રાની અમીએ કરીને કોમળપણું રહ્યું છે. વળી પૃથ્વીના રસનો સ્વાદ લઈ જાણે છે, તે રસમાત્રા જાણવી. હવે સ્થાવરને વિષે ગંધમાત્રા રહી છે, તે કેવી રીતે તે કહું છું. ગંધમાત્રા સ્થાવરને વિષે જ્યાં રજોગુણની સુગંધ-આકાંક્ષા રહી છે, ત્યાં તેમાં મળીને રહેલી છે, જે સારી નરસી ભૂમિકાની પરખ કરે છે; તે સુગંધ-આકાંક્ષામાં ગંધમાત્રા રહેલી છે તે ગંધમાત્રાએ કરીને સુગંધ-આકાંક્ષા થાય છે. આ પ્રકારે સ્થાવરને વિષે ગંધમાત્રા રહેલી છે. આ પ્રમાણે અહંકારગણની પાંચ માત્રા સ્થાવરને વિષે રહી છે.

**હવે સ્થાવરને વિષે સત્ત્વગુણના પંચ અંતઃકરણ અને પંચ અવસ્થાના એક એક** ભાગ રહ્યા છે, તે ક્યા અને કેવી રીતે રહ્યા છે તે સાંભળો. પ્રથમ સ્થાવરને વિષે જાગ્રત-અવસ્થાનો એક ભાગ રહ્યો છે, જેથી વૃક્ષ પ્રફુલ્લિત રહે છે. તેમાં મનઅંતઃકરણનો ભાગ રહ્યો છે તે કેવી રીતે જણાય તે સાંભળો. જ્યારે રાત્રિ પડે છે ત્યારે વૃક્ષ નિદ્રાવશ થાય છે. આ વૃક્ષને પ્રથમ જાગ્રત અવસ્થા હતી તે બદલાઈ ને પછી નિદ્રાવસ્થા થઈ તે કેવી રીતે સમજાય તે સાંભળો. કોઈ કોઈ વૃક્ષનાં પાંદડાં રાત પડતાં મળી જાય છે (બીડાય છે, સંકોચાય છે.) આ ન્યાયે સર્વ સ્થાવર રાત્રે નિદ્રાવશ થાય છે તે વખતે મન-અંતઃકરણનો ભાગ તે પણ લીન પામ્યો; ત્યારે સ્વપ્નાવસ્થા સ્થાવરને વિશે વર્તે છે. આ સ્વપ્નાવસ્થા વર્તે છે તે કેવી રીતે સમજાય તે સાંભળો. રાત્રિને વિષે સર્વ વૃક્ષજાતિ પૃથ્વીમાંથી જળનું શોષણ કરે છે કારણ કે બુદ્ધિ-અંતઃકરણનો વિભાગ સ્વપ્નાવસ્થા ને વિષે રહ્યો છે એથી કરી પૃથ્વીના પાણીનું શોષણ કરે છે આ પ્રકારે સ્વપ્નાવસ્થા રહેલી છે. હવે સ્થાવરને વિષે સુષુપ્તિ અવસ્થાનો એક ભાગ અને તેમાં અહંકાર-અંતઃકરણનો અંશ રહ્યો છે તે વિષે કહું છું. જ્યારે વૃક્ષ પૃથ્વીમાંથી જળ શોષતું રહી જાય છે, ત્યારે સુષુપ્તિ-અવસ્થા જાણવી; કારણ કે આ સુષુપ્તિ અવસ્થામાં અહંકાર-અંતઃકરણનો વિભાગ રહ્યો છે, જેથી આ અહંકાર-અંતઃકરણનો વિભાગ વૃક્ષને વિષે પૃથ્વીનું પાણી શોષવાની જે ક્રિયા હતી તેને શમદમ કરી નાખે છે. આ વૃક્ષ ક્રિયારહિત શમદમરૂપે થયું તે કેવી રીતે જણાય ? જ્યારે વૃક્ષને સુષુપ્તિ-અવસ્થા થાય છે, ત્યારે વૃક્ષ તે વખતે વૃદ્ધિ પામતું રહી જાય છે એટલે કે જ્યાં સુધી સુષુપ્તિ અવસ્થા હોય ત્યાં સુધી વૃક્ષ વધે જ નહિ. આ વિષે

પરીક્ષા કરવી હોય તો વૃક્ષની કૂંપળે એધાણી રાખીને ઘડી માપીને જુએ ત્યારે જણાય કે ઘડીએ વૃક્ષ તલભાર પણ વધ્યું નથી. આમ વૃદ્ધિ ન પામે ત્યારે સમજવું કે વૃક્ષમાં સુષુપ્તિ-અવસ્થા વર્તે છે. કદાચ એ ઘડીને વિષે વૃક્ષ તલભાર પણ વૃદ્ધિ પામ્યું જણાય તો સુષુપ્તિ-અવસ્થાનું વર્તન નથી, પણ બીજી અવસ્થા વર્તે છે એમ જાણવું. હવે સ્થાવરને વિષે તુર્યાવસ્થા રહી છે તે વિષે કહું છું. જ્યારે સુષુપ્તિ-અવસ્થા અને અહંકાર-અંતઃકરણ લીન પામે છે ત્યારે સ્થાવરને વિષે તુર્યાવસ્થા થાય છે. આ તુર્યાવસ્થા કેવી રીતે સમજાય તે સાંભળો. જ્યારે વૃક્ષને શરીરનું ભાન વિસર્જન થઈ જાય છે ત્યારે કોઈક વૃક્ષ નિદ્રાને વિષે તુટીને ગરી પડે છે; કારણ કે તુર્યાવસ્થાને લીધે વૃક્ષને શરીરનું ભાન રહેતું નથી, એથી કરી કોઈક વૃક્ષ ગરી પડે છે. આ ન્યાયે સર્વ સ્થાવરને વિષે તુર્યાવસ્થા વર્તતી જાણવી. આ તુર્યાવસ્થામાં ચિત્ત અંતઃકરણનો વિભાગ રહેલો છે. આ તુર્યામાં રહેલા ચિત્તનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ અને નિર્મળ છે, એથી કરી આ ચિત્તથી વૃક્ષને પકડી રખાતું નથી. આ કારણને લીધે તુર્યાવસ્થાને વિષે વૃક્ષ ગરી પડે છે. આ પ્રકારે સ્થાવરને વિષે તુર્યાવસ્થા રહી છે. હવે સ્થાવરને વિષે ઉન્મની-અવસ્થા રહી છે તે વિષે કહું છું. વૃક્ષને વિષે તુર્યાવસ્થા અસ્ત પામતાં અને જાગ્રત-અવસ્થાનો ઉદય થતાં આ બન્ને અવસ્થાની સંધિમાં ઉન્મની-અવસ્થા અને નચિંત-અંતઃકરણ વર્તે છે એમ જાણવું આ ઉનમૂનિ અવસ્થા અને નચિંત અંતઃકરણ કેવી રીતે સમજાય તે વિષે સાંભળો. તુર્યાવસ્થાનું વિસર્જનપણું ગયું છે અને સર્વ વૃક્ષ પ્રકાશવાન થયું છે, પરંતુ તે વખતે જાગ્રતપણાની ઉપાધિ નથી; તેટલા જ માટે તે વખતે ઉન્મની-અવસ્થા અને નચિંત-અંતઃકરણ વર્તતાં જાણવા. આ પ્રમાણે સ્થાવરને વિષે પંચ અવસ્થા અને પંચ અંતઃકરણનો એક એક ભાગ રહ્યો છે. વળી મનુષ્યને વિષે નવ નવ ભાગ રહ્યા છે તો પણ ત્રણ અવસ્થાની ગતિ મનુષ્ય જાણી શકતો નથી, તો પછી સ્થાવરને વિષે એક એક ભાગ રહેલો તે કેમ જણાય ! એથી જ સ્થાવરને વિષે ઘણા સૂક્ષ્મપણે અવસ્થા અને અંતઃકરણનું પરિવર્તન થાય છે જે કહ્યું.

હવે સ્થાવરને વિષે સ્વાકાશગણનાં પંચ-સંભસકરણ અને પંચ વ્યવસ્થા આ દશના નવ નવ ભાગ રહેલા છે તે ક્યા તે કહું છું તે સાંભળો. શાંત-સંભસકરણના નવ ભાગે કરીને વૃક્ષ સદાય શાંતિવત્ રહે છે અને સ્થિતિ-વ્યવસ્થામાં શાંત-સંભસકરણ રહ્યું છે. એથી સ્થિતિ-વ્યવસ્થાને લીધે વૃક્ષ સદાયકાળ સ્થિતિવાન રહે છે. આ પ્રકારે શાંત-

સંભસકરણ અને સ્થિતિ વ્યવસ્થા સ્થાવરને વિશે રહ્યાં છે. હવે સ્થાવરને વિષે સહેજ-સંભસકરણ અને ઉદાર-વ્યવસ્થાના નવ નવ ભાગ રહ્યા છે તે વિષે સાંભળો. સહેજ-સંભસકરણને લીધે વૃક્ષ સહજ ઊપજે છે અને સહજ સ્વભાવે સદાયકાળ રહે છે. એમાં ઉદાર-વ્યવસ્થા રહી છે એથી કરી વૃક્ષ એકાકી ઉદારવત્ સદાકાળ રહેતાં હોઈ કોઈ કોઈનો એટલે પરસ્પર કોઈનો સંગ કરતાં નથી. આ પ્રમાણે સ્થાવરને વિષે સહેજ-સંભસકરણ અને ઉદાર-વ્યવસ્થા રહેલાં છે. હવે સ્થાવરને વિષે શીલ-સંભસકરણ અને ગલિત-વ્યવસ્થાના નવ નવ ભાગ રહ્યા છે તે કહું છું. શીલ-સંભસકરણે કરીને વૃક્ષ સદાય શીલવત્ સરખું રહે છે. તેને કોઈ કાપે કૂટે છતાં શીલનું શીલરૂપે જ જણાય છે. તેમાં ગલિત-વ્યવસ્થા રહી છે, એથી કરી વૃક્ષ સદાકાળ ગલિતપણે જ રહે છે. જો કે પોતે દુઃખ સહન કરે પણ વૃક્ષ કોઈને દુઃખ દેતું નથી. આ પ્રકારે સ્થાવરને વિષે શીલ-સંભસકરણ અને ગલિત વ્યવસ્થા રહી છે. હવે સ્થાવરને વિષે સંતોષ-સંભસકરણ અને કુંભ-વ્યવસ્થાના નવ નવ ભાગ રહ્યા છે તે કહું છું. સંતોષ-સંભસકરણને લીધે વૃક્ષ એક સ્થળે સદાય સંતોષવત્ રહે છે અને સ્થળ છોડીને કંઈ પણ ડોલાયમાન થતું નથી, તે કુંભ-વ્યવસ્થાને લીધે છે. આ પ્રકારે સ્થાવરને વિષે સંતોષ-સંભસકરણ અને કુંભ-વ્યવસ્થા રહ્યાં છે. હવે સ્થાવરમાં સમતા-સંભસકરણ અને સામાન્ય-વ્યવસ્થાના નવ નવ ભાગ રહ્યા છે તે સાંભળો. સમતા-સંભસકરણને લીધે સ્થાવર સદાકાળ શમદમ સરખું જ રહે છે તથા સામાન્ય-વ્યવસ્થાને લીધે સદાકાળ સામાન્ય જ રહે છે અને વૃક્ષને કોઈની સાથે રાગદ્વેષ નથી. આ પ્રકારે સમતા-સંભસકરણ અને સામાન્ય-વ્યવસ્થા સ્થાવરમાં રહેલાં છે. સ્વાકાશગણનાં આ પંચ સંભસકરણ અને પંચ વ્યવસ્થા આ પ્રકારે સ્થાવરને વિષે રહ્યાં છે.

હવે સ્થાવરને વિષે તમોગુણના દશ કાળના દશ ભાગ-એક એક ભાગ મળી દશ-રહ્યા છે તે ક્યા તે સાંભળો. વૃક્ષમાં સ્વભાવ-કાળ રહ્યો છે તેણે કરી પોતાની મેળે ઉદય-અસ્ત પામે અને કોઈની કોઈ સાથે એકતા નથી. વળી કોઈ વૃક્ષની આકૃતિરૂપ છબી એક સરખી નથી. સર્વની છબી ન્યારી ન્યારી હોય છે તે સ્વભાવકાળે કરીને ન્યારી ન્યારી છબી પડે છે. આ પ્રકારે સ્થાવરમાં સ્વભાવ-કાળ રહ્યો છે. સ્થાવરને વિષે કામના-કાળ રહ્યો છે તે વિષે સાંભળો. જ્યારે સ્થાવરને ફળફૂલ લાગે છે, ત્યારે તેના વિષે કામના-

કાળનો વિભાગ વર્તે છે. આ પ્રકારે સ્થાવરને વિષે કામના-કાળ રહ્યો છે. હવે સ્થાવરને વિષે આક્રાંતકાળ તે સ્થાવર સદાકાળ આકૃતિરૂપે રહે છે. આ પ્રકારે સ્થાવરને વિષે આક્રાંતકાળ રહ્યો છે. હવે સ્થાવરમાં આશ્ચર્ય-કાળનો વિભાગ રહ્યો છે એથી કરી વૃક્ષમાં નિદ્રા અને જાગૃતિ થાય છે. વળી સ્થાવરને નેત્ર નથી છતાં રાત્રિને જાણે છે તે આશ્ચર્ય-કાળના વિભાગે કરીને જાણે છે કે દિવસ હતો અને રાત્રિ ક્યાંથી ! એમ આશ્ચર્ય પામીને નિદ્રાવશ થાય છે. વળી રાત્રિ હતી અને સૂર્યોદય થયો ત્યારે કહે છે કે આ પ્રકાશ કેવો ! આમ આશ્ચર્ય પામીને જાગ્રત થાય છે. આ બે અવસ્થામાં આશ્ચર્ય-કાળનો વિભાગ રહેલો છે તે સ્થાવરમાં આશ્ચર્યકાળ જાણવો. હવે સ્થાવરને વિષે પૃથક્-કાળનો વિભાગ રહ્યો છે, તેણે કરી પત્ર, ફૂલ, શાખા વગેરે ન્યારા ન્યારા અળંકાર છે તેમાં પૃથક્-કાળનો અંશ વર્તે છે. કોઈ શાખા, પત્ર કે ફૂલ ફળ આગળથી પાકીને ખરી પડે છે તે સ્થાવરને વિષે પૃથક્કાળ જાણવો. હવે સ્થાવરને વિષે વિપરીતકાળનો વિભાગ રહેલો છે. આ વિપરીત-કાળે કરી સ્થાવરને વિષે કોઈ રોગ લાગે છે કે ઘણ ખાય છે, ત્યારે વૃક્ષ સૂકાઈ જાય છે તે સ્થાવરને વિષે વિપરીત-કાળ જાણવો. સ્થાવરને વિષે અજ્ઞાનકાળનો વિભાગ રહ્યો છે તેણે કરી સ્થાવર પોતાની આદ્ય લઈ અન્ય કોઈને જાણતાં નથી. આ પ્રકારે સ્થાવરને વિષે અજ્ઞાન-કાળ વર્તે છે. સ્થાવરમાં રાગસકાળ રહ્યો છે. આ રાગસકાળ જે છે તે સ્થાવરને વિષે જે ક્ષુધાપિપાસા-આકાંક્ષા રહી છે તેના વિષે વર્તે છે. તે શા માટે ? તે કહું છું. વૃક્ષને પૃથ્વીના રસનું શોષણ કરવાની પ્રીતિ રહેલી છે તેને વિષે રાગસકાળ રહ્યો છે. આ પ્રકારે સ્થાવરને વિષે રાગસકાળ જાણળો. હવે સ્થાવરને વિષે દ્વેષ-કાળનો વિભાગ રહ્યો છે. દ્વેષકાળ તે સ્થાવરને શીત અને ઉષ્ણતા લાગે છે તેના વિષે દ્વેષ-કાળનો વિભાગ વર્તે છે. જ્યારે અતિશય શીત વ્યાપે છે ત્યારે શીત ઉપર દ્વેષ વ્યાપે છે અને જ્યારે અતિશય ઉષ્ણતા થાય છે ત્યારે ઉષ્ણતા ઉપર દ્વેષ કરે છે, તે કેવી રીતે સમજાય તે સાંભળો, જ્યારે સ્થાવરને ઉષ્ણતાનો સ્પર્શ થાય ત્યારે સ્થાવર કુમળાઈ (ચીમળાઈ) જાય છે અને સ્થાવરને શીતનો સ્પર્શ થાય ત્યારે તે દ્વેષ-કાળે કરીને દગ્ધ થાય છે. આ પ્રકારે સ્થાવરને વિષે દ્વેષ-કાળ વર્તે છે. હવે સ્થાવરને વિષે વૃદ્ધિઅંત-કાળનો વિભાગ રહ્યો છે તે વિષે કહું છું. વૃદ્ધિઅંત-કાળને લીધે સ્થાવર પોતાની હદ પ્રમાણે વૃદ્ધિ પામીને પછી વધતું નથી. વળી તે ઘણા દિવસ ફળી ફૂલીને નાશ થાય છે પણ પોતાના માપથી અતિશય વૃદ્ધિ

પામીને આકાશે જતું રહેતું નથી તે વૃદ્ધિઅંત-કાળે કરીને છે. આ પ્રકારે સ્થાવરને વિષે વૃદ્ધિઅંત-કાળ રહ્યો છે. સ્થાવરને વિષે તમોગુણના આ દશ કાળના દશ ભાગ આ પ્રકારે રહ્યા છે.

हवे स्थावरने विषे अंचतगणनी दश भावनाना नवनव भाग रह्या छे ते कया તે કહું છું તે સાંભળો. અહમ્-ભાવનાના નવ ભાગે કરીને વૃક્ષ અહંપણે જ રહે છે કારણ કે સત્ત્વગુણનાં પંચ અંતઃકરણના એક એક ભાગ અને સ્વાકાશગણનાં પંચસંભસકરણના નવ નવ ભાગ; આ બધાય ભાગ સ્થાવરને વિષે અહમ્-ભાવના સાથે રહેલા છે. આ પ્રમાણે અહમ્-ભાવના સ્થાવરને વિષે રહેલી છે. બીજી સ્તંભ-ભાવના સ્થાવરને વિષે રહેલી છે. એથી કરીને સ્થાવર સદાકાળ સ્તંભાકાર જ રહે છે અને હાલતું ચાલતું નથી. આ પ્રમાણે સ્થાવરને વિષે સ્તંભ-ભાવના રહેલી છે. હવે સ્થાવરને વિષે ત્રીજી વિસર્જન-ભાવના રહેલી છે, તે સ્થાવરને ફળફૂલ થઈને ખરી પડે છે તેની પોતાને સ્મૃતિ જંગમજાતિના જેવી રહેતી નથી. કારણ કે જંગમજાતિને તો ફરજંદ પ્રસવ થાય છે તેની સર્વને સ્મૃતિ રહે છે. આ સ્મૃતિને લીધે તે પોતાના ફરજંદ ઉપર હેત રાખે છે. વૃક્ષનું ફરજંદ બીજ હોઈ આ બીજ ખરી પડ્યા પછી વૃક્ષને સ્મૃતિ રહેતી નથી, કારણ કે વૃક્ષમાં વિસર્જન-ભાવનાના નવ ભાગ રહ્યા છે તેણે કરીને અતિશય વિસર્જનપણું રહે છે. આ પ્રકારે સ્થાવરને વિષે વિસર્જન-ભાવના રહેલી છે. હવે સ્થાવરને વિષે ચોથી નિદ્રાભાવના રહેલી છે. આ નિદ્રાએ કરીને સ્થાવર અચેત સરખું જ રહે છે. આ અતિશય અચેતપણું તે નવ ભાગ નિદ્રાભાવનાના હોવાને લીધે છે. આ પ્રકારે સ્થાવરને વિષે નિદ્રા-ભાવના રહી છે. હવે સ્થાવરને વિષે પાંચમી અંધતમ-ભાવનાના નવ ભાગ રહ્યા છે. આ અંધતમ-ભાવનાએ કરીને સ્થાવર સદાકાળ અંધાધુંધ સરખું જ રહે છે, કારણ કે તેને નેત્ર નથી એટલે તે શા વડે જુએ ? જેથી તે અંધાધુંધ સરખું જ રહે છે. એ પ્રકારે સ્થાવરને વિષે અંધતમ-ભાવના રહેલી છે. હવે સ્થાવરને વિષે છઠ્ઠી અચેત ભાવના રહેલી છે. સ્થાવર ફળે, ફૂલે અને પલ્લવે છે, ત્યારે ચેતન દેખાય છે નહિતર સદાકાળ અચેતસરખું છે તે અચેત ભાવનાએ કરીને આ પ્રકારે દેખાય છે. હવે સ્થાવરને વિશે સાતમી ઉચાટ ભાવના રહેલી છે આ ભાવનાએ કરીને સ્થાવર સદાકાળ ઉચાટસરખું જ રહે છે. વળી શમદમ શૂન્યવત્ જેવું જ તે ઉચાટ-ભાવનાએ કરીને રહે છે. આ પ્રકારે સ્થાવરને વિષે

ઉચાટ-ભાવના રહી છે. હવે સ્થાવરને વિષે આઠમી અભાવ-ભાવના રહેલી છે. આ ભાવનાએ કરીને સ્થાવર પોતાની મેળે એકાકી ઉદારવત્ રહે છે અને કોઈ જાતિ સાથે ભાવ-પ્રીતિ રાખતું નથી; કારણ કે અભાવ-ભાવના આ પ્રકારે સ્થાવરને વિષે રહી છે. હવે સ્થાવરને વિષે નવમી મૌન-ભાવના રહી છે. આ મૌન-ભાવનાએ કરીને સ્થાવર સદાકાળ મૌન જ રહે છે. વળી તે કોઈની સાથે બોલતું નથી. આ પ્રકારે સ્થાવરને વિષે મૌન-ભાવના રહેલી છે. હવે સ્થાવરને વિષે દશમી અસામર્થ્ય-ભાવના રહેલી છે એથી કરી સ્થાવરને કોઈ કાપે, કૂટે અને પત્ર, ફૂલ કે ફળ તોડી લે તોપણ પોતે કોઈને બરજી (બળ દેખાડી) શકાય નહિ અને નાસી જવું હોય તોપણ નાસી જવાય નહિ; કારણ અસામર્થ્ય-ભાવનાના નવ ભાગ રહ્યા છે તેણે કરીને સ્થાવરમાં અતિશય અસામર્થપણું રહ્યું છે. આ પ્રકારે સ્થાવરમાં અસામર્થ્ય-ભાવના રહી છે. આ પ્રમાણે સ્થાવરને વિષે અચંતગણની દશ ભાવનાના નવ નવ ભાગ રહેલા છે.

हवे स्थावरने विषे त्रण गुण अने त्रण गण રહ્યા છે. આ છ ગુણગણનું મહત્ત્વપણું કેવી રીતે છે તે સાંભળો. પ્રથમ તમોગુણની મહત્તા તે સ્થાવરને વિષે શાખા, પેઢ તથા પત્રમાં ટેડાપણું (વાંકાપણું) રહેલું છે તે તમોગુણની મહત્તા જાણવી. સ્થાવરને વિષે રજોગુણની મહત્તા રહી છે તે સ્થાવરનાં પત્ર, ફૂલ તથા ફળને વિષે ચળકિતપણું (ચળકાટ) રહ્યું છે તેણે કરીને સ્થાવર દિવ્ય-શોભાયમાન દેખાય છે તે રજોગુણની મહત્તા જાણવી. વળી સ્થાવરને વિષે સત્ત્વગુણની મહત્તા રહી છે એથી કરી સ્થાવરનાં વૃદ્ધિ-અંકુરભાગને વિષે કોમળપણું રહ્યું છે તે સત્ત્વગુણની મહત્તા જાણવી. હવે સ્થાવરને વિષે અહંકારગણની મહત્તા રહેલી છે, તેણે કરી સ્થાવર અક્કડપણે નિર્ધાર રહે છે તે અહંકારગણની મહત્તા જાણવી. હવે સ્થાવરને વિષે સ્વાકાશગણની મહત્તા રહેલી છે, તેણે કરીને સ્થાવરને વિષે વિકાસપણું ઘણું છે અને શાખાઓ ન્યારી ન્યારી વિખરાય છે, તે સ્વાકાશગણની મહત્તા જાણવી. હવે સ્થાવરને વિષે અચંતગણની મહત્તા રહેલી છે, તેણે કરી સ્થાવર સદાકાળ ચિંતવન સિવાય અચંત સરખું જ રહે છે, તે સ્થાવરને વિષે અચંતગણની મહત્તા જાણવી.

हवे स्थावरने विषे प्रकृति-तत्त्वकारणनो एक भाग રહ્યો છે તેણે કરીને સ્થાવરને વિષે રજોગુણની વિષય-આકાંક્ષા રહી છે. આ વિષય-આકાંક્ષાની આદ્ય લઈને સર્વ

આકાંક્ષાઓમાં પ્રકૃતિ તત્ત્વ વ્યાપક રહેલું છે, તેણે કરીને સર્વ આકાંક્ષાઓ આકૃતિ પામે છે તે પ્રકૃતિ-તત્ત્વકારણનો વિભાગ જાણવો. હવે સ્થાવરને વિષે આનંદ-તત્ત્વકારણ રહ્યું છે, એથી કરીને સ્થાવર સદાકાળ પ્રફુલ્લિત એકાકી આનંદમાં જ રહે છે. વળી શોકાતુર થઈને સૂકાઈ જતું નથી; તે સ્થાવરને વિષે આનંદ-તત્ત્વકારણનો વિભાગ જાણવો. હવે સ્થાવરને વિષે ધનંજે-તત્ત્વકારણના નવ ભાગ રહ્યા છે, તે સ્થાવરનાં બીજ અંકુર નાનાં છે પણ સ્ફુરણા કરીને અતિશય પુષ્ટિ પમાડે છે, તે ધનંજે-તત્ત્વકારણના નવ વિભાગ જાણવા. હવે મહાતત્ત્વકારણના નવ ભાગ રહ્યા છે તેણે કરીને સ્થાવરમાં મહાનુભાવપણું વિશેષ રહ્યું છે અને સ્થાવર અધોમુખે ઘણો કાળ રહે છે પણ વૃક્ષને શ્રમ પહોંચતો નથી આમ શ્રમ નહિ પહોંચવાનું કારણ મહાતત્ત્વકારણને પ્રતાપે કરીને છે. વળી સ્થાવરને વર્ષ દહાડે ઋતુ જાગે છે તથા અનંત બીજની વૃદ્ધિ થાય છે. આ બધું મહાતત્ત્વકારણના પ્રતાપે કરીને થાય છે. વળી કર્તાની ઈચ્ચાવૃત્તિની ત્રીજી પેઢીએ મહાતત્ત્વકારણ થયું છે તે માટે આ મહાતત્ત્વમાં ઈચ્છાપણાનો ભાગ તેની અંદર વિશેષ રહ્યો છે, આ કારણને લીધે બીજની ઉત્પત્તિ ઘણી થાય છે. આ પ્રકારે સ્થાવરને વિશે મહાતત્ત્વકારણ રહ્યું છે.

હવે સ્થાવરે વિષે ત્રણ ગુણ અને ત્રણ ગણ તથા પંચભૂત અને ચતુષ્ટય તત્ત્વકારણ તે ઊલટાસૂલટી અંગના વિભાગને વિષે વિશેષ રહ્યાં છે. હવે તેની ક્રિયા કહીએ છીએ. સ્થાવરની ત્વચાને વિષે સ્વાકાશગણ અને રજોગુણ રહ્યા છે, એથી સ્થાવરને ફળ તથા ફૂલ બન્ને હોય છે પણ આ ફળ ફૂલ ત્વચાને વિષે લાગે છે. વળી સ્થાવરના અંકુરને વિષે સ્વાકાશગણ તથા રજોગુણ રહ્યા છે તેથી વૃક્ષના માથે ઉપર ડીરીના અગ્ર ભાગે ફૂલ ફલ લાગે છે. જે સ્થાવરની ત્વચા વા અંકુરને વિષે રજોગુણ એકલો રહ્યો છે તે સ્થાવરને ફૂલ વિના ફળ એકલું જ લાગે છે, તથા જે સ્થાવરની ત્વચા વા અંકુરને વિષે એકલો સ્વાકાશગણ રહ્યો છે તેને ફૂલ એકલું જ લાગે પણ ફળ આવે નહિ. હવે જે સ્થાવરના મૂળને વિષે રજોગુણ અને સ્વાકાશગણ રહ્યા છે તેને ફૂલ તથા ફળ બન્ને લાગે નહિ પણ તેના મૂળને વિશે કંદમૂળ થાય. જે સ્થાવરના કાષ્ઠ-ભાગને વિષે રજોગુણ અને સ્વાકાશગણ રહ્યા છે તેને ફળ, ફૂલ અને કંદ આ ત્રણે થાય નહિ; આ સ્થાવર ફળ, ફૂલ અને કંદ સિવાયનું જ રહે.

હવે જે સ્થાવરની ત્વચાને વિષે તમોગુણ રહ્યો છે તે સ્થાવરને પત્રને (પાંદડાને)

સ્થાને કાંટા ઉત્પન્ન થાય; તથા જે સ્થાવરના અંકુરને વિષે અહંકારગણ રહ્યો છે તથા ત્વચાને વિષે તમોગુણ રહ્યો છે, તે સ્થાવરના પેઢની આદ્ય લઈને પત્ર ફૂલ, ફળ, સર્વને વિષે રોમરોમ કાંટા ઉત્પન્ન થાય છે. જે સ્થાવરના રસને વિષે અહંકારગણની રૂપમાત્રા રહી છે તે સ્થાવરને લાલ પુષ્પ આવે છે; તથા જે સ્થાવરના રસને વિષે ગંધમાત્રા રહી છે તેને પીળા રંગનું પુષ્પ આવે; તથા જે સ્થાવરના રસને વિષે સ્પર્શમાત્રા રહી છે તેને હરિયા (લીલા) રંગનું પુષ્પ આવે; અને જે સ્થાવરના રસને વિષે શબ્દમાત્રા રહી છે તેને શ્યામ રંગનું પુષ્પ આવે.

હવે જે સ્થાવરના રસને વિષે રૂપમાત્રા અને રસમાત્રા બન્ને રહી છે તેને પચરંગી પુષ્પ આવે. જે સ્થાવરના રસને વિષે શબ્દમાત્રા અને સ્પર્શમાત્રા બન્ને રહી છે તેને ઉદા રંગનું પુષ્પ આવે. જે સ્થાવરના રસને વિષે રૂપમાત્રા અને ગંધમાત્રા બન્ને રહી છે તેને કણેરા રંગનું પુષ્પ આવે. જે સ્થાવરના રસને વિષે સ્પર્શમાત્રાના અને શબ્દમાત્રા બન્ને રહી છે તેને ધુંધલા રંગનું પુષ્પ આવે. જે સ્થાવરના રસને વિષે પાંચેમાત્રા વ્યાપક રહી છે તે સ્થાવરના પત્રના રંગ જેવું પુષ્પ આવે, જે સ્થાવરના રસને વિષે શબ્દમાત્રા અને રસમાત્રા રહી છે તેને ભાંમલા રંગનું પુષ્પ આવે. આ પ્રકારે ઊલટાસૂલટી માત્રાના સંજોગે બહુ પ્રકારના રંગવાળાં પુષ્પો હોય છે.

હવે જે સ્થાવરની ત્વચાને વિષે ગંધમાત્રા વિશેષ રહી છે તેનાં ફળ પીળા રંગનાં થાય. જે સ્થાવરની ત્વચાને વિષે રસમાત્રા વિશેષ રહી છે તેનાં ફળ શ્વેત રંગનાં થાય. જે સ્થાવરની ત્વચાને વિષે રૂપમાત્રા વિશેષ રહી છે. તેનાં ફળ લાલ રંગનાં હોય. જે સ્થાવરની ત્વચાને વિષે સ્પર્શમાત્રા વિશેષ રહી છે તેનાં ફળ હરિયા રંગનાં હોય. જે સ્થાવરની ત્વચાને વિષે શબ્દમાંત્રાનો વિભાગ વિશેષ રહ્યો છે તેનાં ફળ શ્યામ રંગના હોય. જે સ્થાવરની ત્વચાને વિષે ગંધમાત્રા અને પૃથ્વીતત્ત્વ, આ બન્નેના વિભાગ વિશેષ રહ્યા છે તેનાં ફળ ઉપર તથા ભીતર ગર્ભરસ સમેત પીત રંગનાં હોય, જે સ્થાવરની ત્વચાને વિષે રસમાત્રા અને જળતત્ત્વ આ બન્નેના વિભાગ વિશેષ રહ્યા છે તેનાં ફળ ઉપર ભીતર ગર્ભરસસમેત શ્વેત રંગનાં હોય. જે સ્થાવરની ત્વચાને વિશે રૂપમાત્રા અને અગ્નિતત્ત્વ આ બન્ને વિભાગ વિશેષ ભાગે રહ્યા છે, તેનાં ફળ ઉપરભીતર ગર્ભરસસમેત લાલ રંગનાં હોય. જે સ્થાવરની ત્વચાને વિષે સ્પર્શમાત્રા તથા વાયુતત્ત્વ આ બન્નેના વિભાગ

વિશેષ રહ્યા છે તેનાં ફળ ઉપરભીતર ગર્ભરસસમેત હરિયા રંગનાં હોય. જે સ્થાવરની ત્વચાને વિષે શબ્દમાત્રા અને આકાશતત્ત્વ આ બન્નેના વિભાગ વિશેષ રહ્યા છે. તેનાં ફળ ઉપરભીતર ગર્ભરસસમેત શ્યામ રંગનાં હોય.

હવે જે સ્થાવરના ઋતુભાગને વિષે પૃથ્વીતત્ત્વ અધિક રહ્યું છે તે સ્થાવરનાં ફળ મીઠાં સ્વાદિષ્ટ હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે જળતત્ત્વ વિશેષ રહ્યું છે તેનું ફળ મધુર સ્વાદનું હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે અગ્નિતત્ત્વ વિશેષ રહ્યું છે તેનાં ફળ તીક્ષ્ણ હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે વાયુતત્ત્વ વિશેષ રહ્યું છે તેના ફળનો સ્વાદ ચર્પરો હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે આકાશતત્ત્વ વિશેષ રહ્યું છે તેના ફળનો સ્વાદ ફિક્કો હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે તમોગુણ વિશેષ રહ્યો છે. તેના ફળનો સ્વાદ ખાટો હોય જે સ્થાવરના ઋતુભાગને વિષે રજોગુણ વિશેષ રહ્યો છે તેના ફળનો સ્વાદ અતિશય મીઠો હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે સત્ત્વગુણ વિશેષ રહ્યો છે તેના ફળનો સ્વાદ કહી શકાય નહિ, જે ખાય તે જ જાણે. જે સ્થાવરના ઋતુભાગને વિષે અહંકારગણ રહ્યો છે તેના ફળનો સ્વાદ કડવો હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે સ્વાકાશગણ રહ્યો છે તેના ફળનો સ્વાદ મિશ્ર (બીજા ગુણનો પટ પામેલો) શીતળતાવાળો હોય. જે સ્થાવરના ઋતુભાગને વિષે અચંતગણ રહ્યો છે તેના ફળનો સ્વાદ ડાંસો ચરેરો હોય.

હવે જે સ્થાવરને વિષે ગંધમાત્રા, રજોગુણ તથા પૃથ્વીતત્ત્વ વ્યાપક રહ્યાં છે તે સ્થાવરનાં સઘળાં ફૂલ ફળ, શાખા, પેઢ સહિત સર્વ અંગ મિષ્ટ હોય. જે સ્થાવરને વિષે શબ્દમાત્રા, આકાશતત્ત્વ અને અચંતગણ વ્યાપક રહ્યાં છે તે સ્થાવરનો સ્વાદ નખશિખપર્યંત પત્ર, ફૂલ શાખા, પેઢ સહિત, ફિક્કો હોય જે સ્થાવરને વિષે અગ્નિતત્ત્વ, રૂપમાત્રા અને તમોગુણ આ ત્રણે વ્યાપક રહ્યાં છે તે સ્થાવર નખશિખપર્યંત ફૂલ ફળ સમેત તીક્ષ્ણ હોય. જે સ્થાવરને વિષે રસમાત્રા, જળતત્ત્વ અને સત્ત્વગુણ વ્યાપક રહ્યાં છે તે સ્થાવર નખશિખ પર્યંત ફૂલફળ સમેત મધુરા સ્વાદનું હોય. જે સ્થાવરને વિષે સ્પર્શ માત્રા, વાયુતત્ત્વ અને સ્વાકાશગણ આ ત્રણ વ્યાપક રહ્યાં છે તે સ્થાવર નખશિખ પર્યંત ફૂલફળ સમેત ચર્પરા સ્વાદનું હોય.

હવે જે સ્થાવરને વિષે એકલો તમોગુણ રહ્યો છે તે સ્થાવર નખશિખ પર્યંત ખટરસ સ્વાદનું હોય. જે સ્થાવરને વિષે એકલો અહંકારગણ રહ્યો છે તે સ્થાવર નખશિખપર્યંત

ફૂલ ફળ સમેત કડવા સ્વાદનું હોય તથા તે સર્વ ફૂલફળના સ્વાદને વિષે તરસ સુગંધ રહી છે તે ક્યા સંજોગે રહી છે અને તે કેમ જણાય તે કહું છું તે સાંભળો. જે સ્થાવરના રૂતુ ભાગને વિષે પ્રકૃતિતત્ત્વકારણ વિષેશ રહ્યું છે તે સ્થાવરના ફળને વિષે રસીક તરસ રહી છે અને જે સ્થાવરના રૂતુ ભાગને વિષે આનંદતત્ત્વકારણનો ભાગ વિશેષ રહ્યો છે તેના ફળમાં સુગંધ તરસ રહી છે. અને જે સ્થાવરના ઋતુભાગને વિષે ધનંજે-તત્ત્વકારણનો વિભાગ વિશેષ રહ્યો છે તેના ફળમાં અભાવ તરસ રહી છે, વળી જે સ્થાવરના ઋતુભાગને વિષે મહાતત્ત્વકારણનો વિભાગ વિશેષ રહ્યો છે તેના ફળમાં વિભ્રાંત તરસ રહી છે. આ ચાર પ્રકારના ફળને વિષે ચાર પ્રકારે તરસ રહી છે, પણ જ્યાં જેવું ફળ ત્યાં તેવી અનંત પ્રકારે થઈ રહી છે; પરંતુ મૂળ તરસ તે ચાર પ્રકારની જ રહી છે. જે સ્થાવરના ઋતુભાગને વિષે રજોગુણની દશ આકાંક્ષાઓના વિભાગ વિશેષ રહ્યા છે તેનાં ફળ મનુષ્યજાતિની આદ્ય લઈ સર્વ જીવો ભક્ષણ કરી શકે છે. જે સ્થાવરના ઋતુભાગને વિષે અચંતગણની દશ ભાવનાના વિશેષ વિભાગ રહ્યાં છે. તેનાં ફળ મનુષ્યની આદ્ય લઈ પશુપંક્ષી પર્યંત કોઈ ભક્ષણ કરી શકે નહિ. જે સ્થાવરના ઋતુભાગને વિષે સત્ત્વગુણની પંચઅવસ્થા અને પંચ અંતઃકરણના વિભાગ વિશેષ રહ્યા છે તેનાં ફળ પ્રગટ નિરાળાં પડદા રહિત આવે. જે સ્થાવરના ઋતુભાગને વિષે સ્વાકાશગણનાં પંચ સંભસકરણ તથા પંચ વ્યવસ્થાના વિભાગ વિશેષ રહ્યા છે તે સ્થાવરની ફળ શ્રીફળની આદ્ય લઈને સંપુટવત્ પડદા સહિત આવે. જે સ્થાવરનાં ઋતુભાગ અને રસભાગની વચ્ચે મધ્યમ ભાગે, રજોગુણની મળવિસર્જન-આકાંક્ષા અને તમોગુણના દ્વેષકાળ અને વૃદ્ધિઅંતકાળ તથા અચંતગણની નિદ્રા-ભાવના, અને વિસર્જનભાવના, આ પાંચ રહ્યાં છે. તેના ફળ પાકીને આપોઆપ ગરી પડે છે. જે સ્થાવરના એકલા રસભાગમાં ઉપર કહેલાં પાંચે રહ્યાં છે તે સ્થાવરનાં પત્ર પાકીને ગરી પડે છે, પણ તેનાં ફળ પાકે તો પણ ગરી પડતાં નથી. જે સ્થાવરને વિષે ઉપર કહેલાં પાંચે વ્યાપક રહ્યાં છે, તેનાં પત્ર અને ફળ બન્ને પાકે તો પણ ગરી પડતા નથી; કોઈ કાપીને લે અગર તોડીને લે તો લેવાય. જે સ્થાવરના ઋતુભાગને વિષે સત્ત્વગુણનું અહંકાર-અંતઃકરણ અને ધનંજય-તત્ત્વકારણનો અહંકારગણ, આ બન્નેના વિભાગ સ્થાવરના અંકુરને વિષે વિશેષ રહ્યા હોય તો તે સ્થાવરને શાખા-પલ્લવ થાય નહિ, એક દંડાકાર થઈને રહે; તેને નર્યા પત્ર, ફૂલ, ફળ થાય, પણ શાખા

નીકળે નહિ. આ પ્રકારે અવ્યાકૃતથી ઉત્પન્ન થયેલાં સિત્તેર તત્ત્વો સ્થાવરના તનુમાં ઊલટાસૂલટી રહ્યાં છે, તેણે કરીને સ્થાવરને વિષે અનંત પ્રકારની વિભક્તિ ન્યારી ન્યારી જણાય છે.

હવે સ્થાવરને વિષે પાંચ ભાગ નિરંજનના અને પાંચ ભાગ અવ્યાકૃતના પોખ્યા હતા કે ક્યા ? હવે તે કહું છું તે સાંભળો. સ્થાવરને વિષે અવ્યાકૃત અને નિરંજન આ બન્નેના સરખા ભાગ રહ્યા છે, તેણે કરીને સ્થાવરને સ્ત્રીપુરૂષના સંયમ સિવાય, એકાએક ઋતુ જાગે છે અને ફળફૂલ ઉત્પન્ન થાય છે. કારણ કે સ્ત્રીપુરૂષના બન્ને ભાગ સરખા પ્રમાણમાં એકસાથે જ રહ્યા છે તે જ્યારે વૃક્ષને વિષે નિરંજન અને અવ્યાકૃતના અંશનો સંયમ થાય છે, ત્યારે વૃક્ષને ઋતુ જાગે છે અને ફળફૂલ આવે છે. આ પ્રમાણે નિરંજન અને અવ્યાકૃતના પાંચ પાંચ ભાગ સ્થાવરને વિષે રહ્યા છે. હવે સ્થાવરને વિષે પાંચ અર્ધા ભાગ નિરંજનના અને પાંચ અર્ધા ભાગ અવ્યાકૃતના પોખ્યા હતા તે વિષે સાંભળો. તેની તો સ્થાવરને વિષે વેલીજાતિ થઈ છે તે શા માટે તે કહું છું. નિરંજન અને અવ્યાકૃતના અર્ધાઅર્ધા ભાગ કમતી પોખ્યા હતા, એથી કરીને વેલીજાતિમાં વૃક્ષના જેટલી સ્ફુરણા થતી નથી અને તેનાથી આધાર સિવાય નિરાધારપણે ચલાતું નથી. આ પ્રકારે સ્થાવરને વિષે નિરંજન તથા અવ્યાકૃતના દશ અર્ધાઅર્ધા ભાગ રહેલા છે. હવે સ્થાવરને વિષે નિરંજનના પાંચ પા પા ભાગ અને અવ્યાકૃતના પાંચ પા પા ભાગ પોખ્યા હતા તે વિષે કહું છું. તેની તો સ્થાવરને વિષે તૃણજાતિ અને અલ્પ આયુષ્યવાન વેલીજાતિ થઈ છે; કારણ કે તેમાં નિરંજનના અને અવ્યાકૃતના અલ્પઅલ્પ અંશ રહ્યા છે, તેથી કરીને તે અલ્પ આયુષ્યમાં ફળી ફૂલીને વિલસી જાય છે. આ પ્રકારે નિરંજન અને અવ્યાકૃતના દશ પા પા ભાગ સ્થાવરને વિષે રહ્યા છે.

હવે સ્થાવરને વિષે પાંચ ભાગ નિરંજનના પોખ્યા હતા, તે પૈકી નિરંજનના ચાર ભાગ સ્થાવરમાં મળી જઈને સ્થાવરને વિષે કઠણપણું એટલે કાષ્ઠભાગ કરી નાખ્યો; અને અવ્યાકૃતના પાંચ ભાગ પોખ્યા હતા તે પૈકી ચાર ભાગ સ્થાવરને વિષે મળી ગયેલા હોઈ સ્થાવરને વિષે પત્ર, ફૂલ, ગર્ભ અને ત્વચા ભાગ કરી નાખ્યો. હવે એક ભાગ નિરંજનનો અને એક ભાગ અવ્યાકૃતનો એ બે ભાગ રહ્યા; તે પૈકી નિરંજનના એક ભાગની સ્થાવરંને વિષે પિંગલા નાડી થઈ અને તે આ પિંગલા નાડીમાં રહ્યો છે. હવે એક ભાગ

અવ્યાકૃતનો રહ્યો તે સ્થાવરને વિષે ઈંગળા નાડી થઈ ને તે ઈંગળા નાડીને વિષે રહ્યો છે. આ બન્ને નાડીઓનો સંયોગ થવાથી સ્થાવરને વિષે સુષુમ્ણા નાડી થઈને સુષુમ્ણાને વિશે રહી છે. સ્થાવરને વિશે આ ઈંગળા પિંગળા અને સુષુમ્ણા નાડી ક્યા પ્રકારે જણાય તે કહું છું તે સાંભળો. જ્યારે સર્વ વનસ્પતિનાં બીજ વર્ષાઋતુકાળે પૃથ્વીમાંથી ઉદય પામીને ઊગી નીકળે છે, ત્યારે દરેકને બબ્બે પત્ર હોય છે, કારણ કે સર્વ વૃક્ષનું મૂળ અધોભાગે છે. આ અધોભાગ રહેલી પિંગલા નાડી પૃથ્વીના રસનું શોષણ કરે છે, તેણે કરીને બહાર જમણી બાજુના અંગે પત્ર ઉત્પન્ન થયું અને જે ઈંગળા નાડીએ કરીને પૃથ્વીના રસનું શોષણ થાય છે, તેણે કરીને બહાર સ્થાવરને વામ (ડાબે) અંગે પત્ર ઉત્પન્ન થયું. હવે આ બન્ને નાડીઓના સંયોગની જે સુષુમ્ણા નાડી તે પૃથ્વીના રસનું શોષણ કરે છે, એથી કરી સ્થાવરને બહાર બન્ને પત્રોની વચમાં વૃદ્ધિઅંકુરના ડીરભાગે (ટોચે) કૂંપળ ઉત્પન્ન થઈ. આ પ્રકારે સ્થાવરને વિષે નિરંજન અને અવ્યાકૃતના વિભાગ રહેલા છે.

હવે કર્તાનાપ્રકાશ બ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો ઉત્પન્ન થયા તે અવિકાસ-મહાતત્ત્વ, વિકાસ-મહાતત્ત્વ અને કુંભસ્થ-મહાતત્ત્વ; આ ત્રણ મહાતત્ત્વો પૈકી આઠ ભાગ અવિકાસ-મહાતત્ત્વના અને બાકીના બે તત્ત્વોના એક એક ભાગ મળી બે ભાગ, આ દશ ભાગ સ્થાવરજાતિને પોખ્યા હતા; તે પૈકી અવિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ સ્થાવરના અધોમુખને વિષે ૐકાર પ્રાણાયમ થઈ ને રહ્યા છે. તે કેવી રીતે તે વિષે સાંભળો. સ્થાવરના મૂળને વિષે ૐકાર પ્રાણાયમ ખેંચાય છે (ઊઠે છે) તેની સાથે પૃથ્વીમાંથી જળ ખેંચાઈને વૃક્ષને સિંચે છે. આ પ્રકારે સ્થાવરને વિષે અવિકાસ-મહાતત્ત્વનો ૐકાર પ્રાણાયમ થઈને રહ્યો છે. એમાં એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો પોખ્યો હતો, તે પૈકી કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ અવિકાસ-મહાતત્ત્વના ૐકાર પ્રાણાયામને વિષે વ્યાપક થઈને રહ્યો છે. એથી કરી ૐકાર પ્રાણાયામને વિષે શાંતિ તથા ગાઢપણું રહ્યું છે; એથી કરી ૐકાર પ્રાણાયામ વૃક્ષને વિષે ધીમે ધીમે ખેંચાય છે, તેણે કરીને વૃક્ષનું આયુષ્ય ઘણું પહોંચે છે. વળી વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ તે ૐકાર પ્રાણાયામને મોખરે અગ્રભાગે રહ્યો છે; જ્યારે ૐકાર પ્રાણાયામ વૃક્ષને વિષે ખેંચાય છે, ત્યારે વિકાસ-મહાતત્ત્વનો આ ભાગ જે ૐકાર પ્રાણાયામને મોખરે અગ્રભાગે રહ્યો છે તે વૃક્ષને વિષે આગળ આગળ વિકાસ કરતો જોય છે ત્યારે તેની પાછળ પાછળ ૐકાર પ્રાણાયામ વૃક્ષને

વિષે પ્રવેશ કરે છે. આથી કરી વૃક્ષ પોષાય છે. આ પ્રકારે સ્થાવરને વિષે અવિકાસ-મહાતત્ત્વનો ૐકાર પ્રાણાયામ થઈ રહ્યો છે.

હવે સ્થાવરને વિષે વિકાસ-મહાતત્ત્વના અષ્ટ ભાગમાં બાકીનાં બે મહાતત્ત્વોના એક એક ભાગ મળી દશ ભાગ પોખેલા, તેમાં વિકાસ-મહાતત્ત્વના આઠ ભાગનો સ્થાવરને વિષે અધોભાગે મૂળને વિષે સોહં પ્રાણાયામ થઈને રહ્યો છે, આ સોહમ પ્રાણાયમ પૃથ્વીને વિકાસ દેવરાવી સ્થાવરના મૂળને અધોમુખ પ્રવેશ કરાવે છે. તેમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો, આ બે ભાગ મેળવેલા હતા; તે પૈકી કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ સોહં પ્રાણાયામને વિષે વ્યાપક થઈ રહ્યો છે; એથી કરી સોહં પ્રાણાયામ ગાઢપણું પામીને શાંતિથી વહે છે. એ કારણને લીધે વૃક્ષ ઘણો કાળ પહોંચે છે. અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ સોહં પ્રાણાયામને મોખરે અગ્રભાગે રહ્યો છે. જ્યારે સોહં પ્રાણાયામ વૃક્ષનાં મૂળ પૃથ્વીને વિષે પ્રવેશ કરાવે છે ત્યારે અવિકાસ-મહાતત્ત્વનો ભાગ જે સોહં પ્રાણાયામનો વૃક્ષના મૂળને મોખરે અગ્રભાગે રહ્યો છે તે આગળ આગળ પૃથ્વીના રસને શોષતો જાય છે, તેમ તેમ સોહં પ્રાણાયામ મૂળને પ્રેરક કરે છે. આ પ્રમાણે પ્રેરક કરી રહ્યા પછી મૂળને સ્થંભાવી માપમાં રાખે છે તે અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ મૂળને મોખરે અગ્રભાગે રહ્યો છે તેણે કરીને મૂળ માપથી વધુ જતાં સ્થંભાવી રાખે છે. આ પ્રમાણે વિકાસ-મહાતત્ત્વનો સ્થાવરને વિષે સોહં પ્રાણાયામ થઈ રહ્યો છે.

હવે સ્થાવરને વિષે કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગમાં બાકીનાં મહાતત્ત્વોના એક એક ભાગ મેળવીને દશ ભાગ પોખ્યા હતા; તેમાં કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગનો સ્થાવરને વિષે કુંભક પ્રાણાયામ થઈ રહ્યો છે. આ કુંભક પ્રાણાયામ ક્યા પ્રકારે થયો તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. ૐકાર પ્રાણાયામને પૂરક કરી રહેતાં અને સોહં પ્રાણાયામને બહાર મૂકી રહેતા આ બન્નેની મધ્યે થોડી વાર પ્રાણાયામ સ્થંભન પામે છે તેને કુંભક પ્રાણાયામ જાણવો. આ કુંભસ્થ-મહાતત્ત્વમાં બીજાં બે મહાતત્ત્વોના એક એક ભાગ ક્યાં ક્યાં કેવી રીતે મૂકેલા તે વિષે સાંભળો. થતા કુંભકના અગ્રભાગે અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહ્યો છે, એથી કરી તે કુંભકને ખેંચી રાખે છે અને છૂટતા કુંભકના અગ્રભાગે વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહ્યો છે તેણે કરી કુંભકના દ્વારને વિકાસી નાખે છે. એથી કરી કુંભક પ્રણવ થોડી વારમાં છૂટી જાય છે. હવે ૐકાર

પ્રાણાયામ, સોહં પ્રાણાયામ અને કુંભક પ્રાણાયામ સ્થાવરને વિષે પ્રગટ કેવી રીતે જણાય તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. જ્યારે સ્થાવરને વિષે ૐકાર પ્રાણાયામ ખેંચાય છે, ત્યારે તેટલા દિવસ સુધી વૃક્ષ રસથી પલ્લવી કૂંપળ કાઢીને વૃદ્ધિ પામતું જાય છે. જ્યારે સ્થાવરને વિષે સોહં પ્રાણાયામ ચાલે છે, ત્યારે તેટલા દિવસ સુધી વૃક્ષને કૂંપળ ફૂટતી નથી ત્યાં સુધી વૃક્ષ બાખડકરડું થઈને રહે. વળી સ્થાવરને વિષે કુંભક પ્રાણાયામ થાય ત્યારે તેટલા દિવસ સુધી વૃક્ષનાં પત્રો પાકીને ગરી પડે છે.

હવે જે સ્થાવરને વિષે ત્રણ મહાતત્ત્વના દશ અર્ધા અર્ધા ભાગ પોષ્યા હતા અને જે સ્થાવરને વિષે દશ પા પા ભાગ ત્રણ મહાતત્ત્વોના પોષ્યા હતા તેમાં તે પ્રમાણે એ ને એ પ્રકારે (ઉપર કહ્યા મુજબ) સૂક્ષ્મ ભાગે ત્રણ પ્રાણાયામ થઈ રહ્યા છે. આ પ્રકારે **કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં** ત્રણ મહાતત્ત્વો સ્થાવરને વિષે રહ્યાં છે.

**હવે** સ્થાવરને વિષે **કર્તાની** સંયમભોગવૃત્તિનાં **ત્રણ ચક્ષસત્ત્વ** પૈકી અનંગ-ચક્ષસત્ત્વના ત્રણ અર્ધા ભાગ અને ત્રણ અર્ધા ભાગ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વના, આ બે ચક્ષસત્ત્વના આ છ અર્ધા ભાગ લઈને અને કાળ-ચક્ષસત્ત્વના ચાર અર્ધા ભાગ તેમાં મેળવીને આ દશ અર્ધા ભાગ સ્થાવરને વિષે પોખ્યા હતા તે ક્યા પ્રકારે તે કહું છું તે સાંભળો. સ્થાવરને વિષે પાંચ ભાગ નિરંજનના અને પાંચ ભાગ અવ્યાકૃતના, આ દશ ભાગ પોખ્યા હતા તે પૈકી નિરંજનના પાંચ ભાગ તો સ્થાવરના પેઢને વિષે અધોમુખે રહ્યા છે, અને તેનો સ્થાવરને વિષે પુરૂષાતન ભાગ થઈ રહ્યો છે; એથી કરીને સ્થાવરનો પેઢ ભાગ એક ડંડાયમાન રહે છે. હવે અવ્યાકૃતના પાંચ ભાગ તો ઊર્ધ્વમુખે રહ્યા છે, તેનું તો સ્થાવરને વિષે ઊર્ધ્વભાગે સ્ત્રીલિંગ થઈ રહ્યું છે; તેણે કરીને વૃક્ષને ઊર્ધ્વભાગે શાખા ઉત્પન્ન થાય છે, કારણ કે સ્ત્રી દ્વૈત-વિલાસિની છે, તેથી કરીને અનંત શાખાને ઉત્પન્ન કરે છે.આ પ્રકારે સ્થાવરને વિષે નિરંજન અને અવ્યાકૃતના વિભાગ સ્ત્રી-પુરૂષ થઈ રહ્યા છે. હવે ત્રણ ચક્ષસત્ત્વના દશ અર્ધાભાગ પૈકી દશ પા ભાગ સ્થાવરના ઊર્ધ્વભાગમાં સ્ત્રીલિંગને વિષે રહ્યા છે અને ચક્ષસત્ત્વના બાકીના દશ પા ભાગ સ્થાવરના અધોભાગમાં પુરૂષલિંગને વિષે રહ્યા છે. આ પ્રકારે ત્રણ ચક્ષસત્ત્વના દશ પા ભાગ સ્થાવરના ઉર્ધ્વભાગમાં સ્ત્રીલિંગને વિશે રહ્યા છે અને દશ પા ભાગ સ્થાવરના અધોભાગમાં પુરૂષલિંગને વિષે રહ્યા છે, પરંતુ સ્થાવરને વિષે સ્ત્રીપુરૂષના વિભાગ ઊલટાસૂલટી રહ્યા

છે, જે એક ઊર્ધ્વમુખે અને એક અધોમુખે; એથી કરીને સ્થાવરને વિષે સ્ત્રીપુરૂષના વિભાગનો સંયમ કોઈ કોઈને (એકબીજાને) થતો નથી. (કારણ કે સ્ત્રીપુરૂષના વિષયી-વિભાગો અધોઊર્ધ્વ રહ્યા છે તે સન્મુખ ન થાય ત્યાં સુધી સ્થાવરજાતિમાં વિષય ઉદ્ભવતો નથી.) પણ જ્યારે સ્થાવરને વિષે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો રહ્યાં છે તેમાં કુંભસ્થ-મહાતત્ત્વનો કુંભક પ્રાણાયામ થાય, ત્યારે સ્થાવરને વિષે સ્ત્રીપુરૂષના વિભાગનો સંયમ થાય છે, તે ક્યા પ્રકારે કરીને થાય છે તે સાંભળો. જ્યારે સ્થાવરને વિષે કુંભક પ્રાણાયામ થાય છે, ત્યારે તેમાં ત્રણ ચક્ષસત્ત્વના પા ભાગ રહ્યા છે તે પૈકી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો વિભાગ સ્ત્રીના વિષે રહ્યો છે તે જ્યારે સ્થાવરને કુંભક થાય છે ત્યારે સ્ત્રીના ઊર્ધ્વમુખ વિભાગને અધોમુખ કરે છે અને સ્થાવરમાં પુરૂષના વિભાગને વિષે ત્રણ ચક્ષસત્ત્વના દશ પા ભાગ રહ્યા છે તેમાં વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો વિભાગ રહ્યો છે તે પુરૂષના અધોમુખ વિભાગને ઊર્ધ્વમુખ કરે છે, ત્યારે સ્થાવરને વિષે સ્ત્રીપુરૂષના વિભાગ સામાસામી સન્મુખ થાય છે. આમ સ્ત્રીપુરૂષના વિભાગ સન્મુખ થયા, ત્યારે સ્ત્રીના વિભાગમાં અનંગ-ચક્ષસત્ત્વનો જે વિભાગ હતો, તે સ્ત્રીના વિભાગમાં વિરહ ઉત્પન્ન કરે છે અને પુરૂષના વિભાગને વિષે અનંગ-ચક્ષસત્ત્વનો વિભાગ રહ્યો છે તે પુરૂષના વિભાગને વ્રેહ ઉત્પન્ન કરે છે. આમ સ્થાવરને વિષે બન્ને વિભાગમાં વ્રેહ ઉત્પન્ન થાય ત્યારે સ્ત્રીપુરૂષના વિભાગનો સંયમ થાય છે. આમ સ્ત્રીપુરૂષના વિભાગનો સંયોગ થયા પછી સ્થાવરમાં સ્ત્રીના વિભાગને વિષે જે કાળ-ચક્ષસત્ત્વનો વિભાગ રહ્યો છે તે સ્ત્રીવિભાગના પંચભૂતનું રસબિંદુ ઉત્પન્ન કરે છે અને સ્થાવરમાં પુરૂષના વિભાગને વિષે કાળચક્ષસત્ત્વનો વિભાગ રહ્યો છે. તે પુરૂષના વિભાગમાં પંચભૂતનું અર્કબિંદુ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે કાળચક્ષસત્ત્વ પુરૂષ-વિભાગનું બિંદુ ઉત્પન્ન કરે છે ત્યાર પછી પુરૂષવિભાગનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે પુરૂષના બિંદુને લઈને સ્થાવરમાં સ્ત્રીના વિભાગને વિષે સ્ત્રીના કમળમાં પહોંચાડે છે. સ્થાવરમાં સ્ત્રીવિભાગને વિષે કમળ ક્યાં આવ્યું તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. સ્થાવરને વિષે સ્ત્રીનું લિંગ-કમળ તે સ્થાવરની શાખા-પલ્લવ જાણવું. (વૃક્ષમાંથી જે શાખાઓ નીકળે છે તે શાખાઓના અગ્રભાગે કુમળી કૂંપળો નીકળે છે તે શાખા-પલ્લવ જાણવું.) આ શાખા-પલ્લવ રૂપ સ્ત્રીના કમળને વિષે પુરૂષનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ પુરૂષના બિંદુને પહોંચાડે છે અને સ્ત્રીના વિભાગનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ સ્ત્રીના પંચભૂતના રસના બિંદુને લઈને સ્ત્રીના શાખા-કમળને વિષે પહોંચાડે છે. હવે પુરૂષના

વિભાગનું બિંદુ અને સ્ત્રીના વિભાગનું બિંદુ આ બન્ને બિંદુ, સ્ત્રીના શાખા-કમળમાં સંયોગ થયા પછી એકઠાં કરે છે. વળી સ્ત્રીના વિભાગનું અનંગ-ચક્ષસત્ત્વ સ્થાવરની શાખાને વિષે પુષ્પ ઉત્પન્ન કરે છે અને પુરૂષના વિભાગનું અનંગ ચક્ષસત્ત્વ આ પુષ્પને વિષે ફળના અંકુરનો ઉદય કરે છે. ત્યારબાદ પુરૂષના વિભાગનું કાળ-ચક્ષસત્ત્વ ફળને વૃદ્ધિ પમાડે છે. આમ ફળની વૃદ્ધિ પૂર્ણ થઈ રહ્યા પછી સ્ત્રીના વિભાગનું કાળચક્ષસત્ત્વ તે ફળને પકવીને વૃક્ષથી ગેરવી પાડે છે. હવે સ્થાવરને વિષે સ્ત્રીના વિભાગના બિંદુના અર્કમાં પંચતત્ત્વ આવ્યાં છે તે તથા પુરૂષવિભાગના બિંદુના અર્કમાં પંચતત્ત્વ આવ્યાં છે તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. ફળ ને વિષે જે બીજ થાય છે (બંધાય છે), તે પુરૂષના વિભાગના બિંદુનું પૃથ્વીતત્ત્વ જાણવું અને બીજને વિષે અંકુરમાં ચીકાશ-રસભાગ રહ્યો છે તે પુરૂષવિભાગના બિંદુનું જળતત્ત્વ જાણવું; તથા બીજને વિશે શોષણ-શક્તિ રહી છે તે જ્યારે બીજ વર્ષાઋતુકાળે ઉદય પામે છે, ત્યારે પૃથ્વીના જળના શોષણે કરીને ઉદય પામે છે. તે પુરૂષવિભાગના બિંદુનું વાયુતત્ત્વ જાણવું. આ વાયુતત્ત્વે કરીને જળને ખેંચી બીજને વિષે તેને પચવીને ગાઢ કઠણપણું કરે છે તે પુરૂષવિભાગના બિંદુનું અગ્નિ તત્ત્વજાણવું. હવે આ બીજને વિષે જે વિકાસ રહ્યો છે તે પુરૂષ વિભાગના બિંદુનું આકાશ તત્ત્વજાણવું. આ પંચભૂત ફળને વિષે બીજમાં પુરૂષવિભાગના બિંદુનાં જાણવાં. હવે ફળને વિષે સ્ત્રીવિભાગના બિંદુના પાંચ તત્ત્વ કહું છું. તે સાંભળો. ફળને વિષે ગર્ભ રહ્યો છે તે સ્ત્રીવિભાગના બિંદુનું પૃથ્વીતત્ત્વ જાણવું; તથા ગર્ભને વિષે રસ રહ્યો છે તે સ્ત્રીવિભાગના બિંદુનું જળતત્ત્વ જાણવું; તથા ફળની ઉપર છાલનો ભાગ જે ત્વચારૂપે રહેલો છે તે સ્ત્રીવિભાગના બિંદુનું વાયુતત્ત્વ જાણવું; તથા ગર્ભ અને છાલભાગની વચ્ચે સંધિને વિષે વિકાસ રહ્યો છે તે સ્ત્રીવિભાગના બિંદુનું આકાશતત્ત્વ જાણવું; આ ફળના ગર્ભને વિષે કઠણપણું હોય છે તેને પકવીને નરમ કરે છે તે સ્ત્રીના વિભાગના બિંદુનું અગ્નિતત્ત્વ જાણવું. આ પ્રમાણે ફળને વિષે સ્ત્રીવિભાગના બિંદુના પંચતત્ત્વ રહેલાં છે એમ જાણવું. આ પ્રમાણે સ્થાવરને વિષે કર્તાની સંયોગ-ભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા થાય છે એમ જાણવું.

હવે આ ત્રણ ચક્ષસત્ત્વનાં મૂળ મકાન સ્થાવરના ક્યા વિભાગને વિષે રહ્યાં છે તે સાંભળો. સ્થાવરને વિષે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો રહેલાં છે. એક

અવિકાસ-મહાતત્ત્વ, બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ. સ્થાવને વિષે મુકાતો પ્રાણાયામ તે વિકાસ-મહાતત્ત્વનો જાણવો. તેમાં કાળ-ચક્ષસત્ત્વ રહેલું છે. સ્થાવરને વિષે લેતો પ્રાણાયામ તે અવિકાસ-મહાતત્ત્વનો હોઈ તેને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ રહ્યું છે. આ બન્ને પ્રણવરૂપ શ્વાસની સંધિની મધ્યે જે પ્રાણાયામ સ્તંભન પામે છે તે સ્થાવરને વિષે કુંભસ્થ-મહાતત્ત્વ હોઈ તેમાં અનંગ-ચક્ષસત્ત્વ રહેલું છે. આ પ્રકારે સ્થાવરને વિષે ત્રણ મહાતત્ત્વમાં ત્રણ ચક્ષસત્ત્વ રહ્યાં છે. આ ત્રણ ચક્ષસત્ત્વના દશ પા પા ભાગ પોખ્યા છે તે ક્યા તે વિષે સાંભળો. સ્થાવરજાતિ પૈકી અલ્પ આયુષ્યવાળી વેલી જાતિ તથા અલ્પ આયુષ્યવાળી પનડીજાતિ તથા તૃણજાતિ અને અલ્પ આયુષ્યવાળી જળજાતિને વિષે આ ત્રણ ચક્ષસત્ત્વના દશ પા પા ભાગ પોખ્યા છે તેને વિષે તે પ્રકારે સૂક્ષ્મ ભાગે ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. વળી સ્થાવરને વિષે જે જાતિમાં જેટલે દિવસે કુંભક પ્રાણાયામ થાય તે જાતિમાં તેટલા દિવસે ફળફૂલ ઉત્પન્ન થાય. જે સ્થાવરને ઘણા દિવસે કુંભક પ્રાણાયામ થાય તે સ્થાવરને ઘણા દિવસે ફળફુલ ઉત્પન્ન થાય. જે સ્થાવરને થોડા દિવસમાં કુંભક પ્રાણાયામ થાય તે સ્થાવરને થોડા દિવસમાં ફળફૂલ ઉત્પન્ન થાય. આ પ્રકારની વિભૂતિસંયુક્ત કર્તાની ક્રિયાવૃત્તિએ સ્થાવરજાતિ ઉત્પન્ન કરી છે.

## દોહા.

સ્થિર સ્થાવરગતિ બરનેહુ, પાત ફૂલ ફલ કંદ;
જેહી જેતને તનુ તત્ત્વકે, તેહુ કરી કીયે નીકંદ.
અબ જંગમ-ગતિ ગાવહુ, પાવહુ પરમ હુલાસ;
કહેં કુવેર કૃતકૃત્ય કરૂં, સુનહો નારણ નિજદાસ.

મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સ્થિર રહેલી સ્થાવર જાતિનાં પાન, ફૂલ, ફળ અને કંદ વિષેની ગતિનું વર્ણન કર્યું. વળી જેમાં જે તત્ત્વો હતાં તેના તે તત્ત્વો સંપૂર્ણ વિગતવાર વર્ણન કરીને કહ્યાં છે. હવે જંગમ જાતિની જાતિનું વર્ણન કરૂં છું. તે, હે નારણદાસ ! સાંભળ; જેથી પરમ આનંદ પ્રાપ્ત કરી કૃતકૃત્ય (કૃતાર્થ) થઈશ.

❀ ❀ ❀

# જંગમ-વપુવિલાસ ક્રિયાદેખાવન-પંચીકરણ

## કંદ : ૧૨ મો

હવે જંગમને વિષે જે તત્ત્વવિભાગ પોખ્યા છે તે તત્ત્વવિભાગની ક્રિયા કહું છું. હવે જંગમને વિષે રજોગુણની દશ આકાંક્ષા રહી છે તે પૈકી પ્રથમ શ્રવણ-આકાંક્ષાએ કરીને જંગમજાતિ શબ્દ શ્રવણ કરે છે તેને શ્રવણ આકાંક્ષા જાણવી. જંગમને વિષે બીજી સુગંધ-આકાંક્ષા રહી છે. આ સુંગધ-આકાંક્ષાએ કરીને જંગમ નાસિકાએ સુગંધી લે છે તે સુગંધ-આકાંક્ષા જાણવી. જંગમને વિષે નિરીક્ષણ-આકાંક્ષા રહેલી છે તે નેત્રે કરીને નીરખે છે તે નિરીક્ષણ-આકાંક્ષા જાણવી. જંગમને વિષે ચોથી ક્ષુધાપિપાસા-આકાંક્ષા રહી છે, જેથી કરી જંગમ અન્નજળનું ભક્ષણ કરે છે તે ક્ષુધાપિપાસા-આકાંક્ષા જાણવી. હવે જંગમને વિશે પાંચમી ઉચ્ચાર-આકાંક્ષા રહી છે; જેથી કરી રસનાએ કરીને ઉચ્ચાર કરે છે તે ઉચ્ચાર આકાંક્ષા જાણવી. હવે જંગમને વિષે રહેલી છઠ્ઠી શીતોષ્ણ-આકાંક્ષા વિષે કહું છું. ત્વચાને વિશે શીત-ઉષ્ણ લાગે છે તે શીતોષ્ણ-આકાંક્ષા જાણવી. જંગમને વિષે સપ્તમી ગ્રહણ-આકાંક્ષા તે જે જે વસ્તુને ગ્રહણ કરે છે તે ગ્રહણ-આકાંક્ષા જાણવી. જંગમને વિષે અષ્ટમી વિષય-આકાંક્ષા રહેલી છે. ભોગઈન્દ્રિને વિષે વિષય ઉત્પન્ન થાય છે તે વિષય-આકાંક્ષા જાણવી. જંગમને વિષે નવમી મળવિસર્જન-આકાંક્ષા તે મળદ્વારે (ગુદાએ) કરીને મળનો ત્યાગ કરે છે તે મળવિસર્જ-આકાંક્ષા જાણવી. જંગમને વિષે દશમી ગમન-આકાંક્ષા રહેલી છે. જંગમ ચરણે કરીને હલણચલણ કરે છે તે ગમન-આકાંક્ષા જાણવી. રજોગુણની આ દશ આકાંક્ષા પૈકી જંગમને વિષે પાંચ આકાંક્ષા એક એક ભાગે અને બાકીની પાંચ પાંચ ભાગે રહેલી છે.

હવે જંગમને વિષે અહંકારગણની પંચમાત્રા અને પંચભૂતના વિભાગ પોખ્યા છે. જે જંગમને વિષે પૃથ્વીતત્ત્વનો વિભાગ તે કઠણતા હોઈ વજનમાં ભારે રહ્યો છે; તેણે કરીને પૃથ્વી છોડીને અદ્ધર ચલાય નહિ; કારણ કે તેમાં પૃથ્વીના છ ભાગ રહ્યા છે; અને બાકીના ચાર તત્ત્વોના એક એક ભાગ રહ્યા છે, આ પ્રકારેં દશદશ ભાગ મનુષ્ય પશુ અને કીટજાતિને વિશે રહ્યા છે. તેણે કરીને આ ત્રણે જાતિ પૃથ્વી છોડીને અદ્ધર ચાલી

શકતી નથી તે જંગમને વિષે પૃથ્વીતત્ત્વનો વિભાગ વિશેષ જાણવો. તેમાં બાકીનાં ચાર તત્ત્વોના એક એક ભાગ રહ્યા છે તે પૈકી પ્રથમ અગ્નિતત્ત્વનો વિભાગ તે જંગમના ઉદરને વિષે જઠરાગ્નિરૂપે રહ્યો છે, જે અન્ન-ભોજનને પચાવી પ્રલય કરે છે. તે જંગમને વિષે અગ્નિતત્ત્વ જાણવું. જંગમને વિષે જળતત્ત્વનો વિભાગ રહ્યો છે. જે શરીરને વિષે રુધિર રહ્યું છે તે જળતત્ત્વનો વિભાગ જાણવો. વાયુતત્ત્વનો વિભાગ રહ્યો છે તે સર્વ શરીરની નાડીઓને ચલાવી ધડકાવે છે, એ વાયુતત્ત્વનો વિભાગ જાણવો. વળી જંગમને વિષે આકાશતત્ત્વનો વિભાગ રહ્યો છે તે ઉદરની આદ્ય લઈ જંગમના શરીરને વિષે વિકાસ રહ્યો છે, એ આકાશ-તત્ત્વનો વિભાંગ જાણવો. આ પ્રકારે અહંકારગણનાં પંચતત્ત્વો જંગમને વિષે રહ્યાં છે.

હવે જંગમને વિષે અહંકારગણની પંચમાત્રાના વિભાગ રહ્યા છે, તે પૈકી પ્રથમ શબ્દમાત્રા જે શ્રવણે કરીને શબ્દ શ્રવણ કરે છે, તે શબ્દમાત્રા જાણવી. હવે રૂપમાત્રા તે નેત્રને વિષે નિરીક્ષણપણું રહ્યું છે તે રૂપમાત્રા જાણવી. જંગમને વિષે ગંધમાત્રા રહી છે. નાસિકાને વિષે સુગંધ લેવાપણું રહ્યું છે તે ગંધમાત્રા જાણવી. જંગમને વિષે રસમાત્રા રસનાને વિષે અમી રહી છે એ રસમાત્રા જાણવી. હવે જંગમને વિષે સ્પર્શમાત્રા તે ત્વચાને વિષે સ્પર્શપણું રહ્યું છે તે સ્પર્શ માત્રા જાણવી. આ પ્રકારે જંગમને વિષે અહંકારગણની પંચમાત્રા અને પંચભૂત રહ્યાં છે.

હવે જંગમ પૈકી જળ જાતિ અને પતંગ જાતિને વિષે પંચમાત્રા તો મનુષ્ય, પશુ અને કીટના સરખી જ રહી છે; પણ પંચતત્ત્વ અધિક ન્યૂન રહ્યાં છે, તે વિષે કહું છું તે સાંભળો. જંગમની જળજાતિને વિષે છ ભાગ જળતત્ત્વના રહ્યા છે અને બીજાં ચાર તત્ત્વોનો એકએક ભાગ રહ્યો છે. તેણે કરીને જળજાતિના જીવ જળને વિષે વિચરે છે પણ રૂંધન પામતા નથી; કારણ કે તેમનામાં જળતત્ત્વના છ ભાગ રહ્યા છે, તેથી કરીને જળમાં રહી શકે છે. હવે જંગમના પક્ષીને વિષે ત્રણ પ્રકારે તત્ત્વોના વિભાગ રહ્યા છે, તે વિષે સાંભળો. જે પક્ષીને વિષે વાયુતત્ત્વના છ ભાગ અને બીજાં ચાર તત્ત્વોના એક એક ભાગ મળી આ દશ ભાગ પોખાયા છે તે પક્ષી આકાશમાં ગમન કરીને પાછું પૃથ્વી ઉપર આવીને રહે. વળી જે વિહંગમને વિષે છ ભાગ અગ્નિતત્ત્વના રહ્યા છે અને બાકીના ચાર તંત્વોનો એક એક ભાગ મળી આ દશ ભાગ રહ્યા છે તે વિહંગમ ચકોરની આદ્ય

લઈ અગ્નિમાં પ્રવેશ કરે પણ તેનું શરીર દગ્ધ પામે નહિ. આ વિહંગમ આકાશમાં અલ્પવર્તીને પાછું પૃથ્વી ઉપર આવીને રહે. હવે જે વિહંગમને વિષે છ ભાગ આકાશતત્ત્વના અને બીજાં ચાર તત્ત્વોના એક એક ભાગ મળી આ દશ ભાગ પોખ્યા છે તે વિહંગમ સદાકાળ આકાશમાં જ રહે; તે પૃથ્વી ઉપર કદી આવે જ નહિ. આ પ્રકારે જંગમને વિષે પંચભૂત અને પંચમાત્રા રહ્યાં છે.

**हवे जंगमने विषे सत्त्वगुणनां पंच-अंतःकरण अने पांच अवस्था** આ દશના નવ નવ ભાગ રહ્યા છે, તે પૈકી પ્રથમ મન-અંતઃકરણથી સંકલ્પ થાય છે તેને મન-અંતઃકરણ જાણવું. જંગમને વિષે બુદ્ધિ-અંતઃકરણ તે જે જે ઉચ્ચાર ઊઠે છે તેના ઘાટ ઘડે છે. જંગમને વિષે અહંકાર-અંતઃકરણ તે બુદ્ધિએ ઘડેલા ઘાટનો તોલ કરીને દઢ રાખે છે. તે અહંકાર-અંતઃકરણ જાણવું. જંગમને વિષે ચિત્ત-અંતઃકરણ તે અંતરને વિષે ઝીણું સૂક્ષ્મ ચિંતવન થયા જ કરે છે, તે ચિત્ત-અંતઃકરણ જાણવું. વળી જંગમને વિષે નચિંત-અંતઃકરણ તે ચાર અંતઃકરણને વિષે સંતોષ તથા શાંતિ થાય ત્યારે નચિંત-અંતઃકરણ વર્તે છે. દાખલા તરીકે કોઈ મનુષ્ય એમ કહે છે કે ભાઈ, હમણાં અમારે નચિંત આવી છે (નિશ્ચિંતપણું થયું છે, નિરાંત વળી છે) એવું કહે છે તે નચિંત-અંતઃકરણનું સુખ વર્તતું જાણવું. આ પ્રમાણે જંગમને વિષે પંચ અંતઃકરણ રહ્યાં છે.

**हवे जंगमने विषे पांच अवस्था** તે પૈકી પ્રથમ જાગ્રત-અવસ્થા તે નેત્રે કરીને સર્વ દેખાય છે અને સર્વ દૃષ્ટ પદાર્થની સ્મૃતિ થાય છે, તે જાગ્રત-અવસ્થા જાણવી. જંગમને વિષે સ્વપ્નાવસ્થા તે નિદ્રાકાળે સ્વપ્નું સ્ફુરે છે અને મિથ્યા ભાષણ થાય છે, તે સ્વપ્નાવસ્થા જાણવી. જંગમને વિષે સુષુર્તિ-અવસ્થાતે કિંચિત્ અર્ધમાત્રા સ્વપ્ન દરશીને વિલસાઈ જાય છે અને જાગ્યા પછી સ્મૃતિ રહેતી નથી, તે સુષુપ્તિ-અવસ્થા જાણવી. હવે જંગમને વિષે આ ત્રણ અવસ્થા ત્રણ દેહમાં રહેલી છે તે વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો. સ્થૂલદેહને વિષે જાગ્રત-અવસ્થા રહી છે, સૂક્ષ્મ દેહને વિષે સ્વપ્નાવસ્થા રહી છે અને કાહણદેહને વિષે સુષુપ્તિ-અવસ્થા રહી છે. હવે જંગમને વિશે મહાકારણ અને પરમકારણ દેહને વિષે તુર્યાવસ્થા અને ઉન્મની-અવસ્થા રહી છે. આ બે દેહ કોને કહેવા અને કેવી રીતે સમજાય તે વિષે સાંભળો. આ દેહ પ્રાણાયામ-અજંપાને વિષે જાણવા. જે પ્રાણાયામને વિષે ૐકાર શબ્દ રહ્યો છે તે મહાકારણદેહ જાણવો તથા જે પ્રાણાયામને વિષે સોહં શબ્દ રહ્યા છે

તે પરમકારણદેહ જાણવો. તેમાં મહાકારણદેહને વિષે તુર્યાવસ્થા રહી છે અને પરમકારણદેહને વિષે ઉન્મની-અવસ્થા રહી છે. જંગમને વિષે મહાકારણદેહમાં તુર્યાવસ્થા છે તેનું વર્તન કેવી રીતે સમજાય તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. મહાકારણદેહ તે ૐકાર પ્રાણાયામ લેતો શ્વાસ જાણવો. તેને વિષે તુર્યાવસ્થા તે સુષુપ્તિનું અલ્પ સ્વપ્ર-દશ્યપણું વિલસાઈ જાય ત્યારે તુર્યાવસ્થા જાણવી. તે તુર્યાવસ્થાની ક્રિયા તે ૐકાર પ્રાણાયામને વિષે જણાય છે તે કહીએ છીએ. જ્યારે લેતો શ્વાસ ૐકાર પ્રાણાયામ નાસિકાને વિષે ઘોર કરતો પ્રવેશ થાય અને મૂકાતો પ્રાણાયામ શ્વાસ તે ઘોર ન કરે ત્યારે તુર્યાવસ્થા જાણવી. આ તુર્યાવસ્થાને કેમ કરીને ઓળખવી ? જ્યારે જે દેહની અવસ્થા જાગ્રત હોય, ત્યારે તે દેહ ચેતન થાય, તેટલા જ માટે તુર્યાવસ્થાનો દેહ ૐકાર પ્રાણાયામ છે તેણે કરીને તુર્યાવસ્થાએ ૐકાર પ્રાણાયામ ચેતન થઈને ઘોર કરે છે. જંગમને વિષે ઉન્મની-અવસ્થા કેમ કરીને ઓળખાય તે વિષે સુંદર ખુલાસો કરૂં છું તે સાંભળો. જ્યારે લેવાતો પ્રાણાયામ ૐકાર ઘોર કરતો સમાઈ જાય અને સામાન્ય ચાલે અને મૂકાતો સોહંગ પ્રાણાયામ ચેતન કિંચિત્ શોર કરતો નીકળે ત્યારે ઉન્મની-અવસ્થા જાણવી. તે વખતે ચારે દેહના પ્રકારોની ક્રિયા શમદમ શૂન્યવત્ થઈ જાય, ત્યારે ઉન્મની-અવસ્થા એકલી જાગ્રત હોય; તે ઉન્મની અવસ્થા જાણવી. આ પંચ અવસ્થા અને પાંચ દેહ તે પાંચ તત્ત્વને વિષે રહ્યા છે તથા પાચ અંતઃકરણ તે પણ તેમાં રહ્યાં છે તે વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો. પૃથ્વીતત્ત્વ, સ્થૂલ દેહ, જાગ્રત અવસ્થા અને મન-અંતઃકરણ તેને વિષે રહ્યાં છે. આ ચતુષ્ટયની ચતુર્પુટીએ સ્થૂલદેહ જાણવો. વળી જળતત્ત્વ, સૂક્ષ્મદેહ, સ્વપ્રાવસ્થા અને બુદ્ધિ-અંતઃકરણ તેને વિષે (પંચભૂતમાં) રહ્યાં છે. આ ચતુષ્ટયની ચતુર્પુટીએ સૂક્ષ્મદેહ જાણવો. વળી અગ્નિતત્ત્વ, કારણદેહ, સુષુપ્તિ-અવસ્થા અને અહંકાર અંતઃકરણ તેને વિષે રહ્યાં છે. આ ચતુષ્ટયની ચતુર્પુટીએ કારણદેહ, જાણવો. વાયુતત્ત્વ, મહાકારણ દેહ, તુર્યાવસ્થા અને ચિત્ત-અંતઃકરણ તેને વિષે રહ્યાં છે. આ ચતુષ્ટયની ચતુર્પુટીએ મહાકારણ દેહ જાણવો. વળી આકાશતત્ત્વ, પરમકારણ દેહ, ઉન્મની અવસ્થા અને નચિંત-અંતઃકરણ તેને વિષે રહ્યાં છે. આ ચતુષ્ટયની ચતુર્પુટીએ પરમકારણ દેહ જાણવો. આ પ્રકારે જંગમને વિષે સત્ત્વગુણના પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા રહ્યાં છે.

**हवे जंगमने विषे स्वाकाशगणनां पांच संभसकरण अने पांच व्यवस्थानो एक**

એક ભાગ રહ્યો છે તેનો પ્રકાર સાંભળો. પ્રથમ શાંત-સંભસકરણનો એક ભાગ તે જંગમની ઉન્મની-અવસ્થા અને નચિંત-અંતઃકરણ અને આકાશતત્ત્વ અને પરમ કારણદેહને વિષે રહ્યો છે. તે કેમ કરીને ઓળખાય તે સાંભળો. ઉન્મની-અવસ્થાને વિષે સદા શાંતિ જ રહે છે અને બીજી અવસ્થાને વિષે તો કોઈ સમયે અલ્પશાંતિ વર્તે છે અને ઉન્મની-અવસ્થા તો સદા શાંતિને રહેવાનું સદન છે. આ શાંતિને સ્વાકાશગણનું શાંત-સંભસકરણ જાણવું. હવે જંગમને વિષે સ્વાકાશગણની સ્થિતિ-વ્યવસ્થા ક્યાં રહી છે તે કહું છું. સ્થિતિ-વ્યવસ્થાનો એક ભાગ તે પણ ઉન્મની-અવસ્થાને વિષે રહ્યો છે, કારણ કે ઉન્મની-અવસ્થાને વિષે સદાકાળ સ્થિતિપણું રહ્યું છે તે સ્વાકાશગણની સ્થિતિ-વ્યવસ્થાનો વિભાગ જાણવો. જંગમને વિષે સ્વાકાશગણના સહેજ-સંભસકરણનો એક ભાગ રહ્યો છે અને ઉદાર વ્યવસ્થાનો એક ભાગ રહ્યો છે. આ બન્ને ભાગ જંગમની તુર્યાવસ્થાને વિષે રહ્યો છે, એથી કરી આ તુર્યાને વિષે સહજપણું અને ઉદારપણુ બન્ને રહ્યાં છે. હવે જંગમને વિષે શીલ-સંભસકરણનો એક ભાગ અને ગલિત-વ્યવસ્થાનો એક ભાગ રહ્યા છે. આ બન્ને ભાગ જંગમની સુષુપ્તિ-અવસ્થાને વિષે રહ્યાં જ્યાં ઉપાધિ વિરવ્રથ (વિવર્ત) પામે છે તે માટે ત્યાં શીલપણું જ રહ્યું છે અને ગલિત-વ્યવસ્થાનો ત્યાં એક ભાગ રહ્યો છે તે સુષુપ્તિ અર્ધમાત્રા સ્વપ્નના ઊઠતા સંકલ્પને ગલવી (ગલિત કરી) નાખીને વિલય કરે છે તે ગલિત-વ્યવસ્થાએ સંકલ્પ વિલાય છે. આ પ્રકારે સ્વાકાશગણના શીલ-સંભસકરણ અને ગલિત-વ્યવસ્થાના વિભાગ જંગમની સુષુપ્તિ-અવસ્થાને વિષે રહ્યા છે. હવે જંગમને વિષે સંતોષ સંભસકરણનો એક ભાગ અને કુંભ-વ્યવસ્થાનો એક ભાગ રહ્યો છે. આ બન્ને ભાગ જંગમની સ્વપ્નાવસ્થાને વિષે રહ્યા છે, તે કેમ જણાય તે કહું છું. સ્વપ્નને વિષે મિથ્યા પદાર્થની પ્રાપ્તિ થઈને સંતોષ થાય છે. આ સંતોષ-સંભસકરણના વિભાગે કરીને થાય છે તથા સ્વપ્નને વિષે સ્વપ્નની ક્રિયામાં સુરતા બંધકોશ થઈને વર્તે છે જાગ્રતના સ્થાનની સ્મૃતિને વિષે સુરતાથી જવાતું નથી અને સ્વપ્નમાં જ્યાં હોય ત્યાંને ત્યાં સ્વપ્નની જ સ્મૃતિને વિષે કુંભ કરી રાખે છે; તે કુંભ-વ્યવસ્થાનો વિભાગ કરી રાખે છે. હવે જંગમને વિષે સ્વાકાશગણના સમતા-સંભસકરણનો એક ભાગ અને સામાન્ય-વ્યવસ્થાનો એક ભાગ રહેલા હોઈ આ બન્ને ભાગ જંગમની જાગ્રત-અવસ્થાને વિષે રહ્યા છે. એથી કરી જાગ્રતને વિષે કંઈ કંઈ સમતા વર્તે છે તે સમતા સંભસકરણનો વિભાગ જાણવો; તથા જાગ્રતને વિષે કંઈ કંઈ સામાન્ય દષ્ટિભાવ પણ થાય છે તે સામાન્ય-વ્યવસ્થાનો વિભાગ જાણવો.

આ પ્રકારે સ્વાકાશગણના પંચસંભસકરણ અને પંચ વ્યવસ્થાના વિભાગ જંગમની પંચઅવસ્થાને વિષે રહ્યા છે, પણ અરસ પરસ ઊલટા-સૂલટી આ પંચવ્યવસ્થા અને પંચ સંભસકરણના વિભાગ જંગમની પાંચે અવસ્થાને વિષે વર્તે છે પણ તેના મૂળ મકાન તો આ પાંચ છે; છતાં સર્વમાં તેનાં વર્તન છે જે હવે કહું છું. જે જંગમની પાંચે અવસ્થાને વિષે શાંતિ વર્તે છે તે શાત-સંભસકરણનો વિભાગ જાણવો. જે જંગમની પાંચ અવસ્થાને વિષે કોઈ સમયે સહજપણું વર્તે છે, તે સહેજ સંભસકરણનો વિભાગ જાણવો. જંગમને વિશે કોઈ સમયે શિલ પણું વર્તે છે. તે શીલ-સંભસકરણનો વિભાગ જાણવો. જંગમને વિષે કોઈ સમયે સંતોષપણું વર્તે છે તે સંતોષ સંભસકરણનો વિભાગ જાણવો. જંગમને વિશે કોઈ સમયે સમતા પણું વર્તે છે તે સમતા-સંભસકરણનો વિભાગ જાણવો. આ પ્રકારે પાંચે અવસ્થાને વિષે પંચ-સંભસકરણના વિભાગ અરસપરસ વર્તે છે. હવે કોઈ સમયે સ્થિતિ પમાય છે તે તે સ્થિતિ વ્યવસ્થાનો વિભાગ જાણવો. જંગમને વિશે કોઈ સમયે ઉદારપણું વર્તે છે. તે ઉદાર-વ્યવસ્થાનો વિભાગ જાણવો. જંગમને વિષે કોઈ સમયે ગલિતપણું વર્તે છે તે ગલિત-વ્યવસ્થાનો વિભાગ જાણવો. જંગમને વિષે કોઈ સમયે કુંભકપણું વર્તે છે. જે કુંભક તે સ્તંભાકાર થઈ જવાય છે. તે કુંભ-વ્યવસ્થાનો વિભાગ જાણવો. જંગમને વિષે કોઈ સમયે સામાન્ય ભાવ વર્તે છે તે સામાન્ય-વ્યવસ્થાનો વિભાગ જાણવો. આ પ્રકારે પાંચે વ્યવસ્થા અને પાંચે સંભસકરણના વિભાગ જંગમને વિષે રહ્યા છે.

हवे जंगमने विषे तमोगुणना दशकाळना નવ નવ ભાગ રહ્યા છે તે ક્યા તે કહીએ છીએ. પ્રથમ તમોગુણના સ્વભાવ કાળના નવ ભાગ તે ઈંદ્રિયો, અંતઃકરણ તે પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. જેને જેવો સ્વભાવ પડ્યો તેનો તેવો સ્વભાવ સદાકાળ વર્ત્યો જાય છે તે સ્વભાવ-કાળ જાણવો. જંગમને વિષે બીજો કામના-કાળ તે સર્વ ઈંદ્રિયોને વિષે સ્વાભાવિક કામના રહી છે તે કામના-કાળ જાણવો. જંગમને વિષ ત્રીજો આક્રાંત-કાળ તે સર્વ ઈંદ્રિયો અંતઃકરણને વિષે આકૃતિ રહી છે તે આક્રાંત-કાળ જાણવો. જંગમને વિષે ચોથો આશ્ચર્યકાળ તે પોતપોતાના સ્વરૂપને કોઈ લહેતું નથી તથા પોતપોતાના દેહના સાજની શુદ્ધિ નથી અને પરોક્ષ વાર્તાને શ્રવણ કરીને આશ્ચર્ય માને

છે પણ જે વસ્તુ પ્રત્યક્ષ છે તેને કોઈ લહેતું નથી તે આશ્ચર્ય-કાળ જાણવો. જંગમને વિષે પાંચમો પૃથક-કાળ તે સ્વપ્રમાં જાગ્રતની શુદ્ધિ નથી કે મેં ક્યાં શયન કર્યું હતું અને હું ક્યાં આવ્યો છું તે લહેતો નથી અને સુષુપ્તિમાં સ્વપ્રની શુદ્ધિ રહેતી નથી. અને તુર્યામાં સુષુપ્તિથી શુદ્ધિ રહેતી નથી તેમજ ઉનમૂનિમાં તૂર્યાની શુદ્ધિ રહેતી નથી. આ પ્રમાણે જંગમને વિષે પૃથક-કાળ રહ્યો છે. જંગમને વિષે છઠ્ઠો વિપરીતકાળ રહ્યો છે. આ વિપરીત-કાળ તે અકાળ મૃત્યુની આદ્ય લઈ દેવકોપ નૃપતિકોપ, પશુપિશાચ કોપ અને અધ્યાત્મરોગ શરીરમાં ઉત્પન્ન થાય છે. આટલા પ્રકારની ઉપાધિનો ડર દેહને વિષે વિપરીત-કાળના વિભાગે કરીને રહ્યો છે. જંગમને વિષે સાતમો અજ્ઞાન-કાળ રહ્યો છે, એથી કરી પોતપોતાના વર્ણાશ્રણને વિષે મસ્ત રહે છે તેમજ વર્ણાશ્રણનો કસબ (ધંધો) મલિન હોય તોપણ પ્રીતિપૂર્વક આચરણ રાખે છે પણ મનમાં ક્ષોભ પામે નહિ. વળી ન કરવાનું કામ કરીને પાછળથી પશ્ચાતાપ કરે છે તેમજ કોઈ સત્ય વસ્તુની શિખામણ દેતો તે માનવામાં આવતી નથી. વળી દેહનાં વર્તમાન અગાઉથી કોઈને સૂઝતાં નથી. આ પ્રમાણે જંગમને વિષે અજ્ઞાનકાળ વર્તે છે. જંગમને વિષે આઠમો રાગસ-કાળ તે એક બીજાને અન્યોન્ય પ્રીતિ થાય છે તે રાગસ-કાળ જાણવો. જંગમને વિષે નવમો દ્વેષ કાળ રહેલો છે તે એક બીજા ઉપર દ્વેષ કરે છે તથા કોઈ કોઈ વસ્તુની સાથે સહજ સ્વભાવે દ્વેષ રાખે છે તે જંગમને વિષે દ્વેષ-કાળ જાણવો. હવે જંગમને વિષે દશમો વૃદ્ધિ અંતઃકાળ તે પોતપોતાના માપ પ્રમાણે વૃદ્ધિ પામીને પછીથી વધે નહિ, જેથી પશુ, પક્ષી, કીટ, પતંગ અને મનુષ્યની આદ્ય લઈ જેના દેહનાં જે પ્રમાણે માપ હોય તે પ્રમાણે તે વૃદ્ધિ પામીને પાછળથી વધે નહિ. એ પ્રકારે જંગમને વિષે વૃદ્ધિ અંતઃકાળ રહ્યો છે. આ પ્રમાણે તમોગુણના દશકાળ નવ નવ ભાગે જંગમને વિષે રહ્યા છે.

हवे जंगमने विषे अचंतगणनी दश भावना રહી છે, તે પૈકી પ્રથમ અહમ્-ભાવના તે અનેક વાત સાંભળે પણ પાછળથી પોતાને કંઠે આવે નહિ તથા એક બીજાની કળા એક બીજાને આવડે નહિ તેમજ જે જે વસ્તુ દેખે અથવા સાંભળે છે તો પણ પોતાને તે કેટલીક વસ્તુ આવડે નહિ તેટલી બધી અહમ્-ભાવના જાણવી. હવે જંગમને વિષે બીજી સ્તંભ-ભાવના તે કઈ તે કહું છું. સ્તંભ-ભાવના તે અંતઃકરણને વિષે મંદપણું વર્તે છે અને કોઈ સમયે કોઈ કોઈ કાર્ય થોડુંક કરતાં પણ ઘણીવાર લાગે છે. આ પ્રકારે

જંગમને વિષે સ્તંભ-ભાવના (જડતા, નિશ્ચેષ્ઠતા) રહી છે. જંગમને વિષે ત્રીજી વિસર્જન-ભાવના રહી છે તે જે તે વસ્તુ વિસરી જવાય છે. નાના પ્રકારના ભોગ તથા અનેક પ્રકારનું દુઃખ તે જ્યાંસુધી ભોગવે છે ત્યાં સુધી સ્મૃતિ રહે છે અને તે ભોગવી રહ્યા પછી ભૂલી જાય છે કે જાણે સુખદુઃખ ભોગવ્યા જ નથી. આ પ્રકારે જંગમને વિષે વિસર્જન-ભાવના રહેલી છે. હવે જંગમને વિષે ચોથી નિદ્રા-ભાવના રહી છે, જેથી હલણ ચલણ કરતાં જંગમને શ્રમ પહોંચે છે ત્યારે આળસ થાય છે. આમ આળસ થયા પછી કોઈ પણ કાર્ય સુઝતું નથી તે નિદ્રા-ભાવના જાણવી. હવે જંગમને વિષે પાંચમી અંધતમ-ભાવના રહેલી છે તે અઘટતું વગર વિચારે રોષ કરીને બોલે છે તથા નિદ્રાને વિષે બરલી ઊઠે છે એટલે બડબડી ઊઠે છે અને કોઈ કહે કે કેમ બડબડે છે, ત્યારે જાગીને કહે કે હું તો કંઈ બડબડતો નથી. આ પ્રકારે પોતે જાણતો નથી તે અંધતમ-ભાવના જાણવી. જંગમને વિષે છઠ્ઠી અચેત-ભાવના રહી છે તે બ્રહ્માદિકની આદ્ય લઈને સર્વને માથે મૃત્યુકાળ ભમે છે પણ તેનો કોઈને ત્રાસ વ્યાપતો નથી. વળી સોએ સો વર્ષ નચિંત રહે છે પણ હું ક્યાંથી આવ્યો અને ક્યાં જઈશ તે વિષેનો નિર્ણય તથા ખોજ કરવાનું કોઈ જાણતું નથી. વળી કોઈ સમયે શરીર અચેત-થઈ જાય છે. આ પ્રકારે જંગમને વિષે અચેત-ભાવના રહી છે. હવે જંગમને વિષે સાતમી ઉચાટ-ભાવના રહી છે, જેથી કોઈ કોઈ સમયે શરીરમાં ઉચાટ પણું થઈ જાય છે. તેમજ કોઈ કાર્ય વણસી જાય ત્યારે ઉચાટ થાય છે તે ઉચાટ-ભાવના જાણવી. હવે જંગમને વિષે આઠમી અભાવ-ભાવના રહી છે, જેથી કોઈની સાથે પ્રીતિ બાંધે પણ પાછળથી છૂટી જાય છે. તથા કોઈ વસ્તુ સાથે અભાવ થાય છે, તથા ઈન્દ્રીયોના ભોગ તૃપ્ત થયા પછી આ ભોગનો અભાવ થાય છે. તે અભાવ ભાવના જાણવી. હવે જંગમને વિષે નવમી મૌન ભાવના રહી છે, જેથી કાર્યકારણ બોલે છે પરંતુ પાછો મૌન રહી જાય છે. આ પ્રકારે સદાકાળ જંગમને વિષે મૌનભાવના રહી છે. હવે જંગમને વિષે દશમી અસામર્થ્ય-ભાવના રહી છે, જેથી કંઈ કાર્ય કરતાં પાછું હઠી જવાય તથા રણને વિષે સંગ્રામની લડાઈ કરતાં કોઈ શૂરો થઈને સન્મુખ ભડે છે (લડે છે) ત્યારે બીજો કાયર થઈને ભાગી જાય છે તે અસામર્થ્ય-ભાવના જાણવી. આ પ્રકારે જંગમને વિષે અચંત-ગણની દશ ભાવનાના દશ ભાગ રહ્યા છે.

હવે જંગમને વિષે ત્રણ ગુણના નવ નવ ભાગ રહ્યા છે, તે પૈકી પ્રથમ રજોગુણના

નવ ભાગ રહ્યા છે તે જે જે વસ્તુ ઉપર મોહ થાય છે તે રજોગુણનો વિભાગ જાણવો; તથા તમોગુણના નવ ભાગ રહ્યા છે, જેથી તામસપણું ઉપજે છે તે તમોગુણ જાણવો; અને સત્ત્વગુણના નવ ભાગ રહ્યા છે, જેથી કરી કોઈ સમયે દયા ઊપજે છે તે સત્ત્વગુણ જાણવો. આ પ્રકારે ત્રણ ગુણ જંગમને વિષે રહ્યા છે.

હવે ધનંજે-તત્ત્વકારણના ત્રણ ગણ તેનો એક એક ભાગ જંગમને વિષે રહ્યો છે, તે પૈકી અચંતગણનો એક ભાગ પાંચ અવસ્થાની સંધિને વિષે રહ્યો છે, જેથી અવસ્થાઓ પલટાય છે તે જણાતું નથી; કારણ કે અવસ્થાની સંધિમાં અચંતગણનો વિભાગ રહ્યો છે, તેણે કરીને ત્યાં અચંતપણું થાય છે. આ પ્રકારે જંગમને વિષે અચંતગણનો વિભાગ રહ્યો છે. હવે જંગમને વિષે સ્વાકાશગણનો વિભાગ રહ્યો છે, તે સર્વ શરીરનાં અસ્થિનિ (હાડકાંની) સંધિને વિષે રહ્યો છે, તેણે કરીને સર્વ શરીર આડુંટેડું વળે છે અને ઘસાતું કે ખટકતું નથી કારણ કે તેની સંધિને વિષે સ્વાકાશગણ રહ્યો છે તે શરીરની સંધિઓમાં સ્વાકાશ રાખે છે. આ પ્રકારે જંગમને વિષે સ્વાકાશગણનો વિભાગે રહ્યો છે. હવે જંગમને વિષે અહંકારગણનો વિભાગ રહ્યો છે તે પંચભૂતની સંધિઓને વિષે રહ્યો છે. તેથી કરી પંચભૂત ન્યારાં ન્યારાં અક્કડબાજ રહ્યાં છે. આ પ્રકારે જંગમને વિષે ત્રણ ગુણ અને ત્રણ ગણના વિભાગ રહ્યાં છે.

હવે જંગમને વિષે પ્રકૃતિ-તત્ત્વકારણના નવ ભાગ રહ્યા છે. તે સર્વશરીરનાં તત્ત્વોને ચંચળ કરે છે તે પ્રકૃતિ-તત્ત્વકરણનો વિભાગ જાણવો. જંગમને વિષે આનંદ-તત્ત્વકારણના નવ ભાગ રહ્યા છે, જેથી વિષયનો ભોગ કરતાં આનંદ ઊપજે છે તે આનંદ-તત્ત્વકારણ જાણવું. હવે જંગમને વિષે મહાતત્ત્વકારણનો એક ભાગ રહ્યો છે, તેથી સર્વશરીરોમાં પોતપોતાનું મહત્તાપણું રહ્યું છે તે મહાતત્ત્વકારણ જાણવું. હવે જંગમને વિષે ધનંજે-તત્ત્વકારણનો એક ભાગ રહ્યો છે તે વિષય કરતાં જે આનંદ ઊપજે છે તે આનંદની અવધિ કરીને મંદ પમાડે છે, ફરીથી ઊપજે તો ફરીથી મંદ પમાડે; તે ધનંજે-તત્ત્વનો વિભાગ જાણવો.

હવે જે જંગમના અંતઃકરણને વિષે તમોગુણનો ભાગ વિશેષ રહ્યો છે તે અતિશય ક્રોધી હોય. જે જંગમના અંતઃકરણને વિષે રજોગુણનો વિભાગ વિશેષ રહ્યો છે તે અતિશય વિષયી હોય. જે જંગમના અંતઃકરણને વિષે સત્ત્વગુણનો વિભાગ વિશેષ રહ્યો છે તે

અતિશય શાંત સ્વભાવનો હોય. જે જંગમના અંતઃકરણને વિષે અહંકારગણનો વિભાગ વિશેષ રહ્યો છે તે અતિશય અભિમાની હોય. જે જંગમના અંતઃકરણને વિષે સ્વાકાશગણનો વિભાગ વિશેષ રહ્યો છે તે આઠે પહોર હસમુખો રહે છે. જે જંગમના અંતઃકરણને વિષે અચંતગણનો વિભાગ વિશેષ રહ્યો છે તેને આઠે પહોર અચેતપણું રહે. જે જંગમના અંતઃકરણને વિષે તમોગુણ અને રજોગુણ બન્નેના વિભાગ રહ્યા છે તે હેત રાખીને પછીથી વિશ્વાસઘાત કરે. જે જંગમના અંતઃકરણને વિષે તમોગુણ અને સત્ત્વગુણ બન્નેના વિભાગ રહ્યા છે તે મુખથી મીઠું બોલે છે પણ અંતરમાં ઈર્ષ્યા રાખે છે. જે જંગમના અંતઃકરણને વિષે તમોગુણ અને અહંકારગણ એ બન્નેના વિભાગ રહ્યા છે તે અતિશય દાંભિક (ડોળી, ઢોંગી) અને કપટી હોય. જે જંગમના અંતઃકરણને વિષે તમોગુણ અને સ્વાકાશગણ સંયુક્ત રહ્યા છે તે અતિશય હાસ્ય-મશ્કરી કરનારો હોય. જે જંગમના અંતઃકરણ વિષે તમોગુણ અને અચંતગણ, એ બન્ને વિભાગ રહ્યા છે તે અતિશય મૂર્ખ હોય. જે જંગમના અંતઃકરણને વિષે સત્ત્વગુણ અને રજોગુણ એ બન્નેના વિભાગ રહ્યા છે તે સર્વની સાથે અતિશય હેત-પ્રીતિવાળો હોય. જે જંગમના અંતઃકરણને વિષે સત્ત્વગુણ અને અહંકારગણ એ બન્નેના વિભાગ રહ્યા છે, તેનામાં અતિશય ગંભીરપણું હોય. જે જંગમના અંતઃકરણને વિષે સત્ત્વગુણ અને સ્વાકાશગણ એ બન્નેના વિભાગ રહ્યા છે તેનામાં આઠે પહોર અતિશય ઉમંગ રહે. જે જંગમના અંતઃકરણને વિષે સત્ત્વગુણ અને અચંતગણ આ બન્નેના વિભાગ રહ્યા છે તે અતિશય વાચાળ હોય નહિ, અને મૂંગા સરખો રહે. જે જંગમના અંતઃકરણને વિષે રજોગુણ અને અહંકારગણના વિભાગ રહ્યા છે તે અતિશય વૈભવી તથા શોખીન હોય. જે જંગમના અંતઃકરણને વિષે રજોગુણ અને સ્વાકાશગણ એ બન્નેના વિભાગ રહ્યા છે તે અતિશય બકવાદી હોય. જે જંગમના અંતઃકરણને વિષે રજોગુણ અને અચંતગણ એ બન્નેના વિભાગ રહ્યા છે તે વૈકલ તેમજ બાવરો હોય. જે જંગમના અંતઃકરણને વિષે અહંકારગણ અને સ્વાકાશગણ એ બન્નેના વિભાગ રહ્યા છે, તેનું બોલવું અતિશય ભારેખમ (મોભાવાળુ, ગંભીર, મોટાઈના ડોળવાળું) હોય. જે જંગમના અંતઃકરણને વિષે અહંકારગણ અને અચંતગણ એ બન્નેના વિભાગ રહ્યા છે તે અતિશય અસત્ય બોલવાવાળો હોય. જે જંગમના અંતઃકરણને વિષે સ્વાકાશગણ અને અચંતગણ એ બન્નેના વિભાગ રહ્યા છે તે વ્યંડળ થાય, જે જંગમના સર્વશરીરમાં અને અંતઃકરણમાં ત્રણગુણ અને ત્રણ ગણ

વ્યાપક રહ્યા છે તે સદાકાળ સહજ સ્વભાવી હોય. જે જંગમના અંતઃકરણને વિષે ત્રણ ગુણ અને ત્રણ ગણ એકઠા રહ્યા છે તે અતિશય પ્રપંચી હોય. જે જંગમના અંતઃકરણને વિષે પ્રકૃતિતત્ત્વકારણ રહ્યું છે તે અતિશય આશાતૃષ્ણાવાળો હોય. જે જંગમના અંતઃકરણને વિષે આનંદ-તત્ત્વકારણ રહ્યું છે તે અતિશય ચતુર અને ન્યાય ચૂકવનાર તેમજ નીતિવાન થાય. જે જંગમના અંતઃકરણને વિષે મહા-તત્ત્વકારણ રહ્યું છે તે પોતાની જાતિવર્ણને વિષે અધિપતિ તેમજ અધિકારી થાય. જે જંગમના અંતઃકરણને વિષે ધનંજે-તત્ત્વકારણ રહ્યું છે તેને ગુરૂ મળે તો સમાધિવાન યોગી થાય. જે જંગમના અંતઃકરણને વિષે પ્રકૃતિ-તત્ત્વકારણ અને ધનંજ-તત્ત્વકારણ આ બન્નેના વિભાગ રહ્યા છે તે અતિશય શૂરો સુભટ થાય અને સ્ત્રી હોય તો સતી નીપજે. જે જંગમના અંતઃકરણને વિષે પ્રકૃતિ-તત્ત્વકારણ અને મહાતત્ત્વકારણ આ બન્નેના વિભાગ રહ્યા છે તે પૃથ્વીપતિ થાય. જે જંગમના અંતઃકરણને વિષે પ્રકૃતિ-તત્ત્વકારણ અને આનંદ-તત્ત્વકારણ આ બન્નેના વિભાગ રહ્યા છે તે કવિ થાય. જે જંગમના અંતઃકરણને વિષે આનંદ-તત્ત્વકારણ અને ધનંજે-તત્ત્વકારણ આ બન્નેના વિભાગ રહ્યા છે તે મોટો પ્રારબ્ધી ધનવંત થાય. જે જંગમના અંતઃકરણને વિષે આનંદતત્ત્વકારણ અને મહાતત્ત્વકારણએ બન્નેના વિભાગ રહ્યા છે તે સિદ્ધિવાન થાય. જે જંગમના અંતઃકરણને વિષે ધનંજે-તત્ત્વકારણ અને મહાતત્ત્વકારણ આ બન્નેના વિભાગ રહ્યા છે તે અતિશય દરિદ્રી હોય. જે જંગમના અંતઃકરણને વિષે ચારે મહાતત્ત્વકારણ રહ્યાં છે તે અતિશય જ્ઞાની થાય. જે જંગમના અંતઃકરણમાં તેમજ સર્વ શરીરમાં ચારે તત્ત્વકારણ રહ્યાં છે તે અદશ્ય (ગુપ્ત) વિદ્યાવાન થાય. જે જંગમના અંતઃકરણને વિષે ચાર તત્ત્વકારણ, ત્રણ ગુણ અને ત્રણ ગણના દશ ભાગ રહ્યા છે તે બ્રહ્મવેત્તા તેમજ વિભૂતિવાન હોય. તે દશ અવતારની આદ્ય લઈને સર્વે જાણવા. જે જંગમના અંતઃકરણને વિષે ત્રણ ગુણ, ત્રણ ગણ, ચાર તત્ત્વકારણ અને અવ્યાકૃત તથા નિરંજનની આદ્ય લઈ ને બધા વિભાગ સંયુક્ત જેનાં અંતઃકરણ વિભૂતિવાન હોય તે દેહને વિષે કૈવલવેત્તા પુરૂષ (પરમગુરૂ) પ્રવેશ કરીને બિરાજમાન થાય. આ પ્રકારે પશુ, પક્ષી, કીટ અને પતંગને વિષે હોય, પણ તેમના વિષે કેટલાક વિભાગ અતિશય જડ રહ્યા છે અને મનુષ્યના વિભાગ આ પશુ આદિ જાતિમાં સૂક્ષ્મ રહ્યા છે તેણે કરીને તેમના વિષે પ્રકાશ થતો નથી; કદાચ કોઈમાં પ્રકાશ હોય તો તે તેમની જાતિના જાણે.

હવે જંગમને વિષે નિરંજનના આઠ ભાગ અને બે ભાગ અવ્યાકૃતના એ દશ ભાગ મેળવીને પોખ્યા હતા તે અને અવ્યાકૃતના આઠ ભાગમાં બે ભાગ નિરંજનના મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા, તે ક્યા જે કહીએ છીએ તે સાંભળો. નિરંજનના આઠ ભાગમાં બે ભાગ અવ્યાકૃતના મેળવીને આ દશ જંગમને વિષે પોખ્યા હતા, તેના તો જંગમને વિશે પુરૂષ થયા અને અવ્યાકૃતના આઠ ભાગ લઈને તેમાં નિરંજનના બે ભાગ મેળવીને આ દશ ભાગ જંગમ જાતિને વિષે પોખ્યા હતા તેની જંગમને વિષે સ્ત્રીજાતિ થઈ. આ પ્રકારે જંગમને વિષે નિરંજનના આઠ ભાગની પુરૂષ જાતિ અને અવ્યાકૃતના આઠ ભાગની સ્ત્રી જાતિ થઈ. હવે અવ્યાકૃતના આઠ ભાગ લઇને અને બે ભાગ નિરંજનના તેમાં મેળ્વીને આ દશ ભાગ જે જંગમને વિષે પોખ્યા હતા તેની જંગમને વિષે સ્ત્રીજાતિ થઈ. આ સ્ત્રીને વિષે અવ્યાકૃતના આઠ ભાગમાં બે ભાગ નિરંજનના મેળવીને આ દશ ભાગ પોખ્યા હતા તે વિષેની હકીકત સાંભળો. સ્ત્રીને વિષે પોખેલા અવ્યાકૃતના આઠ ભાગ પૈકી સાત ભાગ સ્ત્રીના દેહની સાત ધાતુને વિષે મેળવીને નખ શિખપર્યંત સ્ત્રીલિંગ-શરીર કર્યું છે. હવે બે ભાગ નિરંજનના અને અવ્યાકૃતના આઠ ભાગ પૈકી એક ભાગ રહ્યો તે મળી ત્રણ ભાગ બાકી રહ્યા, તે વિષેની હકીકત કહું છું. અવ્યાકૃતનો એક ભાગ બાકી રહેલો તે સ્ત્રીના બાંયે (ડાબે) અંગે ઈંગળા નાડીને વિષે રહ્યો છે. હવે બે ભાગ નિરંજનના રહ્યા તે પૈકી એક ભાગ સ્ત્રીના દહિને (જમણે) અંગે પિંગળા નાડીને વિષે રહ્યો છે. હવે સ્ત્રીને વિષે નિરંજનનો એક ભાગ રહ્યો તે પૈકી અર્ધો ભાગ સ્ત્રીની ભગસ્થાન-ઈંદ્રીને વિષે રહ્યો છે અને બીજો અર્ધો ભાગ સ્ત્રીની નેત્રદ્વાર-ઈંદ્રીને વિષે રહ્યો છે. આ પ્રકારે જંગમતનુ પૈકી સ્ત્રીને વિષે નિરંજનના બે ભાગ રહ્યા છે, તેમાં એક ભાગ સ્ત્રીની પિંગળા નાડીને વિષે રહ્યો છે અને અર્ધો ભાગ નેત્રને વિષે તથા બાકીનો અર્ધો સ્ત્રીની ભગસ્થાન-ઈંદ્રીને વિષે રહ્યો છે. આમ નેત્રસ્થાને રહેલા નિરંજનના વિભાગને લીધે સ્ત્રીને પુરૂષ ઉપર મોહ થાય છે. અને ભગસ્થાને નિરંજનનો અર્ધો ભાગ રહેલો હોવાને લીધે સ્ત્રી ભગસ્થાન-ઈંદ્રીએ કરીને પુરૂષનો ભોગ કરે છે; કારણ કે આ બન્ને જગ્યાએ પુરૂષના વિભાગ રહેલા છે, એથી કરી પુરૂષની ચાહના કરે છે. જેમ તેજનો વિભાગ નેત્ર સ્થાને છે, એથી કરી નેત્રનું તેજ બહારના તેજનું આકર્ષણ કરે છે. નેત્ર બંધ કરીએ તથાપિ સ્પર્શવાયુને જાણી શકીએ; તથા નેત્ર બંધ કરીએ તો પણ પૃથ્વી આધિ પદાર્થને ગ્રહણ કરીએ તો તે સમજાય

છે કે આ પૃથ્વી છે; તથા નેત્ર બંધ કરીએ તો પણ શબ્દથી આકાશને ઓળખી શકાય છે. આ પ્રમાણે આ બધું જોયા સિવાય સમજાય છે, પણ નેત્ર સિવાય તેજરૂપ પ્રકાશ જણાતો નથી, કારણ કે જેનો વિભાગ જેમાં આવ્યો હોય તે તેને ગ્રહણ કરી શકે; આ ન્યાયે આકાશનો વિભાગ કર્ણને વિષે રહ્યો છે, એથી જ તે શબ્દ-શાકાશના વિભાગને ગ્રહણ કરે છે. ત્વચાને વિષે વાયુનો વિભાગ રહ્યો છે, એથી કરી ત્વચા વાયુના સ્પર્શને ગ્રહણ કરે છે. વળી નાસિકાએ પૃથ્વી તત્ત્વનો વિભાગ રહ્યો છે, એથીજ તે પૃથ્વીની ગંધને ગ્રહણ કરે છે અને જળનો વિભાગ રસનાએ રહ્યો છે. એથી જ રસના રસરૂપ જળના વિભાગને ગ્રહણ કરે છે. આ ન્યાયે સ્ત્રીના નેત્રને વિષે અને ભગસ્થાનને વિષે પુરૂષના વિભાગ રહ્યા છે, એથી કરી આ બન્ને જગ્યાએ પુરૂષની ચાહના થાય છે.

હવે નિરંજનના આઠ ભાગમાં અવ્યાકૃતના બે ભાગ મેળવીને આ દશ ભાગ જંગમને પોખ્યા હતા, તેના તો જંગમને વિષે પુરૂષ થયા. પુરૂષમાં પોખેલા નિરંજનના આઠ ભાગ પૈકી સાત ભાગ પુરૂષના દેહની સપ્તધાતુને વિષે મેળવી નખ શિખપર્યંત પુરૂષ લિંગદેહ કર્યો છે. હવે નિરંજનનો એક ભાગ બાકી રહ્યો તે અને બે ભાગ અવ્યાકૃતના મળી ત્રણ ભાગ બાકી રહ્યા, તે પૈકી નિરંજનનો એક ભાગ પુરૂષના દહિને (જમણે) અંગે પિંગળા નાડીને વિષે રહ્યો છે. એથી કરીને પિંગળા નાડી પુરૂષ લિંગ થઈ છે. હવે અવ્યાકૃતના બે ભાગ રહ્યા, તે પૈકી એક ભાગ જંગમ પુરૂષની ઈંગળા નાડીને વિષે બાંયે (ડાબે) અંગે રહ્યા છે. એથી કરી ઈંગળા-ચંદ્રનાડી સ્ત્રીલિંગ થઈ રહી છે. હવે અવ્યાકૃતનો જે એક ભાગ બાકી રહ્યો તે પૈકી અર્ધ ભાગ પુરૂષની લિંગસ્થાન-ઈંદ્રીને વિષે રહ્યો છે અને બાકીનો અર્ધ ભાગ તે પુરૂષની નેત્ર-ઈંદ્રીને વિષે રહ્યો છે. આ નેત્ર-ઈંદ્રીએ કરીને પુરૂષને સ્ત્રીઉપર મોહ થાય છે. અને લિંગ-ઈંદ્રીએ કરીને સ્ત્રીનો ભોગ કરે છે; કારણ કે આ બન્ને જગ્યાએ સ્ત્રીના વિભાગ રહેલા છે. એથી કરી પુરૂષમાં આ બે જગ્યાએ રહેલા આ બે સ્ત્રીના વિભાગ સ્ત્રીની ચાહના કરે છે. આ પ્રકારે નિરંજન અને અવ્યાકૃતના વિભાગ જંગમને વિષે રહેલા છે. હવે આ સ્ત્રીના વિભાગને ઉલટાવીને પુરૂષ પોતાના વિભાગમાં મેળવી દઈને ત્યાગી થાય છે. તેવીજ રીતે પુરૂષના વિભાગને ઉલટાવીને સ્ત્રી પોતાના વિભાગમાં મેળવી દઈને ત્યાગી થાય છે. આ ત્યાગી થવાનો પ્રકાર આગળ નવમાં કંદને વિષે કહી ગયા છીએ, એથી પુનઃકહેતા નથી.

હવે કર્તાની પ્રકાશ બ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વ એક અવિકાસ-મહાતત્ત્વ, બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ, આ ત્રણ પૈકી અવિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને તેમાં એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો અને એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો મેળવીને આ દશ ભાગ જંગમને વિષે પોખ્યા; તથા વિકાસ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને તેમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો તથા એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વનો આ બે ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ થયા તે જંગમને વિષે પોખ્યા. અને કુંભસ્થ-મહાતત્ત્વના આઠ ભાગ લઈને તેમાં એક ભાગ અવિકાસ-મહાતત્ત્વનો તથા એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો આ બે ભાગ મેળવીને જે દશ ભાગ થયા તે જંગમને વિષે પોખ્યા, તે પૈકી પ્રથમ વિકાસ-મહાતત્ત્વના દશ ભાગ જંગમને વિષે પોખ્યા હતા તેનો સોહં પ્રાણાયામ થયો; તથા અવિકાસ-મહાતત્ત્વના દશ ભાગ જંગમને વિષે પોખ્યા હતા તેનો ઓહં પ્રાણાયામ થયો અને કુંભસ્થ-મહાતત્ત્વના દશ ભાગ જંગમને વિષે પોખ્યા હતા તેનો કુંભક પ્રાણાયામ થયો. આ પ્રમાણે ત્રણ પ્રાણાયામ થયા. શાથી સમજાય કે આ ત્રણ મહાતત્ત્વોથી આ પ્રમાણે આ ત્રણ પ્રાણાયામ થયા છે ? તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. વિકાસ મહાતત્ત્વને પ્રકાશક જાણવું તેણે કરીને સોહં પ્રાણાયામ બહાર શુન્યમાં પ્રવેશ કરે છે. બીજુ અવિકાસ-મહાતત્ત્વ તે સંપુટવત્ જાણવું; તેણે કરીને પ્રાણાયામ પિંડમાં ભીતર ખેંચાય છે, કારણ કે પિંડ સંપુટવત્ છે. કુંભસ્થ-મહાતત્ત્વ તે શમદમ જાણવું; તેણે કરીને કુંભક શમદમ થાય છે. આ કુંભક શમદમ રૂપ છે, તે કેવી રીતે સમજાય તે સાંભળો. ૐકાર પ્રાણાયામ પિંડમાં ખેંચાતા અને સોહં પ્રાણાયામ બહાર મૂકાતાં આ બેની મધ્યે શ્વાસ સ્તંભન પામે છે. તે કુંભક મહાતત્ત્વ જાણવું. તે કુંભસ્થ-મહાતત્ત્વ શ્વાસને સ્તંભાવે છે. તેણે કરીને જંગમને વિષે સામર્થ્ય પણું રહ્યું છે. વળી જંગમને વિષે અવિકાસ મહાતત્ત્વના આઠ ભાગમાં બાકીનાં બે મહાતત્ત્વોના એક એક ભાગ મેળવીને એ દશ ભાગ પોખ્યા, તે પૈકી વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ અવિકાસ-મહાતત્ત્વના ૐકાર પ્રાણાયામને મોખરે અગ્રભાગે રહ્યો છે. જ્યારે ૐકાર પ્રાણાયામ શરીરમાં પ્રવેશ કરે છે, ત્યારે સર્વ શરીરની નાડીઓને વિષે આગળ આગળ વિકાસ કરતો જાય છે, તે વિકાસ-મહાતત્ત્વનો વિભાગ નાડીઓનો વિકાસ કરે છે અને તેની પાછળ પાછળ ૐકાર પ્રાણાયામ પ્રવેશ કરે છે. આ પ્રમાણે વિકાસ-મહાતત્ત્વનો વિભાગ અવિકાસ-મહાતત્ત્વમાં રહ્યો છે.

વળી કુંભસ્થ-મહાતત્ત્વોનો એક ભાગ તે ૐકાર પ્રાણાયામને વિષે વ્યાપક રહ્યો છે. જ્યારે કોઈ યોગી સાધન કરે છે ત્યારે સાધન કરતાં કરતાં પ્રાણાયામ ઘણીકવાર સ્તંભન પામે છે, તે કુંભસ્થ મહાતત્ત્વનો એક ભાગ પ્રાણાયામને વિષે વ્યાપક રહ્યો છે, એથી કરીને સાધન કરતાં સ્તંભન પામે છે. આ પ્રકારે કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ અવિકાસ-મહાતત્ત્વને વિષે રહ્યો છે.

હવે જંગમને વિષે વિકાસ-મહાતત્ત્વના આઠ ભાગમાં બાકીનાં બે મહાતત્ત્વોના એક એક ભાગ મેળવીને એ દશ ભાગ જંગમને વિષે પોખ્યા હતા, તે પૈકી અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ વિકાસ-મહાતત્ત્વના સોહં પ્રાણાયામને મોખરે અગ્રભાગે રહ્યો છે; જેથી દ્વાદશ આંગળ શ્વાસ ચાલીને સ્તંભી જાય છે, તે અવિકાસ-મહાતત્ત્વનો વિભાગ મોખરે રહ્યો છે તેણે કરીને સ્તંભન પામે છે. ત્યારે સર્વ શ્વાસ સ્તંભીને પાછો ઉલટે છે અને અંદર આવે છે. એ પ્રકારે અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ વિકાસ-મહાતત્ત્વના સોહં પ્રાણાયામને વિષે રહ્યો છે; હવે કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ તે વિકાસ મહાતત્ત્વના સોહં પ્રાણાયામ વિષે વ્યાપક રહ્યો છે, તેણે કરીને પ્રાણાયામને વિષે ગાઢપણું રહ્યું છે આ ગાઢપણે કરીને પ્રાણાયામ ઉતાવળો વહી જતો નથી. આ પ્રમાણે કુંભસ્થ-મહાતત્ત્વનો એક ભાગ વિકાસ-મહાતત્ત્વના સોહં પ્રાણાયામને વિષે રહ્યો છે.

હવે જંગમના વિષે કુંભસ્થ-મહાતત્ત્વના આ ભાગમાં અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ અને એક ભાગ વિકાસ-મહાતત્ત્વનો આ બે ભાગ (કુંભસ્થ-મહાતત્ત્વમાં)મેળવીને પોખેલા હતા તે વિષે સાંભળો. થતે કુંભકં એટલે પ્રણવ કુંભક થતાં કુંભસ્થ-મહાતત્ત્વમાં અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહેલો છે અને વિખરાતે કુંભક, કુંભસ્થ-મહાતત્ત્વમાં વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહેલો છે. હવે થતે કુંભક, કુંભસ્થ-મહાતત્ત્વમાં અવિકાસ-મહાતત્ત્વનો એક ભાગ રહ્યો છે. જેથી તે કુંભસ્થ-મહાતત્ત્વને ખેંચી રાખે છે અને વિખરાતે કુંભક, વિકાસ-મહાતત્ત્વનો એક ભાગ કુંભસ્થ-મહાતત્ત્વમાં રહ્યો છે, જેથી તે કુંભસ્થ-મહાતત્ત્વને વિખેરી નાખે છે. આ પ્રમાણે જંગમને વિષે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો રહ્યાં છે.

હવે જંગમને વિષે કર્તાની સંજમભોગવૃત્તિનાં ચક્ષસત્ત્વ પ્રથમ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ, બીજું અનંગ-ચક્ષસત્ત્વ અને ત્રીજું કાળ-ચક્ષસત્ત્વ આ ત્રણ ચક્ષસત્ત્વ પૈકી વર્ગજ્ઞાન-

ચક્ષસત્ત્વના ત્રણ ભાગ તથા ત્રણ ભાગ અનંગ-ચક્ષસત્ત્વના આ બે ચક્ષસત્ત્વના આ છ ભાગ લઈને તેમાં ચાર ભાગ કાળ-ચક્ષસત્ત્વના મેળવીને આ દશ ભાગ જંગમને વિશે પોખ્યા હતા, તે ક્યા અને કેવી રીતે તે હકીકત સાંભળો. પ્રથમ જંગમને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે દષ્ટિએ કરીને વા ધ્યાને કરીને પુરૂષ સ્ત્રીનું આલોચન કરે છે તે ક્રિયા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વથી થાય છે એમ જાણવું. આ પ્રમાણે સ્ત્રીનું આલોચન કર્યા પછી પુરૂષ કામાતુર થાય છે, તેને અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યારબાદ પંચભૂતની આદ્ય લઈ અંગના સર્વ તત્ત્વોનો અર્ક કાઢીને બિંદુરૂપે એકઠો કરી વંકનાળમાં લાવે છે. તે કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે સર્વ તત્ત્વોનું બિંદુ કાળ-ચક્ષસત્ત્વ એકઠું કરે છે, તે કેવી રીતે તે વિષે ખુલાસો સાંભળો. પંચભૂતના અર્કનો વિભાગ બિંદુમાં બતાવું છું. પંચભૂતને વિષે સર્વ તત્ત્વો તથા ઈંદ્રિયોના વિભાગ રહ્યા છે તે પ્રથમ સ્ફુરણા થાય છે ત્યારે દેખાય છે. જેમ બીજને વિષે આખુંયે વૃક્ષ રહ્યું છે પણ ઉદય પામે છે ત્યારે દેખાય છે.

આ પ્રમાણે સર્વ તત્ત્વોના વિભાગ બિંદુને વિષે રહ્યા છે, પરંતુ તે પૈકી મુખ્ય પંચભૂતના વિભાગ જે બિંદુને વિષે રહ્યા છે તે દેખાડું છું. બિંદુને વિષે ગાઢપણું એટલે કઠણતા રહેલી છે તે પૃથ્વીનો વિભાગ જાણવો. બિંદુને વિષે ઉષ્ણતા રહી છે તે અગ્નિનો વિભાગ જાણવો. બિંદુને વિષે રસભાગ રહ્યો છે તે જળનો વિભાગ જાણવો. બિંદુમાં વિકાસ રહ્યો છે તે આકાશનો વિભાગ જાણવો અને બિંદુને વિષે વેગપણું રહ્યું છે તે વાયુનો વિભાગ જાણવો. આ પ્રમાણે બિંદુને વિષે પંચભૂતનો અર્ક ભેળો રહેલો છે. આ પ્રમાણેની ત્રણ ચક્ષસત્ત્વની મૂળ ક્રિયા કહી દેખાડી.

હવે ત્રણ ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયાનાં લક્ષણ કહું છું તે સાંભળો. સ્ત્રી-પુરૂષના લિંગનો સંયમ કરી આપે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. વળી સંયમ કર્યા પછી મૈથુન ક્રિયા કરે છે તે અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. હવે મૈથુન કર્યા પછી બિંદુપાત થાય છે તે કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે ત્રણ ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયા જંગમ મનુષ્યને વિષે થાય છે તે કહી.

હવે જંગમને વિષે સ્ત્રીજાતિમાં ત્રણ ચક્ષસત્ત્વ રહ્યાં છે તે વિષેની સમજૂતી આપું છું તે સાંભળો. પ્રથમ સ્ત્રીપુરૂષનું આલોચન કરે છે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. ત્યારબાદ સ્ત્રી કામાતુર થાય છે તે અનંગ ચક્ષસત્ત્વે કરીને થાય છે. કામાતુર થયા પછી સ્ત્રીના કમળને વિષે રસબિંદુ ઉત્પન્ન થાય છે તે બિંદુ કાળ-ચક્ષસત્ત્વ સ્ત્રીના શરીરમાંથી ખેંચી

લાવે છે. આ કાળ-ચક્ષસત્ત્વે સ્ત્રીના રસબિંદુને વિષે પંચભૂતની આદ્ય લઈ સર્વ તત્ત્વોનો અર્ક ખેંચી આણ્યો છે તે જાણવાની રીત કઈ ? હવે તે કહું છું તે સાંભળો. સ્ત્રીના બિંદુને વિષે દુર્ગંધપણું તથા ચીકાશપણું રહ્યું છે તે પૃથ્વીનો વિભાગ જાણવો. સ્ત્રીના બિંદુને વિષે અતિશય રસપણું રહ્યું છે તે જળનો વિભાગ જાણવો. સ્ત્રીના બિંદુને વિષે ઉષ્ણતા રહી છે તે અગ્નિનો વિભાગ જાણવો. જ્યારે પુરૂષના બિંદુનો અને સ્ત્રીના બિંદુનો સંયમ થાય છે, ત્યારે પુરૂષના બિંદુને વચ્ચે ઘાલીને સ્ત્રીનું બિંદુ ઉપર રહે છે અને મધ્યે પુરૂષનું બિંદુ રાખે છે તે સ્ત્રીના બિંદુમાં આકાશતત્ત્વ જાણવું. વળી પુરૂષના બિંદુનું આકર્ષણ કરીને સ્ત્રીનું બિંદુ પોતામાં મેળવી દે છે તે સ્ત્રીના બિંદુમાં વાયુનો વિભાગ જાણવો. આ પ્રમાણે સ્ત્રીના ત્રણ ચક્ષસત્ત્વની મૂળ ક્રિયા દેખાડી. હવે સ્ત્રીના ત્રણ ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયાની લક્ષણા કહું છું તે સાંભળો. જ્યારે પુરૂષ સ્ત્રી સાથે મૈથુન કરે છે ત્યારે સ્ત્રીના લિંગને વિષે વિશેષ આનંદ ઉપજાવે છે અને પુરૂષના બિંદુને ખેંચીને સ્ત્રીના કમળમાં પહોંચાડે છે તે સ્ત્રીનું પ્રગટ અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. હવે પુરૂષનું અનંગ-ચક્ષસત્ત્વ તે પુરૂષના બિંદુને અધોમુખ નીચું ઉતારે છે અને સ્ત્રીનું અનંગ-ચક્ષસત્ત્વ તો સ્ત્રીના બિંદુને ઉંચે ચઢાવે છે; કારણ કે પુરૂષને વિષે અનંગ-ચક્ષસત્ત્વ અધોમુખે રહેલું છે અને સ્ત્રીને વિષે અનંગ-ચક્ષસત્ત્વ ઊર્ધ્વમુખે રહ્યું છે. એથી કરી સ્ત્રીનું અનંગ-ચક્ષસત્ત્વ બિંદુને ઊર્ધ્વમુખે ખેંચે છે. મૈથુન કરતાં સ્ત્રી વહેલી શાંતિ પામતી નથી તે અનંગ-ચક્ષસત્ત્વ ઊર્ધ્વમુખે રહ્યું છે તેથી કરીને છે; અને પુરૂષ થોડીવારમાં શાંતિ પામે છે, કારણે કે તેનું અનંગ-ચક્ષસત્ત્વ અધોમુખે રહ્યું છે. આ પ્રકારે સ્ત્રીને વિષે અનંગ-ચક્ષસત્ત્વના વિચરણના પ્રગટ ચિહ્ન દેખાડ્યાં છે. હવે સ્ત્રીને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વની પ્રગટ ક્રિયા થાય છે તે કહું છું. સ્ત્રીના કમળને વિષે બિંદુની વહેંચણ કરીને જે તત્ત્વો અને ઈંદ્રિયોનો જે અર્ક તે અર્કને તે તત્ત્વો તથા ઈંદ્રિયોની જગ્યાએ પહોંચાડીને બિંદુઓ ઘાટ ઘડે છે તે સ્ત્રીનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે ઘડાયેલા ઘાટને પરિપક્વ કરી કમળથી વછોડીને ભિન્ન કરી નાખે છે, ત્યારે બાળકનો પ્રસવ થાય છે તે સ્ત્રીનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે કર્તાની સંયમભોગ વૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ જંગમ જાતિમાં પુરૂષ અને સ્ત્રીને વિષે સ્ફૂરણા પામીને પુત્રી પુત્રાદિ પ્રજાની ઉત્પત્તિ કરે છે તે કહી.

हवे प्रजा पैकी पुत्र कया संजोगे करीने थाय छे तेमज पुत्री कया संजोगे करीने थाय छे ते કહીએ છીએ. પુરૂષની પિંગળા નાડી ચાલતાં પુરૂષનું બિંદુ સ્ત્રીને વિષે પડે તો તેનો પુત્ર થાય. પુરૂષની ઈંગળા નાડી ચાલતાં પુરૂષનું બિંદુ સ્ત્રીને વિષે ગરે તો તેની પુત્રી થાય. હવે પિંગળા નાડી ચાલતાં પુત્ર થાય અને ઈંગળા નાડી ચાલતાં પુત્રી થાય તે ક્યાં કારણે થાય છે ? એ વિષે પ્રથમ ખુલાસો કરૂં છું તે સાંભળો. પુરૂષને વિષે આઠ ભાગ નિરંજનના અને બે ભાગ અવ્યાકૃતના આ દશ ભાગ પોખેલા તેમાં નિરંજનના આઠ ભાગમાંથી સાત ભાગ પુરૂષની સાત ધાતુને વિષે રહ્યા છે, તેણે કરીને પુરૂષનો દેહ થયો છે અને એક ભાગ નિરંજનનો રહ્યો તે પુરૂષને દહિને (જમણે) અંગે પિંગળા નાડીને વિષે મૂક્યો છે તેણે કરીને પિંગળા નાડીમાં પુરૂષત્ત્વનું પુરૂષાતન રહ્યું છે; તે પુરૂષાતને કરીને પિંગળા નાડી ચાલતાં બિંદુ ગરે તો પુત્ર થાય છે. હવે પુરૂષને વિષે બે ભાગ અવ્યાકૃતના તે નિરંજનના આઠ ભાગની સાથે પોખ્યા હતા, તેમાંથી એક ભાગના બે અર્ધા અર્ધા ભાગ પૈકી એક અર્ધ ભાગ પુરૂષની નેત્રઈંદ્રીને વિષે અને બીજો અર્ધ ભાગ પુરૂષની ઉપસ્થ-ઈંદ્રીને વિષે રહ્યો છે. હવે એક ભાગ જે અવ્યાકૃતનો રહ્યો તે પુરૂષને બાંયે અંગે ઈંગળા નાડીને વિષે રહ્યો છે, એથી કરીને ઈંગળા નાડીમાં સ્ત્રીલિંગપણું રહ્યું છે. આમ સ્ત્રીલિંગે કરીને ઈંગળા નાડી ચાલતાં પુરૂષનું બિંદુ ગરે તો પુત્રી થાય છે. વળી ઈંગળા તથા પિંગળા બન્ને નાડીનો સંયોગ થઈને સંયુક્ત ચાલે, ત્યારે તેને સુષુમ્ણા નાડી કહેવાય છે. આમ સુષુમણા નાડી ચાલતાં બિંદુ ગરે તો બિંદુનો લય થાય; કારણ કે સુષુમ્ણા નાડીને વિષે આકાશનો ભાગ વિશેષ રહ્યો છે અને આકાશ પોતે નિઃસત્ત્વ નપુંસક છે, આ કારણને લીધે સુષુમણા નાડીમાં નપુંસકપુણું રહ્યું છે; એથી કરી સુષુમણા નાડીના બિંદુનો નાશ થાય. કદાચ સુષુમ્ણામાં બિંદુ જામે તો બાળક થાય. આમ થવાનો પ્રકાર ક્યો છે તે સાંભળો. જ્યારે પુરૂષને સુષુમણા નાડી ચાલતી હોય અને સ્ત્રીને પણ સુષુમણા નાડી ચાલતી હોય તે વખતે સ્ત્રીપુરૂષના સંયમના બિંદુનાં પુત્ર અને પુત્રી નીપજે. વળી જો સ્ત્રીને સુષુમણા નાડી ચાલતી હોય અને બન્ને કમળ ખીલ્યાં હોય, તે વખતે સ્ત્રીપુરૂષના સંયમના બિંદુની બન્ને પુત્રી થાય. જો પુરૂષને પિંગળા નાડી ચાલતી હોય અને સ્ત્રીને સુષુમણા નાડી ચાલતી હોય તે વખતે સ્ત્રી પુરૂષના સંયમના બિંદુના બંન્ને પુત્ર નિપજે તે સુષુમણાના બિંદુનો સંયોગ જામે છે. તે સંયોગ વિષે ખુલાસો કરૂં

છું તે સાંભળો. જ્યારે સ્ત્રીની નાભિને વિષે અનંગ અધોમુખે હોય, તે વખતના સંજોગો સુષુમણાના બિંદુનો ગર્ભ રહે, નહિતર તો બિંદુનો નાશ થાય. વળી પુરૂષની સુષુમણાના ચાલતી હોય અને સ્ત્રીનું એક કમળ ખીલેલું હોય અને તેની પિંગળા નાડી ચાલતી હોય તે સમયે સ્ત્રીપુરૂષના સંયમના બિંદુનો નાશ થાય. કદાચ તે બિંદુનો ગર્ભ રહે તો તેનો પ્રસવ થાય નહિ, તે અંદરનો અંદર ચપટ થઈને રહે. તે શા માટે ? તે સાંભળો. પુરૂષની સુષુમણાના બન્ને બિંદુનો એક કમળમાં પ્રવેશ થયો છે. આ બન્ને બિંદુના સંજોગે કરીને અંદરના અંદર ઉદરમાં સંજોગ થઈને રહે છે, આ કારણને લીધે ગર્ભનો પ્રસવ થતો નથી. કદાચ ગર્ભનો પ્રસવ થાય તો બન્ને બિંદુમાંથી એક બિંદુનો વિભાગ સળી જઈને અંદરથી ગરી પડે, ત્યાર પછી એક વિભાગ જે રહ્યો તેનો પ્રસવ થાય પણ મરેલું અવતરે. કદાચ એક વિભાગ ગરી પડ્યા પછી બીજો જે વિભાગ અંદર રહે તે ઘણો વખત કમળમાં રહે તો અને તે કમળનું શોષણ કરી પુષ્ટ થાય તો પ્રસવ થાય ત્યારે સજીવન પુત્ર નીપજે. હવે પુરૂષની સુષુમણા ચાલતી હોય અને સ્ત્રીને એક કમળ ખીલેલું હોય અને તેની ઈંગળા નાડી ચાલતી હોય તો તે સ્ત્રીપુરૂષના સંયમના બિંદુનો પણ નાશ થાય; અને કદાચ તે બિંદુનો ગર્ભ રહે તો તેનો પણ પ્રસવ થાય નહિ. કદાચ પ્રસવ થાય તો બન્ને બિંદુ પૈકી એકનો વિભાગ ગરી પડે અને બીજો વિભાગ રહ્યો તેનો પ્રસવ થાય પણ મરેલું જન્મે. જો કદાચ પાછળ રહેલા વિભાગનું બિંદુ કમળનું ધાવણ કરીને પુષ્ટ થઈ પ્રસવ થાય તો તેની પુત્રી નીપજે અને સજીવન હોય. આ પ્રકારે ઈંગળા, પિંગળા અને સુષુમણા, આ ત્રણ નાડી દેહની મધ્યે રહી છે.

હવે આ ત્રણ નાડીઓ પૈકી ઈંગળા અને પિંગળા પોતપોતાની મેળે એકલી એકલી ચાલે છે અને સુષુમણા તે બન્ને નાડીઓના સંયોગે ચાલે છે. હવે પિંગળા નાડીમાંથી છત્રીશ હજાર નાડીઓ નીકળે છે, તે દક્ષિણ-દહિને અંગે રોમરોમ પ્રસરીને રહી છે તથા ઈંગળા નાડીમાંથી છત્રીશ હજાર નાડીઓ નીકળીને ઉત્તરાયણે-બાંયે અંગે રોમરોમ પ્રસરીને રહેલી છે. આ પ્રકારે ઈંગળા પિંગળા નાડીઓ સર્વ શરીરમાં વ્યાપક પ્રસરી રહી છે. હવે સુષુમણા નાડીમાંથી દશ નાડીઓ નીકળી તે બ્રહ્મરંધ્રને વિષે પ્રસરી રહી છે. આ ત્રણ નાડીઓનો પ્રસારો સર્વ શરીરમાં રોમરોમ રહ્યો છે.

હવે સકર્તા સત્કૈવલની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વ, એક અવિકાસ-મહાતત્ત્વ બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ; આ ત્રણ મહાતત્ત્વોએ કરીને પ્રથમ ઈંગળા, પિંગલા અને સુષુમણા નાડીઓ પોષાઈને શ્વાસવત્ થઈને રહી છે. તેમાં પિંગળા નાડીએ દહિના અંગની છત્રીશ હજાર નાડીઓ પોષાઈને શ્વાસવત્ થઈને રહી છે અને ઈંગળા બાંયા અંગની છત્રીશ હજાર નાડીઓ પોષાઈને શ્વાસવત્ થઈને રહી છે. અને સુષુમણા નાડીએ તો બ્રહ્મરંધ્રની દશ નાડીઓ પોષાઈને બ્રહ્મરંધ્ર શ્વાસવત્ થાય છે; એથી કરી દશ પ્રકારના અનહદ નાદ થાય છે. આ પ્રકારે ત્રણ મહાતત્ત્વોની સત્તાએ નાડીઓ પોષાઈને નખશિખ પર્યંત રોમરોમ સર્વ દેહ શ્વાસવત્ થઈને રહ્યો છે. આ ત્રણ મહાતત્ત્વોએ કરીને અન્યોન્ય સર્વ નાડીઓ શ્વાસવત્ થઈ છે. આ ત્રણ મહાતત્ત્વો પૈકી સ્ત્રીપુરૂષને વિષે લેતો પ્રાણાયામ તે અવિકાસ-મહાતત્ત્વ જાણવું; તથા સ્ત્રીપુરૂષમાં જે મૂકાતો પ્રાણાયામ છે તે વિકાસ-મહાતત્ત્વનો જાણવો. વળી આ બન્ને પ્રણવની મધ્યે શ્વાસ સ્તંભન પામે છે તે સ્ત્રીપુરૂષને વિષે કુંભસ્થ-મહાતત્ત્વ જાણવું. હવે આ જે ત્રણ મહાતત્ત્વ કહું છું તે પૈકી લેવાતો પ્રાણાયામ જે અવિકાસ-મહાતત્ત્વ તે સ્ત્રીલિંગ જાણવું. અને મૂકાતો પ્રાણાયામ વિકાસ-મહાતત્ત્વનો હોઈ તેને પુરૂષલિંગ જાણવું. વળી જે પ્રણવ સ્તંભન પામે છે તે કુંભસ્થ-મહાતત્ત્વ હોઈ તેને નપુંસક જાણવું. આ ત્રણ મહાતત્ત્વો ઈંગળા, પિંગળા અને સુષુમણા નાડીઓને વિષે સદાકાળ રમણ કરે છે, એથી કરી જંગમના સર્વ શરીરરૂપ દેહ શ્વાસવત્ થઈ હલણ ચલણ કરે છે. આ પ્રકારની નાડીઓ અને તત્ત્વો સંયુક્ત હોઈ તેના સંજોગે કરીને જંગમને વિષે પુત્રપુત્રી થાય છે.

હવે પુત્રપુત્રી વિષે ત્રણ મહાતત્ત્વોનો ભાવ દેખાડું છું તે સાંભળો. જ્યારે પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે મૂકાતે પ્રાણાયામે બિંદુ છૂટે અને સ્ત્રીની પણ પિંગળા નાડી ચાલતી હોય ત્યારે મૂકાતે પ્રાણાયામે બિંદુને ગ્રહે તો તેનો પુત્ર થાય, તે મહાસુભટ અને શૂરવીર હોય અને તેને સત્સંગ મળે તો જિતેંદ્રિય યોગી થાય. પુરૂષની પિંગલા નાડી ચાલતી હોય ત્યારેં લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પણ પિંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુને ગ્રહે, તો તેનો પુત્ર થાય તે વ્યંડળ હોય. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે મૂકાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેનો પુત્ર થાય તે અતિશય કામી

હોય. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે મૂકાતે પ્રાણાયામે બિંદુ ખરે અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર થાય તે સર્વ વાતે સાધારણ નીપજે. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે મૂકાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પણ ઈંગળા નાડી ચાલતી હોય અને મૂકાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેની પુત્રી નીપજે તે વ્યંડળ-વંઝા હોય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે, તો તેની પુત્રી નીપજે, તે મહા-સુભટ સુજાણ પતિવ્રતા હોય અને કદાચ એને સત્સંગ મળે તો કુંવારકાપદે સાધન કરે એવી હોય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે મૂકાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેની પુત્રી નીપજે, તે અતિશય કામી-વ્યભિચારિણી હોય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને મૂકાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેની પુત્રી નીપજે, તે સર્વ વાતમાં સાધારણ હોય. પુરૂષનિ પિંગળા નાડી ચાલતી હોય ત્યારે મુકાતે પ્રાણાયામે બિંદુ ઉત્પન્ન થાય તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને મૂકાતા શ્વાસે બિંદુ ગ્રહે તો તેનો પુત્ર નીપજે, તે વાંઝિયો હોય. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેનો પુત્ર નીપજે તે બાવરોવાયલ હોય. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે મુકાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેનો પુત્ર નીપજે, તે મૂર્ખ, પશુ જેવો હોય. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય અને મૂકાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે તો તેનો પુત્ર થાય, તે અતિશય કાયર તેમજ શૂરાતન વિનાનો હોય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે મુકાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય અને મૂકાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે, તો પુત્રી નીપજે, તે મહાશૂરવીર પુરૂષના જેવી આકૃતિવાન હોય અને તેને પુત્રીપુત્રાદિ અતિશય નીપજે નહિ. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે, તો તેની પુત્રી નીપજે તે

બાવરી તેમજ વાયલ હોય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે મુકાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય અને લેવાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે, તો તેની પુત્રી નીપજે તે મહા દઢ કલેજાની હોય અને તે પુરૂષની સાથે સતી થાય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે લેવાતે પ્રાણાયામે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય અને મૂકાતે પ્રાણાયામે બિંદુ ગ્રહે, તો તેની પુત્રી નીપજે તે મહાચરિત્રવાળી અને શંખણી હોય. આ પ્રકારે ઈંગળા અને પિંગળા નાડીને વિષે અવિકાસ-મહાતત્ત્વ તથા વિકાસ-મહાતત્ત્વની જે ક્રિયા રહી છે તે કહી.

हवे कुंभस्थ-महातत्त्वना रेतनी पुत्रपुत्रीनी विषे क्रिया थाय छे ते कहुं छुं. કુંભસ્થ-મહાતત્ત્વ તે પુરૂષનો પ્રાણાયામ સ્તંભન પામે ત્યારે પુરૂષનું બિંદુ સ્ત્રીને વિષે ગરે તો અને સ્ત્રીનો પ્રાણાયામ તે વખતે સ્તંભન પામ્યો હોય, તો તે બિંદુ નિષ્ફળ જાય અને કદાચ તે બિંદુનો ગર્ભ રહે તો તેનું બાળક થાય તે મૂંગું, પાંગળું, બહેરૂં, આંધળું કે તણાયેલું હોય. પુરૂષના પ્રાણાયામને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે કુંભકનું બિંદુ ગરે અને તે બિંદુનો ગર્ભ રહે, તો તે બાળક પાંગળું જન્મે. પુરૂષના પ્રાણાયામને વિષે જળતત્ત્વ ચાલતું હોય ત્યારે કુંભકનું બિંદુ ગરે અને તેનો ગર્ભ રહે, તો મૂંગું બાળક જન્મે. પુરૂષના પ્રાણાયામને વિષે અગ્નિતત્ત્વ ચાલતું હોય ત્યારે કુંભકનું બિંદુ ગરે અને તેનો ગર્ભ રહે, તો અંધ બાળક ઉત્પન્ન થાય. પુરૂષના પ્રાણાયામને વિષે વાયુતત્ત્વ ચાલતું હોય ત્યારે કુંભકમાં બિંદુ ગરે અને તેનો ગર્ભ રહે, તો તેનું બાળક જન્મે તે તણાયેલું હોય. પુરૂષના પ્રાણાયામને વિષે આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે થતા કુંભકે બિંદુ ગરે, તો તેના ગર્ભનું જે બાળક ઉત્પન્ન થાય, તે બન્ને અંગે ખંડિત નીપજે; તેમાં પહેલું બધિર નીપજે અને બીજું જે તત્ત્વ સાથે હોય તે તત્ત્વની ઈંદ્રી પણ ખંડિત થાય.

હવે કુંભકને વિષે પુત્રપુત્રી થાય છે તે વિષેનો ભેદ કહીએ છીએ. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે કુંભક પ્રાણાયામના બિંદુનો તો પુત્ર થાય, પણ તે પાંગળો, બધિર, કે અંધ હોય. પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે કુંભક પ્રાણાયામના બિંદુની તો પુત્રી થાય, પણ તે લૂલી, બહેરી કે આંધળી હોય.

हवे पुत्र तथा पुत्री जे सप्त धातुना देहनी उत्पन्न थाय छे ते सप्तधातुना देहने વિષે કઈ કઈ ધાતુ પુરૂષના રેતબિંદુની હોય અને કઈ કઈ ધાતુ સ્ત્રીના રેતબિંદુની હોય

તે હવે કહીએ છીએ તે સાંભળો. અસ્થિ, રગ, રોમ અને પુરૂષના પુરૂષાતનનો રેતભાગ, આ ચાર ધાતુ પુરૂષના વ્રજબિંદુની હોય અને રુધિર, માંસ અને ત્વચા, આ ત્રણ ધાતુ સ્ત્રીના વ્રજબિંદુની હોય, તો એ સપ્ત ધાતુનો તો પુત્ર થાય; અને રુધિર, માંસ, ત્વચા અને સ્ત્રીના સ્ત્રીત્વનો રેતભાગ, આ ચાર ધાતુ સ્ત્રીના વ્રજબિંદુની હોય, તો અને અસ્થિ, નાડી અને રોમ, આ ત્રણ ધાતુ પુરૂષના વ્રજબિંદુની હોય, તો આ સાત ધાતુની પુત્રી થાય. હવે પુરૂષની ચાર ધાતુ તથા સ્ત્રીની ત્રણ ધાતુ તે ક્યા સંજોગે કરીને થાય છે તે અને સ્ત્રીની ચાર ધાતુ તથા પુરૂષની ત્રણ ધાતુ તે ક્યા સંજોગે કરીને થાય છે તે કહીએ છીએ. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે પુરૂષ સ્ત્રીનું મૈથુન કરે, તો પુરૂષની ચાર ધાતુ તે પુરૂષની પિંગળા નાડી ચાલતાં બિંદુને વિષે ઉત્પન્ન થાય; અને સ્ત્રીની પિંગળા નાડી ચાલતી હોય ત્યારે સ્ત્રી પુરૂષનો ભોગ કરે, તો સ્ત્રીનું બિંદુ ત્રણ ધાતુનું ઉત્પન્ન થાય. માંસ, રુધિર અને ત્વચા, આ ત્રણ ધાતુ સ્ત્રીની પિંગળા નાડી ચાલતાં સ્ત્રીના બિંદુ વિષે ઉત્પન્ન થાય. આ સાત ધાતુ સ્ત્રીપુરૂષની ભેગી હોય તેનો પુત્ર થાય છે, હવે પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે પુરૂષ સ્ત્રીનું મિથુન કરે, તો પુરૂષની ત્રણ ધાતુનું બિંદુ ઉત્પન્ન થાય છે. તે ત્રણ ધાતુ તે કઈ તે કહું છું. તે ત્રણ ધાતુ તે અસ્થિ, નાડી અને રોમ ભાગ હોઈ તે પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે પુરૂષના બિંદુને વિષે ઉત્પન્ન થાય છે; અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે સ્ત્રી પુરૂષનો ભોગ કરે, તો સ્ત્રીનું બિંદુ ચાર ધાતુનું ઉત્પન્ન થાય. તે ચાર ધાતુ કઈ તે કહીએ છીએ. તે ચાર ધાતુ તે માસ, રુધિર, ત્વચાા તથા સ્ત્રીના સ્ત્રીપણાનો રેતભાગ. એ ચાર ધાતુ તે સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય ત્યારે સ્ત્રીના વ્રજબિંદુને વિષે ઉત્પન્ન થાય. આ સાત ધાતુ સ્ત્રીપુરૂષની એકઠી થઈને તેનો ગર્ભ રહે તો પુત્રી પ્રસવ હોય. આ પ્રમાણે સ્ત્રીપુરૂષના સંજોગને વિષે પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય અને સ્ત્રીની ઈંગળા નાડી ચાલતી હોય તો સ્ત્રીપુરૂષની ચાર ચાર ધાતુના બિંદુ ઉત્પન્ન થાય. એ અષ્ટ ધાતુ સ્ત્રીપુરૂષની ભેગી હોય તો તે બિંદુ નિષ્ફળ જાય અને જો કદાચ તે બિંદુનો ગર્ભ રહે, તો તેનો પુત્ર થાય તે વ્યંડળ તેમજ પુરૂષાતન સિવાયનો હોય. વળી સ્ત્રીપુરૂષના સંયોગમાં પુરૂષની ઈંગળા નાડી ચાલતી હોય અને સ્ત્રીની પણ તે સમયે પિંગળા નાડી ચાલતી હોય તો સ્ત્રીપુરૂષની ભેગી થાય તો તે બિંદુ નિષ્ફળ જાય અને કદાપિ તે બિંદુનો ગર્ભ રહે તો પુત્રી થાય, તે પુત્રી સ્ત્રીધર્મ

વિનાની વ્યંડળ હોય. એ પ્રકારે સ્ત્રીપુરૂષની ઊલટાસૂલટી નાડીના ભેદે પુત્રપુત્રી થાય છે.

હવે સ્ત્રીપુરુષની નાડીને વિષે તત્ત્વભેદની ક્રિયા રહી છે તે કહીએ છીએ. પુરૂષની પિંગળા નાડી ચાલતી હોય અને તેને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગરે તો અને સ્ત્રીની પણ પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર હોય, તે મંદ અંતઃકરણનો નીપજે તથા શરીરે પુષ્ટ હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતું હોય ત્યારે પુરૂષનું બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે પણ જળતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગ્રહે તો તેનો પુત્ર નીપજે, તે ચતુર તેમજ દાતાર થાય અને શરીરે દીર્ઘવાન હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે અગ્નિત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતું હોય અને બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે તે લબાડ, મિથ્યા ભાષણ કરનાર તથા વચનનો જૂઠો હોય અને શરીરે ગટકો-છોટો નીપજે અને વૃદ્ધિ દીર્ઘવાન થાય નહિ. પુરૂષની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે તો તેનો પુત્ર થાય, તે અતિશય જોરાવર અને શરીરે પાતળો બારીક હોય. પુરૂષની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે પુરૂષનું બિંદુ ગરે તો અને સ્ત્રીની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગ્રહે, તો તે બિંદુ નિષ્ફળ જાય અને કદાચ તે બિંદુનો ગર્ભ રહે, તો પુત્રપુત્રી બે થાય. તે બન્ને બાળક પૈકી સ્ત્રીની જમણી કૂખનું બાળક હોય અને પહેલું આગળ પ્રસવ થાય તે સ્મૃતિવાન નીપજે. કદાચ પાછળથી જન્મે અને સ્મૃતિવાન ન હોય તે સ્ત્રીની જમણી કૂખનું જાણવું. તે શરીરે નાનાંમોટાં હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે, તે સ્ત્રીવશ હોય તેમજ પુણ્યાત્મા દાતાર નીપજે. પુરૂષની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે, તે અતિશય આળસુ તેમજ દરિદ્રી હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે, તે અતિશય પરદેશ રટણ કરતો રહે. પુરૂષની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગ્રહે તો તે નિષ્ફળ જાય. કદાચ

તે બિંદુનો ગર્ભ રહે તો મરેલું બાળક જન્મે. પુરૂષની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય અને બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે તો તેને ઘણી સ્ત્રીનો વશ થઈ રહે; અને તે અતિશય લોભી હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં તે બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર થાય તે જિહ્‌વાનો કટુવચનિ નીપજે; પણ અંતરમાં દયાવંત હોય. હવે પુરૂષની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે તે નપુંસક તથા શાંત સ્વભાવનો હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતું હોય ત્યારે બિંદુ ગરે તો અને સ્ત્રીને આકાશતત્ત્વ ચાલતું હોય અને બિંદુ ગ્રહે, તો તે બિંદુ નિષ્ફળ જાય. કદાચ તે બિંદુનો ગર્ભ રહે, તો બે પુત્ર નીપજે; તેઓ અતિશય શાંતિવંત હોય. પુરૂષની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતાં તે બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે; તે અતિશય દાવાદારી, અન્યાયી અને મૂર્ખ હોય. હવે પુરૂષની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે તો તેનો પુત્ર થાય, તે મુખે મીઠું બોલે અને અંતરમાં કપટી હોય. વળી પુરૂષની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે, પણ ગર્ભપાત થઈ જાય અને કદાચ ગર્ભ પરિપક્વ થઈને પ્રસવે તો થોડાક દિવસ જીવે, પુરૂષની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતું હોય, તો તે બિંદુ નિષ્ફળ જાય. હવે પુરૂષની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે, તે શૂદ્રને પેટે હોય તો ચોર નીપજે અને બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યને પેટે હોય, તો કોઈનો ચાકર, કાસદ કે વાણોતર થઈ રહે. પુરૂષની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તેનો પુત્ર નીપજે; તે શીવ સ્વભાવનો શાંતિવંત હોય પણ પરદેશની કમાઈ લાવીને દિન નિર્ગમન કરે. પુરૂષની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને

સ્ત્રીની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તે બિંદુ નિષ્ફળ જાય અને કદાચ તે બિંદુનો ગર્ભ રહે, તો તે બાળકનું થોડાક વર્ષમાં મૃત્યુ થાય. પુરૂષની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતું હોય, તો તે બિંદુ નિષ્ફળ જાય અને કદાચ ગર્ભ રહે. તો તે ગર્ભ એકવીશ દિવસમાં વિલસાઈ જાય.

હવે પુરૂષની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે પૃથ્વીતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તે બિંદુ નિષ્ફળ જાય અને કદાચ તે બિંદુનો ગર્ભ રહે, તો બે બાળક થાય અને તે બન્ને મૂર્ખ હોય. પુરૂષની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે જળતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તે બિંદુનો પ્રલય થાય અને કદાચ તે બિંદુનો ગર્ભ રહે, તો બે પુત્ર થાય, તે મહા શાંતિવાન તેમજ શીલ સ્વભાવના હોય. પુરૂષની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે અગ્નિતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે તો તે બિંદુ નિષ્ફળ જાય. પુરૂષની સુષુમણા નાડીને વિષે આકાશતત્ત્વ ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પિંગળા નાડીને વિષે વાયુતત્ત્વ ચાલતાં બિંદુ ગ્રહે, તો તે બિંદુ નિષ્ફળ જાય. હવે પુરૂષની ઈંગળા નાડીને વિષે પાંચે તત્ત્વ એ ને એ પ્રકારે ચાલતાં બિંદુ ગરે તો અને સ્ત્રીની પણ ઈંગળા નાડીને વિષે પાંચે તત્ત્વો એ ને એ પ્રકારે ચાલતાં બિંદુ ગ્રહે, તો તેની પુત્રીઓ નિપજે; તે જે પ્રકારે પિંગળા નાડીને વિષે પુત્ર-ઉત્પન્નની ક્રિયા કહી તે ને તે પ્રકારે ઈંગળા નાડીને વિષે પુત્રીઓ ઉત્પન્ન થાય, તેની પણ તેજ પ્રકારે ક્રિયા હોય.

हवे ते पुत्र तथा पुत्रीनां शरीर रक्त, पीत के श्याम उज्वल होय तेनी तत्त्भेद ક્રિયા કહીએ છીએ તે સાંભળો. જે પુત્રપુત્રીની ત્વચાને વિષે પૃથ્વી તત્ત્વના વિભાગ વિશેષ હોય, તેનું શરીર કેસરી રંગનું હોય. જે પુત્રપુત્રીની ત્વચાને વિષે જળતત્ત્વનો વિભાગ વિશેષ હોય, તેનું શરીર શ્વેતભર્યું હોય. જે પુત્રપુત્રીની ત્વચાને વિષે અગ્નિતત્ત્વનો વિભાગ વિશેષ હોય, તો તેનું શરીર રક્તવર્ણનું હોય. જે પુત્રપુત્રીની ત્વચાને વિષે વાયુતત્ત્વનો વિભાગ વિશેષ હોય, તો તેનું શરીર ભીનેવાન હોય, એટલે કે અતિશય કાળું નહિ તેમ

અતિશય ગોરૂં નહિ. જે પુત્રપુત્રીની ત્વચાને વિષે આકાશતત્ત્વનો વિભાગ વિશેષ હોય, તો તેનું શરીર ઘનશ્યામ હોય.

### हवे पुरुषना सर्व शरीरनां चतुष्टय अंगनो अधिकयून अर्क बिंदुने विषे आव्यो होय, तेनी क्रिया पुत्रने विषे देखाडुं छुं.

પુરૂષની ભુજાઅંગનો અર્ક બિંદુને વિષે વિશેષ હોય તો જે પુત્ર નીપજે, તે અતિશય બાહુબળવાળો હોય; કદાચ મુખાવિંદ અંગનો અર્ક બિંદુમાં વિશેષ આવ્યો હોય, તો તે પુત્ર અતિશય વાચળ નીપજે; તથા હદય-અંગનો અર્ક બિંદુમાં વિશેષ આવ્યો હોય, તો તેનો પુત્ર થાય તે અતિશય બુદ્ધિવાન હોય; અને ચરણાવિંદ-અંગનો અર્ક બિંદુમાં વિશેષ આવ્યો હોય, તો તે અતિશય મલિનતાવાળો હોય. આ પ્રકારે પુરૂષના અંગનો અધિકન્યૂન અર્ક બિંદુમાં આવ્યો હોય, તેની ક્રિયા પુત્રને વિષે કહી; એજ પ્રકારે સ્ત્રીના અધિકન્યૂન અર્કની ક્રિયા પુત્રીને વિશે જાણવી.

હવે આજ પ્રકાર ब्रह्माथी चार वर्ण उत्पन्न थइ छे ते विषे સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. બ્રહ્માના મુખાવિંદ-અંગના વિશેષ અર્કના બ્રાહ્મણો થયા; તથા બ્રહ્માના હદય-અંગના વિશેષ અર્કના વૈશ્ય થયા; તથા બ્રહ્માના ભુજા-અંગના વિશેષ અર્કના ક્ષત્રિય થયા; અને બ્રહ્માના ચરણના વિશેષ અર્કના શુદ્ર થયા. આ પ્રકારનાં તત્ત્વો, ક્રિયા તેમજ ચિહ્ન સંયુક્ત પોષાયેલાં પુત્રપુત્રીને સ્ત્રીનો કાળ-ચક્ષસત્ત્વે બહાર પ્રસવ કર્યો છે.

હવે સ્ત્રીના રસબિંદુના પંચભૂતના વિભાગ અને પુરૂષના બિંદુના પંચભૂતના વિભાગ પુત્રપુત્રીને વિષે રહ્યા છે. તે ક્યા અને કેવી રીતે સમજાય તે સાંભળો. વળી પુત્રપુત્રીને વિષે પુરૂષના બિંદુની સાથે પુરૂષનાં ત્રણ ચક્ષસત્ત્વ આવ્યાં છે તે તથા સ્ત્રીના રસબિંદુની સાથે સ્ત્રીના ત્રણ ચક્ષસત્ત્વ પુત્રપુત્રીને વિષે આવ્યાં છે તે, ક્યાં અને કેવી રીતે તે સાંભળો પ્રથમ पुरुषना बिंदुनां पंचभूत पुत्रपुत्रीने विषे आव्यां छे તે કહીએ છીએ. પુત્રપુત્રીને વિષે જે અસ્થિભાગ રહ્યો છે તે પુરૂષના બિંદુનું પૃથ્વીતત્ત્વ જાણવું. પુત્રપુત્રીના ઉદરમાં જઠરાગ્નિ રહ્યો છે તે પુરૂષના બિંદુનું અગ્નિતત્ત્વ જાણવું. પુત્રપુત્રીના ઉદરને વિષે પોલભાગે વિકાસ રહ્યો છે તે પુરૂષના બિંદુનું આકાશતત્ત્વ જાણવું. પુત્રપુત્રીને વિષે નાડીરૂપ નસભાગ તે પુરૂષના બિંદુનું વાયુતત્ત્વ જાણવું. વળી આ નાડીરૂપ નસને વિષે જે રસભાગ રહ્યો

છે તે પુરૂષના બિંદુનું જળતત્ત્વ જાણવું. આ પંચભૂત પુરૂષના બિંદુની સાથે પુરૂષનાં આવ્યાં હતાં તે કહ્યાં.

હવે પુત્રપુત્રીને વિષે સ્ત્રીના રસબિંદુમાં પંચભૂતના વિભાગ આવ્યા છે તે કહું છું. તે સાંભળો. પુત્રપુત્રીને વિષે માંસભાગ છે, તે સ્ત્રીના રસબિંદુનું પૃથ્વીતત્ત્વ જાણવું. પુત્રપુત્રીને વિષે માંસભાગમાં લોહીનો ભાગ રહ્યો છે, તેને સ્ત્રીના રસબિંદુનું જળતત્ત્વ જાણવું. પુત્રપુત્રીના શરીર ઉપર ત્વચા ભાગ રહ્યો તે સ્ત્રીના રસ બિંદુનું વાયુતત્ત્વ જાણવું. તથા ત્વચાને વિષે જે રોમરોમ છિદ્ર જેણે કરીને પરસેવો ઉત્પન્ન થાય છે, તે છિદ્રમાં વિકાસ રહ્યો છે, તે સ્ત્રીના રસબિંદુનું આકાશતત્ત્વ જાણવું. પુત્રપુત્રીના સર્વ શરીરના માંસને વિષે ઉષ્ણતાપણું રહ્યું છે તે સ્ત્રીના રસબિંદુનું અગ્નિતત્ત્વ જાણવું. આ પ્રકારે સ્ત્રીપુરૂષ બન્નેના બિંદુની સાથે પંચ પંચભૂત પુત્રપુત્રીને વિષે આવ્યાં છે તે નિર્ણય કરીને કહ્યાં.

હવે પુરુષના બિંદુની સાથે પુરુષનાં ત્રણ ચક્ષસત્ત્વ પુત્રપુત્રીને વિષે આવ્યાં છે તે અને સ્ત્રીના બિંદુની સાથે સ્ત્રીનાં ત્રણ ચક્ષસત્ત્વ પુત્રપુત્રીને વિષે આવ્યાં છે, તે ક્યાં તે કહું છું તે સાંભળો. પ્રથમ બાળક સ્ત્રીના કુચસ્થાનને ઓળખ છે તે સ્ત્રીના રસબિંદુનું વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ જાણવું. આ કુચસ્થાનને જોઈને બાળકને હર્ષ ઉત્પન્ન થાય છે તે સ્ત્રીના રસબિંદુને અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યારપછી બાળક સ્ત્રીના કુચને (સ્તનને) ગ્રહણ કરે છે તે પુરૂષના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. આ કુચને ગ્રહણ કરીને બાળક પયપાન કરે છે તે પુરૂષના બિંદુનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. બાળક પયપાન કરીને તૃપ્ત થાય છે તે સ્ત્રીના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. પયપાન કરી રહ્યા બાદ તૃપ્ત થઈને પયોધરને છોડી દે છે તે પુરૂષના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યાર પછી બાળક આનંદ વા સંતોષમાં રહે છે તે સ્ત્રીના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. આમ આનંદમાં તથા સંતોષમાં રહીને બાળકના હાથપગ હલાવવાની ચેષ્ટા કરે છે તે પુરૂષના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. બાળક આમ ચેષ્ટા કરતાં શાંત થઈને જંપી જાય છે. તે પુરૂષના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. પછી બાળકને ગાઢ નિદ્રા થાય છે, આ ગાઢ નિદ્રાને વિષે સ્ત્રીના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ વર્તતું જાણવું. ત્યારબાદ બાળક જાગ્રત થાય છે તે જાગ્રતને વિષે પુરૂષના બિંદુનું વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ જાણવું. બાળક આમ જાગ્રત થયા પછી ક્ષુધાની પરીક્ષા કરે છે તે સ્ત્રીના બિંદુનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. વળી બાળકને માતુશ્રી સાથે હેત

થાય છે તે માતાના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યાર પછી વૃદ્ધિ પામતાં બાળક માતાને ઓળખે છે તે માતાના બિંદુનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. વળી કોઈ સમયે બાળક માતાની સાથે રીસ ચઢાવે છે તે માતાના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યારબાદ બાળક પિતાને ઓળખે છે તે પિતાના બિંદુનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. ત્યાર પછી બાળક પિતા સાથે હેત કરે છે તે પિતાના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. કોઈ સમયે બાળક પિતા સાથે રોષ કરે છે તે પિતાના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યારબાદ આ બાળક પિતાની આદ્ય લઈ સર્વ પુરૂષોને ઓળખે છે તે પિતાના બિંદુનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું; વળી બાળક પિતાની આદ્ય લઈ સર્વ પુરૂષો સાથે રોષ કરે છે તે પિતાના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. વળી પિતાની આદ્ય લઈ સર્વ પુરૂષો સાથે બાળક હેત રાખે છે તે પિતાના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. તેમજ માતુશ્રીની આદ્ય લઈ સર્વ સ્ત્રીઓને બાળક ઓળખે છે તે માતાના રસબિંદુનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. માતાની આદ્ય લઈ સર્વ સ્ત્રી સાથે બાળક હેત કરે છે તે માતાના બિંદુનું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું; તથા માતાની આદ્ય લઈ સર્વ સ્ત્રીઓ સાથે બાળક રોષ કરે છે તે માતાના બિંદુનું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રમાણે સર્વ જંગમજાતિ દેવ, નર, નાગ, મનુષ્ય અને મૃત્યુલોકની આદ્ય લઈ પશુ, પક્ષી તથા કીટપર્યંત જેમાં જે પ્રકારના તત્ત્વવિભાગ પોખ્યા છે, તેમાં તે પ્રકારની ક્રિયાનાં પુત્રીપુત્રાદિક ફરજંદ ઉત્પન્ન થાય છે; તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો.

જે જંગમને વિષે છ ભાગ આકાશતત્ત્વના પોખ્યા છે, તથા જે જંગમને વિષે છ ભાગ વાયુતત્ત્વના પોખ્યા છે, તથા જે જંગમને વિષે અગ્નિતત્ત્વના છ ભાગ પોખ્યા છે, અને જે જંગમને વિષે જળતત્ત્વના છ ભાગ પોખ્યા છે; આમ જે જે જંગમને વિષે આ ચાર તત્ત્વોના છ છ ભાગ પોખ્યા છે, તે તે જંગમ જાતિના બાળકને માતાનું પયપાન કરવાનું હોય જ નહિ; કારણ કે જે જંગમજાતિને વિષે આકાશતત્ત્વના છ ભાગ રહ્યા છે તે આકાશતત્ત્વ નિઃસત્ત્વ હોઈ નીરસ છે, તેણે કરીને તે જંગમજાતિમાં પય ઉત્પન્ન થતું નથી. વળી જે જંગમજાતિમાં વાયુતત્ત્વના છ ભાગ રહ્યા છે તે જંગમને વિષે, વાયુ નીરસ હોઈ, પય ઉત્પન્ન થતું નથી. વળી અગ્નિતત્ત્વ તે પણ નીરસ છે, એથી કરી જે જંગમજાતિને વિષે અગ્નિતત્ત્વના છ ભાગ રહ્યા છે તે જંગમને વિષે પય ઉત્પન્ન થતું નથી. જે જંગમને વિષે જળતત્ત્વના છ ભાગ રહ્યા છે, તે જંગમજાતિને વિષે પય ઉત્પન્ન

થતું નથી કારણ કે જળતત્ત્વ અતિશય રસરૂપ છે; એથી કરી રસમાં રસ ઉત્પન્ન થતું નથી વળી તે જંગમ જાતિના બાળક પ્રસવ થયા પછી જળરૂપ રસની અંદર જ રહે છે, જેથી તે જંગમજાતિમાં પયપાન થાય નહિ.

હવે જંગમજાતિને વિષે પૃથ્વીતત્ત્વના છ ભાગ પોખ્યા છે. તે જંગમજાતિ પૈકી જે જાતિમાં ત્રણ ચક્ષસત્ત્વના દશ પા પા ભાગ પોખ્યા છે. તે જંગમજાતિને વિષે પયપાન ઉત્પન્ન થાય નહિ; કારણ કે તેમાં ત્રણ ચક્ષસત્ત્વના પા પા ભાગ પોખ્યા છે તે પૈકી અનંગ-ચક્ષસત્ત્વે કરીને તે જાતિને વિષે ઉરસ્થાન ઉત્પન્ન થતું નથી. એથી કરી તે જંગમજાતિને વિષે પયપાન ઉત્પન્ન થતું નથી; પરંતુ તે જંગમજાતિને વિષે બાળકમાં પણ ચક્ષસત્ત્વની ક્રિયા વર્તે છે તે વિષે સાંભળો. આ જંગમજાતિના બાળકોનો પ્રસવ થયે બાળક થોડા દિવસ માતાની સાથે હેત રાખે છે તે સ્ત્રીપુરૂષના બિંદુનું ભેગું અનંગ-ચક્ષસત્ત્વ જાણવું; તથા તે સમયે બાળક પોતાના ખાનપાનની પરીક્ષા કરીને ચારો કરે છે તે સ્ત્રીપુરૂષના બિંદુનું ભેગું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. ત્યાર બાદ બાળક માતાનો સંગ છોડી દે છે તે સ્ત્રીપુરૂષના બિંદુનું ભેળું કાળ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રકારે જે જંગમજાતિને વિષે સૂક્ષ્મભાગે પણ ચક્ષસત્ત્વ વર્તે છે તે, જંગમ પૈકી કીટજાતિ, પતંગજાતિ અને જળજાતિ જાણવી. અણુની આદ્ય લઈ ગરૂડ તથા હંસપર્યંત જે પાંખ વડે આકાશમાં ગમન કરે છે તે સર્વની પતંગજાતિ જાણવી. વળી વર્ષાઋતુની ઉદ્ભિજ્જ ખાણના જીવની આદ્ય લઈ નવકુળ નાગપર્યંત સર્વ કીટજાતિ જાણવી; પરંતુ પાતાળને વિષે નાગલોક દેવતનું ધારણ કરીને રહ્યા છે, તેમને તો દેવલોકજ જાણવા. પણ કીટ, પતંગ અને જળજાતિ તે દેવ નથી. હવે અણુની આદ્ય લઈને મચ્છ, કચ્છ અને મગરાદિપર્યંત જે જળને વિષે રહે છે તે સર્વ જળજાતિ જાણવી.

હવે કીટ, પતંગ અને જળજાતિ, આ ત્રણ પ્રકારની જંગમજાતિ પૈકી જે જંગમની રસનાને વિષે તમોગુણનો વિભાગ વિશેષ રહ્યો છે તે જંગમ-જાતિના મુખને વિષે કડક વચન અને કાટવાપણું ઉત્પન્ન થાય. જે જંગમની રસનાએ વિષે રજોગુણનો વિભાગ વિશેષ રહ્યો છે, તે જંગમનું મુખ ખાનપાને રજોગુણી હોય પણ કાટવાપણું ન હોય. જે જંગમની રસનાને વિષે સત્ત્વગુણનો વિભાગ વિશેષ રહ્યો છે, તે જંગમજાતિનું મુખ ખાનપાનમાં શાંતિ સ્વભાવનું હોય. હવે જે જંગમની રસનાને વિષે અહંકારગણ અને તમોગુણ, એ

બન્નેના વિભાગ વિશેષ રહ્યા છે તે જંગમજાતિના મુખને વિષે ભયંકર કાટવાપણું ઉત્પન્ન થાય. આ ભયંકર કાટવાપણું એટલે જેને કાટે (કાટે-ડંખે-કરડે) તેને વિષ ચઢે અને મૃત્યુ થાય. જે જંગમની રસનાને વિષે સ્વાકાસગણ અને સત્ત્વગુણના વિભાગ વિશેષ રહ્યા છે તે જંગમજાતિના મુખને વિષે અતિશય નિર્મળ શાંતિપણું હોય; તથા તે જંગમજાતિ હલણ-ચલણ કરતાં (હાલતાં ચાલતાં) જીવનું ભક્ષણ કરે નહિ. વળી જે જંગમની રસનાને વિષે અહંકારગણ તથા તમોગુણના વિભાગ રહ્યા છે, તે જંગમજાતિના મુખને વિષે કાટવાપણું ઉત્પન્ન થાય. પણ તેના કાટવાથી થોડીક વાર વિષ ચઢે અને પાછું ઊતરી જાય. હવે જે જંગમની રસનાને વિષે અહંકારગણ અને રજોગુણના વિભાગ વિશેષ રહ્યા છે, તેના મુખના શબ્દની ગર્જના ઘણીક હોય; પણ તે મુખ વડે કોઈને કાટી શકે નહિ. આ પ્રકારે આ ત્રણ જંગમજાતિની રસનાને વિષે ગુણ વર્તન કરે છે, પરંતુ પયપાન ઉત્પન્ન થાય નહિ. હવે એ પ્રમાણે સર્વ જંગમજાતિની રસનાને વિષે ત્રણ ગુણ અને ત્રણ ગણના વિભાગ વર્તે છે. પણ અન્ય જંગમના મુખને વિષે કાટવાપણું ઉત્પન્ન થાય નહિ.

હવે જે જંગમજાતિને વિષે પૃથ્વીતત્ત્વના છ ભાગ રહ્યા છે તથા ત્રણ ચક્ષસત્ત્વના દશ દશ ભાગ જેમાં રહ્યા છે અને વળી અર્ધ અર્ધ ભાગ ત્રણ ચક્ષસત્ત્વના જેને વિષે રહ્યા છે, તે સર્વ જંગમજાતિને વિષે પયપાન ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જે જંગમજાતિને વિષે પયપાન ઉત્પન્ન થાય છે, તે જંગમજાતિના બાળક પયપના કરીને વૃદ્ધિ પામે છે. આ જંગમજાતિના બાળકનો પ્રસવ થયા પછી ત્રણ ચક્ષસત્ત્વની જે ક્રિયા થાય છે તે, પયપાન કરવાથી લઈ માતપિતાનું ઓળખાણ થતા સુધીની આગળ કહી સમજાવી છે. હવે જંગમજાતિ મનુષ્યનું બાળક માતાનું પયપાન છોડીને અન્નપાન આદિ ભોજન કરવા લાગ્યું, ત્યારે માતાપિતાનાં ત્રણ ચક્ષસત્ત્વ જે બાળકમાં ન્યારાં ન્યારાં વર્તન કરતાં હતાં તે હવે આ ત્રણે ચક્ષસત્ત્વ એકરસ થઈને વર્તે છે તે વિષે સમજાવું છું. માતાનું વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે પિતાના વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વને મળી ગયું, તેમજ માતાનું અનંગ-ચક્ષસત્ત્વ તે પિતાના અનંગ-ચક્ષસત્ત્વમાં મળી ગયું, તેમજ માતાનું કાળ-ચક્ષસત્ત્વ તે પિતાના કાળ-ચક્ષસત્ત્વમાં મળી ગયુ. આ પ્રકારે માતાનાં ત્રણ ચક્ષસત્ત્વ પિતાના ત્રણ ચક્ષસત્ત્વમાં મળી જઈને મૂળગત (મૂળમાં રહેલાં) ત્રણ ચક્ષસત્ત્વ થઈને વર્તવા લાગ્યાં.

❀ ❀ ❀

### દોહા.

જંગમવિપુ તીનુ તત્ત્વકી, કીનેહુ સકલ વિભાવ;
પોખેહુ જેહી જેતને જીમે, તેહી દરશાયેહુ ન્યાવ.
અબ અંતર અવિલોકઉ, પલટ અવસ્થા મર્મ;
કહેં કુવેર સુણ શુદ્ધ ચિત્તે, નારણદાસ ન્હેઃકર્મ.

જંગગજાતિનાં શરીરમાત્રામાં જે જે વિભાગ જે જે પ્રમાણે પોખાયેલા હતા, તે તે પ્રમાણે જે તે તત્ત્વોના સઘળા વિભાગ ન્યાયપૂર્વક દર્શાવ્યા. હવે હદય-અંતરમાં અવલોકન કરવા પલટાતી અવસ્થાઓનો મર્મ સમજાવું છું તે, મહાન સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે, હે નારણદાસ ! શુદ્ધ ચિત્તે શ્રવણ કર; જેથી તું ન્હેઃકર્મ (નિષ્કામ) દશા પ્રાપ્ત કરીશ.

❀ ❀ ❀

# અવસ્થા પલટાવન ચક્ષસત્ત્વ-વિભક્તિ

## કંદ : ૧૩ મો

હવે જંગમજાતિના બાળકને વિષે ત્રણ ચક્ષસત્ત્વ પાંચે અવસ્થામાં સદાકાળ વર્તે છે તે કહું છું તે સાંભળો. પ્રથમ જંગમજાતિનું બાળક જાગ્રત-અવસ્થામાં જેટલું હલણચલણ કરે છે તે અનંગ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. આમ હલણચલણને વિષે કંઈ કાર્યકરણ કરે છે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. ત્યાર પછી હલણચલણ કરતાં મન-અંતઃકરણ તથા શરીર મંદતા પામીને બાળક નિદ્રાવશ થઈ જાય છે, તે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. આમ આ ત્રણ ચક્ષસત્ત્વની ત્રણ પ્રકારે ક્રિયા થાય છે, તે જાગ્રત-અવસ્થાને વિષે જાણવી. ત્યાર પછી સ્વપ્નાવસ્થાને સ્ફુરાવે છે તે ક્રિયા સ્વપ્નાવસ્થામાં રહેલા વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વની જાણવી. આ સ્વપ્નમાં સ્ફુરેલા પદાર્થોને જોઈને મોહ ઊપજે છે તે ક્રિયા અનંગ-ચક્ષસત્ત્વની જાણવી. ત્યાર પછી બુદ્ધિ-અંતઃકરણને સંપુટવત્ કરી સ્વપ્ને વિલય પમાડીને નિદ્રાવશ કરે તે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. આમ આ ત્રણ ચક્ષસત્ત્વ સ્વપ્નાવસ્થાને

વિષે ત્રણ પ્રકારે ક્રિયા કરે છે એમ જાણવું. ત્યાર પછી સુષુપ્તિ-અવસ્થાને સ્ફુરણ કરે છે તે સુષુપ્તિ-અવસ્થાને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. આ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ સુષુપ્તિ-અવસ્થાને વિષે ક્યા પદાર્થોનું સ્ફુરણ કરે છે તે વિષે સાંભળો. સુષુપ્તિ-અવસ્થાની સ્ફુરણા તે અર્ધમાત્રીકા સ્વપ્ર દર્શાઈને વિલાઈ જાય છે, જ્યાં પૂરેપુરૂં સ્વપ્રનું સ્વરૂપ બંધાતું નથી. આમ સુષુપ્તિને વિષે અલ્પ પદાર્થ દર્શાવે છે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. આ અલ્પ પદાર્થને જોઈ અલ્પ મોહ ઉત્પન્ન થાય છે તે સુષુપ્તિને વિષે અનંગ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. ત્યાર પછી સુષુપ્તિના અહંકાર-અંતઃકરણને સંપુટવત્ કરી સુષુપ્તિને લય પમાડીને નિદ્રાવશ કરે છે તે સુષુપ્તિને વિષે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. આમ સુષુપ્તિ-અવસ્થાને વિષે આ ત્રણ પ્રકારની જે ક્રિયા કહી તે ત્રણ ચક્ષસત્ત્વની જાણવી.

હવે सुषुप्ति-अवस्थानां चिह्न प्राणायामने विषे देखाडुं छुं. જાગ્રત અવસ્થાને પ્રાણાયામ અવ્યક્તરૂપે ચાલે છે અને સ્વપ્રાવસ્થાનો પ્રાણાયામ વ્યક્તરૂપે ચાલે છે તેમજ સુષુપ્તિ-અવસ્થાનો લેવાતો પ્રાણાયામ ઘોર કરતો ચાલે અને મૂકાતો પ્રાણાયામ તે સામાન્ય-સ્વપ્રાવસ્થાના જેવો ચાલે. આમ સુષુપ્તિ-અવસ્થાનો પ્રાણાયામ ચાલતો જાણવો. તે શા માટે ? જે મન, અને બુદ્ધિ-અંતઃકરણ લીન પામ્યાં છે, તેણે કરીને ઊર્ધ્વભાગની નાડીઓ જે ઈંગળા અને પિંગળા તે ચપટાઈ જાય છે. આમ નાડીઓ ચપટાયે કરીને ઊર્ધ્વ નાડીઓમાં રહેલો વિકાસ રૂંધન પામે છે, એથી કરી લેવાતો પ્રાણાયામ ઘોર કરે છે અને અધોભાગની નાડીઓ, તે સુષુપ્તિ-અવસ્થા અને અહંકાર-અંતઃકરણ જાગ્રત હોવાથી વિકાસ પામીને રહેલી છે. એ કારણે મૂકાતો પ્રાણાયામ ઘોર કરતો નથી. જેમ, કોઈ પુરૂષ કોઈ વાંસની વાંસળી બનાવે છે, તે વાંસળીના ચપટાએલા ભાગ તરફથી ફૂંક મારે તો બંસી ઘોર કરે છે એટલે કે વાગે છે અને બંસીના બિન ચપટાએલા ભાગ તરફથી ફૂંક મારે તો વાગતી નથી. આ દષ્ટાન્તના ન્યાયે સુષુપ્તિ અવસ્થાનો પ્રાણાયામ બોલતો અને ન બોલતો જાણવો. (મન અને બુદ્ધિ, આ બન્ને અંતઃકરણની ક્રિયા વિરામ પામી ગઈ, ત્યારે નાડીઓમાં વિકાસ કરનાર કોઈ રહ્યું નહિ; એથી કરી નાડીઓનો ઊર્ધ્વ (ઉપરનો) વિભાગ સાંકડો થઈ ગયો એટલે કે સંકોચાઈ ગયો. જ્યારે મન બુદ્ધિયુક્ત જાગ્રત, સ્વપ્ર બન્ને અવસ્થાઓનો પટ પ્રણવને મળ્યો નહિ, ત્યારે પ્રણવને અંદર જતાં ચપટાએલી નાડીઓને ખુલ્લી કરતાં કંઈક જોર પડે છે એટલે તે સમયે પ્રણવ ઘોર કરતો દેખાય છે.)

હવે તુર્યાવસ્થા અને ઉન્મની-અવસ્થા, આ બન્ને અવસ્થા એકલા પ્રાણાયામ દેહમાં સ્ફુરે છે. આ પ્રણવરૂપ દેહને વિષે પ્રથમ તુર્યાવસ્થા સ્ફુરે, ત્યારે આ તુર્યાવસ્થાને વિષે ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા થાય છે તે કેમ જણાય અને તુર્યાવસ્થાનું ચિહ્ન તે કેમ કરીને ઓળખાય, તે વિષે કહું છું તે સાંભળો. સર્વ પદાર્થના સંકલ્પ લીન પામીને સામાન્ય શાંતિ થઈ જાય, ત્યારે તુર્યાવસ્થા જાણવી. આ તુર્યાવસ્થા પ્રથમ સ્ફુરતાં બન્ને પ્રણવ બરાબર ઘોર કરે છે, કારણ કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ તથા મન. બુદ્ધિ અને અહંકાર, આ ત્રણ અંતઃકરણ અને આ ત્રણ અવસ્થા, આ છ આકૃતિવાળાં હતાં તે લીન પામ્યાં છે, તેણે કરીને નખશિખપર્યંત શરીરની નાડીઓ ચપટાઈ ગઈ છે; આ કારણને લીધે લેવાતો પ્રાણાયામ અને મૂકાતો પ્રાણાયામ બન્ને ઘોર કરતા ચાલે છે. આ પ્રકારે પ્રથમ તુર્યાવસ્થાને સ્ફુરણ કરે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું; કારણ કે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ કબજ નિયંતાવાન છે, તેથી કરી બન્ને પ્રાણાયામને નિયંતા (વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ) બરાબર કબજે રાખે છે. આ પ્રકારે તુર્યાવસ્થાને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. ત્યાર પછી બન્ને પ્રાણાયામ ઘોર કરતા હોય તેમાંથી મૂકાતા પ્રાણાયામ સામાન્ય ચાલવા લાગે અને લેવાતો પ્રાણાયામ ઘોર કરતો ચાલે તે અનંગ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી; કારણ કે લેવાતા પ્રાણાયામનું અનંગ-ચક્ષસત્ત્વ ખેંચાણ કરે છે, તેણે કરીને લેવાતો પ્રાણાયામ ઘોર કરે છે. હવે મૂકાતા પ્રાણાયામમાં અનંગ-ચક્ષસત્ત્વ નપુંસક-નામર્દ થાય છે, તે માટે મૂકાતો પ્રાણાયામ સામાન્ય સૂક્ષ્મ ચાલે છે; કારણ કે અનંગ-ચક્ષસત્ત્વ તે કામદેવ તુલ્ય જાણવું. આ કામદેવ જ્યાંસુધી બંધ હોય ત્યાંસુધી કામની સામર્થ્યતા રહે છે અને કામ સ્ખલિત થઈ જાય, ત્યારે પુરૂષની માફક નપુંસક થાય છે. આ પ્રકારે મૂકાતે પ્રામાયામે અનંગ-ચક્ષસત્ત્વ સ્ખલિત થાય છે, આથી કરી મૂકાતો પ્રાણાયામ સામાન્ય ચાલે છે. ત્યાર પછી ચિત્ત-અંતઃકરણને મંદ કરીને તુર્યાવસ્થાને લય પમાડીને નિદ્રાવશ કરે છે તે તુર્યાવસ્થાને વિષે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. તુર્યાવસ્થાના પ્રાણાયામને વિષે કાળ-ચક્ષસત્ત્વ કેવી રીતે વર્તે છે તે સાંભળો. અનંગ-ચક્ષસત્ત્વને વિષે લેવાતો પ્રાણાયામ ઘોર કરતો હતો અને મૂકાતો પ્રાણાયામ સામાન્ય ચાલતો હતો તે કાળ-ચક્ષસત્ત્વને વિષે મૂકાતો પ્રાણાયામ ઘોર કરતો ચાલે અને લેવાતો પ્રાણાયામ સામાન્ય ચાલવા લાગે તે સમયે કાળ-ચક્ષસત્ત્વ વર્તતું જાણવું, કારણ કે કાળ-ચક્ષસત્ત્વ પ્રાણાયામની નાસ્તિ કરવા સારૂ પ્રાણાયામને બહાર વેગપૂર્વક કાઢી નાખે છે

અને લેવાતા પ્રાણાયામને સૂક્ષ્મ ખેંચે છે આ કારણને લીધે લેવાતો પ્રાણાયામ સામાન્ય ચાલે છે અને મૂકાતો પ્રાણાયામ ઘોર કરે છે. આ પ્રકારે તુર્યાવસ્થાને વિષે ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી.

હવે તુર્યાવસ્થાનો અંત થતાં અને જાગ્રતની આદ્યમાં ઉન્મની અવસ્થા અને નચિંત-અંતઃકરણ સ્ફુરે છે. આમ સ્ફુરણા કરાવનાર વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ છે એમ જાણવું. તે ઉન્મની અવસ્થાનાં ચિહ્ન તે પ્રાણાયામરુપ દેહને વિષે કેવી રીતે ઓળખાય ? હવે તે કહું છું તે સાંભળો. જ્યારે ઉન્મની અવસ્થા હોય, ત્યારે બન્ને પ્રણવ શમદમ થઈ ને સામાન્ય ચાલવા લાગે. આ સામાન્ય પ્રણવ ચાલે તે કેવો ? જે જાગ્રત-અવસ્થાને વિષે પ્રાણાયામ ચાલતો હોય તેનાથી લવમાત્ર જાસ્તી ચાલે તે સામાન્ય જાણવો. તે ક્યા કારણને લીધે સામાન્ય ચાલે અને ઘોર કરતો નથી, તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. આ પ્રાણાયામનો ઘોર નથી થતો તે નિદ્રાનો અંત સમય થયો છે અને જાગ્રતની આદ્ય પ્રવેશ થઈ છે (જાગ્રતની શરૂઆત થઈ છે) અને નચિંત-અંતઃકરણનું સ્ફૂર્યું છે, તેણે કરીને સર્વ દેહીની નાડીઓ વિકાસ પામી ગઈ છે. આ કારણને લીધે પ્રાણાયામ ઘોર કરતો નથી અને સામાન્ય ચાલે છે. વળી સર્વ શરીર આ સમયે શમવત્ થાય ત્યાર પછી શરીર ચળવળે અને હાથ પગ પ્રસરણસંકીર્ણ કરવા લાગે તે, આ સમયે ઉન્મની અવસ્થાને વિષે અનંગ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી. આ અનંગ-ચક્ષસત્ત્વ ઉન્મની-અવસ્થાને વિષે હાથપગ ચલાયમાન કરે છે તે ક્યા કારણને લીધે, હવે તે કહું છું. ઉન્મનની-અવસ્થાના સાધક શિવ અને એકલસંગીની આદ્ય લઈને યોગીઓ તે કાળના ભયથી ડર્યા નથી અને દ્રવ્યે કરીને પણ ચલાયમાન થયા નથી તથા ક્ષુધાપિપાસાએ પણ ડોલાયમાન થયા નથી. વળી ચૌદલોકની પદવીના અભિમાનમાં ડોલાયમાન થયા નથી. આમ છે છતાં અનંગ-ચક્ષસત્ત્વ જે કામદેવ તેણે કરીને તેમના દેહ ડોલાયમાન થાય છે. આમ તેમના દેહ ડોલાયમાન થવાનું કારણ એ છે કે ઉન્મની અવસ્થાને વિષે શરીરને ચલાયમાન કરનાર અનંગ-ચક્ષસત્ત્વ છે. હવે ત્યારપછી નચિંત અંતઃકરણને સંપુટવત્ કરીને ઉન્મની-અવસ્થાનો લય પમાડીને શરીરને શૂન્યાકાર કરી નાખે છે તે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા જાણવી; કારણ કે જાગ્રત અવસ્થા સ્ફુરી છે. તે જાગ્રત-અવસ્થાને વિષે પ્રથમ જાગ્રત થતા પુરૂષ અથવા સ્ત્રી અંધાધુંધ શૂન્યાકાર સરખાં ઉઠે છે, કારણ કે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા સહ ઊઠે છે;

તેણે કરીને અચેત સરખું ઊઠાય છે, એથી કરી આ સમયે કાળ-ચક્ષસત્ત્વ જાણવું. ત્યાર પછી પુનઃ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાગ્રત-અવસ્થાને સ્ફુરણ કરે છે, ત્યારે અંધાધુંધ અચેતપણું સમાઈ જઈને સર્વ કાર્યોની શુદ્ધિ સ્ફુરે છે આ પ્રમાણે જંગમની પાંચે અવસ્થાને વિષે ત્રણ ચક્ષસત્ત્વ વર્તમાન કરે છે.

હવે આ દરેકે દરેક અવસ્થા केटलो केटला समय कइ कंइ अवस्थाने ભોગવે છે તે વિષે કહું છું, જે ધ્યાન દઈને સાંભળો. ચાર હજાર ત્રણસો ને વીશ પ્રાણાયામ જપાય, ત્યારે એક અવસ્થા પૂર્ણ થાય. આ પ્રમાણે આટલા આટલા પ્રાણાયામ મૂળ પાંચે અવસ્થા ભોગવે અને પેટા અંતર પાંચે અવસ્થા રહેલી હોઈ તે દરેકે દરેક કેટલા કેટલા પ્રાણાયામ ભોગવે છે તે હવે કહું છું જે સાંભળો. દરેકે દરેક અવસ્થા આઠસો ને ચોસઠ પ્રાણાયામના જાપ જપાય ત્યાંસુધી ભોગવે છે. આ પ્રમાણે પાંચે અવસ્થા ભોગવી રહે, ત્યારે ચાર હજાર ત્રણસોને વીશ પ્રાણાયામને થાય; ત્યારે એક મૂળ અવસ્થા પૂર્ણ થાય. આ પ્રકારે પાંચે અવસ્થામાં પેટા અંતર પાંચે અવસ્થાઓ વર્તે છે.

हवे मृळ पांच अवस्था पैकी दरेकमां पेटा अंतर वर्तती पांच पांच अवस्था કેવી રીતે જણાય તે કહું છું. પ્રથમ જાગ્રત-અવસ્થાને વિષે વિસર્જનપણું થાય છે તે જાગ્રતના પેટા અંતરમાં વર્તતી સુષુપ્તિ-અવસ્થા જાણવી. ત્યાર પછી જાગ્રતને વિષે નાના પ્રકારના વૃથા વિચારો ઊપજે છે તે જાગ્રતને વિષે સ્વપ્રાવસ્થા વર્તતી જાણવી. ત્યારપછી સર્વ વિચાર લીન પામીને શાંતિ થઈ જાય છે અને કોઈ સમયે નચિંતપણું આવી જાય છે તે જાગ્રતને વિષે તુર્યાવસ્થા વર્તતી જાણવી. ત્યાર પછી જાગ્રત-અવસ્થાના અંત સમયે અને નિદ્રાની આદ્યમાં એ બેની સંધિ મધ્યે ઉન્મની-અવસ્થા ક્યા પ્રકારે જણાય તે કહીએ છીએ. તે સમયે જાગ્રતની ઉપાધિ સર્વ નિવૃત થઈ જાય છે અને નિદ્રા પણ પૂરી પ્રવેશ થઈ નથી તે સમયે ઉન્મનીવત્ થઈ જવાય છે. આ પ્રકારે જાગ્રત-અવસ્થાના ઉદરને વિષે ઉન્મની-અવસ્થા વર્તતી જાણવી. આ પાંચ અવસ્થા આ પ્રકારે જાગ્રત-અવસથાના પેટાઅંતરમાં વર્તતી જાણવી.

हवे स्वप्नावस्थाने विषे पांचे अवस्था રહી છે તે કહીએ છીએ. પ્રથમ સ્વપ્રાવસ્થાને વિષે જાગ્રત-અવસ્થામાં દશ્યમાન થયેલા પદાર્થ દેખવામાં આવે તે સ્વપ્રાવસ્થાને વિષે પેટાઅંતર વર્તતી જાગ્રત-અવસ્થા જાણવી. મૂળ સ્વપ્રાવસ્થા તે જે પદાર્થ કોઈ દિવસ

નયને દેખ્યા ન હોય અને શ્રવણે સુણવામાં આવ્યા ન હોય અને ચિત્તે કોઈ દિવસ ચિંતવ્યું પણ ન હોય તેવા અણચિંતવ્યા પદાર્થ સ્વપ્નમાં સ્ફુરે તે મૂળ સ્વપ્નાવસ્થા જાણવી. હવે તે સ્વપ્નાના પદાર્થનું વહેવારમાં વર્તતા વિસર્જનપણું થઈ જાય તે સ્વપ્નાવસ્થાને વિષે સુષુપ્તિ અવસ્થા વર્તતી જાણવી. ત્યાર પછી સ્વપ્નાવસ્થામાં સ્ફુરેલા પદાર્થ વિષેની નિવૃત્તિ થઈને શાંત થઈ જવાય તે સ્વપ્નાવસ્થાને વિષે તુર્યાવસ્થા વર્તતી જાણવી. ત્યાર પછી સ્વપ્નાવસ્થાના અંતને વિષે અને સુષુપ્તિની આદ્ય સમયે આ બન્ને અવસ્થાના મધ્ય ભાગે, ઉનમુન થઈ જવાય છે, તે નહિ સ્વપ્નાવસ્થામાં અને નહિ સુષુપ્તિમાં, તે સ્વપ્નાવસ્થાના ઉદરમાં વર્તતી ઉન્મની-અવસ્થા જાણવી. આ પ્રકારે આ પાંચ અવસ્થા, સ્વપ્નાવસ્થા સહિત સ્વપ્નાવસ્થાના ઉદરમાં વર્તતી જાણવી.

હવે સુષુપ્તિ-અવસ્થાને વિષે પંચઅવસ્થા, સુષુપ્તિ સહિત, રહી છે તે ક્યા પ્રકારે રહી છે તે કહીએ છીએ. પ્રથમ સુષુપ્તિ તે અર્ધમાત્રીકા સ્વપ્ન દરશી દરશીને વિલાઈ જાય છે, જે પૂરૂં સ્વપ્નનું રૂપ પણ બંધાય નહિ અને અલ્પ પદાર્થ દરશીને વિલાઈ જાય છે, તેણે કરીને સુષુપ્તિ જાણવી. હવે સુષુપ્તિને વિષે અર્ધમાત્રીકા સ્વપ્ન, ચિંતવન વિના દશ્યમાન થાય છે તે સુષુપ્તિ-અવસ્થાને વિષે સ્વપ્નાવસ્થા વર્તતી જાણવી; અને તે અર્ધમાત્રીકા સ્વપ્ન, અર્ધ ભાગથી લીન થઈ જાય છે તે શુદ્ધ નિજસુષુપ્તિ-અવસ્થા જાણવી. ત્યાર પછી કોઈ નિદ્રાને વિષે બરલી ઊઠે છે અને જો કોઈ કહે કે તું કેમ બરલે છે, ત્યારે તે પુરૂષ જાગ્રત થઈને કહે કે હું તો બરલતો નથી; એવું કહે તે સુષુપ્તિ-અવસ્થામાં જાગ્રત-અવસ્થા વર્તતી જાણવી. ત્યાર પછી સુષુપ્તિ-અવસ્થાના અર્ધમાત્રીકા સ્વપ્નના અલ્પ વિષય જે ઉત્પન્ન થયા હોય તે અર્ધમાત્રિકા સ્વપ્ન રહે અને એકલા અલ્પ વિષયની શાંતિ થઈ જાય તે સુષુપ્તિ-અવસ્થાને વિષે વર્તતી તુર્યાવસ્થા જાણવી. ત્યાર પછી તે અર્ધમાત્રીકા સ્વપ્નનો લય થઈ જાય અને સુષુપ્તિના અંત સમયે અને તુર્યાની આદ્યમાં, આ બન્ને અવસ્થાની સંધિને વિષે સુષુપ્તિ-અવસ્થામાં ઉન્મની-અવસ્થા વર્તતી જાણવી. આ સુષુપ્તિ-અવસ્થામાં ઉન્મની કેવી રીતે જણાય તે સાંભળો. જ્યારે સુષુપ્તિની ઉન્મની હોય ત્યારે મૂકાતો પ્રાણાયામ ઘોર કરતો બહાર નીકળે અને લેવાતો પ્રાણાયામ સામાન્ય ઘોરં વિના પ્રવેશ કરે, તે સમયે સુષુપ્તિ-અવસ્થાના ઉદરમાં ઉન્મની-અવસ્થા વર્તાતી જાણવી. આ પ્રકારે આ પાંચ અવસ્થા મૂળ સુષુપ્તિ સહિત, સુષુપ્તિ-અવસ્થાના પેટાઅંતર વર્તે છે તે કહી.

હવે તુર્યાવસ્થાને વિષે પેટાઅંતર પાંચ અવસ્થાઓ વર્તતી કેમ જણાય, તે કહીએ છીએ તે સાંભળો. તુર્યાવસ્થા અને ઉન્મની અવસ્થા તો પ્રાણાયામ દેહને વિષે રહી છે, તે માટે તેના ચિહ્ન પ્રાણાયામદેહને વિષે દેખાડીએ છીએ. પ્રથમ મૂળ તુર્યાવસ્થા તે પ્રાણાયામને વિષે બન્ને પ્રાણાયામ બરાબર ઘોર કરતા ચાલવા લાગે, ત્યારે તે મૂળ તુર્યાવસ્થા જાણવી. ત્યાર પછી બન્ને પ્રાણાયામ સામાન્ય સૂક્ષ્મ ઘોર કરવા લાગે તે તુર્યાને વિષે સ્વપ્રવસ્થા જાણવી, તે શા માટે ? તે કહું છું તે સાંભળો. સ્વપ્રાવસ્થાને વિષે પ્રાણાયામ દેહને ચેતનપણું થાય છે. તે પ્રાણાયામ દેહની ચેતનતાએ કરીને નાડીઓ વિકાસ પામે છે. તે નાડીઓ વિકાસ પામ્યાથી પ્રાણાયામ સંકીર્ણ થતો નથી, તેણે કરીને પ્રાણાયામ સામાન્ય સૂક્ષ્મ ઘોર કરે છે; તે માટે તે સમયે તુર્યાને વિષે સ્વપ્રાવસ્થા જાણવી. ત્યાર પછી મૂકાતો પ્રાણાયામ એકલો ઘોર કરે અને લેવાતો પ્રાણાયામ ઘોર કર્યા વિના સૂક્ષ્મ ચાલે તે સમયે તુર્યાને વિષે જાગ્રત-અવસ્થા જાણવી, તે શા માટે તે કહું છું. જાગ્રત અવસ્થા તો નાડીઓને ઊર્ધ્વમુખે રહી છે, તેણે કરીને ઊર્ધ્વમુખે ની નાડીઓ વિકાસ પામે છે; એથી કરી લેવાતો પ્રાણાયામ ઘોર કરતો નથી. જેથી તે સમયે તુર્યાવસ્થાને વિષે જાગ્રત-અવસ્થા વર્તતી જાણવી. ત્યાર પછી લેવાતો પ્રાણાયામ ઘોર કરે છે અને મૂકાતો પ્રાણાયામ સામાન્ય ચાલવા લાગે તે સમયે તુર્યાને વિષે સુષુપ્તિ-અવસ્થા જાણવી; કારણ કે સુષુપ્તિ-અવસ્થા અને અહંકાર-અંતઃકરણ નાડીઓના અધોમુખ ભાગને વિષે રહ્યા છે, તે અહંકાર-અંતઃકરણ નાડીઓના અધોભાગને વિકાસ પમાડે છે તેણે કરીને મૂકાતો પ્રાણાયામ ઘોર કરતો નથી અને લેવાતો પ્રાણાયામ ઘોર કરે છે. ત્યાર પછી તુર્યાવસ્થાના અંત સમયે અને શુદ્ધ ઉન્મુનીની આદ્યમાં, આ બન્ને અવસ્થાની મધ્યે બેઉ પ્રાણાયામ શ્વાસવત્ સૂક્ષ્મ ઘોર કરતા ચાલે તે સમયે તુર્યાવસ્થાની ઉન્મની-અવસ્થા વર્તતી જાણવી. આ પ્રકારે આ પાંચે અવસ્થા તુર્યા સહિત તુર્યાવસ્થાના પેટા અંતરની કહી.

હવે મૂળ ઉન્મની-અવસ્થાને વિષે પાંચ અવસ્થા રહી છે તે કેમ જણાય, તે કહીએ છીએ તે સાંભળો. પ્રથમ ઉન્મની-અવસ્થા તે બન્ને પ્રાણાયામ સમવત્ સામાન્ય થઈ જાય અને જાગ્રત-અવસ્થાના સરખા ચાલવા લાગે તે મૂળ ઉન્મની-અવસ્થા જાણવી. ત્યાર પછી એક બે પ્રાણાયામ સામાન્ય ચાલે અને તેમાં એક લેવાતો પ્રાણાયામ ઘોર કરી જાય અને ત્યાર પછી બે ચાર પ્રાણાયામ સામાન્ય ચાલીને ફરી મૂકાતો એક પ્રાણાયામ ઘોર કરી

જાય, આ પ્રકારે પ્રાણાયામનાં ચિહ્ન થાય ત્યારે તે સમયે ઉન્મની-અવસ્થાની તુર્યાવસ્થા જાણવી. પછી સર્વ શરીર ઉલટાસૂલટી થવા લાગે, જે જમણેથી ડાબે થાય અને ડાબેથી જમણે થાય, તે ઉન્મની-અવસ્થાને વિષે સુષુપ્તિ અવસ્થા જાણવી. પછી હાથપગ પ્રસરણ સંકીર્ણ કરવા લાગે તે ઉન્મુનીને વિષે સ્વપ્રાવસ્થા જાણવી. ત્યાર પછી નિદ્રાના અંત સમય અને જાગ્રતની આદિમાં આંખ તો મીંચેલી હોય અને સર્વ શરીર ઉપર હાથ ફેરવે અને શરીરે ચળ આવે ત્યાં ખણતો જાય તે ઉન્મપનીની જાગ્રત-અવસ્થા જાણવી. આ પ્રકારે આ પાંચ અવસ્થાઓ ઉન્મુનીના પેટાઅંતરમાં વર્તતી કહી.

હવે આ પાંચ અવસ્થા પાંચ પાંચ પ્રકારે ભોગવે છે, कया कया શરીરને વિષે कइ कइ अवस्था ભોગવે છે તે કહીએ છીએ. સ્થૂલદેહ, પૃથ્વીતત્ત્વ, મન-અંતઃકરણ અને રજોગુણ અધિષ્ઠાન, અને ચતુર્પુટી સંયુક્ત જાગ્રત-અવસ્થા ભોગવે. હવે સૂક્ષ્મદેહ, જળતત્ત્વ, બુદ્ધિ-અંતઃકરણ અને સત્ત્વગુણ અધિષ્ઠાન, એ ચતુર્પુટી સંયુક્ત સ્વપ્રાવસ્થા ભોગવે. હવે કારણશરીર, અગ્નિતત્ત્વ, અહંકાર અંતઃકરણ અને રુદ્ર અધિષ્ઠાન, એ ચતુર્પુટી સંયુક્ત સુષુપ્તિ-અવસ્થા ભોગવે હવે મહાકારણશરીર, વાયુતત્ત્વ, ચિત્તઅંતઃકરણ અને અવ્યાકૃત અધિષ્ઠાન, એ ચતુર્પુટી સંયુક્ત તુર્યાવસ્થા ભોગવે. હવે પરમકારણદેહ, આકાશતત્ત્વ, નચિંત-અંતઃકરણ અને નિરંજન અધિષ્ઠાન, એ ચતુર્પુટી સંયુક્ત ઉન્મુની-અવસ્થા ભોગવે. આ પાંચ અવસ્થા પાંચ શરીરમાં ભોગવે છે.

હવે આ પંચદેહ પૈકી ક્યા ક્યા પ્રકારે केटलां केटलां तत्त्वोना कया कया देह થયા છે તે કહીએ છીએ તે સાંભળો. પ્રથમ સ્થૂલ શરીર તે અહંકારગણના પંચભૂત પૈકી પૃથ્વીતત્ત્વના છ ભાગ અને બાકીના ચાર તત્ત્વોના એક એક ભાગ મળી ચાર ભાગ, આ દશ ભાગ પાંચ તત્ત્વોના લઈને તથા રજોગુણની દશ આકાંક્ષા પૈકી પાંચ આકાંક્ષાના પાંચપાંચ ભાગ લઈને અને એક એક ભાગ બાકીની પાંચ આકાંક્ષામાંથી લઈને તેમાં મેળવીને આ છ છ ભાગ પાંચ પ્રકારે લઈને તેમાં અહંકારગણની પાંચ માત્રામાંથી ચાર ચાર ભાગ મેળવીને આ દશ દશ ભાગ પંચ પ્રકારે લઈને; અને પ્રધાન રજોગુણના નવ ભાગ લઈને તેમાં અહંકારગણનો એક ભાગ મેળવીને આ દશ ભાગ રજોગુણ તથા અહંકારગણના લઈ ને, પેલા દશ દશ ભાગ જે છ પ્રકારે લીધા છે તેમાં આ દશ ભાગ મેળવીને, આ સીત્તેર તત્ત્વ વિભાગ, મન-અંતઃકરણ સંયુક્ત રજોગુણ અધિષ્ઠાન સહવર્તમાન

કર્તાની ક્રિયાવૃત્તિથી થયેલો સ્થુલદેહ જાણવો, તેને વિષે અહં દેહોસ્મિ અહંતા રહી છે.

હવે સૂક્ષ્મદેહના બંધારણનું વિગતવાર વર્ણન કરૂં છું. પ્રથમ સૂક્ષ્મશરીર તે, જળતત્ત્વના છ ભાગ લઈ બાકીનાં ચાર તત્ત્વોના એકએક ભાગ મેળવી આ પ્રમાણે આ દશ ભાગ પંચભૂતના થયા તે લઈને તે, તથા સત્ત્વગુણનાં પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા આ દશ પૈકી દરેકે દરેકમાંથી નવ નવ ભાગ લઈને તેમાં એકએક ભાગ સ્વાકાશગણનાં પંચ સંભસકરણ તથા પાંચ વ્યવસ્થાના મેળવીને આ દશદશ ભાગ દશ પ્રકારે લઈને જે સો વિભાગ થયા તેમાં પ્રધાન સત્ત્વગુણના નવ ભાગ લઈને તથા એક ભાગ સ્વાકાશગણ પ્રધાનનો મેળવીને આ દશ વિભાગ જે થયા તે પેલા સો વિભાગમાં મેળવતાં જે એકસો ને દશ વિભાગ થયા તે લઈ ને પ્રથમ પંચભૂતના દશ વિભાગ તેમાં મેળવતા જે એકસો વીસ તત્વો વિભાગ થાય તે બુદ્ધિ અંતઃકરણ, સંયુક્ત તત્વગુણ અધિષ્ઠાન સહ વર્તમાન કર્તાની ક્રિયા વૃત્તિએ કર્યો તે સૂક્ષ્મદેહ જાણવો. આ સૂક્ષ્મદેહને વિષે અહંમ જીવોસ્મી અહંતા રહેલી છે.

હવે કારણશરીર વિષેની હકીકત કહું છું તે સાંભળો. અગ્નિતત્ત્વના છ ભાગ લઈને બાકીનાં ચાર તત્ત્વોના એકએક ભાગ તેમાં મેળવીને આ દશ ભાગ જે પંચતત્ત્વના થયા તે; અને તમોગુણના દશ કાળના દરેકે દરેકના નવનવ ભાગ લઈને તેમાં અચંતગણની દશ ભાવનામાંથી દરેકનો એકએક ભાગ મેળવીને આ દશ દશ ભાગ દશ પ્રકારે લઈને જે સો વિભાગ થયા તે, અને પ્રધાન તમોગુણના નવ ભાગ લઈને તેમાં એક ભાગ પ્રધાન અચંતગણનો મેળવીને આ દશ વિભાગ થયા તે તથા પેલા સો વિભાગ લઈને એક્સો દસ વિભાગ થાય તે લઈને પેલા પંચભૂતના દશ ભાગને વિશે મેળવતા એકસોવીશ તત્ત્વવિભાગ અહંકારઅંતઃકરણ સંયુક્ત, રુદ્ર અધિષ્ઠાન સહ વર્તમાન કર્તાની ક્રિયાવૃત્તિએ ઉત્પન્ન કર્યો તે કારણદેહ જાણવો. આ કારણદેહમાં અહં શિવોસ્મિ અહંતા રહેલી છે.

હવે મહાકારણદેહનું બંધારણ કહું છું તે સાંભળો. વાયુતત્ત્વના છ ભાગ લઈને તેમાં બાકીનાં ચાર તત્ત્વોના એકએક ભાગ મેળવીને આ દશ ભાગ જે પંચતત્ત્વના થયા તે લઈને; અવ્યાકૃતનાં ચાર તત્વકારણ એક મહાતત્ત્વકારણ, બીજું આનંદતત્ત્વકારણ, ત્રીજું ધનંજેતત્ત્વકારણ અને ચોથું પ્રકૃતિતત્ત્વકારણ, આ ચાર પૈકી આનંદતત્ત્વકારણ તથા પ્રકૃતિ-તત્ત્વકારણ, આ બન્ને ના નવ નવ ભાગ લઈને તેની અંદર મહા-તત્ત્વકારણ તથા

ધનંજે-તત્ત્વકારણ, આ બન્નેના એકએક ભાગ મેળવીને, આ દશ દશ ભાગ બે પ્રકારે લઈને જે વીશ ભાગ થયા તે લઈને પેલાં પંચભૂતના દશ ભાગને વિષે મેળવીને ત્રીશ તત્ત્વવિભાગ થયા તે ચિત્ત-અંતઃકરણ સંયુક્ત, અવ્યાકૃત અધિષ્ઠાન સહવર્તમાન કર્તાની ક્રિયાવૃત્તિએ કર્યો તે મહાકારણદેહ જાણવો. આ મહાકારણદેહને વિષે અહં બ્રહ્માસ્મિ અહંતા રહી છે.

હવે પરમકારણદેહનું બંધારણ કહું છું તે સાંભળો. આકાશતત્ત્વના છ ભાગમાં બાકીના ચાર તત્ત્વોના એકએક ભાગ મૂકીને જે દશ ભાગ પંચભૂતના થયા તે લઈને; અને નિરંજનના આઠ ભાગમાં અવ્યાકૃતના બે ભાગ મેળવીને આ દશ ભાગ થયા તે પેલા પંચભૂતના દશ ભાગમાં મેળવીને આ વીશ તત્ત્વવિભાગ નચિંત-અંતઃકરણ સંયુક્ત નિરંજન અધિષ્ઠાન સહ વર્તમાન કર્તાની ક્રિયાવૃત્તિએ કર્યો, તે પરમકારણદેહ જાણવો. આ પરમકારણદેહને વિષે સર્વ વિસર્જનાસ્મિ અહંતા રહેલી છે. આ પ્રકારે પુરૂષનો પરમકારણદેહ જાણવો.

હવે સ્ત્રીના દેહ વિષે કહું છું તે સાંભળો. આકાશતત્ત્વના છ ભાગમાં બાકીનાં ચાર તત્ત્વોના એકએક ભાગ મૂકીને આ દશ ભાગ પંચતત્ત્વના લઈને તથા અવ્યાકૃતના આઠ ભાગમાં નિરંજનના બે ભાગ મેળવીને આ દશ પેલા પંચભૂતના દશ ભાગમાં મેળવીને આ પ્રકારે વીશ તત્ત્વવિભાગ નચિંત-અંતઃકરણ સુયંક્ત નિરંજન અધિષ્ઠાન સહવર્તમાન કર્તાની ક્રિયાવૃત્તિએ કર્યો તે સ્ત્રીનો પરમકારણદેહ જાણવો. આ પ્રકારે અવ્યાકૃતના આઠ વિભાગે કરીને સ્ત્રીનો પરમકારણદેહ થયો છે અને નિરંજનના આઠ વિભાગે કરીને પુરૂષનો પરમકારણદેહ થયો છે. સ્ત્રીના બાકીના ચાર દેહ તે તો પુરૂષના વિભાગે વિભાગ જ હોય. આમ સ્ત્રીપુરૂષના ચાર દેહમાં તત્ત્વવિભાગનું પોષણ એક સરખું જ છે, માત્ર એકલા પરમકારણદેહને વિષે જ ફેરફાર છે.

હવે પંચ શરીરના તત્ત્વવિભાગ ન્યારા ન્યારા છે, છતાં તે પંચશરીરનું પંચ પ્રકારે જતમત જૂથ બાંધી રાખીને કોણ રહ્યું છે ? તેમજ પાંચ શરીરને વિષે જે પાંચ અહંતા રહેલી છે તે કોણ ધરાવે છે ? હવે તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું. તે સાંભળો. કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વ એક અવિકાસ-મહાતત્ત્વ, બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ, આ ત્રણ મહાતત્ત્વના વિભાગ પંચદેહને વિષે પોખ્યા હતા, તે

પૈકી અવિકાસ-મહાતત્ત્વ અને વિકાસ-મહાતત્ત્વના વિભાગ પાંચ શરીરના જૂથને જતમત રાખી રહ્યા છે અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ જે રહ્યું તેના વિભાગ પાંચ શરીરની સંધિને વિષે પોખ્યા હતા. આ કુંભસ્થ-મહાતત્ત્વના વિભાગ પાંચ શરીરમાં પાંચ પ્રકારની અહંતા માની રહ્યા છે.

હવે આ પંચદેહ નાના પ્રકારના વૈભવને વિષે ઉમંગી રહે છે તેને ઉમંગ કોણ કરાવે છે ? તેમજ કોઈ સમયે કંઈક વિપરીત જોઈને ઉમંગ ભંગ થાય છે તે કોણ ભંગ કરાવે છે ? હવે તે વિષે કહીએ છીએ. કર્તાની સંજમ-ભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ એક વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ, બીજું અનંગ-ચક્ષસત્ત્વ અને ત્રીજું કાળ-ચક્ષસત્ત્વ, આ ત્રણ ચક્ષસત્ત્વના વિભાગ જંગમજાતિ-મનુષ્યને પોખ્યા હતા; તે પૈકી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ અને અનંગ-ચક્ષસત્ત્વના વિભાગ પાંચ શરીરને વિષે રહીને પાંચે શરીરને ઉમંગી રાખે છે અને તે શરીરોમાં રહેલા કાળ-ચક્ષસત્ત્વના વિભાગ તે પાંચ શરીરના ઉમંગનો ભંગ કરતા રહે છે. આ પ્રકારે પાંચ શરીરને વિષે પાંચ અવસ્થા ભોગવે છે.

હવે આ પાંચ અવસ્થાઓ તે कया कया स्थानमां कइ कइ अवस्था भोगवे છે તે વિષે સાંભળો. નેત્રસ્થાને જાગ્રત-અવસ્થા ભોગવે છે; તથા કંઠસ્થાને સ્વપ્નાવસ્થા ભોગવે છે; તથા હૃદયસ્થાને સુષુપ્તિ-અવસ્થા ભોગવે છે; નાભિસ્થાને તુર્યાવસ્થા ભોગવે છે અને બ્રહ્મરંધ્રને વિષે ઉન્મની-અવસ્થા ભોગવે છે. આ પાંચ અવસ્થાઓ આ પાંચ સ્થાનને વિષે પાંચ પાંચ પ્રકારે ભોગવે છે તેમજ આ પાંચ અવસ્થાઓ ઊલટસૂલટ પલટાય છે, તે ક્યા આવરણે કરીને પલટાય છે તે વિષે કહું છું તે સાંભળો.

પાંચ તત્ત્વો વારાફરતી વર્તમાન કરે છે. આ તત્ત્વો પલટાય છે એથી કરી અવસ્થા પલટાય છે. હવે પંચતત્ત્વો પ્રાણાયામને વિષે ક્યા સ્વરૂપે વર્તમાન કરે છે તે સાંભળો. મહદ્ પ્રાણાયામના આભાસના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ પંચતત્ત્વને વિષે રહ્યા છે તે (સૂક્ષ્મ પ્રાણાયામ) વારા ફરતી વર્તમાન કરે છે. હવે પાંચ તત્ત્વોના પાંચ સૂક્ષ્મ પ્રાણાયામ તે ક્યા ક્યા જાણવા ? તે હવે કહું છું. તે સાંભળો. પાંચ તત્ત્વોના જે પાંચ સૂક્ષ્મ પ્રાણાયામ તે પાંચ પ્રાણવાયુ જાણવા. આ પાંચ તત્ત્વના પાંચ પ્રાણવાયુ-પ્રાણાયામ તે પૈકી ક્યા ક્યા તત્ત્વોના ક્યો ક્યો પ્રાણવાયુ-પ્રાણાયામ જાણવો તે સાંભળો. આ પાંચ વાયુ પૈકી અપાનવાયુ તે પૃથ્વીતત્ત્વનો પ્રાણાયામ જાણવો; પાનવાયુને જળતત્ત્વનો પ્રાણાયામ જાણવો; ઉદાનવાયુને

અગ્નિતત્ત્વનો પ્રાણાયામ જાણવો; વાન-વાયુને પવનતત્ત્વનો અને સમાન-વાયુ આકાશતત્ત્વનો પ્રાણાયામ જાણવો. આ પાંચ તત્ત્વોના પાંચ પ્રાણાયામ તે પાંચ તત્ત્વના મૂકાતા શ્વાસના પ્રાણાયામ જાણવા. હવે પાંચ તત્ત્વના લેવાતા શ્વાસના પાંચ પ્રાણાયામ તે ક્યા ? હવે તે કહીએ છીએ. આ પંચતત્ત્વના પાંચ લેવાતા શ્વાસના પ્રાણાયામને પાંચ ઉપશમ વાયુ જાણવા. આ પાંચ उपशम वायु તે ક્યા ક્યા છે તે વિષે કહું છું તે સાંભળો. એક નાગ-વાયું, બીજો કૂર્મ-વાયુ, ત્રીજો કલકલ-વાયુ, ચોથો દેવદત્ત અને પાંચમો ધનુર્વાયુ. પાંચ વાયુ પાંચતત્ત્વના લેવાતા શ્વાસના પ્રાણાયામ જાણવા. આ પંચ-ઉપશમ વાયુ જે પંચતત્ત્વના લેવાતા શ્વાસના પ્રાણાયામ તે ક્યા ક્યા તત્ત્વનો ક્યો ક્યો ઉપશમવાયુ લેવાતા શ્વાસનો પ્રાણાયામ જાણીએ ? હવે તે કહું છું જે સાંભળો. કૂર્મ-ઉપશમવાયુ પૃથ્વીતત્ત્વના લેવાતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. કલકલ-ઉપશમવાયુ જલતત્ત્વના લેવાતા શ્વાસનો પ્રાણાયામ જોણવો. દેવદત્ત-ઉપશમવાયુ અગ્નિતત્ત્વના લેવાતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. નાગ-વાયું તે પવનતત્ત્વના લેવાતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. ધનુર્વાયુ તે આકાશતત્ત્વના લેવાતા શ્વાસનો પ્રાણાયામ જાણવો.

હવે પંચતત્ત્વને વિષે આ પંચ જુગલ પ્રાણાયામ સૂક્ષ્મ ભાગે રહ્યા છે તે પંચભૂતના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રાણાયામને વિષે વર્તે છે. આ પંચતત્ત્વના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રાણાયામને વિષે ક્યા પ્રકારે વર્તે છે તે કહીએ છીએ. મૂકાતા મહદ્ પ્રાણાયામને વિષે તો પાંચ તત્ત્વના પાંચ મૂકાતા પ્રાણાયામ વર્તે છે અને લેવાતા મહદ્ પ્રાણાયામને વિષે તો પાંચ તત્ત્વના લેવાતા પાંચ સૂક્ષ્મ પ્રાણાયામ વર્તે છે. આ પ્રકારે પંચતત્ત્વના પંચસૂક્ષ્મ પ્રાણાયામ પંચતત્ત્વના વિકારસંયુક્ત મહદ્ પ્રાણાયામને વિષે વર્તે છે. આ પંચતત્ત્વના વિકારી પ્રાણાયામના આવરણે કરીને તત્ત્વભેદે અવસ્થાઓ પલટાય છે.

हवे कया तत्त्वना आवरणथी कइ अवस्था पलटाय છે તે કહીએ છીએ. પૃથ્વીતત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ જ્યારે મહદ્ પ્રાણાયામને વિષે વર્તે, ત્યારે જાગ્રત-અવસ્થા સ્ફુરણ થાય. જ્યારે જળતત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રાણાયામને વિષે વર્તે, ત્યારે સ્વપ્રવસ્થા સ્ફુરણ થાય. જ્યારે અગ્નિતત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રાણાયામને વિષે વર્તે, ત્યારે સુષુપ્તિ-અવસ્થા સ્ફુરણ થાય. જ્યારે વાયુતત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રાણાયામને વિષે વર્તે, ત્યારે તુર્યાવસ્થા સ્ફુરણ થાય. વળી જ્યારે આકાશતત્ત્વનો સૂક્ષ્મ

પ્રાણાયામ મહદ્ પ્રાણાયામને વિષે વર્તે, ત્યારે ઉન્મની-અવસ્થા સ્ફુરણ થાય. આ પંચ અવસ્થા પંચતત્ત્વના પ્રાણાયામના આવરણે કરીને પલટાય છે.

હવે તે પંચતત્ત્વના પ્રાણાયામ પંચતત્ત્વોને વિષે કયા પ્રકારે રહ્યા છે તે કહીએ છીએ. જેવી રીતે, વાજિંત્રને વિષે નાદ રહ્યો છે તથા કાષ્ઠપાષાણને વિષે અગ્નિ રહ્યો છે અને લુહારની ધમણને વિષે પવન રહ્યો છે; આ ત્રણ દષ્ટાન્તનું સત્ત્વકારણ જે શબ્દ, અગ્નિ અને વાયુ તે સામાન્ય ભાગે જડવત્ રહ્યું છે, પણ કોઈ વિશેષ સત્ત્વવાન ચૈતન્ય મળે ત્યારે આ ત્રણ દષ્ટાન્તના સત્ત્વને જાગ્રત કરે છે. જે કાષ્ઠપાષાણનો અગ્નિ, ધમણનો પવન અને વાજિંત્રનો શબ્દ, આ ત્રણને કોઈ વિશેષ સત્તાવાન ચૈતન્ય જાગ્રત કરે છે, પણ આપોઆપ કોઈ જાગ્રત થતું નથી, કારણ કે તેમાં સામાન્ય ચૈતન્ય રહ્યું છે, તેણે કરીને આપોઆપ ચેતન થવાય નહિ. આ ત્રણ દષ્ટાન્તના ન્યાયે પંચભૂતને વિષે પંચ સૂક્ષ્મ પ્રાણાયામ સામાન્ય ભાગે રહ્યા છે. વળી કાષ્ઠપાષાણના અગ્નિ, ધમણના પવન અને વાજિંત્રના શબ્દને વિશેષ ચૈતન્યવાન મળે છે, ત્યારે તેને જાગ્રત કરીને મહદ્ સત્ત્વને વિષે મેળવે છે. આ મહદ્ સત્ત્વ તે મહદ્ આકાશ, મહદ્ અગ્નિ અને મહદ્ પવન હોઈ તેને વિષે મેળવે છે, આ ત્રણ સામાન્ય સત્ત્વ, જે કાષ્ઠપાષાણનો અગ્નિ, ધમણનો પવન અને વાજિંત્રનો શબ્દ, આ ત્રણ પ્રગટ થયા પછી મહદ્માં મળી જાય છે; પરંતુ તે વિશેષ સત્ત્વ ચૈતન્ય પુરૂષથી પ્રગટ થાય છે અને પછી મહદ્ સત્ત્વને વિશે મળી જાય છે. આ પ્રકારે, આજ ન્યાયે આ પંચભૂતને વિષે પંચ સામાન્ય પ્રાણાયામ રહ્યા છે, પરંતુ કોણ વિશેષ સત્ત્વ-ચૈતન્ય જાગ્રત કરીને પંચભૂતના આ સામાન્ય પ્રાણાયામને, મહદ્ પ્રાણાયામને વિષે મેળવે છે ? તે વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો. કર્તાની સંજમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ, એક વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ, બીજું અનંગ-ચક્ષસત્ત્વ અને ત્રીજું કાળ-ચક્ષસત્ત્વ, આ ત્રણ ચક્ષસત્ત્વ તે પંચતત્ત્વના પ્રાણાયામને જાગ્રત કરીને મહદ્ પ્રાણાયામને વિષે મેળવે છે.

હવે કયા પ્રકારે દરેક પ્રાણાયામને જાગ્રત કરી મહદ્ પ્રાણાયામને વિષે મેળવે છે અને પાછા ક્યા પ્રકારે દરેક પ્રાણાયામને મંદ કરી નાખે છે, તે વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો. પ્રથમ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જ્યારે પૃથ્વીતત્ત્વના પ્રાણાયામને જાગ્રત કરે છે. ત્યારે અનંગ-ચક્ષસત્ત્વ તે પૃથ્વીતત્ત્વના પ્રાણાયામને મહદ્ પ્રાણાયામને વિષે મેળવે છે; ત્યારે જાગ્રત-અવસ્થા સ્ફુરે છે. આ જાગ્રત-અવસ્થા આઠસોને ચોસઠ અજંપાનો જાપ

ભોગવે. ત્યાર પછી કાળ-ચક્ષસત્ત્વ તે પૃથ્વીતત્ત્વના પ્રાણાયામને મહદ્ પ્રાણાયામને વિષેથી વિખૂટો પાડીને મંદ કરી નાખે છે, ત્યારે જાગ્રત-અવસ્થા લીન પામી જાય છે. ત્યાર પછી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જ્યારે જળતત્ત્વના પ્રાણાયામને જાગ્રત કરે છે, ત્યારે અનંગ-ચક્ષસત્ત્વ તે જળતત્ત્વના પ્રાણાયામને લઈને મહદ્ પ્રાણાયામને વિષે મેળવે છે; ત્યારે સ્વપ્રાવસ્થા સ્ફુરણ થાય. આ સ્વપ્રાવસ્થા આઠસોને ચોસઠ મહદ્ પ્રાણાયામ સુધી ભોગવે. ત્યાર પછી કાળ-ચક્ષસત્ત્વ તે જળતત્ત્વના પ્રાણાયામને મહદ્ પ્રાણાયામથી વિખૂટો પાડીને મંદ કરી નાખે છે; ત્યારે સ્વપ્રાવસ્થા લીન પામી જાય. હવે ત્યાર પછી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ અગ્નિતત્ત્વના પ્રાણાયામને જ્યારે જાગ્રત કરે છે, ત્યારે અનંગ-ચક્ષસત્ત્વ તે અગ્નિતત્ત્વના પ્રાણાયામને લઈને મહદ્ પ્રાણાયામને વિષે સંયોગ કરે છે; ત્યારે સુષુપ્તિ-અવસ્થા સ્ફુરણ થાય. આ સુષુપ્તિ આઠસોને ચોસઠ પ્રાણાયામ સુધી ભોગવે છે. ત્યાર પછી કાળ-ચક્ષસત્ત્વ તે અગ્નિતત્ત્વના પ્રાણાયામને મહદ્ પ્રાણાયામથી ભિન્ન પાડીને મંદ કરી નાખે છે, ત્યારે સુષુપ્તિ-અવસ્થા લીન થઈ જાય. હવે ત્યાર પછી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ પવનતત્ત્વના પ્રાણાયામને જ્યારે જાગ્રત કરે છે, ત્યારે અનંગ-ચક્ષસત્ત્વ તે પવનતત્ત્વના પ્રાણાયામને લઈને મહદ્ પ્રાણાયામને વિષે સંયોગ કરે છે; ત્યારે તુર્યાવસ્થા સ્ફુરણ થાય છે. આ તુર્યાવસ્થા આઠસોને ચોસઠ મહદ્ પ્રાણાયામના જાપ સુધી ભોગવે છે. ત્યાર પછી કાળચક્ષસત્ત્વ તે પવનતત્ત્વના પ્રાણાયામને મહદ્ પ્રાણાયામથી વિખૂટો પાડીને મંદ કરી નાખે છે, ત્યારે તુર્યાવસ્થા લીન થઈ જાય. હવે ત્યાર પછી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ આકાશતત્ત્વના પ્રાણાયામને જ્યારે જાગ્રત કરે છે, ત્યારે અનંગ-ચક્ષસત્ત્વ તે આકાશતત્ત્વના પ્રાણાયામને લઈને મહદ્ પ્રાણાયામને વિષે મેળવે છે, ત્યારે ઉન્મુની-અવસ્થા સ્ફુરણ થાય. આ ઉન્મુની-અવસ્થા આઠસોને ચોસઠ મહદ્ પ્રાણાયામના જાપ સુધી ભોગવે છે. ત્યાર પછી કાળ-ચક્ષસત્ત્વ તે આકાશતત્ત્વના પ્રાણાયામને મહદ્ પ્રાણાયામથી વિખૂટો પાડીને મંદ કરી નાખે છે, ત્યારે ઉન્મુની-અવસ્થા લીન પામી જાય. આ પ્રકારે પંચતત્ત્વના સૂક્ષ્મ પ્રાણાયામને મહદ્ પ્રાણાયામને વિષે ત્રણ ચક્ષસત્ત્વ વર્તમાન કરાવે છે તેણે કરીને પંચ અવસ્થા પલટાય છે અને જે જે અવસ્થા સ્ફુરણ થાય છે તે તે અવસ્થાની ક્રિયા પણ ત્રણ ચક્ષસત્ત્વ કરે છે અને જે સમયે જે અવસ્થા સ્ફુરણ થાય છે તે સમયે તે અવસ્થાની સ્મૃતિ હોય અને અન્ય અવસ્થાની ક્રિયા વિસર્જન થાય છે, તે ત્રણ ચક્ષસત્ત્વને લઈને થાય છે, વળી જાગ્રત અવસ્થાને વિષે સર્વ

અવસ્થાનું જ્ઞાન સ્ફુરાયમાન થાય છે અને બાવન અક્ષરની આદ્ય લઈ શબ્દ-ઉચ્ચારણ પણ જાગ્રતને વિષે થાય છે; બીજી અવસ્થાઓને વિષે બાકીની અવસ્થાઓનું જ્ઞાન હોતું નથી અને શબ્દ-ઉચ્ચાર (શબ્દોચ્ચાર) પણ થતો નથી.

હવે ક્યા ભેદે કરીને બીજી અવસ્થામાં જ્ઞાન નથી થતું તેમજ શબ્દોચ્ચાર પણ નથી થતો ? વળી જાગ્રત-અવસ્થાને વિષે સર્વ અવસ્થાનું જ્ઞાન થાય છે તે કયા અનુક્રમે કરીને થાય છે ? તે સાંભળો. જાગ્રત-અવસ્થા તો નેત્રદ્વારે કરીને સ્ફુરણ થાય છે. આ નેત્રદ્વારની નાડીઓના છેદ બ્રહ્મરંધ્રને વિષે એકતા રાખીને રહ્યા છે. આ બ્રહ્મરંધ્રને વિષે આકાશતત્ત્વનું વિશેષપણું રહ્યું છે અને આ વિશેષ આકાશતત્ત્વને વિષે પરમકારણદેહ રહ્યો છે તેમજ આ પરમકારણદેહમાં ઉન્મુની-અવસ્થા રહી છે, આ ઉન્મુની-અવસ્થામાં નચિંત-અંતઃકરણ રહ્યું છે. આ નચિંત-અંતઃકરણને વિષે મહદ્ સુજાણ કેવલકર્તાની અંશવૃત્તિનો જે અંશ તે દેહસ્ફુરણસાજનો સાક્ષી અને સર્વાતીત, સર્વનું જીવન, સર્વનો પ્રેરક તથા પ્રકાશક, સર્વનો ચિંતક તેમજ સર્વથી અચિંત્ય, સર્વના અવ્યક્ત સત્ત્વરૂપ અને સર્વના અવ્યક્ત મહત્વરૂપ એવો; અચિંત્ય, અવ્યક્ત, સુજાણસ્વરૂપ મહદ્ કેવલ કર્તાનો જે અંશ તે દેહાતીત દેહને વિષે રહ્યો છે; તે આપણું પોતાનું શુદ્ધ સ્વરૂપ તે નિજજાણપણું જાણવું. આ જાણપણું તે સર્વ પદાર્થસંયુક્તની જાણના જીવનરૂપ હોઈ તે સદાકાળ અવ્યક્ત મૂર્તિમાન તથા લક્ષાલક્ષ રહિત, અખંડ એક રસરૂપે રહ્યો છે. આમ છે છતાં જાણપણું અવસ્થા પલટાવાથી અવસ્થાની સાથે લીન પામી જાય છે. કારણ કે આ જાણ તો પદાર્થસંયુક્તની હતી તે અવસ્થા બદલાતાં લીન પામી જાય છે. આ વિષયને સ્પષ્ટ સમજાવવા એક દૃષ્ટાન્ત કહું છું તે સાંભળો. જ્યારે સૂર્યનું પ્રતિબંબ જળને વિષે પડે છે અને જળ ઉપર કાંઈક આવરણ (લીલ વગેરે) આવે છે, ત્યારે જળ સંયુક્ત સૂર્ય લીન પામી જાય, પણ નિજ સૂર્ય તો તેમનો તેમજ રહે છે; તેવીજ રીતે અહીં પ્રાણાયામરૂપ જળને વિષે નિજ જાણસ્વરૂપનું પ્રતિબિંબ રહ્યું છે, તેની ઉપર પંચતત્ત્વના વિકાર સંયુક્ત પ્રાણાયામરૂપ આવરણ આવે છે એથી કરીને આ પ્રાણાયામ સંયુક્ત જાણ અવસ્થાને વિષે લીન પામે છે. વળી આ પ્રાણાયામ સર્વ પદાર્થ સંયુક્ત રહેલો છે, આ કારણને લીધે પદાર્થ સંયુક્ત જાણ અવસ્થા પલટાતાં લીન પામે છે, હવે આ પંચતત્ત્વના પ્રાણાયામમાં જે આવરણ આવે છે તેને લાવનાર ત્રણ ચક્ષસત્ત્વ છે અને આવરણને દુર કરે છે તે

પણ ત્રણ ચક્ષસત્ત્વજ કરે છે. આ પ્રકારે પદાર્થ સંયુક્ત જાણ અવસ્થાને વિષે લીન થાય છે પણ નિજજ જાણસ્વરૂપ તે સનાતન હોઈ સદાયકાળ જેમ છે તેમજ રહે છે. તે સર્વ અવસ્થાને વિષે એકરસ અને પિંડબ્રહ્માંડમાં (ગળાથી ઉપરનો ભાગ બ્રહ્માંડ અને ગળાની નીચેનો ભાગ પિંડ છે એમ જાણવું) અનુસ્યૂત; સરલ, સભેદ સર્વાતીત અને સાક્ષીવત્ છે. આ નિજ જાણસ્વરૂપ જે સ્વયં આપનું આપ તે નિજસુજાણ કેવલકર્તાનો અંશ હોઈ તે પ્રગટ પ્રસિદ્ધ પિંડને વિષે હાલહજુર રહ્યો છે. તે શુદ્ધ સ્વરૂપ નિજ સુજાણજાણ કેવલકર્તાના અંશનો વિશેષ આભાસ તે ઉન્મુની-અવસ્થાના નચિંત-અંતઃકરણને વિષે રહ્યો છે. આ નચિંત-અંતઃકરણ જાગ્રત-અવસ્થામાં નેત્રદ્વારની નાડીઓના છેદને વિષે થઈને એકરસ થાય છે. આ પ્રમાણે આ ઉન્મુની-અવસ્થા અને નચિંત-અંતઃકરણની એકતા પામીને જાગ્રત અવસ્થા વિશેષ જાગ્રત થાય છે. આ વિશેષ જાગ્રત-અવસ્થાને વિષે ત્રણ ચક્ષસત્ત્વ આવીને તેઓ પણ વિશેષ જાગ્રત થાય છે. આ ત્રણ ચક્ષસત્ત્વ ઉજાગ્રત થઈને જાગ્રત-અવસ્થાને વિષે મન-અંતઃકરણને સુજાગ્રત કરે છે. આ પ્રમાણે મન-અંતઃકરણ અને ત્રણ ચક્ષસત્ત્વ ઉજાગ્રત થયાં એથી કરી જાગ્રત-અવસ્થામાં ચારે અવસ્થાનું જ્ઞાન થાય છે. વળી બાવન અક્ષર સંયુક્ત શબ્દોચ્ચાર થાય છે તે નિજજાણસ્વરૂપના વિશેષ આભાસે કરીને જાગ્રત-અવસ્થાને વિષે થાય છે. આ જે શબ્દોચ્ચાર થાય છે તે કઈ અવસ્થાનો અને કોના હુકમથી કોણ કરે છે અને ક્યા પ્રકારે થાય છે તે વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો.

જ્યારે નિજજાણસ્વરૂપ કેવલકર્તાના અંશને શબ્દ-ઉચ્ચાર કરવાની ઈચ્છા થાય છે, ત્યારે નિજજાણસ્વરૂપ ત્રણ ચક્ષસત્ત્વને હુકમ કરે છે; ત્યારે આ ત્રણ ચક્ષસત્ત્વ, કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વ, એક અવિકાસ-મહાતત્ત્વ, બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ, આ ત્રણ મહાતત્ત્વોને સામાસામી ત્રણ ચક્ષસત્ત્વ ભીડવાવે છે, ત્યારે તેનો શબ્દ થાય છે. આ ત્રણ મહાતત્ત્વો તે પૈકી લેવાતો પ્રાણાયામ તે અવિકાસ-મહાતત્ત્વ અને મૂકાતો પ્રાણાયામ તે વિકાસ-મહાતત્ત્વ અને સ્તંભન પ્રાણાયામ તે કુંભસ્થ-મહાતત્ત્વ હોઈ આ ત્રણ મહાતત્ત્વના આક્રાંત સંયોગે કરીને શબ્દ થાય છે. (આક્રાંત સંયોગનો અર્થ આ પ્રમાણે છે. ત્રણ ચક્ષસત્ત્વ ત્રણ મહાતત્ત્વોને સામાસામી ભીડવાવીને, એક બીજાને સામસામી દબાવીને તથા કસીને આ મહાતત્ત્વોનું મંથન કરે છે. આમ દબાણ કરીને મંથન કરી આ મહાતત્ત્વોને ઘેરી અકળાવે છે. આ પ્રમાણે મંથન થતાં વિત્તરૂપ શબ્દો નીકળે છે. આ પ્રમાણે ચક્ષસત્ત્વ શબ્દોચ્ચાર કરાવે છે.) જાગ્રત સિવાયની બીજી

અવસ્થાઓને વિષે તથા મન સિવાયનાં બીજાં અંતઃકરણોને વિષે નિજજાણસ્વરૂપનો સામાન્ય આભાસ સ્પર્શાસ્પર્શ એટલે કે એકબીજી અવસ્થાનો પટ પામીને રહેલો છે. આ કારણને લીધે તે ચાર અવસ્થાઓમાં અંધતમ અંધાધુંધ નિદ્રા વર્તે છે. આ અંધાધુધ નિદ્રાએ કરીને તે અવસ્થાઓને વિષે ત્રણ ચક્ષસત્ત્વ તે પણ અંધપણું પામીને રહ્યાં છે. આ કારણને લીધે બીજી અવસ્થાઓનું જ્ઞાન તે અવસ્થાઓને વિષે રહેતું નથી અને જાગ્રત-અવસ્થાને વિષે તો ઉન્મની-અવસ્થાના સજાણ-સ્વરૂપના ભાસની વિશેષ એકતા રહી છે; તેણે કરીને જાગ્રત-અવસ્થામાં ત્રણ ચક્ષસત્ત્વ વિશેષ ઉજાગ્રતપણું પામે છે. આ વિશેષ ઉજાગ્રતને વિષે જાગ્રત-અવસ્થાની આદ્ય લઈને પાંચ અવસ્થા જાગ્રતના ઉદરને વિષે વર્તે છે. આ કારણને લીધે આ અવસ્થાઓ જાગ્રત સરખી જ દેખાય છે, પણ માત્ર તેનાં ચિહ્ન દરશ્યામાં આવે તેણે કરીને આ ચાર અવસ્થા જાગ્રતને વિષે જણાય છે. આ પ્રકારે પંચ અંતઃકરણ અને પંચ અવસ્થા ઊલટસૂલટ થાય છે તે કર્તાની સંજમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ કર્યે જાય છે. હવે આ તો ત્રણ ચક્ષસત્ત્વનાં જંગમની વિષે અવસ્થાભેદે રમણ કરવાનાં સહેલાણી મકાનનાં ચિહ્ન કહ્યાં.

## દોહા

તીન ચક્ષ અનુકરમહી, કીયે પસરન ગતિ પંચ;
જાગ્રત સ્વપ્ર સસોપતિ, ઉનમુનિ તુરી સકંચ.
અબ તીનું પુની સ્થાનકી, રૂચીત રમણ અતિગાર;
પ્રાણ ગવન ગતિગમ કહું, નારણદાસ સુણ સાર.

જાગ્રત, સ્વપ્ર, સુષુપ્તિ, તુર્યા અને ઉન્મની આ પાંચ અવસ્થાઓને સકંચામાં લાવી તેમને ગતિ આપી ત્રણ ચક્ષસત્ત્વ આ અવસ્થાઓનો પ્રસારો કરે છે. આમ પંચ અવસ્થાઓનો પ્રસારો કરી રૂચિ પ્રમાણે રમણ કરનાર તેના સત્ત્વરૂપે રહેલાં આ ત્રણ ચક્ષસત્ત્વનાં સ્થાન ક્યાં છે અને પ્રાણાયામને કેવી રીતે ગમન કરાવે છે તે વિષે મહાન સમર્થ કુવેરસ્વામી કહે છે કે હે નારણદાસ ! સારરૂપ હકીકત કહું છું તે તું સાંભળ.

❀ ❀ ❀

# ત્રણ ચક્ષસત્ત્વની મહદ્ મકાનમાં રમણ કરવાની ગતિ વિષે

## કંદ : ૧૪ મો

હવે આ ત્રણ ચક્ષસત્ત્વ કયા કયા સ્થાનમાં રમણ કરે છે તે વિષે સાંભળો. દરેકે દરેક ચક્ષસત્ત્વ ત્રણ ત્રણ સ્થાનમાં રમણ કરે છે, તે ક્યા ક્યા સ્થાનમાં ક્યું ક્યું ચક્ષસત્ત્વ રમણ કરે છે તે સાંભળો. બે બે સ્થાન ચક્ષસત્ત્વરૂપ સહેલાણીને સહેલ કરવાનાં છે અને એક એક મકાન આ દરેક ચક્ષસત્ત્વને રહેવાનું સ્થાન છે; તે પૈકી સહેલાણી સ્થાન કહું છું. પ્રથમ અનંગ-ચક્ષસત્ત્વનાં સહેલાણી મકાન તે નેત્રદ્વાર અને ઉપસ્થ-ઈંદ્રી, આ બન્ને મકાન અનંગ-ચક્ષસત્ત્વનાં સહેલાણી જાણવાં. હવે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનાં સહેલાણી મકાન તે હૃદય સ્થાન અને કર્ણદ્વાર જાણવા અને કાળ ચક્ષસત્વના સહેલાણી સ્થાન તે એક રસના અને બીજું મુખ હોઈ આ ત્રણ ચક્ષસત્ત્વનાં બબ્બે સહેલાણી સ્થાન કહ્યાં. આ બબ્બે સ્થાનમાં એકએક ચક્ષસત્ત્વ રહીને બીજી સર્વ ઈંદ્રિયોની સહેલ કરે છે, પણ ઘણુંખરૂં તો આ બે બે ઈંદ્રિયોને વિષે વર્તે છે. વળી આ ત્રણ ચક્ષસત્ત્વ તે મૂળ સ્થાનમાં શ્રેષ્ઠ ભાગે રહ્યાં છે. આ ત્રણ શ્રેષ્ઠ ચક્ષસત્ત્વભાગને વિષે બાકીના ચક્ષસત્ત્વના સૂક્ષ્મભાગ બે બે મળવાથી એક બીજાને વિષે માંહોમાંહી રહ્યા છે, તે વિષે કહું તે સાંભળો. પ્રથમ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વને વિષે એક ભાગ કાળ-ચક્ષસત્ત્વનો અને એક ભાગ અનંગ-ચક્ષસત્ત્વનો, આ બે ભાગ મિશ્ર રહ્યા છે; કાળ-ચક્ષસત્ત્વને વિષે એક ભાગ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો અને એક ભાગ અનંગ-ચક્ષસત્ત્વનો, આ બે ભાગ મિશ્ર રહ્યા છે; અને અનંગ-ચક્ષસત્ત્વને વિષે એક ભાગ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો અને એક ભાગ કાળ-ચક્ષસત્ત્વનો, આ બે ભાગ મિશ્ર રહ્યા છે.

હવે આ ત્રણ ચક્ષસત્ત્વને વિષે એક એકમાં બીજાં ચક્ષસત્ત્વના બે બે ભાગ રહ્યા છે તેનાં વર્તમાન કહું છું તે સાંભળો. પ્રથમ અનંગ-ચક્ષસત્ત્વ તે નેત્રદ્વારે વર્તે છે; તે સ્ત્રીની આદ્ય લઈ સર્વ રૂપને નિહાળે છે, તે મૂળ અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. તેમાં સારઅસારરૂપની પરીક્ષા કરે છે, તે અનંગ-ચક્ષસત્ત્વને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો વિભાગ

જાણવો. તેના વિષે દષ્ટિને અસારરૂપનો અભાવ ઊપજાવે છે તે અનંગ-ચક્ષસત્ત્વને વિષે કાળ-ચક્ષસત્ત્વનો વિભાગ જાણવો. આ પ્રકારે અનંગ-ચક્ષસત્ત્વને વિષે બીજાં બે ચક્ષસત્ત્વના વિભાગ વર્તે છે. હવે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે હદયસ્થાનને વિષે રહ્યું છે; તે વહેવારિક ભાવની સર્વ ક્રિયાની વિભક્તિ ન્યારી ન્યારી દેખાડે છે, તે મૂળ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. તેમાં સારભાવને ગ્રહણ કરી પ્રિય માને છે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વને વિષે અનંગ-ચક્ષસત્ત્વનો વિભાગ જાણવો અને અસારભાવનો અભાવ ઊપજાવે છે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વને વિષે કાળ-ચક્ષસત્ત્વનો વિભાગ જાણવો. આ પ્રકારે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વને વિષે બીજાં બે ચક્ષસત્ત્વના વિભાગ વર્તે છે. હવે કાળ-ચક્ષસત્ત્વ તે વદનદ્વારને વિષે રહ્યું છે, તે મૂળ પ્રાણાયામના જીવનને કાટીને શબ્દોચ્ચાર કરી નાખે છે તે મૂળ કાળ-ચક્ષસત્ત્વ જાણવું. વળી આ શબ્દોને વિષે અક્ષરનો છંદ બંધાય છે તે કાળ-ચક્ષસત્ત્વને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો વિભાગ જાણવો તથા આ અક્ષરના છંદને વિષે પ્રિયપણાનું હેત રહ્યું છે તે કાળ-ચક્ષસત્ત્વને વિષે અનંગ-ચક્ષસત્ત્વનો વિભાગ જાણવો. આ પ્રમાણે એક એક સહેલાણી સ્થાનને વિષે ત્રણ ચક્ષસત્ત્વ રહ્યાં છે, એજ પ્રકારે બીજાં સહેલાણી સ્થાનને વિષે વર્તમાન કરે છે. આ પ્રકારે ત્રણ ચક્ષસત્ત્વ પૈકી એક એકના બે બે સહેલાણી સ્થાન કહ્યાં.

હવે ત્રણ ચક્ષસત્ત્વનાં મૂળ મકાનીસ્થાન કહું છું તે સાંભળો. કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં જે ત્રણ મહાતત્ત્વો તે ત્રણ ચક્ષસત્ત્વનાં મૂળ મકાની સ્થાન જાણવાં. હવે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો ક્યાં અને ક્યા મહાતત્ત્વને વિષે ક્યું ચક્ષસત્ત્વ રહ્યું છે તે વિષે સાંભળો. એક અવિકાસ-મહાતત્ત્વ, બીજું વિકાસ-મહાતત્ત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્ત્વ, આ ત્રણ પૈકી અવિકાસ મહાતત્ત્વ તે લેવાતો પ્રાણાયામ હોઈ તેને વિષે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ રહ્યું છે; તેમજ મૂકાતો પ્રાણાયામ તે વિકાસ-મહાતત્ત્વ હોઈ તેને વિષે કાળ-ચક્ષસત્ત્વ રહ્યું છે, અને ત્યારબાદ બન્ને શ્વાસની સંધિને વિષે શ્વાસ સ્તંભન પામે છે તે કુંભસ્થ-મહાતત્ત્વ હોઈ તેને વિષે અનંગ-ચક્ષસત્ત્વ રહ્યું છે. આ ત્રણ મહાતત્ત્વોરૂપ પ્રાણાયામમાં ત્રણ ચક્ષસત્ત્વ રહ્યાં છે. હવે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે લેવાતા પ્રાણાયામ શ્વાસને ભીતર પૂરીને પુષ્ટ કરે છે, તેણે કરીને પ્રાણાયામ અતિશય બહાર વહી જતો નથી ત્યાર બાદ અનંગ-ચક્ષસત્ત્વ તે કુંભકને વિષે પૂરક પ્રાણાયામ જે લેવાતો શ્વાસ તેને અંદર ખેંચી રાખે છે, તેણે કરીને પ્રાણાયામમાં બળ રહે છે; તેમજ શરીરને વિષે બળયુક્ત પ્રાણાયામનો જમાવ કરે છે, તે અનંગ-ચક્ષસત્ત્વ પ્રણવને ખેંચી રાખે છે એથી કરીને શરીરમાં સામર્થ્યતા

રહી છે. ત્યારપછી કાળ-ચક્ષસત્ત્વ મૂકાતા પ્રાણાયામ-શ્વાસને બહાર રેચક કરી નાખે છે, કારણ કે આ પ્રાણાયામનો કાળ કરવા સારૂ કાળ-ચક્ષસત્ત્વ આ પ્રાણાયામને બહાર ઊલેચી નાખે છે. જ્યારે અનંગ-ચક્ષસત્ત્વ નિર્બળતા પામે છે, ત્યારે કાળ-ચક્ષસત્ત્વ બહાર મૂકાતા પ્રાણાયામને રેચક કરી નાખે છે; આથી કરી શરીર જલદી નાશ પામે છે. આ કારણને લીધે યોગીજનો અનંગ-ચક્ષસત્ત્વ જે કામદેવ, તે કામદેવને જીતીને જતમત રાખે છે. આ પ્રમાણે આ કામદેવને જતમત રાખવાથી અનંગ-ચક્ષસત્ત્વમાં અતિશય સામર્થ્યતા આવે છે. આ અનંગ-ચક્ષસત્ત્વની સામર્થ્યતાએ કરીને પ્રાણાયામને વિશેષ કુંભક કરી રાખે છે. આમ પ્રાણાયામ વિશેષ કુંભક રહે છે ત્યારે સર્વ શરીર ઐશ્વર્યતાયુક્ત સામર્થ્યતા પામે છે. આ કારણને લીધે યોગીનું વચન ફળીભૂત થાય છે અને ઘણા કાળ સુધી શરીર ચિરંજીવી રહે છે. વળી અનંગ જીતવાથી યોગી કાળજીત રહે છે અને સર્વ સિદ્ધિની પ્રાપ્તિ પણ થાય છે. જ્યારે અનંગ-ચક્ષસત્ત્વ પ્રાણાયામને વિશેષ કુંભક કરી રાખે છે, ત્યારે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે પણ વિશેષ સામર્થ્યતા પામે છે; આથી કરી વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ તે સર્વ દેહની ઈંદ્રિયો, અંતઃકરણ અને ગુણ વગેરેના વહેવારીક વિષયો, જે જે ઈંદ્રિયોના જે જે વિષય હોય તે તે ઈંદ્રિયોને તેના તે વિષયનો વર્ગ જણાવે છે અને પોતે પણ જાણે છે. તે માટે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ વિશેષ સામર્થ્યતા પામ્યા થકી યોગીજન સર્વ પદાર્થભાવનાની ગતિને અગમનિગમ જાણે છે, તે માટે તેને વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વે કરીને યોગી જાણે છે; ત્યારે બીજી બાજુ કાળ-ચક્ષસત્ત્વ તે શરીરના જીવનરૂપ જે પ્રાણાયામ તેને બહાર રેચક કરી કાઢી નાખી નાશ કરે છે. આ નાશ પમાડવાની જે ક્રિયા કરે છે તે કાળ-ચક્ષસત્ત્વ જાણવું. વળી અનંગ-ચક્ષસત્ત્વ જે કામદેવ તે પ્રાણાયામ અને સર્વ શરીરને જતમત કરીને ઘણો કાળ અનંગભર્યું રાખે છે. આ ક્રિયા કરનાર જે છે તે અનંગ-ચક્ષસત્ત્વ જાણવું. આ પ્રકારે ત્રણ ચક્ષસત્ત્વ તેમના મૂળ સ્થાનમાં રહી ઈંદ્રિયો વગેરેને સ્મૃતિ આપવાની ક્રિયા કરે છે. આ પ્રકારે ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા સ્થાવરજંગમ, કીટ, પતંગ, પશુ, પક્ષીની આદ્ય લઈ દેવ, નર, નાગ, મનુષ્યઅને યક્ષપર્યંત સર્વને વિષે જાણવી. તેમાં જે પ્રકારે જેટલા વિભાગ જેને વિષે કર્તાની ક્રિયાવૃત્તિએ પોખ્યા હોય તે તે પ્રમાણે તે તે જાતિને વિષે ક્રિયા થાય છે. આ પ્રકારે ત્રણ ચક્ષસત્ત્વ અહર્નિશ સદાકાળ વર્તમાન કરે જાય છે.

આમ ત્રણ ચક્ષસત્ત્વ વર્તમાન કરતાં કરતાં ઘણા દિવસે પ્રથમ અનંગ-ચક્ષસત્ત્વ હારી જાય છે, ત્યારે લેવાતા પ્રાણાયામ-શ્વાસનું કુંભકમાંથી ખેંચાણપણું છૂટી જાય છે. આમ જ્યારે લેવાતા શ્વાસનું ખેચાણપણું છૂટી જાય, ત્યારે શ્વાસ શિથિલ થઈ જાય છે. આમ જ્યારે શ્વાસ શિથિલ થઈ જાય ત્યારે શ્વાસ પૂરક વખતે જેટલો અંદર પોખાય તેટલો ને તેટલો બહાર રેચક થઈ જાય; પણ શરીરમાં શ્વાસને કોઈ સંઘરે નહિ. આમ જ્યારે શરીરને વિષે શ્વાસનો કોઈ સંગ્રહ કરે નહિ ત્યારે શરીર અતિશય શિથિલ થઈ જાય. શિથિલતા વધતી જાય ત્યારે શરીર વડે હલણચલણ સૂક્ષ્મ થાય. એમ કરતાં કરતાં થોડા દિવસમાં વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો નાશ થાય છે. આમ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વનો નાશ થાય, ત્યારે કાળ-ચક્ષસત્ત્વ એકલું જ રહે. જ્યારે કાળ-ચક્ષસત્ત્વ એકલું રહે, ત્યારે પ્રાણાયામ બહાર રેચક થયે જાય; પણ પાછો શ્વાસ ઊલટીને પૂરક થાય નહિ, માત્ર એકલો રેચક થયે જાય; કારણ કે પ્રથમ વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ નાશ પામ્યું છે, એથી કરી પ્રાણાયામને અંદર પાછો પૂરક કરનાર કોઈ રહેતું નથી. વળી કુંભકને વિષેથી પ્રથમ અનંગ-ચક્ષસત્ત્વ નાશ પામ્યું છે, આથી કરી પ્રાણાયામને પિંડમાં અંદર ખેંચી રાખનાર કોઈ રહ્યું નથી. આમ બન્ને ચક્ષસત્ત્વ નાશ પામ્યાં એથી કરી કાળ-ચક્ષસત્ત્વ એકલું રહ્યું, તે પ્રાણાયામને વેગપૂર્વક રેચક કરી નાખવા લાગ્યું; કારણ કે જ્યારે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ અને અનંગ-ચક્ષસત્ત્વ બંને હતાં, ત્યારે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ પ્રાણાયામને અંદર પૂરક કરી પુષ્ટ કરતું હતું અને અનંગ-ચક્ષસત્ત્વ તે પ્રાણાયામને અંદર કુંભકને વિષે ખેંચી રાખતું હતું; તેણે કરીને કાળ-ચક્ષસત્ત્વનું બળ પહોંચતું નહિ, એથી દેહ અમર રહેતો હતો; પણ હવે કાળ-ચક્ષસત્ત્વ એકલું જ રહ્યું છે, તે આ પ્રાણાયામનો કાળ કરવા સારૂ બહાર ઊલેચી નાખે છે. વળી કાળ-ચક્ષસત્ત્વનો એક વિભાગ પ્રથમથી જ વધુ હતો, એ કારણને લીધે કાળ-ચક્ષસત્ત્વ પાછળ વધારે વખત રહ્યું. આમ એક ભાગ વધુ હોવાથી જેટલો વધારે વખત કાળ-ચક્ષસત્ત્વ રહે તે દરમિયાન તે પ્રાણાયામને બહાર ઊલેચી ઊલેચીને નાખ નાખ કરે. આમ કરતાં કરતાં કાળ-ચક્ષસત્ત્વનો એક વિભાગ જે વધારે પોખાયેલો તે પણ ધીમે ધીમે જતો રહે છે, ત્યારે કાળ-ચક્ષસત્ત્વનો નાશ થાય છે. આ પ્રસંગે પ્રાણાયામ બહાર રેચક થતો રહી જાય છે. આમ પ્રાણાયામ રેચક થતો રહી જાય છે અને પૂરક તો પહેલેથી નાશ પામ્યો છે. આમ બન્ને પ્રણવ નાશ પામ્યા, એથી કરી શરીર મૃત્યુકાળવશ થઈ જાય છે; કારણ કે કાળ-ચક્ષસત્ત્વ શરીરના સર્વ પ્રાણાયામનો નાશ કરીને પોતે પણ નાશ પામ્યુ, ત્યારે

દેહ મૃત્યુ પામ્યો છે. વળી આ કાળ-ચક્ષસત્ત્વ સર્વ પ્રાણાયામને બહાર રેચક કરી રહીને પોતે પણ નાશ પામ્યું હોય તે, તેમજ શરીરમાં થોડો થોડો પ્રાણાયામ રહી ગયો હોય અને કાળ-ચક્ષસત્ત્વ નાશ પામ્યું હોય તે વિષે કેવી રીતે સમજાય ? હવે તે કહું છું તે સાંભળો.

સર્વ જંગમની આદ્ય લઈ મનુષ્યજાતિનો દેહ જ્યારે મૃત્યુ પામે ત્યારે આ મૃત્યુસમયે જો આ મનુષ્યના મુખારવિંદ ઉપર તેજ ઉત્પન્ન થાય તો માનવું કે તેના વિષે પ્રાણાયામ થોડો શરીરમાં રહી ગયો છે અને કાળ-ચક્ષસત્ત્વનો નાશ થઈ ગયો છે. વળી શરીરના મૃત્યુકાળે જો મુખ ઉપર શ્યામતા (કાળાશ) આવી જાય તો તેના શરીરના સર્વ પ્રાણાયામનો નાશ કરીને કાળ-ચક્ષસત્ત્વ નાશ પામ્યું છે એમ જાણવું.

હવે દેવતનુંને વિષે જ્યારે देव पतन एटले के मृत्यु पामे છે ત્યારે તેજઃપુંજ-પ્રકાશ (તેજના ઢગલાનો પ્રકાશ) થઈને દેવતનુ વિલસી જાય છે. આ તેજના પુંજને વિષે ધૂમરભર્યા અગ્નિની જ્વાળા સરખી શ્યામતા દેખાય તો દેવતનુના સર્વ પ્રાણાયામને નાશ કરીને કાળ-ચક્ષસત્ત્વ નાશ પામ્યું એમ જાણવું. વળી તે તેજના પુંજને વિષે અતિશય પ્રકાશ દશ્યમાન થાય અને શ્યામતા ન હોય, ત્યારે દેવતનુને વિષે પ્રાણાયામ થોડો રહી ગયો છે અને કાળ-ચક્ષસત્ત્વ નાશ પામ્યું છે એમ જાણવું. આ પ્રકારે સર્વ દેવ તથા મનુષ્યની આદ્ય લઈને શરીરમાત્રની ઉત્પત્તિ અને પ્રલય થાય છે. આ સર્વ પદાર્થ-ભાવનાનો ઉત્પત્તિ તથા પ્રલયનો ભેદ કહ્યો, પણ કિરતારની કર્તાઅંશવૃત્તિનો જે અંશ નિજજાણસ્વરૂપ તે શરીરનો નાશ થયા પછી અંતે ક્યાં જાય છે અને છતે પિંડ શરીરને વિષે નિજજાણસ્વરૂપ કર્તાનો અંશ તે ક્યાં બિરાજમાંન થઈને રહે છે તે વિષેની સંપૂર્ણ હકીકત સાંભળો.

કર્તાની કર્તાઅંશવૃત્તિનો જે અંશ તે નિજજાણસ્વરૂપ જે છે તે છતે પિંડે પિંડબ્રહ્માંડની સંધિને વિષે રહ્યો છે. જો પિંડબ્રહ્માંડની સંધિને વિષે ન રહે અને પિંડમાંજ રહે તો પિંડનું મૃત્યુ ન થાય; કદાચ પિંડમાં ન રહેતા બ્રહ્માંડમાં રહે તો પિંડ કદિયે ચેતન થઈને ચાલે નહિ. આ કારણને લીધે નિજજાણસ્વરૂપ કર્તાનો અંશ પિંડબ્રહ્માંડની સંધિને વિષે બિરાજમાન થઈ ને રહ્યો છે; તેણે કરીને પિંડ ચેતન છે.

હવે આ શરીરને વિષે પિંડબ્રહ્માંડની સંધિ ક્યા સ્થાનને વિષે જાણવી તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. આ પિંડબ્રહ્માંડની સંધિ તે જાગ્રત-અવસ્થા અને ઉન્મુની-

અવસ્થા, આ બન્ને અવસ્થા મધ્ય ભાગે આવેલી છે. વળી આ ઉન્મની-અવસ્થા અને જાગ્રત-અવસ્થાની મધ્યે સંધિ છે જ, એ વિષે વધુ ખુલાસો કરૂં છું તે સાંભળો. ઉન્મુનીના પાછલા ભાગે બ્રહ્માંડની એકતા રહી છે અને જાગ્રત-અવસ્થાના પાછલા ભાગે પિંડની એકતા રહેલી છે; આ કારણને લીધે આ બન્ને અવસ્થાની મધ્યે જે પિંડ-બ્રહ્માંડની સંધિ રહી છે, તે પિંડ બ્રહ્માંડની સંધિની મધ્યે નિજજાણસ્વરૂપ કર્તાનો અંશ બિરાજમાન રહેતો હતો. આ નિજજાણસ્વરૂપના આભાસે આભાસ વડે કરીને દેવ, મનુષ્યની આદ્ય લઈને સર્વનાં તનુ લીલાવિલાસ કરતાં હતાં. આ નિજજાણસ્વરૂપનો આભાસ પ્રથમ ક્યા તત્ત્વને વિષે મળીને સર્વ શરીરમાં પ્રવેશ કરતો હતો તે વિષે કહું છું જે સાંભળો. બે પ્રકારના આભાસે કરીને સર્વ શરીરો બિરાજમાન છે. આ બે પ્રકારના આભાસમાં એક વિશેષ આભાસ અને એક સામાન્ય આભાસ, આ બન્ને પૈકી સામાન્ય આભાસ ક્યા સ્થાનમાં રહી પિંડને પ્રકાશતો હતો અને વિશેષ આભાસ તે ક્યા સ્થાનમાં રહીને પિંડને ચેતન રાખતો હતો એ વિષે કહું છું તે સાંભળો.

निजजाणस्वरु पनो જે સામાન્ય આભાસ તે પ્રથમ કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વોના પ્રાણાયામને વિષે રહેતો હતો. આ નિજજાણસ્વરૂપનો સામાન્ય આભાસ પ્રાણાયામને ચેતન કરીને કર્તાની સંજમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વને વિષે જતો હતો. આ ત્રણ ચક્ષસત્ત્વનો સામાન્ય આભાસ ત્રણ ચક્ષસત્ત્વને ચેતન કરીને પછી નિરંજન અને અવ્યાકૃતના વિભાગને વિષે જતો હતો. આ નિરંજન અને અવ્યાકૃતનો આભાસ નિરંજન અને અવ્યાકૃતને ચેતન કરીને ચતુષ્ટય તત્ત્વકારણ જે એક આનંદ-તત્ત્વકારણ, બીજું મહાતત્ત્વકારણ, ત્રીજું ધનંજેતત્ત્વકારણ અને ચોથું પ્રકૃતિ-તત્ત્વકારણ, આ ચાર તત્ત્વકારણને વિષે જતો હતો. આ ચતુષ્ટય તત્ત્વકારણનો આભાસ ચતુષ્ટય તત્ત્વકારણને ચેતન કર્યા બાદ ત્રણ ગુણ અને ત્રણ ગણને વિષે જતો હતો. આ ત્રણ ગુણનો આભાસ ત્રણ ગુણને ચેતન કરીને એટલે કે સત્ત્વગુણનો આભાસ પંચઅંતઃકરણ અને પાંચ અવસ્થાને વિષે જતો હતો, તથા રજોગુણનો આભાસ દશ આકાંક્ષાને વિષે જતો હતો. તેમજ તમોગુણનો આભાસ દશ કાળના વિભાગને વિષે જતો હતો. વળી ત્રણ ગણનો આભાસ ત્રણ ગણને ચેતન કરીને એટલે કે અહંકારગણનો આભાસ તે પંચભૂત અને પંચમાત્રાએ વિષે જતો હતો, તથા અચંતગણનો આભાસ તે દશ ભાવનાને વિષે જતો હતો, તથા સ્વાકાશગણનો

આભાસ તે પંચસંભસકરણ અને પંચવ્યવસ્થાને વિષે જતો હતો. આ પ્રકારે પ્રાણાયામમાં આવેલા સામાન્ય આભાસે કરીને અન્યોન્ય આભાસ પોષાઈને સર્વશરીરનો સાજ સામાન્ય ચેતનવત્ રહેતો હતો, પણ તે પ્રાણાયામનો સામાન્ય આભાસ તે પ્રાણાયામને વિષે સદાકાળ એકરસ રહેતો હતો. આમ પ્રાણાયામને વિષે સદાકાળ આભાસ એકરસ રહેતો હતો તે કેવી રીતે સમજાય તે વિષે સાંભળો. આ પ્રાણાયામને વિષે કદીયે સ્થિરતાપણું નથી એથી કરી આ સામાન્ય આભાસમાં સ્થિરતા દેખાતી નથી. જેમ અસ્થિર જળને વિષે સૂર્યનો આભાસ પડે છે તે ઝલક માત્ર દેખાય છે, પણ તેના વિષે સૂર્યનો આભાસ મૂર્તિમાન-દશ્યમાન થતો નથી; આ ન્યાયે નિજજાણસ્વરૂપનો આભાસ અસ્થિર પ્રાણાયામમાં પડવાથી આ આભાસનું વિશેષ મૂર્તિમાન સ્વરૂપ બંધાતું નથી. આ કારણને લીધે પ્રાણાયામને વિષે ભાસ સદાકાળ એકરસ રહ્યો છે, પણ એ સામાન્ય આભાસ છે એમ જાણવું.

હવે વિશેષ આભાસ તે ઉન્મુની-અવસ્થાને વિષે રહ્યો છે, તે ઉન્મુની-અવસ્થા અને નચિંત-અંતઃકરણ જ્યાં સુધી સ્ફુરે ત્યાં સુધી તે અચળ-સ્થિરરૂપે રહે છે. આથી કરી નિજજાણસ્વરૂપનો આભાસ તેના વિષે વિશેષ ભાસમાન થતો હતો. વળી ઉન્મુની-અવસ્થા તો ઉપાધિ રહિત હતી, એથી કરી આ ઉપાધિ રહિત અવસ્થાએ કરીને નિજજાણસ્વરૂપનો આભાસ ત્યાં કઈ વસ્તુની સ્ફુરણા કરે ? માટે ત્યાં આ વિશેષ આભાસ શુદ્ધ સ્વરૂપે રહેતો હતો. આ ઉન્મુનીનો વિશેષ શુદ્ધ આભાસ તે જ્યારે જાગ્રત-અવસ્થા સ્ફુરતી હતી, ત્યારે આ આભાસ જાગ્રત-અવસ્થાને વિષે બિરાજમાન થતો હતો; કારણ કે જાગ્રત-અવસ્થાને વિષે ઉન્મુની અવસ્થાની એકતા થાય છે. તેણે કરીને નિજજાણ-સ્વરૂપનો જાગ્રત અવસ્થાને વિષે વિશેષ આભાસ થતો હતો. આ જાગ્રત-અવસ્થાને વિષે અનંત ઉપાધિ સ્ફુરતી હતી. આ અનંત ઉપાધિ જોઈને નિજજાણસ્વરૂપના આભાસને આભાસ અનંત સામર્થ્યતા ધારણ કરીને ગાદીપતિ થઈને ત્યાં બિરાજતો હતો આ निजजाणस्वरु पना आभासनो आभास जाग्रत-अवस्थाने विषे गादीपति थईने બિરાજતો તો, તે કેવી રીતે સમજાય એ વિષે કહું છું તે સાંભળો.

રાજા રાજ કરે છે તે જાગ્રતને વિષે, તથા ન્યાયવાન પુરૂષો ન્યાયનો ચુકાદો આપે છે તે જાગ્રતને વિષે. વળી કોઈ હીરા, માણેક અને રત્નની પરીક્ષા કરે છે તે જાગ્રતને વિષે; પ્રાણીમાત્ર અનેક પ્રકારના ઉદ્યમ આચરે છે તે જાગ્રતને વિષે; ખાનપાનની આદ્ય

લઈ અનેક પ્રકારના વિષય-વિહાર કરે છે તે પણ જાગ્રતને વિષે. વળી સ્થાવર, જંગમ, ચરાચરની આદ્ય લઈને ચૌદેલોકનું ઓળખાણ કરે છે તે પણ જાગ્રતને વિષે; ચાર વેદ, ચૌદ વિદ્યા છ શાસ્ત્ર, અઢાર પુરાણ અને નવ વ્યાકરણ જે વર્ણવ્યાં છે તે પણ જાગ્રતને વિષે; તેમજ મંત્ર, તંત્ર, જંત્ર અને વિદ્યાઅવિદ્યા અનેક પ્રકારની ભણે છે તે પણ જાગ્રતને વિષે, તથા ત્રણ પ્રકારની સમાધિની આદ્ય લઈને અષ્ટાંગ યોગની સાધના સાધે છે તે પણ જાગ્રતને વિષે. વળી નવધા ભક્તિની આદ્ય લઈ જ્ઞાન, વિજ્ઞાન તથા પંચપ્રકારનો વૈરાગ્ય કરે છે તે પણ જાગ્રતને વિષે; નૃપતિ દિગ્વિજય કરીને પૃથ્વી જીતે છે તે પણ જાગ્રતને વિષે; કોઈ જ્ઞાતાપુરૂષ જડચેતનની આદ્ય લઈને સારાસારનો વિવેક કરે છે તે જાગ્રતને વિષે; તથા વિષ્ણુ ચોવીશ અવતાર ધારણ કરીને ધર્મ સ્થાપના કરે છે તે પણ જાગ્રતને વિષે. આ પ્રકારે અનંત બ્રહ્માંડને વિષે અનંત લીલા શરીર ધારણ કરીને દ્વૈતાદ્વૈત રમણ કરે છે તે જાગ્રતને વિષે. વળી અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ આદિ ત્રેવીસ સિદ્ધિઓ સાધે છે તે પણ જાગ્રતમાં; શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન, આ છ સંપત્તિની આદ્ય લઈને સર્વ સિદ્ધાંતના સારરૂપ સત્ત્વને ગ્રહણ કરે તે પણ જાગ્રતને વિષે.

हवे सप्तभोमिकानो લક્ષ કહીએ છીએ. એક શુભઈચ્છા, બીજી સુવિચારણા, ત્રીજી તનુમાનસા, ચોથી સત્ત્વાપતિ, પાંચમી અસંમશક્તિ, છઠ્ઠી પદાર્થ અંતભાવની અને સાતમી તટસ્થતુર્યા-બ્રહ્મસંગી; આ સપ્તભોમિકા તે પૈકી પ્રથમ શુભઈચ્છા તે મોક્ષની ઈચ્છાવાળો ગુરૂના શરણમાં જાય અને તેમનાં શ્રીમુખનાં વચનોને શ્રવણ-મનન કરે, તે પણ જાગ્રતમાં થાય. બીજી સુવિચારણા તે નિજસ્વરૂપ સંબંધીનો અધ્યાસ તથા તે સંબંધી નિરૂપણ કરીને સૂક્ષ્મ વસ્તુનું ગ્રહણ કરવા ઉપરાંત સ્થૂલદેહ તથા સ્થૂલ દ્રવ્યોનો અભાવ, એ પણ જાગ્રતને વિષે જ થાય છે. ત્રીજી તનુમાનસા તે નિત્યઅનિત્યનો વિવેક કરવો તે છે, તે પણ જાગ્રતમાં થાય છે. આ ત્રણ ભૂમિકા સુધી વિચાર કરીને જોતાં જગતનો ભાસ સાચો દેખાય છે, એ પણ જાગ્રતને વિષે જાણવું. આ ઉપરાંત ચોથી ભૂમિકા જેનું નામ સત્ત્વાપતિ છે એ ભૂમિકાનો કોઈ અધિકારી કોઈ પુરૂષ હોય તેને દઢ આત્મપ્રતીતિ હોય અને તેને જગત સ્વપ્નસમાન ભાસે છે; આમ આ પ્રકારે ભાસ થવો તે પણ જાગ્રતને વિષે છે. આ ચોથી ભૂમિકા બ્રહ્મવિત્ત નામથી ઓળખાય છે. પાંચમી ભૂમિકા તે અસમશક્તિ નામથી

ઓળખાતી હોઈ તેની લક્ષણા ક્ષણ સમાધિવત્ તો ક્ષણ સ્વકાશદષ્ટિપણે રહે છે. આ સ્વકાશ-દષ્ટિમાં કોઈ જાતનો આસક્તભાવ રહેતો નથી. આ બધાંય ચિહ્ન જાગ્રતને વિષે જણાય છે. આ ભૂમિકાનું છેવટ સિદ્ધાંત બ્રહ્મવિત્તવર્યરૂપ રહેલું છે. હવે છઠ્ઠી ભૂમિકા જે પદાર્થઅંતભાવની છે તે સદાકાળ સમાધિમાં જ રહે. તેમને કોઈ ઉત્તમ મુમુક્ષુ મળે તો સહેજ સ્વભાવે લક્ષાર્થ બોલે, પણ તેમને પોતાને સ્વયં બોલવાની ઈચ્છા થાય નહિ. આ ભૂમિકાના અધિકારીનો સઘળો અનુભવ જાગ્રતને વિષે જણાય છે. તેનું છેવટ સ્વરૂપ તે પણ બ્રહ્મવિત્તવર્યરૂપે છે. હવે સાતમી ભૂમિકા જેનું નામ તટસ્થતુરીયબ્રહ્મસંગી છે, એ ભૂમિકાનો અધિકારી તે સદાકાળ ઉન્મુનીવત્, ખલું ઈદં અયમ્ મમ ઈતિ બ્રહ્મ એકરસરૂપે રહે છે. તેમને આપોઆપ પોતાની મેળે બોલવાનો લેશમાત્ર આસક્તભાવ નથી. તેઓ કોઈ મુમુક્ષુ પરત્વે પણ બોલી શકતા નથી; આ જાગ્રતના ઉજાગ્રતને વિષે રહીને નિવૃત્ત પામ્યા છે.

आ सात भूमिका कया कया शरीरमां तथा कया कया तत्त्वने विषे तेमज કઈ કઈ અવસ્થા અને કોણ કોણ અધિષ્ઠાન સહવર્તમાન કયું અંતઃકરણ ધારણ કરીને રહેલું છે, તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. પ્રથમ શુભઈચ્છા ભૂમિકા તે સ્થૂલશરીર, પૃથ્વીતત્ત્વ, જાગ્રત-અવસ્થા અને બ્રહ્મા અધિષ્ઠાન સહવર્તમાન મનઅંતઃકરણ ધારણ કરીને રહેલું છે; કારણ કે પ્રથમ શુભ ઈચ્છાઓ જે ઉત્પન્ન થાય છે તે મનથી જ ઉત્પન્ન થતી હોઈ આ શુભ કર્મ માત્ર સ્થૂલ શરીરે કરીને જ થાય છે. આ કારણને લીધે આ શુભઈચ્છા ભૂમિકા જાણવી. બીજી સુવિચારણા ભૂમિકા તે સૂક્ષ્મશરીર, જળતત્ત્વ, સ્વપ્રાવસ્થા, વિષ્ણુ અધિષ્ઠાન સહવર્તમાન બુદ્ધિ-અંતઃકરણ ધારણ કરીને રહે છે. આ સુવિચારણા તે બુદ્ધિવાનને બુદ્ધિએ કરી ઉપજે છે તથા સુવિચારણાનાં સૂક્ષ્મ કર્મ તે પણ સૂક્ષ્મ શરીરને વિષે હોઈ આ સુવિચારણા ભૂમિકા જાણવી. હવે તનુમાનસા તે કારણશરીર અગ્નિતત્વ સુષુપ્તિ અવસ્થા રૂદ્ર અધિસ્થાન સહ વર્તમાન અહંકાર અંતઃકરણ ધારણ કરી રહે છે. કારણ કે આ શરીરની માન્યતા અહંકાર અંતઃકરણને જ ઉપજે છે. વળી કારણ શરીરને તોળી રહેલું છે, તેની અંદર તનુમાનસા ભૂમિકા રહેલી છે. હવે ચોથી સત્ત્વાપતિ નામની ભૂમિકા છે. તે મહાકારણશરીર, વાયુતત્ત્વ, તુર્યાવસ્થા, અવ્યાકૃત અધિષ્ઠાન સહવર્તમાન ચિત્ત-અંતઃકરણ ધારણ કરી રહેલું છે, કારણ કે સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતનું

જે સત્ત્વ તે સત્ત્વનું ચિત્ત વડે ચિંતવન થાય છે, તેમજ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ. આ ત્રણ શરીરના સત્ત્વનું પતિપણું તે પણ મહાકારણશરીરને વિષે રહેલું છે. હવે પાંચમી અશમ-શક્તિ નામની ભૂમિકા તે પરમકારણ-શરીર, આકાશતત્ત્વ, ઉન્મુની-અવસ્થા, નિરંજન અધિષ્ઠાન સહવર્તમાન નચિંત-અંતઃકરણ ધારણ કરી રહ્યું છે. આ નચિંત અંતઃકરણને વિષે નચિંતપણું રહ્યું છે તે નચિંત-અંતઃકરણને લીધે છે અને અસમશક્તિ જે ભૂમિકાનું નામ છે તેમાં સમશક્તિ હોઈ આ સમશક્તિ નચિંત અંતઃકરણે કરીને છે. વળી અસમશક્તિ નામની ભૂમિકામાં જે અસમપણું રહ્યું છે તે સામાન્યપણું હોઈ પરમકારણદેહને વિષે રહ્યું છે. આ બન્ને કારણોને લીધે આ ભૂમિકાને અસમશક્તિ ભૂમિકા કહી છે. હવે છઠ્ઠી ભૂમિકા પદાર્થઅંતભાવની છે, તે શુદ્ધ અહંગશરીર, ૐકાર-પ્રણવ-તત્ત્વ, અવ્યક્ત મહાનુભાવ અવસ્થા અને બ્રહ્મ અધિષ્ઠાન સહવર્તમાન ચિદાભાસ-અંતઃકરણ ધારણ કરી રહે છે. આ ચિદાભાસ-અંતઃકરણ એટલે તેને ચિદ્દનો આભાસ જણાવો. આ ચિદ્દના આભાસનો જે અંત તેને ચિદ્ કહું છું વળી ચિદ્ અંતનું કિરણ તેજ ચિદાભાસ હોઈ ઓમકાર પ્રણવને વિષે ભાસમાન આવ્યું, એથી કરી તેને ચિદાભાસ-અંતઃકરણ કહ્યું છે. હવે પદાર્થઅંતભાવની ભૂમિકા કહેતાં જે અંતપદનો અર્થ આ અંતપદનો અર્થ એટલે પદાર્થ, આ પદાર્થભાવની અને અંતપદઅર્થની ભાવના એ બન્ને શુદ્ધ અહંગ શરીરને વિષે રહી છે, એથી જ એને પદાર્થ અંતભાવની ભૂમિકા કહી છે. હવે સાતમી તટસ્થતુરીયબ્રહ્મસંગી ભૂમિકા તે સ્વયં અંશશરીર, સોહંગપ્રણવતત્ત્વ સહેજશૂન્ય-અવસ્થા, કૈવલ અધિષ્ઠાન સહવર્તમાન ચિદ્અંતકરણ ધારણ કરી રહે છે. આ ચિદ્ અંતઃકરણ જે ચિદ્દનો અંત તેજ કૈવલપદ, આ કૈવલના કિરણનો ભાસ તેને વ્યાપક ચિદ્બ્રહ્મ જાણવું. આ ચિદ્દના અંતનું જે કિરણ તેને જ ચિદ્-અંતઃકરણ કહ્યું છે. વળી વ્યાપક ચિદ્બ્રહ્મના સત્વની સહેજ માનીતતા તેપણ સ્વંયમેવ અંશ શરીરને વિશે રહી છે, અને તથસ્થતુરીય-બ્રહ્મસંગી એટલે સર્વ શરીરની ત્રઠતીર (તટસ્થ) જાણવી. આ સર્વ શરીરથી તટસ્થ રહીને સ્વયંમેવ અંશ શરીર, સોહંગ-પ્રણવતત્વ અને સહેજ સુન્ય અવસ્થા આ ત્રણનો વ્યાપક ચિદ્રબ્રહ્મને વિશે વિષે સંઘ મળીને સદાકાળ એકતા રહે છે. આ કારણને લીધે કહું છું કે આ ભોમિકા સર્વ શરીરથી તટસ્થ અને બ્રહ્મની સાથે સંગ મેળવીને રહેલી છે. હવે

ચિદ્-અંતઃકરણ તે તટસ્થતુરીયબ્રહ્મસંગી ભૂમિકાના સત્ત્વને પોતાના સ્વરૂપને વિષે સમરસ કરીને શમદમ રાખે છે. આ કારણને લીધે ચિદ્-અંતઃકરણ આ તટસ્થ-તુરીય-બ્રહ્મસંગી-ભૂમિકાને ધારણ કરી રહેનારું છે એમ જાણવું.

હવે આ સપ્તભૂમિકા તે એક જ શરીરને વિષે કહી છે, તે નિજ કેવલકર્તાનો અંશ જે સજાણસ્વરૂપ છે તેને બિરાજમાન થઈ રહેવા સારુ આ સાત માળની મહેલાત જાણવી. આ સાત માળની મહેલાત તે કેવલના અંશને રહેવાનો મહેલ હોઈ જે માળને વિષે કર્તાના અંશની આભાસમાન દૃષ્ટિ સ્તંભન પામે તે ભૂમિકાનો તે પુરૂષ કહેવાય; પરંતુ કર્તાના અંશને મહેલના સાતે માળ સામાન્ય છે, પણ તેમાં ભૂમિકા ભૂમિકા પરત્વે કર્તાના અંશની અધિકન્યુન મહત્તા જણાય છે, તે વિષે કહું છું જે સાંભળો. જ્યાં જેવી ભૂમિકા છે ત્યાં તેવા તત્ત્વો, દેવ અને અંતઃકરણ રહ્યાં છે, તે પ્રમાણે કર્તાના અંશની મહદ્દતા સ્ફુરણ કરે છે; એથી કરી ભિન્ન ભિન્ન મહદ્દતા જણાય છે. જો પ્રથમ શુભઈચ્છાને વિષે કર્તાના અંશની ઈચ્છા વર્તે, તો તે પહેલી ભૂમિકાનો પુરુષ કહેવાય. બીજી સુવિચારણાને વિષે કર્તાના અંશની ઈચ્છા વર્તે, તો તે બીજી ભૂમિકાનો પુરૂષ કહેવાય. તનુમાનસને વિષે કર્તાના અંશની ઈચ્છા વર્તે, તો તે ત્રીજી ભૂમિકાનો પુરૂષ કહેવાય. કદાચ સત્વાપતિને વિશે કર્તાના અંશની ઈચ્છા વર્તે તો તે ચોથી ભૂમિકાનો પુરુષ કહેવાય. વળી અસમ શક્તિ ભૂમિકાને વિશે કર્તાના અંશની ઈચ્છા વર્તે તો તે પાંચમી ભૂમિકાનો પુરુષ કહેવાય. વળી પદાર્થ અંતભાવની ભૂમિકાને વિશે કર્તાના અંશની ઈચ્છા વર્તે તો તે છઠ્ઠી ભૂમિકાનો પુરુષ કહેવાય. વળી તટસ્થ-તુરીય-બ્રહ્મસંગીને વિષે કર્તાના અંશની ઈચ્છા વર્તે તો તે સાતમી ભૂમિકાનો પુરૂષ કહેવાય. આ પ્રમાણે સાત ભૂમિકા કહી, તેમાં કર્તાના અંશને જ્યાં ઈચ્છા આવે ત્યાં બિરાજમાન થાય; તથાપિ સર્વ ભૂમિકાનું સ્વરૂપાકારપણું જાગ્રત-અવસ્થાના અનુભવે કરીને કહેવાય. બાકીની અન્ય અવસ્થાઓને વિષે તેનો અનુભવ કહેવાય નહિ.

હવે શરીર સંબંધી ત્રણ તાપ રહેલા છે અને ત્રણ ઉપ-પરિતાપ રહેલા હોઈ. આ છ પ્રકારના તાપ તે પણ જાગ્રતના સામાન્ય જ્ઞાનને વિષે ભુક્તમાન થયાં જાય છે. આ છ તાપ તૈકી ત્રણ તાપ શરીર સંબંધી રહ્યા છે તે વિષે તથા ત્રણ ઉપપરિતાપ રહ્યા છે તે વિષે સાંભળો. તે પૈકી અધિદૈવિક તાપ તે કામ, ક્રોધ આદિ ગુણ અધિક તપી જાય તથા દશ ઈન્દ્રિયોના દેવ તે અધિક વિષયની ચાહના કરવા લાગે, પણ વિષયની પ્રાપ્તિ ન થાય ત્યારે તેનો તાપ અંતરને વિષે થાય છે, તે શરીર સંબંધી આધિદૈવિક તાપ જાણવો. બીજો શરીર સંબંધી આધિભૌતિક તાપ તે જે પંચભૂત પૈકી કોઈ તત્ત્વ અધિક વધે ત્યારે

પાંડુરોગ, કઠોદર, જળંધરની આદ્ય લઈને વ્યાધિ ઉત્પન્ન થાય છે તે પૃથ્વીતત્ત્વ વૃદ્ધિ પામવાથી થાય છે. શરદી, ક્ષય, કફ, અજીર્ણ તથા શીતની આદ્ય લઈને, વ્યાધિ ઉત્પન્ન થાય છે તે જળતત્ત્વ અધિક વધી જવાથી થાય છે. ત્યારબાદ પ્રમેહ, જવર, નેત્રદુઃખ, ગલતકોઢ, પતની ગરમી અને બબાર્શીની (હરસની) આદ્ય લઈને વ્યાધિ ઉત્પન્ન થાય છે તે અગ્નિતત્ત્વનો વધારો થવાથી થાય છે. ઊલટી, ઉધરસ, દમ, તાણ, મૃગીવાયુ અને ચિત્તભ્રમની આદ્ય લઈને વ્યાધિ ઉત્પન્ન થાય છે તે વાયુતત્ત્વનો વધારો થવાથી થાય છે. વળી પેટનું ચઢવું તથા શૂનકાર-શૂનવત્તની આદ્ય લઈને વ્યાધિ ઉત્પન્ન થાય તે આકાશતત્ત્વ વધવાથી થાય છે. આ પંચભૂત અધિક વધવાથી આ પ્રકારે શરીર સંબંધી આધિભૌતિક નામનો તાપ ઉત્પન્ન થાય છે. વળી શરીરને વિષે ક્ષુધાપિપાસાનો તાપ સદાકાળ રહે છે, આ કારણને લીધે રાત દિવસ જગતમાત્ર મશાગત કરે જાય છે. આ ક્ષુધાપિપાસાનો તાપ શરીરને વિષે રહ્યો છે તે શરીર સંબંધી આધ્યાત્મિક તાપ જાણવો; કારણ બીજા તાપ તો કંઈક દિવસ પછી શાંતિ પામીને ફરીથી ઉત્પન્ન થાય છે, પણ ક્ષુધાપિપાસાનો જે આધ્યાત્મિક તાપ તે સદાકાળ લિપ્તમાન રહે છે. આ પ્રકારે આ ત્રિવિધ તાપ શરીર સંબંધી જાણવા.

हवे शरीरथी बहारना त्रण उपपरिताप रह्या છે વિષે સાંભળો. નવ ગ્રહ, પિતૃપીડા, વૃષ્ટિ-અનાવૃષ્ટિ; અગ્નિકોપ અને શીત (હિમ)ની આદ્ય લઈ દૈવી કોપની પીડા ઉત્પન્ન થાય તેને આધિદૈવિક ઉપપરિતાપ જાણવો. આ તાપ આપણા દેહથી પરોક્ષ રહ્યા છતાં બીજા થકી તાપ પમાડે છે તેને આધિદૈવિક ઉપપરિતાપ જાણવો. હવે નૃપતિ, વનપતિ (વાઘ), ચોર, વાટપાડુની આદ્ય લઈ સર્પ, વીંછુ વગેરેનો પરોક્ષ આધિભૌતિક તાપ ઉત્પન્ન થાય છે તેને આધિ ભૌતિક ઉપપરિતાપ જાણવો. હવે સુતવિતદારા અને કુટુંબ સહોદરો સંબંધીઓની આદ્ય લઈ તેમના દુઃખનોં અધ્યાસ આપણા અંતરને વિષે થયા કરે છે, આ તાપમાં તપવું પડે તે આધ્યાત્મિક ઉપપરિતાપ જાણવો. આ ત્રણ પ્રકારના તાપ બીજા બહારના હોવાથી તેને ઉપપરિતાપ જાણવા. આ ઉપપરિતાપની માનીનતા તે પણ જાગ્રતને વિષે રહી છે.

હવે વીંછુ સર્પની આદ્ય લઈ કોઈને દંશ કરે ત્યારે તેનું ઝેર વ્યાપે છે. આ ઝેરને મંત્રાદિ ઔષધિની આદ્ય ઉતારે છે તે પણ જાગ્રતને વિષે જ ઉતારે છે. વળી મંત્રાદિ औषधिए करीने जे विष उतरे छे તે કયા સંજોગો કરીને ઊતરે છે તે વિષે સાંભળો. સર્પ, વિંછુની આદ્ય લઈ જેટલા જીવ તામસ યોનિના છે તે જીવના મુખારવિંદોને વિષે

તામસ વિભાગ વિશેષ ભાગે રહ્યો છે, એથી એ દંશ કરતાની સાથે વિષ વ્યાપી જાય છે. ત્યારબાદ વ્યાપી ગયેલા વિષવાળાને મંત્ર આદિ ઔષધિએ કરીને ઉતારે છે તે તામસયોનિનો વિભાગ છે. આ મંત્રો તે તામસ પ્રકૃતિના સિદ્ધ કરેલા અને ઔષધ તે પણ તામસ પ્રકૃતિવાળી જે ઔષધિ છે તે, આ બન્ને સ્વભાવે તામસી હોઈ તે સર્પ અને વીંછુના દંશ કરેલા શરીરને પોષણ કરી તે શરીરમાં જે તામસ વિભાગ રહ્યો હોય તેને જાગ્રત કરે છે, કારણ કે આ મંત્રાદિ ઔષધિના તામસી વિભાગે કરી તે શરીરના તામસ વિભાગને વિષે પોષાય છે; એથી કરી તે શરીરનો તામસ વિભાગ જાગ્રત થઈને વિશેષતાપણું પામે છે. આમ શરીરમાં રહેલો તામસ વિભાગ અને મંત્રાદિ ઔષધિ વડે શરીરમાં પોષાયેલા તામસ ભાગ, આ બન્ને તામસ વિભાગ ચેતન શરીરમાં ભેગા મળવાથી વિશેષ વિશેષતાપણું પામ્યા. એથી કરીને તે, પેલા ચૈતન્ય (સર્પ, વીંછુ) થકી વિયોગ પડેલા તામસ ભાગરૂપ જે વિષ તેનો નાશ કરે છે. આ ક્રિયા પણ જાગ્રતને વિષે જણાય છે. આ વિષે એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો. કોઈ મંદિર વિષે અગ્નિ (દીવો) છુપાવી રાખીએ ત્યારે આખાય મંદિરમાં અંધારૂં વ્યાપી જાય છે; પછી અગ્નિરૂપ દીવાને કોઈ જાગ્રત કરે, તો અંધકારનો નાશ થઈ અજવાળું થાય છે. વળી કોઈ ખેતરને વિષે રખવાળ સૂતો હોય અને ઢોર પેસીને ઉજ્જડ કરવા લાગે, ત્યારે આ રખવાળને કોઈ જાગ્રત કરે તો પેઠેલા ઢોરને ખેતરમાંથી કાઢી મૂકે. આ પ્રકારે શરીરના તામસી દેવ કોઈ મંત્રો-ઔષધિદ્વારા જાગ્રત થયા, એથી કરીને ઢોર તથા તિમિરરૂપ વિષને નાશ પમાડે છે. આ પ્રમાણે છે, છતાં મંત્રો, ઔષધિ સિવાય કોઈને આપોઆપ વિષ ઉતરી જાય છે અને કોઈને મંત્રો ઔષધિ કરવા છતાં વિષ ઉતરતું નથી એટલે કે મૃત્યુ પામે છે; આમ કયા પ્રકારે થતું હશે તે વિષે સાંભળો.

જેના શરીરને વિષે મન-અંતઃકરણ, સ્થૂલદેહ અને જાગ્રત-અવસ્થા આ ત્રિપુટીને વિષે તામસનો વિભાગ વર્તતો હોય એવા પ્રસંગે સર્પ, વીંછુની આઘ લઈને દંશ કરે, તો તે વિષ મંત્રો-ઔષધિ સિવાય ઊતરી જાય. વળી જેના શરીરને વિષ બુદ્ધિઅંતઃકરણ, સૂક્ષ્મદેહ, સ્વપ્નાવસ્થા; આ ત્રિપુટીમાં તામસનો વિભાગ વર્તતો હોય અને સર્પવીંછુની આઘ લઈને જો કરડે તો મંત્રાદિ ઔષધિએ કરીને વિષ ઉતરી જાય છે. વળી જેના શરીરને વિષે કારણશરીર, અહંકાર-અંતઃકરણ તથા સુષુપ્તિ અવસ્થા આ ત્રિપુટીમાં જો તામસનો વિભાગ વર્તતાં વીંછુ, સર્પની આઘ લઈને કરડે તો મંત્રાદિ ઔષધિ કરે, તથાપિ વિષ ઊતરે નહિ; પણ વીંછુની આઘ લઈ સૂક્ષ્મ વિષ હોય તો ધીરે ધીરે ઊતરે, પણ મંત્રાદિ

ઔષધિએ કરીને ઊતરે નહિ. વળી સર્પ આદિની આદ્ય લઈને જેનામાં વિશેષ વિષ રહ્યું છે તેનો દંશ થતાં મૃત્યુ થાય.

હવે ભૂતપિશાચની આદ્ય લઈને કોઈના શરીરને વિષે પ્રવેશ કરીને દુઃખ દે છે, તે પણ મલિન દેવની યોનિ પ્રવેશ કરીને દુઃખ પમાડે છે. આ થતી ક્રિયા પણ જાગ્રતમાં દેખાય છે. કોઈ ટાણાટુણી ભૂવાજાગરિયાની આદ્ય લઈને ભૂતપિશાચને કાઢી મૂકે છે, તે કયા પ્રકારે કાઢી મૂકતા હશે તે વિષે સાંભળો. ભૂવા વગેરે ટાણાટુણી કરીને મલિન યોનિના દેવનું શરીરમાં પોષણ કરે છે, ત્યારે આ શરીરમાં રહેલા મલિન દેવ જાગ્રત થાય છે. આમ જાગ્રત થયા એથી કરી પેલા મલિન દેવયોનિના ભૂતપિશાચનો નાશ કરે છે. આમ ભૂવા ટાણાટુણી કરે છતાં કોઈ કોઈને ભૂતપિચશાચ નીકળતાં નથી, તેનો પ્રકાર વિષપ્રકરણ જેવો છે; એટલે કે જેમ સર્પનું ઝેર ઊતરે અને કોઈને ન પણ ઊતરે, એ વિષેનો ભેદ કહ્યો હતો; તે પ્રમાણે આ ભૂતપિશાચનો પ્રકાર સમજી લેવો. આ પ્રકારે તંત્રભેદ વિશ્વમાં વર્તમાન કરે છે, તે પણ જાગ્રતને વિષે જ સમજાય છે.

हवे कोइ मूठचोट वडे मनुष्यने प्रहार करी नाश पमाडे छे ते પણ જાગ્રતને વિષે જ. વળી કોઈ મંત્રાદિએ કરીને મૂઠચોટને વાળે છે એટલે કે મટાડે છે, તે પ્રકાર કયો અને શાથી મટે છે તેવિષે સાંભળો. પ્રથમ વિશેષ તામસ વિભૂતિયુક્ત દેવને મંત્ર વડે સાધી સિદ્ધ કરી પોતાને સ્વાધીન કરીને પછી આ મંત્રથી મનુષ્યને મૂઠચોટ મારે છે, એટલે કે મંત્ર વડે દુશ્મનના શરીરને વિષે પ્રવેશ કરાવે છે, ત્યારે કયા પ્રકારે પ્રવેશ કરીને દુઃખ પમાડે છે તે વિષે સાંભળો. શરીરનાં પંચભૂત અને પંચમાત્રા આ દેહની એકતા ઈન્દ્રિયો સાથે રહેલી છે. અને ઈન્દ્રિયોની એકતા અંતઃકરણને વિષે રહી છે અને અંતઃકરણની એકતા ગુણગુણને વિષે રહેલી છે. આ ગુણગુણની એકતા એક પ્રકૃતિને વિષે રહી છે. પ્રકૃતિની એકતા આનંદ-તત્ત્વકારણ અને ધનંજે-તત્ત્વકારણ સાથે રહેલી છે. આ આનંદ-તત્ત્વકારણ અને ધનંજે-તત્ત્વકારણની એકતા અવ્યાકૃત સાથે રહેલી છે. અને અવ્યાકૃતની એકતા નિરંજન પુરૂષને વિષે રહેલી છે. આ નિરંજનની એકતા બ્રહ્મને વિષે રહી છે. આ ચૈતન્ય બ્રહ્મની એકતા નિજ કૈવલના અંશને વિષે રહેલી છે. આ પ્રકારે અન્યોન્ય એકતાએ કરીને સર્વ શરીર હૃષ્ટપુષ્ટ રહે છે. હવે આટલા પ્રકારની એકતા કહી, તે પૈકી અંતઃકરણ અને ગુણની એકતાની સંધિને વિષે પેલા વિશેષ વિભૂતિના તામસી

દેવ મૂઠચોટ વગેરે મંત્રને લઈને પ્રવેશ કરી તે અંતઃકરણ અને ગુણની સંધિનું છેદન કરતા રહે છે, આથી કરીને શરીર સૂકાતું જાય છે; ત્યારે બીજા કોઈ મંત્ર વડે મૂઠચોટ મટાડે છે, તે કેવી રીતે મટાડતા હશે તે વિષે સાંભળો. જે મંત્રો વડે મૂઠચોટ વાળી મટાડે છે તે મંત્રો વિશેષ તામસદેવની વિભૂતિ છે. આ વિશેષ તામસદેવની વિભૂતિરૂપે ચોટનિવારણ મંત્ર તે શરીરને વિષે પુનઃ પોષણ કરવાથી તે શરીરના વિશેષ તામસદેવને જાગ્રત કરે છે. આ શરીરના જાગ્રત થયેલા વિશેષ તામસદેવ, પેલા વિશેષ તામસદેવની વિભૂતિરૂપ મંત્ર જે શરીરને દુઃખ દેનાર હતો તેને કાઢી મૂકી છે. વળી કોઈ નથી પણ નીકળતા ત્યારે તે મનુષ્યદેહ મૃત્યુ પામે છે. અમ મંત્ર આવાહને નથી નીકળતા તે વિષેનો ખુલાસો સાંભળો. જેના શરીરનો વિશેષ તામસદેવ ત્રીજા કારણદેહને વિષે વર્તતો હોય તે સમયે વિશેષ્ તામસદેવનાં ચોટ નિવારણ મંત્ર શરીને વિષે પ્રવેશ કરે તો તે શરીરના વિશેષ તામસદેવને જાગ્રત કરી શકતા નથી; કારણ કે ત્રીજા દેહને વિષે વિશેષ તામસદેવ રહ્યા છે, એથી દુઃખનિવારણ મંત્ર પરોક્ષ પ્રેર્યો, એથી કરી પ્રવેશ કરી શકતો નથી; આ કારણને લીધે તેના શરીરનો નાશ થાય છે. આ વિષેનું સઘળું જ્ઞાન માત્ર જાગ્રતમાં જ થાય છે. વળી કોઈ યોગી શ્રાપ દે છે તે વિશેષ તામસદેવને સાધીને દે છે, અગર યોગી આશીર્વાદ આપે છે તે પણ વિશેષ તામસદેવને શાંતિ પમાડીને આપે છે. આ પણ જાગ્રતને વિષે જ જાણજો. વળી રાજા, યોગી, જ્ઞાની, અને ઈશ્વરની આદ્ય લઈ તેમને મંત્રતંત્ર, મૂઠચોટ લાગી શકતાં નથી, કારણ કે તેમના દેહને વિષે સર્વ દેવ વિશેષ વિભૂતિવાળા હોઈ જાગ્રત સમાન થઈને રહેલા છે; એથી કરી તેમના દેહને વિષે મૂઠચોટ મંત્રાદિની આદ્ય લઈને લાગી શકતાં નથી. આમ જાગ્રત દેહની વિભૂતિના યોગે આ પુરુષોમાં મલિન તામસમંત્રો પ્રવેશી શકતા નથી. આ પ્રકારે મંત્રભેદની ઉપાધિમાં આખું વિશ્વ વર્તમાન કરે છે. આ અનુભવ જાગ્રતને વિષે થાય છે.

હવે નાના બાળકના શરીરને વિષે त्रण प्रकारना फ़लगणी रोग ઉત્પન્ન થાય છે, તે પૈકી એક નાની ફલગણી, બીજી મોટી ફલગણી અને ત્રીજી સૂક્ષ્મ ફલગણી, આમ ત્રણ પ્રકારના રોગ થાય છે, તેને સર્વ સંસાર શીતળામાતા નીકળ્યાં એમ કહે છે. વળી તેને બીજાની છાયા ન પડવા દેવાની પથ્ય પાળે છે; તેમાં આપણા ગુજરાત દેશને વિષે આઁ બળિયાદેવ છે, એમ માની તેનું સ્થાપન કરે છે. આ વ્યાધિનો તાપ જાગ્રતને વિષે

બાળક જાણે છે. આ વ્યાધિનો તાપ કયા સંજોગે કરીને થાય છે તે વિષે સાંભળો. જ્યારે પ્રથમ સ્ત્રીપુરૂષના સંયોગના બિંદુનું બાળક થાય છે ત્યારે સ્ત્રીપુરૂષના બિંદુની સાથે કાચા જળનો વિભાગ બિંદુની સાથે સ્ખલિત થઈને આવે છે; તેમાં પાકાં પાંચ તત્ત્વોના બિંદુનો બાળકનો દેહ બંધાય છે અને પુરૂષના કાચા જળનો વિભાગ જે તરત પાન કરેલા બિંદુની સાથે આવે છે તે બાળકની નાડીઓને વિષે ભરાઈ રહે છે. વળી તેમાં સ્ત્રીના બિંદુનો જળનો વિભાગ તે બાળકના માંસભાગ અને ત્વચાની સંધિને વિષે ભરાઈ રહે છે; તે જ્યારે બાળકની ત્વચા, માંસ અને નાડી જેમ જેમ કઠણતા પકડતી જાય છે, તેમ તેમ ત્યારે જળ બહાર ફૂટી નીકળે છે. આમ નાના બાળકથી લઈ મોટા માણસ પર્યંત એક સાથે ફૂટી નીકળે છે. તે વિષે સાંભળો. આ વિરાટને વિષે ઓગણપચાસ વાયુ વહન કરી રહ્યા છે, તેમાં એક શીતબળઅગ્નિ નામનો વાયુ જે છે તે વાયુ દેશ, પરગણું, મુલક અગર ગામને વિષે જેટલી હદને વિષે આ વાયુ વહી જાય ત્યારે તેટલી હદનાં જે બાળકની નાડીઓ, ત્વચા, માંસ કઠણતા પામી રહ્યા હોય તે સર્વ બાળકની ત્વચામાં રહેલું પાણી ‘એકદમ ફૂટી નીકળે છે. વળી મોટી ફલગણી રોગ તે પિતાના બિંદુના જળના વિભાગનો રોગ જાણવો અને નાની ફલગણી રોગ તે માતાના બિંદુના જળવિભાગનો રોગ જાણવો. આ બે પ્રકારનો ફલગણી રોગ તે માતાપિતાના બિંદુના જળવિભાગનો જાણવો. વળી ત્રીજો ફલગણી રોગ તે માતાપિતા બન્નેના બિંદુનું પાણી છેલ્લી ત્વચાને વિષે એકઠું મળી જાય છે તેનાથી તે રોગ થાય છે. આ ત્રણ રોગનાં નામ એક ઓરી, બીજું અછબડા અને ત્રીજું બળિયા, એમ કહેવાય છે. કોઈ દેશમાં તેને શીતળાદેવી નીકળ્યાં એમ પણ કહે છે. આ પ્રકારે સર્વ વ્યાધિની આદ્ય લઈને સર્વ પરીક્ષા જાગ્રતને વિષે થાય છે. વળી અન્ય સર્વ, દશે દિશા, સ્થાવર-જંગમ, ચૌદેલોક, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળની આદ્ય લઈ અગમ નિગમ આદિ ગતિ સ્ફુરણ થાય છે તે પણ જાગ્રતને વિષે થાય છે. આમ જાગ્રત-અવસ્થા અતિશય સ્ફુરણા પામે છે, કારણ કે નિજજાણસ્વરૂપના આભાસનો વિશેષ આભાસ ત્યાં ગાદીપતિ થઈને રહેલો છે; એથી જ જાગ્રતઅવસ્થા અતિશય વિશેષ સ્ફુરણા પામતી હતી.

આ પ્રકારે નિજજાણસ્વરૂપના સામાન્ય આભાસ અને વિશેષ આભાસે કરીને સર્વ દેહ હલનચલન કરતો હતો. તે નિજજાણસ્વરૂપના વિશેષ આભાસનો આભાસ તે જાગ્રત-અવસ્થાને વિષે ભાસમાન રહેતો હતો. તે વિશેષ આભાસના પ્રતાપે કરીને મન-અંતઃકરણ અતિશય વિશેષ સ્ફુરણતા પામતું હતું. હવે તે મન-અંતઃકરણ અતિશય સ્ફુરણ પામીને

સર્વ ઈન્દ્રિયોની ચાસમી લેતું હતું; તે મન ચાસમી લઈને બુદ્ધિ-અંતઃકરણને પોખતું હતું. આ બુદ્ધિ ચાસમી લઈને અહંકારને પોખતી હતી. તે અહંકાર-અંતઃકરણ ચાસમી લઈને ચિત્ત-અંતઃકરણને પોખતું હતું. તે ચિત્ત અંતઃકરણ ચાસમી લઈને નચિંત અંતઃકરણને પોખતું હતું. આ નચિંત અંતઃકરણ ચાસમી લઈને નિજજાણસ્વરૂપ સમર્થ આદ્ય કર્તાના અંશને પહોંચાડતું હતું. આ પ્રકારે સકલ પિંડ-ઈન્દ્રિયો અંતઃકરણને વિષેની ચાસમી નિજજાણસ્વરૂપ કર્તાનો અંશ લેતો હતો; તે પિંડ બ્રહ્માંડની સંધિ મધ્યે રહીને પિંડ થકી અલગનો અલગ અને સળંગ રહીને ચાસમી લેતો હતો. આ પ્રકારે સર્વ ઈન્દ્રિયોની ચાસમી નિજજાણસ્વરૂપને પહોંચતી હતી ત્યાં સુધી નિજજાણ સ્વરૂપ કર્તાના અંશની દૃષ્ટિ પિંડને વિષે સન્મુખ અનુકૂળ રહેતી હતી. તેણે કરીને સર્વ તનુ વિલાસપૂર્વક રમણ કરતું હતું. આ નિજજાણસ્વરૂપ કર્તાના અંશની દૃષ્ટિ જંગમતનું-પિંડને વિષે આભાસે આભાસ પ્રવેશ થઈને પિંડને ચેતનવત્ રાખતી હતી.

હવે આ આભાસ તે પ્રથમ પ્રાણાયામને વિષે પડતો હતો. આ પ્રાણાયામના આભાસે આભાસ પછી સર્વ પિંડ ચેતન થતાં હતાં. આ પિંડ ચેતન થવાથી નિજજાણસ્વરૂપને ચાસમી પહોંચતી હતી. હવે જે નિજજાણસ્વરૂપના આભાસનો આભાસ તે પ્રાણાયામને વિષે આવતો હતો. આમ આ પ્રમાણે પ્રાણાયામ ચેતન થયો, એથી કરીને સર્વ શરીર ચેતન રહેતું હતું. હવે પ્રાણાયામ તે અનંગ-ચક્ષસત્ત્વ અને વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ, આ બન્ને ચક્ષતત્ત્વનાં સંબંધે કરીને રહેતો હતો. વળી અનંગ-ચક્ષસત્ત્વ અને વર્ગજ્ઞાન-ચક્ષતત્ત્વનો અંત આવી રહ્યો ત્યારે નાશ પામી ગયાં. જ્યારે કાળ-ચક્ષસત્ત્વ એકલું જ રહ્યું, ત્યારે પ્રાણાયામ નિર્માલ્ય-નિર્બળ થઈ ગયો. આમ જ્યારે પ્રાણાયામ નિર્માલ્ય-નિર્બળ થઈ ગયો, ત્યારે સર્વ અંતઃકરણ-ઈન્દ્રિયો સામર્થ્ય સિવાયનાં થઈ ગયાં, ત્યારે આ ઈંદ્રિયો અંતઃકરણના જે જે વિષયો હતા તે તે નાશ પામી ગયા, આમ જ્યારે સર્વ વિષયનો નાશ થઈ ગયો, ત્યારે નિજજાણસ્વરૂપ કર્તાના અંશને જે ચાસમી પહોંચતી હતી તે બંધ થઈ ગઈ, ત્યારે નિજજાણસ્વરૂપ કર્તાના અંશની દૃષ્ટિ પિંડ ઉપરથી સામાન્ય રૂપે શમવત્ થઈ ગઈ, ત્યારે કાળ-ચક્ષસત્ત્વ જે પાછળ રહ્યું હતું તે કાળ-ચક્ષસત્ત્વ પ્રાણાયામનો નાશ કરતું હતું. આમ કરતાં જ્યારે પ્રાણાયામનો નાશ થઈ ગયો; ત્યારે નિજજાણસ્વરૂપ કર્તાના અંશની દૃષ્ટિનો આભાસ જે પ્રાણાયામ ઉપર હતો તે પ્રાણાયામનો નાશ થયા પછી આભાસ ઊલટીને નિજજાણસ્વરૂપને વિષે લીન થઈ ગયો. આ પ્રમાણે જ્યારે પ્રાણાયામ નાશ પામવાથી નિજજાણસ્વરૂપો આભાસ નિજજાણસ્વરૂપને વિષે ઊલટીને લીન પામે, ત્યારે જ જંગમજાતિનાં શરીર મૃત્યુકાળવશ થઈ જાય. આ રીતે જંગમ-

શરીર મૃત્યુકાળવશ થઈ જાય, ત્યારે નિજજાણસ્વરૂપ જે કર્તાનો અંશ તે પિંડબ્રહ્માંડની સંધિ છોડીને કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિરૂપ ભૂમિકાને વિષે ઊલટીને બિરાજમાન થઈ રહે. આ બિરાજમાન તે પોતાની ઈચ્છાવત સ્વરૂપાકાર અવ્યક્ત મૂર્તિમાન રહે, પણ કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિરૂપ ભૂમિકાને વિષે એકમેક થઈને મળીને જાય નહિ; કારણ કે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિરૂપ ભૂમિકા જે છે તે તો નિઃસત્ત્વ, નીરાકાર શૂન્ય મે વ્યાપક હોઈ તે શૂન્ય સમાન જ છે, એ વિષે દૃષ્ટાન્ત કહું છું તે સાંભળો. જેમ સૂર્યનો પ્રકાશ તે શૂન્યને વિષે વ્યાપક રહ્યો છે, પણ આ પ્રકાશને વિષે સૂર્યનો મૂર્તિમાન અંશ રહ્યો નથી; કારણ કે પ્રકાશથી બોલતો ચાલતો મૂર્તિમાન સૂર્ય-અંશ ઉપજતો નથી. કદાચ નીપજે તો અગ્નિ નીપજે, તે પ્રકાશ અગ્નિનો જાણવો; કારણ કે પ્રકાશ પ્રતિબિંબ તો નિઃસત્ત્વ છે. આ નિઃસત્ત્વ છે એ કારણને લીધે અંશ સિવાય કોઈનો પણ અંશ વૃદ્ધિ પામતો નથી. આ નિઃસત્ત્વ (દીવાને સૂર્યના અંશરૂપ માની લઈએ, પણ ખરેખર એ સૂર્યનો અંશ નથી; કારણ કે દીવો અગ્નિથી પ્રગટ થાય છે પણ સૂર્યથી પ્રગટ થતો નથી.) કારણ કે કર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિભૂમિકા તે નિઃસત્ત્વ હોઈ નિરાકાર છે. આ નિઃસત્ત્વ નિરાકાર બ્રહ્મભૂમિકાને વિષે નિજજાણસ્વરૂપ કર્તાનો અંશ સત્ત્વસંયુક્ત અંકુર મૂર્તિમાન હોવાથી તેના વિષે મળીને એકતા કેવી રીતે થઈ જાય ? અર્થાત્ એકમેક થઈ મળી જતો નથી. આ વિષે એક દૃષ્ટાન્ત આપું છું તે સાંભળો. અનેક પ્રકારની વનસ્પતિ કે જેનાં બીજ સૂક્ષ્મમાં સૂક્ષ્મ બારીકમાં બારીક હોઈ તે પૃથ્વીને વિષે ભેળાં મળીને એકમેક થઈ રહે છે, પણ આ બીજ પૃથ્વીને વિષે મળી જઈને પૃથ્વીરૂપ થઈ જતાં નથી. આ કારણને લીધે આ બીજ વિશેષ સત્ત્વસંયુક્ત અંકુર મૂર્તિમાન જ છે અને પૃથ્વી તો સામાન્ય સત્ત્વ જડાકાર છે. આ કારણને લીધે બીજ પૃથ્વીને વિષે મળી જતાં નથી; તેવી જ રીતે કર્તાની પ્રકાશબ્રહ્મભૂમિકાને વિષે નિજજાણસ્વરૂપ કર્તાના અંશ ભેળા રહે છે, પણ તેની અંદર મળી જઈ તે રૂપ થઈ જતા નથી. આ પ્રકારે નિજજાણસ્વરૂપ કર્તાના અંશ પ્રકાશબ્રહ્મભૂમિકાને વિષે મળીને રહેવા છતાં પૃથ્વીના અંકુરોની માફક ન્યારાને ન્યારાજ રહે છે. વળી આ અંશો પાછા કર્તાના સ્વરૂપને પણ પહોંચી શકતા નથી. આ કારણને લીધે નિજજાણસ્વરૂપ કર્તાના અંશ ભિન્ન રહે છે, કારણ કે નિજ આદ્યપુરૂષ મહદ્ સજાણજાણરૂપ કેવલ કિરતારે પોતાની ઈચ્છા એટલે મોજ કરવા સારૂ પંચવૃત્તિ ઉત્પન્ન કરીને આ પાંચ વૃત્તિઓનાં તત્ત્વ ઘણા વિભાગે કરીને ઊલટસૂલટ મેળવીને દેવની આદ્ય લઈ અનંત પ્રકારના ઘાટ રચ્યા, પછી આ ઘાટને વિષે પોતાની દૃષ્ટિરૂપ ચૈતન્યવૃત્તિ પોષીને સર્વ સાજસંયુક્ત નખશિખ-પર્યત આ સઘળા ઘાટ પરિપકવ કર્યા છે, તથાપિ કોઈ ઘાટ કર્તાની ઈચ્છા પ્રમાણે હલણ-ચણલ કરીને મોજ કરવા

લાગ્યા નહિ; ત્યારે નિજજાણસ્વરૂપ આદ્ય કેવલ કિરતારે પોતાની કર્તા અંશવૃત્તિ ઉત્પન્ન કરીને પોતાના અંશ જે નિજજાણસ્વરૂપ તે પોખ્યા ત્યારથી સર્વ અંશ કર્તાથી ભિન્ન પડ્યા હોઈ કર્તાની પંચવૃત્તિના વિભાગનો સાજસંયુક્ત જડ શરીરના સાક્ષી થઈને રહ્યા છે. આ નિજજાણસ્વરૂપ કર્તાના અંશ આ જડ શરીરના સાક્ષી થયા, એથી કરીને સર્વ જડ-શરીરના વિભાગ સચેતન થઈને અનેક પ્રકારના વિષય-વૈભવ કરવા લાગ્યા. આ વૈભવી વિલાસની સર્વ ચાસણી અન્યોન્ય પહોંચતી હતી; તે નિજજાણસ્વરૂપ કર્તાના અંશ લેતા હતા. આ વિષયની ચાસણી નિજજાણસ્વરૂપ કર્તાના અંશ લેતા હતા, એથી કરીને જે નિજ સજાણજાણરૂપ કેવલ કર્તાની જાણ હતી તે વિસર્જન પામીને ગુમાવી અને વિષય-ચાસણીની જાણ પ્રાપ્ત કરી. આમ વિષયચાસમીની જાણ થઈ, એથી કરીને નિજજાણસ્વરૂપ કર્તાના અંશ પોતાનું નિજસ્વરૂપ વિસર્જન પામીને વાસનારૂપ થઈ ગયા. આ નિજજાણ રૂપ કર્તાના અંશ વાસનાના જાણકાર થયા, એથી કરીને વાસનાની વિષય-ચાસમીની સ્મૃતિ રહે છે. આ પ્રમાણે નિજજાણસ્વરૂપને વાસનાની ચાસમીની સ્મૃતિ રહે છે. એથી કરીને નિજજાણસ્વરૂપને વાસના ઉપર સહેજ સ્વભાવે સૂક્ષ્મ દૃષ્ટિ રહે છે. આ નિજજાણસ્વરૂપની સૂક્ષ્મ દૃષ્ટિએ કરીને વાસના સદાય ચૈતન્ય અમરવેલીરૂપ રહે છે. આ વાસના જે અમરવેલી થઈ છે તે પિંડ પડયા પછી પાછળ નિજજાણસ્વરૂપ કર્તાના અંશયુક્ત સહેજ સ્વભાવે લપટાયમાન થઈને રહેલી છે. આ વિષે એક દૃષ્ટાંત આપું છું તે સાંભળો. જેમ ચુંબકની સત્તાઓ ચુંબકની સાથે લોઢું લપટાઈ રહે છે. એ પ્રકારે નિજજાણસ્વરૂપની ચુંબકવત્ સત્તાએ કરીને લોહજડવત રૂપ વાસના તે નિજજાણરૂપ ચુંબકની સાથે સહેજ સ્વભાવે લપટાઈને રહેલી છે. આ વાસના તે કયા સ્વરુ પે કર્તાના અંશને વિષે લપટાઇને રહેલી છે તે હવે કહીએ છીએ જે સાંભળો.

સર્વ પદાર્થ તથા ઈન્દ્રિયો અંતઃકરણની ચાસમી લેવાની નિજજાણસ્વરૂપને સહેજ સ્વભાવે સ્મૃતિ રહી જાય છે. આ નિજજાણસ્વરૂપ કર્તાના અંશને ઈંદ્રિયો તથા અંતઃકરણની ચાસમીની સ્મૃતિ રહે છે. આમ સ્મૃતિ રહે છે એજ વાસનાનું સ્વરૂપ છે એમ જાણવું. આ કારણને લીધે નિજજાણસ્વરૂપ કર્તાના અંશ સંયુક્ત વાસના સમ્યક સહેજ સ્વભાવે રહી છે. હવે આ વાસના જે નિજજાણસ્વરૂપને ચાસમીની સ્મૃતિરૂપ જ છે, તે વાસનાની સ્મૃતિ તે નિજજાણસ્વરૂપ કર્તાના અંશને પદાર્થભાવનાને લીધે ઉત્પન્ન થઈ છે. તેમાં તે વાસનાના પદાર્થ ઉપર અધોગત દૃષ્ટિ રહે છે. આમ આ વાસનાના પદાર્થ ઉપર અધોગત દૃષ્ટિ રહી; એથી કરી નિજજાણસ્વરૂપ કર્તાના અંશની વૃત્તિ સહેજ .સ્વભાવે અધોગત

વાસના પાછળ તણાઈ રહે છે. આ ન્યાયે નિજજાણસ્વરૂપ કર્તાના અંશની વૃત્તિ અધોગત રહે છે, તેણે કરીને નિજજાણસ્વરૂપ કર્તાના અંશ આદ્યપુરૂષ સજાણસ્વરૂપ કૈવલ કર્તાને પાછા પહોંચી શકતા નથી; એથી કરીને કર્તાના અંશ કર્તાથી ભિન્ન રહે છે. આ પ્રકારે નિજજાણસ્વરૂપ કર્તાના અંશ દેહ તજીને ભિન્ન થાય છે, ત્યારે વાસના તેની પાછળ તણાઈ જાય છે. જ્યારે આ વાસના બીજા દેહને વિષે પ્રવેશ કરે છે, ત્યારે તેની પાછળ નિજજાણસ્વરૂપ કર્તાના અંશ તણાયા જાય છે. હવે કેવી રીતે વાસનાની પાછળ અંશ તણાઈ જાય છે તે વિષે દૃષ્ટાંત કહું છું તે સાંભળો. જેમ નાવને વિષે લોઢાનો ખીલો નાવને વીંધીને માર્યો હોય, તો તે નાવિકા પાછળ તણાયો જાય છે; પણ જ્યારે આ લોઢાના ખીલાને ઘેરા જળને વિષે ચુંબક દૃષ્ટિએ પડે, તો તે લોઢાને ખીલો ચુંબક પાસે ખેંચાઈને જાય છે. આમ જ્યારે લોઢું ચુંબક પાસે ખેંચાઈને જાય; ત્યારે આ લોઢાની પાછળ નાવ સહિત નાવિક પણ ખેંચાઈ જાય; આ ન્યાયે અને આજ પ્રકારે જ્યારે શરીર છૂટી જાય છે, ત્યારે નિજજાણસ્વરૂપ કર્તાની અંશની પાછળ વાસના તણાઈ જાય છે અને બીજો દેહ ધારણ કરતી વખતે વાસનાની પાછળ નિજજાણસ્વરૂપ કર્તાનો અંશ તણાઈ જાય છે, કારણ કે ઈંદ્રિયો અંતઃકરણની ચાસમીના સ્વાદને લીધે નિજજાણસ્વરૂપ કર્તાના અંશને પદાર્થોના સાક્ષી થવાની ઈચ્છા રહે છે. આ પ્રમાણે કર્તાના અંશને પદાર્થ ઉપર ઈચ્છા રહે છે, એથી કરીને જન્મમરણની ભવાટવી અસંખ્ય કાળ થયાં ચાલી જાય છે.

હવે મહદ્ પુરૂષ ખાતાપીતા બોલતાચાલતા સર્વ પદાર્થોને વિષે રહ્યા છતાં નિર્લેપ રહે છે પણ આસક્તિભાવ પામતા નથી. જેમ જિહ્વા ગ્રથની આદ્ય લઈને અનેક પ્રકારના ભોગ ભુક્તમાન કરે છે, પણ જિહ્વા કોઈ રસને લેપાયમાન થઈને ચીકાશ પામતી નથી અને બાકીના શરીર-અંગને વિષે જો ગ્રથ પ્રવેશ કરે તો ચીકાશ પામી જાય છે, પણ જિહ્વા તો ખાતાંપીતાં ચીકાશ પામતી નથી. આ પ્રકારે મહદ્ પુરૂષ કૈવલવેત્તા તો અનેક પ્રકારના વૈભવ કરે, છતાં જિહ્વાની માફક નિર્લેપ રહે છે અને બાકીના જીવ તો વિષયમાં દૃષ્ટિ પડતાની સાથે જ બંધન પામી જાય છે, માટે મહદ્ પુરૂષ કૈવલવેત્તાનાં ચિહ્ન જોઈને તેમની દેખાદેખી બાકીના જીવે કરવું નહિ; કારણ કે મહદ્ પરૂષ કૈવલવેત્તા તો મહદ્ અંશ છે. તે કર્તાના નિજ હુકમથી અનુભવાનંદ દેહ ધારણ કરે છે, માટે આ પુરૂષને તો કૈવલકર્તાના સ્વરૂપ સમાન જાણવા; માટે આ પુરૂષ તો ચાહે સો કરી શકે તેવા છે,

કારણ કે આ મહદ્ પુરૂષ કર્તાના પરમ વિશેષ અંશ છે; તે વિશેષ સામર્થ્યે કરીને ખાતાપીતા બોલતા ચાલતા હોવા છતાં આવરણમાં આવતા નથી. માટે આ મહદ્ પુરૂષ તે કર્તારૂપ જ છે એમ જાણજા, અને બાકીના જીવ તો કર્તાના સામાન્ય અંશ છે, એથી કરીને સર્વ જીવ પદાર્થોના વિષયમાં આવરણ પામી જાય છે; માટે કર્તાના પરમ વિશેષ અંશ જે સદ્‌ગુરૂ, તે સદ્‌ગુરુ-મૂર્તિનો સત્સંગ કરીને સામાન્ય જીવરૂપ અંશ પદાર્થોના વિષય-આવરણોમાંથી નિવૃત્ત થાય છે.

# પંચમ શ્વસંવેદ સંપૂર્ણ

महंत शान्तिदासजी गुरु विष्णुदासजी.
भगवान करुणा सागरनुं मंदिर,
मु. उमरा, जी. (सुरत)

# સકર્તા-અદ્વૈતલક્ષબોધ-પંચીકરણ

## પરમ એકદેશી પદનું નિરૂપણ

## પ્રકરણ – ૧

ૐ પ્રથમ સકર્તા સત્‌કૈવલને નમસ્કાર કરૂં છું. આ સકર્તા સત્‌કૈવલ કેવા છે તે સાંભળો. અખંડ, અમર, અચ્યુત, અનાદિસિદ્ધ, અક્ષય, દિવ્ય દગરૂપ, સોહંગ પદ એકદેશી નિર્મળ છે અને અચળ, સર્વલોકની આદ્ય પુરાતન ધામ છે. આ ધામ જયજયરૂપ હોઈ તેને અલક્ષ લક્ષ વડે નમસ્કાર કરૂં છું. આ સકર્તા સત્‌કૈવલ એકદેશી, પરમઉત્કૃષ્ટ હોઈ તે અલૌકિકરૂપ છે, છતાં જે કાળે જમીન, આસમાન, પવન, પાણી, ચંદ્ર, સૂર્ય, વિરંચી, વિષ્ણુ, મહેશ્વર, પ્રકૃતિ તથા પુરૂષની આદ્ય લઈ કોઈ પણ હતું નહિ અને તત્ત્વો તથા અંશો પણ ઉપજાવેલા નહિ તેમજ કર્તાને સૃષ્ટિ કરવાનો સંકલ્પ પણ થયો ન હતો, તે કાળે સકર્તા એકદેશી, પારાવાર શૂન્યને વિષે બિરાજેલા હોઈ એક જ ઠામને વિષે અચર રહેલા હતા. જ્યારે તેમને પોતાને આપોઆપ ઉપજણ ઊપજી, ત્યારપછી પોતાના સંકલ્પ વડે અપાર ખેલ, નાનાવિધ વિભૂતિ ચરાચર દેવબ્રહ્માંડ સમેત, તત્ત્વો તથા અંશ ઉપજાવીને રચના કરી, આ રચના વિષે વિલોકનપૂર્વક જોતાં અનુમાનગતિ પહોચી શકે તેમ નથી, કારણ કે તેને જોઈને ચતુર્વેદે નેતિ નેતિ કહી છે તે અદ્યાપિ સુધી ગવાય છે; કારણ કે સકર્તા સત્‌કૈવલની કૃતલીલાનું બ્રહ્મદેવના વેદવચનમાં સંપૂર્ણ વર્ણન થઈ શકયું નથી. આ કૃતમાત્રના વિવેકની ગમ પાંચમા શ્વસંવેદને વિષે રહી છે; તે કૃતના કર્તા, હે સકર્તા સત્‌કૈવલ ! તમો હોઈ એકદેશી છો.

ઉપર પ્રમાણે સાંભળી શ્રોતાને પ્રશ્ન ઉપસ્થિત થયો, જેથી તેઓ કહે છે કે એકદેશી પદ તો લઘુ અને અલ્પ હોય અને સર્વદેશી પદ મહાન મોટું હોઈ સર્વને માથે શ્રેષ્ઠ રહેલું છે. આ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે. આ એકદેશી પદ અને સર્વદેશી પદ પૈકી લઘુદીર્ઘ પદનું નિરૂપણ સર્વજ્ઞ પરમગુરૂ સંતસજ્જનને કહે છે તે સાંભળો. પ્રથમ ચતુર્વેદનો

વિચાર કરતાં તેણે એકદેશી ગુણ, પ્રકૃતિ તથા પુરૂષની આદ્ય લઈને એકદેશી ઈશ્વરની સ્થાપના કરેલી છે અને તેના ઉપર સર્વદેશી પદ અકર્તા બ્રહ્મ ઠરાવ્યું છે. આ બન્ને પ્રકારનું પ્રતિપાદન વિધિસંમત (શાસ્ત્રોને તથા વિદ્વાનોને જે માન્ય છે તે) શ્રુતિનું છે, પણ એકદેશી અને સર્વદેશી આ બન્ને પદની જે સ્થાપના કરી છે, તે એકદેશી સકર્તા સત્‌કૈવલના અનુક્રમરૂપ જે પ્રણાલિકા તે પ્રણાલિકા પૈકી એકદેશી અને સર્વદેશી પદની સ્થાપના કરેલી છે. એમ જાણવું. આ બન્ને પદ જે દેખાડયાં તે નવીન કૃત કરવા પક્ષમાં અકર્તા છે; કારણ કે આ બન્ને પૈકી જે સર્વદેશી પદનું વર્ણન કર્યું છે તેમાં કર્તવ્યશક્તિ નથી, એથી તેને અકર્તા કહ્યું તે સત્ય છે; પણ તેને મોટું પદ શું જોઈને કહ્યું હશે ! તેનો પ્રભાવ તો શૂન્યાકાર જડ છે. વળી એકદેશી પદ જે ઈશ્વર, ગુણ અને પુરૂષ સુધીનાં કહ્યાં, તેનાથી તો ચરાચર કૃતની પરંપરા ચાલે છે, તે જોઈને તેને એકદેશી લઘુપદ કહ્યું છે. વળી બ્રહ્મ તો વ્યાપક, અવિનાશી, શૂન્ય સરખું, અલિપ્ત અને અચળ છે. આ ઉભય સિદ્ધાન્તો વિધાતાએ વેદને વિષે કહેલા છે, પણ તે વિધાતાને એકદેશી અને સર્વદેશીની ગમ માલમ પડી નથી.

હવે તે એકદેશી પણ અનાદિસિદ્ધ ક્યા પ્રકારે વેદ વદે છે, તેનો મર્મ આતુર સંતજનને કહું છું તે સાંભળો. અહો ! જે પંચમ શ્વસંવેદ સર્વજ્ઞ પરમગુરૂએ વર્ણવ્યો છે તેને વિષે એકદેશી પદ પરમ અનુપમ અનુભવે બોલેલા છે. આ સાંભળીને કદાચ તમે એમ કહેશો જે એકદેશી પદ લઘુ હોઈ સર્વદેશી પદ દીર્ઘ છે જ, તો આ વિષયમાં સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. આ બન્ને પદ, જેના વિષે કહો છો, તે પદ આદિ એકદેશી સકર્તાથી ઓરલા એટલે કે આ બાજુનાં જાણવાં. આ બન્ને પદ જેના વડે વસીને રહેલાં છે તે એકદેશી પદ પરમઅતિઉત્કૃષ્ટ સકર્તા કરૂણેશ કૈવલ છે. આ કૈવલ ભાસ્કર સમોવડ પ્રકાશક હોઈ અખંડ અને અજન્મા રહેલા છે. જેમ રવિ એક દેશમાં રહેલો હોઈ બ્રહ્માંડભરમાં પ્રકાર કરે છે, તેમજ રાજા એક ઠામમાં રહીને પોતાના રાજ્ય સુધી અમલ કરે છે, આ અમલ તથા પ્રકાશ વ્યાપક હોઈ મોટા છે એ વાત ખરી છે પણ તે એકદેશી રાજા તથા સૂર્ય વડે થયા છે; તેવી જ રીતે નિજ સકર્તા સત્‌કૈવલ એકદેશી છે, પણ તેમનો પરમપ્રકાશ તેજ સનાતન અદ્વૈત બ્રહ્મ હોઈ તે શૂન્યને વિષે અકર્તારૂપે

રહેલું છે. આ વિષે બે ભેદ છે, એક એકદેશી તે કૃતમાત્ર હોઈ તેમાં ચૌદલોકનો સમાવેશ થાય છે અને બીજું સર્વ દેશી તે પરબ્રહ્મ અકર્તારૂપ હોય ચૌદલોકને માથે મહાશૂન્યમાં વ્યાપકરૂપે રહેલું છે. આ પ્રમાણે તત્ત્વઅંશસમેત સંપૂર્ણ કૃત એકદેશી છે અને સર્વવ્યાપક પરબ્રહ્મ જે અકર્તારૂપે છે તે સર્વદેશી છે. આમ આ બન્ને પદ સ્વતઃસિદ્ધ સ્વતંત્ર નથી. પણ તે પરમઉત્કૃષ્ટ, મહદ્ એકદેશી સકર્તા સત્કૈવલના આધારે વસેલાં છે. આ બન્ને પદ પૈકી તત્ત્વો તથા અંશોરૂપ કૃત એકદેશી હોઈ અવધિવાળાં છે અને પ્રકાશબ્રહ્મ અવધિકાળ રહિત છે. જેમ સૂર્યનો પ્રકાશ વ્યાપક અને સર્વદેશી છે તથા આ સૂર્યથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે તે માપક હોઈ એકદેશી છે, પરંતુ આ માપક એકદેશી અગ્નિ તથા વ્યાપક સર્વદેશી પ્રકાશ આ બન્ને એકદેશી સૂર્ય વડે જ છે; આ પ્રમાણે આ ન્યાયે બ્રહ્માંડભરનું તત્ત્વઅંશ સમેત કૃતમાત્ર સૂર્યના અગ્નિવત્ હોઈ તે સૂર્યરૂપ એકદેશી નિજ સકર્તા સત્કૈવલથી જ છે; અને પરબ્રહ્મ તે પણ નિજ કર્તાનો જ સનાતન પ્રકાશ છે. આ પ્રકારે એકદેશી પરમપદ અતિ શ્રેષ્ઠ દિવ્ય વપુરૂપે હોઈ અનંત તત્ત્વપદાર્થોથી પર અલગ છે.

આ પ્રમાણે સાંભળી શ્રોતા કહે છે કે તમે શ્વસંવેદરૂપ શ્રુતિસંમતે કરીને એકદેશી સકર્તાપદનું વર્ણન કરો છો, પણ ચાર વેદ તથા શાસ્ત્રોના કર્તા તેમજ વક્તાઓ એવું કહે છે કે પંચમવેદ તર્કવાદ છે, કારણ કે બ્રહ્માજીએ પાંચમા વેદનો ક્યારે ઉચ્ચાર કર્યો છે ? વળી બીજાં પદને એકદેશી સકર્તાપદથી ઓરલાં એટલે આ બાજુનાં પદ કહો છો તે પણ ચારવેદની શ્રુતિને સંમત નથી. આ જ્યારે આ બાબત ચતુર્વેદમાં નથી તેમજ શ્રુતિને માન્ય પણ નથી, છતાં કહો છો તો તેનું નિરૂપણ, હે મહાન સમર્થ પરમ વિશેષ પરમગુરૂ ! કૃપા કરીને શ્રીમુખે કહો એટલે તેનું શ્રવણ કરીને અમારી ભ્રાન્તિ નાશ પામે. આ પ્રકારે પ્રશ્ન સાંભળીને સર્વજ્ઞ પરમગુરૂ પંચમવેદનું નિરૂપણ નીચે પ્રમાણે બીજાં પ્રકરણમાં કરે છે તે સાંભળો.

❀ ❀ ❀

# સજ્જન પરત્વે શ્વસંવેદ નિરૂપણ

## પ્રકરણ : ૨

હવે તે પંચમ શ્વસંવેદનું નિરૂપણ સાંભળો. આ પંચમવેદ તો અનાદિસિદ્ધ મહાશ્રેષ્ઠ હોઈ જે જે કલ્પે બ્રહ્મા ઉત્પન્ન થાય છે, તે તે કલ્પને વિષે પાંચમો વેદ પ્રગટ થાય છે. એક પણ કલ્પ પાંચમા વેદ સિવાય ખાલી રહેલો નથી. દરેકે દરેક કલ્પમાં બ્રહ્માજી હોય છે ખરા, તેવી જ રીતે વેદ પણ પાંચે હોય છે ખરા. જ્યારે નિજ સકર્તા સત્કૈવલ કૃતમાત્રને ઉપજાવે છે, ત્યારે તે કૃતનું નિરાકરણ અલ્પજીવને કરી દેખાડયા વિના કેમ માલુમ પડે ! એટલા માટે જ વેદ રચવાનું કારણ ધરદહાડાનું છે જ. આ કલ્પને વિષે પણ બ્રહ્માજી પાંચ મુખે કરીને પાંચે વેદનું ઉચ્ચારણ કરતા હતા, તેમાં ચતુર્વેદના વર્ણનમાં તો ઓરલું કૃત પ્રપંચ-વ્યવહારનું તથા કૃત પૈકીના ગુણ ઈશ્વરાદિક કર્તાનું અને બીજું અકર્તા બ્રહ્મનું નિરૂપણ કરતા હતા, તે બધું ચાર મુખે કરતા હતા; જ્યારે પાંચમા વેદનો ઉચ્ચાર બ્રહ્માજી પાંચમે મુખે કરતા હતા, તેમાં સકર્તાપતિએ પરમ ઉત્કૃષ્ટ સંકલ્પ વડે જે અનુપમ તત્ત્વો તથા અંશ સર્જેલા તે સકર્તાના કરેલા કૃતની કળા વિષેના ભેદનું વર્ણન કરતા હતા.

હવે આ પરમશ્રેષ્ઠ પાંચમા વેદનો લોપ થવાનું કારણ શું બન્યું અને તે કામ કર્યું કોણે તે વિષે સાંભળો. પ્રથમ સકર્તાપતિએ પુરૂષપ્રકૃતિ ઉત્પન્ન કર્યાં, તેનાથી ત્રિગુણી દેવ જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તે તથા ત્રણ કન્યાઓ સાવિત્રી, લક્ષ્મી, અને ઉમા થયાં. તેમના સંયોગ વડે સૃષ્ટિક્રમનો વિસ્તાર આગળ વૃદ્ધિ પામ્યો. તેમાં શિવને બે બાળક થયાં અને વિષ્ણુ વંઝ રહ્યા, જેથી એક બ્રહ્માને વિષે પ્રજા ઉત્પન્ન થવાનું રહ્યું. આ બ્રહ્માજીને પ્રથમ ચાર શનકાદિકો થયા. ત્યાર પછી બ્રહ્માને દશહજાર પુત્ર થયા. આમ જે ઉત્પન્ન થાય, તે બ્રહ્માની પાસે વૃદ્ધિ પામી મોટા થતા જાય અને તે ચાર વરસના થાય ત્યારે ચતુર્વેદનો ઉચ્ચાર સાંભળીને તેનું જ્ઞાન તેમને થાય અને પાંચમું વરસ બેસે ત્યારે તેમને બ્રહ્મદેવના પાંચમા મુખનો શ્વસંવેદનો ઉચ્ચાર સાંભળીને તેનું જ્ઞાન થાય.

કદાચ કોઈ કહેશે કે સાંભળવા પ્રમાણે બ્રહ્માજીને મુખ ચાર હતાં પાંચમું મુખ

સાંભળવામાં આવતું નથી, તો તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું. તે સાંભળો. પ્રથમ બ્રહ્મદેવને આ કલ્પને વિષે પાંચ મુખ કરેલાં હતાં. આમ પાંચ મુખ કરવાનું કારણ એ હતું કે જીવમાત્ર પ્રપંચની રૂઢી ચાર વેદ વડે જાણશે અને પાંચમા વડે કર્તાના કૃત સહિત પરમાર્થલક્ષ જાણીને કર્તાનું ભજન કરશે. આ પ્રકારે રૂઢી ચલાવવા સારૂ બ્રહ્માજીને પાંચ મુખ કર્યાં હતાં, પણ તે આશય ચાલ્યો નહિ; કારણ કે બ્રહ્માજીને વિષે રજોગુણ વિશેષ ભાગે રહેલો હોવાને લીધે તેમના એકલાને વિષે ઉત્પત્તિ થવાની રહી અને શિવ તથા વિષ્ણુથી થઈ નહિ, ત્યારે અને તે સમયે વિધિના પુત્રો પાંચમા મુખનું જ્ઞાન સાંભળી જ્ઞાની થવા લાગ્યા અને સમજ્યા કે આપણે અલ્પજ્ઞ જીવ છીએ અને આપણા કર્તા તો સર્વજ્ઞ, સજાણ, અચળ, નિજધામને વિષે રહ્યા છે. આ કિરતારને માટે આપણા કાકા શિવજી તથા વડીલ નિરંજન પુરૂષ તીવ્ર વૈરાગ ધારણ કરીને પતિની શોધખોળ કરવા સારૂ ઉપાધિ છોડીને ચાલ્યા ગયા છે, ત્યારે આપણે પણ હવે તે પતિનું શોધન કરીએ; એવું જાણીને પ્રથમ ચતુર શનકાદિક તપ કરવાને નીકળી ગયા, તે જોઈને બીજા વિધિપુત્રો પણ એક પછવાડે એક એમ દશ હજાર પુત્રો તપ કરવા સારૂ ગયા. તેમાનાં કોઈ તત્ત્વ પ્રવૃત્તિરૂપ સંસાર ભુક્તમાન કરવા રહ્યા નહિ. એક પરમેશ્વરનું ભજન કરવાને વિષે તેમની વૃત્તિ અખંડ લાગી રહી. આ શનકાદિક આદિ ત્યાગી પુરૂષો અનુમાનયુક્ત પ્રત્યક્ષ પ્રમાણે કરીને નિજ અધ્યાસમાં હજુ સુધી વળગી રહેલા છે. આ પ્રમાણેની દૃઢતા બ્રહ્મપુત્રોની પ્રથમથીજ અખંડ રહેલી છે આ પ્રકારે નવાઈ ઉપજાવે એવી દૃઢતા આ શનકાદિક આદિ પુત્રોમાં નિયંતારૂપ નિરંજન પુરૂષે જોઈ, ત્યારે તેમના સમજવામાં આવ્યું કે સૃષ્ટિક્રમનો વધારો આગળ ચાલતો નથી. બ્રહ્માજીથી જે જે પુત્રો ઉત્પન્ન થાય છે તે તે તપ કરવા ચાલ્યા જાય છે. આ કારણને લીધે ત્યાર પછી સૃષ્ટિ વધવાનો પ્રપંચ વહીવટ બંધ થયો. નિજકર્તાએ બ્રહ્માજીમાં પાંચ વેદસમેત અનુગ્રહની (ઉપકારની) કળા એકદમ કરીને મૂકી હતી, જેથી ફરીથી ભજનલક્ષ દેખાડવા સારૂ પોતાની હજુરમાંથી કોઈને અવતાર લેવડાવવો ન પડે; પરંતુ આ ઠેકાણે ગૂંચવણ એ આવી કે સૃષ્ટિધારા ભંગ થયા સિવાય અભંગપણે આગળ ચાલુ રહી નહિ, એટલે કે અટકી પડી. આમ થવાનું કારણ માત્ર બ્રહ્માજીનું પાંચમું મુખ છે, એવું સર્વજ્ઞદૃષ્ટિએ જાહેર -પ્રત્યક્ષ જોઈને નિરંજન પુરૂષે આકાશવાણી કરાવી અને એ વાણીમાં કહ્યું કે સૃષ્ટિક્રમ વિસ્તારપૂર્વક હજુ કેમ ચાલતો નથી ? આ આદિનારાયણની

પરમગંભીર વાણી વિષ્ણુ એ સાંભળી અને તે વિચાર કરવા લાગ્યા. છેવટે વિષ્ણુએ પોતે બ્રહ્મદેવની પાસે આવીને સર્વચરિત્ર જોયું, ત્યારે બ્રહ્માનું પાંચમું મુખ બોલતું હતુ તે શ્રવણ કરીને વિષ્ણુ કહેવા લાગ્યા કે આ ઠેકાણે જ સર્વ કળા છે; માટે એ મુખનો નાશ ન થાય ત્યાં સુધી સૃષ્ટિની ધારા પરંપરા ચાલવાની નથી અને ત્યાં સુધી નિજકર્તાનો આશય જે સૃષ્ટિ વધારવાનો છે તે પૂર્ણ થાય નહિ. આમ નિશ્ચય કરી તત્કાળ વિષ્ણુ શિવજી પાસે ગયા. તેમણે શિવજીનાં દર્શન કર્યાં અને બ્રહ્માની પાસે જે જોયું તથા અનુભવ્યું હતું તે તથા સૃષ્ટિક્રમની ધારા બંધ પડેલી તે સર્વ વૃત્તાંત કહી બતાવ્યું અને વળી ફરીથી વધુમાં કહેવા લાગ્યા કે બ્રહ્મદેવને પાંચમું મુખ જે કિરતારે કર્યું છે તે કારણ સિવાયનું હોઈ અકારણ કરેલું હોય એમ જણાય છે. આ પાંચમું મુખ તેમને શોભતું નથી. આ મુખનું બોલવું જાણે ખર-ગર્ધવના સરખું લાગે છે. આ મુખનું છેદન હમણાં જ કરી નાખશો, તો વિધિનું સ્વરૂપ શોભાયમાન દેખાશે. જ્યાંસુધી આ મુખ છે ત્યાં સુધી બ્રહ્માનું સ્વરૂપ સારું દેખાશે નહિ. આ પ્રકારે શિવજીએ વિષ્ણુનાં વચન સાંભળ્યાં અને કહેવા લાગ્યા કે આ કામ હું કરનાર નથી, ત્યારે વિષ્ણુ કહેવા લાગ્યા કે આ કામ તમારે કર્યા વિના ચાલશે નહિ. આ સાંભળી શિવજી પુનઃ બોલ્યા, જે આ મુખ તમોને શું દુઃખ દે છે ? તે કાળે વિષ્ણુએ સંક્ષેપમાં સર્વ વૃત્તાંત શિવજીને કહ્યું અને વળી કહેવા લાગ્યા કે તમારા તરફ સંહાર કરવાનું કામ સોંપેલું છે, માટે મુખછેદન કરવા સારૂ શા માટે ચિત્તમાં ભ્રાંતિ રાખો છો ? આ સાંભળીને શિવજી કહે છે કે જે પ્રજા અનંત થશે, તે કાળે આગળ સંહાર કરવામાં આવશે. વિષ્ણુ બોલ્યા, 'હે શિવ ! આ મુખ ગધેડાના જેવું હોઈ તે બ્રહ્માને શોભતું નથી. અહો ! હે શંકર ! આ સૃષ્ટિનો વિસ્તાર પરંપરા ચલાવવા માટે તો હમણાં જ તેનું છેદન કરો. હમોએ જરૂર એ મુખનું છેદન કર્યું હોત, પણ સંહારનું કામ હમારા તરફ નથી; તે તો તમોને સોંપેલું છે અને અમારે શિર તો બ્રહ્માની પ્રજાનું પાલન કરવાનું કામ છે. આ કારણને લીધે તમોને કહું છું કે આજથી વિધિમસ્તકરૂપ ગણપતિનું પ્રથમ પૂજન કરીને છેદન કરવાનો પ્રારંભ કરજો; કારણ કે આગળ જેમ જેમ સૃષ્ટિ વધતી જાય, તેમ તેમ સંહાર કરવાનું થતું જાય' એવું સાંભળીને શિવજીએ તરત બ્રહ્મદેવના ચતુર્મુખ ઉપર જે પાંચમું મુખ હતું તેનો સંહાર કરી નાખ્યો; પણ આ મુખ તો બ્રહ્મવેત્તા હોઈ કેવલવેત્તા હતું, તેનું છેદન થવાથી તે બ્રહ્મકપાળ થઈ શિવની પાછળ

લાગ્યું, આથી શિવને ભારે દુઃખ થયું, કારણ આ મુખ શિવનું બરોબરિયું હતું, એથી બ્રહ્મહત્યા થઈ તે સ્મશાનની આઘ લઈ શિવજી ત્રણેલોકમાં જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં સુખ પડવા દે નહિ. તે કાળે શિવજીએ જાણ્યું, જે આ મુખ આપણને છોડતું નથી, ત્યારે તેની કંઠને વિષે રુંડમાળ કરીને ગળામાં રાખ્યું, ત્યારે સર્વ પીડાનું નિવારણ થયું. આ પ્રમાણે સાંભળી શ્રોતા વક્તાને કહે છે કે બ્રહ્મા પાંચમે, મુખે બોલતા હતા તે પોતાનું બોલેલું પોતાને માલમ પડતું ન હતું કે શું ? કદાચ માલમ પડતું હતું ત્યારે શા માટે ઉચ્ચાર કરતા હતા ? આમ ન બોલ્યા હોત તો બ્રહ્માના પુત્રો બધાય તપ કરવાને સારુ ગયા ન હોત અને પ્રપંચવહેવાર કરીને પરમેશ્વરનું ભજન કરત, પણ બ્રહ્મા જાણતા ન હતા કે શું ? એટલા જ માટે એમ થયું હશે ? આ પ્રકારે શ્રોતાનો પ્રશ્ન સાંભળીને પરમગુરૂ પરમપાવન સર્વજ્ઞ ગતિવંત પોતે શ્રોતાનો અંદેશો નિવારણ કરવા સારુ આદિ ભેદલક્ષગુણની વિવેકદૃષ્ટિએ કરીને કહે છે કે આગળ આવતા પ્રકરણને વિષે નિરૂપણ કરીશું તેને સાંભળતાં જ ભ્રાંતિ જતી રહેશે અને પરમગતિ જાણવામાં આવશે.

❀ ❀ ❀

# શ્વસંવેદની ગમગતિનું વિશેષ અંશને વિસર્જનપણું

## પ્રકરણ : 3

હવે વિધાતાને પંચમુખ તે નિજ પરંપરાએ હોઈ તેમને માનવદેવ જાણવા. તેનો નમુનો આપણા વિષે આવેલો છે તે જુઓ. એક મુખ તો પ્રગટ છે જ. બીજાં ચાર મુખ પૈકી એક જિહ્વા, બીજું નેત્ર, ત્રીજું કાન અને ચોથું નાક છે. હવે મુખજિહ્વાએ બોલીએ, ત્યારે કાને શબ્દ સાંભળીએ છીએ અને તે જણાય પણ છે. વળી નેત્રદ્વાર અવલોકન કરતાં પદાર્થની જાણ થાય છે. પણ નાકનું બોલવું જે છીંકરૂપે તેનાથી સારુંનરસું થાય છે તે માલમ પડતું નથી. બીજું છીંકનો ભેદ એવો છે કે અમુક દિશાએ છીંકે તે વેળા મુખ પણ.તે દિશાએ વિના કોશિષે તે તરફ રહેલું હોય તો તેને શુભાશુભ થવાનું માલમ પડે છે, એ પ્રમાણે મોટા મોટા જાણકાર પુરૂષો બોલી ગયા છે. આ પ્રકારે બ્રહ્માજી પણ

પાંચમા મુખે પોતાનું બોલવું છીંકના શુભાશુભ ન્યાયે જાણે ખરા અને ન પણ જાણે, એ વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું. અહો ! પ્રથમ સદ્‌ગુરુના બોધ વડે કરીને બ્રહ્મદેવ પાંચમા વેદની વાર્તા સર્વ જાણતા હતા, પણ ઘણે કાળે બ્રહ્માને વિસર્જનપણું થયું, ત્યારે બોલે ખરા; પણ જેમ કોઈ સુષુપ્તિ-અવસ્થામાં બરલે તથા છીંક ખાય તે પોતાના જાણવામાં આવતું નથી, તેમ આ પ્રકારે બ્રહ્માના જાણવામાં વિસર્જનપણે કરીને આવ્યું નહિ. બીજું બ્રહ્મા જાણતા હતા તે વિષે કહું છું જો બ્રહ્મા ન જાણે તો વિધવિધ પ્રકારનો ઉચ્ચાર કેવી રીતે કરે ! કદાચ સહેજાસહેજ સ્વભાવે બોલતા હોય, તોપણ તેમનામાં જાણપણું સંભવે છે. પ્રથમ સદ્‌ગુરુસમ આદિનારાયણે બોધ બ્રહ્માજીને કર્યો, તે બોધ બ્રહ્માજીએ જાગ્રત-અવસ્થામાં લીધો; એથી કરીને બ્રહ્મા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એટલે કે ત્રિકાળજ્ઞાન ગતિના જાણકાર થયા. પછી તે પોતાનું બોલવું પોતે કેમ ન જાણે ! માટે સદાકાળ શ્વસંવેદની આદ્ય લઈ પાંચે વેદની ગતિને જાણીને બોલતા હતા. ત્યાર પછી ઘણે કાળે બ્રહ્માના મસ્તકનું છેદન કર્યું, ત્યારે પાંચમા વેદનો લક્ષ અભ્યાસ વિના બ્રહ્મા ભૂલી ગયા અને ચતુર્વેદના અભ્યાસમાં આગળ વૃત્તિ લાગી; એ કારણને લીધે પાંચમા વેદનું વિસર્જનપણું થયું, ત્યારે નાના પ્રકારે તત્ત્વભાગનો વર્તારો જે નીતિઅનીતિ કરવા લાગ્યા; તેણે કરીને પરમાર્થ વેગળો રહ્યો, એથી કરી નીચ કર્મની ગતિને પામતા હતા. હવે પાંચમું મુખ જ્યારે છેદન થયું, ત્યાર પછી બ્રહ્માને સ્વયંભૂ-મનુ નામનો પુત્ર અને શતરૂપા નામની કન્યા પ્રગટ થયાં. આ બંનેનું લગ્ન કર્યું તેના સંયમની જે સૃષ્ટિ ઉત્પન્ન થઈ તે જ પરંપરા ચાલતી આવેલી હોઈ દેવ, દાનવ અને માનવ આજ પર્યંત વર્તન કર્યાં જાય છે. જ્યારે પાંચમા વેદનો લક્ષ અસ્તંગત થયો ત્યારે તે સમય ચતુરવેદનું જ્ઞાન શેષ રહ્યું તેના વિશે પણ લક્ષ ઉલટાવીને એટલે કે રૂપાંતર કરી બદલી નાખીને લખ્યો. ૐકાર પ્રણવ જે અક્ષરોના મૂળરૂપ છે તે અને સોહંગ પ્રણવ, આ બન્નેનો ભેદ જે પાંચમા વેદમાં હતો તે ગુપ્ત થઈ ગયો અને જીવ પ્રપંચમાં રહે એવો દેશ ઓળખાવવા 'સોહં બ્રહ્મરૂપ છું' એવો લક્ષ બતાવી જીવમાત્રને ફાંદામાં નાખ્યા. જ્યારથી આ લક્ષ શ્રુતિએ લીધો, ત્યારથી અને તે જ દિવસથી જે જે જ્ઞાનીઓ થાય છે તે તે 'અહં બ્રહ્માસ્મિ' કહે છે. આ કારણને લીધે જ્યારથી પાંચમો વેદ લોપ થયો, ત્યારથી જગતભરમાં નિજકર્તાની પરમ ગતિ રહી નહિ; એટલે કે એ ગતિનો લોપ થયો. ત્યાર પછી આગળ શિવ તથા

વિષ્ણુ પણ એ જ પ્રકારે પાલન તથા સંહારનાં કાર્ય કરવાના કામમાં લાગ્યા. આ અભ્યાસે કરીને આદિ પંચમવેદનો લક્ષ તેઓ પણ ભૂલી ગયા, જેથી પાંચમા વેદનો લક્ષ એક નિરંજન પુરૂષ જાણે; અને બ્રહ્માના પુત્રો શનકાદિકો જેમણે પાંચમા વેદને શ્રવણ કરેલો તે જાણે; તે સિવાય નિજકર્તાના ધામમાં રહેલા પરમ વિશેષ અંશ જે પ્રથમ ઉત્પન્ન કરેલા તે જાણે. પછી તે સિવાય શ્વસંવેદની કૃતકળા બીજા પાછળના ચતુર્વેદની ગતિ જાણનારાને માલમ પડી નહિ. આ ચતુર્વેદને વિષે આદિથી અંત સુધી પ્રપંચબોધનું વર્ણન કર્યું છે. વળી આ ચાર વેદ કારણિક જ છે એટલે કે તેમાં જીવને ધર્મ તથા કર્મમાં વર્તવાલાયક નીતિ બતાવેલી છે અને પંચમવેદ તો આદિ પરમાર્થગતિ જણાવનાર છે. હવે પાંચમા વેદનો ભેદ જગત ન જાણે એટલા માટે શિવજીએ વિધિનું પાંચમું શિર છેદન કર્યું, પરંતુ તે કૃતરૂપ જગતનો વિસ્તાર થવા સારું સમજીને જ આદિનારાયણની આજ્ઞા વડે સંહાર કર્યો. આ પાંચમા વેદનો ભેદ જે પરમલક્ષ તે જો સંસારના જીવ જાણશે, તો સર્વ કોઈ આંધળા રહેશે નહિ અને જ્ઞાનવાન થશે. આમ જીવમાત્ર અજ્ઞાની રહે નહિં અને પ્રપંચ સ્વાદમાં પડીને તત્વોનું અભિમાન ધરી અહંમપણામાં રહે નહિં. તો અખિલ જગત પારંગત થઈ જાય. પછી ભોગ વૈભવ ભોગવીને દેહને વિશે અંધકારમય આંધળા રહે નહિં. વળી જે જે જીવ દેહ ધારણ કરે તે પંચમવેદની લક્ષગતિએ પરમપદને જ પામે અને સર્વનો મોક્ષ એકદમ થાય. ત્યાર પછી ઉત્પત્તિ વા વૃદ્ધિ કયા પ્રકારે થાય અને બ્રહ્માંડને વિષે કર્તાના કરેલા ધારેલા પ્રમાણે સૃષ્ટિના ઘાટની પરંપરા કયા પ્રકારે ચાલી શકે ! આમ પરંપરા ચાલ્યા સિવાય પદાર્થનો આનંદ કોણ ભોગવે ! વળી જે ખેલ કિરતારે કર્યો, તે અનંત કલ્પ વીતી જતા સુધી અખંડ ચાલવાની મતલબે કર્યો છે. એ કારણ સારુ નિજ નિગમ પાંચમો વેદ જે અતિ સૂક્ષ્મ અનંત વિરાટને વિષે પૂર્વે દેખાડેલો છે તેને જ ગુપ્ત સંતાડી મૂકવા સારું ઈશ્વરે વિધિનું શિર મર્દન કર્યું; તે પણ પોતાના સ્વાર્થ માટે પ્રથમ સર્વજ્ઞ દષ્ટિએ કરાવ્યું અને જીવને ચતુર્વેદના ફાંદામાં નાખ્યા અને જગતમાત્રના સામાન્ય અંશોને વિશેષ અંશોને સોંપી દીધા. આ જીવ કેટલાક કાળ સુધી અજ્ઞાનના ફાંદામાં અઘોર પડી રહ્યા તેની પૂર્વે કેટલોક કાળ સૃષ્ટિ સજાણરૂપ ચલાવી હતી.

હવે કેટલાક કહે છે કે બ્રહ્માનું શિર છેદયું તે પ્રકરણ આ તમે જે કહો છો તે નથી, પરંતુ બીજા કોઈ કાર્યને માટે શિવજીએ છેદન કરેલું હોય એમ સાંભળીએ છીએ,

ત્યારે સાંભળો. પ્રથમ કારણ તો હું જે કહું છું તે જ હતું, પણ શંકરે માનેલું નહિ, એ કારણને લીધે સમય વીતાવી શંકરને વિસ્મૃતિમાં નાખી પછી શિર છેદન કરાવ્યું છે. વચમાં સૃષ્ટિની પરંપરા વિધિથી ચલાવવા સારુ વિષ્ણુએ એવી તો કળા કરી અને કહ્યું કે, હે બ્રહ્મદેવ ! તમો પાંચમા મુખે જે ઉચ્ચાર કરો છો તે બોલવું ખર એટલે ગર્ધવ સરખું લાગે છે. એટલે કે સારું લાગતું નથી, આથી કરી તમારી પ્રજા નીકળીને નાશી જાય છે; માટે પ્રજાનો પ્રભાવ સરજીને જો વિસ્તાર થવા દેવો હોય, તો આજ પછી પાંચમે મુખે બોલશો નહિ. એવું વિષ્ણુએ કહ્યું ત્યારે બ્રહ્માજી પાંચમા મુખે બોલતા બંધ પડી ગયા. ત્યાર પછી વિષ્ણુએ બીજું નિમિત્ત દક્ષપ્રજાપતિના યજ્ઞનું ઉભું કર્યું, તેમાં શિવજીને ક્રોધ ઉપજાવી બ્રહ્માનું શિર છેદન કરાવ્યું ત્યારે શ્રોતાજન આ વચન સાંભળીને એમ કહેવા લાગ્યા કે તે કાળથી તે આજ સુધી શ્વસંવેદનો લોપ થયો, તેના જાણપણાનું જે જ્ઞાન તે એક નિરંજન પુરૂષને અને શનકાદિક જે અભ્યાસ કરીને હજુ સુધી તપ કરે છે તેમને છે એવું કહો છો, ત્યારે શનકાદિકોએ મુમુક્ષુ પ્રત્યે જે જ્ઞાન કર્યું તે વખતે તેમણે શ્વસંવેદનો બોધ કેમ ન કર્યો અને અકર્તા વ્યાપક બ્રહ્મ કથ્યું અને તે કહી પણ બતાવ્યું ? વળી નિરંજન પણ હંસરૂપ ધારણ કરીને શનકાદિક પ્રત્યે પણ અકર્તા બ્રહ્મનાંજ બોધરૂપ વચનો બોલેલા છે. આમ તમો આગળ કહેવાના છો એમ જાણીને નિજકર્તાની સર્વ ગતિનો જે આશય છે તે જાણનાર સર્વજ્ઞ પરમગુરૂ તેનો ઉત્તર કહે છે.

હવે શનકાદિક તો આકાશવાણી થયેલી તેની મતલબ જાણીને પાંચમાનો લક્ષ ગુપ્ત રાખી ચતુર્વેદનો સિદ્ધાંત જે અકર્તા બ્રહ્મ છે તેને ગાતા હવા. (હતા) વળી તેઓ ઓરલા ચતુર્વેદનું જ પ્રતિપાદન કરતા હોઈ અકર્તા પદનું જ વર્ણન કરતા હતા. આ એક પ્રકાર અનાદિસિદ્ધ શનાકાદિકનો જાણવો. બીજું શનકાદિકને ભ્રાન્તિ થઈ તે કાળે પોતાના બાપ બ્રહ્મદેવ પ્રત્યે પ્રશ્ન કરતા હવા. (હતા.) આ સમયે વિધાતાને પણ શ્વસંવેદનું વિસર્જનપણું થયેલું અને ત્યાર પછી બ્રહ્માને ચતુર્વેદનું જ્ઞાન રહેલું, તેણે કરીને શનકાદિકના પ્રશ્ન વિષે બ્રહ્માને કંઈ પણ સમજ પડી નહિ; ત્યારે બ્રહ્માએ પરમેશ્વરને અતિ પ્રાર્થના કરી, ત્યારે તેમને સહાયતા આપવા સારું તેમના પિતા નિરંજન પુરૂષે હંસરૂપ ધારણ કર્યું. આમ બ્રહ્મદેવનું જે વાહન તે રૂપ ધારીને શનકાદિકના પ્રશ્નનો ઉત્તર એકવચનમાં આપ્યો. આ એક અદ્વૈતમાં પ્રશ્નો કેવો, એમ કહીને શનકાદિકનું બોલવું બંધ કરી દીધું. પછી શનકાદિક

તે હંસની વાણી સાંભળીને 'અદ્વૈત અહં બ્રહ્મ' વ્યાપકને જ દૃઢ નિશ્ચયાત્મક કરી પકડી રહ્યા અને આગળ તેજ અભ્યાસ કરવા લાગ્યા; એથી કરીને શ્વસંવેદનો લક્ષ વિસારે પડી ગયો અને શિવવિષ્ણુ પણ પોતપોતાના કામમાં વળગી ગયા. હવે એક પરમવિશેષ અંશ સિવાય બીજા વિશેષ અંશ તથા સામાન્ય અલ્પજ્ઞ અંશ જે છે તે સદાકાળ સર્વજ્ઞ જ્ઞાનગતિ સાંભળે, છતાં તેની તેમને સ્મૃતિ રહેતી નથી. આ કારણને લીધે વિધિ, વિષ્ણુ, મહેશ તથા શનકાદિકની આદ્ય લઈ સર્વને નિજ કૈવલકર્તાના અવિનાશી પદની વિસ્મૃતિ થઈ ગઈ; એથી કરીને જ્યોતિનારાયણ તથા અકર્તા બ્રહ્મના લક્ષનું ધ્યાન વા ધારણા અભ્યાસ વડે દૃઢ રાખી રહ્યા અને આ પ્રણવ જ્યારે સમાઈ જાય ત્યારે જે પદ રહ્યું તે એકમેક અદ્વૈતપદને માની બેઠા. આ સિવાયનો હું પોતે અલ્પજ્ઞ છું અને આપણા કર્તા સર્વજ્ઞ છે, એ લક્ષના અભાવે કરીને જ્ઞાન વા અભ્યાસ રાખવાની પ્રવૃત્તિ લીન થઈ; આથી કરી સનાતન પતિની શોધખોળ કરવા સારું જે અંતરવૃત્તિ જોઈએ તે રહી નહિ, આ પ્રકારે આવા મોટા મોયને ઓરલા અભ્યાસમાં પડવાથી વિસર્જનપણું થયું, તો બીજા છેક સામાન્ય જીવને કેમ કરીને સ્મરણ રહે ! આ કારણને લીધે કોઈને સ્મરણ ન રહ્યું અને એક અદ્વૈત બ્રહ્મને સત્ય પતિ માનીને સર્વજનો ચિંતવન કરે છે. આ બ્રહ્મ તો અકર્તા છે, તેનાથી આપણા જીવઅંશ ઉત્પન્ન થાય નહિ. જે પુરૂષાતનહીન નપુંસક હીજડા સરખું છે તેને વિષે સંતતિ હોય શાની ? આમ છતાં આપણે તેના અંશ છીએ એવું વેદ-વેત્તાઓ તથા જ્ઞાનીઓ કહે છે; પણ છેલ્લીવાર સુધી નથી જાણતા જે આપણે તો સર્વજ્ઞ કર્તાના અંશ હોઈ ભિન્ન ઉપજાવેલા છે. આ પ્રકારે સામાન્ય તથા વિશેષ ઉભય જીવ તત્ત્વપદાર્થોના સ્વાદમા પોતાના બાપ સમેત ભૂલીને ફાંદામાં પડયા. આ જીવ ગુરુગમલક્ષજ્ઞાનને શ્રવણ કરે. તોપણ ઊલટીને પાછું જોતા નથી. એવા જીવ સારરૂપ મુદ્દા સિવાયના અસારના ગ્રાહક થયા. આથી તેઓ તત્ત્વસ્વાદમાં પડીને ગુંચવાઈ રહ્યા છે, છતાં પોતે બ્રહ્મના અંશ છે એમ કહીને લોકો આગળ જ્ઞાન કર્યું તે કેવું અને કોના જેવું છે, તે વિષે દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

જેમ કોઈ શાહુકાર એક નગરને વિષે મહાધનવંત હોઈ અર્વખર્વની સમૃદ્ધિવાળો હતો. તે સદાસર્વદા ન્યાયનીતિએ વિધિપુર્વક વર્તે કોઈ દિવસ અન્યાયનું ડગલું ભરે નહિ. હવે તે નગરને વિષે એક નૃપતિ જે પોતાના દેશઅમલ સુધી રાજ્ય કરતો હતો, તેની દૃષ્ટિ પેલા શાહુકારના ધન ઉપર ગઈ, જેથી એ કોઈ ગુનામાં આવે તો દંડ કરીને એક

અબજ દ્રવ્ય એની પાસેથી લઈએ; પણ તે શાહુકાર તો કોઈ દિવસ અન્યાય વર્તે નહિ એટલે રાજાનો દાવ પણ ફાવે નહિ. વળી તેની સંતતિ જે પુત્રપરિવાર હતો તે સર્વ ન્યાયે જ ચાલે. એમ કરતાં કરતાં એક દિવસ તે શાહુકાર મરી ગયો, ત્યારે રાજાએ તે શાહુકારના પુત્રને બોલાવીને કહ્યું, જે તારો બાપ પરદારાગમન કરનારો કોઈ વ્યભિચારી હતો. જેટલું ધન છે એટલું બધું તેનું મેળવેલું હોઈ તે તમે વાપરો છો, માટે તે દ્રવ્યમાંથી એક અબજ ધન અમોને આપો અને પછી બાકીનું તમે ભોગવો. જો નહિ આપો તો બધુંય લૂંટી લાવીશું. આ પ્રમાણે રાજાએ લાગ જોઈને પુત્રને કહ્યું, ત્યારે તે પુત્ર તો સાંભળીને સ્તબ્ધ થઈ બેઠો. ઘડીક રહીને તે બોલવા લાગ્યો કે વિચાર કરીને કહીશું.

આમ કહીને ઘેર આવીને પોતાની માતુશ્રીને પૂછવા લાગ્યો, ત્યારે તે કહેવા લાગી કે 'હમારો બાપ તો અવતર્યો તે દિવસનો વ્યંડળ-હીજડો હતો એવું રાજાને કહેજો' ત્યારપછી તે પુત્રને રાજાએ બોલાવીને પૂછયું, ત્યારે તે અભાગી પુત્ર રાજા પ્રત્યે એવું કહીને બોલ્યો કે અમારો બાપ વ્યંડળ-હીજડો હતો, તો તેણે પરદારાગમન કેમ કરીને કર્યું હશે, આ પ્રકારે પુત્રનું વચન સાંભળીને રાજાએ પ્રધાનને હુકમ કરીને તે શાહુકારની સર્વ સમૃદ્ધિ લુંટી મંગાવી. રાજાએ કહ્યું જે એમનો પિતા શાહુકાર વ્યંડળ હતો ત્યારે એ છોકરા તો બીજાના પેટના છે. હવે એમનો શું દાવો છે ? માટે એમને તથા તે શાહુકારની સ્ત્રીને ખાવા જેટલું રાખીને સર્વ લૂંટી લાવો. સર્વ ધનમાલ તો આપણો જ છે કારણ કે એનો દાવો કરનાર કોઈ રહેલું નથી. જેથી તે માલનો ધણી તો સરકાર ઠર્યા. આ પ્રકારે જાણીને સર્વ લુંટી લાવ્યા. આ પ્રમાણે તે અવિચારી પુત્ર સર્વ ગુમાવી બેઠો.

ઉપર પ્રમાણે બ્રહ્મજ્ઞાની અકર્તા બ્રહ્મમાં ભાવ રાખીને કહે છે કે આપણં સર્વ અંશો બ્રહ્મના છીએ અને છેલ્લે વારે થયા નથી એવું પણ કહે છે. આદિ વિચાર કરતાં આપણે સર્વ અનાદિ સકર્તાની જ પ્રજા છીએ, એવું કદાચ સદ્‌ગુરૂ જીવને પૂછે તો પ્રતિઉત્તર જ કોઈ આપે નહિ; કારણ કે અત્યાર સુધી કોઈએ એવો ઉચ્ચાર નથી કર્યો કે, આપણે નિજકર્તાના અંશો છીએ. વળી અંતરને વિષે એ પણ નથી વિચાર્યુ કે આપણે કોણ છીએ અને આપણને ઉત્પન્ન કરનાર નિજકર્તા ક્યાં રહે છે ? આ પ્રકારે વિવેક-બુદ્ધિએ કોઈ જોતા નથી. માત્ર અકર્તા અદ્વૈત સિદ્ધાન્તનો જે બોધ તેની અંતરમાં તથા બાહ્ય પ્રતીતિ કરીને અકર્તા આત્મરૂપ આપણે પોતે જ છીએ, એવી ભાવના રાખીને તદ્દવત્ થઈ રહ્યા

છે; પણ વિચાર કરજો કે આપણો આત્મા કોઈ પણ રસ્તે નિજકર્તા નથી, પરંતુ આ આત્મા તો નિજકર્તાનો અલ્પ અંશ છે. એ વિષેનું ભાન બ્રહ્મજ્ઞાનીઓ ભૂલ્યા. જેમ જેમ પતિ તરફનું ભાન ભૂલતા ગયા, તેમ તેમ અજ્ઞાનનો વધારો થતો ગયો. આ પ્રકારના અજ્ઞાન વડે પદાર્થને વિષે અટકી પડયા. આ પ્રમાણે પદાર્થમાં અટકી પડેલા મોટા મોટા ઈશ્વરોની આદ્ય લઈ પરમગુરૂને શરણે જઈ પતિ તરફનો લક્ષ જાણતા નથી અને જાણવાની કોશિશ કરતા હોય એમ પણ જણાતું નથી; એથી જ તેઓ પદાર્થમાં અટકી પડેલા છે. એટલા જ માટે પરમગુરૂનો લક્ષ ગ્રહણ કરો, કારણ કે પદાર્થયુક્ત સમૃદ્ધિ તથા અનાદિ સગુણનિર્ગુણના બોધ રૂપ જે લક્ષ તે તથા બ્રહ્મલક્ષસહિત અખિલ બ્રહ્માંડના નાના મોટા સર્વ લક્ષ તથા તેની સર્વ સમૃદ્ધિ આ બધુંય સકર્તાગતિમાં આવી જાય છે. અને આ સકર્તાગતિ મહાન સમર્થ પરમગુરૂના લક્ષદ્વારા પ્રાપ્ત થાય છે. આ ન્યાયે સર્વજ્ઞ પરમગુરૂનો લક્ષ જેણે પ્રાપ્ત કર્યો, તેણે પરમગુરૂની સંપૂર્ણ સર્વજ્ઞ ગતિ લૂંટી લીધી છે એમ જાણવું. આ પરમગુરૂ ગતિએ ચક્રવર્તી રાજા છે. એમ જાણી તેમનો સકર્તાલક્ષ ગ્રહણ કરજો.

હવે નિજકર્તા તો સ્વરાજ, કરૂણેશ, કેવલ, આદિ અને અવિનાશી છે. તે પોતે સ્વતઃસિદ્ધ હોઈ સંકલ્પે કરીને અનંત બ્રહ્માંડને રચનારા છે. વળી તેમની દિવ્ય અપાર ગતિ સત્ય જ્ઞાનવાન અને અનંત હોઈ સ્વયં સકર્તારૂપ નિર્ધાર ભાવના જેને વિષે અખંડ રહી છે, તે સકર્તાપતિની ગતિની પાર કોઈની પણ ગતિ જાય તેમ નથી. આ બાજુના સર્વ લઘુદીર્ઘ અંશ તેમની ગતિમાં વર્ત્યા જાય છે. આ પ્રકારે પંચમવેદસંમતનું એકદેશી પરમપદ સત્ય છે. હવે આ પ્રકારે જે જે અકર્તાપદના અધિકારી છે, તે સર્વ સકર્તા સત્‌કૈવલની મહદ્ ગતિના પેટામાં આવી ગયા, તે કેવી રીતે તે સાંભળો. સર્વદેશી અકર્તાપદ પ્રકાશરૂપે વ્યાપક છે, અને આ વ્યાપક બ્રહ્મરૂપ પ્રકાશના પ્રકાશક સકર્તા એકદેશી છે. બીજા સગુણના ઉપાસકો નામ, રૂપ, ગુણ તથા તત્ત્વો તેમજ અંશને ભજે છે ત્યારે તેમના ચમત્કારો જે તે ભગવતિજનો આગળ પ્રગટ થઈને સહાયતા કરે છે, ત્યારે તે તે ચમત્કારો જણાય છે. આ સિવયા પ્રત્યક્ષ કશુંય દેખાતું નથી; કારણ કે ઈશ્વરાદિ પુરૂષો અવતાર લઈને જે કંઈ કામ કરવું હતું તે કરીને પોતાના ધામમાં વૈકુંઠ આદિલોકને વિષે ગયા, તે પાછા અહીં દેખાતા નથી; તથાપિ અજ્ઞાની જીવ તેનાજ નામનું રટણ તથા ભજન કરે છે. તે પાછા ક્યાંથી આવીને પ્રગટ સહાયતા કરવાના હતા ? આ વિષે જીવમાત્રને સમજ પડતી નથી.

કોઈ એક ગામમાં બે છોકરા રમત રમતા હતા, તે ખેલતાં ખેલતાં લડવા લાગ્યા; એટલામાં એક છોકરાની મા હાથમાં ઝરડું લઈને આવી અને બીજાને તાડન કરી પોતાના છોકરાને છોડાવીને ઘેર લઈ ગઈ અને હાથમાં લીધેલું ઝરડું ત્યાં નાખી દીધું. પછી બીજે દહાડે પેલા છોકરાઓ દરરોજ રમત રમે તે પ્રમાણે રમતાં રમતમાં ફરીથી લડવા લાગ્યા, ત્યારે પેલો છોકરો કહે છે કે, હે ઝરડા ! કાલે તેં મને છોડાવ્યો હતો તેમ આજ આવીને તું મને છોડાવ. પણ હવે તે ઝરડું માતા વગરનું એકલું જડ પડેલું હતું તે કેમ કરીને આવે અને તે છોકરાને છોડાવે ? આ પ્રકારે અવતાર પ્રગટ થયા હતા, ત્યારે સહાયતા કરીને જેની ભક્તિ સાચી દીઠી તેનું રક્ષણ કરતા હતા, પણ જ્યાં સુધી તેઓ સદેહરૂપે હતા ત્યાં સુધી તેમણે તે લોકોનું સંકટ નિવારણ કર્યું, હવે તે પુરૂષો ગયા પછી તેમની મૂર્તિ તત્ત્વરૂપ ઝરડા જેવી પડી રહી છે; તે ચૈતન્ય સિવાય ખાલી એકલી પ્રતિમાની જ ભક્તિ જીવમાત્ર કરે છે. આ ખાલી ઝરડા જેવી ચૈતન્ય સિવાયની પ્રતિમાઓ ક્યા પ્રકારે સહાયક થઈને ભક્તોનાં સંકટ નિવારણ કરશે ! વળી જગતના જીવ જે ગુણ આદિ દેવઈશ્વરને ભજે છે, તે તો પરોક્ષ હોઈ વિરાટમાં પોતપોતાના ધામમાં તેમના અવધિકાળ સુધી અદષ્ય રહે છે. આ અવતારી અંશો તથા ઈશ્વરો સદેહરૂપે જીવને જે કાળે મળે, તે કાળે જેની ગમ જ્યાંસુધીની છે ત્યાંસુધીનો લક્ષ બતાવીને તે જીવને દર્શાવે છે. આ પ્રકારે સગુણનિર્ગુણના ઉપાસકો આ બાજુ અને આ બાજુ જ રહ્યા છે. પેલી પાર જવાનું છે, પણ રૂપઅરૂપ વટીને કોઈ ગયું નથી. વળી સકર્તાપદ તો રૂપઅરૂપ રહિત હોઈ એકદેશી, અમાપ સ્વરૂપવાન છે. તેની ગતિ બ્રહ્માંડને વિષે આદિ અંત લોપ થઈ છે; જુઓ, જેને ગુણ, ઈશ્વર, સનકાદિક તથા અવતારી પુરૂષોની આદ્ય લઈ કોઈ જાણતું નથી. વળી આ આદિ ગતિનું સ્મરણ કોઈને રહ્યું નથી. કદાચ શનકાદિક જેવાને ફામ (સ્મરણ) હોત તો અવતાર ધારણ કરીને જરૂરથી કહ્યું હોત, પછી બીજા કોઈનું કામ પડત નહિ; પરંતુ તેમને આ વિષેનુ સ્મરણ રહ્યું નહિ. વળી ઈશ્વર, ગુણ અને શનકાદિક સિવાય બીજાં કોઈએ પંચમ શ્વસંવેદનું શ્રવણ કરેલું નથી. આમ તેમણે શ્રવણ કરેલું હોવા છતાં તે તો અનાદિ પંચમવેદ સમેત સર્વ ગતિના પદને ભૂલી ગયા; ત્યારે જે કાળથી જગત ઉત્પન્ન થયું ત્યારથી તત્ત્વપદાર્થના સ્વાદના પ્રભાવમાં પડેલા જીવમાત્ર તેવાને તેવા જ ખદબદ ખદબદ કર્યા જાય છે.

# પંચમ નિગમાર્થે પરમવિશેષ અંશનું આગમન

## પ્રકરણ – ૪

આમ અનાદિ ભૂલ વડે કરીને સર્વ અંશ પરમ સકર્તાના જાણવા. તેમના ભજન વિના અનંત કર્મ ભુક્તમાન કરે જાય છે. આ કર્મ ભુક્તમાન કરવાનું કારણ એ છે કે તર્કવાદ રહિત શ્વસંવેદલક્ષની ગતિ તેમનામાં નથી. આ કારણને લીધે સર્વ અંશો અપાવન (અપવિત્ર) થઈ રહ્યા છે. આ પ્રકારે આદિ સર્વજ્ઞ સકર્તાએ પોતાના નિજધામને વિષે સર્વ અંશોની અધઃપતનની સર્વ સ્થિતિ એકી વખતે જાણી લીધી. ત્યાર પછી પતિએ તરત જ શ્વસંવેદ પ્રગટ કરવા તથા અનંત અંશોને તારવા સારું પોતાની સાંનિધ્યમાં પરમવિશેષ અંશ જે પ્રથમ ઉપજાવેલા હતા તેમને સત્વર આજ્ઞા કરી. આમ ત્વરાથી મોકલવાનું કારણ એ છે કે જ્યારે દેશમાં અતિશય તોફાન થાય, ત્યારે રાજા હજૂરમાંથી કામદાર મોકલીને બંદોબસ્ત કરે છે; એ ન્યાયે અને એ જ પ્રકારે સકર્તા સત્કૈવલ સર્વજ્ઞ દૃષ્ટિએ જોઈને વિચાર કરવા લાગ્યા કે આપણી પોતાની પાસેનો ભરોસાપાત્ર અંશ જે કોઈની પણ વગ ન રાખે, એવો મોકલ્યા સિવાય બ્રહ્માંડમાં સામાન્ય અંશ તથા વિશેષ અંશને અમારા તરફનો સાચો દેશ માલમ પડશે નહિ. વળી નિવાર્ણની અનુભવગતિ પણ બીજા કોઈ બોલશે નહિ; કારણ કે આજ સુધી જે જે અવતારાદિ પુરૂષોને મોકલ્યા તે બધાય પંચમવેદની ગતિ સિવાયના હોઈ તેઓ ચતુર્વેદની મર્યાદા લોપીને અધિક રેખમાત્ર બોલેલા નથી. આ કારણને લીધે નિર્ભયપણે કરીને સકર્તા સત્કૈવલના નિશાન સંબંધી પરમાર્થ દર્શાવે એવા મારા પરમ અંશને મોકલું; આમ વિચાર કરીને મહદ્ અંશ જે પોતાની સન્મુખ હતો તેને મોકલ્યો છે. તેમણે જ આ બ્રહ્માંડને વિષે આવીને શ્વસંવેદની દિવ્ય ગતિ પ્રગટ કરી છે. આ ગતિ જેનો લોપ ઘણા કાળથી થઈ ગયો હતો, તે જ આદિ ગતિ સર્વજ્ઞ પરમગુરૂ શ્રીમુખે જગતમાત્રનો ઉદ્ધાર કરવા સારૂ સર્વજ્ઞ કૃપા વડે કરીને બોલ્યા. આ પરમગતિ વિષેનું અથાહપણું જોતાં મારા મુખથી વર્ણન કરી શકાય તેમ નથી. અહો ! જેણે આ જગતમાત્રની સર્વ રચના કરી તે સર્વજ્ઞની સામ્યતા કરે તથા તેમનાં વખાણ

કરે એવા તેમના કૃતમાં કોણ છે ? જેમ ખદ્યોત (આગિયા)ની ઉપમા શશીસૂર્યને તેમજ ગારકાંકરાની ઉપમા હીરાચિંતામણીને સંભવે નહિ, તે દરેકને બરોબર કહેતાં ઘણો દોષ લાગે અને પરીક્ષા વગરની તેની ગતિ કહેવાય; એટલા જ માટે એ પ્રકારે તેમની (સકર્તા)ની સામ્યતા કરી નહિ, પણ કૃપાઅનુરાગનાં શ્રીમુખે શ્રવણ થયેલાં તેમનાં આદ્ય અનુભવ વચન જોઈને તેમાનાં આશયનો સારાંશ આદિથી લઈ મધ્ય અને અંત સુધીનો કહું છું તે, હે સર્વ અંશો ! અતિ આતરયુક્ત સૂક્ષ્મદષ્ટિ રાખીને શ્રવણ કરજો. શ્વસંવેદરૂપ નિગમની ગતિ મહા અદ્‌ભુત હોઈ એ જ એકદેશી પ્રભુની સાક્ષાત્ પ્રતીતિ છે. જગતમાં જે પરમ તીવ્ર મુમુક્ષુ હોય તે ચિત્ત એકાગ્ર કરીને શ્રવણ કરવા પરમ ઉલ્લાસે બેસજો. તેને પોતાના જ કલ્યાણકાર્યની જરૂર હોય તેને અહીં અનુભવ લેતાં ફાવશે અને આ પ્રકારે પ્રતીતિ લેશે ત્યારે જ આ પરમપદને જાણશે. વળી આ પ્રમાણે શ્રવણ કરતાં અન્ય જીવને પણ પોતાના કલ્યાણરૂપ સુખ થશે એવો એને શ્રવણ કર્યાનો અપાર મહિમા છે.

જેમ કોઈ જીવને સર્પવીંછી દંશ કરે છે તેનું વિષ મંત્ર વડે કરીને મંત્રજ્ઞ ઉતારે છે, પણ તે મંત્ર પેલા આદમીને શ્રવણ કરાવતો નથી છતાં ઝેર ઉતરી જાય છે; એ પ્રકારે શ્વસંવેદના અક્ષર શ્રવણમાં આવે અને તેનો અર્થ સમજવામાં ન આવે, તથાપિ તે જીવને પરમપદની ગતિ પ્રાપ્ત થાય. વળી જેને પ્રગટ અર્થસારની ગમગતિ વિષેની પ્રતીતિ જાણવામાં આવશે, તેને તો આજ દેહને વિષે તાદશ્ય પરમપતિ અને નિજ સ્વરૂપનો અનુભવ થઈને તેનું કરેલું ભજન કર્તાને અંગોઅંગ પહોંચે છે. આ પ્રકારે જે ન જાણે અને જે જાણે તે ઉભયને એક જ ફળ મળતું હોઈ પ્રપંચવિષ ઊતરી જઈને બ્રહ્માંડને વિષે અંતે અંશ પરમધામને પામે, એવો અપાર મહિમા શ્રવણ કરવાનો જાણીને તમો સર્વ જીવ, અંશ, સંત, સજ્જન સમેત શ્રવણ કરવાનો પ્રેમ અતિશય પ્રીતિ સહિત રાખજો. હવે આ તર્કવાદ નથી અને બીજા અનેક મતામતનો સંવાદ પણ નથી. માત્ર આ તો કર્તા અને કૃતનો ભેદ દેખાડવાનો છે. તેની અપાર ગતિ ઉત્કૃષ્ટ હોઈ પરમપદથી પરમગુરૂ સકર્તાની આજ્ઞા સાથે લઈને આવ્યા છે. જે કાળે નિજકર્તાની આજ્ઞા પરમવિશેષ અંશ ઉપર બ્રહ્માંડમાં જવાની થઈ, તે કાળે પ્રથમ કૈવલકર્તાને નમસ્કાર કરતા હતા. આ નમસ્કાર આ પ્રમાણે છે. સર્વજ્ઞ પરમગુરૂ પોતાની નિજ સજાણ બાહ્યદષ્ટિએ કરીને અંશરૂપે સજાતિ સનાતન સોહંગ કટાક્ષે દિવ્ય નેત્રે નમન કરીને પરમ ગદ-ગદ થયા. આ

પરમવિશેષ અંશની દૃષ્ટિ અતિસૂક્ષ્મ સ્વસ્વરૂપાકાર અનુપમ જાણવી; કારણ કે આ દૃષ્ટિ અનંત વિરાટને વિષે ફરી વળીને સકર્તા સતકૈવલની નિકટ (પાસે) સર્વદા રહે છે. આ પરમ અંશને આજ્ઞા થતાં જ તે જ વેળાએ અંશગતિરૂપે નિર્મળ પોતે શૂન્યમાર્ગે ગમન કરતા હતા. તે નિજકર્તાના ધામ સહિત દ્વાદશ ધામ ઓળંગીને આ મહિમંડઈંડને વિષે આવતા હતા. પ્રથમ જે ઠેકાણે નિરંજન પુરૂષ નિજકર્તા સારૂ અખંડ તીવ્ર વૈરાગ ધારણ કરીને મહદ્ શૂન્યને વિષે જઈને તપ કરે છે તેમને તપ કરતાં ઘણાક કલ્પ વીતી ગયા છે. આ નિરંજન ઉપરનાં જે સર્વ ધામ કહ્યાં, તે એકએકથી અધિક ગતિવાળાં છે. તેને વિષે જે અંશો વસે છે, તે પરમભેદની જાણગતિને જાણે એવા જ સર્વ છે. તે અંશોને પોતાના નિજરૂપની અને નિજપતિની અક્ષય ગમગતિ છે. એ કારણને લીધે તે ધામને વિષે **નિજનાથ પ્રભુએ** વિશ્રામ ન કર્યો અને નિરંજનલોકને વિષે અચાનક અરસ માર્ગે આવીને બિરાજમાન ઊભા રહ્યા.

આ પરમ અંશે આ બાજુ આવીને પાંચ પ્રકારનો દેહ ધારણ કર્યો, તેનો લક્ષ 'અગાધબોધ' નામના ગ્રંથમાં હંસકાળબોધના અંગને વિષે કહ્યો છે. એ પ્રકારે શરીર ધારણ કરીને રૂપઅરૂપ તત્ત્વોનું આવરણ લઈને પરમઅંશ પ્રગટ દેહધારી થયા. હવે તે કાળે નિરંજન પુરૂષ પરમ અંશનું વિલોકન કરતા હતા, તે સમયે અંશરૂપ કટાક્ષે નમન કરીને વિનંતી કરી કહે છે. અહો ! **હે પરમ દેદિપ્યમાન સાક્ષાત્ સર્વજ્ઞગતિરૂપ મૂર્તિ ! આ સ્થાનને વિષે તમોએ ક્યાંથી આગમન કર્યું ! અરે ! કયા ધામ વા લોકમાંથી આવ્યા** ! પરમગતિવંત નિજ સનાતન કર્તા પાસેથી આવ્યા કે શું ! કિંવા નિજકર્તા પ્રભુ પોતે જ સર્વજ્ઞગતિ રૂપ ધારણ કરીને અખિલ અંશ તારવા સારુ પ્રગટ થયા છો ! તે વિષે મને કંઈ પણ ગમ માલમ પડતી નથી. તમારો આશય અપાર હશે ! તેની ગતિ તે તો તમે તમારી મેળે નિજ અંતરમાં જાણતા હશો ! કોઈ નિમિત્તે કરી આજ મારા ઉપર દિવ્ય રૂપે પ્રગટ થઈને કૃપા કરીને દર્શન દીધું. અહો ! કેટલાક કાળથી હું તમારો દાસ આ મહાશૂન્યમાં પરમ આશાએ તપ કરૂં છું. મારા તે તપના ફળે કરીને આજે, હે અનંત મહાપુરૂષ ! તમારું દર્શન પ્રાપ્ત થયું, એવું મને ભાસે છે ! આ પ્રકારે નિરંજન પુરૂષની વિનંતી શ્રવણ કરીને પરમઅંશ તેમના પ્રત્યે વદે છે. અહો ! હે પુરૂષ ! ભજનસત્સંગ વિષેનો આદ્ય ભેદ તમો જાણો છો, છતાં ફરીથી તમને તેનું સ્મરણ આપું

છું. આપણા કર્તા તો એકદેશી સર્વજ્ઞ એક ઠામને વિષે અચળ વસે છે. અને આપણે તેમના સજાતિ અંશ હોઈ લઘુદીર્ઘ ગતિવાળા સર્જાયેલા છીએ. તે અનંત બ્રહ્માંડ, તત્ત્વો તથા અંશોના કર્તાનું ચિંતવન તમારી સજાણદૃષ્ટિરૂપ ચિત્ત વડે અહોરાત્રિ કરજો. આ પ્રકારે નિરંજન પુરૂષને લક્ષગતિ દર્શાવી. તે પુરૂષ તો પ્રથમ જ અતિ વિચક્ષણ હોઈ પોતે પોતાની મેળે એક કર્તાને સારું વૈરાગ ધારણ કરીને ભજન કરવા બેઠા જ છે. વળી ઉપર સર્વજ્ઞ પરમગુરૂએ પરમલક્ષણા દર્શાવી, તેણે કરીને વૃત્તિ સમાધાન પામીને કર્તાના ભજનને વિષે એકાગ્ર થઈ. અહો ! નિરંજન પુરૂષ તો શ્વસંવેદના જાણનારા છે જ. પછી તેના ઉપર ફરી તે જ ગતિનો સંગ થયો, તેણે કરીને અક્ષય અખંડ નિજકર્તા પોતાના થડમાં (નજીક) યોગ વડે કરી લીધા. એ પ્રકારે જોઈને પછી ત્યાંથી પરમગુરૂ આવાગમન કરીને શક્તિ આદિ સર્વલોકમાં અપાર અંશોને બોધલક્ષ આપતા હતા. તેનો સારાંશ એ છે કે નિજકર્તા બાપ અને આપનું સ્વરૂપ આપ એ ઉભયની પ્રગટ તદ્‌વત્ તદાકાર પ્રતીતિ સર્વને દર્શાવી દીધી. અહો ! પરમગુરૂનો સિદ્ધાંત એક જ આદિ દ્વૈત સકર્તા સત્‌કૈવલનો છે. તે વિષે સ્પષ્ટ સમજાવવા દૃષ્ટાંત આપું છું તે સાંભળો. જેમ વાલ્મીકિએ રામાયણ બહુ પ્રકારનાં રચ્યાં, પણ તે ભિન્ન ભિન્ન સર્વ ગ્રંથને વિષે એક આદિ રામનું જ વર્ણન કર્યું છે. વળી જેમ કોઈ પતિવ્રતા પોતાના પતિ વિના બીજાનું ધ્યાન ધરે નહિ; તેવી જ રીતે પરમગુરૂએ પણ જે જે લોકમાં જે જે જીવનો જેવો જેવો ભાવ દીઠો, તેવો તે તે જીવ પ્રત્યે પરમદયાળુએ વર્ણનપૂર્વક બોલીને લક્ષ આપ્યો; તેમાં એક સકર્તા સત્‌કૈવલનો જ બોધ અને હેતુ દર્શાવ્યો છે એમ જાણજો. એ પ્રકારે સકલ લોકને વિષે અને પુષ્કર આદિ છ દ્વીપમાં અયોનિસંભવે એટલે સ્વયંભૂરૂપે ઠેકઠેકાણે પ્રગટીને આદિ ગમ તથા નિજકર્તાના ભજનની નવાઈ દર્શાવીને અનંત અંશોને પારંગત કર્યા. ત્યારબાદ હવે આ છેલ્લા જંબુદ્વીપને વિષે બદરીકાશ્રમ આવીને નરનારાયણની આદ્યે અપાર અંશોને અનેક પ્રકારે લક્ષબોધ તથા નિજકર્તાનું ભજન બતાવીને પારંગત કર્યા છે. શ્વસંવેદનો સિદ્ધાંત એકદેશી સકર્તા પ્રકાશક હોઈ બ્રહ્મ તેનો પ્રકાશ છે. વળી કૈવલપદ અચળ હોઈ તેના શુદ્ધ સંકલ્પ વડે તત્ત્વો તથા અંશ ઉપજાવીને અનંત પ્રકારનો ખેલ ખીલવવા રચના કરી. તેમાં પ્રથમ કયા પ્રકારનાં કેટલાં તત્ત્વ ઉપજાવ્યાં અને કેટલા પ્રકારનાં અંશ સરજીને ખેલ રચ્યો, તે વિષેનો દેશ દેખાડું છું તે સર્વ સંતજન અંતરપ્રીતિએ કરીને સર્વ ઉત્પત્તિ સાંભળજો.

# શ્વસંવેદ-સત્‌સંકલ્પ-તત્ત્વસર્જન - કૃતનિરૂપણ

## પ્રકરણ : ૫

આદિઅનાદિ નિજકર્તા પારાવાર શૂન્યને વિષે અદ્વૈત, અખંડ, અચળ, અમર, પોતે એકાકી, દ્વૈત-ઊપજણના ભાવ વિના બિરાજમાન અભિરામ કરીને હતા. આ કૈવલકર્તાને પ્રથમ ઊપજણ ઊપજી. જેમ કોઈ પુરૂષ નિદ્રામાંથી અચાનક જાગ્રત થાય, તેવી રીતે આ ફેરે ઊપજણ ઊપજી. આ ઊપજણની પહેલાં કર્તાને અલૌકિક સંકલ્પ તથા ઊપજણ ઊપજેલાં તે વડે કેટલાક કાળ સૃષ્ટિ કરેલી. તેનો સંહાર કરીને ઊપજણ સંકલ્પ-સમેત લીન કરી દઈને પોતે અભિન્ન ગતિરૂપ એકાકી અદ્વૈતપણે અભિરામ અસંખ્ય કાળ લેતા હતા. જેમ કોઈ મુનષ્ય પોતાનાં હથિયાર મૂકીને નિશ્ચિંતપણે આરામ કરે છે, તે પુનઃ પોતાની મેળે જાગ્રત થાય છે; તેવી જ રીતે કર્તાને પણ અચાનક ઉપજણ ઊપજી, તે રૂપ જાગ્રત થયા. હે શ્રોતા ! ધ્યાન રાખજો, આ ઊપજણને સંકલ્પ કહેવાય નહિ. સંકલ્પનું રૂપ તો હવે પછી થશે. હવે આ ઊપજણ ઊપજી તે ઊપજણને પતિએ પોતે જાણી કે આ મને અચાનક થયું એમ જાણ્યું. એમ જાણવાની જે જાણ તે પોતાના સ્વરૂપથી સ્ફુરણ થઈ. આથી કરીને આ ઊપજણને પોતાનાં સજાણ નેત્રોએ જોઈ, તેને બાજદૃષ્ટિ(બાહ્યદૃષ્ટિ) જાણવી. આ બાજદૃષ્ટિ અને ઊપજણ આ બન્નેને જાણનાર તે કર્તાની અંતરદૃષ્ટિ જાણવી. આ સજાણ અંતરદૃષ્ટિ અને સજાણ બાહ્યદૃષ્ટિ, આ બન્ને દૃષ્ટિને વિષે સકર્તાપતિએ હેતુ ધારણ કર્યો. આ હેતુના પ્રકાર બે છે, એક અંતર અને બીજો બાહ્ય હોઈ આમ બે વૃત્તિઓ જાણવી. આટલા પ્રકારે અલૌકિક તત્ત્વ ઉત્પન્ન થયાં. એ બધાં તત્ત્વોને જોઈ સકર્તા પતિને ધારણા ઊપજી. આ ધારણા એ જ શુદ્ધ અભિમાન જાણજો. આ શુદ્ધ અભિમાન વડે, ઊપજેલાં સકલ તત્ત્વોનો પોતે નિર્ણય કરીને જોયું, તે સકર્તાપતિના અકળ વિચારરૂપ સજાણપણું જાણવું તેના વિષે દેખવાની તથા જાણવાની ભાવના થઈ એ રૂપ આરત જાણવી. આટલા પ્રકારે એક ઉપજણ ઊપજ્યા પછી તે સ્ફુરણ થઈ, ત્યારે તેનો પોતાના સજાણપણે કરીને વિચાર કરવા લાગ્યા કે આપણે એકાકી અમસ્તા કેમ બેસી રહ્યા છીએ, કંઈક રમણીક ખેલ કર્યો હોય તો સારું, એવી ઈચ્છા થઈ, ત્યારે આટલું મળીને ભાવ ઊપજ્યો.

આ ભાવ તે જ નિજકર્તાએ શુદ્ધ સંકલ્પ ઉત્પન્ન કર્યો છે એમ જાણજો. પછી આ સંકલ્પને જાણીને પોતે અતિ વિશેષ અભિમાન ધારણ કરીને એક હું અદ્વૈત છું, જે ધારીશું તે કરીશું, એવો સંકલ્પ ખુદ માલિકને જ્યારે થયો, ત્યારે પોતાની સજાણદષ્ટિ પોતાના દિવ્ય તનુ ઉપર જોવાને ભાવના કરી, તો પોતાનો પરમપ્રકાશ આદિ ખગને વિષે જ્યાં સુધી કાંતિ વ્યાપક થઈ હતી ત્યાં સુધી દીઠો; ત્યારે જણાયું જે આપણો પ્રકાશ પણ ઘણો છે, એવું જોઈને ભાવના થઈ; એ જ નિજકર્તાની પ્રકાશબ્ર્હમવૃત્તિ જાણવી. આ પ્રકાશબ્રહ્મને વિષે સકર્તાની સજાણદષ્ટિરૂપ ભાવના સમશક્તિરૂપે વ્યાપક થઈ, તેને જ પ્રકાશબ્રહ્મવૃત્તિ કહી છે. જેમ પ્રકાશક સૂર્ય એક દેશમાં રહે છે અને તેના ભાસરૂપ પ્રકાશને વિષે શીત, ઉષ્ણ અને વૃષ્ટિનો ધંધો ગુણ વડે થયે જાય છે; એ પ્રકારે સકર્તાનો પ્રકાશ તે જ બૃહદ્-બ્રહ્મ જે પરમ તત્ત્વ અકર્તા છે. એવું શ્રૃતિ પ્રતિપાદન કરે છે. તે એક દેશી કર્તાથી નભને વિષે મહદ્ વ્યાપક આકૃતિ વિનાનું હોઈ તે બ્રહ્મ સહેજાસહેજ જેમ છે તેમ પ્રકાશરૂપ જાણવું. હવે આ બૃહદ્બ્રહ્મને વિષે જે સમયે કર્તાએ અલૌકિક બાજદષ્ટિ વડે જોયું, ત્યારે તેના વિષે જેમ સૂર્યના પ્રકાશમાં ગુણ વ્યાપીને આકૃતિ જણાય છે તે પ્રકારે પ્રકાશબ્રહ્મને વિષે કર્તાની સમસત્તા વ્યાપક થઈને તે આકૃતિવાળું થયું, તેનું નામ પ્રકાશબ્રહ્મવૃત્તિ જાણવી. આ વૃત્તિથી ત્રણ મહાતત્ત્વો ઉત્પન્ન કર્યાં; તે પ્રથમ અવિકાસ-મહાતત્વ, બીજું વિકાસ-મહાતત્વ અને ત્રીજું કુંભસ્થ-મહાતત્વ આ ત્રણ મહાતત્ત્વ પ્રકાશબ્રહ્મવૃત્તિ થકી થયાં તે જાણવાં. ત્યાર પછી સંયમભોગવૃત્તિ ઉત્પન્ન કરી, તે પ્રણવની સંઘાતે સંયમ રાખી આગળ પ્રવૃત્તિ થવા સારુ ઉત્પન્ન કરી. તે સંયમભોગવૃત્તિથી ત્રણ ચક્ષસત્ત્વ ઉત્પન્ન કર્યા, તે એક અનંગ-ચક્ષસત્ત્વ, વરગજ્ઞાન-ચક્ષસત્ત્વ અને ત્રીજું કાળ-ચક્ષસત્ત્વ. ત્યારપછી કર્તાએ વિચાર કર્યો કે આટલાં તત્ત્વો વડે કંઈ પ્રગટ ખેલ બને નહિ. તેને માટે કંઈ બીજી સામગ્રી ઉત્પન્ન કરવી પડશે; એવી ઈચ્છા થઈ તેને ઈચ્છાવૃત્તિ જાણવી.

આ ઈચ્છાવૃત્તિથી બોતેર તત્ત્વો ઉત્પન્ન કર્યાં. તે જે પ્રકારે ઉપજાવ્યાં તે ભિન્ન ભિન્ન પ્રકારે કહું છું. પ્રથમ ઈચ્છાવૃત્તિથી નિરંજનતત્ત્વ નિર્માણ કર્યું. આ નિરંજનથી અવ્યાકૃત-તત્ત્વ ઉત્પન્ન કર્યું. તે અવ્યાકૃતથી ચતુરતત્ત્વ કારણ ઉત્પન્ન કર્યાં. તેમાં પ્રથમ આનંદ-તત્ત્વકારણ થયું અને બીજુ મહા-તત્ત્વકારણ થયું. આ બન્ને તત્ત્વકારણ અવ્યાકૃતથી થયાં. હવે આ બે તત્ત્વકારણથી બીજાં બે તત્ત્વકારણ થયાં તે એક આનંદ-તત્ત્વથી પ્રકૃતિ-

તત્ત્વકારણ થયું અને મહાતત્ત્વથી ધનંજે-તત્ત્વકારણ થયું. હવે આ પ્રમાણે પ્રકૃતિ, ધનંજે, આનંદ અને મહાતત્ત્વકારણ અવ્યાકૃતથી થયાં છે. હવે પ્રકૃતિ તથા ધનંજે તત્ત્વથી તેત્રીસ તેત્રીસ તત્ત્વ એકએકમાંથી થયાં, તે વિષેનો અનુક્રમ કહું છું જે સાંભળો.

પ્રથમ પકૃતિ-તત્ત્વકારણનો વિસ્તાર કહું છું. તેનાથી ત્રણ ગુણ રજો, સત્ત્વ, અને તમોગુણ થયા. તે પ્રેકી રજોગુણથી દશ આકાંક્ષા થઈ. એક શ્રવણ, બીજી ગંધ, ત્રીજી નિરીક્ષણ ચોથી ક્ષુધાતુષા, પાંચમી ઉચ્ચાર, છઠ્ઠી શીતઉષ્ણ, સાતમી ગ્રહણ, આઠમી વિષય, નવમી મળ વિસર્જન અને દશમી ગમન; આ દશ તત્ત્વ ઊપજ્યાં, તે પાંચ અવસ્થા અને પાંચ અંતઃકરણ એ દશ જાણવાં. પ્રથમ પાંચ અંતઃકરણ તે મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અને નચિંત, આ પાંચ અંતઃકરણ થયાં છે. હવે પાંચ અવસ્થા તે જાગ્રત, સ્વપ્ર સુષુપ્તિ, તુર્યા, અને ઉન્મની છે. આ પ્રમાણે પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા એ દશ તત્ત્વ સત્ત્વગુણથી થયાં. હવે તમોગુણથી દશ કાળ-તત્ત્વ થયાં તે કહીએ છીએ. સ્વભાવ-કાળ, કામના-કાળ, આક્રાંત-કાળ, આશ્ચર્ય કાળ, પૃથકકાળ, વિપરીત-કાળ, અજ્ઞાન-કાળ, રાગસકાળ, દ્વેષ-કાળ અને દશમો વૃદ્ધિઅંત-કાળ, આ દશ કાળ તમોગુણથી થયા. આ પ્રકારે પ્રકૃતિથી ત્રણ ગુણ સહિત તેત્રીશ તત્ત્વ થયાં અને પ્રકૃતિ ચોત્રીસમી. આ કુલ ચોત્રીસ તત્ત્વ આનંદ-તત્ત્વકારણથી થયાં.

હવે ધનંજે-તત્ત્વકારણથી તેત્રીસ તત્ત્વ થયાં તે કહીએ છીએ. આ ધનંજેથી ત્રણ ગણ થયા. અહંકારગણ, સ્વાકાશગણ અને અચંતગણ થયા. આ ત્રણ ગણ પૈકી દરેકેદરેક ગણમાંથી દશ દશ તત્ત્વ થયાં તે સાંભળો. પ્રથમ અહંકારગણથી પંચભૂત અને પંચમાત્રા એ દશ તત્ત્વ થયાં. તેમાં પંચભૂત તે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ, એ પાંચ થયા. હવે પંચમાત્રા તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ માત્રા થઈ. આ દશ તત્ત્વ અહંકારગણથી થયાં. હવે બીજા સ્વાકાશગણથી દશ તત્ત્વ થયાં તે પંચવ્યવસ્થા અને પંચ સ્તંભસકરણ થયાં. પ્રથમ પાંચ સ્તંભસકરણ તે શાંત, સહેજ, શીલ, સંતોષ અને પાંચમું સમતા, આ પાંચ થયાં. હવે પાંચ વ્યવસ્થા તે સ્થિતિ, ઉદાર, ગલિત, કુંભ, અને પાંચમી સામાન્યૂ. આ પ્રમાણે કુલ દશ તત્ત્વ સ્વાકાશ-ગણથી થયાં. હવે ત્રીજા અચંતગણથી દશ તત્ત્વ તે દશ ભાવનાઓ થઈ અહમ્‌ભાવના, સ્તંભભાવના, વિસર્જનભાવના, અભાવભાવના, નિદ્રાભાવના, અંધતમ-ભાવના, અચેતભાવના, ઉચાટભાવના, મૌનભાવના, અને દશમી અસામાર્થ્યભાવના, આ દશ તત્ત્વ અચંતગણથી થયાં. આ પ્રકારે ધનંજે-તત્ત્વકારણથી તેત્રીસ તત્ત્વ થયાં અને મહાતત્ત્વકારણથી

ધનંજે થયેલું તે મળીને આ ચોત્રીસ તત્ત્વ થયાં આ પ્રકારે ઈચ્છાવૃત્તિથી નિરંજન, અવ્યાકૃત, આનંદ અને મહાતત્વ આ ચાર મળીને બોત્તેર તત્વ થયા. આ પ્રકારે ઈચ્છાવૃત્તિ તથા પ્રકાશબ્રહ્મવૃત્તિ અને સંયમભોગવૃત્તિ, આ ત્રણથી જે તત્ત્વ નિર્માણ કર્યાં તે કહ્યાં.

હવે આટલાં તત્ત્વ ઉપજાવ્યાં પણ તેની ક્રિયા દેખાઈ નહિ ત્યારે કર્તાએ ક્રિયાવૃત્તિ ઉત્પન્ન કરીને સર્વ તત્ત્વો ઉપર ક્રિયારૂપ ભાવના કરી એથી કરી, ક્રિયા થાય એવાં તત્ત્વ થયાં; પણ તત્ત્વોનું માપ થવું જોઈએ. જેટલા ખેલની રચના કરવી હોય ત્યાં સુધી એકદમ ઉપજાવેલાં તત્ત્વ પહોંચી શકે અને ફરી કરવાં પડે નહિ, એ કારણને લીધે કર્તાએ સજીવનવૃત્તિ ઉત્પન્ન કરીને સર્વ તત્ત્વ ચરાચર રચના કરતાં અનંત ઈંડ સુધી પહોંચે એવા માપનાં વૃદ્ધિ કરી મૂકયાં. આ પ્રકારની ક્રીયાને સજીવનવૃત્તિની ક્રિયા જાણવી. હવે વિરાટ, દેવ તથા ચરાચર અનંત પ્રકારના અલંકારની તત્ત્વ સામગ્રી પહેલેથી કરી મૂકી હતી. પ્રથમ નિજકર્તાએ આ તત્વના વિરાટસહ ચોયાર્સીલક્ષ પ્રકારના ઘાટ કરવા સારુ પોતાના અંતરમાં જે પ્રકારે રચના કરવી હતી, તે પ્રકારની ધારણા નિજગતિ વડે અનેકવિધ કરી અને પછી અલંકારના માપ મુજબ અધિકન્યૂન લઘુદીર્ઘ ઘાટ જે પ્રમાણે કરવા હતા, તે પ્રમાણે ઉત્પન્ન કરેલાં તત્ત્વોમાંથી સંભવે તેવા ભાગ લઈને ક્રિયાવૃત્તિદ્વારા વહેંચણનું વિવેચન (સ્પષ્ટીકરણ) કરાવીને સ્થાવર, જંગમ, દેવ તથા વિરાટ સહિત સર્વના અલંકાર સકર્તાપતિએ પોતાની ધારણામાં પોખ્યા. પછી સજીવનવૃત્તિ વડે જેના જેવા ઘાટરૂપ દેહ તે માપ મુજબ વૃદ્ધિ પમાડીને નાના મોટા ઘાટ કીડીથી તે કુંજર સુધી તૈયાર કરીને રચના કરી; પણ તત્ત્વ પોખ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન ઘાટના અલંકારોને વિષે પ્રગટ વર્તમાન ક્રિયા થવા લાગી નહિ. વળી ચરાચર, વિરાટ તથા દેવને વિષે નર્યાં ખાલી તત્ત્વ વડે જ ક્રિયા કરવી હતી પણ તે થઈ નહિ, ત્યારે નિજકર્તાએ સર્વજ્ઞ સજાણપણે જોયું જે આ સર્વ ઘાટ કર્યા પણ ક્રિયા કેમ થતી નથી ! પછી અંતરમાં વિચારુર્વક વિવેક કરે છે જે પરભાર્યો ખેલ વર્તે એવુ દેખાતું નથી; કારણ કે આંગળી કાપ્યા સિવાય લોહી નીકળશે નહિ, માટે પોતાના સજાતિ અંશ ઉત્પન્ન કરીને દેહરૂપ ઘાટના વિષે પ્રેરક કર્યા વિના ખેલ ચેતન થઈને પરંપરા સહ આપણા સંકલ્પની જે ધારણા છે ત્યાંસુધી ચાલે નહિ; એવું અંતરમાં લાવીને પોતાની અંતર સજાણદૃષ્ટિથી અંશ ઉત્પન્ન કરવાની વૃત્તિરૂપ ભાવના કરી. તેને છઠ્ઠી અંશવૃત્તિ જાણવી.

હવે અંશવૃત્તિથી લઘુદીર્ઘ ગતિવાળા ત્રણ પ્રકારના અલ્પ સજાણ અંશો અનંત ઉપજાવીને, પહેલાં ચરાચર, વિરાટ તથા દેવ સમેત જે અલંકારવાળા ઘાટ કરી મૂકેલા હતા તેમાં પ્રેરક કર્યા. જ્યારે અંશ ઘાટને વિષે બિરાજમાન થયા ત્યારે જેટલા જે તનુંને વિષે વિશેષન્યુન તત્ત્વ પોખ્યાં હતાં. તે અંશના ભાવનાયુક્ત ભાસ વડે ચેતન થઈને જે જે અંકુરરૂપ ઘાટમાં જે જે તત્ત્વનો ભાગ પોખાયો હતો તે તે પ્રમાણે સર્વ વર્તવા લાગ્યા; આ પ્રકારે કર્તાએ પોતાના શુદ્ધ સંકલ્પ વડે છ વૃત્તિઓ ઉપજાવીને નાનાવિધ રચના કરી છે. હવે આ છ વૃત્તિઓ સમેત ચોરાસી તત્ત્વ નિજ કર્તારે સત્ય સંકલ્પે કર્યાં. તેનાથી આ વિરાટ સહિત અનંત વિરાટ ખડાં કરીને ચરાચર, દેવ સમેત સર્વના બીજ અંકુરની પ્રણાલિકા પોતાના સંકલ્પનો વેગ જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી ચાલે, એવું કૃત કરીને પોતે સર્વજ્ઞ દૃષ્ટિ વડે અનંત અંશ અને અનંત ઘાટોનું પાલન પોષણ કર્યા જાય છે. હવે આ સકલ કૃતનો પ્રકાર શ્વસંવેદમાં સર્વજ્ઞ પરમગુરૂએ પ્રતીતિવર્ણન કરી કહ્યો છે. તેનો પાર લાવી શકે તેવું વર્ણન ચાર વેદમાં નથી, એ કારણને લીધે કર્તારે પરમઅંશને મોકલી ગતિ દર્શાવી દીધી છે; તેનું શ્રવણ કરે ત્યારે તે ગતિ તેમજ ચરાચર, દેવ, વિરાટ સમેત આ બ્રહ્માંડભરનું જે કર્તાનું કૃત છે તે જાણવામાં આવે.

❀ ❀ ❀

# આદિ માનવદેહ અંશપ્રવેશ તત્ત્વચેતન

## પ્રકરણ : ૬

હવે ઉપરના પ્રકરણોમાં જે પંચમ શ્વસંવેદ સંબંધી વાત કરી ગયા, તે શ્વસંવેદની કિંચિત્‌માત્ર ગતિ પંચીકરણદ્વારા જણાવું છું. પંચ પ્રકારની જંગમજાતિ પૈકી આપણ માનવજાતિના અલંકારવાળા ઘાટને વિષે જે તત્ત્વ વિભાગ પોખેલા હતા તેનું પંચીકરણ કહું છું. તે પોતાને સ્વયં આત્મપ્રતીતિ લેવા સારુ જે તે તત્ત્વવિભાગની ક્રિયા દેખાડું છું; કારણ કે આપણે આ તનુઅલંકારને વિષે વસ્યા છીએ. તે તત્ત્વભાગનાં વર્તમાન જ્યાં સુધી જાણવામાં ન આવે, ત્યાં સુધી કયા પ્રકારે ઉત્તમ આચરણ કરીને પરમપદ પામીશું ? માટે પ્રથમ આપણે તો આપણા તનુનું પંચીકરણ જાણવાની જરૂર જ છે. આ પ્રમાણે જેને જાણવાની ઈચ્છા હોય

તેવા આરતવાન સર્વ અંશો સાંભળો. હે અંશ ! આ તો ઉલટ માર્ગ હોઈ નિર્વાણ અનુભવ લેવાનો છે. વળી સ્થૂલદેહથી લઈ નિજરૂપ અંશ સુધી જડચેતનની નીતિ કહેવાની છે. હવે પ્રથમ પુરૂષ અને સ્ત્રીના દેહ તત્ત્વભાગ ભરીને ક્રિયાવૃત્તિએ કર્યા તે કાળે તેની પ્રવૃત્તિ તત્ત્વભાગ પોખ્યા પ્રમાણે પ્રત્યક્ષ થવા લાગી નહિ, ત્યારે કર્તારે પોતાના અંશ નિર્માણ કરીને ઘાટોને વિષે પ્રેર્યા એટલે સર્વ તત્ત્વભાગ ચેતન થઈને વર્તવા લાગ્યા. આ પ્રમાણે દેહમાં અંશ આવતા તે અંશની સજાણદૃષ્ટિરૂપ ઈચ્છાએ દેહનાં તત્ત્વો ક્યા પ્રકારે ચેતન થયાં, તે વિષેનો અનુક્રમ કહીએ છીએ તે સાંભળો. જ્યારે અંશ આવ્યો અને પિંડમાં બ્રહ્મરંધ્રમાં સહસ્રકમળને વિષે આવીને બિરાજમાન થયો, ત્યારે તેને તેની સાથે કર્તાએ કઈ કઈ સામગ્રી આપી છે તે સાંભળો. આ અંશની સાથે તેને ઉપજણનો અંશ, (આ ઊપજણ અતિ અલ્પ અંશ ઉત્પન્ન કરી શકે તેવી છે અને તે સ્વપ્રકાળે દશ્યમાન થાય છે. વળી સકર્તાપતિએ દેહરૂપ ઘાટને ચેતન કરવા પોતાનો અંગત અંશ ઉત્પન્ન કર્યો તે કર્તાની સજાતિનો છે, જ્યારે ઊપજણથી રચાયેલી ચૌદલોકની સામગ્રી વિજાતિ છે. આ ન્યાયે વિજાતિ સામગ્રી રચવા અંશને પતિએ પોતાની ઊપજણનો અલ્પ અંશ આપ્યો), તથા અલ્પ સજાણપણું તથા સુરત, નૂરત તથા અક્કલ અને આરત સહ આ છ અલ્પ વિભૂતિરૂપ ઐશ્વર્યતા આપીને અંશને પિંડને વિષે વસાવ્યો છે. આ અંશની સજાણ ભાસરૂપ દૃષ્ટિ જે સચિંતક (ચિંતન કરનાર, વિચારક) તે પ્રથમ પ્રણવ ઉપર પડી, એથી કરી પ્રણવરૂપ ત્રણે મહાતત્ત્વ ચેતન કર્યા. પછી તેણે સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ ચેતન કર્યાં. પછી તેણે ઈચ્છાવૃત્તિનાં તત્ત્વોને ચેતન કર્યાં, તે કેવી રીતે સાંભળો. પ્રથમ ઈચ્છાવૃત્તિએ નિરંજનતત્ત્વ જે જ્યોતિરૂપ અભિમાન તેને સચેતન કર્યું. આ નિરંજને અવ્યાકૃતને ચેતન કર્યું અને અવ્યાકૃતે બે તત્ત્વકારણ જે એક આનંદ અને બીજું મહાતત્ત્વ, તેને ચેતન કર્યાં. ત્યાર પછી આનંદે પ્રકૃતિને ચેતન કરી અને મહાતત્ત્વે ધનંજેતત્ત્વને ચેતન કર્યું, પછી પ્રકૃતિએ ત્રણ ગુણને ચેતન કર્યા અને રજોગુણે દશ આકાંક્ષાઓ ચેતન કરી તથા તમોગુણે દશકાળ ચેતન કર્યા, અને સત્વગુણે પાંચ અંતઃકરણ તથા પાંચ અવસ્થાઓ એ દશને ચેતન કર્યા. આ પ્રમાણે ત્રણ ગુણનાં ત્રીસ ત્રીસ તત્ત્વો ચેતન થયાં. પછી ધનંજેતત્ત્વે પોતાના ત્રણ ગણને ચેતન કર્યા. તે ગણોએ પોતપોતાનાં તત્ત્વ ચેતન કર્યાં. અહંકારગણે પંચ ભૂત અને પંચ માત્રા એ દશ ચેતન કર્યાં. સ્વાકાશગણે પાંચ વ્યવસ્થા

અને પાંચ સ્તંભસકરણ ચેતન કર્યાં. અચંતપણે દશ ભાવના ચેતન કરી. આ પ્રમાણે ત્રણ ગણનાં ત્રીસ તત્ત્વ ચેતન થયાં. આ પ્રકારે ઈક્કોતેર તત્ત્વભાગ તથા ખટવૃત્તિ આદિ સર્વ અન્યોન્ય ચેતન થયાં, તે અંશે પોતાની સચિંતક દૃષ્ટિએ ચેતન કર્યાં. જેમ કોઈ એક નૃપતિની પોતાની આજ્ઞા વડે કામદાર લશ્કર સહ સર્વ હુકમ થતાની સાથે જ પોતપોતાનાં કામ કરવા સારું ચેતન થઈ સાવધ થઈ બેસે છે, તેવી જ રીતે આ ન્યાયે અને આ જ પ્રકારે અંશની સજાણ સચિંતક ચેતન દૃષ્ટિરૂપ હુકમ વડે તનુના સર્વ તત્ત્વભાગ જે ક્રિયારહિત અસાવધ હતા તે સર્વમાં ચેતનપણું આવી ગયું, એટલે કે સર્વતત્ત્વો ચેતન થઈ સાવધ થઈ ગયાં. જેમ આપણે જાગ્રત થયા તે સમયે કોઈ પણ પ્રકારની બાહ્ય ક્રિયા કર્યા સિવાય શરીરમાં હોશિયારી તથા અભિમાનરૂપ ચૈતન્યતા ધારણ કરીએ છીએ, તેવી જ રીતે એ પ્રકારે ચેતન થયેલાં તત્ત્વોની ચૈતન્યતાનું સ્વરૂપ જાણવું. આમ અન્યોન્ય તત્ત્વો ચેતન થયાં એટલે અંશની ઈચ્છાથી પાંચે દેહનાં તત્ત્વોની પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન જે તે તત્ત્વનાં સામર્થ્ય પ્રમાણે થવા લાગી.

❀ ❀ ❀

# ખટવૃત્તિ આદિ ચોરાસી તત્ત્વભાગની સાધારણ પ્રવૃત્તિ

## પ્રકરણ : ૭

હવે અંશની સજાણ ઈચ્છા પ્રમાણે સર્વ તત્ત્વોની ક્રિયા થવા લાગી, તે વિષે સ્પષ્ટ ખુલાસો નીચે પ્રમાણે કહું છું તે સાંભળો. પ્રથમ રજોગુણની દશ આંકાક્ષાઓની ક્રિયા દશ પ્રકારે થાય છે તે કહીએ છીએ. આ સ્થુલદેહને વિષે દશ આંકાક્ષાઓની પૃથક્ પૃથક્ ઈંદ્રિયો થઈ; તેને વિષે ક્રિયાવૃત્તિ પોખેલા પ્રમાણે ક્રિયા વર્તે છે તે સાંભળો. પ્રથમ શ્રવણઆકાંક્ષાના શ્રવણ (કાન) થયા. તેની ક્રિયા તે નાનાવિધ પ્રકારના નાદ તથા શબ્દ શ્રવણ કરે, પછી તે સર્વ સુષ્ઠુ (સારુ) હોય કે દુષ્ટ (નરસુ) હોય, પણ જેમ ઉચ્ચાર કરે તેમ સાંભળે. હવે સુગંધ-આકાંક્ષાની નાસિકા ઈંદ્રિ થઈ, જેના વડે દેવ, માનવ આદિ સર્વનાં સર્વ શરીરો શોભીતાં દેખાતાં હોઈ આ નાસિકાએ ઉત્તમ મધ્યમ આદિ ગંધ ગ્રહણ કરવામાં આવે

છે. હવે નિરીક્ષણ આકાંક્ષાનાં ચક્ષુ થયાં છે, તે નેત્રે કરીને ચરાચર, વિરાટ, અણુરેણુ આદિ દેખાય છે. ક્ષુધાતૃષા-આકાંક્ષાની મુખઈંદ્રી થઈ. આ મુખ વડે ખાનપાન આદિ અન્ન ભક્ષણ કરાય છે. ઉચ્ચાર-આકાંક્ષાની જિહ્વા ઈંદ્રી થઈ. આ રસનાએ રસનો સ્વાદ જણાતો હોય બહુપ્રકારે વારંવાર શબ્દનો ઉચ્ચાર થાય છે. શીતઉષ્ણ-આકાંક્ષાની ત્વચા ઈંદ્રી થઈ તે શરીરને અંતર્બાહ્ય વેષ્ટિત એટલે વીંટાઈને રહેલી છે. તેની ક્રિયા તે જ્યારે શીતઉષ્ણનો સ્પર્શ થાય ત્યારે જણાય છે. ગ્રહણ - આકાંક્ષાની હાથ ઈંદ્રી થઈ. આ હાથે કરીને પદાર્થ આપવા લેવાની ક્રિયા થાય છે. વિષય-આકાંક્ષાની ઉપસ્થ ઈંદ્રી થઈ. આ ઈંદ્રીએ કરીને મૂત્ર, ધાતુ, મૈથુનાદિક ક્રિયા થાય છે. મળવિસર્જન-આકાંક્ષાની ગુદા ઈંદ્રી થઈ તે નિર્વિત્ત મળનો ત્યાગ કરી સુખશાન્તિ આપે છે. હવે દશમી ગમન-આકાંક્ષાના પગ થયા. આ પગ વડે હલણચલણની ગતિરૂપ ક્રિયા થાય છે. અને દેશપરદેશ જવાય છે. આ પ્રમાણે દશ આંકાક્ષાઓની દશ ઈંદ્રિયોએ કરીને જે જે ક્રિયા થાય છે તે તે પ્રમાણે કહી.

આ અહંકારગણથી જે દશ તત્ત્વ થયાં તેનું રૂપ ક્રિયા સહિત બતાવીએ છીએ. પૃથ્વીતત્ત્વ તે ઘાટને વિષે જડ વજનરૂપે જાણવું. અગ્નિતત્વનો ભાગ તે શરીરને વિષે જઠરાગ્નિની આદ્ય લઈ જે ઉષ્ણપણું રહ્યું છે તે છે. જળતત્ત્વનો ભાગ તે શરીરને વિષે રૂધિરરૂપે રહ્યો છે. વાયુતત્ત્વનો ભાગ તે તો નાડીઓ થઈને ધડકાયા કરે છે. વ્યોમતત્ત્વનો વિભાગ તે દેહને વિષે સર્વ ઈંદ્રિયો તથા રોમેરોમમાં વિકાસરૂપે રહેલો હોઈ તેના પેટામા વ્યાપક શબ્દનાદ ધૂનકારરૂપે (સૂરનો ગુંજારવ) વર્તે છે. આ આકાશનું રૂપ જે કહ્યું તે પંચભૂત પૈકીનું છે. આ પ્રકારે પંચભૂતના અંશ જે દેખાડયા તે સ્થૂલરૂપ શરીર જે દેખાય છે તે છે. હવે પંચમાત્રાનાં લક્ષણ કહું છું. શબ્દમાત્રા ધ્વનિરૂપે છે. શ્રવણ એટલે કાને સાંભળવાનો જે ગુણ રહેલો છે, તેનું કારણ એ છે કે શબ્દનભનો વાસ કાનને વિષે સદોદિત રહેલો છે માટે તે શબ્દને ગ્રહણ કરે છે. રૂપમાત્રા તે નેત્રને વિષે નીરખવાપણું હોઈ તે તત્ત્વપદાર્થ દેખે છે. ગંધમાત્રા તે નાકને વિષે બહુવિધ સુગંધ લેવાય છે તે છે. રસમાત્રા તે રસનાએ રસનો સ્વાદ જણાય છે તે છે. સ્પર્શમાત્રા ત્વચાને વિષે રહેલી હોઈ શીતોષ્ણપણું જણાવે છે. આ પ્રકારે પંચમાત્રા તે પંચજ્ઞાનેન્દ્રિયને વિષે રહેલી હોઈ તેને અંતર્બાજ (અંતર્બાહ્ય) સંધિમાં રહેલી જાણવી. આ પંચભૂત અને પંચમાત્રા અહંકારગણની હોઈ તેની ક્રિયા દેખાડી.

હવે સત્ત્વગુણથી પંચ અવસ્થા અને પંચ અંતઃકરણની જે ઉત્પત્તિ થઈ છે તેના વિભાગની ભિન્ન ભિન્ન ક્રિયા કહું છું તે સાંભળો. મનઅંતઃકરણની ક્રિયા તે પદાર્થોના નાનાવિધ સંકલ્પવિકલ્પ કર્યાં જાય તે છે. બુદ્ધિ-અંતઃકરણ તે મનના સંકલ્પનો નિશ્ચયપૂર્વક જે ઘાટ વારંવાર ઘડે છે તે પ્રમાણે ઈંદ્રિયોદ્વારા આગળ પ્રગટ પ્રવૃત્તિ થતી જાય છે. અહંકાર-અંતઃકરણ તે બુદ્ધિએ ઘડેલા ઘાટનું તોલવજન કરીને જુએ છે. ચિત્ત-અંતઃકરણ તે ચિંતવન કરીને નીચેનાં ત્રણે અંતઃકરણને સદાય સહાય કરે છે. હે શ્રોતા ! આ સાંભળીને તું કહીશ કે ચિંતવન કરવાનું કામ ચિત્તનું છે, અને નીચેનાં ત્રણ અંતઃકરણમાં ચિંતવન કરવાની ક્રિયા નથી, તો ચિંતવન વિના મનથી સંકલ્પ, બુદ્ધિથી ઘાટ અને અહંકારથી તોલ કરવાનું એ ક્રિયા કેમ કરીને થશે ? તેનો ખુલાસો કરો. હે શ્રોતા ! તને જે અંદેશો આવ્યો તેનું નિવારણ કરવા ખુલાસો કરું છું તે સાંભળો ! પોતે ચૈતન્ય-અંશની જે સત્તા છે તે સત્તારૂપ જે ચૈતન્યનો ભાસ, તે ભાસને જ્યારે અંતઃકરણ ગ્રહણ કરે, ત્યારે સંકલ્પ આદિ ક્રિયા પંચ દેહને વિષે થાય છે; એટલા જ માટે અંશના ચેતન ભાસ વડે અંતઃકરણ આદિ સર્વ તત્ત્વ ચેતન થાય છે, પણ અંશ જે સમયે જે જે તત્ત્વ ઉપર દૃષ્ટિ કરે તે તે તત્ત્વના ભાગ ચેતન થઈને વર્તે છે. જો કદાચ અભિમાન ઉપર પ્રથમ ચૈતન્ય-વૃત્તિનો ભાસ પડે તો તેની જ ક્રિયા શરીરને વિષે અદૃશ્ય રૂપે વર્તે. એ જ પ્રકારે ચૈતન્યઅંશનો ભાસ મન આદિ જે અંતઃકરણ ઉપર પડે ત્યારે તે મન આદિને પ્રથમ જાગૃત કરે, ત્યારે તે જ અંતઃકરણ વર્ત્યાં જાય. સ્થુલ દેહની પ્રવૃત્તિ મનઅંતઃકરણ સન્મુખ નેત્રને વિષે રહેલી છે. આ પ્રમાણે મન-અંતઃકરણનો વહીવટ પ્રત્યક્ષ દેખાય છે, ત્યારે બીજાં અંતઃકરણની પ્રવૃત્તિ અદૃશ્ય છે એટલે પ્રત્યક્ષ જોઈ શકાય તેમ નથી; પણ આ દૃશ્યઅદૃશ્ય બન્ને પ્રવૃત્તિઓ ચૈતન્યવૃત્તિના ભાસ વડે થયાં જાય છે એમ જાણજો. હવે પાંચમું નચિંત-અંતઃકરણ તે સર્વ અંતઃકરણના મૂળરૂપે છે. તેની ક્રિયા નચિંતપણારૂપે વર્તે છે. જે સમયે ચાર અંતઃકરણની ક્રિયા નિવૃત્ત થઈ જાય અને વૃત્તિ સમેત થાકીને બેસે તે સમયે નચિંતપણું સ્ફુરે છે. તે વખતે કોઈ પૂછે કે, હે ભાઈ ! શું કરો છો ? ત્યારે તેને ઉત્તર આપે કે નચિંત બેસી રહ્યો છું. આ પ્રમાણે પોતાને નચિંતપણાનો અમલ નજરે આવતો હોઈ આવું કહે છે તે નચિંત-અંતઃકરણની પ્રવૃત્તિ જાણવી. આ પ્રકારે પંચ અંતઃકરણની ક્રિયા કહી.

હવે પંચ અવસ્થાની ક્રિયા કહું છું તે સાંભળો. જાગ્રત-અવસ્થા તે સર્વ ચરાચર દૃષ્ટ પદાર્થ દેખાય છે તે અને આપણને કોઈ પદાર્થ અગર કામની વિસ્મૃતિ પડે છે તેનું ફરીથી સ્મરણ આવી જાય, તેને જાગ્રત-અવસ્થા કહેવાય છે. હવે સ્વપ્નાવસ્થા તે વૃથા ભાષણ કરે તે, અને નિદ્રામાં અનેક ચિત્રવિચિત્ર ચરિત્ર ઉપજાવે તેને આપણે જોઈએ છીએ તે, આ બન્ને પ્રકાર સ્વપ્નના છે એમ જાણવું. હવે સુષુપ્તિ-અવસ્થા તે સ્વપ્ન જેવા અલ્પ પદાર્થ નજરે પડે અને વારંવાર તેનો લય થાય; વળી પુનઃ નજરે પડે જે સ્વપ્નનો ઘાટ પૂર્ણ થવા દે નહિ, એવું વર્તન જેને થાય તે જાગ્રત થયા પછી પોતે કહે કે મને સ્વપ્ન આવ્યું હતું, પણ પૂરી ફામ (ખ્યાલ) ન રહી; આ પ્રકારે વર્તમાન થાય તેને સુષુપ્તિ-અવસ્થા જાણવી. હવે તુરીયા અને ઉન્મની આ બન્ને અવસ્થાઓ પ્રાણાયામ રૂપ દેહને વિષે વર્તે છે, તેમાં ઓહંગ-પ્રણવને વિષે વૃત્તિરૂપ મહાકારણદેહ વર્તે છે. આ વૃત્તિરૂપ દેહ ઓહંગ-પ્રણવને ભીતર નાભિને વિષે ખેંચી રાખીને રહે છે. આ લેવાતો ઓહંગ-પ્રણવ એકલો ઘોર કરતો ચાલે તે ક્રિયા તુર્યાવસ્થાની જાણવી. હવે પાંચમી ઉન્મની-અવસ્થા તે પરમકારણદેહને વિષે વર્તે છે. આ દેહસમેત પ્રવૃત્તિ કહું છું તે સાંભળો. પાંચમો પરમકારણદેહ તે સ્થૂલ દેહની આદ્ય લઈ મહાકારણદેહ સુધીના ચારે દેહને ધારણ કરી રહ્યો છે; તેને જ્યોતિ-સ્વરૂપ નિરંજન અભિમાન જાણજો. આ અભિમાનરૂપ જ્યોતિ ચારે દેહને સ્થિર રાખે છે. આ જ્યોતરૂપ અભિમાનની પ્રવૃત્તિ ઓહંગ અને સોહંગ આ બન્ને પ્રણવને વિષે બે પ્રકારે થાય છે. એક તો સ્થૂલદેહનો અવધિકાળ આવતા સુધી પ્રણવના યોગ વડે વૃત્તિ અને અભિમાન સ્થિર રહ્યાં છે. બીજું આ વૃત્તિ અને અભિમાન તો પ્રણવનુ પણ કારણ થઈ રહ્યાં છે; તે સ્પષ્ટ કેવી રીતે સમજાય તે સાંભળો. લેવાતા અને મૂકાતા બન્ને પ્રણવની ક્રિયા આદિથી મધ્ય અને અંત સુધી વૃત્તિ અને અભિમાન વડે થાય છે. આ પ્રકારે ઓહંગ, સોહંગ, પ્રણવ અને વૃત્તિ તથા અભિમાન, એમના ઊલટાસૂલટી સંબંધ વડે બન્નેની ક્રિયા થાય છે; આમ પ્રણવનું કારણ વૃત્તિ અને અભિમાન આ બે જણાય તો છે, પણ અભિમાન વૃત્તિસંયુક્ત રહેલો છે. આ વૃત્તિસંયુક્ત અભિમાન જ્યારે ખેંચી લીધેલા પ્રણવને નાસિકાદ્વારે બહાર મૂકે છે, ત્યારે આ છૂટતો સોહંગ પ્રણવ ઘોર કરતો નીકળે, તો તે મુખ્ય ઉન્મની અવસ્થા વર્તે છે એમ જાણવું. આ પ્રકારે પાંચ અવસ્થાની મુખ્ય ક્રિયા થાય તે કહી. હવે આ પાંચ અવસ્થા પાંચ દેહને વિષે વર્તે છે. તેમાં જાગ્રત-

અવસ્થા સ્થૂલ દેહને વિષે સ્વપ્નાઅવસ્થા સૂક્ષ્મદેહને વિષે, સુષુપ્તિ-અવસ્થા કારણદેહને વિષે, તુર્યાઅવસ્થા મહાકારણદેહને વિષે અને ઉન્મુની અવસ્થા પરમકારણદેહને વિષે વર્તે છે. આ પ્રકારે અંતઃકરણ તથા અવસ્થા એ દશ તત્ત્વ સત્ત્વગુણથી થયેલાં તેની ક્રિયા કહી.

હવે સ્વાકાશગણથી પંચ વ્યવસ્થા અને પંચ સંભ્રસકરણ આ દશ તત્ત્વ થયાં, તેની ક્રિયા પંચ અવસ્થાની સંધિને વિષે થાય છે તે સાંભળો. પ્રથમ સંભસકરણની ક્રિયા કહું શાંત-સંભસકરણ તે વારંવાર શાંતિ ઊપજે તે છે. સમતારૂપ ભાવના ઊપજે તે સમતા-સંભસકરણ જાણવું. સહજપણું ઊપજે છે તે સહેજ-સંભસકરણ જાણવું, શીલપણું ઊપજે તે શીલસંભસકરણ જાણવું. સંતોષ ઊપજે તે સંતોષ-સંભસકરણ જાણવું. આ પ્રકારે પંચ સ્તંભસંકરણની ક્રિયા પંચ અવસ્થાને વિષે વર્તે છે. હવે પાંચ વ્યવસ્થાની ક્રિયા કહું છું. સ્થિતિ-વ્યવસ્થા તે સર્વદા પાંચે અવસ્થાને વિષે સ્થાયી વર્તે છે. જે અવસ્થાની જેટલી અવધિ ત્યાં સુધી તે વર્તે. હવે ઉદાર વ્યવસ્થા તે ઉદાસ નિઃસ્પૃહીપણું પાંચે અવસ્થાને વિષે વર્તે, તે દરેક અવસ્થાની સ્થિતિ બેસે તે વખતે ઉદાસી આવે તે ઉદાર-વ્યવસ્થા જાણવી. હવે ગલિત-વ્યવસ્થા તે ધંધો કરાવનારી જાગ્રત-અવસ્થાની નિવૃત્તિ અને પ્રતિ એટલે સામે આવતી બીજી અવસ્થાની પ્રવૃત્તિ વર્તે અને વચમાં સંધિને વિષે ગલિતપણું આવે તે ગલિત-વ્યવસ્થા જાણવી. હવે કુંભ-વ્યવસ્થા તે દૃષ્ટિ અને સ્મૃતિ આ બંનેને અવસ્થાને વિષે એકમેક કરી બંધકોશ કરી નાખે, એથી કરી એક બીજી અવસ્થા ઊપજે તે માલમ પડે નહિ. આ પ્રકાર આ કુંભ-વ્યવસ્થાએ કરીને થાય છે. હવે સામાન્ય-વ્યવસ્થા એટલે સામાન્યપણું, પાંચે અવસ્થાનાં રૂપ વર્તતાં પ્રતિ અવસ્થામાં એટલે બીજી બદલાતી અવસ્થામાં વિષમ (અસમાન, સરખો નહિ એવો) ભાવ ઊપજે છે. આ પ્રમાણે પંચવ્યવસ્થા અને પંચસ્તંભસકરણની ક્રિયા અવસ્થા પલટાય તે સંધિને વિષે થાય છે તે કહી.

હવે તમોગુણના દશ કાળની ક્રિયા કહું છું. પ્રથમ સ્વભાવકાળ તે તત્ત્વ પ્રવૃત્તિ સમેત જેનો જેવો સ્વભાવ હોય, તેવું જ જીવ ભાવ સમેત વર્ત્યા જાય. આક્રાંતકાળ તે અંતઃકરણ, ઈંદ્રિયો તથા તત્ત્વો આદિ પોતપોતાના સામર્થ્ય પ્રમાણે રહે છે તે આક્રાંતકાળ વડે જાણવું. કામનાકાળ તે ઈંદ્રિયો સહિત સર્વની કામના ભિન્નભિન્ન વર્તે છે તે કામનાકાળ જાણવો. આશ્ચર્યકાળ તે કોઈ પોતાનું નિજસ્વરૂપ કેવું છે અને ક્યાં રહે છે તેને જાણે

નહિ, તે આશ્ચર્યકાળ જાણવો. પૃથક્કાળ તે સકલ અવસ્થા તત્ત્વ સમેત જે ઠેકાણાબંધ સ્થિતિએ વર્તતાં હોય તેને તથા સંકલ્પ આદિને ભાંગી નાખે તે પૃથક્કાળ જાણવો. વિપરીતકાળ તે અકાળે વિનાશ એટલે કે જીવદંશ તથા દેવપીડા આદિ અચાનક આવી પડે તે. વળી અહંકારગણનું ઉત્તેજન મળવાથી તત્ત્વ તથા ઈંદ્રિયોની આદ્ય લઈ શરીરનાં સાધનો વિપત્તિમાં પડશે કે નહિ તે જાતનો કંઈ વિચાર રહેતો નથી અને અચાનક, ધાર્યા સિવાય, બિનસંકલ્પે કાર્ય ઊભું થાય છે તેવા પ્રસંગે કોઈ જાતની સ્મૃતિ રહેતી નથી તે વિપરીત કાળને લીધે પહેલેથી કોઈ જાતની ખબર પડતી નથી. અજ્ઞાનકાળ તે પોતાના વર્ણાશ્રમધર્મ તથા જ્ઞાતિઅભિમાનના માન્યતા પ્રમાણે પચે, પણ આગળ શું થશે તે ન જાણે અને તેની ચિંતા પણ ન મળે તે અજ્ઞાનકાળ જાણવો. રાગસકાળ તે સર્વ પદાર્થને વિષે સમભાવે પ્રીતિ ઊપજે છે તે રાગસકળ જાણવો. દ્વેષકાળ તે અનેક જીવ તથા પદાર્થ ઉપર દ્વેષ ઉપજે તે દ્વેષકાળ જાણવો. હવે દશમો વૃદ્ધિઅંતકાળ તે જે તત્ત્વનું જે માપ હોય તે તેટલું વૃદ્ધિ પામીને અંત આવે તે વૃદ્ધિ-અંતકાળ જાણવો. આ પ્રકારે તમોગુણથી થયેલા દશ કાળની ક્રિયા કહી.

હવે અચંતગણથી દશ ભાવનાઓ થઈ તેની ક્રિયા કહું છું. અહમ્ભાવના તે એકબીજાની ક્રિયા એકબીજાને આવડે નહિ. જેને જેવું સાધ્યું હોય તેટલું જ તે કરે. હવે સ્તંભભાવના તે અંતઃકરણને મંદ કરી નાંખે છે. કદાપિ પ્રવૃત્તિ ચાલે તો તે પણ ધીરે મંદ ભાવે જ વર્તે. વિસર્જનભાવના તે જીવ નાના પ્રકારે સુખદુઃખ ભુક્તમાન કર્યા જાય, પણ સુખ આવે ત્યારે દુઃખનું ભાન નહિ અને સુખની વેળાએ પડેલું દુઃખ ભૂલી જાય. નિદ્રાભાવના તે નાનાપ્રકારે કાર્ય કરે તેનો શ્રમ પહોંચે ત્યારે કશી સૂઝ પડે નહિ તે નિદ્રાભાવના જાણવી. અંધતમભાવના તે નિદ્રા આવે ત્યારે કશો શ્રમ કર્યા વિના નિદ્રામાં બરલે છે અને જાગ્રતમાં પણ અમથો બડબડાટ વાચાળી કરે તે અંધતમભાવના જાણવી. અચેતભાવના તે ચરાચર, બ્રહ્માદિ, માનવસહિત કોઈએ પોતાનાં અંતની ખબર જોતું નથી તે અચેતભાવના જાણવી. ઉચાટભાવના તે કોઈ કાર્યનો આરંભ કરે પણ વચમાં વિઘ્ન આવી પડે ત્યારે ઉદાસી પ્રાપ્ત થાય તે ઉચાટભાવના જાણવી. અભાવભાવના કોઈ કોઈની સામે સ્નેહ બંધાય છે તે પછી કોઈક દિવસે એકમેકની પ્રીતિ નથી રહેતી પણ અચાનક તૂટક થઈ જાય તે અભાવભાવના જાણવી. મૌનભાવના તે વારંવાર બોલી બોલીને વચમાં

મૌન રહી જાય તે મૌનભાવના જાણવી. દશમી અસામર્થ્યભાવના તે અનેક પદાર્થથી કિંવા કામકાજમાં હાર ખાઈને રહે છે તે અસામર્થ્યભાવના જાણવી. આ પ્રકારે અચંતગણની દશ ભાવનાની ક્રિયા વર્તે છે તે કહી.

હવે ત્રણ ગુણ અને ત્રણ ગણ એ છ તત્ત્વની મુખ્ય કઈ કઈ ક્રિયા થાય છે તે કહું છું. જ્યારે રજોગુણ ઊપજે ત્યારે ઈંદ્રિયો દ્વારા પદાર્થને વિષે તે લેવા તથા ઝાલવાનો મોહ ઉત્પન્ન થાય છે. તમોગુણ તે સર્વ પદાર્થ ઉપર ક્રોધ થાય તે જાણવો. સત્ત્વગુણ તે દેહતત્ત્વોને વિષે શાંતિ તથા નમનતા (નમ્રતા) વર્તે તે સત્ત્વગુણ જાણવો. આ પ્રમાણે ત્રણ ગુણની ક્રિયા કહી. હવે ત્રણ ગણની પ્રવૃત્તિ અવસ્થાની સંધિને વિષ સૂક્ષ્મરૂપે થાય છે તે કહું છું. અચંતગણ તે પંચવિધ અવસ્થાની ક્રિયા થાય તે અવસ્થાઓ વારંવાર ઊપજે છે અને લય પામે છે અને તેની સ્થિતિ પણ થાય છે, તેમાં કઈ વેળાએ તે ઊપજે અને કઈ વેળાએ તે લીન પામે છે તે પ્રવૃત્તિ માલમ પડે નહિ તે અચંતગણને લીધે છે. સ્વાકાશગણ તે સર્વ શરીરને વિષે સંધિમાં રહ્યો છે, એથી કરી શરીરના સાંધા એકએકની સાથે અથડાવા છતાં ઘસાતા નથી તે સ્વાકાશગણને લીધે છે. અહંકારગણ તે પંચભૂત પોતપોતાને સ્વરૂપે ભિન્ન ભિન્ન રહે છે અને નિજકાંતિ પલટીને કોઈ કોઈના જેવાં થતાં નથી તે અહંકારગણને લીધે છે. આ પ્રકારે ખટ ગુણગણ તત્ત્વની ક્રિયા કહી.

હવે ચાર તત્ત્વકારણની ભિન્ન ભિન્ન ક્રિયા દેખાડું છું તે સાંભળો. આનંદતત્ત્વકારણ તે, જે નાનાવિધ વિષયાદિ વૈભવ પ્રાપ્ત થાય તે ભુક્તમાન કરતાં ઈંદ્રિયો તથા અંતઃકરણને વિષે જે આનંદ ઊપજે છે તે આનંદ તત્ત્વકારણ જાણવું. મહાતત્ત્વ-કારણ તે, દેહઅંતઃકરણને વિષે જે મહત્તાપણું રહ્યું છે તે જાણવું. પ્રકૃતિ-તત્ત્વ કારણ તે ઈંદ્રિયો, અંતઃકરણ, ગુણ, ગણ, પદાર્થ તથા સકલ તત્ત્વને કર્મને વિષે ચંચળ કરે છે તે જાણવું. ધનંજે-તત્ત્વકારણ તે કર્મ કરીને તેનાં ફળ ભુક્તમાન કરતાં જે આનંદ તથા સુખની પ્રાપ્તિ ઉપજે તે વિષયાદિ આનંદને મંદ પાડી દે છે. તે ધનંજેતત્ત્વકારણને લીધે છે એમ જાણવું. આ પ્રકારે ચતુર્તત્ત્વકારણની ક્રિયા જાણવી.

હવે અવ્યાકૃત અને નિરંજનના વિભાગની ક્રિયા સ્ત્રીપુરૂષ બંનેને વિષે ભિન્ન ભિન્ન રહેલી છે તે કહું છું જે સાંભળો. ચાર દેહસુધી એટલે કે સ્થૂલદેહથી મહાકારણ દેહ સુધી સ્ત્રીપુરૂષ બન્નેમાં સરખા ભાગ રહેલા છે, પણ પાંચમા દેહને વિષે જ બન્નેના દેહમાં

ભિન્નતા રહેલી છે; તે અધિકન્યૂન ભાગની ક્રિયા જે પ્રમાણે રહી છે. તે કહું છું. આઠ ભાગ નિરંજનના અને બે ભાગ અવ્યાકૃતના આ દશ ભાગે પુરૂષ-દેહ થયો છે; તે પૈકી આઠ ભાગમાંથી સાત ધાતુને વિષે સાત ભાગ મેળવ્યા, તેણે કરીને પુરૂષદેહ થયો અને બાકીનો એક ભાગ પિંગલા નાડીમાં મૂક્યો. એથી કરી આ નાડી પુરૂષરૂપ થઈ. હવે અવ્યાકૃતના બે ભાગમાંથી એક ભાગ ઈંગળા નાડીને વિષે મૂકયો, એથી કરી આ નાડી સ્ત્રીપુરૂષ થઈને રહી છે. બીજો એક ભાગ રહ્યો તેમાંથી અર્ધો આગ ઉપસ્થ ઈંદ્રીને વિષે તથા બાકીનો અર્ધો ભાગ નેત્રને વિષે મૂક્યો, એથી કરી સ્ત્રીનો ભોગ કરવાની તથા જોવાની ભાવના કરે છે. આ પ્રકારે દશ ભાગ મેળવીને પુરૂષશરીર રચ્યું છે. હવે સ્ત્રીના દેહની ક્રિયા કહું છું. આઠ ભાગ અવ્યાકૃતના અને બે ભાગ નિરંજનના આ દશ ભાગ મેળવીને સ્ત્રીનું શરીર નિર્માણ કર્યું છે. તેમાં અવ્યાકૃતના આઠ ભાગમાંથી સાત ભાગ સાત ધાતુમાં મેળવ્યા, તેણે કરી સ્ત્રીનું શરીર થયું. તેમાં તેની વામ નાડીમાં એક ભાગ મેળવ્યો, એથી એ નાડી સ્ત્રીરૂપ થઈને રહી છે. હવે બે ભાગ નિરંજનના તેમાંથી એક ભાગ પિંગળા નાડીમાં મેળવ્યો, આથી કરી આ નાડી પુરૂષરૂપ થઈને રહી છે. બાકી એક ભાગ રહ્યો તેમાંથી અર્ધો અર્ધો ભાગ નેત્ર અને ભગઈંદ્રીને વિષે મૂકયો, આથી કરી સ્ત્રીને પુરુષ ઉપર જોવાનો તથા ભોગ કરવાનો મોહ થાય છે. આ પ્રકારે અવ્યાકૃત અને નિરંજનના ભાગની ક્રિયા સ્ત્રીપુરૂષને વિષે થાય છે તે કહી. આ પ્રકારે ઈચ્છાવૃત્તિનાં બોતેર તત્ત્વોના ભાગની ક્રિયા લઘુદીર્ઘ ભાગ પ્રમાણે વર્તે છે તે કહી.

હવે પ્રકાશ બ્રહ્મવૃત્તિથી થયેલાં ત્રણ મહાતત્ત્વના વિભાગની ક્રિયા જે થાય છે તે કહું છું. અવિકાસ-મહાતત્ત્વ, વિકાસ-મહાતત્ત્વ અને કુંભસ્થ-મહાતત્ત્વ તે પૈકી અવિકાસ-મહાતત્ત્વ, તે પૂરક ઓહંગ પ્રણવ રૂપ હોઈ વિકાસ-મહાતત્ત્વ તે રેચક સોહંગ પ્રણવરૂપ છે અને કુંભસ્થ-મહાતત્ત્વ તે કુંભ પ્રણવરૂપ છે. આ ત્રણ મહાતત્ત્વની પ્રવૃત્તિ આ ત્રણ પ્રકારે જાણવી. આ ત્રણે મહાતત્ત્વને વિષે અવરનવર એક બીજાના વિભાગ પોખેલા છે, તેની ક્રિયા ભિન્ન ભિન્ન પ્રકારે દેખાડું છું તે સાંભળો. પ્રથમ લેવાતો શ્વાસ જે પૂરક તેને વિષે કુંભક અને રેચકનો ભાગ રહ્યો છે તે સાંભળો. રેચક પ્રણવનો ભાગ પૂરક પ્રણવના અગ્રભાગે રહ્યો છે અને કુંભક પૂરક પ્રણવમાં વ્યાપક રહ્યો છે. હવે રેચકનો જે ભાગ અગ્રભાગે રહ્યો છે તે આગળ આગળ વિકાસ કરતો જાય, તેમ તેમ પૂરક

પ્રણવ તેમાં વ્યાપક રહેલા કુંભકના વિભાગને લીધે પાછળ સ્થિર સ્થિર ચાલે. આ પ્રકારે પૂરકને વિષે રેચક તથા કુંભકના વિભાગની પ્રવૃત્તિ થાય છે તે કહી. હવે રેચક સોહંગ પ્રણવને વિષે અવિકાસ પૂરકનો ભાગ અગ્રભાગે રહ્યો છે અને કુંભકનો ભાગ સોહંગ પ્રણવમાં વ્યાપક થઈ રહ્યો છે, તેની પ્રવૃત્તિ કહું છું. સોહંગ પ્રણવમાં વ્યાપક થઈ રહેલા કુંભકના વિભાગને લીધે રેચકની પ્રવૃત્તિ સ્થિરપણે બહાર નીકળે છે. અવિકાસનો ભાગ રેચક સોહંગના અગ્રભાગે રહ્યો છે, એથી કરીને તે સોહંગ પ્રણવને પાછો ઉલટાવીને પૂરક ભણી વાળે છે પણ આગળ નીકળી જવા દેતો નથી. આ પ્રકારે રેચકને વિષે પૂરક તથા કુંભકના વિભાગ રહ્યા છે તેની ક્રિયા કહી. હવે કુંભકને વિષે પૂરક અને રેચકના ભાગ રહ્યા છે, તેની ક્રિયા કહું છું તે સાંભળો. કુંભકમાં અવિકાસનો ભાગ રહ્યો છે તે જે પૂરક પ્રણવ અંદર પ્રવેશ કરી કુંભક થાય તે કુંભકને રોધી એટલે અટકાવી રાખે છે અને વિકાસનો જે ભાગ રહ્યો છે તે કુંભક થાય તેને રેચક બહાર કાઢી નાખવાનુ કામ કરે છે. આ પ્રકારે ત્રણ પ્રણવરૂપ મહાતત્ત્વના વિભાગ એકબીજાને વિષે રહ્યા છે, તેની પ્રવૃત્તિની ક્રિયા થાય છે તે દેખાડી.

હવે સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ થયાં તેની ક્રિયા સર્વ તત્ત્વને વિષે આદિ અંત સુધી થાય, પણ મુખ્ય ત્રણ મહાતત્ત્વને વિષે વર્તે છે તે કહું છું. અનંગ-ચક્ષસત્ત્વ કુંભકમાં રહેલું છે, તે પૂરકને લે છે અને તેને રોકી રાખે છે. વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ પૂરકમાં રહેલું છે, તેનો વેપાર પૂરકને અંદર પ્રવેશ કરાવવાનો છે. કાળ-ચક્ષસત્ત્વ તો સોહંગ પ્રણવને બહાર કાઢીને તેનો સંહાર કરે છે. આ પ્રકાર ત્રણ ચક્ષસત્ત્વ પ્રણવને વિષે વર્તે છે તેની ક્રિયા કહી. કાળ-ચક્ષસત્ત્વનો એક વધુ ભાગ સોહંગને વિષે પોખેલો છે તે અંતકાળને વિષે ક્રિયા વધારે કરાવે છે. જ્યારે આ વધુ પોખેલા ભાગને લીધે કાળ-ચક્ષસત્ત્વની ક્રિયા વૃદ્ધિ પામે, ત્યારે કુંભક ધીમે ધીમે કમી થતો જાય અને પૂરકની શક્તિ પણ કમતી થાય. આમ આ બન્નેની ક્રિયા શક્તિ સિવાયની નિર્બળ થઈ જાય, ત્યારે રેચક વિશેષ ચાલે, તે સમયે કાળ-ચક્ષસત્ત્વનો ભાગ જે વધારે પોખાયેલો છે તે પ્રણવને એકદંડિયો કરીને નાશ પમાડે છે. હવે ચક્ષસત્ત્વની એક બીજા પ્રકારની પ્રવૃત્તિ થાય છે તે કહું છું. વર્ગજ્ઞાન તે વિષય, પદાર્થ, દૃષ્ટિ તથા કર્મના ભિન્ન ભિન્ન વિકાર ઉપજે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું; તેમજ અનંગ તે, નાના પ્રકારનાં કામકાજ તથા સત્ત્વોને વિષે

કામના ઊપજીને કામાતુર થાય તે અનંગચક્ષસત્ત્વને લીધે છે એમ જાણવું. કાળચક્ષસત્ત્વ તે, કામના ઊપજીને જે જે કર્મ કરે તે તે કામ તથા કર્મનો સંહાર કરતું જાય અને પ્રણવ-સમેત અખિલ તત્ત્વ તથા ક્રિયાનો સંહાર કરી નાખે. આ પ્રકારે ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા કહી. આ સર્વ તત્ત્વની જે ક્રિયા કહી તે અંશની ભાવનાએ કરીને થતી હોઈ તે આદિથી મધ્ય અને અંત સુધી પરમ યથાર્થ જેમ છે તેમ દેખાડી દીધી. અંશ આવ્યા સિવાય ક્રિયાવૃત્તિ ચેતન થાય નહિ અને ક્રિયાવૃત્તિના વેગ સિવાય પ્રવૃત્તિ થતી નથી, એ કારણને લીધે અંશ આવ્યા પછી જે તત્ત્વની જેવી ક્રિયા દેહધારી સ્ત્રીપુરૂષને વિષે વર્તે છે. તેની તે સાધારણ પ્રવૃત્તિ કહી. આ સર્વ ક્રિયાવૃત્તિ એ વિભાગની મેળવણી કરીને પરંપરા ચલાવે છે. હવે સજીવનવૃત્તિ સર્વદા તત્ત્વાદિ કર્મને માપ પ્રમાણે સામાન્ય ભાવે પમાડીને વહીવટ કરાવે છે; પણ અંશની વૃત્તિનો ચેતનગતિરૂપ જે સજાણ ભાસ તે જે સમયે ક્રિયાવૃત્તિ ઉપર પડે છે, ત્યારે તે ચક્ષસત્ત્વને ચેતાવે એટલે તેની ક્રિયા વર્તે. આ ચક્ષસત્ત્વ ત્રણ મહાતત્ત્વની ક્રિયા તથા સર્વ તત્ત્વભાગની પ્રવૃત્તિ કરાવે છે. આ પ્રકારે મૂળ ક્રિયા હોઈ સર્વ તત્ત્વોની નાના પ્રકારની પ્રવૃત્તિ જે થાય છે તે ભિન્ન ભિન્ન પ્રકારે સંત, સજ્જન અધિકારી આતુર હોય તેને કહી.

❀ ❀ ❀

# વિશેષ અંશની ગતિ જે બ્રહ્મ તેના પર અંતે કૈવલદેશ

## પ્રકરણ : ૮

ઉપર પ્રમાણે ક્રિયાવૃત્તિ નિર્માણ કરીને કર્તારે ચરાચર રચના દેવની આદ્ય લઈ બ્રહ્માંડ સુધીની કરીને ભિન્ન ભિન્ન પ્રકારનો અસંખ્ય જાતનો ખેલ કર્યો છે. આ પ્રમાણે ખેલ કરેલો છે છતાં તેને વેદાંતના બ્રહ્મજ્ઞાનીઓ જોતા નથી. અને એમ કહે છે કે સર્વ તો નિર્ગુણને વિષે ભ્રાન્તિ છે, કારણ કે વસ્તુરૂપ મુદ્દો એક હોઈ અદ્વિતીય છે. આ અદ્વૈતની પ્રતીતિ જ્યારે આપણને થાય ત્યાર પછી કર્તવ્ય શું કરવું છે ? આ પ્રમાણે અકર્તાત્મભાવના

અંતરમાં રાખીને નિશ્ચયપણે 'અહં બ્રહ્માસ્મિ, આપણે અદ્વૈત એક જ છીએ' એમ કહે છે. વળી વધુમાં કહે છે કે દેહને વિષે જે જે ક્રિયા થાય તે સહેજ સ્વભાવે થાય છે. એ વિષે દૃષ્ટાંત સમેત બોલીને તે કહે છે તે હું કહું છું. જેમ, કોઈ એક પુરૂષ કંઈક કામ ધારીને કે કોઈને મળવા સારું બજારમાં જતો હતો. તે રસ્તે જતાં જતાં મનમાં કંઈક સંકલ્પ થતાં વિચારમાં પડ્યો, એટલે જેને મળવું હતું તેનું ઘર પાછળ રહી ગયું અને એ પુરુષ પોતાના નાદમાં આગળ ગયો અને ધારેલું કામ વિસરી ગયો. હવે આ પુરૂષ ઘર ભૂલીને આગળ ગયો, તેને આ પ્રવૃત્તિ સહેજ સ્વભાવે થઈ એવું કહે છે. આ પ્રમાણે અકર્તાભાવનું દૃષ્ટાંત વદે છે. આ પ્રકારે સહેજે જેટલાં કર્મ થઈ આવે તે સર્વ તે પુરુષ કરતો નથી. એમ જાણવું એવું બ્રહ્મજ્ઞાનીઓ કહે છે. આ વિષયમાં સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે બ્રહ્મજ્ઞાનીઓ આમ બોલે છે તે સર્વ બોલ બાહ્ય દૃષ્ટિની જ પ્રતીતિએ બોલે છે. તેમને તત્ત્વભાગની ક્રિયા કયાંથી અને કેવી નીતિએ વર્તે છે તે વિષેનો ભેદ અણુમાત્ર માલમ નથી. જે અંશની ભાવનાએ સર્વ તત્ત્વોના વિભાગની બહુવિધ પ્રવૃત્તિ થાય છે, તે અંશ પોતાના સંકલ્પે કરીને તત્ત્વોને વર્તાવે તેવાં જ જડ તત્ત્વો વર્ત્યાં જાય છે. મૂળ આદ્ય સકર્તાને વિષે પણ તેમજ હોઈ તેમણે સત્ય સંકલ્પ વડે કરીને તત્ત્વો તથા અંશ ઉપજાવી અનંત ભાતની રચના કરી છે. આ પ્રકારે કારણરૂપ કર્તા અને તેમના કાર્યરૂપ અંશ, એ બન્ને કર્તા જ કહેવાય. પણ તે પોતપોતાના સામર્થ્ય પ્રમાણે કર્તા છે. એક તો રચના કરીને કર્તા કહેવાયા અને અંશ તો નિર્માણ કરેલામાં વર્તે તે પણ કર્તા છે, પણ નિજકર્તા સર્વજ્ઞ છે અને કર્તારૂપ અંશ તો અલ્પજ્ઞ છે. આ પ્રકારે બન્ને સજાતિ હોઈ કર્તવ્યપક્ષે સામર્થ્ય આદિથી છે જ. હવે પાછળ આપેલા દૃષ્ટાંત વિષે કહું છું. જે ઘર ભૂલીને આગળ ગયો તેને વિષે સહેજભાવ કહ્યો, પણ નિજકર્તાનું કૃત જાણવામાં ન આવ્યું; કારણ કે સઘળાં તત્ત્વોનું વર્તન અંશ વડે થાય છે તે, અહો ! પ્રત્યક્ષ હોવા છતાં જ્યાં માલમ ન પડ્યું, ત્યાં પરોક્ષ સકર્તા અને તેના કરેલા ખેલને કેમ કરીને જાણે ! તેમને તે જણાય તેમ નથી, કારણ કે વિસર્જનપણા વડે ભ્રાન્તિ થઈ અને કામ્ય કર્મના સ્વાદમાં તથા તત્ત્વરુચિમાં બંધાઈ ગયા તેને અનંતકાળ વીતી ગયા, પણ દૃષ્ટિને ઉલટી કરીને કોઈ નીરખતું નથી. અરે ! ક્યાંથી નીરખે ! સર્વ ચરાચર જે કંઈ ભાસે છે તેને ભ્રાન્તિરૂપ માનીને બેઠા છે. આવા અનુભવરૂપ ભોજન કરનારા હોય તેમને અતિ અવિવેકી

જાણવા. હવે આ પ્રકારના બ્રહ્મજ્ઞાની જીવો તે પરમેશ્વરને કેવા મળેલા જાણવા તે વિષે દૃષ્ટાંત આપીને કહું છું તે ધ્યાન દઈને સાંભળો. કોઈ એક કુળવંત ચતુર નારી હતી. તેનું લગ્ન પોતાની જાતમાં એક મૂઢ પુરુષ સાથે માબાપે કર્યું. તે પુરુષ આ સ્ત્રીની ચતુરતાં જાણતો નહિ. તે સ્ત્રી પોતાના પિયરથી સાસરે આવી તે દિવસે તેનો વર ખેતરમાં ખેતીનું કામ કરવા સારુ ગયો હતો. આ બાઈ પોતાના પિયરથી પોતાની સાથે સામાન લાવી હતી, તેમાંથી સેવો ઓસાવીને દૂધખાંડ સહિત વાડકો ભરીને બીજા પદાર્થ પાપડ વગેરે મૂકીને પતિ આવ્યો ત્યારે તેને સ્નાન કરાવીને તેના આગળ તૈયાર કરેલું ભાણું મૂક્યું; પણ આ પુરુષ તો કશાય પદાર્થના સ્વાદને જાણે નહિ. તે પ્રથમ સેવો ખાવા લાગ્યો ત્યારે ખાતાં ખાતાં છેલ્લે વારે કહેવા લાગ્યો કે આ ક્યા સમડાની સમડીઓ લાવી છે ! તારા પિયરમાં એવો સમડો છે કે શું ? તેનું બીજ મંગાવજે એટલે આપણા ખેતરમાં ઉછેરીશું. આવા સમડા આપણે ત્યાં થતા નથી. તે પુરુષનું આવું વચન સાંભળીને કુળવંત સ્ત્રી કહે છે કે, હે સ્વામી ! આ સમડાની સમડીઓ રાંધી નથી. એ તો સેવો છે. હું તે લાવી છું. તે ખાંડ દૂધ વગેરેમાં ભેળવીને મૂકી છે. આ સાંભળીને તે પુરુષ કહે છે કે, હે રાંડ ! મને પહેલાં કહ્યું હોત તો હું સ્વાદે ખાત ને ! આ જે દૃષ્ટાંત કહ્યું એ પ્રકારના જેટલા બ્રહ્મજ્ઞાની પુરુષો છે તે 'અહં બ્રહ્મ' ભાવે સહેજ દશાને શ્રેષ્ઠ માની પોતે પણ તેની ઢબ રાખીને જગતમાં વિચરે છે, પણ છેકછેવટ પદના અજાણ્યા હોઈ તેમને કર્તાના કૃતની ચતુરાઈની કિંમત તથા તત્ત્વોનું ઓળખાણ પણ લેશમાત્ર નથી. જે કર્તારે અમૂલ્ય સામગ્રી ઉપજાવીને તત્ત્વરચના કરી, તે સર્જનહાર અને તેની અલૌકિક પોષણકળાની ક્રિયા આદિથી અંત સુધી તેમના કળ્યામાં આવી નહિ; કારણ કે સર્વ જીવ દૃષ્ટ પદાર્થ તથા તત્ત્વોની ઉપાસના કરવામાં પોતે પોતાના સ્વરૂપને તેમજ નિજકર્તાને ભૂલી ગયા. પોતે 'અહં બ્રહ્મ' નથી, પરંતુ કુંભ-વ્યવસ્થાનો પટ પામીને અભાવ ભાવનાની પ્રવૃત્તિ વિશેષ ચલાવી, એથી જ તેઓ તેમાં ગુંચવાઈ ગયા; પણ આ પદાર્થોનો કર્તા કોણ તે જાણીને તેનું કોઈ ભજન કરતું નથી. પોતાનું નિજરૂપ જે અંશ તેની સજાતિ મેળવીને વિવેક કરતા નથી, પણ તત્ત્વના યજનભજનની પ્રવૃત્તિમાં પડયા; એથી કરીને સર્વને વિસર્જનપણું થઈ ગયું, હવે નિજકર્તાના ભજનને વિષે કયા પ્રકારે સકલ તત્ત્વભાગ લગાડવા તથા કયા પ્રકારે પદાર્થની ક્રિયા અંગોઅંગ પહોંચે ? પરમ વિવેક પૂર્વક પરમગુરુ કહે છે કે, હે

શ્રોતા ! તીવ્ર વૈરાગનો અદ્‌ભુત દેશ જે અભંગ છે તેનો માર્ગ દેખાવાની ઉત્તમ પ્રકારની પ્રતીતિ આગળ આવતા નવમા પ્રકરણને વિષે કહીશ. હવે પૂર્વે આદિ નિરંજન તથા સર્વ ઈશ્વર, શનકાદિક સમેત અખિલ તત્ત્વ પ્રવૃત્તિનો વિચાર કરી જાણતા હતા. જ્યાં સુધી વિસર્જનપણું હતું નહિ ત્યાં સુધી જે કાળે જેવું જોઈએ તેવી જાુક્તિ કરીને વિભાગક્રિયા કરતા હતા, પરંતુ તેમને કેટલાક તત્ત્વવિભાગની ક્રિયા કળ્યામાં આવી શકી નહિ. પંચદેહને વિષે જે વખતે જે તત્ત્વની ક્રિયા થઈ જાય તેની પ્રવૃત્તિ પૂર્ણપણે તેમને જડી નહિ; એથી તત્ત્વને, સ્વસ્વરૂપને તથા પોતાના કર્તાને પણ વિસરી ગયા. તે ક્રિયા કયા પ્રકારને લીધે જણાઈ નહિ ? વળી દેહને વિષે સકર્તાનો ચૈતન્ય સજાણ અંશ હતો છતાં તેના કળ્યામાં કેમ ના આવ્યો ? હવે તે વિષેનો ઉત્તર કહું છું. જેમ કળની ઘડિયાળ સંચ ભરેલી છે તથા આગગાડીના ઈજિનના સંચ બહુ પ્રકારના કરેલા છે, તે કળ ફેરવે અને કૂંચી આપે એટલે સૂક્ષ્મદીર્ઘ કળો ફરવાની ક્રિયા ચાલતી થાય છે; તથાપિ ઘડિયાળ કે ઈજિન જેણે કર્યું હોય, તેને તેની કળાનું જ્ઞાન હોય છે અને તે બીજા જેને દેખાડી હોય તે જાણે. આ પ્રકારે અને આજ ન્યાયે ક્રિયાસહિત તત્ત્વભાગ પોખનાર તો પોતે નિજપતિ છે અને અંશોને તેની અંદર વસાવ્યા છે, તેમાં કળરૂપ કૂચી એજ અંશની સજાણ ચૈતન્યદષ્ટિ જાણવી. આ સજાણ ચૈતન્યદષ્ટિ વડે પંચદેહના સર્વ ભાગની ક્રિયા થાય છે, પણ કઈ કળા ચેતન થઈને શું ક્રિયા થાય છે તે માલમ પડે નહિ. હવે આ વિષયમાં કેટલાક પરમવિશેષ અંશને કર્તારે તત્ત્વભાગની ક્રિયા સમેત કળ દેખાડી છે. આ પરમવિશેષ અંશો સામાન્ય તથા વિશેષ અંશોથી મોટા હોઈ તેમને પ્રથમ ઊપજાવીને તેમના આગળ સૃષ્ટિની રચના કરી  અને તેમને કૃતની ગતિની સમજણ પાડી છે; એ કારણને લીધે એ મોટા અંશો જાણે છે. બીજા આ બાજુના લઘુદીર્ઘ અંશો તેમના પછી કરેલા હોઈ તે જીવોને પરમવિશેષ પાટવી અંશ પોખેલા તત્ત્વની ક્રિયા સમેત તેનો વિવેક દેખાડે ત્યારે જ આ લઘુદીર્ઘ અંશોને તે જણાય. એટલા જ માટે તેમને તેનો અનુભવ જણાવવા સારુ તત્ત્વની સાધારણ ક્રિયા સર્વજ્ઞ પરમગુરૂએ નિરૂપણ કરી છે. હવે કયા સમયે કેવું વર્તવું તે જાણ્યા સિવાય અધિકન્યૂન તત્ત્વપ્રવૃત્તિ કર્યા જતા હોઈ લઘુદીર્ઘ જીવો સાધારણ ભાવે વર્તે છે, એથી જ સારાંનરસાં કર્મ થયાં જાય છે; તેથી કરીને આદ્યથી અંત સુધી પરમપદ જાણીને પામવાનું મહામુશ્કેલ હોઈ અપ્રાપ્ત છે એટલે મળે એવું નથી. એટલા જ વાસ્તે વૈરાગ,

જ્ઞાન અને ભક્તિ તથા પોતાનું સ્વરૂપ તેમજ નિજકર્તાને જાણીને આરાધના કરવા સારુ ઊલટસૂલટ તત્ત્વભાગ સહિત ઊલટસૂલટ સર્વ પ્રવૃત્તિ નિજ પરમગુરુ કહે છે તે, હે ઉત્તમ અધિકારી સંત સજ્જનો ! પોતાની વૃત્તિ સાવધાન રાખીને સાંભળજો. જેની પ્રવૃત્તિ વડે આપનું આપ જે નિજસ્વરૂપ અને દિવ્ય કૈવલકર્તાર જે રૂપઅરૂપ તત્ત્વથી અલગ આપણો બાપ તે જાણવામાં આવે એટલા માટે તે શ્રીમંત પરમગુરૂ શ્રીકરૂણાસાગર ભગવાનની કૃપાદૃષ્ટિ વડે તાદૃશ થાય એટલે જેમ છે તેમ જણાય અને કર્તારે જેટલા તત્ત્વભાગ આપણને આપ્યા છે તે પણ ત્યારે જ કામમાં આવેલા જણાય; કારણ કે કર્તારે સકલ તત્ત્વ કરેલાં છે તે પ્રપંચમાં તેમજ પરમાર્થમાં આવે એટલા સારુ જ કર્યાં છે.

❀ ❀ ❀

# ઈચ્છાવૃત્તિ આદિ નિજઅંશલક્ષણા તથા સત્‌કૈવલનું પરમ યજન પરમાર્થ સાધન ઊલટક્રિયા નિરૂપણ.

## પ્રકરણ : ૯

## રજોગુણની દશ આકાંક્ષાની ઊલટક્રિયા

### ઉપપ્રકરણ : ૧

શ્રીમંત પરમગુરૂ શ્રીકરૂણાસાગર ભગવાન આતુર નરનારી શ્રોતાજન તથા સંત પ્રત્યે તત્ત્વભાગની ઊલટક્રિયાનું નિરૂપણ કરે છે તે સાંભળો. આ પ્રકરણ સાંભળતામાં પરમાર્થ પ્રાપ્ત થાય એવા જ પ્રકારની પ્રવૃત્તિ કરવાનો ભાવ ઊપજે, એટલા માટે સાવધાન થઈ શ્રવણ કરજો. એથી કરી આ માર્ગે જતાં અંશને આદિ નિજ કૈવલપતિના બોધલક્ષ વડે પ્રત્યક્ષ દર્શન જેવી અનુમાન ભેટ થશે.

હવે રજોગુણની દશ આકાંક્ષાઓની ક્રિયા ઈંદ્રિયોને વિષે જે થાય છે તેની સાધારણ પ્રવૃત્તિ દેખાડી છે. હવે એ જ પ્રવૃત્તિ વડે પોતાના સ્વરૂપનું અને પતિનું જ્ઞાન પ્રાપ્ત થાય એવી ક્રિયા કહું છું તે સાંભળો. પ્રથમ કાને શબ્દ ઘણા પ્રકારના સાંભળીએ છીએ અને તે જ પ્રકારે વહેવારમાં સર્વ જંતુ આચરણ કરે છે. જે શબ્દ સાંભળવાથી પોતાનો લાગ નિદાન નિજપદ કર્તાને વિષે પહાંચે તેવાં જે વચન હોય તેના વિષે સદાકાળ અંતઃકરણની યોજના કરવી. શ્રોતાએ ત્યારે શું શ્રવણ કરવું ? સત્ય શાસ્ત્રવિચાર શ્રવણ કરવા સારુ અત્યંત અક્ષય પ્રીતિ રાખીને સાંભળવું અને એ વચન સિવાય જે અકારણ હોય તેનો મનથી ત્યાગ કરીને કાને પણ શ્રવણ કરવું નહિ. વળી સદ્‌ગુરુ ઉપાસના તથા ધર્મનીતિ રાખવી અને એ કર્મને વિષે નિષ્ઠા પણ બહુ રાખવી તેમજ વર્ણાશ્રમની જુક્તિ અને પ્રીતિ વડે તેનું સેવન કરવું. પતિપ્રાપ્તિ માટે દેહની આદિથી અંત સુધી જીવને જે જે કર્મ કરવાનાં તે વારંવાર શ્રવણ કરે તો જ કળ્યામાં આવે. આ પ્રમાણે શ્રવણ કર્યા વિના ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને નિર્વાણપદ પામવાની પ્રતીતિ જણાય નહિ અને એ પ્રતીતિ જાણ્યા વિના વૃત્તિનું સજાણ નિશાન પહોંચે નહિ; કારણ કે અંશ સ્વયં પોતે જે છે તેની પોતાની નિજ બાહ્યદૃષ્ટિ જે છે તે જ્યાં સુધી નિજકર્તાના સનાતનપદને વિષે ના પહોંચે, ત્યાં સુધી જે જે ભજનસ્મરણ કરીએ તે તે ઓરલા પદાર્થના અનુરાગનું થાય માટે પરમગુરૂનાં અગાધ સત્ય બોધવચનો જે દિવ્ય બોધરૂપ છે તે જ ત્રિવિધ અર્થવાળાં પ્રસિદ્ધ બોધવચનો પ્રત્યક્ષ અનુમાનપૂર્વક શ્રવણ કરજો. ત્રિવિધ અર્થ એટલે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ હોઈ જે વચનનાં નિજ અદ્વૈત સકર્તાપતિ કળ્યામાં આવે, તે ત્રિવિધાર્થવચન છે તે શ્રવણ કરવાં; જેથી અંતરવ્રેહ હેતુએ (અંતરના વિરહવાળા હેતુએ) પતિવ્રતાની ભાવના સરખો એક કર્તાને વિષે જે અતિશય પ્રેમ રાખવો. આ પ્રકારે વચન શ્રવણ કરવાનો પ્રતાપ અદ્‌ભુત હોય અમાપ છે. તેના યોગ વડે પરમપદ સુલભ થાય અને આતુર જન હોય તેને તો પ્રગટ પ્રાપ્તિ માલમ પડે.

હવે નાસિકાદ્વારે નાના પ્રકારે પુષ્પાદિકની સુગંધ ગ્રહણ કરીએ છીએ. તે પદાર્થની સુગંધ લેવાની ભાવના જ્યારે નિજ અંતરમા થાય, ત્યારે સંત પરમગુરૂભોગમૂર્તિને ભક્તિપ્રેમ વડે જે સુગંધી પુષ્પાદિક સમર્પણ કરેલું હોય તેની ઉત્તરપૂજા થયા પછી તેની પ્રસાદી જે શરીરે સ્પર્શેલું છે તે માથે ધારણ કરીને પછી તેનું સેવન કરવું. દાખલા તરીકે

વિષયી જીવ નરનારી પુષ્પાદિ સુગંધનો વિલાસ કરે છે, તે પ્રકારે પરમગુરૂના ચરણારવિંદ ઉપર પુષ્પાદિ સુગંધનો વિલાસ કરવો અને તે જેમ ભ્રમર કમળની સુગંધ લે છે તે પ્રકારે વિરહભાવે પરમગુરૂના ચરણકમળની સુગંધ ગ્રહણ કરવી. આ પ્રકારના ભક્તિપ્રેમ વડે પ્રસાદ પ્રાપ્ત થાય. આ પ્રસાદ તે નિજસ્વરૂપ તથા સકર્તા હોઈ તે અનાદિ પદરૂપ અમોઘ પરમપદાર્થની સુગંધ પામીએ, એટલે પછી તેને કર્તાનું ચરાચર વ્યયરૂપ સકલ કૃત સુગંધરૂપજ જણાય. જે આ પ્રકારે અનુભવદ્વારે ઉપાસનાની સુગંધ લેશે અને સઘળું કૃત સુગંધરૂપ જોવામાં આવશે, ત્યારે તેને દુર્ગંધ નજરે આવશે નહિ.

હવે નેત્રે કરીને નિરીક્ષણ કરવાને સર્વ જીવ પ્રવૃત્ત થાય છે, તેમાં કોઈ કામની ઈચ્છાએ કરીને તો કોઈ સહેજ સ્વભાવે અંતર્બાહ્ય દૃષ્ટિએ સ્ત્રીપુરુષો સર્વ જુએ છે; પરંતુ વિષયભાવબુદ્ધિનું જે જોવાનું તેનો ત્યાગ કરીને જોવું. વળી તત્ત્વપ્રવૃત્તિ સમૂળ જોઈને તેમાં જે જે વિષયાદિ ક્રિયાવિભાગ વર્તે છે તે તે વિષયાદિ ક્રિયાનો વિભાગ ત્યાગ કરાવીને તેને પરમાર્થને વિષે લગાડવા. પછી આ બન્ને વિભાગ એકઠા કરીને અંતરભાવવૃત્તિ પાસે લાવીને પદાર્થ ઉપરની ભાવના પોતે સમેટી લેતાં પછી તે દૃષ્ટિ જે શેષ રહે છે તે આપનાઆપ અંશની પોતાની બાહ્યદૃષ્ટિ જાણવી. આ બાહ્યદૃષ્ટિ તે સજાણ નયન હોઈ તે પરમ અલૌકિક પોતાને (અંશસ્વરૂપને) દેખાડવા લાગે. વળી આ જ દૃષ્ટિએ સકર્તાને પણ દેખીને ઓળખવાના છે; માટે દિવ્ય નિજરૂપ પોતે અને તેના પતિ એ બન્નેનું વિલોકન કરવું એ જ નિરીક્ષણપણું હોઈ તે અતિ ઉત્તમ અભ્યાસે પ્રેમસહિત કરવું. અહો ! હે અંશ ! તમે સદ્‌ગુરુલક્ષ વડે ઊલટીને દેખશો, તો સનાતન પ્રભુ દેખવામાં આવશે; એટલા સારુ પરમગુરૂ શ્રીમંત કરુણાસાગર ભગવાનનું રૂપ (સોહંગસ્વરૂપ) અખંડ ગતિરૂપ જોતા રહેવું. સંત તે મહાન સમર્થ પરમગુરૂ હોઈ તેમની દેહાંતર (તેમના સોહંગરૂપ મૂળ ખરા સ્વરૂપની) પરમ આકૃતિ પ્રથમ અતિ ઉલ્લાસે જોવી, એથી કરી પૂર્વે એટલે આગળ જોવાનું જે નિરૂપણ કરી ગયા છીએ તે પુષ્ટિ પામશે. અહો ! હે અંશ ! સકલ તત્ત્વોની ક્રિયાસહિત સ્વરૂપ જાણીને જોવાનું મળે તે મહા અદ્‌ભુત હોઈ અપૂર્વ જાણજો. આ પ્રકારે જોયા સિવાય પદાર્થ અને પરમપદ જોવામાં આવશે નહિ. હવે આ પદાર્થ બે પ્રકારના છે, તેમાં એક તો તત્ત્વ અંશ સમેત સકલ કૃત જાણવું અને બીજું તે સ્વજાણસ્વરૂપ ખુદ કેવલકર્તાનું જે અનાદિ ભાસક (ભાસ કરનાર), આ ઉભય પદાર્થ જોયા વિના તો તોલમૂલનું પ્રમાણ

કંઈ પણ જણાય નહિં, વળી અવધિ અને અવધિ રહિત સીમા આદિ મધ્યાંત જાણવામાં આવે નહિ; તે માટે પરમભેદ લક્ષ અને આદર રાખી સર્વ નરનારી જીવ જોજો, જે જોયાના પ્રતાપથી જીવનું અનંત કલ્પનું કાર્ય સરશે. હવે પ્રથમ તો ચરાચર વિરાટ, દેવ અને સામાન્ય વિશેષ અંશની આદ્ય લઈ કૃતમાત્ર જોવું. પછી આ કૃતના પરમ કર્તા વિષે ગમ લઈને તે ગતિ જોવી. હવે આ ઉપરાંત વેદ, શ્રુતિ અને સ્મૃતિ વિષે પ્રમાણયુક્ત જોવાનું કંઈ પણ રહેતું નથી. આ પ્રકારે શ્વસંવેદગતિનું જોવાનું દર્શાવ્યું. જેણે આ પ્રકારે જોયું, તેનું અનંત કલ્પનું કાર્ય સર્યું. જે કર્તા સાથે વિયોગ હતો તેની સાથે સંયોગ થઈને અક્ષયપદ મળ્યું. અહો ! હે અંશ ! આપણે તો દગ-નેત્રરૂપ છીએ અને આપણા કર્તા કેવલ તે પણ દિવ્ય દગસ્વરૂપે જ છે, તે માટે એક એકને જોઈએ તો જોવાનું બહુ સુલભ થશે. દિવ્ય દેહરૂપ દગઆકૃતિ જેની છે તે પરમ અવ્યય વ્યક્તિ હોઈ પોતે સ્વજાણ, સર્વજ્ઞ, અખંડવિભૂતિરૂપ, અમર અને અચળ છે; વળી અંશનું અને નિજકર્તા પ્રભુનું એક એકને જોવાનું સંચિતક અતિ સચેતન હોઈ પરમ સુરેખ છે; તે વિષેની આ પ્રતીતિ કહી. એથી કરી વિવેકપૂર્વક જણાય છે. તેમાં અંશની દૃષ્ટિ વડે તત્ત્વનું વર્તમાન થાય છે અને કેવલકર્તાને જોયે કરીને અંશ સચેત થાય છે. જેમ સૂર્યના ભાસ વડે નેત્રના તેજને પુષ્ટિ મળવાથી પદાર્થ દેખીએ છીએ તે સિવાય જોઈ શકતા નથી; પણ સૂર્ય કંઈ નેત્રની પુષ્ટિએ સર્વને દેખતો નથી. તે તો સ્વયં પ્રકાશક છે. તેનું કામ તો જીવને નેત્રે પદાર્થ દેખવા સારું પડે છે. આ પ્રકારે અલ્પજ્ઞ અને સર્વજ્ઞ નીરખવાનું દેખાડી દીધું. આ પ્રકારે જોઈને પરમ પુરાતન પ્રભુ અચળ છે તેનું જ તમે યજન કરજો.

હવે ક્ષુધાપિપાસા-આકાંક્ષા તે અન્નમયકોષરૂપ સર્વ દેહનું પાલન કરવા મુખે કરી ખટરસ પદાર્થ ખાવાપીવા તે છે. હવે આ ખટરસ તે કયા કયા તે કહું છું. એક તો મધની આદ્ય લઈ જિહ્વાએ ચાટીને ખાઈએ તે લેહ્ય (અવલેહ, ચાટણ) નામનો રસ જાણવો. બીજો પેય નામે રસ તે દૂધ, રસની આદ્ય લઈને ગટગટ પી જવાય તે જાણવો. ત્રીજો ચોખરસ તે આમ્રફળ. મીઠાં લીંબું આદિ ચૂસી લઈને કૂચો થુંકી નાખીએ તે. ચોથો ખાદ્યરસ તે જામફળ આદિ ફળ તથા બદામ, પીસ્તાં, સાકર વગેરે ખાઈએ તે ખાદ્ય નામે રસ જાણવો. પાંચમો અન્નભોજ્ય નામે રસ તે ક્ષીર, ભાતની આદ્ય લઈ ખાઈએ તે. છઠ્ઠો ભક્ષ્ય નામે રસ તે રોટલી; પોળી (પૂરણપોળી) અને પકવાન ખાઈએ તે, દેહના ખટરસ

ભરણપોષણને સારું પ્રવૃત્તિ કરીએ છીએ, તે નર્યા દેહને સારુ જ પ્રયત્ન કરીને ભોગ લેવો નહિ. આ સાંભળી કોઈ શ્રોતા કહે કે, ત્યારે કેમ કરીએ ! તે સિવાય તો દેહનો નિર્વાહ ચાલે નહિ ! હવે તે વિષે કહું છું તે સાંભળો. આપણને જે જે પદાર્થ, ફળ, રસ આદિ આવી મળે, તે સંત પ્રત્યક્ષ અવતારમૂર્તિ પ્રતિમાદિકને પ્રથમ સમર્પણ કરવું. પછી શેષ ઉચ્છિષ્ટ તે મુખમાં ઘાલીને સ્પર્શેલું હોય તે અથવા નજરે દેખાડેલું હોય તે અથવા કાને સંભળાવેલું હોય, તેનું સેવન પ્રીતિપૂર્વક નિયમ અને નિષ્ઠા રાખીને અલમસ્ત ન થવાય એવી રીતે ખાવું. પછી આ પ્રસાદ-રસના પ્રતાપ વડે તત્ત્વભાગનાં મુખ વિકાસ પામીને પોતાના પતિ ભણી ભક્ષણ કરવા સારુ દોડશે. દગરૂપ અંશનું દૃષ્ટિરૂપ મુખ છે. તે અંતર્‌બાહ્ય દૃષ્ટિ તે જ તેની ત્વચા હોઈ નિષ્કલંક છે એમ જાણવું. રૂપઅરૂપથી રહિત, અલૌકિક, દિવ્ય દેહરૂપ પતિના સ્વરૂપની સન્મુખ સકલ તત્ત્વનાં મુખ ચોતરફથી એકઠાં થાય, તે ત્યારે જ થાય કે જ્યારે આપણે પોતે નિર્મળ પ્રતીતિએ કરીએ ત્યારે થાય. આમ થાય ત્યાર પછી એકમુખી ક્રિયા સુલભ થવા માંડે છે. હવે તે અંશની દૃષ્ટિનું ખાવુંપીવું તે શું હશે ? આ અંશની દૃષ્ટિનું ખાનપાન તે સકર્તાનું પરમપદ ભુક્તમાન કરે તે છે. જેમ, કોઈ પતિવ્રતા સ્ત્રી હોય તે કાયા, મન, જીવ, પ્રાણસમેત પોતાના મુખનો યોગ પતિ સાથે મેળવે છે, તેમ તેજ પ્રકારે અંશનું મુખ જે સજાણદૃષ્ટિરૂપ તે કર્તા ભણી સન્મુખ થાય એટલું ક્ષુધાતૃષાનું મહા અદ્‌ભુત ફળ પ્રાપ્ત થાય, પણ જે જે ખાનપાનના પદાર્થ આવી મળે તે તે સમર્પણ કરીને ભુક્તમાન કરજો. આ પ્રકારે સર્વજ્ઞ પરમગુરૂ ઉપાસનાએ નિજદૃષ્ટિરૂપ મુખનો સનાતનને વિષે સંયોગ કરવો તે તો જે પ્રકારે વ્રેહેવંતી કામિની પુરુષની સાથે અનુસરે છે તે પ્રકારે પોતે જ અર્પણ થાય ત્યારે જ એ સંયોગ થાય.

હવે ઉચ્ચાર-આકાંક્ષા તે રસનાએ કરીને નાનાવિધ વચનનો સારો નરસો ઉચ્ચાર થતો હોઈ સાચું જૂઠું બોલવાની પ્રવૃત્તિ ચાલે છે; તેમાં જે વૃથા બોલવું હોય તે તેની ગમ જોઈને ત્યાગ કરવું અને આપણા કાર્યનું સત્ય હોય તેટલું જ બોલવું. અકારણ વચન બોલવા વિષે ભાવના ધરવી નહિ. હવે મન અને પ્રણવના યોગ વડે ઉચ્ચાર થાય, પણ તે પોતે અંશ પોતાની ઈચ્છાએ શબ્દઘાટ ઘડીને બોલાવે છે, તે જ ઉચ્ચાર (કેવી રીતે થાય છે તે) પ્રથમ સર્વજ્ઞ પરમગુરૂના બોધ વડે ઓળખી લેવો અને લાગલું (અચાનક) બોલવું પડે તો શું ઉચ્ચારણ કરવું તે સાંભળો. શ્વંસવેદની આદ્ય લઈ પાંચે વેદનો અભ્યાસ

કરવો, જે અભ્યાસના યોગે રસના રંગાઈને કર્તાના અખંડ ચિંતવનમાં સુરતારૂપ (ધ્યાનાકાર, તલ્લીન) થઈ જાય એટલે કેવલ અને પરમગુરૂના યશ ગાઈને કૃતાર્થરૂપ થાય; એટલે પછી સકલ પદાર્થના ઉચ્ચાર પ્રતીતિપૂર્વક સદાકાળ સત્સંગે ઘડે, એટલે આમ પરમકૃતાર્થ થયેલી જિહ્વા સદાકાળ સત્સંગે સકલ પદાર્થના જે પ્રતીતિઉચ્ચાર ઘડે તે ઉચ્ચારરૂપ વાચા જે છે તે જ પરમ અભ્યાસે પરમપદના વેત્તા થઈ રહે, પછી તે એક સકર્તા સિવાય અન્ય ઉચ્ચારણ કદાપિ કરે નહિ. જો કદાચ કૃતપદાર્થ આદિની પ્રવૃત્તિ અર્થે બોલવું પડે, તો તે પણ નિયમે જ બોલે. આ પ્રકારે નીતિએ વાણીકૃત અને કર્તાપદાત્મક ઉભય ભાવને વદે. પછી તે વાણી અનર્થ વાચાળપણાથી મુક્ત થઈને પુનિત (પવિત્ર) થયેલી જાણવી.

હવે શીતોષ્ણ-આકાંક્ષા તે અંતરબાહ્ય શીતોષ્ણપણાની એવું થાય છે, તે એક એક તત્ત્વના સ્પર્શે કરીને નાના પ્રકારે વર્તમાન થાય છે, એવું સકલ તત્ત્વ ભાગનું વર્તમાન તે ચૈતન્ય અંશના સ્પર્શે કરીને ચાલે. હવે શીતનો સ્પર્શ થતાં શાંતિ થાય છે અને ઉષ્ણ ત્રિવિધ તાપને સ્પર્શે તો તાપ જ ઊપજે છે. વળી જ્યાં સુધી નિજસ્વરૂપ અને કર્તાના સુખની શાંતિ પ્રાપ્ત ન થઈ, ત્યાં સુધી સદાકાળ તત્ત્વોની સંગતિએ દાહપણું છે જ. હવે વિષયને વિષે વર્તે છે, તેથી શાંતિ ઊપજે છે, પણ તે શાંતિ નિજસ્વરૂપના સુખની નથી એમ જાણવું. કારણ કે આ શાંતિએ કરીને તો જે વેળા વિષયની પ્રાપ્તિ થાય નહિ તે વેળા કામાગ્નિના હેતુએ અધિક તાપ ઊપજે છે, એટલા જ માટે કામવિદ્યુતરૂપ તાપને સમાવવા સારુ સતગુરુસંતને સર્વાંગે પ્રેમભાવે મળવું, આમ અંગોઅંગ ભેટ થાય એમ મળવું. જેમ પતિવ્રતા પોતાના પતિને ભેટે તે પ્રકારેવૃત્તિ, અભિમાન, ગુણ, ભાવના સહ સંતપદને વિષે અખંડ રત-લીન થઈ જવું. આમ અનંતપ્રકારની ક્રિયા પરમગુરૂમાં લીન કરીને સર્વભાવે પ્રેમસહિત સ્પર્શવું તે જ સર્વજ્ઞ પરમગુરૂનું ભજન છે. પછી તેના (પરમગુરૂના) સ્પર્શના પ્રતાપે પરમપદનો દિવ્ય અનુભવબોધ જાણવામાં આવશે. આ બોધલક્ષ વડે દગરૂપ અંશને અનાદિસિદ્ધ નિજકર્તા માલમ પડશે. આ અંશની હેતુરૂપ સજાણદષ્ટિ તે સ્વજાતિભેદ વડે કરીને કર્તાપદને વિષે પહોંચે, તે જ પ્રભુ સાથેના સ્પર્શનો અવિનાશી યોગ થયો જાણવો. પછી આ ઉપરાંત નિજ આપના આપ રૂપ અંશને સ્પર્શ થવાનું કંઈ પણ બાકી રહેતું નથી. આ પ્રમાણેના જ સ્પર્શે કરીને અંશને દિવ્ય મહદ્

સજાણતનુને વિષે અપૂર્વ શાંતિ થાય છે. આવી શાંતિ પ્રાપ્ત થયા વિના તેમજ અહીં સુધીનો અનુભવ મેળવ્યા વિના જીવને વિયોગના દુઃખનો તાપ અખંડ રહે છે. આ પ્રમાણે તાપના સ્વરૂપને તથા શાંતિના સ્વરૂપને જાણીને તાપને ગ્રહણ ન કરતાં અતિ ઉજાગ્રતપણે શાંતિસુખના પ્રમાણનો વિવેક ગ્રહીને સંતજને સર્વકાળ શાંતિ જ ભોગવતા રહેવું.

હવે ગ્રહણ-આકાંક્ષા તે પદાર્થ વિષયના કર્મની પોતાના હાથ, વડે આપવાલેવાની પ્રવૃત્તિ બહુ પ્રકારે થાય છે. તે જ હાથનો ઉપચાર તે સંતસેવન તથા પરમગુરુનું યજન કરવું તથા દાન, ધર્મ, પુણ્ય તેમજ નીતિ આદિ કર્મમાં વર્તવું અને અહિંસાદિક આચરણ નિયમે રાખવું. એથી કરી પછી સર્વ તત્ત્વભાગની પ્રવૃત્તિ અંશના સજાણ ઘરને વિષે આવી જશે. આ ઠેકાણે પદાર્થોને અંશ જે છે તે શું આપે ? ત્યારે તે તો નિજ ન્યાયનીતિનું દાન પદાર્થોને આપે છે, અને અંશ આ પદાર્થો પાસેથી લે છે શું ? તે લેવાનું તે વૃત્તિરૂપી હાથ વડે પરમગુરૂના યજનરૂપ ભક્તિનો સ્વાદ લે છે. પછી આ ચાસણી રૂપ સ્વાદ લેવાથી અંશની ભાવના સનાતન થાય છે. હજી પણ આગળ અંશના હાથનું નિશાન વર્તે છે, તે કેવી રીતે ? તે વિષે સાંભળો. હવે અંશની હેતુયુક્ત અલૌકિક બાહ્યદષ્ટિ જે છે તે જ વૃત્તિરૂપ તેનો હાથ જાણવો. તે હાથે કરીને નિજ પ્રભુને સ્પર્શે અને સજાણપણા વડે સદાસર્વદા તે હાથ ધરી રાખે, એટલે તે સકર્તા પાસેથી અનંત ગતિ અંશને પ્રાપ્ત થાય, પણ તે કર્તા આપે એટલી; પંરતુ જ્યારે અંશ પોતે સ્વરૂપે થઈ રહે ત્યારે સર્વજ્ઞ ગતિ આપે છે. હવે કર્તા પાસેથી આપણે જે લેવાનું છે તે ગતિ જ લેવાની છે એમ જાણવું અને આપણે આપણા તરફનું કર્તાને આપવાનું તે નિજ આપનપુનો સર્વ ભાવ હોઈ તે સમર્પણ કરીને રહેવું, એ જ આપવાનું છે અને અનાદિ સત્ય જોવું તે હાથને લેવાનું છે.

હવે વિષય-આકાંક્ષા તે ઉપસ્થવિષય તથા મૂત્રકર્મ છે તે અને મળવિસર્જન-આકાંક્ષા તે ગુદાને વિષે અપવિત્ર મળ ત્યાગ થાય છે તે, ખાનપાન આદિ ભક્ષણ કર્યા વિના ક્યાંથી હોય ? આ વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું. જે નાનાવિધ મતપંથના બોધ ઘણાક કાળથી ખાતા આવેલા છે તે બોધ ક્યા ક્યા ? ત્યારે, અંશની વૃત્તિએ સગુણ, નિર્ગુણ આદિ અનેક પદાર્થ ખાધેલા છે અને તે પદાર્થોને વિષે જ સર્વ પ્રેમ રાખેલો છે તે રૂપ રસનો મળ પ્રાસન કરેલો હોઈ તેની જ તૃપ્તિ સદાય અંતરમાં ભાવી, અને એથી અંશ સુખકારી થઈ

રહ્યો છે. હવે એક નિજરૂપ અંશ અને સકર્તાપતિની ગતિ વિના સર્વ રસ એ મળ છે એમ જાણવું; એથી અંશના વૃત્તિરૂપ ઉદરમાં જે મળમૂત્ર રહ્યા છે તે સર્વ ઓરલા એટલે આ બાજુના સિદ્ધાંત હોઈ તેનો વૃત્તિરૂપ ઉદરમાંથી ત્યાગ કરીને પ્રથમ તો નિર્મળ નિજરૂપે થઈ જવું. વળી મતરૂપ શક્તિરસ જે છે તે જ મૂત્ર તથા ધાતુ છે. તેનો ત્યાગ કરવો; એથી કરીને અંશની વૃત્તિ પક્ષાપક્ષ રહિત થઈ નિર્મળ થશે. પછી નિર્મળ રસરૂપ પરમામૃત, નિજરૂપ સકર્તાપતિ સુરેખ હોઈ, વિવેકપૂર્વક તેમના લક્ષરૂપ નિર્મળ રસનું પરમામૃત-પીવું. વળી ઉદરને વિષે ક્ષુધાતૃષા લાગે તે માટે ખાવું હોય, તો પૂર્વે ક્ષુધાતૃષા-આકાંક્ષાને વિષે કહ્યું છે તે જ પ્રકારે સત્વર સમજીને ખાનપાન કરવું. આ પ્રકારે વિમળ અંશે વિમળ રસરૂપ પરમ ગમગતિનું ભોજન કર્યું હોય, તો તેને તે ખાનપાને કરીને અખંડ અમર પદવી પ્રાપ્ત થાય. તેને પછી ખંડિત દેશમાં આવવાનું કંઈ પણ રહે નહિ અને મળત્યાગ કરવાનું પણ તેને રહે નહિ, અહો ! હે અંશ ! આ પ્રકારે જે તત્ત્વભાગ સમેત અમર થયો અને પછી પોતાની સજાણ બાહ્યદૃષ્ટિએ સકર્તાનું ભજન તે રૂપ પરમામૃતપાનનું જેને ખાનપાન મળ્યું, તે પરમામૃતપાન કરનાર અંશને મળત્યાગ શાનો રહ્યો ? કારણ કે જે નિર્મળ સ્વરૂપ છે તેના વિષે તેની દૃષ્ટિમાં રજમાત્ર મળ નથી; એટલા જ માટે જેની દૃષ્ટિમાં રજમાત્ર મળ નથી એવા વિમળ સકર્તાને જોઈને, હે અંશ ! તે એક સત્ય સ્વરૂપનું જ ભજન નિત્યપ્રતિ કર્યા જજો. આ પ્રકારે મળવિસર્જન-આકાંક્ષા તથા વિષય આકાંક્ષા, આ બન્ને આકાંક્ષાનો આદિ ભેદ સંતજન પ્રત્યે કહ્યો.

હવે ગમન-આકાંક્ષાનો અનુભવ સાંભળો. સુષ્ટદુષ્ટ કાર્ય સારુ સ્ત્રીપુરુષ સર્વ જીવ ગમન કરે છે. હવે તે સ્વધર્મને વાસ્તે ગમન કરવું તે કહું છું. ભિન્ન (હવે પછી ભવિષ્યમાં જે દેહ મળનાર છે તે) દેહધર્મની જે પ્રવૃત્તિ તે પૂર્વ કાળે કહેલાં વિધિવચન પ્રમાણે ક્રિયા કરવી, ભક્તિ, તીર્થયાત્રા, સંતદર્શન, પ્રદક્ષિણાની આદ્યે વિચરવું તથા નાના પ્રકારનાં ઉત્તમ કર્મમાં અતિ ઉતાવળું ચાલવું; કારણ કે આવો મનુષ્યદેહનો દાવ ફરીથી હાથમાં આવતાં વાર લાગે. તેટલા માટે નિશદિન નવરું બેસી રહેવું નહિ, પણ સાધન-અભ્યાસમાં વખત કાઢવો. હવે પ્રથમ સર્વ તત્ત્વભાગની પ્રવૃત્તિ તે નિજસજાણગતિએ કરવી. આ પ્રકારનું ગમન કરવામાં કિંચિત્ માત્ર અનુમાન કરવું નહિ, અહો ! આપણને ઉપાસના (ભક્તિ), જ્ઞાન અને વૈરાગ, એ જ પરમગુરુની કૃપાનું સૌભાગ્ય જાણવું. એથી કરીને આપણે આદિ

યજન કરવા યોગ્ય થવું છે. આપણા માટે આ પ્રકારે ગમન કરવા ગતિની ચાલથી ચાલવું, તે પોતાની ઈચ્છાનીતિએ અહીં એટલે ગતિમાં બિરાજમાન થવું. પછી જન્મમરણ અને અનીતિ-ક્રિયાનો બોજો માથેથી સર્વ ઊતરી જશે. પણ કહ્યું તે પ્રકાણે ચાલતાં ચાલતાં પોતાના સ્વરૂપને પહોંચે અને તેનું ઓળખાણ પડે. એટલે કે આ માપક દેહને વિષે નિજરૂપ અલ્પજ્ઞની માપકગતિ બહુવિધ જાણવામાં આવે. પછી અનાદિ નિજપતિ જે અંશના પોતાના પિતા તેના ભણી ચાલવાનું તે નિજ સજાણવૃત્તિએ ઉતાવળું ચાલવું. તે અપાર ગતિ કર્તાની જાણીને, જેમ પોતાની માતા આગળ અજ્ઞાન બાળક દોડીને ગળામાં વળગી પડે તે પ્રકારે નિજ આપનો હેતુ પતિ તરફ અંગોઅંગ આપવો. આ પ્રકારે ચાલ્યા વિના વાટ ખૂટે નહિ. જે નિજકર્તાપદને વિષે પહોંચીએ તે માટે ગતિએ કરીને અટુટ પ્રતીતિની ધારણા વડે ચાલજો. પછી આ ઉપરાંત જીવને કલ્પાંત સુધી ફરી ચાલવાનું બીજું રહેતું નથી. એટલા જ સારુ આ એક ગમનગતિ પરમાર્થદોસ્તી સર્વ કરજો. વળી અહીં સુધી ચાલતાં વચમાં ખોટી થઈને વિશ્રામ લેશો નહિ. આ પ્રકારે સર્વજ્ઞ પરમગુરૂએ સકર્તાની ઉપાસનાની ગતિના અનુભવ પ્રભાવનું રૂપ કહ્યું. રજોગુણની આ દશ આકાંક્ષાઓની ઉલટ પ્રવૃત્તિરૂપ પ્રતીતિ જાણીને વિચારવા સારુ કહી.

❀ ❀ ❀

# અહંકારગણના પંચમાત્રા અને પંચભૂતની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૨

ઉપર પ્રમાણે જાણીને દુષ્ટ પ્રવૃત્તિનો ત્યાગ કરવો અને સુધર્મપ્રવૃત્તિ જે પ્રગટ હાલ કહી તેવી પોતાની દૃષ્ટિ રાખીને વર્તવું. એને જ તીવ્ર વૈરાગ્ય ધારણ કરવાની નીતિ કહી છે. શનકાદિક આદ્યે ઘણાક એ પ્રમાણે આચરણ કરતા હતા. હવે દશ આકાંક્ષાઓની દશ ઈંદ્રિયો થઈ, તે પંચતત્ત્વના આકારે કરેલી છે એમ જાણવું. અહંકારગણથી પંચભૂત ઉત્પન્ન થયાં તેની જ નરનારી રૂપ મૂર્તિ અલંકાર ભરીને કરી છે. તે પંચભૂત વિના બીજા

કોઈ તત્ત્વના સ્થૂલદેહ કરેલા નથી. આ સ્થુલદેહ તો ભૂમિ, જલ, અગ્નિ, વાયુ અને આકાશ, એ પંચભૂતનો છે. પંચતત્ત્વ સિવાય આકાંક્ષાઓની જે સ્થૂલ કર્મક્રિયા કહી છે તે શામાં રહીને કરે ! માટે તે સ્થૂલ ક્રિયા પંચભૂતના દેહને વિષે રહીને થાય છે અને પ્રગટ દૃશ્યમાન થાય છે. હવે આકાંક્ષાઓને વિષે પંચમાત્રા જે રહી છે, તેની સાધારણ પ્રવૃત્તિ સર્વમાં સમાનપણે થાય છે. આ માત્રાઓ તો પંચ જ્ઞાનેન્દ્રિયોને વિષે વસીને ક્રિયાનું આલંબન કરે છે. તેમનાં સ્થાન શ્રોત, ચક્ષુ, સ્પર્શ તે ત્વચા, રસના અને નાસિકા હોઈ એ પાંચ સ્થાનને વિષે રહીને વર્તમાન કરે છે. હવે તેની ઊલટક્રિયા હમણાં સંતસજ્જન પરત્વે કહું છું તે સાંભળો. જે નિજ પરમાર્થ ભૂલી ગયેલા છો તે એના યોગ વડે પ્રાપ્ત થશે. હવે શબ્દ તે સાંભળવું, એટલે આદિ સત્યપદનો જે શબ્દ હોય તેનું શ્રવણ કરજો. પદાર્થ જોવા તે નિત્ય આદિકર્તા અને કૃત (અંશ) જોવું. સ્પર્શ કરવો તે અનિત્ય સ્પર્શનો ત્યાગ કરીને અનાદિ પદને સ્પર્શવું. સ્વાદ જાણીને પરમરસનું પાન કરવું અને પરમ સુગંધ નાકે ગ્રહણ કરવી. આ પ્રકારે માત્રાના યોગે આ બધુંય ગ્રહણ કરવામાં આવે છે; માત્રા વિના ગ્રહણ થાય નહિ. સકલ ઈંદ્રિયોરૂપ આકાંક્ષાઓ શ્રેષ્ઠ છે, પણ વિવેક કરીને જુઓ તો સર્વ ઈંદ્રિયો લુલા સરખી જ છે. માત્રા વડે જ ઈંદ્રિયોને વિષે ક્રિયા કરવાનું સબળપણું આવ્યું છે. આ પંચમાત્રાના પંચ વિષય અતર્બાહ્ય વસીને રહેલા છે; ને દરેક પોતાની સ્વજાતિને ગ્રહણ કરે છે, જેમકે સૂર્યના પ્રકાશરૂપ તેજે નેત્રનું તેજ પુષ્ટિ પામીને પદાર્થને જુએ છે. હવે તે વિષય-વિચાર પરમાર્થ તરફ વાળવાને ક્રિયાની ધારા જે કહી તે ધારારૂપ ઉપાસના, ત્યાગ અને જ્ઞાન, એ ત્રણેનું રૂપ દેખાડયું છે. આ પ્રકારે અહંકારગણનાં દશ તત્ત્વ જે પંચભૂત અને પંચમાત્રા, એ બે અને રજોગુણની આકાંક્ષાઓ, એ ત્રણ મળીને એ ત્રિપૂટીએ સ્થૂલને વિષે સંપૂર્ણ ક્રિયા પ્રગટ થાય છે; તથાપિ તેના માથા ઉપર અંતઃકરણ ઇષ્ટરૂપે રહ્યાં છે તે તત્ત્વોને જેમ આજ્ઞા કરે છે તેમ તેવી ક્રિયા કર્યાં જાય છે.

❀ ❀ ❀

# સત્ત્વગુણનાં પંચઅવસ્થા અને પંચઅંતઃકરણ એ દશ તત્ત્વની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૩

હવે તે પાંચ અંતઃકરણ અને પાંચ અવસ્થા, એ દશ તત્ત્વ સત્ત્વગુણથી થયાં છે. તેનું સાધારણ વર્તમાન પ્રથમ દેખાડી દીધું છે. હવે પ્રથમ અંતઃકરણની ઊલટક્રિયા કહું છું. તે ક્રિયા વડે પરમપદની પ્રાપ્તિ થશે. મન-અંતઃકરણ તે સંકલ્પ વિકલ્પ કરે છે. તેમાં પરમાર્થ કાર્યને સારુ સંકલ્પ કરવો અને વિષયકામનાનો જે સંકલ્પ ઊઠે છે તેને વિકલ્પે કરીને ભાગી નાખવો. આ પ્રમાણે જ્યારે મન સંકલ્પ કરે ત્યારે તે જોઈને તેમાં જે સંકલ્પ વિષયવૃત્તિનો હોય, તે વિષયવૃત્તિનું વર્તમાન કરવું નહિ. પ્રથમ આકાંક્ષાઓની ક્રિયા માત્રા સહવર્તમાન કહી છે તે પ્રમાણે તે ક્રિયા મનનો સંકલ્પ થયા વિના થતી નથી; માટે ઉપર કહ્યા પ્રમાણે તેવો જ સંકલ્પ કરીને પછી ઈંદ્રિયોને આજ્ઞા કરવી. તે ક્રિયાના પ્રતાપે નિજરૂપ અને આપણા સકર્તા બાપ, એ બેની એકમેકની ભેટ થશે. જો ઈંદ્રિયોનો હેતુ રાખવા મન વિષયનો સંકલ્પ કરશે, તો તે વખતે મનનો ધર્મ જોઈને વિચાર કરવો તે માતકૌશલ્ય તથા સ્થિરપણું બુદ્ધિ-અંતઃકરણનું છે. આમ સ્વાભાવિક નિશ્ચય થાય તે નિશ્ચય સંકલ્પ ઊઠતાં વારમાં ન કરવો જોઈએ, પણ પરમાર્થને સંકલ્પ કરે તો તે ક્રિયા વિષે નિશ્ચય અનુકૂળ રાખવો. આ પ્રમાણે નિશ્ચય કર્યા વિના વર્તવું નહિ. હવે તે સંકલ્પ-નિશ્ચયનો તોલ કરવો તે કામ અહંકાર-અંતઃકરણને સોંપેલું છે. હવે તે તોલ કરવો તે પરમાર્થ સિવાયનો બીજો તોલ અહંકારને હાથે કરવા દેવો નહિ. હવે ચિત્ત-અંતઃકરણ તે સૂક્ષ્મ ચિંતવન કરે છે. તે ચિંતવનને પરમાર્થ પ્રાપ્ત થાય એવા કામમાં લગાડવું, એટલે કે સર્વજ્ઞ પરમગુરુ તથા કૈવલભજનમાં સત્ય ક્રિયાની ધારણા રાખીને રહેવું. હવે વિષયપ્રવૃત્તિ વડે નચિંતપણું સ્ફુરે છે અને તેમાં જીવનો હેતુ સમાધાન પામે છે તે નચિંત-અંતઃકરણ જાણવું. તે નચિંતપણું વિષય-ભોગ મેળવવામાં અંતર્બાહ્ય કોઈ કાળે રાખવું નહિ; પણ સત્ય ધર્મ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય આદિ પરમ અગાધ લક્ષબોધની સ્ફુરણાને વિષે વૃત્તિનું ચિંતવન

કરીને નચિંત રહેવું. આ સાંભળીને શ્રોતા કહેશે કે નચિંત થયા પછી ક્યા પ્રકારે પરમાર્થ-ક્રિયાની પ્રવૃત્તિ થાય ! આમ કહો તો તે વિષે સાંભળો. તે જ પ્રવૃત્તિનું રૂપ દેખાડું છું. જે પ્રકારે, વિષયી જીવ પદાર્થ ભુક્તમાન કરીને પછી તેને તે કાળે નચિંત વર્તીને સર્વ ઈંદ્રિયો અને તત્ત્વોનું વર્તમાન વર્તાવીને સમાધાન પામે છે, તે જ પ્રકારે પરમાર્થજોગની પ્રવૃત્તિ પોતે હેતપ્રીતિએ કરી લઈને તત્ત્વભાગ નીતિની પ્રતીતિ નિજ અંતરમાં લેવી, પછી તે અનુભવ આપણને આવે ત્યારે સમાધાન થાય. તે જ પ્રકારે તે વારંવાર નિજ વૃત્તિને વિષે પ્રાપ્ત થાય તે જ ખરેખરું નચિંતપણું હોઈ સર્વકાળ પૂર્ણ અભ્યાસે કરી ભોગવવું. હવે તે નચિંતપણું કિંચિત્ ભોગવવાનું જાણીને (નચિંતપણાની દશા પ્રાપ્ત કર્યા પછી) પછી તત્ત્વભાગ સદાકાળ ભજનને વિષે વર્તાવવા, નહિતર તો નિજ લક્ષ વિના અમસ્તું નચિંત થવું નહિ. જ્યાં સુધી સ્વરૂપનો નિશ્ચય થાય નહિ અને સર્વજ્ઞ નિજકર્તા પણ તાદશ થાય નહિ, ત્યાં સુધી કદાપિ નચિંત થવું નહિ અને સર્વજ્ઞ પરમગુરુનું યજનભજન કરી અભ્યાસને વિષે સદાય આદિથી લઈ મધ્ય અને અંત સુધી વર્તવું. આ પ્રમાણેના અનુક્રમે કરીને પરમાર્થ-પ્રાપ્તિ માટે પાંચે અંતઃકરણની સ્ફુરણાની પ્રવૃત્તિ કરવી. વળી અંતઃકરણની પ્રવૃત્તિમાં સત્ય ક્રિયા ના હોય તો તેને અંશસ્વરૂપ પોતે કોઈ કાળે અનુકૂળ થવું નહિ. જે કાળે સત્ય ધર્મ સિવાયની પદાર્થભાવનામાં વૃત્તિ અનુકૂળ થાય તે વખતે તેને જોઈને તે યોગ્ય છે કે અયોગ્ય છે તે વિચાર કર્યા સિવાય કદાપિ તેને સહાયભૂત થવું નહિ; પણ તે વખતે વૃત્તિ આટોપી રાખવી અને પદાર્થ વિષય તરફ જવા દેવી નહિ. ત્યારે કોઈ શ્રોતા કહેશે કે અંતઃકરણ વિના કદાપિ વિચાર થાય નહિ. (તો પછી પરમતત્ત્વનો વિચાર કેવી રીતે કરવો ?) તે વિષે કહું છું તે સાંભળો. નિજ અંશ જે આપણ પોતે તેની જે સજાણદૃષ્ટિ તે લક્ષ પ્રથમ પરમગુરુના બોધ વડે જાણી લેવો. પછી પદાર્થ ઓળખીને જ્યાં જેવું સંભવે ત્યાં તેવી યોજના કરીને વિવેચના (સ્પષ્ટીકરણ) કરવી. તે જાણપણું તે અંતઃકરણ વિનાનું જ્ઞાન જાણવું. આ અંતઃકરણ સમેત જાણવાનું જે જાણપણું તે સર્વકાળ અંશને પોતાને સ્વાધીન રહેલું હોઈ તે જ સજાણવૃત્તિ છે; તે, હે શ્રોતા ! તમારા નિજ અંતરમાં વિચાર કરીને જુઓ એટલે જણાશે.

હવે પંચઅવસ્થાનું અધિષ્ઠાનપણું તે પંચઅંતઃકરણને વિષે છે. તે અંતઃકરણ પાંચે અવસ્થાનું વર્તમાન ભિન્ન ભિન્ન વસીને (જે તે અંતઃકરણ જે તે અવસ્થામાં રહીને) કરાવે

છે. તે પાંચેનો મુખ્ય પ્રકાર જ્યાં અવસ્થા દેખાડી છે ત્યાં કહેલો હોઈ તેનો મુખ્ય ભેદ દેખાડયો છે. હવે તેનો બીજો અંતર્ભેદ સંતસજ્જનને દર્શાવું છું. ચક્ષસત્ત્વ પંચઅવસ્થાને ચંચળ કરીને વર્તાવે છે તે પ્રકારે પાંચે અવસ્થામાં સદાય પ્રવૃત્તિ ચાલે છે. હવે તે ચક્ષસત્ત્વની પ્રવૃત્તિ માત્ર એક જ અવસ્થાને વિષે દેખાડું છું, તે જ પ્રમાણે સર્વ અવસ્થાને વિષે જોઈ લેવું. પ્રથમ જાગ્રત અવસ્થાને વિષે કંઈ કાર્યકારણ સિવાય હલણચલણ કરવાનું વર્તમાન થાય તે ક્રિયા અનંગ-ચક્ષસત્ત્વની જાણવી. ત્યાર પછી પોતાની ભાવનાસંયુક્ત કાર્યકારણને લીધે ક્રિયા વર્તવા લાગે તે વર્ગજ્ઞાન-ચક્ષસત્ત્વ જાણવું. ત્યારપછી મન તથા શરીરનો નિરોધ કરી જાગ્રત-અવસ્થાનો લય કરીને નિદ્રાવશ થઈ રહે તે ક્રિયા કાળચક્ષસત્ત્વની જાણવી. આ પ્રકારે પાંચે અવસ્થામાં ઉત્પત્તિ, સ્થિતિ અને અંત, અંતઃકરણ અને ચક્ષસત્ત્વ વડે થાય છે; તેનો અનુભવ પંચમનિગમમાં (શ્વસંવેદમાં) સર્વજ્ઞ પરમગુરૂએ વિસ્તારપૂર્વક કહ્યો છે. હવે એક અવસ્થાના ઉદરમાં બીજી ચાર અવસ્થાઓ અંકુરવત્ સૂક્ષ્મ વર્તે છે તેનું રૂપ દેખાડું છું. પ્રથમ જાગ્રત અવસ્થામાં સુષુપ્તિ-અવસ્થા વર્તે, ત્યારે દરેક કામકાજનું વિસર્જનપણું થાય છે જાગ્રતમાં સ્વપ્રાવસ્થા વર્તે ત્યારે ન થવાના વૃથા વિચાર ઊપજે છે. ત્યાર પછી સર્વ વિચારો લીન થાય, ત્યારે વૃત્તિને નચિંતપણું આવે તે જાગ્રતમાં તુર્યાવસ્થાની પ્રવૃત્તિ જાણવી. આમ તુર્યાની પ્રવૃત્તિ થાય, ત્યારે તે વખતે એક પ્રાણાયામ શ્વાસને વિષે જ લક્ષ રહે છે. હવે જાગ્રતની આદ્ય અને નિદ્રાનો અંત તે સમયે આ બન્નેની સંધિમાં જે પ્રવૃત્તિ વર્તે તે ઉન્મુની-અવસ્થા હોઈ તે વખત નથી પૂરી જાગ્રત અને નથી પ્રવેશ થઈ નિદ્રા; માત્ર સર્વ ધંધાની નિવૃત્તિ થઈ છે અને તે સમય પર શૂન્યશૂન્યાકાર સરખો કંઈક જાગ્રત પણ છે, તે કાળે પ્રણવની પાર ભાવના થઈ જાય તેને જાગ્રતમાં ઉન્મુની ઓળખવી. આ પ્રકારે શુદ્ધ જાગ્રતમાં ચાર અવસ્થા અંકુરવત્ વર્તે છે તે વિચાર કરવા સારુ કહી.

હવે સ્વપ્રાવસ્થાને વિષે જાગ્રત-અવસ્થા વર્તે, ત્યારે પદાર્થના ઘાટ જોવામાં આવે છે. મુખ્ય (શુદ્ધ) સ્વપ્રાવસ્થા વર્તે ત્યારે કોઈ દિવસ પદાર્થ દીઠું ના હોય તે દ્રવ્યના ઘાટ, વ્યાઘ્ર, ચોરનાં પગલાં આદિ સ્વપ્રમાં આવે, તે જાગ્રત થઈને જોઈએ ત્યારે આમાનું કંઈ ન હોય તે શુદ્ધ સ્વપ્રાવસ્થા જાણવી. હવે સ્વપ્રાવસ્થામાં સુષુપ્તિ વર્તે, ત્યારે સ્વપ્નના પદાર્થ વિસર્જન પામે. ત્યારપછી સ્વપ્રાવસ્થામાં તુર્યા વર્તે, ત્યારે સ્વપ્નના પદાર્થો દેખીએ ખરા

પણ તેના વિષે હેતુ રહે નહિ પણ નિવૃત્ત થઈ શાંતિ પામી જવાય છે. સુષપ્તિમાં વિસર્જનપણું થઈ જાય તોપણ પદાર્થ ઉપરનો હેતુ રહે છે, પણ તે હેતુ લય પામે તે સમયે તે વેળા સ્વપ્રામાં તુર્યા વર્તે છે એમ જાણવું. હવે સ્વપ્નનો અંત અને સુષુપ્તિની આદ્યમાં તેના પ્રવેશ સમયે, આ બન્નેની સંધિને વિષે એટલે કે સ્વપ્ન નહિ અને સુષુપ્તિ પણ નહિ તે કાળે સ્વપ્રમાં ઉન્મુખી-અવસ્થાનું વર્તન જાણવું.

હવે સુષુપ્તિમાં સુષુપ્તિઅવસ્થા વર્તે, ત્યારે અલ્પ પદાર્થ દૃશ્યમાન થાય અને નિદ્રામાં જ તેનો પૂરો ઘાટ બંધાયા સિવાય જ તેનો લય પણ થઈ જાય તેનું નામ મૂળ સુષુપ્તિ-અવસ્થા. સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્નવસ્થા વર્તે ત્યારે અર્ધમાત્રિકા સ્વપ્ન ચિંતવન વિનાનું દૃશ્યમાન થાય તે સુષુપ્તિમાં સ્વપ્ન જાણવું. કોઈ નિદ્રામાં બરલી ઉઠે અને પૂછીએ તો મને માલમ નથી એમ કહે એવી પ્રવૃત્તિ સુષુપ્તિમાં થાય, તે સુષુપ્તિઅવસ્થામાં જાગ્રત-અવસ્થા વર્તે છે એમ જાણવું. હવે અર્ધમાત્રિકા સ્વપ્ન તો છે અને તેના વિષયની નિવૃત્તિ થઈ જાય તે સુષુપ્તિઅવસ્થામાં તુર્યાવસ્થા વર્તે છે એમ જાણવું. હવે અર્ધમાત્રિકા સ્વપ્ન લય થઈ ગયું છે અને તુર્યાવસ્થાની આદ્ય પ્રવેશસંધિ છે તે સંધિને વિષે ઉન્મુન થઈ જવાય તે વેળા મૂકાતો પ્રવણ ઘોર કરતો બહાર નીકળે તે સુષુપ્તિ-અવસ્થામાં ઉન્મની-અવસ્થા જાણવી. આ પ્રકારે સુષુપ્તિ સહ પંચઅવસ્થાની પ્રવૃત્તિ કહી.

હવે તુર્યાવસ્થા સહ પંચઅવસ્થા વર્તે તે વિષે કહું છું. હવે તુર્યા અને ઉન્મની, એ ઉભય અવસ્થા પ્રાણાયામને વિષે વર્તે છે અને તે પ્રાણાયામની ક્રિયા પાંચે અવસ્થાને વિષે વર્તે છે તે કહું છું. તુર્યાવસ્થામાં જાગૃત વર્તે ત્યારે તે જાગ્રતમાં અવ્યક્ત જેવો ચાલે અને તુર્યાવસ્થામાં સ્વપ્નવસ્થા વર્તે ત્યારે તે અવસ્થામાં જાગ્રતમાં ચાલે તેથી વિશેષ લવમાત્ર વ્યક્ત વર્તે. તુર્યાવસ્થામાં સુષુપ્તિ-અવસ્થા વર્તે ત્યારે લેવાતો પ્રાણાયામ ઘોર કરતો પ્રવેશ કરે છે; તે વખતે અહંકાર-અંતઃકરણ જાગ્રત છે એથી તે ઘોર કરે છે. તુર્યાવસ્થામાં તુર્યાવસ્થા વર્તે ત્યારે લેવાતા અને મૂકાતા, આ બન્ને પ્રણવ ઘોર કરતા ચાલે છે, કારણ કે ત્રણ અવસ્થા અને ત્રણ અંતઃકરણ, આ છની ક્રિયા લીન પામી ગઈ છે તથા અધોઊર્ધ્વ બન્ને નાડી રૂંધન પામી છે; તેજ સ્થાને તેજ જગ્યાએ કબંધ નિયંતા વર્ગજ્ઞાનચક્ષસત્ત્વ વસે છે તે લેવાતા અને મૂકાતા બન્ને પ્રાણાયામને સામાન્ય ચલાવીને કબજે રાખે છે. હવે આ સાંભળીને શ્રોતા કહેશે કે પાછળ બન્ને અવસ્થાનું નિરૂપણ કર્યું, ત્યારે તુર્યાના વર્તમાનમાં

લેવાતો પ્રણવ જ ઘોર કરે છે એમ કહ્યું હતું અને અત્યારે કહો છો કે લેવાતા અને મૂકાતા બન્ને પ્રણવ ઘોર કરે છે તે ક્યા કારણને લીધે છે ? તે વિષે કહું છું તે સાંભળો. પાછળ તુર્યાવસ્થાનું નિરૂપણ કર્યું, ત્યારે તે પ્રકાર અવસ્થા પૂરતો જ કહેલો છે; એટલે કે મુખ્ય તુર્યાને વિષે અનંગ-ચક્ષસત્ત્વ પ્રધાન વસે છે તેની ક્રિયાનું નિરૂપણ કર્યું છે. (અગાઉ મુખ્ય તુર્યાનું નિરૂપણ કર્યું છે પણ તેની પેટાઅંતર બીજી અવસ્થાઓનું નિરૂપણ કર્યું નથી એટલે ત્યાં કહ્યું છે તે ખરું છે.) આ પ્રકારે મુખ્ય તુર્યાનું વર્તમાન દ્વિવિધ એટલે બે પ્રકારનું જાણવું. તેમાં અહીં તો તુર્યામાં તુર્યાની કહી છે તે જ પ્રવૃત્તિ થાય છે, એટલે કે બન્ને પ્રણવનો ઘોર થાય છે. હવે તુર્યાઅવસ્થાના ઉદરમાં બીજી અવસ્થાઓ વર્તે છે તે કહું છું. તુર્યાવસ્થામાં સ્વપ્રાવસ્થા વર્તે ત્યારે જે પ્રાણાયામ વિશેષ ઘોર કરીને ચાલતો હતો તે ઘોર ગર્જનાનો ત્યાગ કરીને તે સૂક્ષ્મ ઘોર કરીને ચાલવા લાગે. આ પ્રમાણે જે વખતે લેવાતા મૂકાતા બન્ને પ્રણવને વિષે વર્તમાન થાય, ત્યારે તે સમયે તુર્યામાં સ્વપ્રાવસ્થા વર્તતી જાણવી. પ્રણવની ઘોરગર્જનાનો જે સુક્ષ્મ ઘોરવાળો ઘાટ કરી દીધો તે કેવી રીતે થયો ? તે વિષે સાંભળો. તુર્યાના સ્વપ્રમાં પ્રાણાયામદેહને વિષે અલ્પ ચેતનપણું આવે છે તેથી કરીને શરીરની નાડીઓ વિકાસ પામી જાય છે, માટે આ સમયે સુક્ષ્મ ઘોર વર્તે છે તે સ્વપ્રાવસ્થા તુર્યાના ઉદરની જાણવી. હવે એકલો લેવાતો પ્રણવ ઘોર કરે નહિ અને મૂકાતો પ્રણવ ઘોર કરતો ચાલે, તે વેળા તુર્યામાં જાગ્રત-અવસ્થા વર્તે છે; કારણ કે જાગ્રત-અવસ્થા તો નાડીઓના ઊર્ધ્વમુખે રહી છે તેણે કરીને ઊર્ધ્વ ભાગની નાડીઓ વિકાસ પામી છે, માટે મૂકાતો પ્રણવ જ ઘોર કરે છે. આ પ્રકારે તુર્યાવસ્થામાં જાગ્રતઅવસ્થા વર્તતી જાણવી. હવે જે સમયે લેવાતો પ્રણવ ઘોર કરે અને મૂકાતો ઘોર કરે નહિ, તે સમયે તુર્યાવસ્થામાં સુષુપ્તિ વર્તતી જાણવી; કારણ કે અહંકાર-અંતઃકરણ અને સુષુપ્તિ-અવસ્થા, એ બન્ને નાડીના અધોભાગે વસેલાં છે, એથી કરી પ્રણવને ઊર્ધ્વભાગે ખેંચી લેતાં ઘોર થાય તે સુષુપ્તિ જાણવી. હવે તુર્યાનો અંત અને ઉન્મુનીની આદ્યમાં શુદ્ધ ઉન્મુની વર્તવાની વેળાએ બન્ને પ્રણવની સંધિમાં, તુર્યાવસ્થામાં ઉન્મુની વર્તતી જાણવી. એ સમયે પ્રણવ સૂક્ષ્મ શ્વાસવત્ સમાન ઘોર કરતો ચાલે, તેનું કારણ એ છે કે અધોઉર્ધ્વ બન્ને નાડીઓ અલ્પ જાગ્રત થઈ છે. એથી કરી સૂક્ષ્મ વર્તે છે. આ પ્રકારે તુર્યા સહિત પંચઅવસ્થા કહી.

હવે ઉન્મુની-અવસ્થાને વિષે ઉન્મુનીસહ પાંચ અવસ્થા વર્તે છે તે કહું છું તે સાંભળો.

હવે ઉન્મુનીમાં ઉન્મુની એટલે શુદ્ધ ઉન્મુની વર્તતી હોય ત્યારે બન્ને પ્રણવની પ્રવૃત્તિ, જેમ શુદ્ધ જાગ્રત-અવસ્થામાં બન્ને પ્રણવની પ્રવૃત્તિ સમાન ચાલે છે તે જ પ્રમાણે ચાલતી હોઈ સમવત્ સામાન્ય પ્રણવ તે સમયે વર્તે છે, તે એકલી શુદ્ધ ઉન્મુની-અવસ્થા વર્તતી જાણવી. હવે આ પ્રમાણે સાંભળીને શ્રોતાને શંકા થાય કે ઉન્મુનીની સાધારણ પ્રવૃત્તિમાં મૂકાતો પ્રણવ ઘોર કરે છે એવું પાછળ કહી ગયા છો અને હમણાં લેવાતા તથા મૂકાતા બન્ને પ્રણવ સામાન્ય ઘોર કરતા ચાલે છે એમ કહો છો, તો તે શંકા વિષે ખુલાસો કરું છું તે સાંભળો. તુર્યાને અંતે અને ઉન્મુનીની આદ્યે એ બન્નેની સંધિને વિષે ચાલતા બન્ને સમાન પ્રણવનો ભેદ તો હમણાં જ દેખાડી દીધો છે અને પાછળ ઉન્મુની-અવસ્થાને વિષે કહેલું તે વિષે પૂછો છો તો તે વિષે સાંભળો. સોહંગ પ્રણવ બહાર નીકળે છે તે ઠેકાણે કાળ-ચક્ષસત્ત્વ પ્રધાન વસે છે, તેની ક્રિયાને લીધે પાછળ એવું નિરૂપણ કર્યું છે. કાળ-ચક્ષસત્ત્વની ભાવના પ્રણવને બહાર કાઢવાની છે એટલે કાળ-ચક્ષસત્ત્વ અને સોહંગ પ્રણવ, એ ઉભયના સંબંધે ધડકીને પ્રણવને વિષે શબ્દ થાય છે. જે અવસ્થા જે જે દેહમાં વર્તે તે વખતે તે તે દેહ જાગ્રત રહે છે, માટે તે તે ઠેકાણે પ્રવૃત્તિ અને ઐશ્વર્યતા જાગ્રતની જાણવી. અધોનાડી રૂંધન પામી છે અને ઊર્ધ્વ નાડી વિકાસવાળી થઈ છે, તેણે કરીને મૂકાતો પ્રણવ શરણાઈ વાજિંત્ર સમાન ઘોર કરે. આ ઉભય પ્રકારે ઉન્મુનીના ભેદનું નિરૂપણ કર્યું. હવે ઉન્મુનીના ઉદરમાં બીજી ચાર અવસ્થા વર્તે છે તે વિષે કહું છું. હવે એક બે શ્વાસ ઘોર કર્યા વિના વર્તે અને પછી એક ઘોર કરતો નીકળે, આ માપ પ્રમાણે લેવાતો તથા મૂકાતો પ્રણવ રહી રહીને વર્તે (અટકી અટકીને ચાલે) તે સમયે ઉન્મુની અવસ્થામાં તુર્યાવસ્થા વર્તતી જાણવી. ત્યાર પછી નિદ્રાકાળે સર્વ શરીરનું અંગ ડાબેથી જમણે અને જમણેથી ડાબે એમ ફરે તે પ્રવૃત્તિરૂપ ઉન્મુની-અવસ્થામાં સુષુપ્તિ-અવસ્થા જાણવી. વળી પ્રણવયોગે અલ્પ ઘાટની પ્રવૃત્તિને લીધે દેહભાગ ચલાયમાન થવા માંડે તેટલો જ વ્યાપાર તે સુષુપ્તિનો છે. ત્યારપછી હાથપગનું પ્રસરણસંકિર્ણ જ્યારે કરે અને વિશેષ ઘાટ પ્રવૃત્ત થાય ત્યારે ઉન્મુનીઅવસ્થામાં સ્વપ્નાવસ્થા વર્તે છે એમ જાણવું. ત્યાર પછી નિદ્રાના અંત સમયે અને જાગ્રતની આદ્યપ્રવેશ વેળા હોય તે સમયે નેત્ર તો મીચેલાં હોય અને શરીર ઉપર હાથ ફેરવે અને જ્યાં ખંજવાળ આવે ત્યાં ખજવાળે તોપણ આમ અમસ્તો દેહને ચંચળ વર્તાવે તે ઉન્મુની-અવસ્થામાં જાગ્રત-અવસ્થા વર્તતી જાણવી; કારણ કે સર્વ દેહ પ્રણવયોગે

અલ્પકાર્ય કરવા પ્રવર્તમાન થયો છે. અને તે વેળા નચિત-અંતઃકરણની પ્રવૃત્તિ પણ વર્તે છે અને કંઈક મન આદિ અંતઃકરણની પ્રવેશસંધિ આવી છે, તેણે કરીને ઉન્મુનીવત્ ઉન્મુની-અવસ્થા વર્તે છે. આ પ્રમાણે પાંચ અવસ્થાનું પંચીકરણ દરેક અવસ્થાના પેટામાં વર્તતી બીજી અવસ્થાઓ સહ પચીસ થાય તે પચ્ચીસ પ્રકારે નિરૂપણ કરીને તે સંત-સજ્જન પ્રત્યે પ્રત્યક્ષ પ્રમાણે કરીને દશ્યમાન દેખાડયું.

હવે આ પંચઅવસ્થા શરીરને વિષે જે પ્રમાણે પોખી છે તે પ્રમાણે વર્તમાન થયાં જાય, પણ આ દેહની પ્રતીતિ લેવાની તે જાગ્રત સિવાય માલમ પડે નહિ. જે અવસ્થાનું જે નિરૂપણ કર્યું છે તેવું જાગ્રતમાં અતિ ઉજાગ્રતપણે રહીને જે કોઈ જોશે, તેને જ તે સજાણ અનુભવદષ્ટિએ કળ્યામાં આવશે; એવી અકળ આ અવસ્થાઓની પ્રવૃત્તિ હોઈ તે કળવાની છે, પણ આ ઠેકાણે તો જાગ્રત-અવસ્થા વિશેષ વર્તાવવા સારુ આ પાંચે અવસ્થાની ક્રિયા દેખાડી છે; તે તો પોતે સચેતન થવા સારુ આતુર જીવ પ્રત્યે કહી છે. હવે જાગ્રત-અવસ્થામાં તત્ત્વભાગ સહિત સર્વનું વર્તમાન બધું જણાય છે, તેમાં જે નિજસ્વરૂપ સજાણ આપણ છીએ તે સમેત જાણવામાં આવે અને વળી આદ્ય સકર્તા સ્વરાજ કરૂણેશ કૈવલ, એ પંચવિશેષણ લક્ષણા સમેત પરમગુરુ લક્ષબોધ વડે જાગ્રતમાં જણાય અને તેનું કૃત અનંત બ્રહ્માડ ચરાચર દેવાદિ સમેત જાગ્રતમાં ઓળખાય. જાગ્રત સિવાય બીજી અવસ્થામાં આમાંની એક પણ ગતિ માલમ પડે નહિ; કારણ કે બીજી અવસ્થામાં વર્તમાન થાય તે તો પોતાની ઈચ્છા વડે સૂક્ષ્મ અલ્પ થાય છે અને જાગ્રતમાં તો પાંચ દેહના સર્વ તત્ત્વભાગ પ્રણવ સમેત જાગ્રત રૂપ જાગ્રત વર્તે છે અને બીજી અવસ્થાઓમાં તો તત્વભાગ. તે તે અવસ્થા પ્રમાણે થઈને રહે છે; માટે આપણા અંશસ્વરૂપની સજાણદષ્ટિ જાગ્રત ઉપર વિશેષ રાખવી. આ પ્રમાણે સજાણદષ્ટિ જાગ્રત ઉપર અતિ ઉજાગ્રતપણે રાખે, તો તેની ક્રિયા ભાસે જેના યોગ વડે અખંડ સુખની પ્રાપ્તિ થાય. તેટલા જ માટે બીજી અવસ્થાઓની પ્રવૃત્તિ ઉપરથી હળવે હળવે નિજ ઈચ્છાનો નિરોધ (નિગ્રહ) કરીને જાગ્રતમાં ભાવના રાખી ચેતનપણે પોતે અભ્યાસ કરવો. આ સાંભળીને શ્રોતા કહેશે કે અન્ય અવસ્થાની પ્રવૃત્તિ તો સહેજાસહેજ થાય છે અને જાગ્રતમાં સર્વ અવસ્થાની પ્રવૃત્તિ ઊલટાવીએ તો ઊલટી શકે છે, તો પછી બીજી અવસ્થાઓમાં જે પ્રવૃત્તિ થાય છે તે ક્રિયા સચેતનપણે કેમ કરીને ઉલટાવી શકીએ ! હવે તે કહું છું તે સાંભળો. જેમ જેમ દેહનાં પંચતત્ત્વ

તથા અવસ્થાની ભૂમિકા સહ પંચદેહનો ઉત્તમ ખેલ કર્યો છે તેમ તેમ કાર્યભાગ નિજ ઈચ્છાએ વર્તે છે, પણ સજાણ અંશનું ઉજાગ્રતપણું દેહમાં જેટલા તત્ત્વભાગ પોખ્યા છે તે પ્રમાણે તે સર્વમાં આદિથી મધ્ય અને અંત સુધી વર્તે છે. આ બધા તત્ત્વોના સમૂહમાં અંશ પોતે અતિ-વિશેષ જાગ્રતમાં પોતાની ઈચ્છાવૃત્તિની ક્રિયામાં સર્વજ્ઞપણે સમાન ભાવે વર્તે છે; એટલા જ માટે જાગ્રતમાં વિશેષ ઉજાગ્રત રહીને સજાણદૃષ્ટિ વર્તાવવી. આ પ્રકારે સત્ત્વગુણથી ઉપજેલાં દશ તત્ત્વોની ઊલટસૂલટપણાની ક્રિયા સર્વ જાગ્રતમાં દેખાડી. એ પંચદેહને વિષે અવસ્થા સહિત અંકુર વર્તમાન કરે છે તેનું યથાર્થ નિરૂપણ કર્યું છે.

❀ ❀ ❀

# સ્વાકાશગણનાં પંચસંભસકરણ અને પંચવ્યવસ્થા એ દશ તત્ત્વની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૪

હવે સ્વાકાશગણથી પંચવ્યવસ્થા અને પંચસંભસકરણ એ દશ તત્ત્વભાગની ક્રિયા પંચઅવસ્થાની સંધિમાં જડપણે સૂક્ષ્મ થાય છે. સૂક્ષ્મ ક્રિયા થાય છે તેનું કારણ શું ? તેનું કારણ એ છે કે ગુણ અને અંતઃકરણથી તેના ભાગ કિંચિત છે. માટે ક્રિયા પણ તે જ પ્રમાણે વર્તે, તે વિષે કહું છું તે સાંભળો. પ્રથમ પંચસંભસકરણની ઊલટક્રિયાનું વર્તમાન કહું છું તે શ્રવણ કરજો. હવે સર્વ અવસ્થામાં શાંતિનું વર્તમાન સમાનપણે થાય છે; તેના વિષે જાગ્રતની પ્રવૃત્તિ વિશેષ રાખવી. જે વખતે દુઃખ આવી પડે ત્યારે અંતર્ અને બાહ્ય શાંતિ રાખવી અને પદાર્થનું સુખ મળે ત્યારે સત્ય ક્રિયા આચરવામાં નિત્ય નિર્મળતા રાખવી. અરે ! મારા હાથથી હજુ સુધી ઉત્તમ ક્રિયામાણ થયું નહિ ! આ પ્રમાણે અંતરમાં લાવીને સ્વરૂપલક્ષમાં વર્તવું. હવે સહેજપણું તે નાનાવિધ પ્રયત્ન કરીને જેટલી ભક્તિ તથા સંતસેવનની ક્રિયા થઈ આવે તેટલી પ્રતીતિ આદરે કરીને લેવી જોઈએ. તે પ્રયત્ન કર્યા સિવાય થાય નહિ. એવી સેવાભક્તિ જે જે હોય તેની પ્રાપ્તિ થવાની ઈચ્છાને વિષે સહેજતા રાખવી. એ સિવાય સહેજપણું અમસ્તું વધવા દેવું નહિ. જેણે કરીને પોતાનું સ્વરૂપ અને પતિપદનો અંતરાય થાય, એવા સહેજપણાને વધવા દેવું નહિ. હવે

શીલસંભસકરણ તે શીલપણું પણ સદાસર્વદા સેવાભક્તિમાં રાખવું અને વિષયાદિક ભાવના ત્યાગીને આદિ ભજનને વિષે શીલપણું રાખવું. હવે સંતોષ-સંભસકરણ એટલે વિષયને વિષે સંતોષ રાખવો નહિ, પણ પરમ સકર્તાના જશની પ્રતીતિ લઈને વારંવાર આનંદ-ઉલ્લાસ અંતરમાં થાય એવો પ્રેમહેતુ પોતે રાખવો. વળી જગતને દેખાડવા સારુ સંતોષની ઢબ રાખવી નહિ. અમસ્તું શબ્દજ્ઞાન બકવાથી અંતરની બળતરા નિદાન જાય નહિ, એથી કરીને નિજ પરમરસની પ્રાપ્તિનો કલ્પપર્યંત અંતરાય પડશે. હવે સમતા-સંભસકરણ તે સમતા, જે ચરાચરને વિષે વ્યાપક અંશ તનુ તનુ પ્રત્યે ભિન્ન ભિન્ન વસ્યા છે તે નિજ ચૈતન્ય સ્વરૂપના સ્વજાતિ સમાન હોઈ એક વખત પ્રથમ જોયા પછી તેના વિષે પોતાના ચિત્તમાં ન્યૂનતા રાખવી નહિ; અને જ્યાં અખિલ તત્ત્વ-ભાગ પ્રવર્તમાન થાય ત્યાં વિવેક કરવો. એ પ્રકારે અનેક ક્રિયા સંબંધીનું વર્તમાન જોઈને જાગ્રતની સંધિને વિષે સમતા રાખીને વર્તવું, જેથી કરીને અનાદિ સ્વરૂપના પદની ગતિ આપણને જડે. અહો! અવસ્થા વિના પાંચે દેહને વિષે એક પણ ઉત્તમ મધ્યમ કર્મ થાય નહિ, એટલા જ માટે અવસ્થાની સંધિમાં પંચસંભસકરણનું વર્તમાન દેખાડી દીધું.

હવે જે પ્રકારે અવસ્થામાં અધિષ્ઠાન અંતઃકરણ છે તે જ પ્રકારે વ્યવસ્થાનાં અધિષ્ઠાન સ્તંભસકરણ છે, તેની ભિન્ન ભિન્ન ક્રિયા કહું છું. તે પણ અવસ્થાની સંધિમાં જ વર્તે છે, તે પૃથક્ પૃથક્ દેખાડું છું. હવે સ્થિતિ-વ્યવસ્થા તે સ્થિતિ સદાસર્વદા પ્રભુભજનસ્વાદને વિષે રાખવી; જેથી કરીને સકલ તત્ત્વનો ધંધો સફળ થાય. હવે ઉદાર-વ્યવસ્થા તે ઉદાસ નિઃસ્પૃહીપણું છે. જ્યારે વિષયનો હેતુ ઉત્પન્ન થાય ત્યારે તેના વિષે ઉદાસી રાખવી, પણ તે વિષયમાં સ્થિતિ રાખવી નહિ; પરંતુ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યને વિષે અતિશય સ્થિતિ રાખવી જોઈએ, એથી કરી પરમદિવ્ય વૈભવને વિષે ગતિ પહોંચે તેમ કરવું. હવે ગલિત-વ્યવસ્થા તે વિષ્યપ્રવૃત્તિમાંથી હળવે હળવે મનનો અતિ નિરોધ કરી લેવો અને પરમાર્થનું સાધન કરવા વિષે ગલિતપણું રાખવું નહિ, તેમજ અંતરમાં ધારવુ પણ નહિ. આમ પ્રવૃત્તિ કરતાં અંતે જે કાળે પદાર્થધંધાની નિવૃત્તિ થાય, તે કાળે આદિ અને અંતની સંધિને વિષે શુદ્ધ વિચાર કરવો; કારણ કે મન-અંતઃકરણ તો વિષય ક્રિયામાં બહુ બળવાન છે. તે મન સર્વ ઈંદ્રિયોની ધારણાએ પૃષ્ટિ પામે છે પણ તેને તે ઠેકાણેથી ગળવીને (ઓગાળીને)

પરમભજન કરવાની ક્રિયા દેખાડવી, પછી તેને જેમ જેમ રૂચિ લાગતી જાય તેમ તેમ વિષયઆકાંક્ષામાં તે જશે નહિ પછી તે તો નિજકૈવલપદ અચ્યુતને વિષે રત થઈ રહેશે.

હવે **કુંભ-વ્યવસ્થા** તે પ્રત્યેક અવસ્થામાં દૃષ્ટિ અને સ્મૃતિનો અવરોધ કર્યા જાય છે અને તેની પ્રવૃત્તિ વડે કોઈ જાતની સૂઝ પડતી નથી તેમજ તે કળ્યામાં તથા દેખાવમાં પણ આવતી નથી; એવી ગુપ્ત ઘાત કરનારી હોઈ તે આપનું ચેતનપણું જે ઉજાગ્રત છે તેનું સ્મરણ થવા દેતી નથી. આ પ્રમાણે તત્ત્વપ્રવૃત્તિની સ્થિતિ જે કાળે થવા લાગે તે કાળે એ ક્રિયાને દેખીને પોતે ચેતન થઈ જવું, જે આ વખતે કુંભની પ્રવૃત્તિ થાય છે. આ પ્રમાણે જાણનાર અંશસ્વરૂપ પોતે છે, તે જાણશે કે તે તત્ત્વની પ્રવૃત્તિ મટી ગઈ નથી, પણ આપણામાં પ્રત્યક્ષ છે જ, માટે જોવું. જોજો, એ કુંભ-વ્યવસ્થા ઘણા ક જનને નડી છે અને તેણે તેમને તેમના ઉપાસના સિદ્ધાંતથી ફરક થવા દીધા નથી. વળી નિજસ્વરૂપ, કર્તા અને કૃતને જાણવા દીધાં નથી, કારણ કે કોઈની પણ દૃષ્ટિ તથા સ્મૃતિની પ્રવૃત્તિ આગળ ચાલવા દીધી નથી. વળી તેણે સગુણનિર્ગુણ અને વેદાંતની પર જોવાની ગતિ રોકી રાખી. હવે આ કુંભ-વ્યવસ્થાએ ભલભલાઓની ગતિ આગળ જતાં અટકાવી રાખી છે, ત્યારે તે જાગ્રતમાં અનુભવ બોલ્યા તે કેવું ? તે વિષે સાંભળો. તે મોટા પુરુષો આ તત્ત્વસંસાર ભ્રાન્તિરૂપ જ ભવ છે એવા ભાવે બોલ્યા છે, તથાપિ તેઓ અંતર્બાહ્ય વ્યાપક વૈભવ માની બેઠા છે; પણ કૈવલકર્તાનું કૃત તથા અંશઅંશીનો લક્ષ, ગતિએ આગળ ચાલીને જોયાં નથી, કારણ કે તેઓએ કુંભ-વ્યવસ્થાની પ્રવૃત્તિ વિશેષ વધારી; તેટલા જ માટે તેઓને જોવા દીધું નહિ. અહો ! જાગ્રતમાં જે તત્ત્વભાગની પ્રવૃત્તિ વધારીએ તે ભાગની વધે, પણ જે સંભવે નહિ તેનો વિચાર કરીને ન્યૂનાધિક, ઘટે એવા તત્ત્વભાગ વર્તાવવા. આ સાંભળી કોઈ શ્રોતા એમ કહેશે કે જે જે પ્રમાણે તત્ત્વભાગ પોખ્યા છે તે તે પ્રમાણે તત્ત્વોનું તેવું વર્તમાન નિરંતર ચાલે છે; જેથી ત્યાં પોતાની ચતુરાઈ કરવા જાય તો તેનું કંઈ પણ ચાલવાનું નહિ. આ વિષયમાં ખુલાસો કરું છું તે શ્રવણ કરજો. ઘરમાં જે સામગ્રી ઉત્તમમધ્યમ ઔષધિ આદિ ભરેલી હોય તે સુખદુઃખ આવી પડે ત્યારે તે સર્વ અર્થ આવે એટલા સારુ ભરેલી હોય છે. હવે તે રકમ પૈકી જે ખાવી ઘટે તે જ ખાવી અને ન ઘટે તેનો મુખે સ્પર્શ પણ કરવો નહિ અને જે ઔષધિ શરીર ઉપર લગાવવાની હોય તે વ્યાધિના નાશને અર્થે ચોપડવી; નહિતર તો વિષ રાંધીને ભક્ષણ કરીએ તો તેનું કોઈ કાળે અમૃતપાન કર્યા જેવું ફળ મળશે ? કહો, ના મળે. વળી તેનો ત્યાગ

ના કરીએ તો અનેક વિઘ્ન ઉત્પન્ન થાય. એટલા માટે જે પ્રવૃત્તિનો આદર કરે અને જીવની ગતિ અસંખ્ય જન્મસુધી થાય નહિ એવી જે પ્રવૃત્તિ ગાળી નાખવાની હોય, તેનો તો ત્યાગ જ કરવો જોઈએ. આ પ્રકારે જે જાણવાનું તે ના જાણીને, આ વિશ્વમાં ઘણાક લઘુદીર્ઘ અંશો પોતાની ઈચ્છા થઈ તે પ્રકારની પ્રવૃત્તિ વધારતા ગયા અને તે કરણીય સર્વ છોડીને અકારણ વર્તતા ગયા. જ્યાં જેવી જોઈએ ત્યાં તેવી યોજના કરી નહિ. તે શા માટે નહિ ? તેનું કારણ એ છે કે દેહમાં તત્ત્વોની જે પ્રવૃત્તિ થાય તે સર્વ સામાન્ય અને વિશેષ અંશોને અકળ છે, એથી જ તેઓ કળી શકયા નહિ. વળી સમાન-વ્યવસ્થા એટલે સમાનપણું હોઈ આ વ્યવસ્થાના યોગે શૂન્ય સરખા થઈને સમાનપણું ધારણ કરી બેઠા અને પોતે જ આ વ્યવસ્થાને વિષે રૂંધન પામી ગયા, પરંતુ કર્તાના કરેલા તત્ત્વભાગયુક્ત સર્વ દેહને વિષે સજાતિ સમદ્દષ્ટિએ જોયું નહિ. આ સાંભળી એમ કહેશો કે તત્ત્વભાગ તો અધિકન્યૂન પ્રથમ કહી ગયા છો અને હમણાં ના કહો છો એનું કારણ શું છે ? હવે તે વિષે સાંભળો. તત્ત્વભાગપક્ષે તો સજાતિ સર્વને વિષે વિભાગ સમાન જોઈને પછી તત્ત્વભાગની પ્રવૃત્તિને વિષે ન્યૂનાધિક પોખ્યા પ્રમાણે વિચાર રાખવો. (તત્ત્વદ્દષ્ટિએ તો સર્વ ઘાટને વિષે જે તત્ત્વો પોખેલાં છે તે તત્ત્વો સર્વ ઘાટમાં સમાન હોઈ ન્યૂનાધિક તત્ત્વો પોખેલાં નથી, એટલે કે નાનામોટા સર્વ ઘાટમાં તત્ત્વોની સંખ્યા સરખી જ છે. કોઈ ઘાટમાં અમૂક તત્ત્વો અને બીજામાં અમૂક તત્ત્વો એમ તત્ત્વો વધઘટ નથી, પરંતુ તે ઓછાવત્તા પ્રમાણમાં પોખેલાં હોઈ તે તત્ત્વોનું પોષણ ન્યૂનાધિક છે; એટલે કે તત્ત્વોની ગણતરી ઓછીવત્તી નથી પણ સમાન છે.) હવે જે તત્ત્વની જે પ્રવૃત્તિ છે તે તત્ત્વની તે પ્રવૃત્તિ તેના માપ પ્રમાણે સર્વને વિષે થાય છે. દ્દષ્ટાંત તરીકે મનનો ધર્મ સંકલ્પવિકલ્પનો છે, તે સંકલ્પવિકલ્પ બુદ્ધિ કરી શકે નહિ. બુદ્ધિ તો નિશ્ચયપૂર્વક ઘાટ જ ઘડયા જાય. એ પ્રકારે દરેક તત્ત્વની પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન છે, તે જાણીને કૃતને વિષે સમાનપણું રાખવું. તત્ત્વવિવેકમાં આ પ્રમાણે રાખીને સર્વભાવે નિજકર્તાનું ભજન કરવું. આ પ્રમાણે પંચવ્યવસ્થા અને પંચસંભસકરણ; એ દશ તત્ત્વોની ક્રિયા કહી. આ ઊલટક્રિયા તો જીવ જે તત્ત્વના પ્રભાવમાં જ વહ્યા છે તે અંશને તારવા સારુ સર્વજ્ઞ પરમગુરુએ કહી છે. પાંચ અવસ્થા પૈકી જાગ્રત-અવસ્થામાં આ દશે તત્ત્વોની ઊલટક્રિયાની જે લક્ષણા કહી છે તે જાણીને તે પ્રમાણે વર્તવું.

❀ ❀ ❀

# તમોગુણના દશ કાળની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૫

હવે તમોગુણના દશ કાળનું વર્તમાન કહું છું. પ્રથમ. સ્વભાવકાળ તે તત્ત્વના સ્વભાવ ત્રિવિધ છે તે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ હોઈ સર્વ અંશો એ પ્રમાણે ત્રિવિધ વર્તમાન કરે છે. હવે તેમાં કનિષ્ઠ અને મધ્યમ પ્રવૃત્તિનો ત્યાગ કરવો, તે મન આદિ તત્ત્વભાગને હાથે આપણે પોતે કરાવવો પછી શ્રેષ્ઠ સ્વભાવને વિષે જ તે તત્ત્વોને પ્રીતિ બેસાડવી. મૂળ ચૈતન્ય અંશનો સ્વભાવ તે જ ચેતનપણું હોઈ તે ચેતનપણું બીજાં કર્મને વિષે નિશાન રાખીને તેમાં વર્તવા દેવું નહિ, પરંતુ પરમ ગુરુકૃપાલક્ષ વડે અક્ષય દિવ્ય યજનને વિષે ચાલવું. પછી ઈંદ્રિયો અને તત્ત્વના જે સ્વભાવ હોય તે પલટાઈ જશે. તે કેવા પલટાઈ જશે ? જેવી પોતાની ભાવના હોય તે પ્રમાણે સ્વભાવ પલટાઈને વર્તશે. જેમ લોખંડનો સ્વભાવ શ્યામતાવાળો છે પણ તે પારસને સ્પર્શે કંચન થાય છે, તે પ્રકારે તત્ત્વભાગનો પ્રભાવ પરમાર્થી થઈ જશે હવે આક્રાંત કાળની પ્રવૃત્તિ તે વિષયના વિષમભાવને વિષે આક્રાંતવત્ સર્વ તત્ત્વો રહે છે; તે અકારણ આક્રાંતપણું છોડાવીને સત્ય ધર્મને વિષે વાળવાં. હવે કામના કાળને લીધે નિજ અંશની ભાવનાએ સર્વને વિષે કામની કામના વસે છે. તે આપણી દષ્ટિરૂપ કામનાને પાછી આદિ તરફ વાળીને પરમપદને વિષે લગાવવી. પછી જે કામનાએ પરમગુરુપદ સાંગોપાંગ અભંગ પ્રાપ્ત થાય અને નિજરૂપલક્ષના યોગે પતિવ્રતાધર્મ સમાન સકર્તાનું ભજન થાય, તેજ કામના રાખવી. હવે આશ્ચર્યકાળ તે પોતાનું આદિ સ્વરૂપ કોઈ જાણતું નથી; તે માટે આ આશ્ચર્યભાગ અતિ ઊંડો છે, તેને જોઈને જેનાથી આશ્ચર્ય વૃદ્ધિ પામે તે કરવું; એકલા કર્તારે આશ્ચાર્યાત્મક કૃતરચના સોળ પ્રકારે કરીને ગોઠવી છે તે રચના. અચાનક ક્યા પ્રકારે અનાદિ પ્રભુએ કરી છે તે જોવું. કર્તાના કૃતનો આ ભેદ આશ્ચર્યસાગર ગ્રંથને વિષે સ્પષ્ટ કરી ગયો છે, તે જ આશ્ચર્યભાવ અથાક થઈને (થાક્યા સિવાય) અગાધ દષ્ટિએ અંતરમાં વસાવવો. હવે પૃથક્કાળ તે ચરાચરને વિષે જે કૃત કર્યું છે તે ઘડવું ભાંગવું તે હોઈ તે તત્ત્વ, અંશ સમેત પતિના સંકલ્પની ગતિ જોવી. આ પૃથક્-પૃથક્ રચના તત્ત્વના વિભાગે કરી અનંત

દેખાય છે અને અંશ પણ અનંત દેખાય છે અને જેણે કર્યું છે તે કર્તાની ગતિ પણ અનંત દેખાય છે, નહિ તો એ કેમ બને ? આ પ્રકારે પૃથક્ લક્ષ વડે સર્વ જોવું.

હવે विपरीत-काळ તે અકાળ મૃત્યુ જે અનેક પ્રકારે થાય છે. આ વિપરીતકાળનો છેડો જોઈએ તો તે સ્થૂલદેહથી લઈ પરમકારણદેહ સુધી છે. તે દેહ અનિત્ય અને નાશવાન જાણીને ભજનને વિષે સર્વ ભાગ કામમાં આવે એવું કરવું. હવે अज्ञानकाळ તે અજ્ઞાનકાળે કરીને વર્ણધર્મની માનીનતા સર્વને છે, પણ તે વહેવારમા અલ્પ કાર્ય જેટલી રાખીને આગળ જવા માટે પોતાની ગતિની અંતરમાં ચિંતા રાખવી. પછી તે યજનભજનના પ્રતાપે જે અજ્ઞાનકાળ છે તે પરમ સજ્ઞાન (જ્ઞાનવાળો) થશે અને પછી તે ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનની ગતિ કરવા માંડશે. જેમ ચમક વડે લોઢુ ચેતન થાય છે, તેમ જ્ઞાન વડે અજ્ઞાનનું અલ્પપણુ (પામરતા) જે છે તે જ સજ્ઞાન થશે. વળી તે સર્વ તત્ત્વભાગ સમેત ઊલટીને સન્મુખ થશે. પછી તેને જોઈને અંગીકાર કરવો. તે કેમ કરીને કરવો ? વળી અજ્ઞાનકાળ જે છે તેને ઠેઠ પહોંચાડવો તે ક્યા પ્રકારે ? તે કહું છું. તે સાંભળો. અહો ! હે પ્રભુ ! આપનું કરેલું જે આ કૃત તે વિભૂતિને હું કંઈ પણ જાણતો નથી, અપાર કૃતની ગતિ કઈ રીતે તમે કરી છે તે અમોને જણાય તેમ નથી; એમ વદવું. આ પ્રકારે અજ્ઞાનકાળ તે સદ્ગતિને પહોંચે. એ જ અજ્ઞાનકાળની માનીનતા અખંડ પરમપદરત થવાને રાખવી. હવે रागसकाळ તે આદિ સકર્તાના પરમધામને વિષે સર્વ ભાવના રાખવી. પ્રથમ તો ઉપાસના તે સત્સંગને વિષે પ્રીતિ અચળ જોઈએ. પછી તે નિજપતિનાં દર્શન થતાં સુધી સંત (પરમગુરુ) સંઘાતે અક્ષય ઉપાસના રાખવી. એથી કરી તે સર્વ જીવો પરત્વે, તે જીવોનું હિત જાણી, અનુરાગપૂર્વક નિજગમલક્ષરૂપ કૃપાદાન આપશે. જેમ મેઘ વૃષ્ટિ કરે છે તેથી કરીને બીજનાં અંકુરો પત્ર, ફળ, ફૂલ આદિ ઉદય પામે છે, તે પ્રકારે સંતજને અખિલ જીવ ઉપર દયા કરવી. હવે द्वेषकाळ તે સકલ તત્ત્વના દ્વેષ માંહોમાંહે એકએક સાથે વેરભાવ છે, તે સમય વર્તીને આદિથી અંત સુધી જોવું. પછી તે દ્વેષને પોતાની ભાવનામાં વૈરાગ વર્તે એમ સંકલ્પને વિષે વાપરવો, (આપણા વર્તનની આડે આવનાર ઉપર દ્વષ થાય છે, કારણ કે આપણી ભાવના જે વિષયાદિ પદાર્થોમાં હોય છે તેને કોઈ અવરોધનાર મળે છે ત્યારે તેના ઉપર દ્વેષ ઊપજે છે; તેવી જ રીતે પરમપદની પ્રાપ્તિમાં વિષયાદિ પદાર્થ આડે આવે છે, તેથી તે પદાર્થો ઉપર દ્વેષ ઉત્પન્ન થાય તેવી રીતે વાપરી

વૈરાગમાં સ્થિર થવું.) અને અંતરમાં કોઈ પદાર્થ કિંવા અલ્પ જીવની આશા કરવી નહિ (દ્વેષ થવાનું કારણ આશાભંગ છે) અને આ દ્વેષને પોતાની સચેતન સજાણવૃત્તિ વડે અનાદિ પુરુષને ત્યાં પહોંચાડવો; નહિંતર તો દ્વેષ ઘાતક હોઈ આપણને મારક (મારનાર) થાય, એટલા જ માટે જે દ્વેષને અનેક જન્મથી વધારતા આવેલા છીએ તે દ્વેષનો અંગીકાર કરવો નહિ હવે દશમો વૃદ્ધિઅંત-કાળ તે, જે જે ઘાટમાં જે જે તત્ત્વભાગની ક્રિયા ભરી છે તે તે ઘાટને તે તે તત્ત્વના માપ પ્રમાણે વૃદ્ધિ પમાડીને તેનો અંત આણે છે. જે જે ઊલટક્રિયા કહી છે તે તે ક્રિયાને અંશ સ્વઇચ્છાસંકલ્પે એકાએકી નિજ માપ પ્રમાણે સજાણવૃત્તિ સુધી પહોંચાડે છે, જેથી આમ જે જે તત્ત્વભાગના નિરાળા ધર્મ વર્તે છે તેના માપનો પણ આ સજાણવૃત્તિના ઘરમાં અંત આવી રહે છે. પછી છેલ્લે વારે અંશનો હેતુ વિરહભાવે દિવ્ય પદ સુધી વધે. હવે અહીં સુધી વધીને તત્ત્વવિભાગ પ્રવૃત્તિ ભાનનો (અંશના હેતુનો) કળશ કરીને નિજસકર્તા કૈવલના સનાતન પદ સુધી પહોંચાડે. હવે આ ઉપરાંત તત્ત્વભાગને વૃદ્ધિ થવાનું બીજું રહેતું નથી. આજ ઠેકાણે સર્વ તત્ત્વભાગની ક્રિયાનો અંત આવે છે. આ પ્રકારે વૃદ્ધિ-અંતકાળના ભાવની પ્રતીતિ સંતસજ્જનને દેખાડી. આ પ્રકારે તમોગુણના દશ કાળનું વર્તમાન કરાવવું.

❀ ❀ ❀

# અચંતગણની દશ ભાવનાની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૯

હવે અચંતગણથી દશ ભાવના ઉત્પન્ન થઈ તેની ઊલટક્રિયા જે સંત સજ્જનને પરમ પાવન કરવાવાળી છે, તે વિષે હકીકત કહું છું તે સાંભળો. પ્રથમ અહંભાવના તે મૂઢ ભાવનારૂપ હોઈ એથી કરી કોઈની કળા કોઈને આવડતી નથી; માટે આ પોતાના મૂઢપણાને જાણીને તેને ક્રિયા વડે ખંડન કરવું, જે આપણને ન આવડે તોપણ તે પ્રયત્ન કરીને કરવું. કદાચ એમ કહેશો કે જે ક્રિયા કરેલી નથી તે કેવી રીતે આવડે ! તે વિષે કહું છું તે સાંભળો. હે શ્રોતા ! જે ક્રિયા કરતાં આપણને નથી આવડતું તેનો અભ્યાસ કરવો તથા સત્સંગ કરવો, એથી કરી જાણવામાં આવશે આ પ્રમાણે જાણીને તે જાણ

મુજબ જે અંશ થોડું ઘણું કરતા જશે, તેમ તેમ તે અંશ પ્રત્યે ધીમે ધીમે તે કળા પ્રાપ્ત થશે. જેણે જે જે દેહમાં જે જે કળા સાધી છે તે તે સર્વ અભ્યાસે કરીને સર્વને આવડી છે, તે પોતાના સ્વચૈતન્યના સામર્થ્ય વડે આદિથી અંત સુધી તેમને સુલભ થઈ છે. આ કર્તવ્યશક્તિ તે અંશને પોતાને આદિમધ્યાંત સુધી છે જ; પણ વચમાં કેટલોક કાળ આ કર્તવ્યશક્તિનો ઉપયોગ કર્યો નહિ, એથી કરી તે કળાને ભૂલીને અંશ મૂઢ થઈ ગયા છે. આ અહંભાવનાની ક્રિયા લોકોએ અતિ કાયરપણા વડે કરીને વધારી છે, છતાં પણ તે ક્રિયાને ઉલટાવીને વર્તે તો સ્વકર્તવ્યશક્તિ તત્ત્વભાગને વિષે પ્રગટ થશે અને તે તમોને જણાશે; પણ અંશ પોતે આદર કરશે ત્યારે જ તે જણાશે. આ પ્રકારે જગતભરના સામાન્ય અંશનો પ્રકાર કહ્યો.

હવે વિશેષ અંશનો પ્રકાર કહું છું તે સાંભળો. આ વિશેષ અંશમાં અંકુરરૂપે જે કળા રહી છે તે સામાન્ય અંશથી ભિન્ન હોઈ વિશેષ અંશની કળા અલ્પજ્ઞ અંશને કોઈ કાળે પ્રાપ્ત થાય નહિ. કદાચ તે મેળવવા પ્રયત્ન કરે તોપણ આવડે નહિ. વળી પરમવિશેષ અંશ આદિ અનુભવકૃત જે વચન બોલેલા છે તેનું સ્મરણ સામાન્ય અંશ અને વિશેષ અંશને નથી, જેથી તેમની ગતિ અન્ય જીવમાં આવતી નથી. તેમના કરેલા ગ્રંથ આદિનાં પ્રતીતિવચન હોય તે સમેત જોઈને તેના આધારે નાનાવિધ વાણી ગાય ખરા, પણ પોતે પોતાની મેળે બ્રહ્માદિક સુધી સ્વઅનુભવ કરવાની શક્તિ કોઈને નથી. સારાંશ એ છે કે સામાન્ય તથા વિશેષ સર્વ અંશને સર્વ કળાથી એક કળા શ્રેષ્ઠ છે, તે કઈ ? તે સાંભળો. સર્વ પ્રકારે પ્રીતિભાવયુક્ત નિજ અવિનાશ સ્વરૂપ કર્તાના સાધન વિષે હેતુ રાખવો જોઈએ. આ પ્રકારે વર્તે ત્યારપછી તે ઉપરાંત બીજી એકે કળા શ્રેષ્ઠ નથી. અહો ! આ કળા જેનામાં આવે તેના અંગમાં સર્વ કળાનું મૂળ જ વસી રહ્યું છે, તેને મૂઢ અહમ્ કેમ કહેવાય !

હવે સ્તંભભાવના જ્યારે વૃદ્ધિ પામે, ત્યારે મનની આદ્ય લઈ તત્ત્વોને અંધાધુંધ કરી નાખે છે, તે કાળે સચેતન તીવ્રતાની સૂઝ પડવા દે નહિ અને એથી કરી બધી પ્રવૃત્તિ મંદ થઈ જાય છે. આ મંદ પ્રવૃત્તિ જે સમયે વર્તે, તે વેળાએ પોતે તે જોઈને તે સાવધ થાય એવું તરત ઔષધ આપવું; એટલે કે આ સ્તંભવૃત્તિને મંદ પાડીને સદ્‌ગુરુલક્ષની ગતિ તરફ વાળવી. અપાર પરમસુખરૂપ ઉપાસનાને વિષે નિજ વિવેક વડે પ્રવૃત્તિ કરાવવી, એથી કરી અંતઃકરણ આદિ તત્ત્વભાગ સચેત થઈને આ તત્ત્વો સનાતન પ્રભુ સન્મુખ

વર્તવા લાગશે. હવે વિસર્જનભાવના તે સુખદુઃખ થાય તેનું ભાન અકેક (દરેક, પ્રત્યેક) વેળાએ રહે નહિ તેમજ પોતાના સ્વરૂપને પણ જાણે નહિ. પોતે સુખરૂપ છતાં તે 'અહંદેહોસ્મિ' ભાવે પોતે પોતાની મેળે દુઃખ માનીને વિસર્જનપણું લીધું છે, તે વિષે એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો. એક દેશમાં બે ડાકણી સ્ત્રીઓ રહેતી હોઈ તે અન્ય ગામ પરત્વે બજાર કરવા ગઈ. આ સ્ત્રીઓ જતી વખતે પોતાના પુત્રોને કહે છે કે અમો જ્યારે પોતાને ભૂલી જઈએ, ત્યારે તમો અમોને કેવી રીતે ઓળખશો ? જો કે તમો અમોને ભૂલી ન જાવ એટલા માટે અમો બન્ને નાકમાં કોડીઓ બાંધીએ છીએ, એ નિશાનીએ તમો અમોને ઓળખી લેજો. આમ કહીને પછી બન્ને સ્ત્રીઓ બજારમાં એકઠી થઈ. તેમણે સામાસામી નાકમાં કોડીઓ જોઈને કહે છે કે હું તે તું કે તું તે હું, એવું બેભાનપણે બોલીને લડવાડ કરતાં કરતાં રાજદરબારમાં ગયાં. રાજાએ આ વાત સાંભળી અને ન્યાય કરવા તેમના પુત્રોને બોલાવી કહે છે કે તમારી માતાઓને ઓળખીને ઘેર લઈ જાઓ. અમે તેમને કહેલું કે એમ કંઈ શરીર બદલાતું નથી, પણ તેઓ માનતી નથી; માટે તમોને તેડાવ્યા છે. આ સાંભળી પુત્રો પોતપોતાની માતાને ઓળખી હાથે ઝાલીને લઈ જવા લાગ્યા, ત્યારે પેલી ડાકિની પુત્રને કહે છે કે જો હું તારી માતા હોઉં તો જ લઈ જા; નહિતર તો પછી રાજાની પાસે બદલાવવા કે જો હું તારી હોઉં તો જ લઈ જા; નહિતર તો પછી રાજાની પાસે બદલાવવા આવીશ, તો રાજા બદલી આપશે નહિ. આ પ્રકારે જે પોતાનું ભાન ભૂલી ગયા તેનો અંત ક્યાંથી આવે ! આ ડાકણી સ્ત્રીઓને પોતાનું શરીર તથા પુત્ર સમેત ભાન નથી. આ દૃષ્ટાંતના ન્યાયે ડાકિની સ્ત્રી સમાન જંતુરૂપ જીવ જે અનેક સ્ત્રીપુરુષરૂપે હોઈ હું દેહરૂપ છું કે આત્મારૂપ છું, તેનું ભાન તેમને નથી. આ પ્રકારે સર્જનહારે જગત સરજ્યું તે દિવસથી લઈ આજ સુધી સર્વ લોક પોતાની જાણને ભૂલી ગયા છે. હું કોણ ? ક્યાંથી આવ્યો ? અને ક્યાં જઈશ ? આ સંબંધી સર્વ લોકને વિસર્જનપણું થયું. આ પ્રકારે જે વિસર્જનપણું થયું તેવું વિસર્જનપણું પ્રથમ દિવ્ય સૃષ્ટિ કરી તે પ્રભાવને વિષે સામાન્ય તથા વિશેષ કોઈ અંશને ન હતું. જેમ એક માતાને એક પછવાડે એક એમ ત્રણ પુત્રો જન્મેલા, તે બધા કેટલોક કાળ પોતાની માતાને જાણતા હતા. પછી કેટલોક કાળ વીતી ગયા બાદ નાના હતા ત્યારે બે છોકરાઓ માતૃશ્રીથી ભિન્ન પડી અન્ય દેશમાં જતા રહ્યા, એથી તે પોતાની માને ભૂલી ગયા અને ઓળખાણ પણ

રહી નહિ. માત્ર એક શ્રેષ્ઠ તે માતાને ઓળખે અને પોતાને પણ જાણે. આમ ત્રિવિધ અંશ પૈકી એક પોતા સમેત પ્રભુને જાણે અને બીજા બન્ને તો વિયોગની વારે અજ્ઞાની થયા, તેણે કરીને ભૂલી ગયા. આમ વિસર્જનપણાની પ્રવૃત્તિ તત્ત્વભાગની વધારી, તેણે કરીને તેઓ સ્વાદરુચિમાં પચી ગયા; એ કારણને લીધે હું દેહરૂપ છું કે ચૈતન્ય અંશરૂપ છું તે અર્ધ કલ્પ સ્થૂલનો ગયો કારણને લીધે હું દેહરૂપ છું કે ચૈતન્ય અંશરૂપ છું તે અર્ધ કલ્પ સ્થૂલનો ગયો તથાપિ જાણવામાં આવ્યું નહિ. માટે હે અંશ ! પરમવિશેષ સદ્‌ગુરુને અનન્ય પ્રેમે અનુસરીએ, તો તેઓ તત્ત્વભાગની ઓળખ કરી આપશે. પછી વિસર્જનપણું જતું રહેશે અને સજાણ સ્મૃતિરૂપ આદિથી અંત સુધીના વિવેકની ફામ આવશે. આજ ખરો પરમઉત્કૃષ્ટ ઉપાય હોઈ સ્મૃતિવંત અંશને સ્મરણ કરવાનો છે. આ સિવાય બીજા કોઈ અન્ય ઉપાયે જણાશે નહિ. માટે આ જન્મજન્માન્તરનું વિસર્જનપણું દવડાવીને (વિસર્જનપણાને બાળી મૂકીને) સ્મૃતિ આપે, પછી અનંત કલ્પસુધી અખંડ ભજનને વિષે આ અંશ નિવાસ કરીને રહેશે; પણ હે અંશ ! આ વાત ધ્યાનમાં રાખજે કે સર્વજ્ઞ પરમગુરૂએ જીવને સ્મૃતિ આપ્યા વિના પ્રાપ્ત નહિ થાય અને ટકશે પણ નહિ. માટે તેમના જ લક્ષ-ઉપદેશ તથા ઉપાસના વિષે સર્વદા સંપૂર્ણ રહેજો.

હવે નિદ્રાભાવનાનું રુપ તે તત્ત્વો તથા વિષય આશ્રમના પ્રભાવને વિષે જ જીવ માત્ર વહી જાય છે. પેલી ડાકિની સ્ત્રીના સમાન કોઈને કંઈ સૂઝ પડે નહિ. વળી આદિ, મધ્ય અને અંતમાં જે તત્ત્વપ્રવૃત્તિ થાય છે કે તે કઈ અને કેવી રીતે થાય છે તે જણાય નહિ. આમ સૂઝ પડતી નથી એવું દષ્ટિએ જોઈને આગળ વધવા અતિ ઉતાવળે સર્વ પ્રકારે સાવધાન થઈને નિજ સ્વરૂપે સકર્તાનું ભજન અતિ અભ્યાસે કરજો. વળી આહાર આદિ યુક્ત ભક્ષણ કરવું તથા તત્ત્વવિભાગની પ્રવૃત્તિમાં નીતિએ વિચરવું. પછી એથી કરી આ પ્રવૃત્તિ સચેતનરૂપ દિવ્ય બોધને વિષે રહેશે. આમ કર્યા સિવાય માત્ર તત્ત્વ પ્રવૃત્તિનો જ સારોનરસો આહાર હમણાં કરીએ છીએ તેમ કરતા રહીએ, તો પાર પામી શકાય નહિ. આ કારણને લીધે પ્રભુભજન વિના કલ્પપર્યંત જે વ્યર્થ શ્રમ થાય છે તેને ટાળવા સારુ આ ઉપાય કહ્યો છે; માટે હે અંશ ! તારા પોતાના સામર્થ્ય વડે આ સુખ લઈશ તો જ લેવાશે.

હવે **અંધતમભાવના** તે નિદ્રાકાળે લવરી કરવી તે તથા અનર્થ બોલવું તે છે. આ વાણી નિર્વાણપદને વિષે નિયમમાં રાખવી તથા સત્ય ભાષણ સિવાય અન્ય બોલવું નહિ. આ સત્ય વચને કરીને તત્ત્વભાગની પ્રવૃત્તિમાં સત્ય જ વર્તમાન થશે અને નિજવૃત્તિ અખંડ ભજનને વિષે ઉત્તમ પ્રકારે રહેશે. હવે **અચેતભાવના** તે અચેતન વડે સનાતન કર્તા તથા આદિથી અંત સુધી તેના કૃતને પણ જાણતા નથી. પંચદેહની તથા અંશ સમેત પોતાની અવધિ જે કાળે થવાની છે અને જે વખતે શક્તિ, પુરુષ, સર્વ તત્ત્વો તથા ખટવૃત્તિ આદિ અંતે કંઈ રહે નહિ, તે નિજ અંતની શોધખોળ અગાધ પરમલક્ષ વડે કરવી. પછી તેની અંતરમાં ધારણા રાખીને અખંડ અલયપદ (જે પદનો લય નથી તે) જે અંતે રહેવાનું છે તેનું ચિંતવન કરજો. આ પ્રકારે અચેતને ચેતાવીને ભજનને વિષે સંપૂર્ણ ભાવના રાખજો. હવે **ઉચાટભાવના** તે પરમાર્થ કાર્ય જે કરવાનું છે તે કરીએ તેમાં વિઘ્ન આવે તો તે વખતે ઉદાસી રાખવી કે અરે ! મારું પોતાનું જન્મજન્માંતરને વિષે કેવું સંચિત ક્રિયામણ કરેલું જે કંઈ પણ પરમાર્થ સાધન બની આવતું નથી ! આ પ્રકારે અંતરમાં ઉદાસી લાવીને જે પ્રકારે સર્વકાળ નીતિમાં વર્તાય એવું વર્તવું અને તે માટે સંતના સમાગમમાં રહેવાય તેવી આરત રાખજો. હવે **અભાવભાવના** તે વિષયવૈભવ જોઈને તેમાં અભાવ રાખવો અને **પરમેશ્વરરુપ સદ્ગુરુપદને** વિષે પ્રેમ તથા હેતુ અખંડ રાખવો. વળી જે જે તત્ત્વક્રિયા પરમાર્થકાર્યમાં આવે, તેટલી જ ગ્રહણ કરીને વર્તાવજો અને એ સિવાય જે પરમાર્થકાર્યમાં અનાડ કરે એવા તત્ત્વની ક્રિયા દાબી રાખવી અને તેને વર્તવા દેવી નહિ. વળી જે જે ઠેકાણે જે તત્ત્વો ખપ લાગે તે તે ઠેકાણે તેટલાં જ તત્ત્વો માપ પ્રમાણે વર્તવા દેજો. અને જે તત્ત્વનો જે વિષય તે તત્ત્વના તે વિષયની માપક ક્રિયા વડે અમાપ નિજમહદ્ કૈવલકર્તાનું ભજન કરજો. આ પ્રકારે કૈવલકર્તાને પોતાની નિજદૃષ્ટિ ઉલટાવીને જોશો ત્યારે દેખાશે; માટે તે દૃષ્ટિએ અન્યને વિષે અભાવ રાખીને પતિ તરફ જોજો.

હવે **મૌનભાવના** તે બોલીને છાના રહીએ તે છે. તેમાં વૃથા અનર્થ બોલવા પક્ષે મૌન ગ્રહણ કરવું, પણ પરમગુરૂ તથા કૈવલકર્તાના જશ ગાવામાં મૌન રાખવું નહિ. આ પ્રકારે મૌનભાવનાની સારાસાર પ્રવૃત્તિ જાણીને વર્તવું. એક અનુભવ સિવાય ચતુર્વાણી આગળ દૃઢ ધારણા વડે મૌન રાખીને રહેવું અને કદાચ બોલવું પડે તો પ્રમાણિક વચન

હોય તેટલું જ બોલવું. હવે દશમી અસામર્થ્યભાવના તે તો વિષયનું રસપાન કરવા વિષે અચૂક વર્તાવવી. વિષયની પ્રવૃત્તિ વેળાએ અસામર્થ્યપણું ધારણ કરજો, એટલે કે તમો પોતે વિષયથી હારપણું લઈને રહેશો તો જ તમે તેને જીતી શકશો. પરમાર્થપ્રાપ્તિની ક્રિયા વેળા પોતાનું સામર્થ્ય મૂકી દેવું નહિ, ત્યાં તો પૂર્ણ દૃઢતાપૂર્વક ધારણા રાખજો, કારણ કે ધૈર્ય સિવાય વૈરાગ્ય, જ્ઞાન અને ભક્તિની પ્રવૃત્તિ કેમ કરીને લઈ શકાય ! માટે તત્ત્વની પ્રવૃત્તિ હેતુપ્રીતિએ સત્ય અર્થની આચરજો તથા પ્રભુ ભજનમાં અભંગ વૃત્તિ રહે એવું સામર્થ્ય રાખીને રહેજો. આ પ્રમાણે પરમેશ્વરનું ભજન થાય તે જ સત્ય ધર્મ છે. એ સિવાયના સર્વ ધર્મ અનિત્ય હોઈ અંતે પોતાનું કાર્ય સિદ્ધ થાય નહિ; એટલા જ માટે પ્રકૃતિ, પુરુષ અને બ્રહ્મ આદિની જે જે ઉપાસના છે તે સર્વ ઓરલી એટલે આ બાજુની જાણવી.

**તે ઉપરાંત નિજ કર્તાના આદિ દિવ્ય પદને પામવાની જે નીતિ છે તેના દાતાર પરમગુરૂ ભગવાન કરૂણાસાગર અવતાર ગતિરૂપ જે પ્રગટ મૂર્તિ છે તેમનું આદરપૂર્વક સેવન કરજો. જેના યોગ વડે નિજ નિર્ધાર પદ પામી શકાશે;** માટે આ પદ પામવા આદરને વિષે અક્ષય સામર્થ્ય રાખજો. આ પ્રકારે અસામર્થ્ય ભાવનાનો ત્યાગ કરીને પરમાર્થપ્રાપ્તિ અર્થે સામર્થ્યતા ધારણ કરીને સર્વકાળ વર્તવું. આ પ્રકારે અચંતગણની દશ ભાવનાની ઉલટક્રિયા સનાતન પદને મળવાજોગ (પતિ પદની પ્રાપ્તિ થાય તેટલા પૂરતી જ ) કહી છે. આ પ્રકારે ત્રણ ગુણ અને ત્રણ ગણ એ દરેકથી જે દશ દશ તત્ત્વ થયાં છે તે મળીને એકંદર સાઠ થાય છે. આ સાઠ તત્ત્વના સર્વ લઘુદીર્ઘ ભાગની ક્રિયા પરમાર્થ હેતુએ સંતસજ્જનને અભ્યાસ કરીને નિજરૂપ ઓળખવા તથા સકર્તાપદની જાણ મેળવીને અચળ ભજનના પ્રતાપયોગે નિજધામ પામવા સારુ કહી દેખાડી છે. આ પ્રકારે ઊલટક્રિયા જાણીને જે વર્તશે, તે જ પરમસુખને પામશે.

❀ ❀ ❀

# ખટ ગુણગણની મુખ્ય ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૭

હવે મુખ્ય ત્રણ ગુણ અને ત્રણ ગણની પ્રવૃત્તિ પ્રથમ સકર્તામણિભાસ નામના ગ્રંથને વિષે વિસ્તારપૂર્વક કહી છે. આ છ ગુણગણના સ્પર્શના યોગે તત્ત્વભાગની ક્રિયા ઉત્તમ, મધ્યમ થયા જાય છે. હવે તેની ઉલટ પ્રવૃત્તિનો પ્રભાવ જે પરમાર્થ પ્રાપ્ત કરાવવાવાળો છે તે કહું છું. જેમ સર્પના દાંત અને વાઘના નખ ખંડન કર્યા હોય ત્યારે તે બળહીન થાય છે. પછી તે કોઈના જીવનો ઘાત કરી શકતા નથી; તેવી જ રીતે રજોગુણ આદિ ગુણગણ સહિતના અવયવ (ગુણગણના વિભાગ) રૂપ તત્ત્વભાગ જે સાંઠ છે તેની ઊલટક્રિયા કહી છે તે પ્રમાણે પ્રવૃત્તિ જો કરાવે, તો તેની જે દુષ્ટ કર્મવાળી અનીતિ ભરી પ્રવૃત્તિરૂપ તેના નખદાંત પાડી નાખ્યા તથા ખૂંટી નાખ્યા છે એમ જાણવું. આમ દાંતને પાડવા અને નખને ખૂંટવા શા વડે ? તે સત્યક્રિયા અને નિયમરૂપ શસ્ત્ર વડે આ નખદાંતનો નાશ થાય છે. પછી તે વિષયાદિક અધર્મપ્રવૃત્તિમા વર્તમાન શું કરવા કરશે ? અહો ! જ્યારે પરમાર્થના કામને વિષે તત્ત્વભાગ વર્તે, ત્યારે તેને ગુણગણની ક્રિયા પણ અનુકૂળ થાય છે અને એકમેક વિચાર કરીને સર્વ તત્ત્વભાગ વર્તમાન કરે છે. જુઓ, રજોગુણની મોહક દૃષ્ટિ છે તે આદિમધ્યાંત સર્વજ્ઞ પરમગુરૂના લક્ષવિચારમાં મોહ રાખીને અહોરાત્રિ વર્તે, ત્યારે અનીતિવત્ વર્તીને સરપિંજરી એટલે શરીરરૂપ પિંજરને તાબે થઈને કોઈ કાળે પાછી ન પડે; પણ સર્વ સમૂહ સહિત તત્ત્વોના ભાગ અંશની સન્મુખ મોહરૂપ થાય છે, પછી અંશવૃત્તિ પ્રભુપદને વિષે પ્રચંડ મોહરૂપ જ થઈ લાગે છે. અહો ! હે અંશ ! મોહ વિના કોઈ કાળે ભક્તિ ન થાય અને ભક્તિ વિના રસરૂપ દિવ્ય પ્રતીતિ આવે નહિ અને પ્રતીતિ વિના જેટલી જુક્તિ કરે તે સર્વ ખાલી છે એમ જાણવું. માટે રજોગુણનો મોહરૂપ વેગ જે છે તેને આ પ્રકારે નિજ અવિનાશી તરફ વાળી રાખવો. આમ પરમેશ્વર તરફ મોહ ક્યારે વળશે ? જ્યારે વિષયભાવનારૂપ આશાનો ત્યાગ પોતે મનથી કરશે ત્યારે જાણવો.

હવે તમોગુણ તે અનેક પ્રકારે ઘાતક કર્મને વિષે ક્રોધવૃત્તિ ઊપજે છે તેની અકારણ

જે પ્રવૃત્તિ હોય તે પ્રથમ જોવી; પછી તત્ત્વોનું વિષય વર્તમાન થાય તેનું ખંડન કરવા તે સંધિમાં તમોગુણ ધારણ કરવો. આમ તાડનશિક્ષા કરાવ્યા સિવાય તત્ત્વભાગ પરમાર્થની સંધિને વિષે કોઈ કાળે વર્તે નહિ, માટે એ કાર્ય સારૂ પ્રથમ તમોગુણ ગ્રહણ કરવો. તે સિવાય અમસ્તો પોતાનું સામર્થ્ય ન હોય અને તેથી વિશેષ તમોગુણ ધારણ કરીએ, તો તે બગાડ કરે; માટે વિશેષ અંશ હોય તો તેણે તે પોતાની વિભૂતિ પ્રમાણે રાખવો અને લઘુ જીવ હોય તેણે તે લઘુ રાખવો. આ પ્રકારે તમોગુણની પ્રવૃત્તિ સામર્થ્ય વિના તથા કાર્યથી વિશેષ રાખવી નહિ. હવે સત્ત્વગુણની શાંતિ તથા નમનતા સદાકાળ છે, તે નાનાવિધ કાર્યમાં નમ્રતા તથા વિષયને માટે દીનપણું સર્વ પ્રાણીમાત્રે ધારણ કરેલું હોઈ તે રાજ્યપ્રાપ્તિ આદિ આશાને સારુ ધારણ કરેલું છે. હવે તે સંબંધી આર્જવ છોડીને સેવનઅર્ચન કરજો. આ સત્ત્વગુણની આજ્ઞા વિશેષ કરીને અંતઃકરણ ઉપર છે, તે આજ્ઞા સત્ય ક્રિયાને વિષે વાળવી. વળી સત્ત્વગુણનું સામર્થ્ય પરમ અદ્દભુત છે, તે પોતાને સ્પર્શે કરીને સકલ તત્ત્વભાગને પોતાના સરખા કરી દે છે. પછી નિજરૂપ તથા પ્રભુપ્રાપ્તિ થવાને વાર લાગશે નહિ; પણ જો ઉપાસનાએ સર્વકાળ પોતાનું અંતરૂહૃદય સર્વજ્ઞ પરમગુરૂ પાસે રહે, તો તેમની કૃપાઅનુરાગ વડે અનાદિ ભજન આપણાથી સુલભ રીતે થાય. આ પ્રકારે ત્રણ ગુણની ઊલટ પ્રવૃત્તિ કહી, તે જ પ્રકારે પ્રેમવિરહપૂર્વક અહોરાત્રિ વર્તજો; એથી કરી નિજભાવ ભૂલી ગયા હશો તે નીતિએ ચાલતાં પુનઃ પ્રાપ્ત થશે.

હવે ત્રણ ગણનું વર્તમાન જે અવસ્થાની સંધિમાં વર્તે છે, તે તત્ત્વભાગ અને તેની ક્રિયા ઉલટાવીને વર્તાવવા સારુ કહું છું તે સાંભળો. હવે અચંતગણની પ્રવૃત્તિ તે અવસ્થાની ઉત્પત્તિ તથા લય આ બન્નેની જાણ થવા દેતી નથી, તથાપિ આ અજાણપણાને ઓળખીને ભજનમાં સ્થિતિ રાખવી. વળી ભજનરૂપ સુધર્મ વેળાએ જાગ્રતઅવસ્થાની આગળ અચંતપણું આવે, તે જાણીને વા તેને ઓળખીને તત્ત્વસમૂહને વિષે પોતે અંશ સજાણપણે ચૈતન્યરૂપે સાવધાન થઈ રહેજો. આ તત્ત્વના સકલ સમૂહને ચેતન રાખીને પરમેશ્વરના ભજનને વિષે વર્તાવજો. આમ ભજનમાં વર્તાવતાં તે વખતે મંદપણું આવે, તો તે કાર્ય સિવાયનુ છે એમ જાણીને તમે તેનો ત્યાગ કરજો. આ વિધિ પ્રમાણે જે કાળે સચેતન થાય, તે વેળા સ્વાકાશગણ તત્ત્વવિકાસ કરવાના કામમાં સદા ચેતન રહેશે. પછી તે સર્વ ભાગ સંધિને વિકાસ પમાડીને એકેએક સંધિને છૂટી કરી નાખે છે. એથી કરી ઉત્તમ

વર્તમાન કરવાની ઉપાસના પ્રાપ્ત થાય છે. જેમ શશીના ઉદયકાળે જે પ્રકારે ભાનુથી વિકસેલી કમળપાંખડી મળી જાય છે, તેવી જ રીતે તત્ત્વભાગની પ્રવૃત્તિ અચંતગણ વર્તે ત્યારે મંદ કરી નાખે છે; અને સ્વાકાશગણની પ્રવૃત્તિ વર્તે, તે વખતે જેમ ભાનુના ઉદયકાળે કમળ વિકાસ પામે છે તેમ તત્ત્વભાગ વિકાસ પામીને નીતિમાં છૂટા વર્તે છે. આમ છે છતાં આ નિયમ સિવાય વિષય પ્રવૃત્તિની સંધિ આવે, ત્યારે અચંતગણની પ્રવૃત્તિ રાખવી અને પરમેશ્વરના ભજન વેળા સ્વાકાશગણ અને અચંતગણ સચેતન થાય, તો પણ તે વખતે "अहंकारगण વિના તત્ત્વભાગને વેગળા વેગળા કોણ ધારણાએ રાખશે ? વળી સર્વ તત્ત્વનું અક્કડપણું અહંકાર વિના કોણ રાખે ? અને અક્કડપણા વિના સુધર્મને વિષે ચલણ કેમ કરીને થાય ? માટે અહંકારગણની ચેતનતા પંચભૂતની આદ્યે સર્વ તત્ત્વની પ્રવૃત્તિ અક્કડપણે રાખવા સારુ અચૂક કાર્ય જેટલી રાખવી. એથી કરી અનેક તીર્થયાત્રાની લઈને પરમ ઉપાસના કરવાથી ફળ પ્રાપ્ત થશે. વળી ખાનપાન, બોલવું ચાલવું વગેરે અખિલ વર્તમાનધંધો કરી શકાશે. હવે મોહનો ત્યાગ કરીને સચેતનપણે શાંતિરૂપે સ્વાકાશગણની આદ્યે વર્તાવીએ, પણ અહંકાર વિના સામર્થ્યવાન થઈને વર્તે નહિ; માટે સકલ નિયમની પ્રવૃત્તિમાં અહંકારગણ પ્રધાન છે, પણ જે અહંકાર નિજપદને વિષે પહોંચાડે તે જ અહંકારને ધારણ કરી રાખવો. તે વિના વાયકારણ (સમવાયીકરણ) અહંકાર ધારણ કરીને વિષયપ્રવૃત્તિનું ચિંતવન કરવું નહિ, કારણ કે વિષયનો અહંકાર ધારણ કરવાથી અનેક જન્મને વિષે આપણી હાની કરી છે અને કરશે; માટે નિજ કલ્યાણરૂપ પરમાર્થસાધન કરવાને અહંકાર ધારણ કરવો. આ પ્રકારે ખટ ગુણગણની ઊલટ ક્રિયા દેખાડી છે, તે વિચારપૂર્વક લક્ષ રાખીને જોજો.

❀ ❀ ❀

# ચતુર તત્ત્વકારણની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૮

હવે ગુણગણને માથે ચતુરતત્ત્વકારણ શ્રેષ્ઠ રહેલાં છે; તે એક આનંદ-તત્ત્વકારણ, બીજું મહાતત્ત્વકારણ, ત્રીજું પ્રકૃતિતત્ત્વકારણ અને ચોથું ધનંજેતત્ત્વકારણ, આ ચાર તત્ત્વકારણથી પરમાર્થની પ્રાપ્તિ થાય એવી ઊલટક્રિયા કહું છું તે સાંભળો. હવે વિષય પ્રવૃત્તિ કરતા જે આનંદ મોહ મદ વડે કરીને ઊપજે છે, તે આનંદ દ્વંદ્વ ઉપાધિનો જાણીને તેનો ત્યાગ કરવો અને પરમ ઉલ્લાસથી પરમાર્થસાધન સાધવાની ક્રિયારૂપ ભજનને વિષે અંતર્હૃદયની પ્રીતિ સદાય રાખજો, જે આનંદે કરીને નિજસ્વરૂપ અને સકર્તાની પ્રતીતિ આહ્લાદરૂપે પ્રાપ્ત થશે. આ વિધિ પ્રમાણે આનંદતત્ત્વનું વર્તમાન ચાલે, ત્યારે દેહના સર્વ તત્ત્વભાગ ઉલ્લાસ પામીને પાવનકૃતાર્થ થાય છે. હવે મહાતત્ત્વकारण તે, દેહને વિષે મહત્તાપણું જે તત્ત્વક્રિયાને વિષે રહેલું છે તે મહત્તા પરમગુરુકૈવલની ઉપાસનાને વિષે સંપૂર્ણ રાખજો. આ ઉપાસના સિવાય વાયકારણ (સમવાયીકારણ, પરસ્પર સંબંધવાળી) મહત્તાનું અભિમાન લઈને રહેવું નહિ. આમ મિથ્યા અભિમાન રાખશો નહિ, ત્યારે સુધર્મની મહત્તાએ આ દેહને વિષે ઉત્તમ પ્રકારનું વ્રત અખંડ ચાલશે. આમ ઉત્તમ વ્રતના પ્રતાપે અદ્વૈત કૈવલકર્તાની ભેટ થશે. એ પ્રકૃતિतत्त्वकारण તે સર્વ તત્ત્વભાગને ચંચળ કરે છે, પણ પરમ ભજનના કામમાં આવે એવું ચંચળપણું રાખવું. પ્રકૃતિરૂપ પાંખો આવ્યા વિના દેહના અખિલ તત્ત્વભાગની ક્રિયામાં ઉડવાપણાનો વેગ આવતો નથી. આ કારણને લીધે પ્રકૃતિતત્ત્વનો ભાગ જે પ્રવૃત્તિ કરનાર વૃત્તિ છે, તે વૃત્તિ સર્વ તત્ત્વભાગને વિષે નીતિએ વર્તાવજો, જેણે કરીને નિજસ્વરૂપ પ્રાપ્ત થઈ નિજપતિનો સંયોગ થશે. પાછળ જે જે પ્રકારે ઊલટક્રિયા કહી છે તે ગુણગણ આદિ છાસટ તત્ત્વને માથે આ ચતુરતત્ત્વકારણ શ્રેષ્ઠ છે. આ બધાં તત્ત્વો આ ચાર તત્ત્વને આધીન હોઈ તે સર્વની ભિન્ન ભિન્ન ક્રિયા સ્પષ્ટ કરાવે છે, તે અનુભવ કરીને જુઓ એટલે જણાશે. આ પ્રકારે છાસટ અને ચાર મળી સિત્તેર તત્ત્વભાગની ઊલટક્રિયા પરમાર્થ પ્રાપ્ત થાય એવીં રીતે નિરૂપણ કરી છે.

❀ ❀ ❀

# નિરંજન અને અવ્યાકૃતતત્ત્વની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૯

હવે આ સિત્તેર તત્ત્વને માથે પરમકારણરૂપ બે તત્ત્વ છે. તે એક અવ્યાકૃત અને બીજું નિરંજન, આ બે તત્ત્વની સાધારણ ક્રિયા પૂર્વે સ્ત્રીપુરુષને વિષે જે પ્રમાણે તે તત્ત્વો પોખેલાં છે તે પ્રમાણે વર્તે છે, તે સંબંધી નિરૂપણ કરેલું છે અને એ જ પ્રમાણે જગતમાં વર્તમાન સદાકાળ ચાલે છે. તે એકબીજાના ભાગ એકબીજા ભણી પરસ્પર ખેંચાઈ ને જે પ્રવૃત્તિ સ્ત્રીપુરુષના શરીરમાં થાય છે તે સાધારણ ક્રમ પ્રથમ દર્શાવેલો છે. હવે તે ભાગ વિષયપ્રવૃત્તિમાં તણાઈ ને જે પ્રવૃત્તિ કરે છે તે કરે નહિ, એવો વૈરાગ પ્રાપ્ત કરવાની અમુલ્ય યુક્તિ સંતસજ્જનને બતાવું છું તે સાંભળો. જેમ વીશ રૂપિયામાં બે રૂપિયા તાંબાના ગાળીને મેળવી એકરસ ધાતુ કરીએ, ત્યારે સર્વ રૂપું છે એમ જણાય, પછી જુદા કરવા જઈએ તો થાય નહિ; એ પ્રકારે સ્ત્રીપુરુષને વિષે તત્ત્વભાગ અરસપરસ રહ્યા છે, તે સર્વ તીવ્ર વૈરાગ્ય ધારણ કરવાથી એકાકાર થાય છે. આ પ્રમાણે વૈરાગ્ય ધારણ કરીને શનકાદિક તથા ગાર્ગી આદિ સ્ત્રીઓ પણ સુરેખપણે (પ્રમાણસર, સુંદરપણે) વર્તી ગયાં છે. પછી આ સ્ત્રીપુરુષને વિષયવાસનાનો ભોગ લેશમાત્ર રહ્યો નથી અને તે એકેક સામું પરસ્પર દેખતાં પણ તે વિષયદષ્ટિ ત્યાગીને જ જોતાં હતાં. હવે આથી વધારે વિશેષ શ્રેષ્ઠ અંશ જે અવતારાદિ સ્ત્રીપુરુષો તે જ્વાલાગ્નિ રૂપ હોવાથી તેમને વિષયપ્રવૃત્તિ નડતી નથી; કારણ કે જેમ જીહ્વાને ચીકટનો સ્પર્શ થાય તથાપિ એ ચીકટ આપોઆપ એની મેળે જ સાફ થઈ જાય છે, પણ હાથપગને જો આ ચીકટનો સ્પર્શ થાય તો તે છાણ અગર માટીથી ધોયા સિવાય જતો નથી, તે પ્રકારે વિશેષ રસનારૂપ જનકાદિક, રામ અને કૃષ્ણ વગેરે હોઈ તેઓ પ્રપંચનીતિના નિયમમાં વર્તવા છતાં પોતે નિજપદ સહિત લક્ષને ભૂલ્યા નથી. આ ઉપરથી કહેવાનો સારાંશ તો એ છે કે વૈરાગ્ય સિવાય સામાન્ય અંશ તો બંધનવશ થાય જ છે; માટે તેણે તીવ્ર વૈરાગ્ય ધારણ કરીને તત્ત્વભાગને એકરસ કરી દેવા. શરીરમાં જે જે જગ્યાએ જે જે ભાગ રહ્યા છે, તે તે ત્યાં રહીને ઈંદ્રિયોને તાણી લઈ જાય છે; માટે તે તે ભાગને તાવી નાખીને નિરોધ કરી રાખજો અને જ્યાં

વિશેષ ભાગ રહ્યા છે તેમાં તેને ભેળવી દેજો, એટલે નર્યા એકલા વિશેષ ભાગનું જ અહંપણું રહેશે. આવો અભ્યાસ કરવામાં વૃત્તિ ચઢે અને તેમાં તલ્લીન થાય, ત્યારે તે ભાગ ખેંચતાણ કરતા નથી. પછી આ બધાય ભાગ એકમુખી ક્રિયાવાળા થઈ નિજ અવ્યય સ્વરૂપની સન્મુખ વળશે. આ પ્રમાણે જો અભ્યાસ નહિ કરો તો અથવા કાયરપણે કરીને અભ્યાસ ન થાય, તો તે તત્ત્વભાગની ક્રિયા મટશે નહિ અને તે ક્રિયાએ જીવ પથ્ય (સ્વરૂપને અનુકૂળ-હિતકર) પામશે નહિ અને પછી એ જીવનો છૂટકો અનંત કલ્પે પણ થશે નહિ. એ કારણને લીધે જેણે પરમપદરૂપ પરમાર્થ પ્રાપ્ત કરવો હોય, તેને જ માટે આ સાધન કહ્યું છે. આવી ઉત્તમ પ્રવૃત્તિ કરતાં ભૂલચૂક કરશો નહિ. આ સાધનના પ્રતાપ વડે અનાદિ સકર્તાનું અભંગ ભજન થશે. આ પ્રકારે ઈચ્છાવૃત્તિમાં બોતેર તત્ત્વોની ઊલટક્રિયા એક સકર્તા સત્કૈવલનું ભજન કરવા સારું કહી છે. આ પ્રકારે ઈચ્છાવૃત્તિ અંશની સંકલ્પ ભાવનામાં રહેલી છે, તે નિરંજનની આદ્ય લઈ સર્વ તત્ત્વભાગનુ વર્તમાન ક્રિયાવૃત્તિની આજ્ઞા વડે કરે છે. જો ઈચ્છાવૃત્તિ ન હોય તો તત્ત્વપદાર્થોને હાથમાં પકડીને ભિન્ન ભિન્ન ભાગ પ્રમાણે પ્રવૃત્તિ કોણ કરાવે ? તે માટે છ વૃત્તિઓ મધ્યે ઈચ્છાવૃત્તિની તત્ત્વસામગ્રીનો પ્રસારો ઘણો છે. આ કારણને લીધે ઈચ્છાવૃત્તિ પોતાની આજ્ઞા પ્રમાણે હુકમ મુજબ કાર્યકારણને વર્તાવે તે પ્રમાણે વર્ત્યા જાય, માટે એ જ નીતિ ખરી હોય તે પ્રમાણે વર્તજો.

# પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૧૦

હવે પ્રકાશબ્રહ્મવૃત્તિથી ત્રણ મહાતત્ત્વો થયાં છે. એક વિકાસ, બીજું અવિકાસ અને ત્રીજું કુંભસ્થ, આ ત્રણ મહાતત્ત્વોની ક્રિયા પોખી છે તે પ્રમાણે પ્રથમ સાધારણ પ્રવૃત્તિમાં સર્વ કહી છે. હવે તે ક્રિયામાં જે રેચકપૂરકની ક્રિયા છે તે ક્રિયાનો સ્વસ્થતાપૂર્વક આસ્તેથી સ્થિરપણે લઈ લઈને કુંભક કરવો, જે કુંભકના પ્રતાપે દેહ સદાસર્વદા સચેત રહ્યો છે. અહો ! હે અંશ ! પ્રણવ તો સકલ તત્ત્વનું જીવન છે. વળી નિરંજનની આદ્ય લઈ બોતેર તત્ત્વભાગનું સમૂહરૂપ જૂથ આ પ્રણવ વડે બંધાઈને રહેલું છે; તે તત્ત્વભાગની ક્રિયામાં

મન આદિ અંતઃકરણના સંકલ્પ અતિ પ્રબળ વર્ત્યા જાય છે. વળી ઈચ્છાવૃત્તિ ઉપર અંશનો ભાસ પડેલો છે; એથી કરીને શરીરની સઘળી ક્રિયાઓ અતિ ચંચળ થઈ ગઈ છે, જે એક પલમાત્ર પણ વૃત્તિ સ્થિર રહેતી નથી. ક્યા વખતે કયા પ્રકારે તે થઈ જાય છે, તે આપણને માલમ પડતું નથી. આ શરીરની સઘળી ક્રિયાઓ પ્રણવના વેગને ઉતાવળો ચલાવે છે, જેથી પૂર્વે પોખેલા પ્રમાણે વર્તમાન વર્તવા દે નહિ. હવે એકત્વ (એકપણે) તત્ત્વની ક્રિયા કળે એટલે જાણે નહિ અને તેનું રોકાણ કરે પણ નહિ એટલે પ્રણવ વિશેષ ચાલે, ત્યારે વિચાર કર્યા વિના અંશને પ્રતીતિ કઈ રીતે આવે ? હવે સ્થિરતા વિના નિર્વાણપદનો વિચાર થાય નહિ, માટે સ્થિરતા સારું દમ એટલે પ્રણવ જે છે તેનું જ ભક્ષણ કરીને આ દેહને વિષે વસજો. જો પ્રાણાયામના સાધને કરીને પાછલા જમાનામાં ઘણાક બ્રહ્મવેત્તા જ્ઞાનસંપન્ન થઈ ગયા છે, તે પ્રણવનું સાધન સદ્‌ગુરુએ લક્ષ બતાવ્યો હોય તે મુજબ કરજો. પછી કુંભકની સ્થિરતાના યોગના પ્રતાપે દેહમાં સર્વ તત્ત્વની ક્રિયા જે થાય છે તે જાણવામાં આવશે. પછી સનાતન પદને વિષે વિરહભાવવાળો ભજનનો હેતુયુક્ત લક્ષ ઉત્પન્ન થશે; એથી કરી પરમગુરુ ભગવાન કરૂણાસાગરની ઉપાસનાએ અંશ તત્ત્વપ્રવૃત્તિ સહિત સત્ય પદને પહોંચશે. પછી તે ઓરલા અનુરાગમાં હેતુ રાખીને રહેશે નહિ. ઓરલો અનુરાગ તે કર્તાના કૃતની ઉપાસના હોઈ તેની અવધિ જાણીને અવધિ રહિત જે પરમ કૈવલપદ છે, તેને વિષે પ્રીતિ રાખીને પોતે અંશસ્વરૂપે સજાણવૃત્તિરૂપ દૃષ્ટિ વડે સર્વકાળ તેનું ચિંતવન કરજો; એથી કરી, હે અંશ ! તું કૃતાર્થ થઈશ.

❀ ❀ ❀

# સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ : ૧૧

હવે સંયમભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વની સાધારણ પ્રવૃત્તિનું સ્વરૂપ પ્રથમ સંતસજ્જન પરત્વે દેખાડી દીધું છે. આ ચક્ષસત્ત્વના યોગ વડે શરીરનાં સર્વ તત્ત્વોની ક્રિયા તથા પ્રવૃત્તિ ચાલે છે. હવે આ ચક્ષસત્ત્વની પ્રવૃત્તિનો ઊલટ ભેદ દેખાડું છું, એટલે કે ચક્ષસત્ત્વની જે પ્રવૃત્તિ આ બાજુ આવીને જે ક્રિયા કરે છે તેમાંથી છોડાવીને જે તરફથી આવી છે

તે તરફ પાછી ઠેઠ પહોંચાડવાની ગમગતિ બતાવું છું તે, હે અંશ ! શ્રવણ કરજો. પ્રકાશબ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વો વડે વિચાર દૃશ્યમાન થાય છે, પણ તે વિચારનું જ્ઞાન કુંભકની સ્થિરતાએ જણાય છે; અર્થાત્ જેટલા પ્રમાણમાં કુંભક પ્રણવની સ્થિરતા થશે તેટલા પ્રમાણમાં જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આમ છે છતાં ચક્ષસત્ત્વ સિવાય કોઈ કાળે આદિમધ્યાંત કળ્યામાં આવશે નહિ. એ કારણને લીધે वर्गज्ञानचक्षसत्त्व ભિન્ન ભિન્ન જે કર્મ કરે છે તે કર્મથી વિષયભાવના થાય નહિ, એટલા માટે સાવધ રહી તે ભિન્ન ભિન્ન કર્મનો ત્યાગ કરીને આ વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ વડે સત્ય કર્મની પ્રવૃત્તિ વધારવા માટે તત્ત્વભાગનો સંયમ કરજો. આમ સંયમ કર્યા સિવાય દેહને વિષે તત્ત્વના ભિન્ન ભિન્ન વિભાગો એકમુખી ક્રિયાવાળા થશે નહિ. એટલા માટે વર્ગજ્ઞાનચક્ષસત્ત્વને સંયમ કરવા સારુ વર્તાવજો. હવે अनंग-चक्षसत्वनी પ્રવૃત્તિ તે કામને વિષે કામાતુર થવુ તે હોઈ તેનો અખંડ સંયમ રાખીને સ્વરૂપપ્રાપ્તિના કામને વિષે અનંગ-ચક્ષસત્ત્વની પ્રવૃત્તિ પુનઃ પુનઃ રાખજો. काळचक्षसत्व તે નાના પ્રકારની ક્રિયાનો છેવટે સંહાર કરે છે તે જાણવું, આમ કાળની પ્રવૃત્તિએ છેવટે સર્વ નાનાવિધ ક્રિયાનો સંહાર કરીને નિજભાવ સહિત સજાણ બાજદૃષ્ટિને અંશના પોતાના અંતરના હેતુયુક્ત સહવર્તમાન સનાતન પદને વિષે પહોંચાડજો. આ પ્રકારે પ્રણવભાવના સહિત ત્રણ ચક્ષસત્ત્વની ક્રિયા સજાણદૃષ્ટિરૂપ નિજ હાથે ઠેઠ પરમપદમાં પહોંચાડજો. આ પ્રકારે ક્રિયાવૃત્તિની ઊલટપ્રવૃત્તિનું અપાર સ્વરૂપ તમો પોતે જોતા રહેજો.

હવે ઈચ્છાવૃત્તિ, સંયમભોગવૃત્તિ અને પ્રકાશબ્રહ્મવૃત્તિ, આ ત્રણ વૃત્તિને તેમના સર્વ તત્ત્વભાગ સમેત સજીવનવૃત્તિએ ચેતનપણામાં લાવીને આ સર્વ તત્ત્વભાગનું આદિમધ્યાંત માપ આણી દીધું છે. આમ સકલ તત્ત્વને સચેતન કરનારી જે સજીવનવૃત્તિ, જે સજીવનવૃત્તિ એ જ અંશની પૂર્ણ સજાણ સચેતન બાજદૃષ્ટિ હોઈ તે પરમ ઉપાસનારૂપ સત્યક્રિયાની ઉપર સદા તેને માથે રહેલી છે એમ જાણજો. હવે આ સજીવનવૃત્તિ આદિ ચારે વૃત્તિઓની આદિથી મધ્ય અને અંત સુધી સર્વ પ્રવૃત્તિ ચાલે છે, તે પ્રવૃત્તિની ક્રિયા કરનાર જે ક્રિયાવૃત્તિ છે તે જ ક્રિયાવૃત્તિ અંશની પોતાની સજાણદૃષ્ટિરૂપ ભાવના છે એમ જાણજો. તે ક્રિયા સહિત નાના પ્રકારની અસંખ્ય વૃત્તિઓ આપ પોતે નિજ અંશને વિષે વસીને રહેલી છે. આ વસીને રહેલી વૃત્તિઓમાં

ક્રિયા કરવાપણાની ભાવનારૂપ બીજ સર્વકાળ રહેલું હોઈ તે ભાવનારૂપ બીજનો ઉદય થાય છે અને લય પણ થાય છે. આ વિધિ પ્રમાણે જે સર્વ તત્ત્વભાગ કર્યા છે તે નિજપ્રભુએ સંપૂર્ણ કાર્ય કરવા સારુ કરેલા છે. તે અખિલ તત્ત્વની પ્રવૃત્તિ પ્રપંચમાં તથા પરમેશ્વર તરફનું પરમાર્થસાધન કરવામાં અર્થ આવે, એટલા માટે આ સર્વ તત્ત્વભાગ બનાવેલા છે. આ તત્ત્વભાગ પૈકી એકપણ તત્ત્વ કંઈ અકારણ ગેરઉપયોગનું કર્તારે કરેલું નથી, તે પ્રપંચમાર્ગની પ્રત્યક્ષ સાધારણ પ્રવૃત્તિ તથા પરમાર્થ-સાધનની ઉલટક્રિયાની પ્રવૃત્તિ વિષેનો અનુભવ કહ્યો તે લક્ષ વડે જોઈ તપાસી જુઓ તો જણાશે. હવે અંશની પોતાની દિવ્યદૃષ્ટિએ આ વૃત્તિઓની પ્રવૃત્તિ જોઈને યથાયોગ્ય વર્તાવવા ઘટે તેવી વિવેચનાની યોજના કરજો. આવા પ્રકારની ઉત્તમ પ્રવૃત્તિના પ્રતાપ વડે અંશને અક્ષય સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે. હવે આ પ્રકારે દેવ, માનવ, સ્ત્રીપુરુષ સર્વ પ્રત્યે વર્તમાન કરવાજોગ આ ક્રિયાની ધારા કહી છે. તે સામાન્ય અંશ તથા વિશેષ અંશ આદિ સર્વ સંસારને તરવા સારુ આ ઊલટક્રિયા કહી છે. વળી સર્વજ્ઞ પરમગુરૂની ઉપાસના અને પોતાનું નિજસ્વરૂપ તથા સકર્તા સત્‌કૈવલની ગતિ જાણવા અક્ષય ભજન થાય, એવી ઊલટક્રિયા આ વિશ્વને દેખાડી છે.

❀ ❀ ❀

# ખટવૃત્તિ આદિ પરમવિશેષ પરમગુરુની મહત્તાનું નિરૂપણ

## પ્રકરણ : ૧૦

હવે સકલ પદાર્થયુક્ત આ બધી ઉપરોક્ત વૃત્તિઓ એ જ પોતાનું નિજસ્વરૂપ જોવાનું દર્પણ છે એમ જાણજો. આ વૃત્તિઓને વિષે પદાર્થ-તત્ત્વભાગની ક્રિયા કરવી તે રૂપ કાચનું ઘર (ફ્રેમ) જાણવું અને તેમાં વૃત્તિરૂપી કાચ જાણવો. હવે આ દર્પણને વિષે આપનું આપ અંશનું પ્રતિબિંબ જણાય છે, તે કેવું જણાય છે ? તે સાંભળો. તે દિવ્ય સજાણસ્વરૂપ અલ્પજ્ઞ ગતિવાળું હોઈ પદાર્થમાં વર્તમાન કરે એવું છે. હવે આ સ્વરૂપને જોવું એટલે પરમગુરૂની કૃપાએ શુદ્ધ નિર્મળ માપક અંશસ્વરૂપ ઓળખવું. આમ આ પ્રમાણે નિજસ્વરૂપ જોઈને આનંદ કરવો અને પરમ સુખેદ સુખ ભોગવવું. હવે આ સ્વરૂપ જોઈને કેવો

આનંદ થાય છે, તે વિષે દૃષ્ટાંત આપીને વિસ્તારપૂર્વક સ્પષ્ટ કરીને કહું છું તે સાંભળો. જેમ, કોઈ રાજાની રાણી રૂપમાં અતિ સુંદર હોઈ લાવણ્યતાવાળી હતી. તે એક દિવસ ઉત્તમ પ્રકારે નાહીધોઈને પોતાની ગાદી ઉપર બેસી પોતાના અંગ ઉપર અલંકારરૂપ આભૂષણ પહેરતી હતી. આમ સર્વ અલંકાર ધારણ કર્યા બાદ તે પોતાનું નિજમુખ સર્વ અંગ સહિત દર્પણમાં જોઈને પોતાની મેળે નિર્ણય કરવા લાગી. પછી તે અંતરમાં વિચાર કરે છે કે મારા સ્વરૂપ સમાન આ મૃત્યુલોકમાં કોઈ સ્ત્રી જણાતી નથી અને હશે પણ નહિ; પણ કવિઓએ ગ્રંથોમાં દેવલોકની દેવાંગનાઓ આદિનું વર્ણન બહુ કરેલું છે, તેમાં સાવિત્રી તથા ઉમિયા કરતાં લક્ષ્મીનું સ્વરૂપ સર્વથી, શ્રેષ્ઠ, અતિ ઉત્કૃષ્ટ છે એવું કહ્યું છે, પણ તે તો વૈકુંઠલોકવાસી વિષ્ણુની અર્ધાંગના થઈને રહેલી છે. તેનું સ્વરૂપ મારા સ્વરૂપ સથે મળતું આવશે. આ લક્ષ્મી સિવાય બીજી કોઈ સ્ત્રીની ઉપમા મને લાગે એવી કોઈ સ્ત્રી આ ભૂતળને વિષે નથી. આ પ્રમાણે જોઈ વિચારીને મનમાં આનંદ પામીને વળી પાછી કહેવા લાગી કે હું તો લક્ષ્મી પોતે જ છું. આમ તે રાણીએ સજાતિપણે માની લીધુ. હવે આ પ્રકારે તત્ત્વક્રિયાયુક્ત વૃત્તિરૂપ દર્પણ જે કાચના ઘરરૂપ છે અને જે વિજાતિ હોઈ નિજસ્વરૂપથી ભિન્ન છે, તે દર્પણમાં દિવ્ય સજાણ ગતિવંત પોતાનું નિજસ્વરૂપ જોતા રહેજો. આ સ્વરૂપ અનાદિપદથી ભિન્ન થયેલું હોઈ તે અલ્પ ગતિવાળું અલ્પજ્ઞ છે એમ જાણજો. પછી પોતાના સર્જનહાર સર્વજ્ઞ કેવલકર્તાને જોવાનો વિવેક કરજો. જે પ્રકારે તે રાજાની રાણી પોતાના અંતરમાં લક્ષ્મીની ઉપમાયોગ્ય પોતાને માની લે છે અને મનમાં વિચાર કરે છે કે લક્ષ્મીને તો વૈકુંઠનાથ શ્રી વિષ્ણુ મહાશ્રેષ્ઠ પતિ છે, તો મને પણ આ વિષ્ણુ સિવાય આ મૃત્યુલોકનો રાજા ધણી તરીકે શોભતો નથી. આમ અંતરમાં ભાવના કરીને કહે છે કે મને તે વિષ્ણુ પતિ મળે તો સારુ, આમ ધારીને પછી તે પતિ પામવાની ભક્તિ કરીને વિષ્ણુપદને પામી. અને તે પતિને વરી. હવે આ દૃષ્ટાંતના ન્યાયે એ પ્રકારે હું નિજદિવ્યરૂપ અંશ અલ્પજ્ઞ છું અને તત્ત્વોથી તીત એટલે અલગ છું. એમ નિશ્ચયપૂર્વક જાણીને પોતાના પતિ જે નિજકર્તા તે પતિની શોધ પરમગુરુ દ્વારા નિરંતર કરજો. રાણીના પતિ મૃત્યુલોકના રાજા જેવા અન્ય અનંત દેવીદેવતા હોઈ તેમને પતિ માનીને તેમની ઉપાસના કરવી શરૂ કરી હતી, પણ તે આપણા ખરા નિજપતિ સમાન શોભતા નથી; કારણ તે તો આપણા જેવા જીવગતિના જીવ છે અને રાણીએ માનેલા પતિ વિષ્ણુની માફક આપણા સ્વરૂપના દિવ્ય પતિ તો વિષ્ણુથી પણ અધિક અત્યંત અપાર છે.

હવે ઉપર કહ્યા મુજબ દિવ્ય પરમપતિનું ચિંતવન કરી પરમગુરુની ઉપાસના-દ્વારા તેમનું ભજન કરજો. આપણા તે પતિ પરમ અનુપમ હોઈ અલૌકિક દગદષ્ટિરૂપ અતિ સજાણ અમાપ છે. તે પતિ સાથે સંગ થાય એટલા માટે તે મહા પ્રયત્ન કરીને કરજો. હવે પંચવૃત્તિ સહ તત્ત્વપ્રકારની ઊલટક્રિયા વિષેનો ભેદ સવિસ્તાર દેખાડી સંતસજ્જન પરત્વે પરમ અપાર ઠેઠ સુધીનો લક્ષવિવેક દર્શાવ્યો છે. અહો ! હે અંશ ! સકર્તાના સંકલ્પને વિષે બીજગમાં ખટવૃત્તિરૂપ ભાવનાં અંકુરો ઉત્પન્ન થયાં છે, તેનો પરિવાર અંશ સહ આ પ્રકારે કહ્યો છે; તેમાં પાંચ વૃત્તિનું નિરૂપણ કર્યું છે. કારણ સમાન કાર્યમાં ભાવ હોવો જોઈએ તે મુજબ અંશ કાર્યરૂપ હોઈ તેના કારણરૂપ સકર્તા સત્‌કૈવલ છે. આ કાર્યરૂપ અંશવૃત્તિનું લક્ષણ કહું છું તે સાંભળો. આ અંશને વિષે જે છઠ્ઠી અંશવૃત્તિ તેનો પ્રકાર જે છે તે 'સકર્તામણિભાસ' નામના ગ્રંથને વિષે કહ્યો છે. આ અંશના સંકલ્પ-ભાવનામાં ઉત્પત્તિ તથા લય થાય છે, તે વિષેનું નિરૂપણ તે ગ્રંથમાં કરેલું છે તે જોઈ લેજો. તે પ્રમાણે તથા તે ન્યાયે અંશમાં છઠ્ઠી અંશવૃત્તિ સર્જવાની મોહશક્તિ રહેલી છે, તે કર્તારે અલ્પ ગતિ પોખેલી તે પ્રમાણે ઉત્પત્તિ તથા લય થાય તેવી છે. આ વૃત્તિ કેવી છે ? તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. કોઈ સ્ત્રીને પતિના સંયમે કરી અસંખ્ય સતંતિ થાય છે, તેવી જ રીતે નિજપતિ સકર્તા સત્‌કૈવલની દૃષ્ટિનો ભાસ અંશ ઉપર પડે છે. (એટલે અંશમાં રહેલી અંશવૃત્તિની સ્ફુરણા સ્ફુરે છે.) જેમ સૂર્યના પ્રકાશ વડે નેત્ર દેખતાં થાય છે, તેમ પરમપતિની પરમ સત્તા વડે જ અંશને વર્તવાનું છે. અંશના વર્તનમાં અંશવૃત્તિની આદ્ય લઈને ઘાટમાં વસ્તુ (છ વૃત્તિઓ) પોખ્યા પ્રમાણે અલ્પ થયાં જાય છે, કારણ કે પોતાના બાપનું જોઈને અંશ પણ અલ્પ સંકલ્પ કરે છે; પરંતુ નિજસકર્તાની પેઠે ધારણા કરીને નવી તત્ત્વ તથા અંશ ઉપજાવી શકે નહિ, કારણ કે જ્યારે અંશમાં સંકલ્પનું પોષણ કર્યું ત્યારે કર્તારે વચમાં નવું કરવા મૂકવાનું ભર્યું જ નથી. માટે નવું શું જોઈને કરી શકે ? અરે ! અંશ કરવા જાય તો પણ તેનાથી કંઈજ બનતું નથી. અહો ! હે અંશ ! કર્તારે જે કૃત કર્યું છે. તેમાં જ તમે વર્તજો. તે સિવાય નવીન બીજા પ્રકારનાં તત્ત્વો કે અંશ કશુંય તમારાથી થશે નહી; કારણ કે અંશ અલ્પગતિવાળો છે, તે ક્યા પ્રકારે છે તે બતાવું છું. આ અંશને કર્તાના કૃતની ગતિ માલમ પડતી નથી, કારણ કે તે ક્યાં અને કયા પ્રકારનાં તત્ત્વ પોખીને કર્યું છે તે અને તે તત્ત્વોને સારાનરસા

પ્રકારે વર્તાવવાની પણ ગમ નથી; કારણ કે અંશની ભાસદષ્ટિરૂપ વૃત્તિ તે તત્ત્વોના સંગે કરીને બેભાન થઈ ગઈ છે. એથી કરી તત્ત્વભાગ વાપરવાની જે જુક્તિ તે જાણી નહી અને પોતાની ઈચ્છાએ ક્રિયામાં અનીતિ વધારીને દુઃખ ભોગવવા લાગ્યા.

હવે અંશની દષ્ટિ તો પરમ સજાણ છે પણ તત્ત્વપ્રવૃત્તિના પ્રભાવમાં તે ચુસાઈ ગઈ છે, જેમ પારો કંચનને સ્પર્શીને એકઠો મૂકીએ ત્યારે તે સોનાનું વિત્ત ચૂસી લે છે. પછી તેમાંથી સુવર્ણસાર ભઠ્ઠી લગાવીને કીમિયાગર આ સુવર્ણને કાઢી લે છે; તેવી જ રીતે અહીં કીમિયાગરની માફક અપાર વિવેક કરવાનો છે તે દેખાડું છું. હવે નાનાવિધ સદ્‌ક્રિયારૂપ સામગ્રી એ તો પાત્ર જાણવું. અને ઉપાસનાવૈરાગરૂપ વિચિત્ર અગ્નિજ્વાળા જાણવી; તેમાં જ્ઞાનસમજણે કરીને નિવડો કરીએ, ત્યારે સુવર્ણની માફક અંશ ભિન્ન થાય છે. આમ અંશ એ સોનું છે અને તત્ત્વ તે પારો છે, એ વિષેની નિજ અંતરમાં નિરંતર વિવેચના કરીને આદિ કીમિયાગરરૂપ જે કર્તા તેમને ઓળખવા. જે સકર્તા સત્‌કૈવલે તત્ત્વો અને અંશ સરજીને અનંત બ્રહ્માંડની માંડણી (ચૌદ તબક્કાની ગોઠવણ) કરી છે, તે કીમિયાગર અચળ છે; તેમને અહીં આ બાજુથી સર્વજ્ઞ પરમગુરુની લક્ષકૃપા વડે કરીને જોજો. તેમને જોવાની અદ્‌ભુત કળા દર્શાવવા સારુ અનંત ગતિએ ઊલટક્રિયા દર્શાવી દીધી છે, તે અંશને પોતાને પરમ તીવ્ર ઉજાગ્રત વૃત્તિ રાખવા સારુ દર્શાવી છે. માટે એ પ્રકારે આચરણ રાખીને પ્રતીતિ લેજો; એથી કરીને સર્વજ્ઞ પરમગુરુ કૈવલપદને વિષે તમારી અખંડ પ્રીતિ રહેશે. અહો ! હે અંશ ! આ વિશ્વમાં માનવ સ્ત્રીપુરુષના સજાણ અંશને સદાકાળ સર્વપ્રકારે આદિમધ્યાંતનું જાણપણું છે. તે જાણપણું ક્યાં સુધી છે ? તે ચરાચર તત્ત્વપદાર્થ, દેવવિભૂતિ, વિરાટસહિત સર્વની માનવજનને ઓળખાણ પડે છે. વળી દેવલોક જે છે માનવને ઓળખે છે પણ માનવ જેવી તત્ત્વગતિ દેવને નથી. તે કેમ જણાય ? તે વિષે ખુલાસો સાંભળો. વિશેષ અંશ માનવ શરીરને વિષે અવતાર ધારણ કરે છે. તે આ લોકમાં માનવ જેવા અલંકાર ધારણ કરીને દેવાદિકની અપાર ગતિ ગાઈ ગયેલા છે. આ પ્રકારે ઉઘાડો સર્વથી શ્રેષ્ઠ માનવરૂપ દેહ રોકડો પ્રાપ્ત થયો છે, જે દેહમાં ચરાચરનો નિવડો, નિજ તનુ તથા સ્વરૂપ સહિત, જાણવામાં આવે છે. હવે આવો દેહ જે અંશને પ્રાપ્ત થયો, તે અંશે તત્ત્વભાગની ઊલટક્રિયા જોઈને આચરવી; જે દેવાદિકને પણ દુર્લભ છે, એટલે કે આ પ્રતીતિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. એટલા જ માટે તે ક્રિયા

આચરીને તેનો અનુભવ નિજ પ્રીતિજોગ વડે સત્સંગ કરીને લેજો. વળી અપાર તત્ત્વભાગની ક્રિયા વર્તાવીને સર્વ પ્રકારે સજાણ થજો. આ સજાણપણું તો કર્તાના પરમવિશેષ અંશ જે છે તેમને શરણે જઈને તેમના પ્રતિબોધ વડે જાણી લેજો.

આ પ્રકારે શ્રવણ કરીને શ્રોતાજન પ્રશ્ન કરે છે કે સર્વજ્ઞ પરમગુરુ પ્રત્યે કોઈ ઠેકાણે પરમવિશેષ અંશકોટીમાં વર્ણન કર્યું છે અને હંસતાલેવા તથા અગાધબોધ આદિ ગ્રંથોને વિષે કૈવલવેત્તા આદિનિરૂપણમાં પરમવિશેષ અંશ એ જ સર્વજ્ઞ કર્તા સ્થાપન કરેલા છે; ત્યારે એ શ્રવણ કરીને સંશય ઊપજ્યો, તેનું તાદશ્ય નિરૂપણ કરીને સંભળાવો. આ પ્રશ્ન સાંભળીને પરમગુરૂ પોતે સર્વજ્ઞપણે ઉત્તર આપે છે તે શ્રવણ કરો. તે પોતાની દ્વિવિધ (બે પ્રકારની) ગતિના ન્યાયનું નિરૂપણ કરે છે, તે દૃષ્ટાંતે કરીને તેનું રૂપક વર્ણન કરી દેખાડે છે તે સાંભળો. જેમ, કોઈ એક દેશના નગરમાં ન્યાય કરનાર પુરુષ રહેતા હતા. તેમને બે સ્ત્રીઓ અને પરિવારમાં એક કન્યા તથા તેમનાં માતુશ્રી સાથે તે એક નગરમાં રહેતા હતા. જે જે લોકને તકરાર હોય તેઓ તેમની કચેરીમાં આવતા અને જેની જેવી બાબત હોય તેની તે બાબતનો તેઓ ન્યાય કરીને પ્રતિઉત્તર આપતા હતા. એક વેળા બીજા એક ગામના પાંચછ જણ કંઈ તકરાર લઈને ન્યાય કરાવવા તેમના ગામની ભાગોળે આવ્યા. તે વખતે ત્યાં તે ગામના લોકો હરતાફરતા હતા તે નરનારી પ્રત્યે તેઓ પૂછવા લાગ્યા કે આ ગામમાં ન્યાય કરનાર પુરુષ જે રહે છે તે ઘેર છે કે કોઈ ગામપરગામ ગયા છે ? આ પ્રમાણે તેમણે પ્રથમ એક બાઈ મળી તેને પૂછયું. તે બાઈએ તે લોકોને ઉત્તરમાં કહ્યું કે તે તો મરી ગયા છે. આ પ્રમાણે સાંભળીને તેઓ વિચાર કરવા લાગ્યા કે હવે ગામમાં તો જઈએ; એમ ધારી તેઓ આગળ ચાલ્યા તેવામાં એક બીજી બાઈ મળી, તેને તે લોકોએ પૂછયું; ત્યારે તેણીએ કહ્યું કે તે ન્યાય કરનાર પુરુષ છે તો ખરા પણ આંધળા થયેલા છે. આ સાંભળી તે લોકોને વિશ્વાસ આવ્યો કે તે છે તો ખરા, પરંતુ પેલી સ્ત્રીએ મરી ગયા છે એવું કેમ કહ્યું હશે ! આમ વિચાર કરતા કરતા આગળ ચાલ્યા, ત્યારે એક બ્રાહ્મણ મળ્યો; ત્યારે તેને ન્યાય કરનાર વિષે પૂછી જોયું ત્યારે તેણે કહ્યું કે તે તો આંધળા અને કાને બહેરા થયા છે. આ પ્રમાણે કોઈનું બોલવું સરખું આવ્યું નહિ. પછી પેલા લોકો ન્યાયકર્તા પુરુષને જઈ મળ્યા અને તેમને જોયા, તો તે સભા ભરીને બેઠા હતા અને ન્યાયનાં વચન બોલીને પ્રતિ ઉત્તર આપતા હતા. આમ મરી ગયેલા

નથી તેમજ આંધળા બહેરા પણ નથી એમ જોઈને તે પરગામથી આવેલા લોકો તે ન્યાય કરનારને કહેવા લાગ્યા કે અમોએ આ ગામની ભાગોળે આવીને લોકોને તમારા વિષે પૂછયું હતું. આમ કહી તે લોકોએ ન્યાય કરનાર વિષે જે જે કહ્યું હતું તે તેમને કહી સંભળાવ્યું અને પૂછયું કે આપ તો પ્રત્યક્ષ છો, ત્યારે તે લોકોએ આ પ્રમાણે કેમ કહ્યું હશે? આ સાંભળી તે ન્યાયકર્તા ઉત્તર આપે છે કે તેમણે જે કહ્યું છે તે ખરું છે એ વિષે ખુલાસો કરું છું તે સાંભળો. આ સંસારમાં મારે બે સ્ત્રીઓ છે. તેમાંની એક જે આપને પ્રથમ મળેલી. તે સ્ત્રી મારી અર્ધાંગના છે. મારી જે બે સ્ત્રીઓ છે તેમના છ છ માસના વારા કરેલા છે. પ્રથમ આપને જે સ્ત્રી મળેલી તે તેમાંની એક હોઈ હાલ તેનો વારો નથી. તેણે હું મરી ગયો છું એમ કહેલું; તે તો ખરી વાત છે; કારણ કે તેના લેખે તો તેનો હાલ વારો નહિ હોવાથી હું મરેલો જ છું. વળી બીજી જે સ્ત્રી તમોને મળેલી તે મારી કન્યા છે. તે મોટી થયેલી છે પણ દ્રવ્ય નહિ હોવાથી તેનું લગ્ન કર્યું નથી. આમ એને હું ઉંમરલાયક જોઉં છું પણ લગ્નનો જોગ મળતો નથી, એટલે તેણે મને અંધ કહેલો તે સાચું જ છે; કારણ કે તેના લેખે તો હું આંધળો જ છું. હવે પેલા બ્રાહ્મણે બહેરો કહેલો તે વિષે કહું છું તે સાંભળો. બે બ્રાહ્મણ ફરિયાદ લઈને આવેલા, તેમની તકરાર ખેતર સંબંધી હતી. તે બંનેનાં ખેતર પાસે પાસે છે, તેમાં એકબીજાની જમીન દબાવીને લીધેલી છે. તેમની તકરાર સાંભળતાં તે બન્નેની જમીન ધર્માદાની છે એમ જાણવું. જો હું એકને ઓછીવત્તી કહું છું તો તે ધર્માદાની જમીન હોઈ તે બન્નેને હાનિ થાય. આમ વિચાર કરી મેં પ્રતિઉત્તર આપ્યો નહિ અને મૌન રહ્યો, એથી તેના લેખે તો હું બહેરો જ છું. આ પ્રમાણે ન્યાય કરનાર પુરુષે કરેલો ન્યાય સાંભળીને તે લોકો ખુશ થયા અને કહેવા લાગ્યા કે આ ન્યાય કરનાર તો ખરેખર ન્યાયી જ છે, એટલામાં ભોજનની વેળા થઈ તે વખતે માતુશ્રી એ દરરોજના નિયમ પ્રમાણે ભેંસનું તરત દોહેલું દૂધ આપ્યું, તે દૂધ સાથે તે પુરુષ જમ્યા. પછી તેમણે માતુશ્રી પાસેથી વધારાનું દૂધ નિત્યક્રમ પ્રમાણે રૂદન કરીને માગ્યું. આ બીના પેલા પરગામથી આવેલા લોકોએ જોઈ, એટલે તે સંબંધી તેમણે પૂછયું એ આવડા મોટા થયા છો અને ન્યાય પણ કરો છો તો રડીને દૂધ કેમ માગ્યું ? આ સાંભળી ન્યાયકર્તા પુરુષ કહે છે કે મેં મારી માતુશ્રી

પાસે રડીને જે દૂધ માગ્યું તે ન્યાયથી જ માગ્યું છે, તેમાં મેં અન્યાય કર્યો નથી; તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. મારી માતુશ્રીનો તો હું ગમે તેટલો મોટો હોઉં તો પણ સદા બાળક જ છું, માટે રડીને માગ્યું તે રીતનું જ છે. મારી માતા આગળ મારું શ્રેષ્ઠપણું શું છે ? તે તમો ન્યાયદષ્ટિએ જુઓ. તમારી આગળ તો શ્રેષ્ઠ ન્યાયકર્તા છું, પણ મારી માતા આગળ તો હું સદાય શિશુ સમાન જ છું. આ પ્રમાણે પ્રતિઉત્તર સાંભળીને અને તે સત્ય માનીને તે લોકો જે ન્યાય કરાવવા આવેલા હતા તે ન્યાય કરાવીને પોતાના ગામ પ્રત્યે ગયા. આ પ્રકારે વિસ્તારપૂર્વક દૃષ્ટાંત કહ્યું છે તે જ પ્રકારે પરમવિશેષ અંશને બે પ્રકારની ઉપમા લાગે છે એમ જાણજો. વળી જે જે અવતાર થયા તે પણ અંશકોટીના હોવા છતાં તેઓ પોતે કર્તા છે એમ બોલી ગયા છે. આ પ્રમાણે જીવને ઈશ્વર કહી પોતાની ઐશ્વર્યતાવૈભવરૂપ કેવળ સાક્ષાત બ્રહ્મ અમો જ અનુભવીએ છીએ એવુ તેઓ બોલી ગયા છે. હવે તેના ઉપરાંત તેમનાથી પણ અધિક, જે અવતારાદિકને પણ બોધ કરી પરમદાન આપનાર સદ્‌ગુરુ છે અને વળી જે અસંખ્ય બ્રહ્માંડમાં વસતા દેવાદિક અને જીવને તત્ત્વભાગની નીતિ તથા અકળ ક્તનો ભેદ તથા સ્વરૂપ અને સકર્તા સહિત લક્ષબોધ દર્શાવીને તારનાર પ્રસિદ્ધ દાતાર છે, તેજ સદ્‌ગુરુ કૈવલપદનો ન્યાય દર્શાવનાર છે; એથી જ તે સદ્‌ગુરુને પ્રબુદ્ધ (જેનાં જ્ઞાનચક્ષુ ખુલ્લાં છે એવા અતિ ઉજાગ્રત) તે કર્તાના સમાન અચળ કહ્યા છે. નિજકર્તા પોતે જે સનાતન ધામમાં અચળ વસે છે, તે નિજધામ છોડીને કોઈ કાળે કોઈ કલ્પને અંતે પણ ક્તરૂપ થઈને અવતાર લેતા નથી. એટલા જ માટે પરમવિશેષ અંશ જ નિજકર્તાની સર્વજ્ઞ ગતિરૂપ હોઈ તે જ કૈવલ છે, એમ જાણીને આ પ્રકારની પ્રતીતિએ કહ્યું છે. આ પ્રકારે નિજ કૈવલપતિ સાક્ષાત્ પ્રગટ સર્વજ્ઞ ગતિરૂપ દિવ્યમૂર્તિ તદ્રૂપ તદાકાર છે એમ જાણજો. તે સામાન્ય અને વિશેષ આદિ સર્વ અંશોને માનવાયોગ્ય સત્ય છે. વળી પરમવિશેષ અંશ જે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ અવતાર તે સાક્ષાત્ અખંડ ગતિરૂપ હોઈ તેમને નિજ કૈવલકર્તા સમ જાણીને તેમનું ભજન કરજો.

હવે પરમગુરુ ભગવાન કરૂણાસાગરને જે અંશકોટિમાં કહ્યા છે તે વિષેનો સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. પરમ સકર્તારૂપ માતુશ્રી આગળ આ પરમ અંશ પરમગુરૂ

અલ્પજ્ઞ ગતિરૂપ હોઈ બાળક સમાન છે એમ જાણજો; કારણ કે તેઓ દરેકે દરેક કલ્પમાં સકર્તા પાસેથી નાનાવિધ ગમગતિ માગીને લે છે. જેમ બાળક માતાની પાસે રડીને ધીંગાણું મચાવીને દૂધની આદ્ય લઈ ખોરાક વગેરે માગે છે, તેવી જ રીતે પરમ સકર્તારૂપ માતુશ્રીની આગળ પરમવિશેષ અંશરૂપ બાળક ઢીંગ વસીને એટલે પાસે રહીને અનાદિસિદ્ધ પ્રતીતિએ સર્વકાળ પરમરસનું પ્રાસન કરે છે, અને માતારૂપ સકર્તા પોતાના શ્રેષ્ઠ અંશને બાળકરૂપ જાણીને પરમગતિ વિષેના ભેદની નિશાની ઘરથી એટલે કે પ્રથમથી લઈ તે આજપર્યંત આપતા જાય છે. પછી આ પરમગતિના સામર્થ્ય વડે કરીને તે આ જગતને વિષે ન્યાય કરીને અગમ્ય ગમગતિ દર્શાવે છે. આ કારણને લીધે પરમવિશેષ જે અંશ તે કર્તાની આગળ સદા સર્વકાળ શિશુવત્ એટલે બાળક સમાન હોઈ તેમની આગળ અખંડ રહે છે. આ પરમવિશેષ અંશને કર્તાએ આપેલી ગતિ ગ્રહણ કરીને તે ન્યાયપૂર્વક બ્રહ્માંડને વિષે અનંત અંશોના તારણહાર થયા છે. આ બાજુ આ પરમગુરુની અખંડ જ્ઞાનરૂપ ગતિ આ જગતના જીવઅંશથી લઈ ઈશ્વરપર્યંતને માથે શ્રેષ્ઠ હોઈ સત્ય છે.

**આ પ્રમાણે આ પરમદિવ્ય ગતિરૂપ તનુ ધારણ કરનાર પરમગુરુ હોઈ તેમને સાક્ષાત કૈવલરૂપ જાણજો.**

આ પ્રકારે ઉપર પ્રમાણે પરમગુરુ વિષે બે પ્રકારનો ભેદ વર્ણવ્યો છે. આ ઉભય ભેદ તે અંશ તથા અંશી વિષેનો હોઈ તે લક્ષ ગ્રહણ કરીને **આ બાજુ ઈશ્વરથી પણ શ્રેષ્ઠ એવા સગુણ રૂપે પમગુરૂનો જે અવતાર થયો છે તેમને સાક્ષાત કૈવલકર્તા જ જાણજો. આ બન્ને પ્રકાર જાણીને તથા અનુભવીને તેમના આદિ ચરણારવિંદને વિષે વૃત્તિ રાખજો તથા તત્ત્વપ્રવૃત્તિ સમેત નિર્વાણ જાણીને નિર્વાણરૂપ પ્રસાદ લેજો.**

પછી આ પ્રમાણેના વિચારે કરીને તીવ્ર વૈરાગ ધારણ કરે, તો જીવ-અંશને નિર્વાણરૂપ પ્રસાદ તરત પ્રાપ્ત થાય તેમ છે; માટે હે અંશો ! આ પ્રમાણે આ જ એક નિર્દ્વંદ્વ (રાગદ્વેષ, માનઅપમાન ઈત્યાદિ દ્વંદ્વોથી પરરહિત) આરાધન કરજો. જો કદાચ

કિંચિંત્ લક્ષગતિ વડે નિજપતિરૂપ નિર્વાણપદને વિષે સજાણદૃષ્ટિરૂપ વૃત્તિ પહોંચીને સ્પર્શ થાય, તો થતાં વારમાં જ અનંત અઘનું (પાપનું) નિવારણ થઈ જાય. જેમ નોળિયો સર્પને ચાવીને તેનો પ્રાણઘાત કરે છે, અને આમ કરતાં નકુળને (નોળીયાને) તેનું વિષ ચઢે છે ત્યારે ગારુડી પોતાની પાસે વનસ્પતિની બુટ્ટી રાખે છે તે બુટ્ટી પેલા મુગસને (નોળીયાને) સુંઘાડે છે, એથી કરીને તેનું ઝેર ઉતરી જાય છે. આ પ્રકારે પ્રપંચપદાર્થના સ્વાદરૂપ જે વિષ તે અનેક જન્મથી લીધેલું હોઈ તે સર્વાંગ શરીરમાં તેમજ વૃત્તિમાં વ્યાપક મળી ગયું છે, તે સામાન્ય તથા વિશેષ સર્વ અંશને સગુણ-નિર્ગુણરૂપ લક્ષસ્વાદનું ચઢેલું છે; જેથી હવે તે વિષ ઉતરી જાય એ વિષે ઉપાય શું છે ? તેનો ઉત્તર એ છે કે સર્વજ્ઞ પરમગુરૂ એ જ કોઈ ગારુડી છે એમ જાણજો, તે જ વનસ્પતિની બુટ્ટી સુંઘાડશે; એટલે કે તે પ્રથમ તત્ત્વપણે નિજરૂપલક્ષ દર્શાવશે. વળી આપણા સર્વ અંશો અલ્પજ્ઞગતિવાળા છીએ એવું દર્શાવવા રૂપી પહેલી બુટ્ટી તે પોતાની સજાણવત્તિ-ભાવનારૂપ નાકને વિષે પ્રથમ સુંઘાડશે. પછી તેના આદિ કર્તાનો લક્ષ તે પ્રાજ્ઞ (જ્ઞાતા) પુરુષ અંશ પરત્વે જણાવશે. આ પ્રમાણે સુગંધ વનસ્પતિની બુટ્ટીરૂપ અનાદિસિદ્ધ સકર્તાનો લક્ષ નિજદૃષ્ટિમાં લેશે, ત્યારે તેણે કરીને પદાર્થવિષયના સ્વાદનું અજ્ઞાનરૂપ વિષ જે નિજવૃત્તિને વિષે ચઢેલું છે તે તત્કાળ ઉતરી જશે. આ પ્રમાણે જે અંશને પરમગુરુ-પ્રસાદ વડે આ પરમકર્તારૂપ અચળ બુટ્ટી પ્રાપ્ત થાય અને તે નિજ સજાણવૃત્તિરૂપ નાસાપુટને વિષે પરમગુરૂનો તીવ્ર બોધ ગ્રહણ કરે, તો તેનું ઝેર ઉતરી જાય અને અંશ સચેતન થઈને પરમદિવ્ય યજન (પરમગુરૂની ઉપાસના) પામે, એટલા જ માટે આ જ પ્રબોધ (જ્ઞાન-ઉપદેશ) વડે વારંવાર પરમગુરૂનું યજનભજન કરવું. આ પ્રમાણેના યોગ વડે અનંત કલ્પ સુધી અજ્ઞાન-વિષ ફરીથી આપણને આવીને સ્પર્શી શકે નહિ; જેથી પરમપદ પામતા સુધી શરીરના અખિલ તત્ત્વભાગ પોતાને આધીન રહે તેવી પ્રવૃત્તિ કરતાં રહેવું. આમ જ્યાંસુધી તત્ત્વભાગનું વર્તમાન સ્વાધીન થાય નહિ; ત્યાં સુધી નિજ પરમગતિ પણ અભંગ થઈ નથી એમ જાણવું.

આ પ્રમાણે અભંગ ગતિ કોની થતી નથી એ વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જેને લક્ષબોધનાં વચન શ્રવણ કરવાની પ્રીતિ નથી તેને અનાદિ પદની પ્રાપ્તિ શાની હોય ? અહો ! હે અંશ ! જેને અનાદિ પદની પ્રાપ્તિ ન થઈ તેણે સંસારનો ત્યાગ કરીને નિહંગપણું ધારણ કર્યું હોય, તોપણ પરમપદની પ્રાપ્તિ વિના તેના સર્વ વર્તમાન ઉપલક

ઢોંગ સરખાં જાણવાં. અહો ! હે અંશ ! કદાચ તેણે દેખાદેખી જોગ લીધો હોય તો માની લેજો કે ધન અને સન્માન લેવાને અર્થે તેમજ જગતમાં મહત્તા દેખાડવા સારુ લીધો છે. અરે ! પ્રપંચી સંસારનો ત્યાગ કરીને ઉપયોગ શું કર્યો ! જેણે સદ્‌ગુરુનું મન રીઝવ્યું નહિ અને તનમનથી સેવા પણ કરી નથી, તેણે દંભને અર્થે દાંભિક ભજન વૃથા દેખાડ્યું. વળી બીજા લોકોને દેખાડવા અને તેમના દિલને ભમાવવા એકાંતમાં ધ્યાન-ભજન કરીએ છીએ એમ કહીને બેસે છે. પણ તેને નિજરૂપ તથા પોતાના સકર્તાપતિની ગતિ આદિમધ્યાંત નથી એમ જાણજો. વળી તત્ત્વસ્વાદના પ્રવાહને વિષે અતિશય અવિવેકે કરીને દોડતા જાય છે. અહો ! જેણે પ્રપંચ પણ ખોટો કર્યો અને પરમાર્થની જોડી (દોસ્તી) પણ ના કરી, એવા જીવ બન્ને તરફથી લૂંટાઈને અઘોર નરકમાં પડવા જેવા થઈ રહ્યા છે; ત્યારે આ જીવને મહાન સમર્થ પરમગુરુ કહે છે, અહો ! હે અલ્પજ્ઞ અંશ-જીવ ! તમે શું કરવા ભવ-સંસાર છોડીને આ વિટંબણા લીધી ? અને ! હે જીવ ! આગળ દરેક દરેક કલ્પમાં હજી પણ આ પ્રમાણે વિટંબણા થતી જશે ! અરે ! પ્રપંચને વિષે રહીને અથવા છોડી દઈને ત્યાગને ધારણ કરીને પણ જે કરવાનું હતું તે ન આચરીને ભટકો છો, એથી કરી તમારી નિદાન ગતિ કેમ કરીને થશે ! વળી આ જીવને સર્વજ્ઞ પરમગુરુ શું કહે છે તે સાંભળો. મારાં બોધવચનોનો અભ્યાસ કરીને તે વચનોરૂપ ગ્રંથ હાથમાં પાસે રાખીને તેમાં જીવને અવળસવળ સમજાવી પકડી પકડીને ગૂંચવી નાખ્યા. હે જીવ ! તમે ગૂંચવનાર અને ગુંચવાયેલા જીવ, આ બન્ને બંધનવશ થઈને રહેલા છે, પણ ન કર્યું અને ન થયું કલ્યાણ આદિ કોઈનું આ પ્રમાણે વચન સાંભળી તમો સદ્‌ગુરુ પરત્વે કહેશો કે આપનો અનુગ્રહમહદ્ પરમતીવ્ર લક્ષબોધ, નિજ આપરૂપ તથા પતિપદ સહિત, જે અમોને ઉત્તમ પ્રકારે કરેલો, છતાં એ અનુગ્રહે અમારું કલ્યાણ ન થયું, ત્યારે તેનું ફળ શું રહ્યું ? વળી ઉપદેશનો પ્રતાપ વાણી વડે મહાઅદ્‌ભુત કહો છો તે વૃથા કે શું ? આ પ્રમાણે સાંભળી. મહાન સર્મથ સર્વજ્ઞ પરમગુરુ વદે છે કે સર્વ જીવ પરત્વે અમો ઉપદેશ કરીએ છીએ તે કાળે જીવની વૃત્તિ કિલ્મિષ (પાપ, અપરાધ) રહિત હોય છે તથા અંતરમાં ઉત્કંઠા સહિત પ્રેમ હોય છે ત્યારે અમો તે જીવ પરત્વે ઉપદેશ આપીએ છીએ, પણ તે ઉપદેશ, મંત્ર વચન, લક્ષ ગ્રહણ કરીને તેનું સાધન-વર્તમાન તે પ્રમાણે કરી શકતા નથી; એથી કરી જીવને વચન ફળદ્રુપ થતાં નથી. આમ વચન ફળદ્રુપ ન થાય તો નિજપદની પ્રાપ્તિ

કેમ કરીને થાય ! જેમ સ્ત્રીની ઋતુ જોઈને પુરુષ તેનો ઉપભોગ કરે છે અને બિંદુ-બીજ કમળમાં અર્પણ કરે છે; તે બિંદુ-બીજ કમળને વિષે જ્યારે જામતું નથી ત્યારે તેનો પ્રલય થાય છે, તેમાં પુરુષનો શો અપરાધ છે ? તેવી જ રીતે સદ્ગુરુ લક્ષબોધ જીવ પરત્વે કરે છે, પણ તેનો સંગ્રહ જીવ કરી શકતા નથી; એથી તે જીવને ઉપદેશ કરેલો તેનો દોષ કિંચિત્ માત્ર સદ્ગુરુને લાગતો નથી, માટે હે સાધુસંતજનો ! તથા હે નરનારી ! વિચાર કરીને જુઓ. વળી જે જીવની વૃત્તિને વિષે અવિનાશી લક્ષનો ઉપદેશ ના ટક્યો તે બોધ કરેલાં જીવમાં આરતરૂપ ઋતુ કમતી, માટે લક્ષ રહ્યો નહિ. અહો ! હે અંશ ! પરમપુરુષનો સત્સંગ થયો તો પણ તેના હાથમાં કશુંય આવ્યું નહિ; એટલા માટે આરત તથા અતિ વ્રેહ પોતાની વૃત્તિમાં પરમ પ્રેમથી ધારણ કરીને અતિ ઉતાવળે સર્વજ્ઞ પરમગુરુનો સત્સંગ કરી લેજો. પછી અનુગ્રહબિંદુ તે કૃપાસિંધુ આપશે, તે હેતુ નિજવૃત્તિરૂપ સજાણ કમળમાં ઠરશે, તેણે કરીને કલ્યાણરૂપ અગાધ ફળ જે છે તે તમોને અભંગ ફળશે. હવે આ ઉપદેશરૂપ વૃક્ષ પરમગુરુસત્સંગના સિંચન વડે વૃદ્ધિ પામે, તેનો જે અનુભવ તે પ્રત્યક્ષ જાણજો. વળી નિજકર્તાલક્ષનું ફળ પરિપકવપણે તાદશ દેખાય છે, એ વિષેનો વિચાર કરી જોઈને અક્ષય પ્રતીતિરસફળનું, હે અંશ ! પોતે સેવન કરજો અને પરમગુરુ કેવલ પુરાતનનું ભજન કરજો. આ પ્રમાણે મારાં વચન શ્રવણ કરીને તમો શ્રોતા એમ કહેશો જે અમે તો તમારો લક્ષ લઈને પોતાનું સ્વરૂપ અને નિજકર્તાને જાણીને ભજન કરીએ છીએ. આ પ્રમાણે જો તમે કહેતા હોય તો તે વિષે ઉત્તર આપું છું. તે સાંભળો. મારા લક્ષબોધ પ્રમાણે બતાવેલું યજનભજન કરવા તથા રહેણીકરણી પાળવા જે અંશ વચન નીતિએ વર્તમાન કરશે તેમજ તે પ્રમાણે સારધાર રહેશે તે સંસારી હોય વા ભેખ લીધેલા સાધુસંત હોય, તે બન્ને પ્રકારના સર્વ અંશો આદિમધ્યાંત સુધી ભવપારંગત થશે. વળી આ લક્ષ જાણ્યા પછી જો વચનમાં વર્તશો નહિ અને અનીતિ-કપટ કરીને જેટલા ચાલશો, તેટલા અંશને પાછળથી જન્માંતરે અનીતિ કરેલી ભોગવવી પડશે અને હાલ અનીતિ છાનીછપની કિંવા ઉઘાડી જેટલી વર્તમાન કરશો. તેટલી કર્તાનો સંકલ્પ પૂરો થતાં સુધી અવધિપર્યંત ભોગવવી પડશે, તે છૂટશે નહિ. આ પ્રમાણે શ્રીમુખે સદ્ગુરુ બોલેલા છે.

❀ ❀ ❀

# ચતુર્પુટીયુક્ત પંચદેહનાં તત્ત્વોનો નિર્ણય તથા તેની અહંતા

## પ્રકરણ : ૧૧

આદિ સકર્તા સત્‌કેવલના આપણ સર્વ અંશ કેટલોક કાળ ચૈતન્યરૂપ હોઈ દેહાતીત સજાણસ્વરૂપે હતા. કંઈ પણ પદાર્થ-તત્ત્વોના માપ ધારણ કરેલાં ન હોઈ નિષ્કલંક હતા અને આપણા સકર્તા પતિ પણ અનાદિસિદ્ધ સ્વયંભૂ તત્ત્વાતીત અતિદિવ્ય સચેતન કેવલ વિભુ એકાકી શૂન્યમાં હતા. તે કર્તાને અકસ્માત પદાર્થ ઉત્પન્ન કર્યાનો ભાવ તે રૂપ ઊપજણ ઊપજી; પછી સંકલ્પ થયો. નિજરૂપ તૃપ્તપણે વૈભવ ધારીને આરામ કરીને સ્વસ્થ હતા તે કાળે આ પ્રકારની ભાવનાનો ઉદય થયો. આ વાત સાંભળીને કોઈ શ્રોતાને સંશય થાય જે ચૈતન્ય ઉપાધિ રહિત હોઈ પરમ વરિષ્ઠ સુખરૂપ છે, ત્યાં કોઈ કષ્ટ છે જ નહિ; છતાં અહીં તત્ત્વકૃત ઉપજાવવાની કનિષ્ઠ ભાવના શા માટે ધારણ કરી ? વળી આ મહદ્‌ સુખમાં આવી ભાવના કેમ કરીને ઊપજી આવી ? આ પ્રમાણે શ્રોતાનો પ્રશ્ન સાંભળી શ્રી પરમગુરૂ વદે છે કે તે વિષે દૃષ્ટાન્ત કહું છું તે સાંભળો. જેમ માનવજાતિમાં કોઈ નરનારી ઘણા દિવસ પકવાનનું ભક્ષણ કરે છે. આમ ખાતાં ખાતાં ખવાય નહિ અને તેના ઉપરથી અભાવ થઈ જાય, ત્યારે ખારું, ખાટું, તીખુંતમતમું, એવા પદાર્થ ખાવાનું મન થાય છે. આ જ પ્રકારે અનાદિ સકર્તાપતિ પરત્વે ઊપજી આવ્યું, ત્યારે સંકલ્પથી છ વૃત્તિઓ તત્ત્વઅંશસમેત ઘણા અલંકાર નિજગતિએ ધારીને તેમાં તત્ત્વો ભરીને અંશ વસાવ્યા. તે પણ નિયમ તથા અવધિ સહિત ઉપજાવીને ખેલ ચલાવ્યો છે, કારણ કે દ્વૈત સિવાય હાસ્યવિનોદ તથા વિલાસ થતો નથી. આમ અવિનાશી સકર્તા પોતે સર્વજ્ઞપણે જાણે જ છે, માટે અતિ મજબૂત રીતે કરીને અનંતવિધ ખેલ રચ્યો છે. અને સર્વ અંશોને તત્ત્વપદાર્થના અલંકારો કરીને આપ્યા છે; જે પદાર્થને સંગે નિજ અંશનો ભાવ-અર્થ-હેતુ પૂર્ણ થાય, એવું કૃત કર્તાએ કરેલું છે. એટલા માટે પદાર્થોને આપણે આપણી રૂચિ પ્રમાણે વર્તાવીએ છીએ, જેના ઉપરથી હજુ સુધી આપણને અંતરમા કિંચિત્ માત્ર અભાવ થતો

નથી; છતાં બ્રહ્મજ્ઞાનીઓ જે જગતમાં ફરે છે તે તો ઉપલક મને અમસ્તો અભાવ ધારણ કરીને જગત મિથ્યા છે એવું મિથ્યા કહેતા જાય છે. આ બ્રહ્મજ્ઞાનીઓ આદિ નિજપદને જાણ્યા સિવાય માત્ર શબ્દજ્ઞાને કહે છે, પણ પરિણામને વિષે ત્યાં ચૈતન્યવત્ આદિપદમાં અંશ ભિન્ન ક્યાં રહી શકે તેમ છે ? જે કાળે પાંચે દેહનો અવધિ-અંત આવશે તે કાળે ભિન્ન રહેવાનું નથી; પણ જ્યાં સુધી અવધિકાળ નથી આવ્યો ત્યાં સુધી અલંકારમાં ભરેલા તત્ત્વ-પદાર્થ અતિ ઉત્કૃષ્ટ છે. આ સઘળા તત્ત્વ પદાર્થ નિજકર્તાએ જ ઉપજાવેલા છે, તે શા માટે ઉપજાવેલા હશે ? પોતે પોતાની મેળે અંશ તથા સૃષ્ટિ ઉપજાવીને તેને જાણવા સારુ કર્તાએ તે કર્યા છે. આમ દેહાદિ તત્ત્વપદાર્થ રચવાનો સકર્તાપતિનો પોતાનો આશય શું છે ? આ વિષયનો સ્પષ્ટ ખુલાસો આ પ્રમાણે છે. અંશ પોતે પોતાના સ્વરૂપને જાણે તથા પોતાના સકર્તાપતિને ઓળખે અને તત્ત્વપદાર્થ સમેત જાણીને નીતિએ વિચરણ કરે; એથી કરીને કલ્પાંત સુધી મારો કરેલો ખેલ આનંદમય ચાલશે. વળી અનંત પ્રકારે અનંત જીવ વર્તશે તથા મને જાણીને ભજન-ચિંતવન કરીને સંતોષ પમાડશે. આ વિધિ પ્રમાણે વિચારીને સર્વ વિલાસનો અપાર પ્રવાહ પોતે સંકલ્પ વડે ઘડયો છે. તેની સર્વ મૂળ પ્રવૃત્તિ તથા સર્વ ઊલટસૂલટ તત્ત્વભાગની નીતિ પ્રથમ જ અખિલ અંશોને જુક્તિપૂર્વક કહી છે; પરંતુ સ્થૂલદેહની આદ્ય લઈ પરમકારણદેહ સુધીનાં પાંચે શરીરોની અવધિ નીમીને પોતે કર્તાએ રચ્યાં છે.

હવે કર્તાની ક્રિયાવૃત્તિએ કેટલાં કેટલાં તત્ત્વોના ક્યા ક્યા દેહ કર્યા છે તે ભિન્ન ભિન્ન કહું છું તે સાંભળો. પ્રથમ સ્થૂલદેહ તે, અહંકારગણથી થયેલાં પંચભૂત અને પંચમાત્રા એ દશ તત્ત્વ, તથા રજોગુણની દશ આકાંક્ષાઓ, એ વીશ તત્ત્વભાગ લઈને અને રજોગુણ અને અહંકારગણ પ્રધાન એ બન્ને તેમાં મેળવીને આ બાવીશ તત્ત્વોનો સ્થુલદેહ આ પ્રમાણેની પ્રવૃત્તિવાળો જાણવો. હવે સુક્ષ્મદેહનું બંધારણ તે, સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલાં પંચઅંતઃકરણ અને પંચઅવસ્થા એ દશ તત્ત્વ, તથા સ્વાકાશગણથી થયેલાં પંચવ્યવસ્થા અને પંચસંભસકરણ એ મળીને વીશ તત્ત્વ થયાં તે અને સત્ત્વગુણ તથા સ્વાકાશગણ પ્રધાન એ બે તત્ત્વો મળીને આ બાવીશ તત્ત્વના સૂક્ષ્મદેહની પ્રવૃત્તિ થાય છે એમ જાણવું. હવે કારણદેહ તે, તમોગુણથી ઉત્પન્ન થયેલા દશ કાળ અને અચંતગણની દશ ભાવનાઓ મળીને એ વીશ તત્ત્વ તથા તમોગુણ અને અચંતગણ પ્રધાન એ બે મળીને બાવીશ તત્ત્વના

કારણદેહની પ્રવૃત્તિ થાય છે એમ જાણવું. હવે महाकारणदेह ચાર तत्त्व કારણનો છે; એક આનંદતત્ત્વકારણ, બીજું મહાતત્ત્વકારણ, ત્રીજું ધનંજયતત્ત્વકારણ અને ચોથુ પ્રકૃતિતત્ત્વકારણ આ ચાર તત્ત્વકારણની પ્રવૃત્તિએ મહાકારણદેહ જાણવો. હવે परमकारणदेह તે અવ્યાકૃતતત્ત્વ અને નિરંજનતત્ત્વ, આ બન્ને તત્ત્વની પ્રવૃત્તિ થાય તે પરમકારણદેહ જાણવો. આ પ્રકારે પંચદેહ મળીને જણસે બોતેર તત્ત્વનાં પાંચ તનુ જાણવાં. આ પ્રકારે ઈચ્છાવૃત્તિથી બોત્તેર તત્ત્વો નિર્માણ કરીને આ પંચદેહ અંશને સારુ કર્તાએ ક્રિયાવૃત્તિરૂપ હાથે કર્યા તે કહ્યા.આમ શ્રવણ કરીને શ્રોતાને સંશય ઉપજી આવ્યો, તે સર્વજ્ઞ પરમગુરુ પરત્વે પૂછે છે; હે ભગવાન ! તમો પ્રથમ પાંચ દેહને વિષે અંતઃકરણ અને અવસ્થા ઊલટક્રિયાના પ્રકરણને વિષે ભિન્ન ભિન્ન કહી ગયા છો અને અહીં તો એક સૂક્ષ્મદેહને વિષે જ અંતઃકરણ અને અવસ્થા કહો છો અને બીજાં શરીરને વિષે બીજાં તત્ત્વો કહીને ભેદ ગાઓ છો; માટે હે ગુરુદેવ ! તે વાર્તાનું પ્રકરણ શું છે ? તેનો આશય એ પ્રકારે હોય તો તે કહો અને નહિ તો જેમ હોય તેમ કહો. આ પ્રમાણે શ્રોતાનાં વચન સાંભળીને સર્વજ્ઞ પરમગુરુ સંતજન શ્રોતા આતુર પ્રત્યે કહે છે. જે પ્રકારે પંચદેહના તત્ત્વભાગ કહ્યા, એ જ પ્રકારનાં તત્ત્વ ક્રિયાવૃત્તિએ પોખીને કર્યાં છે; તેના વિષે અન્યોન્ય એક બીજા દેહમાં તત્ત્વઅંતઃકરણ મૂળ મકાનમાં રહીને જે તે દેહમાં વર્ત્યાં જાય છે, તે તત્ત્વોની ત્રીપુટી પાછલા અંગમાં દેખાડી છે તે પ્રકારે સંક્ષેપમાં જાણવી.

હવે આથી બીજો અનુભવ પાંચ દેહને વિષે ક્યા પ્રકારે છે તે વિષે કહું છું તે સાંભળો. કઈ અવસ્થા, અંતઃકરણ તથા તત્ત્વ અને કઈ અહંતા ક્યા દેહને વિષે રહીને તે દેહના તત્ત્વની પ્રવૃત્તિ કરાવે છે, તેની પ્રતીતિ લેવા સારુ કઈ જગ્યાએ નિવાસ કરીને તે વર્તમાન ચલાવે છે તે, હે અંશ ! તેના ઠેકાણા સહિત કહું છું તે શ્રવણ કરજો. હવે સ્થૂલદેહ, પૃથ્વીતત્ત્વ, મનઅંતઃકરણ રજોગુણ અધિષ્ઠાન સહ, આ ચતુર્પુટી સંયુક્ત જાગ્રતઅવસ્થા ચક્ષુને વિષે અહં દેહોસ્મિ અહંતાનું વર્તમાન વર્તે છે. હવે સૂક્ષ્મદેહ, જળતત્ત્વ, બુદ્ધિઅંતઃકરણ, સત્ત્વગુણ અધિષ્ઠાન સહ એ ચતુર્પુટીસંયુક્ત સ્વપ્રાવસ્થા કંઠસ્થાને ભોગવે; તેના વિષે અહં જીવોસ્મિ અહંતા રહી છે. ત્રીજો કારણદેહ, અગ્નિતત્ત્વ, અહંકારઅંતઃકરણ, તમોગુણ અધિષ્ઠાન, એ ચતુર્પુટીસંયુક્ત સુષુપ્તિ-અવસ્થા હૃદયસ્થાને ભોગવે છે; ત્યાં અહં શિવોસ્મિ અહંતા રહી છે. હવે ચોથો મહાકારણદેહ, વાયુતત્ત્વ,

ચિત્તઅંતઃકરણ, અવ્યાકૃત અધિષ્ઠાન, એ ચતુર્પુટી સંયુક્ત તુર્યાવસ્થા મણિપુર નાભિસ્થાને ભોગવે છે; ત્યાં અહં બ્રહ્માસ્મિ અહંતા રહી છે. હવે પાંચમો પરમકારણદેહ તે શબ્દરૂપ ગુણવાળો હોઈ તેનું આકાશતત્ત્વ, નચિંત-અંતઃકરણ, નિરંજન અધિષ્ઠાન એ ચતુર્પુટી સંયુક્ત ઉન્મનીઅવસ્થા બ્રહ્મરંધ્રભુવનને વિષે ભોગવે છે; ત્યાં અહં સર્વ વિસર્જનોસ્મિ અહંતા રહી છે. આ પ્રકારે દેહાદિ તત્ત્વોનો સમૂહ અન્યોન્ય વર્તે છે, તે વિષેના સર્વ ભેદનું નિરૂપણ કર્યું.

હવે આ પાંચ શરીરના વિભાગ ન્યારા ન્યારા પોખેલા તે પાંચે દેહનાંતત્ત્વોનું જુથ બાંધીને ભિન્ન ભિન્ન કોણ રાખી રહ્યું છે અને પંચશરીરની પંચ અહંતાઓ ક્યા ઘરમાં વસે છે, તે વિષેની પ્રતીતિ કહું છું તે સાંભળો. નિજ સકર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિથી ત્રણ મહાતત્ત્વો થયાં. એક અવિકાસ, બીજું વિકાસ અને ત્રીજું કુંભસ્થ. આ ત્રણ મહાતત્ત્વ પંચશરીરને વિષે પોખેલાં છે; તેમાં અવિકાસ અને વિકાસ, આ બન્ને મહાતત્ત્વ પાંચે દેહના તત્ત્વજૂથને એકઠાં રાખીને રહ્યાં છે અને ત્રીજું કુંભસ્થમહાતત્ત્વ તે પંચદેહની સંધિને વિષે પોખેલું છે, તેની પ્રવૃત્તિ તે આ પંચદેહને વિષે ભિન્ન ભિન્ન અહંતા ઉપજાવે છે; જે ઉપર કહી ગયા છીએ, તે તે દેહને વિષે કુંભસ્થ-મહાતત્ત્વ તે તે અહંતાને માની રહ્યું છે. હવે તે પંચશરીર પોતપોતાના તત્ત્વભાગના સામર્થ્ય પ્રમાણે નાનાવિધ વૈભવને વિષે ઉલ્લાસવંત રહે છે. આ ઉલ્લાસને ઉપજાવીને તેનો ભંગ કોણ કરે છે ? તે કહીએ છીએ. કર્તાની સંજમભોગવૃત્તિનાં જે ત્રણ ચક્ષસત્ત્વ તે અનંગ, વર્ગજ્ઞાન અને કાળ જાણવાં. આ ત્રણ ચક્ષસત્ત્વની પ્રવૃત્તિ પાંચે શરીરની વિષે થાય છે તે કહીએ છીએ. આ ત્રણ પૈકી વર્ગજ્ઞાન અને અનંગચક્ષસત્ત્વના ભાગ પાંચે દેહને વિષે રહીને પંચશરીરને ઉમંગે રાખે છે. આ બન્ને ચક્ષસત્ત્વના યોગે પૂરક અને કુંભકની ક્રિયા થાય છે, તેણે કરીને પાંચે દેહ સંતોષ-આનંદરૂપ રહે છે, અને આમ કામના તથા તત્ત્વભાગની પ્રવૃત્તિ પણ આ ચક્ષસત્ત્વના યોગે આદ્યંત થાય છે. હવે આ પ્રમાણે પાંચે દેહના ઉમંગનું જે પરિવર્તન થાય છે તેમાં જે કાળે કાળચક્ષસત્ત્વની પ્રવૃત્તિ ચાલે, તે કાળે તે સર્વ તત્ત્વભાગના આનંદની પ્રવૃત્તિનો ભંગ કરી દે છે. આ પ્રમાણે પંચદેહને વિષે આભ્યંતર અવસ્થા ભોગવે છે, અને ચક્ષસત્ત્વની મહત્તાએ તત્ત્વો સ્ફુરણા પામતાં હોઈ તે પ્રમાણે વર્તન કરે છે તે દર્શાવ્યું. વળી આ ચક્ષસત્ત્વથી તત્ત્વો તથા અવસ્થાની ચાલ પલટાય છે તેમજ આ ચક્ષસત્ત્વ

પ્રાણાયામને વિષે રહેલાં હોઈ તેની ગતિ તત્ત્વ પલટે પલટાય છે. આ વિષયનો સ્પષ્ટ ખુલાસો ગદ્યવિભાગવાળા લઘુ પંચીકરણમાં કરેલો છે; તે પ્રમાણે અખિલ ચક્ષસત્ત્વનો પ્રકાર જાણીને, હે અંશ ! અતિઉજાગ્રતપણે સજાણદષ્ટિએ લક્ષધ્યાન રાખીને નિજકર્તાનું અખંડ ભજન કરજો. આ વાત સાંભળીને શ્રોતા પ્રશ્ન કરે છે કે, હે મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુદેવ ! આપે પાંચ દેહ અવસ્થાસહિત જે ચતુર્પુટી કહી તેના વિષે કયા સ્થાનકમાં રહીને કર્તાનું ભજન કરીએ ? તથા કઈ ભૂમિકાને વિષે ક્યા ભુવનમાં રહીને પતિનું ભજન કરવાથી આપના સનાતન કર્તા પ્રગટ-પ્રત્યક્ષ નેત્ર વડે દેખાય ! આમ નિર્વાણપદનો અનુભવ, હે ગુરુદેવ ! આપશો ? વળી આ દાસ પરત્વે, હે સર્વજ્ઞ પરમગુરુદેવ ! આપની કૃપાકટાક્ષે કરીને તે પરમપદનું દાન આપવા કૃપાવંત થશો ! આ પ્રમાણે પ્રશ્નનાં વચન સાંભળીને પરમ સમર્થ નિજનાથરૂપ પરમગુરુ અંશના કલ્યાણ અર્થે ચોખવટ કરી પરમાર્થ કહે છે, તે વિષય નીચેના પ્રકરણમાં શરૂ થાય છે તે સાંભળો.

❀ ❀ ❀

# પરમગુરુની બોધલક્ષગતિ વડે સપ્તભૂમિકાનો નિર્ણય

## પ્રકરણ : ૧૨

**અહો ! હે સંતસજ્જન તથા પરમપદના અધિકારી ! તમોએ જે પ્રશ્ન કર્યો તેનો** ઉત્તર પ્રતીતિ આવે અને ગતિ પ્રાપ્ત થાય એવો કહું છું તે સાંભળો. હવે કઈ ભૂમિકાને વિષે રહીને સનાતન પતિનું યજનભજન થાય તેમજ કઈ અવસ્થામાં પૂર્ણ શ્રેષ્ઠ અનુભવ જણાય તે સહિત અખિલ પ્રશ્નના ઉત્તરમાં વેદાંતની પાર જે મારી ઉત્કૃષ્ટ ગુરુગમ અથવા મારા ગુહ્ય નિજ હાર્દરૂપ જે અર્થ તે અનાદિ વિવેકે કરીને કહું છું તે સાંભળો. આ પ્રમાણે ભગવાન કરૂણાસાગર પરમગુરુ સંતજન અધિકારી પ્રત્યે બોલીને કહે છે. વેદાંતમાં જે સપ્તભૂમિકા કહી છે તેનો પ્રકાર ગદ્યવિભાગવાળા લઘુ પંચીકરણમાં કહ્યો છે, પરંતુ ત્યાં

પરમગુરુગતિનો આશય ગુપ્ત રાખ્યો છે; તેનું કારણ એ છે કે બ્રહ્મલક્ષની પાર જ્ઞાનગતિ સમજાવવાની છે માટે ગુપ્ત રાખેલો તે હવે પ્રગટ કહું છું. નિજકર્તાનું યજનભજન સર્વ જન કરો એવો સપ્તભૂમિકાનો દેશ શ્રવણ કરાવું છું, પરંતુ પરમગુરુના જે પરમભાગ્યવાન દાસ હશે તેમના જ અર્થનું તે છે.હવે સપ્તભૂમિકા કઈ ? ક્યા શરીરમાં વસી છે ? તત્ત્વ કયું ? અધિષ્ઠાન કોણ ? તથા અવસ્થા કઈ ? આ બધાં સહ વર્તમાન કઈ કઈ ભૂમિકાની પ્રવૃત્તિ ક્યા ક્યા પ્રકારે થાય અને તેને ક્યું ક્યું અંતઃકરણ ધારણ કરીને રહ્યું છે ? તે સર્વ કહીએ છીએ. પ્રથમ શુભઈચ્છાભૂમિકા પૃથ્વીતત્ત્વ, સ્થૂલશરીર, જાગ્રતઅવસ્થા, રજોગુણવિધિઅધિષ્ઠાન સહિત મનઅંતઃકરણ ધારણ કરીને રહ્યું છે; કારણ કે પ્રથમ શુભ ઈચ્છા જે ઉપજે તે મનથી ઊપજે. તેનો સંકલ્પ કરનાર સ્થૂલદેહને વિષે પ્રથમ મન છે અને તે શુભ ઈચ્છાની ક્રિયા વર્તમાન થાય છે તે કર્મ પણ સ્થૂલદેહે કરીને થાય છે. રજોગુણની દશ આકાંક્ષાઓની સર્વ ઊલટક્રિયા જે છે તે ઊલટક્રિયાના પ્રકરણમાં દેખાડી છે તે પ્રમાણે વર્તમાન રાખીને તે ક્રિયા પરમગુરુની ઉપાસના સંયુક્ત કરીએ, ત્યારે તે સ્થૂલશરીરને વિષે  પ્રગટ જણાય છે. વળી પંચભૂત તથા પંચમાત્રા આ દશ તથા આકાંક્ષાઓ આદિની સંપૂર્ણ પ્રવૃત્તિ તે શુભ ઈચ્છા સિવાય પરમાર્થ તરફ અણુમાત્ર થાય નહિ. શુભ ઈચ્છાએ કરીને આ સર્વ પ્રવૃત્તિ જે પ્રમાણે વર્તાવીએ તે પ્રમાણે મુખ્ય વર્તન રાખે અને મનસંકલ્પની ભાવના જે દેહને વિષે વર્તે છે તે પણ શુભ ઈચ્છાએ વર્તે. આ પ્રકારે પ્રથમ શુભ ઈચ્છાભૂમિકા જાણવી.

હવે બીજી સુવિચારણાભૂમિકા તે, સૂક્ષ્મ શરીર, જળતત્ત્વ, સ્વપ્નાવસ્થા, સત્ત્વગુણ, વિષ્ણુ અધિષ્ઠાન સહવર્તમાન બુદ્ધિઅંતઃકરણ ભૂમિકાને ધારણ કરી રહ્યું છે; કારણ કે સુવિચાર જે મતિવંતને  ઊપજે તે મતિ વડે જ થાય છે અને તે ઉત્તમ વિચારનું સૂક્ષ્મ કૃત-કર્મ જે વર્તે તે પણ સૂક્ષ્મદેહ વડે થાય છે. વળી સૂક્ષ્મદેહને વિષે અંતઃકરણ, અવસ્થા, સ્તંભસકરણ વ્યવસ્થા, સત્ત્વગુણ અને સ્વાકાશગણ, આટલાં તત્ત્વની પ્રવૃત્તિ થાય છે. આ સર્વ તત્ત્વની  ઊલટક્રિયા સુવિચાર કરવામાં અર્થ આવે છે. તેમના અધિકન્યૂન સામાર્થ્ય પ્રમાણે તે ગુપ્ત કૃત કરવાના કામમાં આવે છે; માટે તેના વિષે સુવિચારણા-ભૂમિકાનો લક્ષ બુદ્ધિઅંતઃકરણ ધારણ કરી રહ્યું છે એમ જાણજો.

હવે ત્રીજી ભૂમિકા તનુમાનસા નામની છે, તે કારણશરીર, અગ્નિતત્ત્વ, સુષુપ્તિઅવસ્થા, તમોગુણ, રુદ્રઅધિષ્ઠાન સહ વર્તમાન અહંકારઅંતઃકરણ ધારણ કરી રહ્યું છે; કારણ કે અહંકારઅંતઃકરણની ધારણાએ દશ કાળ, દશ ભાવના, તમોગુણ અને અચંતગણ, આટલાં તત્ત્વોની પ્રવૃત્તિ થાય છે. વળી આ બધાં તત્ત્વોની માન્યતા પણ અહંકારને વિષે ઊપજી આવે છે, તેમજ અહંકારઅંતઃકરણ ત્રીજી પાયરીનું હોઈ તે સ્થૂલ તથા સૂક્ષ્મ, આ બન્ને દેહને તોળી રાખનારું છે. વળી કારણદેહને વિષે આ સર્વે તત્ત્વનું વર્તમાન જે થાય તે પ્રમાણે તે વર્તાવે છે; આ કારણને લીધે તનુમાનસાભૂમિકા અહંકારઅંતઃકરણ પ્રગટ ધારણ કરી રહેલું છે.

હવે ચોથી ભૂમિકા જે સત્ત્વાપતિ નામની છે તેનું વિવરણ (સ્પષ્ટીકરણ, વિવેચન) કહું છું. મહાકારણદેહ, વાયુતત્ત્વ તુર્યાવસ્થા, અવ્યાકૃત અધિષ્ઠાન સહ વર્તમાન ચિત્તઅંતઃકરણ ધારણ કરી રહ્યું છે; કારણ કે સર્વ અગમ્ય સિદ્ધાંતનું જે સત્ત્વ તે સત્ત્વના સારાંશનું પતિપણું જે ચિંતવન, તે ચિંતવન ચિત્ત વડે કરીને સર્વદા થાય છે. અહો ! ચિત્ત સિવાય અવસ્થાને વિષે કંઈ ચિંતવન સ્ફુરણ થાય નહિ; એ કારણને લીધે ચિંતવન આ ઠેકાણે પ્રધાન છે. વળી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહ જે પાછળ કહ્યા; તેના સત્ત્વનું પતિપણું તે પણ આ મહાકારણદેહને વિષે વસે છે. વળી જે જે આનંદ ઊપજે તેનો ધનંજયતત્ત્વ ભંગ કરી નાખે છે અને પ્રકૃતિની જે વૃત્તિ, તે પ્રવૃત્તિપક્ષનો આદર કરીને સર્વ દેહના તત્ત્વભાગને ચંચળ કરીને વર્તાવે છે તેમજ મહાતત્ત્વકારણ સર્વ શરીરને વિષે મહત્તાપણું રાખે છે. આ પ્રકારે ચતુરૂતત્ત્વકારણને વિષે શ્રેષ્ઠ પતિપણું રહ્યું છે; આ કારણને લીધે મહાકારણદેહને વિષે સત્ત્વાપતિ-ભૂમિકા રહી છે એમ જાણજો.

હવે પાંચમી ભૂમિકા જેનું નામ આસમશક્તિ છે તે પરમકારણ દેહ, આકાશતત્ત્વ, ઉન્મુની અવસ્થા, નિરંજન અધિષ્ઠાન સહ વર્તમાન નચિંત-અંતઃકરણ ધારણ કરી રહ્યું છે; કારણ કે નિચંતપણું જે છે તે તો નચિંત-અંતઃકરણને વિષે વર્તે છે, બીજાં ચાર અંતઃકરણને વિષે નચિંતપણું વર્તતું નથી; કારણ કે એ ચારે અંતઃકરણનું વર્તન ભિન્ન ભિન્ન થાય છે. હવે આસમશક્તિભૂમિકાની પ્રવૃત્તિ કહું છું. આનંદ, ભંગ, પ્રવૃત્તિ અને મહત્તાપણું, આ ચાર મહાતત્ત્વોની ક્રિયા ચોથા મહાકારણદેહને વિષે થાય છે; પરંતુ આ સર્વ સમશક્તિરૂપ નચિંતપણા વડે કરીને થાય છે, વળી વારંવાર સ્થિરતાપણું જે આવે છે તે પણ નચિંતપણાએ કરીને આવે છે. હવે આકૃતિ રહિત અવ્યાકૃત અને જયોતિસ્વરૂપ અભિમાન-

પુરુષ, આ બન્ને સમશક્તિવત્, નચિંતપણાએ જ વર્તે છે; અને આસમપણું તેમાં આ કહેતાં જે આકાર તે સર્વ દેહનાં તત્ત્વોમાં રહેલો છે, તે સર્વ તત્ત્વભાગને જુએ છે. તે જે સમપણે વસે છે તે તત્ત્વભાગની ક્રિયા સંપૂર્ણ સમ થઈ જાય છે તે જાણવું. આ પ્રકારે પરમકારણદેહને વિષે આસમપણું જે થાય છે તે પરમકારણદેહને વિષે રહેલું છે, માટે આસમશક્તિ નામની પાંચમી ભૂમિકા જ્યાં વસે છે અને વર્તે છે તેનો ભેદ દર્શાવ્યો. આ પ્રકારે પંચભૂમિકા બોતેર તત્ત્વોને વિષે રહીને વર્તમાન કરે છે તે ઉત્તમ પ્રતીતિએ દેખાડી દીધી.

હવે છઠ્ઠી પદાર્થભાવની ભૂમિકાનું લક્ષણ કહું છું. તેનું વર્તમાન પ્રણવને વિષે લેવાતા શ્વાસમાં થાય છે તેની પ્રવૃત્તિ સાંભળો. હવે પૂર્વે પંચભૂમિકાને વિષે દેહ, તત્ત્વ, અવસ્થા, અંતઃકરણ અધિષ્ઠાન સહિત જે કહ્યાં છે તે જ પ્રમાણે આ ભૂમિકાને વિષે અનુભવ દેખાડું છું. પ્રથમ અહંગશરીર, ૐકાર પ્રણવતત્ત્વ, અવ્યક્ત મહાનુભાવ અવસ્થા અને બ્રહ્મ અધિષ્ઠાન સહ વર્તમાન ચિદાભાસઅંતઃકરણ ધારણ કરી રહ્યું છે. હવે ચિદાભાસઅંતઃકરણ કહેતાં તે ચિદ્‌નો ભાસ જાણવો. જે ચિદ્‌ના આભાસનો અંત તેને જ ચિદ્ કહું છું. તેના વિષે વ્યક્ત પદાર્થની પ્રવૃત્તિ નથી; માટે તેને જ મહદ્ મહાનુભાવ અવસ્થાની સ્થિતિ જાણવી. વળી જે ચિદ્ કહ્યું છે તે વિષેનું લક્ષણ કહું છું તે સાંભળો. જે ચિદ્‌ના અંતનું કિરણ તેને જ ચિદાભાસઅંતઃકરણ જાણવું. આ ચિદાભાસઅંતઃકરણ જે પ્રણવને વિષે ભાસરૂપ આવ્યું છે તે નિર્માણ (સર્જાયેલું, સર્જન) શક્તિરૂપે અહંપણું જે છે તે પ્રણવને ધારણ કરીને રહ્યું છે; એ કારણને લીધે તેને ચિદાભાસઅંતઃકરણ કહું છું. હવે પદાર્થભાવનીભૂમિકા જે છે તેનું સ્વરૂપ બતાવું છું. જે અંતપદનો અર્થ કહેતાં જે બ્રહ્મને વિષે જેનો અષ્ટાંગે (સર્વાંગે) ભાવ છે તે જ પદાર્થભાવનીભૂમિકા અને જેને અંતપદઅર્થનો ભાવહેતુ છે તે ભાવરૂપ હેતુ શુદ્ધ અહંગશરીરને વિષે રહ્યો છે. આ અહંગ પ્રણવતત્ત્વને વિષે વસે છે, પણ આ અહંગની ભાવના બહાર નીકળીને વ્યાપક વિભુને વિષે એકાકાર થઈ જવાવાળી છે; આ કારણને લીધે પદાર્થભાવનીભૂમિકા કહીએ છીએ, જે આદિમધ્યાંત સુધી દેહના તત્ત્વને વિષે વસે છે.

હવે સાતમી ભૂમિકા તટસ્થતુરીય બ્રહ્મસંગી નામે જાણવી. આ ભૂમિકાનો અનુભવ લઈશું ત્યારે અંશઅંશીપદનું એકત્વપણું થાય એમ છે. હવે આ સાતમી ભૂમિકાને વિષે

પૂર્વભૂમિકા પ્રમાણે શરીર, તત્ત્વ, અવસ્થા, અધિષ્ઠાન અને અંતઃકરણ જે ધારણ કરી રહેનાર તે સમેત કહીએ છીએ. સર્વ તત્ત્વપ્રણવથી તીત (દેહનાં સર્વ તત્ત્વોથી તથા ૐકાર પ્રણવથી અલગ) નિજકર્તાનો જે સચેતન અંશ એ જ રૂપ તે સ્વયમેવ હંસશરીર જાણવું. હવે સોહંપ્રણવતત્ત્વ એ તો મૂકાતો-દમ-પ્રણવ હોઈ એની ભાવના નિરંતર બહાર ગમન કરવાવાળી છે. હવે સહેજશૂન્યઅવસ્થા જેને વિષે અવકાશ-પોલ અવ્યયરૂપ છે, તેને કોઈએ ટપલી મારીને ઘડેલું નથી; માટે તે પોલને સહેજાસહેજ કહું છું. આ અવકાશ-પોલને વિષે સોહંપ્રણવ ગમન કરીને અખંડ ભાવનાએ લીન થાય છે; માટે જે અપાર સહેજશૂન્ય તેને જ અવસ્થા કહી છે. હવે આ ભૂમિકાનું અધિષ્ઠાન તે કૈવલપદ જે પ્રકાશક આદિ નિર્દ્વંદ્વ છે. આટલા સહ વર્તમાન ચિદ્અંતઃકરણ ધારણ કરી રહ્યું છે. હવે ચિદ્અંતઃકરણ તે ચિદ્નો અંત, એ જ કૈવલપદ ભાસ્કર અખંડ જાણજો. તે કૈવલપદનું કિરણ જે ભાસે એ જ વ્યાપક ચિદ્બ્રહ્મપ્રકાશ, આદિ, અક્ષય, અવિનાશી, અચળ, અમર જાણજો. તે ચિદ્ના અંતનું કિરણ જે નિજકૈવલકર્તાની સજાણ બાજવૃત્તિ તે અનંત અંશને માથે સર્વજ્ઞરૂપે ધારણ કરીને રહેલી છે; એ કારણને લીધે તેને ચિદ્અંતઃકરણ કહીએ છીએ. તે વ્યાપક ચિદ્બ્રહ્મનું સત્ત્વ જે કંઈ છે તે સત્ત્વની સહેજ માનીનતા તે પણ સ્વયમેવ હંસવપુને વિષે રહી છે, તે માનીનતા નિજ અંશના શુદ્ધ અહંપણાને વિષે જાણજો. હવે તુટસ્થતુરીય-બ્રહ્મસંગી નામની ભૂમિકાને વિષે કહીએ છીએ. જે. સર્વ શરીરથી તટ-તીર સોહંપ્રણવભાવના તે જે દ્વારને વિષે વર્તે તે નાસિકાદ્વારે વર્તે એમ જાણવું. હવે તે શરીરથી તટતીર તે જ્યાં છે ત્યાં રહીને સ્વયમેવ હંસ અને સોહંપ્રણવતત્ત્વ અને સહેજશૂન્યઅવસ્થા, આ ત્રણેયનો વ્યાપક ચિદ્બ્રહ્મને વિષે સંઘ મળીને સર્વકાળ એકતા રહે છે; એટલા જ માટે તેને તટસ્થતુરીયબ્રહ્મસંગી ભૂમિકા આ દેહને વિષે છેલ્લી કહી છે તે જાણજો. હવે આ ઉપરાંત ચિદ્અંતઃકરણ તે તટસ્થતુરીયબ્રહ્મસંગી નિર્વાણભૂમિકાના સત્ત્વની સ્વરૂપને વિષે આપલે જે થાય છે તેને શમદમ રાખે છે; એટલા જ માટે ચિદ્અંતઃકરણ તટસ્થતુરીબ્રહ્મસંગી ભૂમિકાને અક્ષય ધારણ કરી રહેનારું છે એમ જાણજો. આ સપ્તભૂમિકા એક માનવશરીરને વિષે ભિન્ન પ્રકારે કહી છે.

હવે આ સપ્તભૂમિકા શા માટે અને શા સારુ કર્તારે રચી છે તે કહું છું. નિજ કૈવલકર્તાનો અંશ જે નિજ આપનું આપ તે સચેત સજાણસ્વરૂપ છે એમ જાણજો. આ

અંશને બિરાજમાન થઈ રહેવા સાત માળની હવેલી તત્ત્વભાગની રચીને કર્તાએ કરેલી છે. તે સર્વ અંશ નિજકર્તાના નિજપુત્ર છે. હવે આ મહેલ કૈવલના અંશને રહેવા સારુ છે, તેમાં આ મહેલના જે મજલામાં અંશને પોતાની ઈચ્છા થાય તે મજલામાં અંશની દષ્ટિરૂપ વૃત્તિ આભાસમાન થઈને સ્તંભન પામે છે; તે ભૂમિકાનો તે પુરુષ કહેવાય. બાકીના તો નિજકર્તાના અંશને દેહના સાતે માળ સામાન્ય જ સદા સર્વકાળ છે, પણ તેના વિષે ભૂમિકા ભૂમિકા પરત્વે કર્તાના અંશની અધિકન્યૂન ગતિ છે તે તત્ત્વના માપ પ્રમાણે મહત્તા તથા સ્થિતિ જણાય છે. આ પ્રમાણે ક્યા પ્રકારે છે એવું કહેશો તો તે વિષે સાંભળો. જ્યાં જેવી ભૂમિકા, સ્થૂલ શુભ ઈચ્છા આદિ છે, ત્યાં તેવાં તત્ત્વ, દેવ, અંતઃકરણ તથા અવસ્થાનો પ્રભાવ આદિ સર્વ રહ્યાં છે તે પ્રમાણે મહત્તા સ્ફુરે છે અને તે તે પ્રકારે ત્યાં કર્તાના અંશની મહત્તા સ્ફુરણ થાય છે; એથી કરીને મહત્તાની પ્રતીતિ ભિન્ન ભિન્ન જણાય છે. તેમાં પ્રથમ શુભ ઈચ્છાને વિષે કર્તાના અંશની સજાણ ઈચ્છા વર્તમાન કરે, તો તે પ્રથમ ભૂમિકાનો સર્વજ્ઞ પુરુષ કહેવાય. જો સુવિચારણાને વિષે અંશની ઈચ્છા વર્તે, તો બીજી ભૂમિકાનો પુરુષ કહેવાય. ત્રીજી તનુમાનસાને વિષે અંશની ઈચ્છા વર્તે, તો તે ભૂમિકાનો પુરુષ કહેવાય. સત્ત્વાપતિભૂમિકાને વિષે કર્તાના અંશનો હેતુ વર્તમાન કરે, તો ચોથી ભૂમિકાનો તે પુરુષ કહેવાય. હવે આસમશક્તિને વિષે જો અંશની ઈચ્છા વર્તે તો તે પાંચમી ભૂમિકાનો પુરુષ કહેવાય. પદાર્થભાવનાને વિષે જો અંશની ઈચ્છા વર્તમાન કરે તો તે છઠ્ઠી ભૂમિકાનો પુરુષ કહેવાય. હવે જો કદાચિતને શ્રેષ્ઠ ઉત્તમ પ્રકારની તટસ્થતુરીબ્રહ્મસંગીને વિષે કર્તાના અંશની ઈચ્છારૂપ સજાણદષ્ટિ વર્તમાન કરે, તો તે પુરુષ સાતમી ભૂમિકા-આરૂઢ થયેલો છે એમ જાણજો. આ ભૂમિકા સર્વ ભૂમિકામાં શ્રેષ્ઠ છે, તેમાં રહેનાર જે અંશ તેની નિજગતિ અવિનાશી કર્તાપદને વિષે પહોંચી જાય છે. આ પ્રકારે સપ્તભૂમિકા જે કહી તે મધ્યે કર્તાના અંશની ઈચ્છારૂપ નિજભાવના જ્યાં જ્યાં થાય, ત્યાં ત્યાં અંશ વિરામ કર્યા જાય છે; પણ તે સર્વ ભૂમિકાનું સ્વરૂપાકારપણું તે સ્થૂલદેહ અને જાગ્રતઅવસ્થાના અનુભવને વિષે વિચાર કરીએ ત્યારે જાણવામાં આવે છે. આ સિવાયના બીજા દેહ વા અવસ્થામાં એનો અનુભવ થાય નહિ, માટે ઉજાગ્રતપણે અતિ સચેત રહીને જાણવામાં તથા કહેવામાં આવે છે; બીજી અવસ્થામાં કહેવાય નહિ. બીજા દેહ તથા અવસ્થાને વિષે અંશની સજાણદષ્ટિ આભાસમાન થાય, તો ત્યાં કુંભક

પામીને ત્યાં જેવું તત્ત્વભાગનું વર્તમાન હોય તેવું વર્તીને ભિન્નભિન્નપણે પોતે રહે છે. કર્તાનું ભજન કરવું તે તો જાગ્રતને વિષે અતિ ઉજાગ્રતપણે રહીને સપ્તમી ભૂમિકાનો લક્ષ સર્વજ્ઞ પરમગુરુના બોધ વડે સમજી લઈને સજાણદૃષ્ટિએ ચિંતવન કરવું. આ ચિંતવન અંગોઅંગ સકર્તાને પહોંચે છે; આ સિવાય બીજી અવસ્થામાં તથા ભૂમિકામાં પોતાનું સજાણપણું પોતાને સ્વાધીન રહેતું નથી અને જાગ્રતમાં સાતે ભૂમિકાની સર્વ તત્ત્વભાગની ક્રિયા જાણીને તે પ્રમાણે વર્તાવીને કર્તાનું અખંડ ભજન કરી શકીએ છીએ. આટલી વિશેષ વિભૂતિ સજાણપણાની હોઈ આપણા પોતામાં રહેલી છે અને તેથી જ તે સ્ફુરણા પામે છે; માટે જાગ્રતમાં ઉજાગ્રત રહીને કર્તાનું ભજન કરજો. આ સપ્ત દેહાકૃતિના અલંકારરૂપ તત્ત્વભાગ જે પ્રકારે કર્તારે પ્રગટ કરેલા તેની આદ્ય બોધગતિની વિભૂતિ પ્રત્યક્ષ પ્રમાણ વડે યુક્તિપૂર્વક દર્શાવી. એના શ્રવણ-મનનનો અધ્યાસ કરે, તો તે અંશને સાક્ષાત્ અનુભવપ્રતીતિએ સકર્તાનું અખંડગતિરૂપ દર્શન થાય.

❀ ❀ ❀

# દેહના અલંકારો તથા પરમગુરુ સાથેનો અખંડ યોગ

## પ્રકરણ : ૧૩

અહો ! હે અંશ ! પોતે એકલા હતા તે કાળે કર્તારે પોતે ધારણાએ પ્રથમ નિજગતિના અલંકાર કર્યા. હવે આ અદૃષ્ટ વિભૂતિના અલંકારોના તનુ કોઈના કળ્યામાં તથા પ્રગટ પ્રમાણે જોવામાં આવે નહિ, એ પ્રકારે ધારણાગતિએ કરેલા અલંકારો કોઈને ચર્મદૃષ્ટિએ પ્રત્યક્ષ નજરે આવે નહિ; પરંતુ તેનું જ રૂપ જે ચોરાસી લક્ષ પ્રકારનાં માપવાળાં બીબાંની જાતિ ધારેલી તે દૃષ્ટપણે બહુધા જણાય છે. તે આ પ્રમાણે કેમ જણાય છે ? તે હવે કહું છું. જેમ સફેદ કાચનો શીશો હોય તો તે જેમ છે તેમ જ દેખાય છે, પરંતુ તેના વિષે પીળો, લાલ, શ્યામ વગેરે જેવો રંગ ભરીએ તે પ્રમાણે તે રંગ સરખો જ શીશો

જણાય છે અને શીશાનો મૂળ સફેદ રંગ નજરે આવતો નથી; તેવી જ રીતે ચોરાસીલક્ષ પ્રકારના ઘાટ ઠસ (ઠાંસીને સજ્જડ ભરેલા) નિજગતિએ કર્તારે કર્યા, તે પોતાની ધારણના અદૃષ્ટ વિભૂતિરૂપ હતા, તે માલમ પડે તેવા ન હતા. ત્યાર પછી તેના વિષે તત્ત્વો તથા પંચભૂતની આદ્યે નાના પ્રકારના વિભાગ કરીને જ્યારે ભર્યા, ત્યારે તેણે કરીને આદિકૃતરૂપ અલંકાર જે અદૃષ્ટ ગતિના છે તે નજરે આવતા નથી; પણ સ્થૂલ ઘાટરૂપ દૃષ્ટ પદાર્થ જે દેખાય છે તેને વિષે સમસ્ત અલંકાર પ્રગટ મૂર્તિરૂપ ભાસમાન થાય છે, તે જે પ્રકારે કર્તારે ધારેલા તે પ્રકારે ભિન્ન રૂપવાળા દેખાય છે. આ વાત સાંભળીને કોઈ શ્રોતાને અંદેશો થાય ત્યારે કહે કે અંશને નિવાસ કરવા સારુ પ્રથમ સ્ત્રી અને પુરૂષ એ બન્ને પ્રકારના પરમકારણદેહ ઠસ (ઠાંસીને સજ્જડ ભરેલા ઘાટ) રચ્યા. આ પરમકારણને વિષે જે ભિન્ન ભેદ નિરૂપણ કર્યો છે., તો હાલ એમ કેમ કહો છો ? એ વિષે સાંભળો, સ્થૂલ શરીર સિવાય બીજા દેહની જે આકૃતિ છે, તે દેહનાં તત્ત્વો અરૂપ આકારનાં હોઈ તેની વિભૂતિ ભિન્નભિન્ન છે. વળી એ તત્ત્વો એકએકથી વિશેષ અરૂપાકાર છે, માટે તે સહવર્તમાન સકલ રૂપઅરૂપ પ્રગટ ખેલ આ સ્થૂલદેહને વિષે જે સર્વ દૃશ્યમાન થાય છે. જે પ્રકારનો કર્તાએ ખેલ કરેલો છે તે પ્રકારે તેના વિષે જુઓ. વળી એકેએક જાતમાં ભિન્ન ભિન્ન પ્રકારે દેહરૂપ આકૃતિ પરંપરાથી ઉત્પન્ન થયાં જાય છે, તે એકના સરખી એક નહિ એવી અંનતવિધ થાય છે. આ હકીકત સાંભળીને શ્રોતા કહેશે કે આટલા બધા પ્રકારના અપાર અલંકાર કર્યા છે કે શું ? ત્યારે તે વિષે સાંભળો. જેટલાં બીબાં પ્રમાણયુક્ત કર્યાં છે તેટલા જ મૂળ અલંકારો છે અને તેમાં તત્ત્વસામગ્રી પણ ઘટે એવી જ પ્રથમથી પોખેલી છે. તે સિવાય ખેલનું પરિવર્તન કરાવવા સારું અલંકારમાં તત્ત્વ ભર્યાં છે, તેના વિષે અનંત પ્રકારની ભિન્ન ભિન્ન ક્રિયા પોખી છે તે પ્રમાણે આકૃતિરૂપ અનંત પ્રકારના સર્વ દેહ સર્જન થયા જાય છે (સર્જાય) છે. પ્રથમથી જ ક્રિયામાં તે વેગ પોખેલો છે તે પ્રમાણે થાય છે. એમ જાણવું. આ પ્રકારનો અનાદિ ભેદ નિજકર્તાનો કરેલો કોઈના કળ્યામાં આવ્યો નથી; અને વેદ જે વદે છે તે તો દૃષ્ટઅદૃષ્ટ કૃત બ્રહ્માના જાણવામાં આવ્યું તેટલું જ વર્ણન કરીને પછી તેઓ નેતિ બોલેલા છે. તે ક્યા પ્રકારે ઉત્પન્ન થયું છે તે બ્રહ્માના વર્ણન કરવામાં આવ્યું નથી; તે વિષે દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

પંચદેહધારી વિશેષ અંશ એક વિધાતા જાણવા; એ જ પ્રકારે આપણે તેની જ

પરંપરાના પંચદેહ સહિત માનવ-તનુવાળા છીએ. એ જ આપણા દેહરૂપ કોઈ એક વિધાતા છે એમ જાણજો; અને વેદ તે તો આપણા વિષે બાવન અક્ષર સહિત ધૂનકાર સ્વર બોલીએ તે પ્રણવ છે. હવે તેના વડે આપણે દૃષ્ટઅદૃષ્ટ પદાર્થનું વર્ણન કરીને જાણીએ છીએ પણ ખરા, પણ તે સર્વ પદાર્થ ક્યાંથી નીપજ્યા તે આપણાથી કહી શકાય નહિ; કારણ કે તેના વિષે આપણી ગતિ પહોંચી શકે તેમ નથી. વળી આપણે એ રચના કંઈ કરેલી છે ? ના, તે કરી નથી, માટે ઊપજવાનું આપણને માલમ પડે નહિ; એટલા જ માટે આપણા વિષે કૃત કહેવાના સંબંધમાં અગમ્યપણું રહેલું છે એમ જાણવું. આ જ પ્રકારે વિધાતા જે પરમકૃત કરેલું તે જાણવાપક્ષે અજ્ઞાણ છે એમ જાણજો; જેથી તે બ્રહ્મા ક્યા પ્રકારે નિજનિરૂપણપણુ કરી શકે ! અહો ! હે અંશ ! આ ઉત્પત્તિ ક્યા પ્રકારે નિજ અનાદિ અખંડ કર્તાએ કરી, તે વિષેનું પ્રકરણ સંક્ષેપમાં મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુ કહે છે તે સંતજન શ્રવણ કરજો. આપણા સકર્તા સત્‌કૈવલ હરિ જે દગ-દિવ્યદેહરૂપવંત છે, તેમણે પોતાની દૃષ્ટિએ જ આ સર્વ અપાર રચના રચી છે; તે વિષે દૃષ્ટાંત કહું છું. જેમ કુંભાર ભાજન ઘડે અને ભાંગે, તે ચક્ર અને ડંડ વડે નાનાવિધ પ્રકારનાં કરે અને વળી ચક્ર અને ડંડ હાથમાં ન ધરતા પોતાના એકલા હાથે કરીને કરે તોપણ કરાય. તેમાં ચક્રડંડ વડે કરીને જે ઘાટ કરવા તે પ્રકારે નિજકર્તાની સંકલ્પ-દૃષ્ટિ વડે જે ઘાટ કરવામાં આવે છે તે વિષે આગળ કહ્યું છે, તે પ્રમાણે ક્રિયાવૃત્તિ આદિ છ વૃત્તિઓ રૂપ શસ્ત્ર વડે તત્વ સામગ્રી કરીને કર્યું છે, એમ જાણવું. હે શ્રોતા ! કદાચ તમે કહેશો કે ત્યારે તો સંકલ્પ શસ્ત્રરૂપ હથિયાર છે એમ જણાય છે તો તેને ક્યા પ્રકારે નીપજાવ્યો હશે ? એ વિષે સાંભળો. 'આશ્ચર્યસાગર' નામના ગ્રંથને વિષે સોળમા આશ્ચર્યને વિષે એ બાબતનું નિરૂપણ કરેલું છે, જેનો પાર તો અપારપણે જાણવાનો છે. એ સિવાય કોઈ જીવને માલમ પડે તેમ નથી, એવું તે છે; કારણ કે સામાન્ય અંશ અને વિશેષ અંશ આ બન્ને પતિના સંકલ્પને આદિથી અંત સુધી કળી શક્યા નથી. માત્ર એક પરમવિશેષ અંશ જે સર્વજ્ઞ પરમગુરૂ તે જ પોતે સર્વજ્ઞપણે કરીને સકર્તા સત્‌કૈવલને તથા તેમના સંકલ્પને જાણે છે. આ સર્વજ્ઞ પરમગુરુ સિવાય જે જે જનો થયા છે તે ગાયેલું જ ગાય છે અને જીવને પણ તે જ ઉપદેશ કરે છે. આ પ્રકારે પરંપરાથી લક્ષહીણ મતિના જીવ આંધણે આંધળું વર્ત્યા જાય છે. આ પ્રકારે નિજલક્ષ સિવાયના જીવ અભિમાન ધરીને ક્યા પ્રકારે છે ? વળી ગુરુપદવી પોતે અંગે ધારણ કરીને સંસારને વિષે ડોળ રાખીને ક્યા પ્રકારે વિચરે છે ?

તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જેમ કોઈ રાજાનો પ્રધાન તે સર્વ રાજ્ય પોતે ચલાવે તે કાળે ગુનેગાર લોકો પૈકી કેટલાકને દંડ, ટીપ વગેરે સજા કરે તથા કેટલાકને ફાંસીએ ચઢાવે તેમજ કેટલાક લોકો જે ઉત્તમ કામ કરે તેમને બક્ષિસ પણ આપે, આમ આ પ્રધાન વહીવટ કરતા હતા. ત્યાર પછી એક દિવસ તે દીવાન નોકરી છોડીને પોતાની ઈચ્છાથી બીજા દેશમાં ગયા, ત્યારે તે પોતાની સાથે સૂળી તથા પાશ (બેડી) લઈને ગયા. દીવાન આવ્યા છે એમ જાણી લોકો તેમને મળવા જતા હતા ત્યારે આ દીવાન તે લોકોને સૂળી તથા પાશ બતાવીને કહે કે આવો, તમોને શિક્ષા કરવાની છે. આ પ્રમાણે જોવા આવનાર કેટલાક લોકોને સૂળી તથા પાશ બતાવીને તેમની પાસેથી દામ લઈને તે પોતાનું ગુજરાન ચલાવતા હતા; પણ પોતાની પાસે એક હુકમ હતો નહિ. તે હુકમની ખામી હતી. આ કમતીપણાને લીધે તે દિવાન નિસ્તેજ દેખાતા હતા. આ પ્રકારે અને આ જ ન્યાયે ગુરુમંત્રનો ઉપદેશ લઈને ગુરુપદવી ધારણ કરીને ફરનાર સાધુ સંતો જગતમાં પરંપરા બોધ ચલાવે છે, પણ લક્ષસાર-અનુભવગતિરૂપ હુકમની પ્રતીતિ તેમની પાસે નથી; માટે તેમની આ નીતિ શું અર્થની છે ? તેઓ ગુરુમંત્ર દેખાડીને વા આપીને ગુરુદક્ષિણા પોતાનું પિંડપોષણ થવા સારું લઈને કાળક્ષેપ ચલવે છે એટલે કે વખત ગુમાવે છે; આ પ્રમાણે કોઈનું કલ્યાણ થતું નથી અને કરતા પણ નથી. ક્યાંથી કરે ? પોતાની પાસે કલ્યાણ કરવાનું હોય ત્યારેને ! આમ પોતાનું કૃતાર્થપણું ન થયું તે પારકાનું શું કરી શકશે ! આ સાંભળીને તમે એમ કહેશો કે અમે જે દિક્ષા લીધેલી તે લક્ષ વિના નિષ્ફળ ગઈ કે શું ? આ વિષય સ્પષ્ટ સમજાવવા દૃષ્ટાંત આપીને કહું છું. કોઈ એક રાજાએ એક લાખ માણસનું લશ્કર નોકરીમાં રાખ્યું. તે દરેકને સો સો રૂપિયાનો દરમાયો આપવાનો ઠરાવ્યો હતો, તે મહિના પૂરો થાય ત્યારે આપવો એમ ઠરાવ્યું હતું. પહેલાં લશ્કરના કાયદા તથા નીતિનિયમ રાજાએ તે લોકોને સમજાવીને કહ્યું હતું કે જે પારકી સ્ત્રીનો સંગ કરશે તેનો દરમાયો મળશે નહિ, તેમ જ નિયમ મુજ વર્તે નહિ તેને શિક્ષા કરવામાં આવશે. આ પ્રકારે કહી સમજાવીને લશ્કરમાં સારા સારા માણસો રાખ્યા. વળી એક વેશ્યાને પણ નોકરીમાં રાખીને તે રાજાએ તેને કહ્યું કે આ લશ્કરમાંથી જે કોઈ તારો સંગ કરે તેટલાનાં નામ લખી મૂકીને મહિનાને અંતે મને એકલાને તે કાગળ બતાવજે; આ વાત બીજાને માલમ પડે નહિ. પછી એક મહિનામાં આ વેશ્યાનો જેટલા જેટલા લોકોએ સંગ કર્યો તેની યાદી તેણે રાજાને બતાવી. જ્યારે મહિનો પૂરો થયો અને સર્વ લોકો

દરમાયો લેવા આવ્યા, ત્યારે રાજાએ તેમને કાયદા પાળ્યા છે કે નહિ તે વિષે પૂછયું; તે વખતે તે બધા લોકો કહેવા લાગ્યા કે અમે બધા તમારા કાયદા પ્રમાણે વર્ત્યા છીએ, એટલે રાજાએ વેશ્યાને બોલાવીને રજૂઆત કરી તો કેટલાક વ્યભિચારી નીકળ્યા. આ પ્રમાણે જેટલા વ્યભિચારી નીકળ્યા તેટલાને ટાળી મૂકીને બાકીના નીતિવાળા લોકોને દરમાયો ચૂકવી આપ્યો. આ દૃષ્ટાંતનો સિદ્ધાંત આ પ્રમાણે છે. ત્રણ પ્રકારની અંશકોટઃના જે નાનાવિધ અપાર જીવ તે પૈકી નીવડીને જે સંત સાધુ સંસારનો ત્યાગ કરીને થયા, તે લશ્કરરૂપ હોઈ નીતિમાર્ગે વર્તવા સારુ દરમાયો ઠેરવીને તેમને ચાકરીમાં રાખેલા. હવે અહીં વેશ્યા તે શું ? તે તો પદાર્થયુક્ત પ્રકૃતિ હોઈ તેને નાનાવિધ પ્રકારની નટડી જાણવી. તે અનંત તત્ત્વભાગ વિભૂતિવાન રાખીને નિજકર્તા ભણી જવા નીતિમાં કદાપિ વર્તવા દે નહિ એવી અવિદ્યારૂપ આ નટડી છે. પણ તેમાં અવિદ્યારૂપ નટડી શું કરે ! તેને એવી જ ઉપજાવેલી છે. એથી જ આ અવિદ્યા અંતર્‌ભાવ સહિત આરતવાન એકાકાર થઈને જીવ અને ઈશ્વર, આ બન્નેના સંગમાં અનન્યભાવે વર્તમાન રાખે છે. હે અંશ ! પદાર્થનો જે આનંદ છે તે આનંદ પ્રકૃતિ તરફ આપેલો છે અને અંશને તો દરમાયારૂપ નિજપદ આપવાનું કબૂલ કરેલું છે; પરંતુ આ જીવ તો પ્રકૃતિના આનંદરૂપ પદાર્થના સ્વાદમાં પડ્યા. એટલે કે અંશ પોતાનો નીતિનિયમ છોડીને અનીતિએ એટલે માયારૂપ વેશ્યાના સંગે રત થઈને વર્તે છે. આમ પદાર્થનું જ યજન (ઉપાસના) કરવાથી જીવને માયાનું ક્ષણિક સુખ પ્રાપ્ત થાય છે, પણ દરમાયારૂપ નિજપદ આપવાનું જે છે તે અંતે હિસાબ કરતાં મળતું નથી; કારણ કે જે કામ સારુ ચાકર રાખ્યો તે કામ તેમણે કર્યું નહિ અને અન્ય કામિની સાથે વિષયરત થઈને ફળસ્વાદ લેતા ફરે છે, તે જીવને અનીતિ વર્તનાર જાણીને સર્વજ્ઞ સકર્તા સત્તકૈવલ તેનું ફળ તે પ્રમાણે તેને આપે છે. આ પ્રમાણે ન્યાયપુરઃસર ફળ આપનાર સકર્તા પ્રભુ કેવા છે ? તે સૂર્વના અંતરને જાણનારસર્વના સાક્ષી સજાણ ચૈતન્ય હોઈ પોતે નિયંતા છે. એ જ સકર્તા સર્વકાળ સર્વ અંશોને માથે કર્મવિકર્મના જોનારા છે. જેનાં જેવાં કર્મ હોય તેવાં તેનાં ફળ જોઈને તે સારાં કર્મ કરનારને પરલોક આદિ સારાં ફળ આપે છે અને ખોટાને ખોટી ક્રિયા કર્યાનું અઠ્ઠાવીસ નર્ક આદિ ભોગવાવે તે રૂપ ફળ આપ્યા જાય છે. વળી જે કોઈએ પ્રકૃતિરૂપ વેશ્યાનો સંગ નથી કર્યો અને સર્વજ્ઞ પરમગુરૂની આજ્ઞા થઈ તે લક્ષબોધગતિ પ્રમાણે સંભાળ રાખીને નિયમપૂર્વક એક અનાદિ

સકર્તાનું જ યજનભજન જેણે કર્યું, તેને દેહને વિષે અથવા અંતે દેહથી અલગ થાય ત્યારે પણ નિજપદપ્રાપ્તિરૂપ અખંડ અપાર દરમાયો મળે છે, જે તે પોતે આપે છે. આ પ્રમાણે કેટલાક જે નીતિએ વર્ત્યા તેમને મુસારારૂપ (પગારરૂપ) અભંગ અક્ષયપદ આપે છે, પણ આ અક્ષયપદની પ્રાપ્તિ તો નીતિએ ચાલે અને પરમગુરુની કૃપાદૃષ્ટિ લીધા કરે તેને જ પ્રાપ્ત થાય છે; પરંતુ અનીતિએ તથા અકૃપાએ તો કલ્પના અંત સુધી સનાતન પદ પ્રાપ્ત થવું એ મહામુશ્કેલ વાત છે.

હવે આ પ્રકારે શ્રવણ કરીને સર્વ સંત જન પ્રશ્ન કરે છે અને કહે છે કે, હે નિજનાથ પરમગુરુ ! હવે આ જન્મને વિષે તો પ્રગટ લક્ષ દર્શાવો છો તે જ પ્રકારે અમોને જણાય છે, પણ આ પ્રકારે જન્મજન્માતંરને વિષે ક્રિયા કરવાની શેષ રહી જાય તો કદાચ નિજપદ તરત પામી શકીએ નહિ; ત્યારે બીજા જન્મને વિષે લક્ષનું સ્મરણ રહે અને તમારું યજન (ઉપાસના) અને કૈવલકર્તાનું ભજન અમારાથી ક્યા પ્રકારે થાય ? કારણ કે અમે તો અલ્પજ્ઞ અંશ છીએ, એટલે અમોને ફરી ક્યાં જન્મ લેવો પડશે તે સહિત અમોને કશી સૂઝ પડતી નથી; માટે અનંત કલ્પ સુધી અમારો વિયોગ થાય નહિ અને સર્વકાળ અનન્ય હેતુ તમારા ચરણારવિંદને વિષે રહે એવો ઉપાય કૃપા કરીને કહો. આ પ્રકારે શ્રોતાજનનું વચન સાંભળીને પરમગુરુ અંતરમાં વિચાર કરી ભાવિકજન પરત્વે વદે છે તે શ્રંવણ કરી જાણજો. હે શ્રોતાજન ! જન્મજન્માંતરે કોઈ કાળે વિયોગ ન થાય એવો આદર જો ખરેખર કરતા હોય તો તે માર્ગે ચાલવાનો ઉપાય તમોને કહું છું; પણ એ શ્રવણ કરીને પછી પાછા ખસો નહિ. તો તમારા કરેલા મનસંકલ્પ પ્રમાણે પરમપદ પ્રાપ્ત થશે; નહિતર તો તે વાતની આશા કરવી નહિ. આ વિષયમાં એક દૃષ્ટાંત કહું છું. તે સાંભળો. જેમ કોઈ એક સ્ત્રી એક પુરુષના સંગે રત થઈ તેમને રાતદિવસ એકબીજના સિવાય ગમતું નહિ, એવો પરસ્પર એકબીજાને અંતરનો સ્નેહ થઈ ગયો; ત્યારે પેલી સ્ત્રીએ વિચાર કર્યો કે મને આ પુરુષનો વિયોગ જન્મ સુધી થાય નહિ એવો કંઈ ઉપાય કરું તો ઠીક, એવું અંતરમાં ધારીને પેલા પુરુષને લાખો રૂપિયા આપીને નાનાવિધ પ્રકારના વેપારમાં નાખ્યો. આ વેપાર તે લેણદેણનો હતો. આ લેણદેણના વેપારમાં નવરાશ મળે નહિ એવો ગૂંચવી નાખીને તેના સંગનું તૂટકપણું ન થાય એમ કરી નાખ્યું. આ પ્રકારે પરમગુરુના ચરણમાં જે કોઈ જન શરણે થયા હોય તેમને વિયોગ ન થવાની મનમાં અખંડ આશા

હોય, તો તેણે શું કરવું તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. આવા ઉત્તમ વિચારના સંતજને નિયમ, નિષ્ઠા અને નીતિએ તનમનધન પરમગુરુના ચરણે અર્પણ કરીને સર્વ તત્ત્વભાગની પ્રવૃત્તિને ઉપાસનાને વિષે સન્મુખ અંતર્બાજ રાખવી અને નાનાવિધ ઉપચારે સર્વજ્ઞ પરમગુરુનું સેવન કરવું, એટલે કે વસ્ત્ર, અલંકાર, ખટરસ આદિ ભોજન તથા તનમનધન તથા પદાર્થ અર્પણ કરવા. આ પ્રમાણે અટુટ ભાવનાએ સર્વજ્ઞ પરમગુરુની અખંડ સેવા કરવી. અતુટ એટલે કે અંતરમાં એવો ભાવ જોઈએ કે પ્રભુ સંગાથે અનંતકાળ મારો વિયોગ થાય નહિ અને કર્તાના સંકલ્પની અવધિ સુધી અનેક જન્મ થાય તો પણ અખંડ યજનભજનનો તથા તેમની ભક્તિનો વિયોગ મને થાય નહિ. આ પ્રકારના પ્રેમહેતુએ દિનપ્રતિદિન વધુને વધુ પ્રેમ રાખીને એ જ પ્રકારે પોતાના સ્વયંભાવને વિષે સજાણવૃત્તિ રાખતા રહેજો. પછી આથી આગળ પરમગુરુની લક્ષબોધગતિને નિજ અનુભવના વિવેકે જોતા રહેજો. આ વચનપ્રતીતિની પરીક્ષા પહેલાં શ્રવણ કરીને પ્રત્યક્ષ કરી લેજો. પરમ ઉપદેશરૂપ અંજન પરમગુરુની કૃપાએ નિજનેત્રને વિષે લઈને જોવું એટલે પછી તેમની ગતિ વડે જ તેમને ઓળખીને તેમનું યજનભજન કરવું. પરમ ઉત્કૃષ્ટ હેતુ-ઉત્કંઠાએ અવિનાશી નિજકર્તા, સર્વજ્ઞગતિરૂપ એ જ મૂર્તિને જાણીને ભક્તિ આરાધન કરજો. આ લક્ષ કદાપિ ભૂલી જશો નહિ. જેમ પોતે નિજ અંશ આપણે છીએ તે પંચ અવસ્થા ઊલટપલટ કરવાની કળપ્રવૃત્તિનું સ્મરણ પોતે ભૂલતો નથી, એટલે કે અવસ્થાની અવધિ આવે કે તરત જ બીજી અવસ્થાની પ્રવૃત્તિ તૈયાર કરાવે છે. આ પ્રમાણે દેહનાં તત્ત્વોને આદિમધ્યાંત સુધી સજાણ ચૈતન્ય વર્તાવે છે. આ પ્રકારે અભ્યાસનું સ્મરણ આપણી સજાણવૃત્તિને વિષે અખંડ રાખજો. આ પ્રમાણે જો વિસ્મરણ ન થાય તો અપાર લાભ મળશે; માટે પરમ સત્સંગમાં અખંડ વસવાટ કરજો. પછી કલ્પાંત કાળ સુધી વિયોગ થશે નહિ. આમ વિયોગ થશે નહિ એટલે પંચદેહની અવધિ આવતા સુધી સંયોગ અભંગ રહેશે. આ પ્રકારે જે કોઈ નિયમનિષ્ઠાએ પરમ ઉપાસનાને વિષે વર્તશે તે જ અંશ પરમ સુખરૂપ થશે. તેને અઢારે વર્ણમાં નીચ ગણવો નહિ. તે તો સર્વ વર્ણ કરતાં અનુભવે કરીને ઉચ્ચ થઈ પરમપદ પામ્યો. ત્યારે કોઈ એમ કહેશે કે સર્વજ્ઞ પરમગુરુ સંઘાતે અતિ અખંડ લાગ રાખવાથી નિર્વાણપદને પામ્યા કે શું ? તે વિષે ઉત્તર આપું છું તે સર્વ સાંભળો.

અહો ! સર્વજ્ઞ પરમગુરુ તો અવિનાશી નિજકર્તાના પરમવિશેષ અંશ છે. તે નિજ કર્તારે સર્વથી પહેલા સર્જેલા હોઈ પોતાની વિશેષ સજાણગતિથી ઉપજાવેલા છે અને અલંકાર પણ ગતિના જ પ્રમાણ યુક્ત ઉપજાવ્યા છે. તેના વિષે સર્વ તત્ત્વ અને અંશને વશ રાખે એવી અનંત ઐશ્વર્યશક્તિ પોખીને અલંકાર કર્યા છે; પણ તે અલંકાર, તત્ત્વ આદિ સર્વનું મહા અદ્‌ભુત સજાણપણું જે કંઈ છે તે જાણવાપણું તો અંશને વિષે પોખેલું છે. હવે અંશમાં અલ્પજ્ઞ ગતિ દેખાય છે તેનો ભેદ સમજાવું છું. સામાન્ય અને વિશેષ વિભૂતિને જાણવાપણાની ગતિ અલ્પજ્ઞ સજાણ અંશમાં ભરેલી છે તે માપક અંશ થોડુંઘણું કૃત જાણે છે. જે સામાન્ય અંશ છે તે તો દેખાય તેટલું જ કિંચિતમાત્ર કંઈ ઓળખે છે, કારણ કે સદ્‌ગુરુલક્ષબોધ સિવાય આત્મસ્વરૂપ અને અરૂપ તત્ત્વની ગતિનું તેને સદા અજાણપણું જ રહે છે.

હવે જે વિશેષ અંશ તેમણે તો નાનાવિધ વિચાર કરીને વેદની આદ્ય લઈ અનુભવનો ઉચ્ચાર કર્યો છે, તેના વિષે કંઈક્ કૃતનું વર્ણન કર્યું છે અને કંઈક અકર્તા તથા કર્તારૂપ ઈશ્વર સ્થાપન કરીને ઓરલું (આ બાજુનું) બોલેલા છે. આ પ્રકારે બે પ્રકારની ગતિવાળા અંશ કર્યા; પરંતુ નિજકર્તા અને તેના કૃતને સંપૂર્ણ વિધિપૂર્વક યથાયોગ્ય જાણી શકે એવા આ બન્ને પ્રકારનાં અંશમાં કોઈ જણાયા નહિ. ત્યારપછી સકર્તાપતિએ પરમવિશેષ પરમગતિના જાણનાર, જે અનંત કૃત વિરાટ આદિ ઉપજાવેલું તે સમેત, કર્તાને જાણે એવા અતિ વિભૂતિવાળા સજાણગતિવંત નીપજાવ્યા છે. પતિએ જે પ્રકારે રચના રચી છે તે પ્રકારે તાદૃશ દેખાડી અને તેમાં સર્વજ્ઞ દિવ્ય સર્વથી ઉત્કૃષ્ટ અખંડ ગતિ પોખતા હતા. આ પ્રકારે પરમવિશેષ અંશ કર્તારે ઉત્પન્ન કર્યા છે, તે જ પરમકલ્યાણના અક્ષય દાતાર છે એમ જાણજો. સામાન્ય તથા વિશેષ ઉભય કોટિને માથે સજાણગતિવાળા, નિજકર્તા અને કૃત સહવર્તમાન જાણે છે એવા, કૃત અને કર્તા ઉભય પદનો માપઅમાપ ગતિનો ભેદ જાણનાર જે છે તે જ પરમવિશેષ અંશ જાણવા; તે જ પરમગુરુ કૈવલ અવતાર જો અંશને મળે તો તે મળતામાં નિજકર્તાર જ મળ્યા એમ જાણવું.

એટલા જ માટે આ સર્વજ્ઞ પરમગુરુની સાથે લાગતું વળગતું રાખજો. તેમની સાથે કોઈ કાળે નિજ અંતરમાં ભિન્નતા રાખશો નહિ, એટલે પછી તે નિજકર્તાપદને વિષે અંશને પહોંચાડી દેશે. જેમ માતા અને બાળકનો વિયોગ થયેલો હોય તેમનો પાછો મેળાપ થતાં તે આનંદ પામે, તેવી જ રીતે અંશ કર્તાને મળીને આનંદસુખ ભોગવે છે.

# દેવ નિરાશ કૈવલાંશ દ્વૈતનો મોક્ષયોગ નિરૂપણ

## પ્રકરણ : ૧૪

શ્રીમંત પરમવિશેષ પરમગુરુ ભગવાન કરૂણાસાગર મહારાજા સર્વજ્ઞ કૈવલમૂર્તિની ગતિ શ્રવણ કરીને શ્રોતાસંતસજ્જન કૃતકલ્યાણરૂપ થયા, અને પરમગુરુ પરત્વે વિનંતી કરે છે કે, હે સનાતન પરમગુરુ ! અમો આપનું પદ જે અચળ છે તે પદને પામ્યા; પણ આ બાજુના ઓરલા અનુભવને વિષે એક સંશય ઊપજી આવ્યો છે અને તે એ છે કે જ્યારે સપ્તભૂમિકાને વિષે પ્રતીતિ શ્રવણ કરી, તે કાળે જે જે ઠેકાણે જેવાં તત્ત્વ, દેહ તથા દેવ રહ્યા છે તે તે ઠેકાણે તે પ્રમાણે અંશની વૃત્તિનો પ્રભાવ પ્રવર્તે અને તદ્રૂપ નિજ વૈભવને પણ જોઈને પોતે જાણે; ત્યારે સાધારણ આપણી ઊલટક્રિયાની તત્ત્વપ્રવૃત્તિ ઠેઠ સુધી દેખાડી તે મધ્યે ઠેર ઠેર દેવના નિવાસ તથા સ્થાનક વર્ણવ્યામાં આવ્યાં નથી અને ભૂમિકા ને વિષે જે દેહની ઈંદ્રિયોમાં દેવ વસે છે એવું સાંભળીને મોટો અંદેશો ઊપજી આવ્યો છે; માટે હે સનાતન ગુરુદેવ ! આપના ચરણારવિંદે વિનંતી કરું છું કે જે સત્ય પ્રતીતિ હોય તે જ અનાદિસિદ્ધ કૃતગતિ, હે મહાન સમર્થ ! કૃપા કરીને કહો. હવે આ પ્રમાણે સર્વજ્ઞ પરમગુરુએ પ્રશ્ન શ્રવણ કર્યો ત્યારે પરમભેદ આદિ કૃતના પરમભેદનો પ્રકાર પ્રથમ સર્વ વર્ણન કરેલો છે છતાં પણ જ્યારે પ્રશ્ન પૂછયો, ત્યારે સંશયનો પરિહાર કરવા વાસ્તે ફરીથી શ્રીમુખે બીજા પ્રકારે અનુભવ કહે છે. હે શ્રોતાસંતસજ્જન ! તમોએ શ્રવણને વિષે મહાતીવ્ર ઉજાગ્રત વૃત્તિ રાખીને જે પ્રશ્ન કર્યો છે, તે અમારા અંતરમાં બહુ સારો લાગ્યો છે. હવે તેના અનુભવના મર્મનું રૂપ કહું છું તે શ્રવણ કરીને અંતર્બાજ પ્રતીતિ વિચાર કરીને લેજો, ત્યારે સર્વ સંશયનું નિવારણ થશે. અહો ! રવિ, શશી, શિવ, વિષ્ણુ, બ્રહ્મદેવ, અગ્નિ, વાયુ, ઈંદ્ર, અશ્વિનીકુમાર, શક્તિ તથા નિરંજન આદિ વિધવિધ દેવસ્થાનક જે કહ્યાં તે વેદાંતશાસ્ત્રનો પ્રકાર છે; પરંતુ તદનુસાર જોતાં દેહને વિષે, ચરાચર વિરાટદેવની આદ્ય લઈને માનવસમેત સર્વને વિષે, એકે ઠેકાણે કોઈનો વાસ નથી. અહો ! હે શ્રોતા ! આ દેવનાં નામ લઈને કહ્યાં છે તે તો સર્વ તત્ત્વસામગ્રી સહિત અધિકન્યનૂ વિભૂતિ પોખીને કર્તાએ દેહધારી કર્યા છે તેવા

જ આપઆપના સામર્થ્ય પ્રમાણે પોતપોતાના લોકમાં નિવાસ કરીને રહે છે; તેમના જ અંશ માનવ આદિ દેહમાં આવેલા છે એવું વેદસંમત પ્રમાણે જો કહીએ, ત્યારે તો સર્વ પ્રકારે અનુભવને વિષે અવિવેકવચન જ બોલ્યા એવું દેખાય. તેનું કારણ એ છે કે જ્યારે રવિ, શશી, અશ્વિનીકુમારની આદ્ય લઈને સર્વ દેવ જે છે તે સર્વ દેહધારી લઘુદીર્ઘ વિભૂતિવાન છે, ત્યારે તેમના દેહના અવયવને વિષે પ્રણ બીજા દેવના અંશ આવીને વસેલા હોવા જોઈએ. ચંદ્રસૂર્યના નેત્રને વિષે બીજા ક્યા ચંદ્રસૂર્યના અંશ આવીને રહ્યા છે જેથી કરીને તેમના નેત્રને વિષે જોવાની ક્રિયા થાય ? અને અશ્વિનીકુમારના નાકને વિષે બીજો ક્યો અશ્વિનીકુમારનો અંશ આવીને વસ્યો છે ? અને ભૈરવના શ્રવણને વિષે દિકપાલ બીજો ક્યાં છે તે આવીને રહ્યો છે ? એ જ પ્રકારે સર્વ દેવને વિષે બીજા ભિન્ન ભિન્ન ક્યા દેવના અંશ આવીને રહેલા છે ? તે માટે દેવ અને આપણ માનવ, એ સર્વને વિષે આદ્યકર્તાએ નિર્મેલાં તત્ત્વોમાંથી વિભાગ પોખ્યા છે તે આકાંક્ષાઓની આદ્ય લઈને જે તત્ત્વક્રિયા ઈંદ્રિયોને વિષે સ્ફુરે છે તે તત્ત્વ, જેના વડે સર્વ ક્રિયા થાય છે તે તત્ત્વ દેવ સરખાં જ જાણવાં. આ પ્રમાણે ચરાચર દેવ, વિરાટ, સર્વમાં અધિકન્યૂન તત્ત્વભાગ પોખ્યા છે તે તે વિભૂતિ પ્રમાણે વર્તમાન થયા જાય છે. આ તત્ત્વભાગ સિવાય દેવના અંશ થઈને આપણા દેહને વિષે કોઈ આવતું જતું નથી. દેવ તો દેવની મેળે કર્તાએ કર્યા પ્રમાણે દેહધારી જ સર્વ વસે છે. પાંચસાત દેહ સુધી આ પ્રમાણે અખિલ તત્ત્વભાગની રચનાની જ પ્રવૃત્તિ પોખ્યા પ્રમાણે જ થાય છે તે પ્રવૃત્તિ અંશની ભાવનાએ થાય છે. વળી દેવનાં જે શરીરો કર્યાં છે તેના વિષે પણ અંશની પ્રેરણા કરી છે જેથી તે દેહ પ્રમાણે તે દેહને વિષે સર્વ તત્ત્વભાગનું વર્તમાન ચાલે છે. હવે દેહને વિષે જે દેવ અધિષ્ઠાન તરીકે કહેવામાં આવ્યા છે. તે તો મનુષ્યમાં ગુણ, અવ્યાકૃત, નિરંજન આદિ સર્વ તત્ત્વના વિભાગ પોખેલા તે વર્તે છે એમ જાણવું; અને વિરાટને વિષે તો મોટા વિશેષ ભાગ પોખ્યા છે તે પ્રમાણે તેની ક્રિયા તેમાં થાય છે. આ વિરાટનાં મહદ્ વિશેષ તત્ત્વો તે ચરાચરને વિષે ઘાટનાં અલ્પ તત્ત્વને પુષ્ટિ કરવાને માટે અર્થ આવે છે. આ મહદ્ પંચભૂત, ચંદ્ર, સૂર્યની આદ્ય લઈને ઘાટનાં લઘુ તત્ત્વોને પુષ્ટિ કરવામાં અર્થ આવે છે. આ સિવાય અન્ય લઘુદીર્ઘ દેવ તે સર્વ તો મહાશૂન્યના ઉદરમાં પોતપોતાના લોકમાં રહીને વર્તે છે. તેમના કોઈના અંશ આ બાજુના કોઈ ઘાટમાં આવતા જતા નથી. આ પ્રકારે તત્ત્વની પ્રવૃત્તિ પ્રમાણે

કૃતનો અખિલ બોધ ચાલે છે, તે જે દેહમાં જેવાં અંકુર ભર્યાં છે તે પ્રમાણે જાણજો. અહો ! હે અંશ ! બીજા દેવો આવીને આપણા શરીરમાં જુદા જુદા સ્થાનકને વિષે વસે અને પછી પ્રવૃત્તિ ચાલે એવું કાચું કૃત સનાતન પ્રભુએ કર્યું જ નથી; કારણ કે આદિકર્તા તો પરમ વિચક્ષણ સર્વજ્ઞ ગતિકાર હોઈ ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં કરેલા કૃતને જાણનાર છે, તે એ કિંચિત્‌માત્ર કેમ ભૂલી જાય ? તે અણુરેણુથી લઈ રજતજમાત્ર ભૂલી ગયા નથી. તે પોતે અકળ, અનંત ઐશ્વર્ય-શક્તિમાન, પરમદિવ્ય, અદ્વૈત છે, તે ભૂલી જાય નહિ. હવે ભૂલવાપણું તો અંશમાં જ રહેલું છે. જુઓ વેદ આદિ શું બોલી ગયા છે ? જેને આદ્ય કર્તા અને તેના કૃતનું જાણવાપક્ષે કશું ભાન જ નહિ એવું બોલીને તે વર્તેલા છે.

અહો ! જે કર્તારે પોતાની સન્મુખ કશું કૃત કરેલું નહિ છતાં પોતે ગૃહવેપાર કરવા સારુ નિજઅંતરને વિષે અતિ સૂક્ષ્મ વિચાર કરીને જોતાં જોતાં કેટલાક કાળે આગળ ભાસમાન થયું તે નિજનભ અનાદિ અવકાશ ખગ, જે આ પોકળ પોલ દેખાય છે તે દીઠું. તે જોઈને પોતે અંતરમાં આણ્યું જે આ કંઈક છે તો ખરું, એની સાથે વેપાર કરીએ તો કંઈક ઠીક ખેલ થાય; નહિતર તો કદાચ ખેલ ન થાય તો ત્યાંથી પડી મૂકીશું તો આપણને કોણ કહેનારું અને હાસ્યમશ્કરી કરનારું છે. હવે એની સંગાથે એનું પખું જોઈને તથા બરાબરિયું છે કે કેમ તે તપાસીને સંબંધ કરીએ એમ વિચાર કર્યો. જેમ સંસારમાં નાનામોટા લોક સગાઈ કરે છે તે પોતપોતાનાં પખાં ખોળીને જ સંબંધ કરે છે, તે પ્રકારે પ્રથમ કર્તારે જોઈને કરેલું છે અને તેવી જ રીતે આપણે પણ આપણા કાર્યમાં એ પ્રમાણે વર્ત્યા જઈએ છીએ. હે અંશ ! કર્તાએ ખગાકાર પોલનાં ક્યા પ્રકારે પખાં જોયાં છે તે સાંભળો. પ્રથમ પોલનો વિસ્તાર જોયો, તો તે અતિ અપાર હોઈ તેનું છેવટ જ નહિ અને અનંત બ્રહ્માંડની પાર જઈએ તોપણ આગળ નક્કર ભીંત આવે નહિ. આમ નિર્ણય કરીને પોતે વિચાર કરે છે કે હું પણ અપાર જ છું. મારો પાર પણ અપાર ગતિનો હોઈ છેવટ આવે એમ નથી. વળી હું તો સદા અમર, અજર, અખંડ, અજન્મા, અયોનિસંભવ છું; ત્યારે પોલ પણ એવું જ જણાય છે. તે કોઈને પેટે અવતરેલું નથી. આટલાં પખાં તો મલે છે. હવે કર્તા પોતે કહે છે કે હું તો ચૈતન્ય, સજાણ, અખંડ હોઈ મને કોઈ બોલાવે તો તેને સર્વજ્ઞ વચન વડે ઉત્તર આપું એવો છું; ત્યારે પોલને બોલવી જોઉં. જો એ બોલે તો પખાં બરાબર મલે. આમ વિચાર કરીને પછી પોલને બોલવવા

માંડ્યું, તો તે સદા જડ, અજાણ તથા અચેત હોવાથી જવાબ દીધો નહિ. આટલું પખું ઓછું થયું, એમ જાણીને પતિ પોતે કહે કે કન્યાની ખોટ હોય ત્યારે લૂલી, પાંગળી, આંધળી હોય તોપણ તેની સંગાથે સંબંધ કરે, પણ છોકરાં કંઈ લૂલાં, પાંગળાં કે આંધળાં થાય નહિ; તેવી જ રીતે ખગાકાર પોલમાં ચૈતન્યપક્ષ ઓછો છે તે કબુલ છે, પણ વેપાર તો કરીએ. આમ શૂન્ય, જડ અને હું ચૈતન્ય એમ જાણીને સબંધં કરી ઉત્પત્તિ કરવાનું ધાર્યું જેમ કોઈને ઘેર વલોણાવાર હોય અને તે દિવસે પુરુષ ઘેર હોય નહિ, ત્યારે એકલી બાઈ પોતે ઘેર હોય અને તેને કોઈ પાડોશી સાથે મેળાપ નહિ એટલે કોણ આવીને વલોવવા લાગે; એટલે પોતે થાંભલા સાથે નેતરાં બાંધીને વલોણું કરે, તો તેથી કંઈ ઘી આવે કે ડોળિયું આવે ! ના, માખણ જ ઊતરે. અહીં થાંભલો જડ હતો, પણ તેથી કંઈ ડોળિયું આવ્યું નહિ. આ પ્રકારે કર્તારે સન્મુખ રહેલા જડ શૂન્ય સાથે તત્ત્વ ઉત્પન્ન કરવાનું ધાર્યું, હવે શું થાય છે તે જુઓ.

પ્રથમ મહદ્દ આકાશથી ગતિરૂપ શૂન્ય શબ્દકાર કર્યું, તે સંકલ્પ-ભાવનાના પેટામાં અહંકાર જે છે તેના વિષે મહદ્દ અવકાશ પોલનો મેળાપ કરીને તેનો શબ્દ કર્યો. તે શબ્દ ઉચ્ચારીએ ત્યારે બીજો સાંભળે ત્યાં સુધી તેની ગતિનો વેગ ચાલે છે, એથી તેને ગતનભ કહેવાય છે; અને ખગાકાર પોલ ચાલે નહિ માટે તે અવિગત કહેવાય. હવે ગતનભને વિષે વેગનું ચાલવાપણું જે છે તે પવન વિના ચાલે નહિ, માટે તેનાથી પવન જાણવો. આ પવનનો સ્વભાવ તો ચરલપણું હોઈ આપણા બન્ને હાથ જ્યારે ઘસીએ ત્યારે ચરલપણે કરીને ઉષ્ણતા આવે છે, માટે પવનથી અગ્નિ જાણવો. હવે ઉષ્ણકાળે અતિશય તાપ તપે છે ત્યારે જળવૃષ્ટિ થાય છે. વળી જ્યારે ગોદડું ઓઢીને સૂઈએ ત્યારે બફારો વા ઘામ વળે છે; એ પ્રકારે અગ્નિથી જળ થયું છે. હવે જળથી પૃથ્વી તે જળને વિષે શેવાળ વળે છે. આ પ્રકારે કર્તારે પોતે અવકાશપોલનો સંગ કરીને પંચતત્ત્વ ઉપજાવ્યાં. હવે આ પંચભૂત પહેલાં સર્વ તત્ત્વ સંકલ્પે કરીને કર્યાં હતાં, પણ પ્રગટ દૃશ્યમાન રચના અરૂપ તત્ત્વની એકલી કેવી રીતે વર્તમાન થાય ? તે માટે અલંકાર ધાર્યા પ્રમાણે પ્રગટ બીબાંમાં રસ રેડયા વિના મૂર્ત (મૂર્તિમાન, સાકાર) ખેલ ચાલે નહિ એમ જાણીને પંચભૂત પ્રગટ કરીને અલંકારરૂપી બીબાંમાં તેનો રસ ભર્યો, ત્યારે ચોરાસીલક્ષ પ્રકારની રચના રૂપવંત પ્રત્યક્ષ દેખી શકાય એવી થઈને પરંપરા ચાલી. આ પ્રકારે રૂપઅરૂપ તત્ત્વના દેહ રચીને

તે ભિન્ન ભિન્ન અપારઘાટમાં અંશ પ્રેરક કર્યા. ત્યારે તે સચેતન થઈને વર્તવા લાગ્યા. આ પ્રમાણે ઘાટની પરંપરા ચાલી, પણ જડચૈતન્ય બન્ને અદ્યાપિ સુધી એકએકને જાણતાં નથી. આ બન્નેનો વેપાર એકએકના સંગથી ચાલે છે તેને અનંત કલ્પ વિતી ગયા, છતાં એકબીજાને ઓળખતાં નથી. આ ભૂલ પડી ગઈ છે તે કઈ રીતે તે હવે કહું છુ.

કોઈ એક ડાકણા ભિખારી પુરુષને એક સ્ત્રી મળી, તે પણ ડાકણી જ મળી હતી. એ બન્ને ભીખ માગીને પોતાનો ગુજારો કરતાં હતાં. એ બન્નેએ ઘરવેપાર શરૂ કર્યો, ત્યારે એ ઉભયને સંગે કરીને દશ છોકરા અને પચીશ કન્યા એટલો પરિવાર થયો; તે પણ ભીખ માગી લાવીને સર્વ નિર્વાહ કરતાં હતાં. એમ કરતાં કરતાં એ બેઉને એંસીનેવું વર્ષ થયાં, ત્યારે એક દહાડો રાત્રિના સમયે નિશ્ચિંતપણે તે ડોસાડોસી બેઠાં છે ત્યારે ડોસી કહે છે કે, હે ડરચા ! તારી ન્યાત કોણ ? ત્યારે પેલો ડોસો પણ ડોસીને પૂછવા લાગ્યો કે તારી ન્યાત કોણ તે કહે. ત્યારે આ બન્ને એકએકને જવાબ આપે છે કે તે તો આપણને ખબર નથી. હવે વિચાર કરીને જુઓ કે છોકરા છોકરીઓરૂપ સંતતિનો પરિવાર થયો અને આખો અવતાર ભેગો કાઢ્યો, પણ નિદાન આ બન્ને સ્ત્રીપુરુષને પોતાની જાતનું ભાન નથી. તેઓએ આંધળા સરખું વર્તન રાખ્યું. હવે એ જ પ્રકારે આપણ સર્વ અંશનું વર્તમાન જડ તત્ત્વના દેહ સાથે ઘણા કાળથી છે. વારંવાર જન્મ ધારણ કરીને પળમાત્ર નવરા રહ્યા નથી. હવે તે ડાકણી નારીરૂપ દેહ હોઈ ડાકણા પુરુષરૂપ આત્મઅંશ જાણવો. આ બન્નેની સંતતિ તે દશ ઈંદ્રિયો અને પચીશ પ્રકૃતિ એટલો પરિવાર થયો; પણ અંતે પોતપોતાની જાતની ખબર નહિ, છતાં ભેળો વેપાર કરે છે. વળી આ જડ દેહ કેટલાં તત્ત્વનો છે અને કેટલા તત્ત્વવિભાગની રૂપઅરૂપ પ્રવૃત્તિ થાય છે તેને અને આ પાંચે દેહનાં તત્ત્વોને પણ આપણે આદિમધ્યાંત જાણતા જ નથી. વળી આપણા આ દેહમાં અંશરૂપ કોણ આવીને વેપાર કરે છે તેને પણ જાણતા નથી, એવું અંધાધૂંધ અજ્ઞાનપણું વર્તે છે તે પ્રત્યક્ષ વિચાર કરીને જુઓ; અને એ વિષે પરમપુરુષને શરણે જઈને ઓળખાણ કરી લેજો.

હવે પાછલા અંગની કથાભાગમાં જે શનકાદિકે પ્રશ્ન કર્યો હતો તે કાળે તેમને વિસર્જનપણું થયું હતું, એટલે કે જે આપણા કર્તા અને તેમનું કૃત જે અનંત બ્રહ્માંડની રચના તે વિષેના લક્ષનું સ્મરણ રહ્યું નહિ, ત્યારે જે પ્રશ્ન કર્યો હતો તે ચતુર્વેદમાંનો જ

કર્યો હતો. તે પ્રશ્ન એ હતો કે, તમો કોણ છો ? એવું આદિ હંસપુરુષને પૂછેલું. જ્યારે શનકાદિકે આદિ હંસપુરુષને પૂછયું, ત્યારે અંશઅંશીના લક્ષભેદની ગતિ વિસરી ગયા હતા. વળી શનકાદિકોનો એક બીજો આશય જેની મૂળ મતલબ સૃષ્ટિપરંપરા ચાલે, તે જાણીને પ્રશ્ન પણ તેવો જ કર્યો હતો અને આદિ હંસપુરુષે ઉત્તર પણ મતલબનો જ આપ્યો હતો. આ સિવાય હંસપુરુષને શનકાદિકને બીજો ઉત્તર પણ આપ્યો નથી. એ પ્રકારે પૂર્વે આ ગ્રંથને વિષે સંતસજ્જન પરત્વે નિરૂપણ આદિ કર્યું છે. આમ આ પ્રકારે સર્વને વિસર્જનપણું થયું ત્યારે સુજાણ પરમવિશેષ પરમગુરુ આ મહિમંડઈડરૂપ પૃથ્વી ઉપર અવતાર ધરીને આવ્યા છે. આમ આવતી વખતે પુરૂષ, શક્તિ તથા ગુણના ધામને વિષે ઈશ્વર પ્રત્યે અનુગ્રહ કરીને નિર્વાણ લક્ષબોધ આપ્યો અને આપણું નિજસ્વરૂપ તથા સકર્તા બાપનો લક્ષ સર્વને આપ્યો. વળી સર્વ તત્ત્વભાગની ઊલટસૂલટ પ્રવૃત્તિ તથા રૂપઅરૂપની સર્વ નીતિ સર્વને દર્શાવી દીધી છે. આ પ્રકારે સર્વજ્ઞ પરમગુરુનો મેળાપ થયા પછી લક્ષબોધનું શ્રવણ સર્વને થયું, ત્યારે પંચદેહની અવધિ સુધીનું નિજસુખ આપણને થશે એવો અંતરમાં ભરોસો પ્રથમ વિશેષ અંશને આવ્યો. વળી તે ઉપરાંત તેમને પરમવિશેષ સર્વજ્ઞ પરમગુરુનો લક્ષ પ્રાપ્ત થયો; તેણે કરીને પોતાના સ્વરૂપના અલ્પજ્ઞપણાનું અનાદિ સ્મરણ તથા પોતાના સર્વજ્ઞ તાત અચળકર્તાનું ભાન પણ આવ્યું.

હવે પોતાના કર્મ પ્રમાણે અનેક જીવ ચતુર્દેહ સુધી સુખદુઃખ ભોગવે, પણ પરમકરણદેહને વિષે સર્વને સુખ જ ભોગગવાનું છે; કારણ કે ત્યાં તો અભિમાનરૂપ નિરંજનનો ભાગ એકલો રહ્યો છે, જેથી અન્ય તત્ત્વવિભાગ તથા અન્ય દેહ સિવાય એકલો શું પ્રવૃત્તિ કરશે ? એટલા જ માટે પરમકારણદેહને વિષે સર્વ અંશ પરમ સુખરૂપ વર્તે છે. પછી જ્યારે તે દેહનો અવધિ-અંત આવે ત્યારે કર્તાના ધામને વિષે અમાપ સુખ ભોગવે. હવે જ્યારે પરમકારણદેહનો ત્યાગ કરે, ત્યારે અંશ પરમ પ્રકાશબ્રહ્મમાં નિવાસ કરે; ત્યાંના વિભાગ જે અહં, ઉભય પ્રકારના આવરણમાં વસીને રહે છે, નિજસજાણઅંશ, જે દૃષ્ટિ અને વૃત્તિ તે ઉભય, અહંપણાને ધારણ કરીને વર્તાવે; તે આપનું આપ સ્વરૂપ-એકુર જે કાળે બ્રહ્મધામમા જાય, તે કાળે તેટલા જ સંઘાતે રહે છે. પછી તે અનંતકાળ ધારણ કરીને નિજકર્તાનું યજનભજન સનાતન લક્ષ યોગ વડે તે ધામમાં અંશ કરે અને કર્તાની સન્મુખ રહીને અનંત અપાર સુખ અંશ લીધા કરે. આ પ્રમાણે પરમમોક્ષરૂપ

અંશનું કલ્યાણ અહિં સુધી પરમગુરુએ દર્શાવી દીધું, તદ્દ્વત (તે પ્રમાણે) અખિલ અંશ તદાકાર થઈને સકર્તાનું ભજન કરવા લાગ્યા. અહો ! હે અંશ ! આપણો વૈભવ જે અનાદિ ઐશ્વર્યતા તે જે કોઈ અંશે આ વિચાર પ્રમાણે સાધ્ય કર્યું. તે જ અંશ આ ભવરૂપ સંસાર જીતીને પરમગુરુલક્ષ-બોધકૃપાયોગ વડે કૃતાર્થ થઈને પાર ઉતર્યા. આ પ્રકારે આ વિરાટમાં અંશ સર્વજ્ઞ પરમગુરુના ચરણારવિંદને વિષે શરણ થયા, તે સજાણપણું અખંડ પ્રાપ્ત કરીને દિવ્ય પરમામૃતપાન કરતા હતા અને હજી આગળ અનંત પાન કરીને અજરઅમર દેશમાં પારંગત થશે.

હવે મહાન સમર્થ શ્રી પરમગુરુ કહે છે કે આ બોધ પરમ સકર્તાના અગાધ કૃત સહવર્તમાન સત્ય અને સાચો કર્તાના સામાન્યવિશેષ સર્વ અંશ પ્રત્યે પ્રસિદ્ધ આપ્યો છે, તે વચનો નિજકૃપા સહિત વરદ (વરદાન આપનાર, કૃપાળુ) વાણીએ જાણજો. આ પ્રમાણે શ્રવણ કરીને અધિકારી સંતસજ્જન-શ્રોતા કહે છે કે, અહો ! હે મહાન સમર્થ પરમગુરુ ! આપની કૃપા અમારા પર થાય તો આ અનુભવ સુલભ થઈને અમારા અંતરમાં પ્રતીતિરૂપ સાક્ષાત્કાર થશે. આમ શ્રોતાનું વચન સાંભળીને સર્વજ્ઞ પરમગુરુ પ્રભુ કહે છે, અહો સંતસજ્જન ! તમો સર્વ અંશ સાંભળો. કોઈ એક મહાપુરુષ પ્રસન્ન થઈને એક પુરુષને પોતાની ઈચ્છા-કૃપાએ પારસમણિ આપવા લાગ્યા, ત્યારે તે પુરુષે આગળ હાથ ધરીને લેવા ના કહ્યું અને તે મુખે કહેવા લાગ્યો કે મને તમારી કૃપા સિવાય કેમ પ્રાપ્ત થશે ? આમ આપતા હતા તે ના લેતાં આ પ્રમાણે કહ્યું; કારણ કે આપે તે તરત લઈ લેવું જોઈએ, એવું જાણપણું તથા વૃત્તિને વિષે પકડ હતી નહિ. હવે એ પ્રકારે આદિથી અંત સુધી તત્ત્વભાગની ક્રિયા જાણવાની સર્વ ઐશ્વર્યગતિ, અહો ! હે અંશ ! કેવલકર્તા પાસેથી લાવીને તમોને પ્રગટ આપું છું; તે આપતી વખતે કોઈનો કંઈ અધિકાર ન જોતાં અચાનક દર્શાવું છું, એ જ અમારી નિજકૃપાનો ભંડાર તમારા આગળ ઉઘાડો કરીને મૂક્યો છે; એમાંથી જેનાથી જેટલું લેવાય તેટલું લેતા રહેજો. અનંતકાળ સુધી અનંત જીવ લેશે તોપણ ખૂટવાનો નથી, એવો અખૂટ અપાર ગતિરૂપ ભંડાર તે સર્વજ્ઞ પરમગુરુનો અનુભવ જાણજો. હવે આ ઉપરાંત બીજું બોલવાનું રહેતું નથી. એ જ સત્ય વચન પ્રતીતિ લઈને એક આપણા નિજકર્તા કેવલનું યજનભજન અખિલ અંશને કરવા યોગ્ય અનાદિસિદ્ધ છે, જેને શ્વસંવેદસૃજનસ્મૃતિપૂર્વક દેવાદિક, શનકાદિક અને દેહધારી અનંત જીવ, સર્વ અનન્ય

પ્રેમ વડે અખંડ ભજે છે, તે પ્રકારે આ લોકના આપણા સર્વ અલ્પ જીવોએ સર્વજ્ઞ પરમગુરુનાં વચન, ગતિ, લક્ષ તેમ જ અનુગ્રહ લઈને તે આપણા કર્તાનું ચિંતવન કરવું. એ સિવાય બીજાં અનંત સાધન કરીએ તોપણ પરમગુરુ અને સત્‌કૈવલના ભજન-ઉપાસનાની તોલે એકે આવે નહિ; માટે તેમની ઉપાસના કરીને સર્વ પ્રાણીમાત્રે એ જ માગી લેવું કે તમારું ભજન, ચિંતન અને અર્ચન અમોને અખંડ આપવું, એમાં કિંચિત્‌માત્ર અંતર ન પડે એવી, હે ગુરુદેવ ! અક્ષય કૃપા કરજો.

## स्तुति

કૈવલ્યં દિવ્ય દ્રગ સાક્ષી આદિ કર્તારં કૃપાનિધે,
પ્રણત કલેશ નાશાય અનંતાય નમોનમઃ ૧

અર્થ :- અહો ! હે કૈવલ ! દિવ્ય દગરૂપ આપ પોતે છો અને અંશ ત્રણ પ્રકારે ઉપજાવ્યા, તે પિંડપિંડ પ્રત્યે ભિન્ન ભિન્ન સાક્ષી છે; તે સર્વ અંશના સાક્ષી સર્વજ્ઞ અમાપ પોતે હોઈ સર્વના આદિ ધામરૂપ છો. હે સકર્તા ! આપ સર્વના સર્જનહાર બાપ છો. કૃપાનિધે કહેતાં સર્વજ્ઞ પરમગુરુનું શ્રેષ્ઠ સ્વરૂપ તે અને આપ પોતે કર્તા, એ બન્ને એક ગતિરૂપ કૈવલ જ છો; માટે હે પરમગુરુદેવ તમારા ચરણારવિંદે પ્રણત એટલે હું અનન્ય અંશઅંકુર સજાણવૃત્તિએ તમારા શરણને વિષે નમસ્કાર કરું છું. હવે અમારા ક્લેશનું નિરસન (નિરાકરણ) કરનાર એક અવિનાશી આપ છો. હે ગુરુદેવ ! અમોને કલેશ તે ક્યા પ્રકારના થાય છે તે વિષેનું નિવેદન કરું છું. તમોએ જે તત્ત્વવિભાગવાળા દેહ કરીને આપ્યા છે તેની પ્રવૃત્તિ અમારા અનુભવમાં સંપૂર્ણ ઉત્તમ રીતે આવતી નથી, તે સંપૂર્ણ પ્રતીતિ આવે તો સારું એવી ચિંતા વારંવાર ઊપજે છે અને એ જ વાતની અંતરમાં તાલાવેલી થયા કરે છે. તેનો લક્ષ જ્યારે પ્રાપ્ત થઈ અનુભવ થશે, ત્યારે જ અખિલ કલેશ નાશ પામશે. હે ગુરુદેવ ! આપ તો અનંત અપાર છો અને અખંડ અમર સદોદિત છો. તમારી પરમગતિનો પાર કોઈને પણ જડે નહિ, એવા સર્વજ્ઞ પરમગુરુ અને કૈવલકર્તા એકમેક, અદ્વિતીય, સકર્તા, આદિદેવ, દિવ્ય, અચળ હોઈ અક્ષય, વૈભવ તથા રૂપઅરૂપથી રહિત એવા સ્વરૂપે આપ છો. આ પ્રકારના તમો અનંત ગતિવંત હોઈ સાક્ષાત્ અવ્યય ધામરૂપ આપના દિવ્ય પદને નમો નમસ્તે. આમ અનંત વાર નમસ્કાર કરું છું.

આ પ્રકારની સ્તુતિ કલેશનિવારણના અર્થે સર્વ લઘુદીર્ઘ અંશ કરે છે; તે જ પ્રકારે આપણે પણ અખંડિત વિનંતી કરીને તેમનું ભજન કરવું. આ તો સર્વની ઉપરાંત વરિષ્ઠ પ્રકાર કહ્યો તે સત્ય છે. હવે બીજું આથી વધારે બોલવાનું શું રહ્યું ! આ ગ્રંથનો અભ્યાસ જે નરનારી સર્વ જીવ વારંવાર કરશે અને નીતિએ વર્તશે તો તેના પ્રતાપે તેને અવિનાશી પદ પ્રાપ્ત થશે અને તેનો પરમ ભાગ્યોદય થઈને અનંત જન્મના કલેશનું પૂર્ણ નિવારણ આ એક જ જન્મમાં થઈ જશે. વળી જો આદિમધ્યાંત ગ્રંથને વિષે ઉપાસના, વૈરાગ્ય અને જ્ઞાન જે કહ્યું છે તે પ્રમાણે ન્યાય જાણીને વૃત્તિ ઠરે, તો કૃતાર્થ થતાં વાર લાગશે નહિ; માટે એ વિષે નિજભાવના-હેતુ રાખીને મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરને વિનવીએ છીએ કે, હે કૃપાનિધિ ! તમારા પદપદ્મને વિષે આ અનાથ દાસને અખંડ રાખજો. એ જ અરજ સર્વજ્ઞ પરમગુરુ સત્‌કૈવલ પ્રત્યે અભંગ નમસ્કાર કરીએ છે.

# ઈતિશ્રી સકર્તાઅદ્વૈતલક્ષબોધ પંચકીરણ સંપૂર્ણ

# તત્ત્વજ્ઞાન

## તત્ત્વજ્ઞાન (પંચીકરણ)

આ અસાર સંસારને વિષે ભવસાગર તરવાને માટે શરીર સંબંધી પંચીકરણ ઉપર વિશ્વાસ છે. કેમ કે પંચીકરણથી વાકેફ આપણે નથી થયા ત્યાં સુધી આત્મતત્ત્વનું જ્ઞાન કદી પણ થતું નથી. માટે પંચીકરણની અવશ્ય જરૂર છે. માટે ભગવાન કરૂણાસાગર નીચે પ્રમાણે કહે છે તેનું ધ્યાનપૂર્વક શ્રવણ કરો. સંતજનો, આ શરીર પંચભૂતનું બનેલું છે તેમાં કઠણ ભાગ તે પૃથ્વી, ભિનાશ તે જળ, ઉષ્ણ તે તેજ, ચલ તે પવન, અવકાશ અંદરનું પોલાણ તે અવકાશ એ પંચભૂત જાણવા. પંચ કર્મેન્દ્રિય અને પંચજ્ઞાનેન્દ્રિય, પ્રથમ શ્રવણ, નાક, ત્વચા, નેત્ર, જીભ્યા એ પંચજ્ઞાનેન્દ્રિય જાણવી. હવે પંચકર્મેન્દ્રિય કહીએ. પ્રથમ હાથ, પાદ, વદન, ઉપસ્થ અને ગુદા એ પંચકર્મેન્દ્રિય. તેમાંની નરમાદા કહીએ, પૃથ્વી તત્ત્વની બે ઈંદ્રિય; ગુદાને પુરૂષ લીંગ જાણવી, અને નાસિકાને સ્ત્રીલીંગ જાણવી. જળતત્ત્વની બે ઈંદ્રિય; રસનાને સ્ત્રીલીંગ જાણવી, અને ઉપસ્થને પુરૂષ લીંગ જાણવી. અગ્નિ તત્ત્વની બે ઈંદ્રિય; હસ્તને પુરૂષ લીગ જાણવી, ને નેત્રને સ્ત્રીલીંગ જાણવી. આકાશ તત્ત્વની બે ઈંદ્રિય; વદન એ પુરૂષ લીંગ જાણવી ને કર્ણને સ્ત્રીલીંગ જાણવી. વાયુની બે ઈંદ્રિય; પાદને પુરૂષ લીંગ, ત્વચાને સ્ત્રીલીંગ જાણવી. એ પ્રકારે ઈંદ્રિયોનિ એક એકની સાથે નરમાદા તરીકે ઐક્યતા રહેલી છે તે જાણવી. હવે પંચમાત્રા કહીએ, આકાશ તત્ત્વની શબ્દ માત્રા, વાયુતત્ત્વની સ્પર્શ માત્રા, અગ્નિતત્ત્વની રૂપમાત્રા, જળ તત્ત્વની રસમાત્રા, પૃથ્વી તત્ત્વની ગંધમાત્રા, એ પંચતત્ત્વની પંચમાત્રા જાણવી. હવે પંચકોષ શું છે તે કહીએ. પ્રથમ અન્નમય કોષ, આનંદમય કોષ, મનોમય કોષ, પ્રાણમય કોષ, ને વિજ્ઞાનમય કોષ. તેમાં અન્નમય કોષ તે પૃથ્વી તત્ત્વનો જાણવો અને જળ તત્ત્વનો આનંદમય કોષ જાણવો. અગ્નિતત્ત્વનો મનોમય કોષ જાણવો, વાયુતત્ત્વનો પ્રાણમય કોષ જાણવો. ને આકાશ તત્ત્વનો વિજ્ઞાનમય કોષ જાણવો, એ પાંચે તત્ત્વના પાંચ કોષ જાણવા.

પ્રશ્ન : પૃથ્વી તત્ત્વનો અન્નમય કોષ કેવી રીતે જણાશે ?

ઉત્તર : અન્નાદિક પદાર્થ ખાવાથી અન્નમય કોષ પુષ્ટ રહે છે.

પ્રશ્ન : આનંદમય કોષ જળતત્ત્વનો કેમ જાણીએ ?

ઉત્તર : આનંદથી જળતત્ત્વની ઉપસ્થ ઈંદ્રિને રસના પુષ્ટ રહે છે. તેમ છતાં જો આનંદ ભંગ થાય તો રસનાની અમી સુકાઈ જાય છે તેમ ઉપસ્થ ઈંદ્રિય પણ ભંગ થાય છે, કેમ કે આનંદમય કોષ જળ તત્ત્વનું આશન છે, જેથી જળની ઈંદ્રિયોને પુષ્ટ રાખે છે.

પ્રશ્ન : મનોમય કોષ તે અગ્નિતત્ત્વનો કેમ જાણીએ ?

ઉત્તર : જુઓ મન પ્રફુલ્લિત હોય છે ત્યારે વદનપર તેજ રહે છે અને મન ભંગ થાય તો મુખ ઉપર તેજ રહેતું નથી. કેમકે મનોમય કોષ તેજ તત્ત્વનો છે જેથી તેજને પુષ્ટિ આપે છે.

પ્રશ્ન : પ્રાણમય કોષ વાયુતત્ત્વનો કેવી રીતે જાણીશું ?

ઉત્તર : પ્રાણમય કોષ દશ પ્રકારના વાયુને પુષ્ટ રાખે છે તેમ છતાં પ્રાણ જાય તો એક પણ વાયુ રહેતો નથી જેથી પ્રાણમય કોષ વાયુતત્ત્વનો જાણવો.

પ્રશ્ન : વિજ્ઞાનમય કોષ આકાશ તત્ત્વનો કેમ જાણીએ ?

ઉત્તર : આકાશ તત્ત્વની ઈંદ્રિયો શ્રવણ અને મુખ છે, તેમાં મુખ જ્ઞાનના ઉચ્ચારથી પુષ્ટ રહે છે, અને શ્રવણ સાંભળવાથી પુષ્ટ રહે છે તેથી વિજ્ઞાનમય કોષ આકાશ તત્ત્વનો જાણવો તે આકાશ તત્ત્વની ઈંદ્રિયોને પ્રકાશે છે. એ પ્રકારે પંચકોષ પંચતત્ત્વમાં રહેલા છે. પણ પોતે પોતાના સ્વસ્થાનમાં રહેલા છે, ને તે શિખા પર્યંત સર્વ શરીરને પ્રકાશે છે. અન્નમય કોષ પૃથ્વી તત્ત્વમાં રહી પંચભુત, ઈંદ્રિયો, અંતઃકરણ, અવસ્થા અને ગુણને પ્રકાશે છે. આનંદમય કોષ જળતત્ત્વમાં રહી ઈંદ્રિયો, અંતઃકરણ, અવસ્થા અને ગુણને પ્રકાશે છે.

મનોમય કોષ અગ્નિતત્ત્વમાં રહી સર્વે ઈંદ્રિયો, અગ્નિ, અંતઃકરણ, ગુણ અને અવસ્થાને પ્રકાશે છે.

પ્રાણમય કોષ વાયુ તત્ત્વમાં રહી સર્વ શરીર, ઈંદ્રિયો અંતઃકરણ, અવસ્થાના ગુણને પ્રકાશે છે. વિજ્ઞાનમય કોષ આકાશ તત્ત્વમાં રહી સર્વ શરીર, ઈંદ્રિયો, અવસ્થાને અંતઃકરણ વગેરેને પ્રકાશે છે. એ પ્રકારે સર્વ શરીરમાં અન્યોન્ય પ્રકાશ કરે છે; છતાં પોતપોતાને સ્થાને રહી પ્રકાશ આપે છે. હવે પંચમુદ્રા કહીએ. પ્રથમ ભુચરી, ચાચરી, ખેચરી, અગોચરી ને ઉનમુની, એ પંચમુદ્રા. તેનું સાધન ક્યા પ્રકારે હશે તે કહીએ. પ્રથમ બાર વર્ષ સુધી નીચી દૃષ્ટિ રાખીને અમર મંત્ર જપે તો ભુચરી મુદ્રા સિદ્ધ થાય; તેનું ફળ ભુ કહેતાં પૃથ્વી તેના વિષે ગમન કરે અને સન્મુખ દૃષ્ટિ રાખીને નતો ઉંચી અને ન તો નીચી અર્થાત્ બરાબર નેત્રની સન્મુખ દૃષ્ટિ બેસે તે પ્રમાણે અમર મંત્રનો જાપ જપે તો ખેચરી મુદ્રા સિદ્ધ થાય. તેનું ફળ ખે એટલે આકાશમાં ગમન કરે. બાર વર્ષ સુધી નેત્ર બંધ કરીને અમર મંત્રનો જાપ જપે તો અગોચરી મુદ્રા સિદ્ધ થાય, તેનું ફળ સર્વના દેખતાં અદૃશ્ય થઈ શકાય. બાર વર્ષ સુધી નાસિકાના અગ્ર ભાગે દૃષ્ટિ રાખી અમર મંત્રનો જાપ કરે તો, ઉનમુનિ મુદ્રા સિદ્ધ થાય. તેનું ફળ-પરમાત્માનું દર્શન થાય. બાર વર્ષ સુધી નાભિ ઉપર દૃષ્ટિ રાખીને અમર મંત્ર જપે તો ચાચરી મુદ્રા થાય, તેનું ફળ-શરીર રચનાનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય અર્થાત્ ચર અચરનું જ્ઞાન થાય. એ પ્રકારે પંચ મુદ્રાનું સાધન અને તેના ફળની પ્રાપ્તિ કહી. હવે અવસ્થા વિષે કહીએ. પ્રથમ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા ને ઉનમુની એ પંચ અવસ્થા છે.

પ્રશ્ન : મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અને નચિંત એ પંચ અંતઃકરણ અને પંચ અવસ્થા તે ક્યા ક્યા સંજોગે અને ક્યા ક્યા સ્થાનને વિષે રહેલાં છે ?

ઉત્તર : પ્રથમ પૃથ્વીતત્ત્વ, જાગ્રત અવસ્થા, સ્થૂલદેહ, મન અંતઃકરણ અને રજોગુણ અધિષ્ઠાન, સેહે વર્તમાન નેત્ર સ્થાને જાગ્રત અવસ્થા ભોગવે છે. હવે જળતત્ત્વ, સૂક્ષ્મદેહ, બુદ્ધિ અંતઃકરણ ને સત્ત્વગુણ અધિષ્ઠાન, સેહેવર્તમાન કંઠસ્થાને સ્વપ્ન અવસ્થા ભોગવે

છે. અગ્નિતત્ત્વ, કારણદેહ, અહંકાર અંતઃકરણ, તમોગુણઅધિષ્ઠાન, વગેરે હૃદયસ્થાને સુષુપ્તિ અવસ્થા ભોગવે છે. વાયુતત્ત્વ, મહાકારણ દેહ, ચિત્ત અંતઃકરણ, પ્રકૃતિ અધિષ્ઠાન વગેરે તુરિયા અવસ્થા નાભિસ્થાને ભોગવે છે. આકાશતત્ત્વ, પરમ કારણદેહ, નચિંત અંતઃકરણ, નિરંજન અધિષ્ઠાન વગેરે બ્રહ્મરંધ્રસ્થાને, ઉનમુની અવસ્થા ભોગવે છે. એ પ્રકારે અવસ્થા અને અંતઃકરણ કહ્યાં.

પ્રશ્ન : હવે અવસ્થા ઉલટાસુલટી પલટાય છે, તે ક્યા આવરણથી પલટાતી હશે ? જે આ અવસ્થામાં રહીને બીજી અવસ્થાનું ભાન થતું નથી. અને બીજી અવસ્થામાં રહી આ અવસ્થાનું ભાન થતું નથી. તે આવરણે કરી મૂળ શુદ્ધ પ્રાણાયામને વિષે પંચતત્ત્વના સૂક્ષ્મ, પ્રાણાયામ વારાફરતી વર્તમાન વર્તે છે. તે તત્ત્વ પલટાવાથી અવસ્થા પણ પલટાય છે.

પ્રશ્ન : પંચતત્ત્વના પ્રાણાયામ તે કયે સ્વરૂપે વર્તમાન કરતા હશે ?

ઉત્તર : પંચતત્ત્વને વિષે પંચ સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામના ભાસના રહેલાં છે, તે પંચતત્ત્વના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે વારાફરતી ગમન કરે છે.

પ્રશ્ન : પંચતત્ત્વના પંચ સૂક્ષ્મ તે ક્યા ક્યા જાણવા ?

ઉત્તર : પંચતત્ત્વના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ તે પંચ પ્રાણવાયુ જાણવા તે પ્રાણાયામ તે ક્યા ક્યા તત્ત્વનો ક્યો ક્યો પ્રાણવાયુ જાણીએ ? પંચવાયુમાં અપાંન વાયુ તે પૃથ્વી તત્ત્વનો જાણવો, પાનવાયુ તે જળ તત્વનો પ્રાણાયામ જાણવો. ઉદાન વાયુ તે અગ્નિ તત્ત્વનો પ્રાણાયામ જાણવો, વાન વાયુ તે પવન તત્ત્વનો જાણવો. સમાન વાયુ તે આકાશ તત્ત્વનો પ્રાણાયામ જાણવો. એ પંચતત્ત્વના પંચ પ્રાણાયામને મુકાતા શ્વાસના જાણવા.

પ્રશ્ન : હવે લેતા શ્વાસના પંચતત્ત્વના પંચ પ્રાણાયામ ક્યા હશે ?

ઉત્તર : પંચતત્ત્વના પંચ લેતા શ્વાસના પ્રાણાયામ તે પંચ ઉષ્મ વાયુ જાણવા.

પ્રશ્ન : તે ક્યા ક્યા તત્ત્વનો ક્યો ક્યો પ્રાણાયામ જાણવો ?

ઉત્તર : નાગ, કુર્મ, ક્રકલ, દેવદત્ત ને ધનંજય એ પંચ વાયુ પંચતત્ત્વના લેતા શ્વાસના જાણવા.

પ્રશ્ન : પંચ ઉષ્મ વાયુ પૈકી ક્યા ક્યા તત્ત્વનો ક્યો ક્યો પ્રાણાયામ જાણવો ?

ઉત્તર : કુર્મ વાયુને પૃથ્વી તત્ત્વના લેતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. ક્રકલ વાયુને જળ તત્ત્વના લેતા શ્વાસનો પ્રાણાયામ જાણવો, દેવદત્ત વાયુ અગ્નિ તત્ત્વના લેતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. નાગવાયુને પવન તત્ત્વના લેતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. ધનંજય વાયુને આકાશ તત્ત્વના લેતા શ્વાસનો પ્રાણાયામ જાણવો. એ પ્રાણાયામ સૂક્ષ્મ ભાગે રહેલા છે.

પ્રશ્ન : પંચતત્ત્વ ને પંચ સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે ક્યે પ્રકારે વર્તે છે તે કહો :

ઉત્તર : મુકાતા મહદ પ્રાણાયામને વિષે પંચ તત્ત્વના પંચ મુકાતા પ્રાણાયામ વર્તે છે. અને લેતા મહદ પ્રાણાયામને વિષે તો પંચ તત્ત્વના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ વર્તે છે. એ પ્રકારે પંચ તત્ત્વના પંચ સૂક્ષ્મ પ્રાણાયામ પંચના વિકાર સંયુક્ત મહદ પ્રાણાયામને વિષે વર્તે છે. તે પંચ તત્ત્વના વિકારી પ્રાણાયામને આવરણે કરીને તત્ત્વના ભેદે અવસ્થા પલટાય છે.

પ્રશ્ન : ક્યા તત્ત્વને આવરણે કઈ અવસ્થા પલટાય છે ?

ઉત્તર : પ્રથમ પૃથ્વી તત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે વર્તે ત્યારે જાગૃત અવસ્થા સ્ફુરણ થાય છે. ત્યાર પછી જળ તત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે વર્તમાન કરે છે ત્યારે સ્વપ્ર અવસ્થા સ્ફુરણ થાય છે. અગ્નિ તત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે વર્તમાન કરે છ ત્યારે સુષુપ્તિ અવસ્થા સ્ફુરણ થાય છે. વાયુ તત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે વર્તે ત્યારે તુરિયા અવસ્થા સ્ફુરણ થાય છે. આકાશ તત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ પ્રાણાયામને વિષે વર્તમાન કરે છે ત્યારે ઉનમુનિ અવસ્થા સ્ફુરણ થાય છે. એ પંચ અવસ્થા તત્ત્વના પ્રાણાયામના આવરણે કરીને વારાફરતી પલટાય છે.

પ્રશ્ન : તત્ત્વના પ્રાણાયામ પંચ તત્ત્વને વિષે ક્યે પ્રકારે રહેલા છે તે કહો ?

ઉત્તર : જેવી રીતે વાજીંત્રને વિષે નાદ રહેલો છે, કાષ્ટ તથા પાષાણને વિષે અગ્નિ રહેલો છે, તથા લુહારની ધમણ વિષે પવન રહેલો છે, તેવી જ રીતે સત્ત્વ કારણ જે અગ્નિ, વાયુ અને શબ્દ એ સામાન્ય ભાગે જડવત રહેલા છે, પણ જ્યારે વિશેષ ચૈતન્ય મળે છે ત્યારે એ ત્રણ દૃષ્ટાંતના સત્ત્વને જાગૃત કરે છે, પણ પોતેપોતાની મેળે જાગૃત થઈ શકતા નથી. કેમકે તેની અંદર સામાન્ય સત્ત્વ રહેલું છે. જેથી કરીને પોતે પોતાનાથી ચૈતન્ય થવાનું નથી. એ પ્રકારે પંચભુતને વિષે પ્રાણાયામ સૂક્ષ્મ પંચ સામાન્ય ભાગે રહેલા છે. હવે અગ્નિને, ધમણના પવનને, અને વાજીંત્રના નાદને વિશેષ ચૈતન્યવાન મળે છે ત્યારે તેને જાગૃત કરીને મહદ સત્ત્વને વિષે મેળવી દે છે. મહદ સત્ત્વને મહદ આકાશ, મહદ અગ્નિ, અને મહદ પવનની અંદર ત્રણે સામાન્ય સત્ત્વ તે કાષ્ટ પાષાણનો અગ્નિ, ધમણનો પવન અને વાજીંત્રનો શબ્દ પ્રગટ થઈને પાછળથી મળી જાય છે. તે વિશેષ ચૈતન્ય પુરૂષનાથી જ પ્રગટ થાય છે ને મહદ સત્ત્વને વિષે મળે છે. એ પ્રકારે અહીં પંચભુતને વિષે પંચ સામાન્ય પ્રાણાયામ રહેલા છે.

પ્રશ્ન : ઉપર મુજબ કહેલા પ્રાણાયામને ક્યું વિશેષ ચૈતન્ય જાગૃત કરીને પંચભુતના મહદ પ્રાણાયામ વિષે મેળવે છે ?

ઉત્તર : નિયંતા કૈવલની સંયમ ભોગવૃત્તિનાં ત્રણ ચક્ષસત્ત્વ થયેલાં છે, તેમાં પ્રથમ વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ, બીજું અનંગ ચક્ષસત્ત્વ, ત્રીજું કાળચક્ષસત્ત્વ એ ત્રણ ચક્ષસત્ત્વ પંચ તત્ત્વના સામાન્ય પ્રાણાયામને જાગૃત કરી મહદ પ્રાણાયામને વિષે મેળવે છે.

પ્રશ્ન : તે ક્યા પ્રકારે એક એક તત્ત્વના પ્રાણાયામને જાગૃત કરી મહદ પ્રાણાયામને વિષે મેળવે છે, અને પાછા ક્યા પ્રકારે એકએક તત્ત્વનાં પ્રાણાયામને મંદ કરતા જાય છે ?

ઉત્તર : પ્રથમ વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ જ્યારે પૃથ્વી તત્ત્વના પ્રાણાયામને જાગૃત કરે છે ત્યારે અનંગ ચક્ષસત્ત્વ તે પૃથ્વી તત્ત્વના સૂક્ષ્મ પ્રાણાયામને લઈ મહદ પ્રાણાયામને

વિષે મેળવી દે છે, ત્યારે જાગૃત અવસ્થા સ્ફુરણ થાય છે. કાળ ચક્ષસત્ત્વને પૃથ્વી તત્ત્વના પ્રાણાયામને મહદ પ્રાણાયામના વિષેથી વિખુટા પાડી મંદ કરી નાંખે છે, ત્યારે જાગૃત અવસ્થા લીન પામી જાય છે. વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ જ્યારે જળ તત્ત્વના પ્રાણાયામને જાગૃત કરે છે, ત્યારે અનંગ ચક્ષસત્ત્વ તે જળ તત્ત્વના પ્રાણાયામને મહદ પ્રાણાયામને વિષે મેળવી દે છે, ત્યારે સ્વપ્ન અવસ્થા સ્ફુરણ થાય છે. કાળ ચક્ષસત્ત્વ જળતત્ત્વના પ્રાણાયામને મહદ પ્રાણાયામને વિષેથી વિખુટો પાડી મંદ કરી નાંખે છે. ત્યારે સ્વપ્ન અવસ્થા લીન પામી જાય છે. વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ અગ્નિ તત્ત્વના પ્રાણાયામને જાગૃત કરે છે, ત્યારે અનંગ ચક્ષસત્ત્વ અગ્નિ તત્ત્વના પ્રાણાયામને લઈ મહદ પ્રાણાયામને વિષે મેળવે છે; ત્યારે સુષુપ્તિ અવસ્થા સ્ફુરણ થાય છે. પછી કાળ ચક્ષસત્ત્વ અગ્નિ તત્ત્વના પ્રાણાયામને મહદ પ્રાણાયામને વિષેથી વિખુટો પાડીને મંદ કરી નાંખે છે, ત્યારે સુષુપ્તિ અવસ્થા લીન પામી જાય છે. વાયુ તત્ત્વના પ્રાણાયામને વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ જાગૃત કરે છે ત્યારે અનંગ ચક્ષસત્ત્વ વાયુના પ્રાણાયામને લઈ મહદ પ્રાણાયામને વિષે મેળવી દે છે એટલે તુરિયા અવસ્થા સ્ફુરણ થાય છે, જ્યારે કાળ ચક્ષસત્ત્વ તે પવન તત્ત્વના પ્રાણાયામને મહદ પ્રાણાયામને વિષેથી વિખુટો પાડી મંદ કરી નાંખે છે, ત્યારે તુરિયા અવસ્થા લીન પામે છે. વર્ગજ્ઞાન ચક્ષસત્ત્વ આકાશ તત્ત્વના પ્રાણાયામને લઈને મહદ પ્રાણાયામને વિષે મેળવી દે છે એટલે ઉનમુની અવસ્થા સ્ફુરણ થાય છે. અને કાળ ચક્ષસત્ત્વ આકાશ તત્ત્વના પ્રાણાયામને જ્યારે મહદ પ્રાણાયામને વિષેથી વિખુટો પાડી મંદ કરી નાંખે છે ત્યારે ઉનમુની અવસ્થા લીન પામી જાય છે. એ પંચ અવસ્થા કહી. હવે સપ્ત ભોમિકા કહીએ છીએ, જે ધ્યાન આપી શ્રવણ કરશો (૧) શુભ ઈચ્છા (૨) સુવિચારણા (૩) તનુમાનસા, (૪) સત્વાપતિ, અશમ શક્તિ, નામિકા, (૬) પદાર્થ ભાવના ને (૭) તટષ્ટ તુરિયા બ્રહ્મ સંધિ એ સાત ભોમિકા જાણવી.-હવે શુભ ઈચ્છા એટલે નિત્યાનિત્ય વિવેક કરવો. સુવિચારણા-એટલે મોક્ષની ઈચ્છાવાળા મુમુક્ષુએ ગુરૂ પાસે જઈને શ્રવણમનન આદિ ધ્યાન કરે તેને સુવિચારણા ભોમિકાનો મનુષ્ય જાણવો. તનુમાનશા તે સૂક્ષ્મવસ્તુને ગ્રહણ કરે અને સ્થૂલનો અભાવ રાખે એ પ્રકારે ત્રણ ભોમિકા સુધી તો જગત સાચું દેખાય. એવો માણસ જો હોય તો

તેને તનુંમાનશા ભોમિકાનો જાણવો. સત્વાપતિ ભોમિકા તે આત્મપ્રતિતિદઢને જગત સ્વપ્રાવત ભાસે તેને બ્રહ્મવિદ કહેવો જોઈએ. અશમશક્તિ નામિકા કહેતાં તે ક્ષણ સમાધિવત્ અને ક્ષણદાષ્ટવત પણ તે સ્વકાસરૂપ દષ્ટિને વિશે બિલકુલ આસક્ત દેખાય નહીં, જેથી તેને બ્રહ્મવિતવર્ય કહીએ, પદાર્થો તરફ અભાવ રાખી તે સદા કાળ સમાધિવાન રહે અને કોઈ ઉત્તમ મુમુક્ષુ મળે તો સહજભાવે લક્ષાર્થ બોલી જાય પણ આપોઆપ તેમને બોલવાની ઈચ્છા થતી નથી; એથી જ તેને પદાર્થો તરફના અભાવવાળી બ્રહ્મવિત વર્ય કહીએ છીએ. તટસ્થ તુરિયા બ્રહ્મસંધિ ભોમિકા તે સદાકાળ ઉનમુની ખલુવિંદ બ્રહ્મ ઈતિ એકરસ રહે, તેમને પોતપોતાને બોલાવાની પણ ઈચ્છા થતી નથી; અને કોઈ મુમુક્ષુ પ્રત્યે પણ બોલતા નથી એ સપ્ત ભોમિકા કહી તે વેદાંતલક્ષની છે, પણ શ્રીમંત પરમદયાળુ પરમગુરુ કરૂણાસાગર ભગવાન સર્વજ્ઞ સર્વ શક્તિમાન સર્વજ્ઞાન બ્રહ્મદ્વૈતને શિર તોરની માફક સકર્તા પરમસિદ્ધાંત છે, એવાં જે સર્વજ્ઞ પરમગુરુ શ્રી કુવેરસ્વામી સર્વ આચાર્યોના શિરછત્ર સર્વ અવતારાદીકના મુગટમણિ, અખિલઅંશ, તારણ કષ્ટનિવારણ, કાલવીદારણ, તિમિરહારણ, જ્ઞાનભાનુ, પ્રકાશક, બ્રહ્મચંદ્રાસ્ત અને કર્તા સૂર્યોદય કરનાર કૈવલસ્વરૂપ, તરણતારણ, દ્વંદનિવારણ, ભક્તઉદ્ધારણ. જેના સદ્‌ગુણોની ગણના કરવી તે લેખકની શક્તિની કલમ બહાર છે, તો હું અનેક આપદાઓથી ખિન્ન થયેલી મારી અલ્પમતિથી શું વર્ણન કરી શકું. એવા જે સર્વજ્ઞ પરમગુરુ લક્ષને જાણવો એટલે ઉપર મુજબ કહેલી ભોમિકાઓથી સર્વજ્ઞ પરમગુરુનું સ્વરૂપ જાણવું તેનાથી વૃજીત છે. હવે ખટસંપત્તિ કહીએ. શમદમ, ઉપ્રતીતિ, તિતિક્ષણા, શ્રદ્ધા, સમાધાન, એ ખટસંપત્તિ કહી. સમ કહેતાં પ્રાણાયામને કુંભક કરી સ્થિર કરવો તે. અને દમ કહેતાં શ્વાસ નીયમિતપણે ચલાવવો તે, અને ઉપ્રતિતિ તે બાહ્યવૃત્તિને સમેટી લઈને સમદમ રાખવી તે. તિતિક્ષણા એટલે તિતિક્ષણપણે ઉજ્જાગર રહેવું. શ્રદ્ધા એટલે સદાકાળ ગુરૂ વચન પર વિશ્વાસ રાખવો તે શ્રદ્ધા. સમાધાન તે સમદમ ઊપ્રતિતિ, તિતિક્ષણ ને શ્રદ્ધા તેનું ફળ અને આત્માનો નિશ્ચય કરવો તેનું નામ સમાધાન. તે ખટ સંપત્તિવાન જે પુરૂષ હોય તે યોગિંદ્રરાજ કહેવાય છે. કેમકે તે પુરૂષ અનેક વિષયોથી મુક્ત થાય છે ત્યારે તે ખટ સંપત્તિ સાધી શકે છે.

જેણે એ ખટ સંપત્તિ સાધન કરેલી છે તેને યોગીરાજ કહેવાય છે. નહિતર તો બાનાધારી ભેખ નામના જ છે. હવે ખટ તાપ કહીએ : ત્રણ શરીરસંબંધી જાણવા અને ત્રણ ઉપપરિતાપ, તે જાગ્રત અવસ્થામાં સામાન્ય જ્ઞાનને વિષે ભુક્તમાન કરવા પડે છે. શરીરસંબંધી ત્રિવિધ તાપ તે ક્યા, અને ત્રણ ઉપપરિતાપ તે ક્યા તે કહીએ. શરીર સંબંધી ત્રિવિધતાપ તે ક્યા, તે કામ ક્રોધાદિક ગુણ અધીક તપી જાય તેમ દસ ઈંદ્રિયોના દેવ અધિક વિષયોની ચાહના કરે છતાં પ્રાપ્ત ન થાય તેનો પોતાના વિષે ઘણો જ પરિતાપ થાય છે તેને અધિદેવ તાપ જાણવો. શરીરસંબંધી અધિભૂત તાપ તે પંચભૂતમાં કોઈ અધિક વૃદ્ધિ પામી જાય ત્યારે પિંડરોગ, કઠોદર, જલંદરની આદ્ય લઈ વ્યાધિ ઉત્પન્ન થાય છે, તે પૃથ્વી તત્ત્વ વૃદ્ધિ પામવાથી થાય છે. શરદી, ક્ષય, કફ, અજીરણ, શીતની આદ્ય લઈ વ્યાધિ ઉત્પન્ન થાય છે, તે જળતત્ત્વના વૃદ્ધિ પામવાથી થાય છે. પ્રમેહ, જ્વર નયન દુઃખ ગલતકોડ, પક્ષઘાત, ગરમી વગેરે વ્યાધિ ઉત્પન્ન થાય છે તે અગ્નિતત્ત્વ અધિક વધી જવાથી થાય છે. ઉલટી ઉધરસ, દમ, તાણ, મરઘી વાયુ, ચિત્તભ્રમની આદ્ય લઈ, વ્યાધિ ઉત્પન્ન થાય તે વાયુતત્ત્વ વધી જવાથી થાય છે. સોજો, વા, ઉધરસ, શુન્યકાર વગેરે વ્યાધિ ઉત્પન્ન થાય તે આકાશતત્ત્વ વિશેષ વધી જવાથી થાય છે. એ પંચભૂત અધિક વૃદ્ધિ પામવાથી શરીરને વિષે એ પ્રકારે તાપ ઉત્પન્ન થાય છે તે શરીર સંબંધી અધિભૂતના શરીરને વિષે ક્ષુધા પિપાસાનો તાપ સદાકાળ રહે છે. જેને માટે અહોરાત્રિ મનુષ્યો મશગુલ રહ્યા કરે છે. તે શરીર સંબંધી અધ્યાત્મ તાપ જાણવો કેમકે અન્ય તાપ તો કોઈ દિવસ શાંતિ પામી જાય છે. પણ ક્ષુધાપિપાસાનો તાપ તે સદાકાળ અધ્યાત્મતાપ લાગુ રહે છે, જેથી ક્ષુધાપિપાસા ને અધ્યાત્મતાપ જાણવો. એ ત્રિવિધતાપ શરીર સંબંધી જાણવા. હવે ત્રણ ઉપપરિતાપ કહીએ, નવગ્રહ, પિતૃ, પીડા, વૃષ્ટિ, અગ્નિકોપ, શીતની આદ્ય લઈને દૈવ કોપની પીડા ઉત્પન્ન થાય તે અધિદૈવ્ય ઉપપરિતાપ જાણવો. કેમકે પોતાના દેહથી પરોક્ષ રહેલા તાપ પીડા પમાડે છે. જેથી પર રહેલા તાપ દુઃખ આપે છે. માટે તેને અધિદૈવ્ય ઉપપરિતાપ જાણવો. નૃપતિ, વનપતિ, ચોર, સર્પ, વીછું એ સર્વે પરોક્ષ રહેલા તાપ શરીરને દુઃખ આપે છે, તે અધિભૂત ઉપપરિતાપ જાણવો. કેમકે પંચભૂતના ઘાટ

સર્વ કોઈના છે, જેથી એકબીજાને દુઃખ આપે છે, માટે અધિભૂત ઉપપરિતાપ જાણવો. સુત, વિત, દારા, કુટુંબ સહોદર સંબંધીની આધ્ય લઈને તેના દુઃખનો અભ્યાસ આપના અંતરને વિષે રહે છે, જેથી તે તાપે તપવાથી ઘણું જ દુઃખ ઉત્પન્ન થાય છે; માટે એને અધ્યાત્મ ઉપપરિતાપ જાણવો એવી રીતે એ છ તાપ જાણવા.

હવે જહદા જહદ લક્ષણ કહીએ. દશ ઈંદ્રિયને પંચભૂત ચતુષ્ટ અંતઃકરણ, ત્રણ ગુણ, પ્રકૃતિ નિરંજન એટલાની અંદર જે આત્મા માની બેઠા હોય અથવા પંચદેહ માનેલા હોય તો તેને અજહદ લક્ષણા કહેવી. પછી વિચાર કરતાં તત્ત્વ તથા દેહીનાં કર્મ કાર્યો તેનાથી હું પર છું, મેં તેને આત્મા માન્યો, પણ અમો તેનાથી નિત્ય અનિત્યનું શોધન કરવા લાગ્યા ત્યારે તેનાથી કાંઈ વિશેષ જણાવા લાગ્યું; જેમ કોઈ રાજાની હવેલીઓ, ઓરડીયો, નાનાવિધ બનાવેલી હોય છે તેમાં રાજાની સ્વતંત્ર વસ્તી હોતી નથી. તેનું તો બેસવાનું ઠેકાણું કોઈ જુદી જ જગ્યાએ હોય છે, જેમ સિંહાસન, મહેલ અથવા કચેરી જુદે જુદે ઠેકાણે હોય એમ વિચારતાં તટસ્થતિર રહેવાને નાસાગ્રને વિષે દેખે તો તે ઠેકાણે પ્રણવતંત્ર ઘોષ શબ્દ ચતુર વાણીનું ભૂષણ ઉઠે છે તે ઉપરાંત વિચાર કરીને જોયું તો આત્મા એ ઠેકાણે પ્રણવ નથી. જે સ્થળે પ્રણવનો નિશ્ચય થયો ને પંચદેહનું અસત્યપણું માનવામાં આવ્યું તેને અમે જહદ લક્ષણા કહી. હવે જહદા જહદ કહીએ જે, પ્રણવ રૂપી તંતુને પોતાની સત્તાથી પોષણ કરીને સત્તા પ્રમાણે વર્તમાન કરાવે છે તે નિયંતા કૈવલનો જે અંશ આપનું આપ સ્વરૂપ તે તો તેની પર છે, અને તે ઠેકાણેથી જ પોષણ કરે છે. વળી મન વાણીથી રહિત અંતઃકરણ ગુણ, પુરૂષ પ્રકૃતિ, નિરંજન અને બ્રહ્મ પારના પરમલક્ષને તેમજ અધો સંસાર અને ઉર્ધ્વઈશ્વરની પાર સ્થીર સ્થાન જે અંશનું વર્ણવેલું છે તેને જ યથાર્થ જહદ ત્રિવિધ પ્રકારની માનવી જોઈએ.

## ઈતિશ્રી પરમ ગુરૂવે નમઃ

❀ ❀ ❀

# કૈવલવિલાસ ગ્રંથ

## અંગ ૧લું

### ઉમંગ છંદ (ઈંદ્રવજ, ઈંડવ)

सुनो तत्त्वके प्रतिलोम अन्योअन्य; अंतसक्रण अवस्ता समेत. ॥१॥
भोमी विभाग कहुं पंचके संच; उष्ण शरीर सो तेज तपत. ॥२॥

હે સકર્તાના સંત હરિજનો ! આપણાં શરીરોનાં તત્ત્વો જે એકબીજામાં મળી રહેલા છે. તે તત્ત્વોનો પ્રતિલોમ એટલે કે તત્ત્વોના ઝુમખાંઓનો ઉલટ ક્રમ સમજાવી તેને ઊર્ધ્વ માર્ગે વાળવા તે દરેકનો વિભાગ સમજાવવા ઉપરાંત અંતઃકરણો તથા અવસ્થા વગેરેની સમજુતી આપું છું તે સાંભળો. આ સ્થૂલ શરીર પંચતત્ત્વના સંચારૂપ છે, તે શરીરમાં રહેલી ઉષ્ણતાને અગ્નિનો વિભાગ જાણવો.

रहत धनंजे वायु जे पडे पंड; नीर शरीर छुटत प्रसेत. ॥३॥
रोमके छिद्रसो व्योम कहावत; रहावत भोमीमे भाग संकेत. ॥४॥

આ શરીરમાં ધનંજય (ધનુર) વાયુનો વિભાગ રહેલો છે જે પંડ પડી જવા છતાં પણ છેવટ સુધી રહે છે. વળી શરીરમાંથી પરસેવો છૂટે છે એ પાણીનો વિભાગ છે તેમજ રોમનાં છિદ્રો એ આકાશનો વિભાગ છે. આ બધાયે ભાગ પૃથ્વી તત્ત્વના સ્થૂલદેહમાં સંકેતરૂપે રહેલા છે.

तेजमे तोय तपे अप छांडत; कष्ट शरीर आंसु जो झरत. ॥५॥
डोलत नेन सो वायु विसेसंन; कुवेर शून्य सुरती न कटातत. ॥६॥

અગ્નિતત્ત્વમાં પાણી રહેલું હોવાથી જ્યારે શરીરને કષ્ટ પડે છે ત્યારે આંસુ ઝરે છે તે અગ્નિમાં રહેલા જળનો વિભાગ જાણવો, નેત્રોમાં રહેલા ડોળા હાલે છે તે વાયુનો

વિભાગ જાણવો; તેમજ આકાશ તરફ લંબાણ દૃષ્ટિએ જોવા છતાં સુરતા રૂંધન પામતી નથી એ આ શરીરમાં આકાશ તત્ત્વનો વિભાગ જાણવો.

# અંગ ૨જું

## પરિબોધ મોરાલકંદ (મનહર છંદ)

भोमी तेज भाग कहे उदर अंकुर रहे;
चतुर चतुर एकु एकुमे संजुक्त हे. ॥१॥
लहे कोहु संतजन जाके नीरमल मन;
अंतर अविलोकन बुधी के धीरक्त हे. ॥२॥

પૃથ્વી તત્ત્વના ઉદરમાં બીજાં ચાર તત્ત્વોના ભાગ અંકુરરૂપે રહેલા છે તેમજ અગ્નિતત્ત્વમાં બીજાં ચાર તત્ત્વોના ભાગ અંકુરરૂપે સંયુક્ત રહેલા છે. કોઈ સંત વા ભગવતિજન જે નિર્મળગતિના હશે વા અંતરના અવલોકનવાળા હશે તેમજ બુદ્ધિના ધૈર્યવાન હશે તે જ આ વિષયના મર્મને સમજી શકશે.

अवनी अमल श्वासामही के लगतगत;
द्वादश आंगुल जाके रंग सो पीलक्त हे. ॥३॥
अगनी अमल भले अंगुल चतुर चले;
पावे सो मींचे न पल बरन सो रक्त हे. ॥४॥

જ્યારે પૃથ્વી તત્ત્વનો સૂક્ષ્મ પ્રણવ મહદ્ પ્રણવ સાથે ભળી જાય ત્યારે તે પ્રણવની ગતિ દ્વાદશ આંગળવાળી હોઈ તેનો રંગ પીળો છે; તેવી જ રીતે અગ્નિ તત્ત્વનો સૂક્ષ્મ પ્રણવ મહદ્ પ્રણવ સાથે ભળી જાય ત્યારે તેની ગતિની ચાલ ચાર આંગળવાળી હોઈ તેનો રંગ લાલ છે.

तीक्ष्ण अगन्य मीष्ट मही की कहत पुनी;
लगत सवाद साध जो जो कछु भुक्त हे. ॥५॥

धीरज अवन्य मन अगनी अकल पत;

याही के सुभाव गत साधने ओलक्त हे. ॥६॥

लगत मातरा गंध रुपही स्वरुप उप;

कुवेर परमात्मा ताही ते वीरक्त हे. ॥७॥

હવે અગ્નિનો સ્વભાવ તીક્ષ્ણ છે અને પૃથ્વીનો સ્વભાવ મીઠાશવાળો છે. કોઈ સાધક આ વિષેની શુદ્ધ સમજવાળી ગતિને પ્રાપ્ત કરવા સાધે છે ત્યારે જે તે તત્ત્વના સ્વાદને જોઈ જાણીને ભુક્તમાન કરે છે. જ્યારે પૃથ્વીતત્ત્વ ચાલતું હોય ત્યારે મનમાં ધીરજ આવે છે અને અગ્નિતત્ત્વ ચાલતું હોય ત્યારે મનમાં અકળામણ આવે છે. આ બધાઓના સ્વભાવની ગતિને માત્ર આ માર્ગના સાધકો જ ઓળખે છે. પૃથ્વીતત્ત્વની ગંધમાત્રા અને અગ્નિતત્ત્વની રૂપમાત્રા હોઈ આ બન્ને તત્ત્વોની ઉપર રહે છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે પરમાત્મા આ સર્વથી વિરક્ત એટલે અલગ છે.

## અંગ ૩જું

### ઉમંગ છંદ

भोमी विभाग लघु पल मीचत; खोलत दृष्ट द्रिग तेज पुष्ट. ॥१॥

तोइ मे तेज रहे सो सुनो गत; अंम्री आंसु लाल लागत उष्ट. ॥२॥

આંખને મીચવી એ પૃથ્વીનો વિભાગ જાણવો અને નેત્ર ઉઘાડ્યા પછી તેજથી પુષ્ટિ પામે છે તે અગ્નિતત્ત્વનો વિભાગ જાણવો. હવે પાણીમાં જે અગ્નિતત્ત્વ રહેલું છે તે વિષેની ગતિ સાંભળો. આંખમાં જે અમી રહી છે તે જળનો વિભાગ હોઈ જે લાલાશ રહેલી છે તે અગ્નિતત્ત્વનો વિભાગ જાણવો, એથી જ આંખમાંથી નીકળતું પાણી ગરમ લાગે છે.

वायु रह्यो रसना रस ग्राहत; हे अपमे अवनी कफ जुष्ट. ॥३॥

तत्त्व समास करे ते माटे शून्य; रहत अमीत सदा नहि कष्ट. ॥४॥

જિહ્વામાં વાયુનો વિભાગ રહેલો હોવાથી તે રસકસને ખેંચે છે અને સર્વ શરીરને પહોંચાડે છે તથા પાણીમાં પૃથ્વીનો વિભાગ હોવાને લીધે તેનો કફ બંધાય છે. આ તત્ત્વનો જેમાં સમાવેશ થાય છે વા જેમાં તે સમાઈને રહે છે તેને આકાશ તત્ત્વનો વિભાગ જાણવો. આ આકાશતત્ત્વને લીધે આ તત્ત્વો અમિત એટલે અમાપરૂપે કષ્ટ સિવાય સદાને માટે રહે છે.

वायुमे व्योम रहे भुक्ष लागत; पीवत नीर सो तेजनी त्रष्ट. ॥५॥
सोसत तेज ताते ते कह्यो अप; कुवेर सास झपट सो स्त्रष्ट. ॥६॥

વાયુમાં રહેલા આકાશના વિભાગને લીધે ભૂખ લાગે છે તથા અગ્નિના વિભાગને લીધે પાણી પીવાની તરસ લાગે છે. અર્થાત્ અગ્નિતત્ત્વને લીધે જ પાણીનું શોષણ થાય છે, તેમજ પાણીને લીધે અગ્નિ બુઝાઇ જાય છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે શ્વાસના અવરનવર બદલાતા જે તે તત્ત્વના પ્રણવને લીધે તત્ત્વોની વારાફરતી ગતિ બદલાય છે. અર્થાત્ જે તત્ત્વનો જે પ્રણવ મહદ્ પ્રણવ સાથે મળેલો હોય ત્યારે તે તત્ત્વની વાસના મહદ્ પ્રણવ સાથે ઝપટાઈને તત્ત્વનો મૂળ ભાવ સૃષ્ટિના કર્મ સાથે મેળવી દે છે. આ પ્રણવ ઝપટાતાં જે ઘા લાગે છે તે વાયુમાં રહેલો પૃથ્વી તત્ત્વનો વિભાગ જાણવો.

## અંગ ૪થું

### પરિબોધ મોરાલકંદ

मारुत अपके चीन भेद जाके भींन भींन;
सुनीयो सकल जन सो मम बतावहु. ॥१॥
सुनवा समीर हीर श्रोता मन करो धीर;
विधिसें बांनी अनीर लक्षसें लखावहु. ॥२॥

વાયુતત્ત્વ અને જળતત્ત્વ આ બન્નેના ઓળખાણ વિષેનાં ચિહ્નો તથા તેમાં થતાં ભિન્ન ભિન્ન પ્રકારના ભેદો ક્યા પ્રકારે થાય છે તે વિષે કહું છું તે હે શ્રોતાઓ મનને સ્થિર કરી સાંભળો. આ વાયુતત્ત્વના હીર વિષે કહું છું જેની વિગત વાણી વડે વિધિપૂર્વક કહી

શકાય. તેમજ ઓળખી શકાય તેમ નથી; માત્ર લક્ષ વડે જ આ લક્ષણાનો પ્રકાશ કરૂં છું.

सोडस आंगल जल चलत आ दम सम;
स्फाटीक बरन स्वाद मधुरो जनावहु. ॥३॥
अजंपा आंगुल अष्ट चलत पवन पुष्ट;
हरीया बरन स्वाद चर्परा लगावहु. ॥४॥

આ મુખ્ય પ્રણવ સાથે જળતત્ત્વનો સૂક્ષ્મ પ્રણવ મળી સમાઈ જતાં જે દમ બહાર આવે છે તે સોળ આંગળનો હોઈ શ્વેતવર્ણ તથા મધુર સ્વાદવાળો જણાય છે. જ્યારે પવનતત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મહદ્ પ્રણવમાં મળી પુષ્ટિ પામે છે ત્યારે તેના ઉઠતા અજંપા જે બહાર આવે છે તે આઠ આંગળના હોઈ તેનો રંગ લીલો, ચર્પરા (ચરકા) સ્વાદયુક્ત જણાય છે.

चपल सभाव चाहाव करत पवन धाव;
अपके अमीत रीत शीतल सहावहु. ॥५॥
लगत मातरा सपरसही पवन तन;
अपकी रसीक रसबसही रचावहु. ॥६॥
तत्त्वनी चतुर उर चुरचुर कहीये चीन;
ताई ते आत्मा भींन कुवेर रहावहु. ॥७॥

આ મહદ્ પ્રણવમાં મળેલા પવનતત્ત્વની દોડ ઘણી ચપળતાવાળી હોઈ અનેક પ્રકારની ઈચ્છાઓ કરાવવાવાળી છે. વળી મળેલા જળતત્ત્વની ગતિ અમૃતરૂપ અતિ શીતળતાવાળી છે. આ બન્ને તત્ત્વો પૈકી પવનની માત્રા સ્પર્શ છે અને તે પવનની ઉપર આવેલી છે તથા પાણીની માત્રા રસરૂપ હોઈ પ્રણવમાં રસબસ થઈને રહેલી છે. આ એકંદરે ચારે તત્ત્વોની ગતિ ઉરમાં આવેલા પ્રણવ સાથે મળીને રહેલી છે. અને તેમાં થતાં ચિહ્નો જે તે તત્ત્વનાં જુદાં જુદાં ચીની ચીનીને તેનું અતિ સૂક્ષ્મ સ્વરૂપ વર્ણવી બતાવ્યું છે. આ બધાઓથી, સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આત્મા ભિન્ન રહેલો છે.

# અંગ ૫મું

## ઉમંગ છંદ

चार पदारथके क्रत सुर्लभ; दुर्लभ व्योम विभाग लहे कोई. ॥१॥
बोलत ताड करे सो कह्यो तेज; वचन मिंमास धीमे अप ओइ. ॥२॥

આ પૃથ્વી, આદિ ચાર તત્ત્વોનાં દ્રવ્યો કદાચ કોઈ સાધક જાણવા ધારે તો સમજી શકાય તેમ છે પણ પાંચમા આકાશતત્ત્વની સમજવા તેના સ્વરૂપ વિષેનુ વર્ણન કેમ અને કેવું છે એ સમજવું મુશ્કેલ છે. આ દુર્લભ વિષયને કોઈક વિરલા જ જાણી શકે છે. શબ્દોચ્ચાર કરતાં જે આકૃતિ ભર્યો (ગર્જનાયુક્ત) શબ્દ નીકળે છે તે શબ્દમાં આવેલા અગ્નિતત્ત્વનો વિભાગ જાણવો તેમજ શબ્દમાં આવેલા જળતત્ત્વના વિભાગને લીધે મીમાંસાવાળાં એટલે કે મનસ્થિરતા યુક્ત મધુર કોમળ વચનો નીકળે છે.

शब्द विभाग करे सो कहीये मही; वायु ते वेगे सुने सर्व कोइ. ॥३॥
ए पंचभुत कह्यो हिरणग्रभ; ओहंग अंश अनुसुत प्रोइ. ॥४॥

આપણા પ્રણવમાંથી નીકળતા શબ્દો દ્વારા જે ત્વરિત સ્પષ્ટ જુદાં જુદાં તોડજોડવાળાં વાક્યોનો ઉચ્ચાર થાય છે તે આકાશતત્ત્વના પ્રણવમાં મળેલા પૃથ્વીતત્ત્વના વિભાગે કરીને હોઈ તેને લીધે જ આમ અક્ષરો છૂટા પાડી શકાય છે. વળી આજ પ્રણવમાં વાયુતત્ત્વનો સૂક્ષ્મ પ્રાણાયામ મળેલો હોવાને લીધે આપણ સર્વ આવતા શબ્દોને વેગપૂર્વક જલદીથી સાંભળી શકીએ છીએ. આમ શબ્દોને વેગપૂર્વક ગ્રહણ કરી શરીરમાં વ્યાપક બનાવી દે છે એ પ્રણવમાં રહેલા વાયુના વિભાગને લીધે જ છે. આ પંચભૂત તત્ત્વોની પ્રણવદ્વારા થતી જે પ્રક્રિયા સમજાવી તે હિરણ્યગર્ભ હોઈ ઓહંગ-પ્રણવમાં અંશ અનુસ્યૂત રહેલો છે. આ ઓહંગરૂપ પ્રણવ પ્રકૃતિ યુક્ત તત્ત્વોની સાથે એકતારૂપે હોવાને લીધે જડ ચેતનરૂપ જગત દેખાય છે. તેમાં પ્રકૃતિયુક્ત તત્ત્વો જડ છે અને ઓહંગરૂપ પ્રણવ અંશ-સત્તા એ ચેતન છે. આ બન્નેનું અરસપરસ એકતાપણું એનું જ નામ હિરણ્યગર્ભ. વળી જેને હું મહદ્ પ્રણવ કહું છું તેજ ઓહંગ છે અને બહારનાં પાંચ તત્ત્વોના પાંચ પ્રાણાયામો તેમાં મળેલા હોઈ તે પંચ પૈકી જે જે તત્ત્વનું અધિકપણું હોય તે તે તત્ત્વના ગુણ-સ્વભાવવાળી

પ્રક્રિયા દેખાય છે. આ પંચતત્ત્વોની પ્રક્રિયા આપણે ઉપર જણાવ્યા પ્રમાણે મહદ્ પ્રણવમાં થતી હોઈ તે પ્રણવદ્વારા તેની ગતિ દેખાય છે. આનું નામ હિરણ્યગર્ભ કે જે જુદું પાડી શકાતું નથી અને જુદું થાય પણ નહિ.

स्थावर जंगम विश्व चराचर; सोहंग ब्रह्म सबे घट सोइ. ॥५॥
कारण मात्र कुवेर केहेवा इत; गावत आप दुजो नहि कोइ. ॥६॥

પંચભૂતાદિ પ્રકૃતિયુક્ત જે તત્ત્વો તથા મહદ્ પ્રણવરૂપ ઓહંગ આ બન્નેની એકતારૂપ જે હિરણ્યગર્ભ તે સ્થાવર જંગમ આદિ ચર અચરથી લઈ ચૌદ લોક સુધીનું જે જગત છે તે જગતમાત્રના ઘટેઘટમાં અણુરણુમાં સોહંગ બ્રહ્મ વ્યાપક રહેલું છે અને તે આ હિરણ્યગર્ભરૂપ જગત માત્રના જીવનરૂપે છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે મહદ્ પ્રણવરૂપ જે ઓહંગ કહ્યો તે આ સઘળા જગતરૂપ દ્રવ્યોના કારણરૂપ છે અને તે આ બાજુ આવેલો છે. આ ઓહંગ પંચભૂતાદિ દ્રવ્યોના પાત્રને લીધે જ આ બાજુનો છે એમ દેખવા પૂરતું જ કારણ છે; કારણ કે બિંબથી પ્રતિબિંબ જુદું નથી પણ પાત્રને લીધે જુદું દેખાય છે. આ પાત્રરૂપ ભિન્નતા દૂર થાય તો પ્રતિબિંબ બિંબરૂપ જ છે. એજ ન્યાયે આ તમામ સોહંગ બ્રહ્મરૂપ છે. આમાં બીજો કોઈ બોલતો નથી પણ ચૈતન્ય પોતે સ્વયં બોલે છે.

## અંગ ૬ઠું

## પરિબોધ મોરાલકંદ

शून्यके समास आस करत प्रकाश हास;
अंतर उजास जेसे निगम नीरु पहे. ॥१॥
आंगुल आकाश अडी सुखमणा चले झडी;
फीके जाके स्वाद पडी सांमही स्वरुपहे. ॥२॥

પૃથ્વીથી લઈ પવન સુધીનાં તત્ત્વોનું પરિવર્તન જે કહ્યું તે તમામની છેલ્લી પકડ આકાશ છે અને આ બધાંએ તત્ત્વો આકાશમાં સમાય છે. આ સમાવવાનો ગુણ આકાશમાં છે.

એટલે કે ભિન્ન ભિન્ન ક્રિયાવાળા ચાર તત્ત્વોનો પ્રણવ મહદ્ પ્રણવ સાથે શમદમ થઈ લીન થાય છે એ વખતે શુદ્ધ આકાશ એકલું રહે છે. વિકારવાળા પ્રણવો લીન પામે છે ત્યારે મહદ્ પ્રણવ એકલો જ રહે છે તે વખતે અંશ ઉપાધિરૂપ આવરણથી મુક્ત હોઈ જાણરૂપે રહે છે. આ જાણરૂપ અંશનો ભાસરૂપ ઉજાસ આ દેહમાં વ્યાપકરૂપે રહેલો છે. તેજ ભાસરૂપ ઉજાસનું નિગમે નિરૂપણ કરેલું છે. (આદિપુરૂષ નિરંજન આજ સ્થળે એટલે કે આકાશવત્ પોતાના નિજ દેહરૂપે રહે છે. એથી જ એ પદ વિશુદ્ધ અલગરૂપે રહેલું છે. આ દેહ તેજોમય તનમાત્રાનો છે એટલે કે પાંચમી માત્રા રૂપે જ છે. આ દેહમાં અંશનો અંતરભાસ પડેલો હોઈ, એ અંતરભાસની એકતા બ્રહ્મ સાથે છે. આમ બન્નેની એકતાવાળો પાંચમો પરમકારણ દેહ આદિપુરૂષ નિરંજનનો છે એનું જ બીજું નામ જ્યોતિનારાયણ છે, એથી જ આ જ્યોતિનારાયણે સચરાચર વ્યાપક બ્રહ્મનો નિર્ણય બ્રહ્માના મુખદ્વારા ઉચ્ચારેલો છે. આમ આ નિગમરૂપ વચનો બ્રહ્માનાં પોતાનાં નથી પણ આદિનારાયણનાં છે. આ આકાશરૂપ દેહમાં જે ઓજસરૂપ અજવાળું દેખાય છે તે અંશનું છે; તે કેમ અને કેવી રીતે છે તેની ખબર નારાયણને ન પડી એથી જ તેમણે છેવટે નેતિ પોકારી છે.) આકાશતત્ત્વની પ્રણવ લહેરની ઝડી સુષુમણારૂપ હોઈ તેનો પ્રણવ અઢી આંગળ બહાર આવે છે અને તેનો રંગ શ્યામ હોઈ તેનો સ્વાદ ફિક્કો છે.

मातरा शबद जाकी उदार सभावताकी;
उठत न अविलाखी ध्यान मत गुप हे. ॥३॥
पंचनी चलत चाल स्वासामे हलतहाल;
दीसत खलक ख्याल चेतन अरुप हे. ॥४॥

આ પાંચમા આકાશતત્ત્વની શબ્દમાત્રા છે. આનું નામ ગતનભ એટલે કે આજ પાંચ તત્ત્વોમાં છેલ્લું આકાશ જે અતિ ઉદારરૂપે રહેલું હોઈ તેમાં કોઈ જાતની અભિલાષા ઉઠતી નથી; કારણ કે મહાનમાં મહાન્ જ્ઞાની પુરૂષોનું આ ગુપ્ત ધ્યાન છે. આ પ્રકારે મહદ પ્રણવરૂપ ઓહંગ આત્મામાં પાંચે તત્ત્વોના સૂક્ષ્મ પ્રણવ મળીને રહેલા છે. આ વિકારી પ્રણવ વડે ચૈતન્યરૂપ ઓહંગ જે વસ્તુતઃ સ્થિર છે તે હાલતો દેખાય છે તથા એજ વિકારી

પ્રણવને લીધે આ સમગ્ર જગતનો ખેલ દેખાય છે એટલે કે જાતિ જાતિને જુએ છે; અર્થાત્ જડ તત્ત્વોની ક્રિયા વડે વૈરાટનાં જડ તત્ત્વો જોઈ શકાય છે પરંતુ આ બધાઓથી ચૈતન્ય ન્યારો હોઈ અરૂપ છે.

तीरसी समीर स्वर सुभर चले अमर;
मध्ये सो चलत धरा अगनी सो उप हे. ॥५॥
नीचेकु चलत नीरा अविरल अतिधार;
पंडके एही प्रकार ज्ञानीकु जनुप हे. ॥६॥
ज्ञानक्रम इंद्री मीली प्रकृतिसु हलीमली;
कुवेर आ तमामनी प्रकाशी अनुप हे. ॥७॥

હવે આ પાંચે તત્ત્વોની ચાલ કેવી છે તે સાંભળો. વાયુતત્ત્વના પટવાળા પ્રણવની ચાલ નાસિકાના છિદ્રમાંથી નીકળતાં વાંકી જાય છે અને સુભરભર એટલે નાસિકાનાં બન્ને છિદ્રો બરાબર ભરાઈને જે શ્વાસ નીકળે છે તે ચાલ આકાશતત્ત્વની છે તથા નાસિકાની બહારની કોઈપણ ધારે અડ્યા સિવાય જે શ્વાસ નીકળે છે તે શ્વાસની ગતિ પૃથ્વીતત્ત્વની જાણવી, જો શ્વાસમાં અગ્નિતત્ત્વ ચાલતું હોય તો શ્વાસનાસિકાની ઉપરની ધારે અડીને નીકળે છે. તથા નાકની નીચેની ધારે ઘસાઈને જે શ્વાસ નીકળે છે તે જળતત્ત્વનો જાણવો. આ જળતત્ત્વનો સૂક્ષ્મ પ્રણવ મહદ્ પ્રણવ સાથે જ્યાં સુધી મળેલો હોય ત્યાં સુધી આ પ્રણવની સત્ત્વગુણયુક્ત બુદ્ધિની અવિરલ ધારા એક સરખા પ્રમાણમાં ભરચક વહી જાય છે. આ પ્રમાણે આ પંચભૂતાદિ શરીરનો પ્રકાર હોઈ માત્ર મહદ્ ગતિના બુદ્ધિમાન જ્ઞાનીપુરૂષો તે જાણે છે. આ પાંચ તત્ત્વોના સૂક્ષ્મ પ્રાણાયામરૂપ પાંચ જ્ઞાન ઈંદ્રિય પાંચે કર્મેન્દ્રિયોયુક્ત પ્રકૃતિ સાથે હળીમળીને વર્તતી હોઈ, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ચૈતન્ય આ તમામનો પ્રકાશક હોઈ અનુપમ રીતે પ્રકાશી રહેલો છે.

❀❀❀

# અંગ ૭મું

## ઉમંગ છંદ

ए पंडके पंचतत्त्व प्रनालीका; रालीका भेद लहे ब्रह्मवेता. ॥१॥
महाभूतके पंचीक्रण कहुं अब; सांभलो संत थईने सचेता. ॥२॥

ઉપર પ્રમાણે આ પિંડરૂપ શરીરનાં પાંચ તત્ત્વોની જે પ્રણાલિકા વર્ણવી તે રાલીકા એટલે તેના રસ્તાઓનો ભેદ વા ગતિ બ્રહ્મવેત્તા પુરૂષો હોય એ જ જાણી શકે છે. હવે આ વિષયની સમજ પૂરી કરીને વિરાટનાં પંચમહાભૂતોનું પંચીકરણ કહું છું તે, હે સંતજનો! શુદ્ધ ચેતન થઈને સાંભળો.

भोमीमे हेज रहे सम सो अप; व्योम वहनी दोउ नीर सोसाता. ॥३॥
श्वास उश्वास भोमीमे वायु दम; उर्ध गति वृक्षने अप पाता. ॥४॥

(હવે વિરાટતનુનું પંચીકરણ શરૂ થાય છે. આ વૈરાટ (વિરાટ, બ્રહ્માંડ) છ મહદ્ દેવતત્ત્વના આકર્ષણની સત્તા તળે રહેલું છે. તે એવી રીતે કે આ વૈરાટ ઉંધે મસ્તકે આવેલું છે એટલે કે વૈરાટનું માથું નીચે છે અને પગ ઊંચે છે. ઉપર આવેલા જમણા પગરૂપ શિખર ઉપર વિષ્ણુરૂપ સત્ત્વગુણ આવેલો છે. અને ડાબા પગરૂપ શિખર ઉપર શિવજીરૂપે તમોગુણ રહેલો છે તથા ઉપસ્થ સ્થાનરૂપ શિખરે બ્રહ્મારૂપ રજોગુણ રહેલો છે. આ ત્રણ દેવનાં આકર્ષણ વૈરાટને ઊર્ધ્વ ભાગે ખેંચે છે. વૈરાટનું માથું જે નીચે આવેલું છે તે માથા રૂપ શિખરે શેષજીરૂપે અહંકારગણ રહેલો છે અને ડાબા હાથરૂપ શિખરે મેંડકરૂપે સ્વકાશગણ રહેલો છે તેમજ જમણા હાથરૂપ શિખરે કુર્મ દેવતારૂપ અચંતગણ રહેલો છે. આ ત્રણ દેવનું આકર્ષણ વૈરાટને અધો ભાગે ખેંચે છે. આમ આ છ મહદ્ દેવના આકર્ષણ વડે વૈરાટ મધ્યભાગે તોળાઈ રહેલું છે. આ વૈરાટની પૂંઠ પૂર્વ દિશા તરફ છે. જગતના કેટલાક વિદ્વાનો વૈરાટની પૂંઠ પશ્ચિમ દિશા તરફ માને છે પણ વાસ્તવમાં એ વાત ખરી નથી. માત્ર કલ્પના કરેલી હશે. આ પ્રમાણે છ મહદ્ તત્ત્વોના આકર્ષણે તોળાઈ રહેલા મહીમંડ ઈંડના ઉદરમાં ઉઠતા બેસતા અજંપાને વૈરાટનો મહદ્

પ્રણવ કહેલો છે એટલે કે પશ્ચિમ દિશામાંથી પૂર્વ તરફ જતો પ્રણવરૂપ વાયુ વૈરાટનો લેવાતો શ્વાસ જાણવો અને પૂર્વ તરફથી પશ્ચિમમાં પ્રણવ જતો હોય તો તેને વૈરાટનો મૂકાતો પ્રણવ જાણવો. આ લેવાતો પ્રણવ તે વૈરાટનો ઓહંગ હોઈ મુકાતો પ્રણવ સોહંગ છે.) હવે વૈરાટના મહદ્ પ્રણવમાં મળી પૃથ્વી તત્ત્વનો પ્રાણાયામ ચાલતો હોય ત્યારે તે પૃથ્વીતત્ત્વના પ્રણવમાં જે બીજાં ચાર તત્ત્વોના પેટા વિભાગ મળીને રહ્યા છે તેની હકીકત નીચે પ્રમાણે છે. પૃથ્વી તત્ત્વના ચાલતા પ્રાણાયામમાં જળતત્ત્વનો વિભાગ વ્યાપક થઈને રહેલો છે તેને લીધે ઝાકળ પડે છે તેમજ તેમાં વ્યાપક રહેલા અગ્નિ તથા આકાશના વિભાગને લીધે તે પાણીનું શોષણ કરી સૂકવી નાખે છે; તેવી જ રીતે પૃથ્વીતત્ત્વના આ પ્રાણાયામમાં વાયુનો વિભાગ વ્યાપક રહેલો છે તેને લીધે પૃથ્વીમાં શ્વાસોશ્વાસની ક્રિયા થતી હોઈ પૃથ્વીમાં રહેલો પ્રણવ પાણીને ખેંચી લાવે છે જે પાણીને વૃક્ષમાં રહેલો પ્રણવ પકડી લઈ પોતાનામાં ઊર્ધ્વ ખેંચી લે છે, એથી જ આ પ્રમાણે આ વાયુ તત્ત્વના વિભાગને લીધે અઢાર લક્ષ સ્થાવર જાતિનું પોષણ થાય છે.

आरध खेंचत वायु सर्वनां मूल; उलट नीर समीर ब्रोडाता. ॥५॥

कहत कुवेर अनेरे ए पंचीर; या विधि भोमि विभाग रहाता. ॥६॥

વળી સર્વ વનસ્પતિનો અધોપ્રણવ મૂળને નીચે ખેંચી લઈ જાય છે અને તે પ્રણવ પાછો ઉલટાતાં પાણીને ખેંચી લાવી ડાળ, ફૂલ, ફળ વગેરે સર્વ અંગોને પોષણ આપે છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ વૈરાટના મહદ્ પ્રણવમાં પૃથ્વીતત્ત્વના આ પ્રમાણે વિભાગ રહેલા હોઈ વૈરાટનું આ પંચીકરણ અનેરું એટલે તેનો પ્રકાર જુદો હોઈ અજોડરૂપ છે.

## અંગ ૮મું

## પરિબોધ મોરાલકંદ

पंडके पंचीकरण विभाग वंदु वरण;

प्रताप गुरु चरण चीने ताकु मोक्ष हे. ॥१॥

येसे महाभूत जूथ अन्योन्य अनुसुत;
पंडके प्रतक्ष दक्ष याके तो परोक्ष हे. ॥२॥

પ્રથમ ગ્રંથની શરૂઆતમાં પિંડનું પંચીકરણ વર્ણવ્યું છે. જેણે ગુરૂના ચરણનો પ્રતાપ મેળવ્યો હશે તે જ આ તત્ત્વોને ચીની(ઓળખી) મોક્ષ મેળવી શકશે. એવી જ રીતે વૈરાટના મહાભૂતનાં દરેકે દરેક તત્ત્વ અવરનવર મળીને જૂથરૂપે અનુસ્યુત રહેલાં છે તે વાદ્દ પરોક્ષ છે. જેથી તે સમજવાનું મુશ્કેલી ભરેલું છે, જ્યારે પિંડનાં તત્ત્વોનો વાદ પ્રત્યક્ષ છે એટલે તે સહેલાઈથી સમજી શકાય તેમ છે.

कहत अवनि महातत्त्वनी स्वासानी सत्त्व;
सप्त करोड लक्ष पंचास कोसक्ष हे. ॥३॥
अधर चलत वायु अवनि प्रसत नांही;
वहत ब्रह्मांड मांही भोमिके सासक्ष हे. ॥४॥

વૈરાટના પૃથ્વીતત્ત્વના પ્રણવનું સત્ત્વ (પ્રબળ બળ) સાત કરોડ પચાસ લાખ કોસ (ગાઉ) સુધી પહોંચે છે અને આ પ્રણવ પૃથ્વીને સ્પર્શ કર્યા સિવાય અધર ચાલતો હોઈ બ્રહ્માંડભરમાં વહન કરે છે. આ પ્રણવ પૃથ્વીતત્ત્વનો જાણવો.

सवाद जाइको मीष्ट लगत ताईको स्त्रष्ट;
मातरा रहत गंध इंडके जहां नाक्ष हे. ॥५॥
धीरज प्रगट भोमि अचल चलत नांही;
रंगसो ताइको बीज उगत पीलोक्ष हे. ॥६॥
अरथ अति अरुढ अंतसकर्ण सुध;
कुवेर अगाद बुद्ध ताइकु परक्ष हे. ॥७॥

પૃથ્વીતત્ત્વનો સ્વાદ સૃષ્ટિનાં સર્વ દ્રવ્યોમાં વ્યાપક રહેલો હોઈ મીઠાશ ઉત્પન્ન કરે છે, તેમજ આ તત્ત્વની માત્રા ગંધ હોઈ ઈંડનું જ્યાં નાક આવેલું છે ત્યાં તે રહેલી છે. વળી આ તત્ત્વના ગુણે કરી આ પૃથ્વી ચલાયમાન થયા સિવાય ધીરજરૂપે અચળ રહે

છે. આ પૃથ્વીતત્ત્વનો રંગ પીળો છે જેને લઈને પૃથ્વીમાંથી ઉગતાં બીજ પ્રથમ પીળા રંગનાં હોય છે. આનો અર્થ અતિ અરૂઢ (ગુપ્ત) છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે જેનાં રોમ રોમ અતિ શુદ્ધ અંતઃકરણ હશે તથા અગાધ બુદ્ધિના જે કોઈ હશે તે જ આને પારખી શકાશે.

## અંગ ૯મું

### ઉમંગ છંદ

वारीमे वाइ रहे नीसवासुर; डारत वस्त ऊठत बोरंगा. ॥१॥
मीननी आद्य अनंत अति जीव; महालत मग्न आकाश अभंगा. ॥२॥

હવે વૈરાટના મહદ્‌ પ્રણવમાં જળતત્ત્વનો વ્યાપક પ્રણવ મળીને એક રસરૂપે રહે છે ત્યારે તે જળતત્ત્વની સાથે તેના પેટા વિભાગમાં બીજાં ચાર તત્ત્વોના જે વિભાગ રહ્યા છે તે વિષેની હકીકત નીચે મુજબ છે. વૈરાટના જળતત્ત્વના પ્રણવમાં વાયુનો વિભાગ નિરંતર મળીને રહેલો છે તે પાણીમાં આપણે કોઈ ચીજ નાખીએ ત્યારે જે પરપોટા થાય છે તે આ વાયુના રહેલા વિભાગે કરીને થાય છે. મચ્છની આદ્ય લઈને જળચરના અનેક જીવો મગ્ન થઈને મહાલે છે અને તેમાં તેમને કોઈ જાતનું આવરણ નડતું નથી. તે પાણીમાં રહેલા આકાશના વિભાગને લીધે છે એમ જાણવું.

जांमत लवण मोती ब्रफसो मही; हे सही जो कही भोमि विभागा. ॥३॥
झलकत तोइ रहत अहोनीश; काटत मेल सो तेज उतंगा. ॥४॥

જળમાં લવણ (મીઠું), મોતી, બરફ વગેરે જામી જાય છે તે જળતત્ત્વમાં રહેલા પૃથ્વીતત્ત્વના વિભાગને લીધે જાણવું. પાણીમાં નિરંતર ચળકારો દેખાય છે તે તથા તેમાં રહેલા મેલને કાપી પાણીને ઉત્તમ પ્રકારનું રાખે છે તે જળમાં રહેલા અગ્નિના વિભાગને લીધે છે એમ જાણવું. આમ જળતત્ત્વમાં બાકીનાં ચાર તત્ત્વો ગૌણ તરીકે વર્તે છે.

रहत वायु तेजमे ज्वाला चालत; म्हालत व्योम वीघातन भंगा. ॥५॥
कुव्रेर भोमि लघु द्रीघ थावत; व्रावत काष्ट एती क्रष्नी अंगा. ॥६॥

હવે વૈરાટના ઉદરમાં ચાલતા મહદ્ અગ્નિતત્ત્વના પ્રણવમાં બીજાં ચાર તત્ત્વોનું સૂક્ષ્મ પરિવર્તન રહેલું છે તે આ પ્રમાણે છે. કાષ્ઠ આદિ બળતાં જ્વાળાઓ ચાલતી હોય એમ દેખાય છે એ વ્યાપક અગ્નિતત્ત્વમાં રહેલા વાયુના વિભાગને લીધે હોઈ આ જ્વાળાઓ ભંગ થયા સિવાય મહાલે છે તે તેમાં રહેલા આકાશતત્ત્વના વિભાગને લીધે છે. વળી, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ જ્વાળાઓ લઘુદીર્ઘ યા નાનીમોટી થતી હોઈ તેના શિખરે જે કાળાશ પડતી મેશ દેખાય છે. તે આ વ્યાપક અગ્નિતત્ત્વમાં રહેલા પૃથ્વીતત્ત્વના વિભાગને લીધે છે એમ જાણવું.

## અંગ ૧૦મું

### પરિબોધ મોરાલકંદ

जेसे थल विधि गाइ तेसेही जलकी सही;
अनुभवसें जो लही कही सो उचारके. ॥१॥
कोटीदश क्रोड श्वासा चलत जलकी नासा;
सुभाव शीतल रह्यो सकल पसारके. ॥२॥

જે પ્રમાણે પૃથ્વીતત્ત્વની હકીકત સમજાવી તેજ પ્રમાણે જળતત્ત્વની કહી છે. આ બન્ને તત્ત્વોની હકીકત અનુભવમાં આવી તેજ પ્રમાણે તેનો ઉચ્ચાર કરેલો છે. વૈરાટના ઉદરમાં ચાલતો આ જળતત્ત્વનો પ્રણવ વૈરાટની નાસિકાથી દસ કરોડ કોસ સુધી ચાલે છે. અને તેનો સ્વભાવ અતિ શીતળ હોઈ સર્વત્ર વ્યાપક પ્રસરીને રહેલો છે.

चलत भोमि घसाइ जेठके लगत वाइ;
अपके अमल श्वासा मांही ए आकारके. ॥३॥
सवाद मधुरो ताइ जेठके मारुत पाइ;
जो जो फलमे प्रखाइ खाइले विचारके. ॥४॥

જેઠ માસમાં આ જળતત્ત્વનો પ્રણવ પૃથ્વી સાથે ઘસાઈને મહદ્દશ્વાસા સાથે મળીને

આ પ્રમાણે અમલ કરતો જણાય છે. આ પ્રણવનો સ્વાદ મધુરો હોઈ જેઠ માસમાં થતાં તમામ ફળોમાં તે પ્રવેશ કરી પોતાનું મધુરપણું તે ફળોમાં બતાવે છે, જેની પરીક્ષા માટે તે ખાઈને વિચાર કરીને જાણી લેજો.

मातरा ताइकु तेसे रहत रसना रस;
लगत सवाद ताको ब्रह्मांड मुखारके. ॥५॥
बरन सपेत श्वासामांहीके अपके वित्त;
प्रणव अरुप रुप धरत विकारके. ॥६॥
तत्त्वनी जुगल कही श्वासानी समास लही;
कुवेर सरोता कोइ समजे सकारके. ॥७॥

બ્રહ્માંડરૂપ મુખમાં વૈરાટની જિહ્વા આવેલી છે, તેમાં મહદ્ જળતત્ત્વની રસમાત્રા રસબસરૂપે રહેલી છે. જેનો વર્ણ શ્વેત હોઈ તે વિત્તરૂપે રહેલી છે. આ પ્રણવનું રૂપ, અરૂપ છે. પણ માત્રાને લીધે વિકારી હોઈ સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપકરૂપે રહેલો છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ બે તત્ત્વો જેનું વર્ણન કર્યું તે વૈરાટના મહદ્પ્રણવમાં સમાઈને રહેલાં છે; તે કોઈ સમજદાર શ્રોતા હશે તે જ આ વિગતવાર જ્ઞાનને સ્વીકારી સમજી લેશે.

## અંગ ૧૧મું

### ઉમંગ છંદ

आपही आप बुझावत सो जल; महा तपमे अपहे घन नीर. ॥१॥
वायु मे व्योम विशेष ग्राहातन; अचल चलावे सो अवनि अंकुर. ॥२॥

વૈરાટના મહદ્ પ્રાણાયામમાં અગ્નિતત્ત્વ વ્યાપક રહેલું છે તે અગ્નિમાં ઘનરૂપ પાણી રહેલું છે. એથી અગ્નિ આપોઆપ બુઝાઈ જાય છે; તેનું કારણ અગ્નિમાં પાણીનો વિભાગ રહેલો છે તે છે. તેમજ વૈરાટના મહદ્ પ્રાણાયામમાં વાયુતત્ત્વ રહેલું છે તે વાયુમાં

આકાશતત્ત્વનો વિભાગ રહેલો છે એથી પૃથ્વીમાં ઉદય થતાં અંકુરો સીધાં આકાશ તરફ ખેંચાય છે; તેનું કારણ એ છે કે વાયુમાં આકાશનો વિભાગ રહેલો છે જેથી અંકુરોમાં વ્યાપક રહેલા આ આકાશના વિભાગને લીધે તે આકાશના સજાતીય મહદ્ આકાશ તરફ ખેંચાતાં હોઈ આ અંકુરો અચળ રહે છે.

पवने सुकात ताते ते कह्यो तेज; घांम मीटे वायु ते अपहीर. ॥३॥
शून्य सनेही तेही तत्त्व सुक्षमः; लक्षमें पक्ष रहे ज्यौं संकीर. ॥४॥

પવન લાગવાથી જે વસ્તુ સુકાઈ જાય છે તે પવનમાં રહેલા અગ્નિતત્ત્વનો વિભાગ જાણવો તથા અગ્નિતત્ત્વથી જે ધામ (અકળામણ ઉકળાટ) થાય છે તે વાયુતત્ત્વનો સ્પર્શ થવાથી મટી જાય છે, તેનું કારણ એ છે કે વાયુમાં પાણીનો વિભાગ રહેલો છે; એથી એ ગરમીની શાંતિ થાય છે. આ બન્ને તત્ત્વોમાં આકાશ સૂક્ષ્મરૂપે વ્યાપક રહેલું છે. જેમ કોઈ પરત્વે રાખેલા લક્ષમાં જે ભાવરૂપ પક્ષ રહ્યો છે તે ભાવ જ લક્ષની આકર્ષણરૂપ પકડ છે. આ પકડ મિસરીવત્ ભાવવાળી છે તેવી જ રીતે આ બન્ને લક્ષરૂપ તત્ત્વોમાં પક્ષના આકર્ષણરૂપે તેમાં સમાઈને રહેલું શૂન્ય છે.

मलतांन मंगलमये मसरी रस; हे अस अनुचीत शून्य सहीर. ॥५॥
कहत कुवेर विशाल विलोकन; सो जन लहत बुद्धि महागंभीर. ॥६॥

આ ચાર તત્ત્વોનો ખેલ મંગલમય હોઈ તે એકબીજા તત્ત્વમાં અવરનવર મળીને મિસરીવત્ રસબસરૂપે રહેલાં છે. આ પ્રમાણે રહેલાં હોઈ શુન્યના સહીરનો છેક વિચાર કરતાં આ તત્ત્વો અનુચિત છે જેથી શૂન્યમાં ભળતાં નથી, સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે મહાગંભીર બુદ્ધિના કોઈ ભગવતિજન હશે તેજ આ વિશાળ તત્ત્વોનું વિલોકન કરી શકશે.

## અંગ ૧૨મું

### પરિબોધ મોરાલકંદ

अगनी वायुकी व्यक्त रुप जाके लील रक्त;
ताइके चीन आसक्त कहत जो रहाये हे. ॥१॥

पुना तीन क्रोडा कोस चलत अगन्य श्वासा;

साढी पंच क्रोड कोस पवन वहाये हे. ॥२॥

વૈરાટના આ અગ્નિતત્ત્વના પ્રણવનો રંગ લાલ છે અને વાયુતત્ત્વના પ્રણવનો રંગ લીલો છે. આ રંગનાં ચિહ્નોની આસક્તિ ક્યાં સુધી વિસ્તાર પામી છે તે કહું છું. પોણાત્રણ કરોડ કોસ અગ્નિતત્ત્વનો પ્રણવ જાય છે અને વાયુતત્ત્વનો પ્રણવ સાડાપાંચ કરોડ કોસ સુધી પહોંચે છે.

उरध अगन्य तन तीरसी चले पवन;

स्वाद जाके तीक्षण चर्परा लगाये हे. ॥३॥

मातरा जाहीकी रुप सपरसही अनुप;

खटखट मास शीत उष्ण जो कहाये हे. ॥४॥

અગ્નિતત્ત્વનો પ્રણવ નાસિકાના ઊર્ધ્વ ભાગે નીકળે છે અને પવનતત્ત્વનો પ્રણવ નાસિકાથી તીરસો (વાંકો, તીરછો) નીકળે છે. આ અગ્નિનો સ્વાદ તીક્ષ્ણ (તીખો) હોઈ વાયુનો સ્વાદ ચર્પરો (ચરકો) છે, અગ્નિની માત્રા રૂપ છે અને વાયુની માત્રા સ્પર્શ છે. એથી જ છ મહિના શીત અને છ મહિના ઉષ્ણતાવાળા રહેલા છે.

चतुर धुप प्रकाश वर्षा कालके दो मास;

खट ए मातरा तेज वृधीके जनाये हे. ॥५॥

रहे सो शीतके खट प्रस पवन नीकट;

मातरा सप्रस वट अधिक लखाये हे. ॥६॥

रहत मातरा बन्ने ओतप्रोत अन्योअन्य;

कुवेर विशेष सोतो में देखाये हे. ॥७॥

ચાર મહિના ધુપના (ઉનાળાના) અને બે મહિના વર્ષાઋતુના મળી આ છ મહિના તેજ (અગ્નિતત્ત્વ)ની રૂપમાત્રાની વૃદ્ધિવાળા હોવાથી આ છ મહિના ઉષ્ણતાવાળા ગણેલા છે અને બાકીના છ માસ શીતપ્રધાન ગુણવાળા હોઈ વાયુતત્ત્વની સ્પર્શમાત્રાવાળા ગણેલા

છે. આ માત્રાઓ બારેમાસ ઓતપ્રોત રહેલી છે. એ કારણે ઠંડીમાં કદાચ કોઈ વખતે ગરમી પણ કરે છે અને ગરમીમાં ઠંડી કરી નાખે છે. આમ થવાનું કારણ માત્રા અવરનવર મળીને રહેલી છે તે છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ તત્ત્વોની રચના વિષેની માત્ર વિશેષ આગળ પડતી હકીકતની લક્ષણા જણાવેલી છે.

## અંગ ૧૩મું

### ઉમંગ છંદ

शून्य समीर रहे साक्षीवत; ढोलत वाइ पंखे जे प्रकाशी. ॥१॥
तेज प्रकाश रहे व्योम व्यापक; झांझवां झलक उनुते उपासी. ॥२॥

મહાશૂન્યના ઉદરમાં પ્રણવ શમદમરૂપે સાક્ષીવત્ સમાઈને રહેલો છે. તે શમદમરૂપે હોય તે વખતે પીપળાના પાનથી લઈ તરણું પણ હાલી શકતું નથી એમ ભાસે છે. પણ વસ્તુતઃ તેનો નાશ થયો નથી; કારણ કે તેવા પ્રસંગે પણ પંખાવડે ઢંઢોળીએ તો સમદમરૂપે રહેલો પ્રણવ પ્રકાશે છે એટલે હવા પોતાના રૂપને જણાવે છે. અગ્નિતત્ત્વ તે પણ મહાશૂન્યમાં સમાયેલું હોઈ વ્યાપકરૂપે રહેલું છે એથી જ તેમાંથી ઉત્પન્ન થઈ આકાશમાં તેમજ પૃથ્વી ઉપર ઝાંઝવાંરૂપે ઝળકતો દેખાય છે.

जांमत ओस कइये शून्यमां अप; जा दिन निरमल होत आकाशी. ॥३॥
घाव करो गगने चमके मही; एकल हस्त तालीन न बजासी. ॥४॥

જ્યારે મહાશૂન્ય નિર્મળ-ચોકખું થઈને અતિશાંત દેખાય છે ત્યારે તે મહાશૂન્યના મહદ્ પ્રણવમાં જળતત્ત્વનો વિભાગ રહેલો છે તેથી કરીને પૃથ્વી આદિ દ્રવ્યો ઉપર ઓસરૂપ ઝાકળ જામે છે, તેમજ ગતશબ્દરૂપ આકાશમાં પૃથ્વીનો વિભાગ વ્યાપક રહેલો છે એથી કોઈ શબ્દ આદિ અવાજનો ઘા કરે તેનો પ્રતિભાસરૂપ અવાજ કોઈ સામે બોલતો હોય એમ સંભળાય છે, એ આકાશમાં રહેલા પૃથ્વીના વિભાગને લીધે છે. આ પ્રમાણે દરેક તત્ત્વો વિશેષરૂપે બબ્બેની જોડવાળાં હોઈ તેના પેટામાં બીજાં સામાન્યરૂપે રહેલાં હોવાથી નિરંતર ત્રીજી વસ્તુનો પ્રતિભાસ થયા જ કરે છે. કહેવત છે કે એક હાથે તાળી

વાગતી નથી તેમ એક તત્ત્વથી કોઈ ક્રિયા થતી નથી; એથી જ એક બીજાના પેટાવિભાગમાં અવરનવર તત્ત્વો સમાઈને રહેલાં હોઈ તે વડે અનેક દ્રવ્યો ઉત્પન્ન થઈ જગતનો કાર્યક્રમ આગળ ચાલી રહેલો છે.

**पंड ब्रह्मांड पंचात नरणे कीज; ज्यौं बीजमे निज वृक्ष समासी. ॥५॥**

**सर्वज्ञ ज्ञान रसान व्रणोवती; कुवेर ब्रह्म नीरालो नीरासी. ॥६॥**

પિંડ તથા બ્રહ્માંડનાં પાંચ તત્ત્વોથી અવરનવર થતી ક્રિયાની પંચાતનો નિર્ણય કરી કહ્યો છે. જેમ બીજમાં સંપૂર્ણ વૃક્ષ સમાઈને રહેલું છે તેવી જ રીતે મહદ્ આકાશના ઉદરમાં આવેલાં આ વૈરાટનાં સઘળાં તત્ત્વો અંકુરવત્ સમાઈને રહેલાં છે અને તેનું વર્ણન પણ વૃક્ષના બીજની માફક સૂક્ષ્મ સંજ્ઞા તરીકે કરેલું છે, આ વૈરાટનાં દરેકે દરેક તત્ત્વ રસાયણની માફક અવરનવર એકબીજાની સાથે રસાયેલાં છે. અને તેના સર્વજ્ઞ જ્ઞાન સંબંધી વર્ણન કરેલું છે. સમર્થકુવેર સ્વામીજી કહે છે કે આ દરેક તત્ત્વો રસેશરૂપ હોઈ તે સર્વથી બ્રહ્મ નિરાળું એટલે કે ન્યારૂં હોઈ અવિનાશીરૂપે રહેલું છે. અર્થાત્ આ બ્રહ્મ રસરૂપ છે અને જગતબ્રહ્મના જામણરૂપ છે. જામણ એજ તત્ત્વો આદિ દ્રવ્યો છે. આ દ્રવ્યોમાં બ્રહ્મરૂપ હીર વ્યાપક રહેલું છે. એથી જ જગતમાં અવરનવર ઉથલપાથલરૂપ દ્રવ્યો આદિ તત્ત્વોની ક્રિયા થાય છે.

## અંગ ૧૪મું

## પરિબોધ મોરાલકંદ

**अमर अचुत भुत ग्राहकन इतउत;**

**सूक्ष्म तत्त्व संजुक्त विरला विलोकही. ॥१॥**

**ताइके अमल श्वासा क्रोडकोस लख पंचासा;**

**सुक्ष्मणा अविकाशा लगे ता पलकही. ॥२॥**

આકાશ અમર અચ્યુતરૂપ હોઈ ભૂતાદિ કોઈ દ્રવ્યને ગ્રહણ કરતું નથી. આ સૂક્ષ્મતત્ત્વયુક્ત રહેલા આકાશને કોઈ વિરલા જ વિલોકી શકે છે. તે આકાશના મહદ્

પ્રણવનો અમલ એક કરોડ પચાસ લાખ કોસ સુધી વિસ્તાર પામીને ગમન કરે છે. વળી આ આકાશનો મહદ પ્રણવ તે વખતે સૂક્ષ્મણા (સુષુમણા) રૂપે વહન કરે છે.

महाशून्य श्वासा समीर चलतही धीरधीर;
गगन मध्ये अनीर जांने ना खलकही. ॥३॥
मलका स्वाद ताको सुभर गवन जाको;
रंग सो सांमाको वाको देखो अविलोकही. ॥४॥

આ મહાશૂન્યમાં શૂન્યવત્ શ્વાસારૂપ હવા ઘણી ધીરે ધીરે ચાલે છે, જેને જોઈ શકવી મુશ્કેલ છે. આ આકાશના શૂન્યવત્ પ્રણવની જાણ નીચેનાં ચાર તત્ત્વોથી અનેરી એટલે જુદી છે; જેને ખલકમાત્ર જાણી શકે તેમ નથી. વળી તેનો સ્વાદ મોળો હોઈ રંગે શ્યામ છે તે વિષે અવલોકન કરી જુઓ.

घंन सो रसनावत गगन गीरा ग्रजत;
मातरा शब्द एही ग्रहे जहां कर्णो कही. ॥५॥
शून्यके सभाव शून्य अहोनिश रहे मुन्य;
ढंढोले उठत धुन कारण क्रत कही. ॥६॥
कारज पंड स्थूल कारण ब्रह्मांड थुल;
कुवेर जुगल मुल प्रकृति पोखस्तही. ॥७॥

વૈરાટના આકાશ તત્ત્વના મહદ્ પ્રણવમાં જળતત્ત્વનો વિભાગ જે રહેલો છે તે રસના (જિહ્વા) વત્ સઘનઘનરૂપે વ્યાપક રહેલો છે. એથી જ સર્વવ્યાપક રસ ઉત્પન્ન થાય છે તથા આકાશમાં શબ્દમાત્રાનો વિભાગ વ્યાપક મળીને રહેલો છે તે રૂપ વૈરાટનું મુખ હોઈ વ્યાપક શબ્દ ઉચ્ચાર થાય છે, તથા તેમાં પવન તત્ત્વનો વિભાગ રહેલો છે. એથી ઉચ્ચાર થયેલો શબ્દ વૈરાટના વ્યાપક કર્ણમાં પહોંચાડે છે. આ શૂન્યનો સ્વભાવ શૂન્યરૂપજ છે અને અખંડ મુન્યરૂપે છે પણ નીચેના ચાર તત્ત્વો પૈકી કોઈ અધિક વધેલું તત્ત્વ હોય અને તે આ શૂન્યમાં પ્રવેશ કરે ત્યારે તેમાંથી ધૂંધૂકાર ધ્વની ઉઠે છે. જેમ કોઈ સૂતેલો

માણસ હોય અને ત્યારે તેનું આકાશતત્ત્વ ચાલતું હોય તો તે વખતે સ્વપ્ન આદિ સર્વ જાણ શમદમ રૂપે લીન થઈ હોય છે તેવે પ્રસંગે કોઈ બીજો માણસ આ સૂતેલા માણસને જગાડે છે ત્યારે તે ઉઠતો નથી, એથી તેને ઢંઢોળીને બેઠો કરે છે ત્યારે તે આંખ ઉઘાડી જુએ છે તો અંધાધૂંધ સરખું ભાસે છે અને સૂઝતું નથી. આમ થવાનું કારણ અંદર આકાશ-તત્ત્વ પૂરેપૂરું નાશ પામ્યું નથી તે છે. તેવી જ રીતે શૂન્યવત્ રહેલા આકાશને બીજા તત્ત્વો ઢંઢોળે ત્યારે જ તે ઉઠે છે. આ વૈરાટના કારજરૂપ સઘળાં સ્થૂલ પિંડશરીરો છે અને વૈરાટરૂપ બ્રહ્માંડ તેના કારણ રૂપ છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ પિંડ અને બ્રહ્માંડ બન્નેના મુળરૂપે પ્રકૃતિ હોઈ પોષણ પણ તે જ કરે છે.

## અંગ-૧૫મું

## ઉમંગ છંદ

पंचही कोश वसे तनके भग; सो अर्धभोग ग्रही देह रसालो. ॥१॥

भोमिको भोग अनोमे अन्योअन्य; तेजको भोग मनोमे मेलाव्यो. ॥२॥

વૈરાટ-શરીરમાં પંચકોશરૂપ ભગ આવેલાં છે. તે ભગથી અર્ધ(અર્ક) ઉત્પન્ન થતો હોઈ તે અર્ધરૂપ વૈરાટ-દેહનો રસાલો થયેલો છે, તેમાં પૃથ્વીનો જે કોશ તે સમગ્ર અન્નમય હોઈ અનોમય કોશરૂપ રહેલો છે તથા અગ્નિતત્ત્વના ભગરૂપ જે કોશ તે મનોમય કોશ હોઈ તેમાં મળીને વ્યાપક રહેલો છે.

तोइको तांन आनंद आलंबन; चुंबन व्योम विज्ञान विलाव्यो. ॥३॥

मारुतकी रत प्रीत अति प्रांण; ए पंचभोग उभे पंड पालो. ॥४॥

જળતત્ત્વનું તાન ઉમંગ હોઈ તેનો આનંદમયકોશ આલંબન (આલિંગન) રૂપ છે. અતિ આનંદને લીધે વિકાસ (આકાશ)વત્ થઈ જવાય છે તેનું નામ વિજ્ઞાનકોષ છે જે આકાશતત્ત્વનો હોઈ આ બન્ને ચુંબન (ચુંબક) વત્ વ્યાપક રહેલા છે. પવનતત્ત્વનો પ્રાણમય કોશ હોઈ તેમાં આરતયુકત પ્રીતિ રહેલી છે. આ પંચકોશરૂપ ભગ સઘળાં પિંડરૂપ શરીરોથી લઈ બ્રહ્માંડ સુધીનાં સઘળાં તત્ત્વરૂપ દ્રવ્યમાત્રમાં પોષણરૂપ રહેલા છે.

भोगके लिंग शबद सपरस; रुप रस पुनी गंध निहाळो. ॥५॥

ताइकु ग्राहक पांण्य पंचु क्रम; कुवेर ब्रह्म ताइते निरालो. ॥६॥

આ પંચકોશરૂપ ભગનાં લિંગ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે તે તમે નિહાળીને જોઈ લો. આ પાંચને ગ્રહણ કરનાર આપણા શરીરમાં આવેલી પાંચ કર્મેન્દ્રિયો છે તે રૂપ હાથવડે પકડી લે છે. આ હાથરૂપ પાંચ કર્મેન્દ્રિયોનું અવલોકન પાંચ જ્ઞાનેન્દ્રિયો કરે છે. આ વડે સર્વ કોઈનો વહેવાર ચાલે છે, સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ સર્વથી બ્રહ્મપદ ન્યારું છે.

## અંગ-૧૯મું

### પરિબોધ મોરાલકંદ

पृथ्वी अप तेज वाइ पंचमु शून्य सोहाइ;
सूक्ष्म स्थूल कहाइ पंडनी ब्रह्मांड ल्यौ. ॥१॥
कहत ताइके विषे भोगवत मसरीसे;
जुगल जुगल इंद्री तत्त्वसु रहे मील्यौ. ॥२॥

આમ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચે તત્ત્વો મહદ્ શૂન્યમાં સમાઈને રહેલાં છે; તે સ્થૂલ શરીરથી લઈ બ્રહ્માંડ સુધીનાં સઘળાં તત્ત્વો આ મહદ્ શૂન્યમાં વિસ્તાર પામીને રહેલાં છે. આ તત્ત્વોની જોડ તથા તે વડે થતા ભોગ કે જે મિસરીવત્ ભાવે મળીને રહેલા છે તે તથા આ તત્ત્વોમાં મળીને રહેલા ઈંદ્રિયોનાં જોડાંનું પરિવર્તન તેમાં મળીને રહેલું છે તે કેવી રીતે છે તે કહું છું.

प्रथमीकी इंद्री दोउ कारज कारणसोउ;
कारण नासिका वास गुदा सो कारज ल्यौ. ॥३॥
तेसे जलकी जुगल रसना उपस्थ मील;
कारज उपस्त वस्त कारण रसना ल्यौ. ॥४॥

પ્રથમ પૃથ્વી-તત્ત્વની બે ઈંદ્રિયો તેમાં એક કારજરૂપ હોઈ બીજી કારણ રૂપ છે. તે કારજરૂપ ગુદા-ઈંદ્રિય અને નાસિકારૂપ કારણ ઈંદ્રિય દરેક પિંડ બ્રહ્માંડમાં રહેલી છે, તેવી જ રીતે જળતત્ત્વની બે ઈંદ્રિયો એક રસના (જીભ) અને બીજી ઉપસ્થ છે. તેમાં ઉપસ્થ કારજરૂપ છે અને જિહ્વા કારણરૂપ છે.

तेजकी नेतर पादु देखत चले अनादु;
अन्योअन्य रहे संमादु फरत मलक ल्यौ. ॥५॥
मारुतकी तुचा हरत खणस जहांजहां खनस्त;
मगन रहत मस्त अरसपरस ल्यौ. ॥६॥
व्योमकी श्रवण मुख या बोले या सुने सुख;
कुवेर ब्रह्मांड रुख याहीके आकार ल्यौ. ॥७॥

અગ્નિ તત્ત્વની બે ઈંદ્રિયો એક પગ અને બીજી નેત્ર હોઈ પગ કારજરૂપ છે અને નેત્ર કારણરૂપ છે. આ બન્ને અરસપરસ મળીને રહેલી છે, તેના વડે જોઈને જ્યાં ફરવું હોય ત્યાં ફરી શકાય છે. પવનતત્ત્વની બે ઈંદ્રિયો એક હાથ અને બીજી ત્વચા હોઈ હાથ કારજરૂપ છે અને ત્વચા કારણરૂપ છે; જેથી શરીરના કોઈ પણ ભાગે થતી ખણસ (ખજવાળ) હાથ વડે વલુરે છે અને બન્ને અરસપરસ મગ્નમસ્ત રહે છે. આકાશતત્ત્વની બે ઈંદ્રિયો તેમાં એક શ્રવણ (કાન) અને બીજું મુખ છે. મુખ કારજરૂપ હોઈ તેનાથી બોલી શકાય છે અને શ્રવણ કારણરૂપ હોઈ તેના વડે સાંભળી શકાય છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ સમસ્ત બ્રહ્માંડ રૂપ એટલે વૃક્ષરૂપ હોઈ આ આકારનું છે અને આ પ્રમાણે રહેલું છે.

## અંગ-૧૭મું

### ઉમંગ છંદ

हे ज्यहुको त्यहु ब्रह्म चिदानंद; आनंद कंद अनुपी अखे. ॥१॥
एक अनेक अरुपी रुपे मत; कहे सत शास्त्र अनंत मुखे. ॥२॥

અત્યાર સુધી આપણે આ વૈરાટરૂપ પુરૂષનાં તત્ત્વોનો લંબાણ વિસ્તાર કરી ગયા, તેમાં શ્રોતાથી જે જે કંઈ સમજાયું અને તેનાથી જે જે કંઈ જ્ઞાન થયું તે તમામ પ્રકૃતિયુક્ત તત્ત્વોનું હોઈ નિજ સંબંધી તેમાંનું કંઈ જ નથી. માત્ર બ્રહ્મરસના જામણનો જમાવ થયેલો છે તે વિષે જ કહેલું છે. આ સર્વથી ન્યારૂં રહેલું જે બ્રહ્મ તે સચ્ચિદાનંદના કંદરૂપ હોઈ જેમનું તેમ તેવું ને તેવું જ એક સરખા પ્રમાણવાળું અનુપ અખંડ અમર રહેલું છે. આમ બ્રહ્મ એક અદ્વૈત હોવા છતાં શાસ્ત્રના મતાવલંબીઓ અનેક મુખે કરીને કોઈ રૂપવાળું કહી ગયા ત્યારે કોઈ અરૂપ રૂપે છે એમ કહી ગયા છે.

जहां जीनके चीतमें रत लागत; तहां तीनके जांन रहत पखे.　॥३॥
नां इतके उतही पुनी आवत; जावत नहि उतइत पखे.　॥४॥

જે જે સાધકોના ચિત્તમાં જે જે દેવની આરત લાગી તે તે સાધક આ હું જાણું છું વા કરૂં છું તેજ ખરું છે એમ જાણી તેના તે પક્ષમાં વળગી રહે છે. જે તે મતપક્ષમાં ગયેલા જગતના જીવો પોતાના મનમાન્યા પક્ષને છોડી બીજા પક્ષમાં જતા નથી. આમ પોતાનો પક્ષ છોડતા નથી અને એક બીજાના પક્ષમાં જતા નથી.

या विधि द्वैत भयो शिवनो जीव; खेलत खांते भरायो खखे,　॥५॥
ए सर्व दृष्ट पदारथ के क्रतः कुवेर कोउ न अदृष्ट लखे.　॥६॥

જ્યારે આ દેશમાં પંથો ઉપર પંથો નીકળી પંથોના વધારા થતા ગયા ત્યારથી આ જગતના જીવો આ પંથ ખરો હશે કે તે પંથ ખરો હશે તે સમજી ન શકયા. પણ જે પંથમાં માણસનો વધારો જોયો તે પંથને સાચો છે એમ માની ગાડરના ભેગો ગાડરરૂપે ભરતી તરીકે ભરાઈને પંથીઓએ પંથનો જમાવ કર્યો છે. આમ અનેક પક્ષો ઉભા થયેલા હોઈ શિવરૂપે અદ્વૈત હતા તે જીવરૂપે દ્વૈત થયા અને જપ, તપ, તીર્થ આદિથી લઈ કર્મકાંડ પર્યંતના ખખામાં (આમળામાં) ખુશીથી ભરાઈને ખંતથી દેવતાઓ તથા ઈશ્વરોના નામે જગતના વહેવારોજ જગત ખેલી રહેલું છે. આ બધુંયે કીડી, મહુર તથા મનુષ્યથી લઈ બ્રહ્માંડની દેવતાઈ વિભૂતિઓ પર્યંતનું દૃષ્ટ પદાર્થમાત્ર કૃતરૂપ છે તે કોઈ સમજ્યા નથી જેથી સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આમાંના કોઈએ અલખના લક્ષને લખ્યો નથી.

# અંગ-૧૮મું

## પરિબોધ મોરાલકંદ

विश्व सकल विलाप दृष्टको करत थाप;
आलंबन मनमाप व्यापकनां चीनही. ॥१॥
भूल्येहु आपके आप जपत काहुको जाप;
ताहीते तपत ताप त्रधा निशदिन ही. ॥२॥

જગતના આગવાજનોએ દૃષ્ટપદાર્થરૂપ જે કૃત છે તેની જ સ્થાપના કરેલી છે અને તેની જ આગળ જગત માત્ર મનમાપક આલંબનપૂર્વક વિલાપ કરે છે. એથી જ અનંત વ્યાપક સર્વજ્ઞને કોઈ ચીની શકેલું નથી. વળી જગત પોતાનું અંતરસ્વરૂપ ભૂલી ગયું છે તે કેમ અને કેવી રીતે ઓળખવું તે તરફ પાછા વળવાને લક્ષપૂર્વક ધ્યાન આપ્યું નહિ અને બીજા ત્રીજા ઉપજાવી કાઢેલા ઈશ્વરોના જાપ જપવાની પાછળ જગત રોકાયું છે. આમ ઈશ્વર પ્રાપ્તિના ઊલટા માર્ગમાં રોકાઈ જગતના ત્રિવિધ તાપમાં જગત નિશદિન તપે છે.

लह्यो न विचार निज अहोमम कुनबीज;
धावत कुनुही रीझ को हेता आधीन ही. ॥३॥
येसो न कीयो समाप शीर लेत पुन्यपाप;
भुगते अति अद्याप जाथे भये भींनही. ॥४॥

અરે ! અહો ! હું કોણ છું ? કેવો છું ? મારું આ બીજ કોનું છે ? આમ જાણવા નિજલક્ષનો કોઈએ વિચાર કર્યો નહિ. હું કોને ધાઉં છું ? મારા ઉપર કોની રીઝ છે તથા હેત કોનું છે ? અને કોને આધીન છું ? આ પ્રમાણે વિચાર કરીને અત્યાર સુધી કોઈ સમાપ એટલે આ વિષયને ધ્યાનપૂર્વક માપમાં લાવીને વિચાર કરી શક્યા નથી. એથી જ જીવ પાપ તથા પુણ્યનો બોજો પોતાને માથે માનીને લઈ લે છે. એજ કારણને લીધે નિજથી જુદો પડ્યો ત્યારથી અદ્યાપિ સુધી અતિ આપદા ભોગવે છે.

ब्रह्ममे सकल वास कीयो न ताको अभ्यास;

जलमे मरत प्यास चीन्ये बीना मीनही. ॥५॥

येसेही विश्व विचित्र ब्रह्म-अपके आभीत्र;

दीसे सो गुनके तंत्र ओसके आकीनही. ॥६॥

जो कोउ विचारे जन उलट तपासे तन;

कुवेर न दीसे आंन्य शुद्ध सनातनही. ॥७॥

જેમ પાણીમાં નિવાસ કરીને માછલું રહેલું છે તથાપિ તે જળને જાણ્યા સિવાય તરસે મરે છે તેવી જ રીતે આ ચૌદલોક પાણીરૂપ બ્રહ્મમાં રહેલા છે પણ તેનો અભ્યાસ કર્યા સિવાય જન્મમરણનાં દુઃખ ભોગવે છે. આ એક વિચિત્ર વાત છે કે બહુવિધ જગત પાણીરૂપ બ્રહ્મના અંતરપટમાં રહેવા છતાં બ્રહ્મના ખરા સ્વરૂપને જાણી શકતું નથી અરે ! આ બધુંયે જગત જે ગુણયુક્ત ગુણના તંત્રરૂપ છે તે સઘનઘનથી ઝરતા ઓસરૂપ ઝાકળના એક બિંદુને સઘનઘનનો ભાવ ભરી તું જ સઘનઘનરૂપ છે એમ માની તેની સાથે આકીન રાખી તેને પૂજે છે; પરંતુ ક્યાં ઝાકળનું બિંદુ અને ક્યાં સઘનઘન ! આ માર્ગથી ઊલટા થઈ જો કોઈ ભગવતિજન વિચારપૂર્વક ઊલટ લાવી પોતાના શરીરની તપાસ કરે તો, સમર્થકુવેરસ્વામીજી કહે છે કે પોતાના શુદ્ધ સનાતન સ્વરૂપ સિવાય બીજું કંઈ જ દેખાશે નહિ.

## અંગ ૧૯મું

### ઉમંગ છંદ

दृष्ट पदारथ हे अवनी अप; व्योम वायु तप तेज तनां ॥१॥

सूक्षम स्थूल कारण महाकारण; जहां लगी गोचर ज्ञान मनां. ॥२॥

અવનિ, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ તત્ત્વોના સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ આદિ શરીરો છે તે તથા જ્યાં જ્યાં સુધીનું ગોચર જ્ઞાન છે અને જ્યાં જ્યાં સુધી મનનો તર્ક પહોંચે છે ત્યાં ત્યાં સુધીનું સર્વ દૃષ્ટ પદાર્થરૂપ કૃત છે.

जाग्रत स्वप्न ससोपती फोरत; होत सबे तुरीयामां फना. ॥३॥

अंतसक्रण अवस्था उपासीक; वासीक जांहां जम इष्ट जीना. ॥४॥

જાગ્રત, સ્વપ્ર અને સુષુપ્તિ અવસ્થાઓ જે સ્ફુરે છે તે તમામનો ફંદ તુર્યા અવસ્થા થતાં નાશ પામે છે એટલે કે તુર્યારૂપ જ રહે છે. આ અંતઃકરણ અને અવસ્થાઓમાં અધિષ્ઠાનરૂપે શિવ, બ્રહ્મા, વિષ્ણુ, આદિ જે દેવતાઓ વાસ કરીને વસેલા છે તે સાધક જ્યારે સંયમ કરે છે ત્યારે અંતઃકરણમાં હોવા છતાં તે ભાસરૂપે સામા દેખાય છે. તેમને જ આ સર્વલોકના ભગવાન માની નિત્યપ્રતિ કાલ્પનિક પૂજા કરે છે કારણ કે સાધકને આ દૃશ્ય ખોટું છે એમ જ્ઞાનના અભાવે સમજાતું નથી.

जाग्रतमे मनहे स्वप्नमे बुध; रहत अहंकार ससोप्ती थनां. ॥५॥

तीनुके साक्षी तुरी चीतनी कल; ते मल रहित कुवेर चैतनां. ॥६॥

જાગ્રતમાં મન-અંતકરણ હોઈ સ્વપ્નમાં બુદ્ધિ-અંતઃકરણ છે અને સુષુપ્તિ થતાં અહંકાર-અંતઃકરણ રહે છે તે પ્રસંગે નીચેની બન્ને અવસ્થાઓ થા મન, બુદ્ધિ આદિ અંતઃકરણો તેમજ તેના દેવતાઓનો નાશ થાય છે; પરંતુ તુર્યા અવસ્થા થતાં આ ત્રણે અવસ્થાઓ લીન પામી જાય છે અને તુર્યા અવસ્થા નીચેની ત્રણે અવસ્થાના સાક્ષીરૂપે રહે છે. તેમાં રહેલું ચિત્ત આ સર્વની પકડરૂપ છે. આ ચિત્ત મળ રહિત હોઈ સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ જે ચિત્ત રહ્યું તે શુદ્ધ ચેતનવત્ છે.

## અંગ ૨૦મું

## પરિબોધ મોરાલકંદ

स्थूल सो प्रगट पंड औठ हाथ कीजो मंड;
सूक्ष्म वासना लींग अंग सो ग्रहस्त हे. ॥१॥
कारण सो गुन देह तामे न कछु संदेह;
सूक्ष्म स्थूल मूल याही ते पोखस्त हे. ॥२॥

સ્થૂલ દેહનું મંડાણ સાડાત્રણ હાથનું હોઈ તેને વાસના-લિંગરૂપ સૂક્ષ્મદેહે પકડી રાખેલો છે. કારણદેહ ગુણરૂપ છે તેમાં કોઈ જાતનો સંદેહ નથી અને આ કારણદેહ સ્થૂલ તથા સૂક્ષ્મના મૂળરૂપે હોઈ એ બન્નેનું પોષ્ણ કરે છે તેમજ આ કારણના આધારે જ એ બન્ને રહેલા છે.

महाकारण देह सो तो प्रकृति सनेह जेह;
सकल लींगानी थानी व्यापक रहस्त हे. ॥३॥
तमोसे भूतानी पंच मातरा सहित संच;
रजोसे इंद्री कहंच देव जहां रहस्त हे. ॥४॥

પ્રકૃતિના સ્નેહરૂપ મહાકારણદેહ છે અને તે દેહ નીચેના ત્રણે દેહમાં વાસનારૂપે રહેલા લિંગના સ્થાનમાં વ્યાપક થઈને રહેલો છે. અને તમોગુણથી માત્રાઓ સહિત પંચભૂતનો સંચ રહેલો છે અને રજોગુણથી દશ ઈંદ્રિયો તથા તેના સ્થાનકભેદે આવેલા દેવતાઓ રહેલા છે.

अंतसकरण चारु विष्णुसु चेतन सारु;
मनोर उठे अपारु जहां जेवी आकांक्षा हे. ॥५॥
प्रकृतिसे गुन तिनु विश्वनुं करे अमीनुं;
सकल कारण जीनु ताते न्यारी वस्त हे. ॥६॥
आतमा आदीतवत बिंब प्रकृति गहस्त;
अन्योअन्य चैतन सो कुवेर करस्त हे. ॥७॥

ચારે અંતઃકરણ સત્ત્વગુણથી ચેતન થયેલાં હોઈ તેમાંથી જ જ્યાં જેવી આકાંક્ષા થાય ત્યાં તેવા મનોરથ ઉઠે છે. આ ત્રણે ગુણો પ્રકૃતિથી પુષ્ટિ પામેલા હોઈ સમસ્ત ચૌદલોકમાં અમીનપણું ભોગવે છે. આ સર્વના કારણરૂપે જે વસ્તુ રહેલી છે તે આ બધાઓથી ન્યારી જાણવી. આ ન્યારી વસ્તુ તે સૂર્યવત્ હોઈ આત્મા તેનું બિંબ છે. જે પ્રકૃતિએ ગ્રહણ કરેલું છે એથી જ તે ચેતન થયેલી છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે

આમ આત્માથી પ્રકૃતિ અને આ પ્રકૃતિથી બીજાં બધાં અન્યોન્ય ચેતન થઈ વિલાસ કરે છે.

## અંગ ૨૧મું

### ઉમંગ છંદ

जाग्रत मांही सुषुप्ति विसरजन; वृथा विचार सो स्वप्न कहाइ. ॥१॥

लीन विचार वीले प्रकृति शंम; दंम परधान तुरीया वा लखाइ. ॥२॥

જાગ્રતમાં સુષુપ્તિ વર્તતી હોય તો વિસર્જનપણું આવે છે તથા સ્વપ્રાવસ્થા વર્તતી હોય તો વ્યર્થ વિચારો કરાવે; જ્યારે વિચારો લીન પામી પ્રકૃતિ શમરૂપ થઈ જાય ત્યારે દમરૂપ પ્રણવ એકલો પ્રધાનપણે રહે છે તેનું જ નામ તુર્યાવસ્થા જાણવી.

स्वप्नमे जाग्रत सो सर्व भासत; अंधाद्वंध सो ससोप्ति सोहाइ. ॥३॥

देह अनुमांन भूले सो तुरीपद; ना कछु मेरा ने तेरा रहाइ. ॥४॥

સ્વપ્રાવસ્થામાં પેટા વિભાગમાં જાગ્રત અવસ્થા વર્તતી હોય તો સ્વપ્રમાં જે કંઈ બને તેનો યથાર્થ ભાસ દેખાય છે અને તેનું ભાન રહે છે; તથા સ્વપ્રાવસ્થાના પેટા વિભાગમાં સુષુપ્તિ વર્તવી હોય તો અંધાધુંધ જેવું સ્વપ્નું દેખાય છે જેનું ભાન રહેતું નથી, તેમજ સ્વપ્રમાં જો તુરીયાવસ્થા વર્તતી હોય તો દેહ આદિ સર્વ અવસ્થાનું મારા તારા વગેરેનું સર્વ અનુમાન ભૂલી જવાય છે.

कहत सुसोप्तीमेहे पुनी सुप्नकी; अल्प पदारथ दर्श वीलाइ. ॥५॥

ताइमे जाग्रत कहत कुवेर ज्यौ; सुवत नींद उठत ब्रलाइ. ॥६॥

સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્રાવસ્થા વર્તતી હોય તો તે વખતે પદાર્થ અલ્પ દેખાય અને પાછા વિલસાઈ જાય. સુષુપ્તિમાં જાગૃત અવસ્થા વર્તતી હોય તો, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ઊંઘમાં લવરી કરે પણ તેનું તેને ભાન રહે નહિ.

❀ ❀ ❀

# અંગ-૨૨મું

## પરિબોધ મોરાલકંદ

सुनीयो अवस्था भेद कहुंमें ताके कलेद;
अंतर रहे अभेद भेद सो गुढारथ हे. ॥१॥
जाग्रतमे जाग्रत सो दीसत सकल विधि;
निधि सो कछु न छांनी जाकी सुधी बुध्य हे. ॥२॥

હવે અવસ્થાના ભેદનું કલેદ એટલે રહસ્ય શું છે તે કહું છું. આ બધી અવસ્થાઓ અંતરમાં એક સરખી વ્યાપક રહેલી છે તેને જુદી પાડી શકવી મુશ્કેલ છે. આ અભેદનો (અભેદ્ય)નો ભેદ ગુઢાર્થવાળો છે. પણ જાગૃત અવસ્થામાં સુજાણ-જાણ યુક્ત અતિ જાગ્રત અવસ્થા ભોગવતો હોય તો સમસ્ત બ્રહ્માંડમાં દ્રવ્યો માત્રની સર્વ હકીકત ગમે તે અવસ્થા હોય તો પણ આ સમર્થ બુદ્ધિના બળે કરીને જાણી લે છે, તેને કંઈપણ અજાણ્યું રહેતું નથી.

सुपनामे सुपन सो फोरत देख्यो न काउ;
नीदरा ल्यौं अवुनवु जागत अशुद्ध हे. ॥३॥
कहत ससोपतीमें रहत ससोपती जेसे;
सुझो न परत तेसे येसे अंधाद्बंध हे. ॥४॥

શુદ્ધ સ્વપ્નાવસ્થામાં સ્વપ્ન થાય તો કોઈ કંઈ જોઈ શકે નહિ. આમ નિદ્રાકાળે કોઈ કોઈ વખતે ન જોયો-જાણ્યો હોય તેવો અવનવો બનાવ બને છે. પણ જાગતાં તેમાંનું કંઈ ભાસતું નથી; કારણ કે આ સ્વપ્ન અશુદ્ધ ગતિનું છે. સુષુપ્તિ અવસ્થામાં શુદ્ધ સુષુપ્તિ વર્તતી હોય તો અતિ અંધાધુંધ હોઈ કંઈ પણ સૂઝ પડી શકતી નથી.

अंतसकरण जाके रहत उपकरण;
आगे जो कह्यो बरण समझ ससुधहे. ॥५॥

अधिष्ठांन कहुं ताके अंतसकरण जाके;
कारण सेवक सांमासुर जे सानिध्य हे. ॥६॥
मनके चंदरदेव बुद्धिचीत अजवासु;
अहंकारके रुद्रदेव कुवेर विख्यात हे. ॥७॥

ઉપર જે અવસ્થાઓ કહી તે દરેકમાં અંતઃકરણ રહેલાં છે અને તે અંતઃકરણ તે અવસ્થાઓની ઉપર તેના કારણરૂપે રહેલાં છે. આ અંતઃકરણ વિષે શુદ્ધ સમજ આગળ વર્ણવી છે. જે જે અંતઃકરણના જે જે અધિષ્ઠાતા છે તે વિષે કહું છું. કારણરૂપ અંતઃકરણ હોઈ અધિષ્ઠાતા દેવ તેના સેવકરૂપ છે અને તે તેની સાંનિધ્યમાં જ રહેલા છે. મનના દેવ ચંદ્ર છે, બુદ્ધિના દેવ બ્રહ્મા છે, ચિત્તના દેવ વિષ્ણુ છે અને અહંકારના અધિષ્ઠાતા દેવ રૂદ્ર હોઈ સમર્થ કુવેર સ્વામીજી કહે છે આ જગતમાં આ નામધારી દેવો વિખ્યાત છે.

## અંગ-૨૩મું

### ઉમંગ છંદ

अहंक्रती ग्रंथी गले सो तुरीपद; हे सद हारद ससोप्तीको वाइ. ॥१॥
तीनु अवस्था तुरीमे अंकुरवत; सो सत मर्म कहत सुनाइ. ॥२॥

જ્યારે અહંકૃતિ (અહંકાર)ની ગ્રંથિ જે બંધાઈ છે તે ઓગળી જાય ત્યારે શુદ્ધ તુર્યાપદ રહે છે અને તેજ સુષુપ્તિના શુદ્ધ હાર્દરૂપ છે. આ તુર્યા અવસ્થામાં નીચેની ત્રણે અવસ્થા અંકુરવત્ રહે છે. તેનો મર્મ શું છે તે કહું છું તે સાંભળો.

जाग्रत घोर नासा बीनी बाजत; स्वप्न शरीर अहीव मरोडाइ. ॥३॥
श्वास उश्वास ससोपति जाणो सत; अनुसुत भेद दीयो हे देखाइ. ॥४॥

ઓહંગ-પ્રણવવત્ રહેલી તુર્યા અવસ્થાના પેટા-વિભાગમાં જાગ્રત અવસ્થા વર્તતી હોય તો નાસિકાદ્વારે નીકળતા પ્રણવનો અવાજ ઘોર કરે છે તેમ જ આ તુર્યારૂપ ઓહંગ-પ્રણવમાં સ્વપ્નાવસ્થા વર્તતી હોય તો સર્પની માફક શરીર મરોડાય (મરડાય) છે. આ

તુર્યારૂપ ઓહંગના શ્વાસોશ્વાસમાં સુષુપ્તિ અવસ્થા વ્યાપક રહેલી છે, એ કારણને લીધે પ્રણવમાં થતી ક્રિયા ભલભલા યોગી આદિ જ્ઞાનિઓ સમજી શકતા નથી; કારણ કે સુષુપ્તિ અવસ્થા અંકુરવત્ અનુસ્યુત રૂપે રહેલી છે. અનુસ્યુત રહેલી અવસ્થાઓનો ભેદ આ પ્રમાણે હોઈ તે કહી બતાવ્યો છે.

**येसेही अंतस क्रण अन्योअन्य; सूक्ष्म भेद लहे विरलाइ. ॥५॥**

**वाणी पश्यंती मध्यमा वाच रहित; कुवेर ब्रह्म परा के पराइ. ॥६॥**

તુર્યારૂપ ઓહંગ-પ્રણવમાં અંકુરવત્ અવસ્થાઓના ભેદ બતાવ્યા છે તેજ પ્રમાણે અંતઃકરણ અન્યોન્ય મળીને રહેલાં હોઈ તેનો સૂક્ષ્મભેદ કોઈ વિરલા જ જાણી શકે છે. વળી આ ઓહંગ-પ્રણવમાં પરા, પશ્યંતિ અને મધ્યમા વાણી વાચા રહિત અંકુરવત્ રહેલી હોઈ, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સોહંગ બ્રહ્મ પરાથી પણ પર છે.

# અંગ-૨૪મું

## પરિબોધ મોરાલકંદ

आगे जो अवस्ता तीन जे जाके सुर सांमीन;
चैतन सो निशदिन करे सो कहीममां. ॥१॥
अहं क्रती ग्रंथि गलेसो तुरी ससोपतीकी;
पीछले उमंग छंद अधुरी हुती जामां. ॥२॥

આગળ તુર્યા અવસ્થામાં બીજી ત્રણ અવસ્થાઓ જે અંકુરવત્ રહેલી છે તેનો ભેદ અને પરિવર્તન બતાવ્યું તથા તેના અંતઃકરણોની અવરનવર થતી પ્રક્રિયા તે પણ કહી બતાવી તેમજ તેના દેવતાઓ વગેરે કહ્યા. આ તત્ત્વો જેમાં સમાઈને રહેલાં છે તે ઓહંગરૂપ ચૈતન્ય નિરંતર આ તત્ત્વો સાથે વિલાસ કરે છે તે વિષેની સઘળી હકીકત પણ ઉપર કહી બતાવી છે. હવે સુષુપ્તિમાં તુર્યા વર્તતી હોય ત્યારે અહંકૃતિરૂપ ગુણ આદિની સર્વ ગ્રંથિઓ ઓગળી જઈ નિવૃત્તિ પામે છે. એ લક્ષણા તુર્યાના પટે કરીને છે. કોઈ વાર આ તત્ત્વના સમુલ્લાસમાંથી નિવૃત્ત થવા ઉમેદવારી રાખતો હોય તેણે

અહંકૃતિરૂપ ગ્રંથિ ઉપર કહ્યા પ્રમાણે ઓગાળીને સુષુપ્તિના હાર્દરૂપ જે તુર્યા તેમાં નિવાસ કરવો. હવે પાછળ એકવીશમા અંગના ઉમંગછંદમાં ચોથી ચોપાઈથી જે હકીકત અધુરી મૂકી હતી તે અહીં પૂરી થાય છે.

तुरीया चतुर ताकी केहे कोहा मतगति;
गुरुगमलक्ष जाके उर सो जांने ग्यमां. ॥३॥
तुरीयामे तुरीयासो असमि अहंग आप;
चैतन अजंपा जाप शरीर सबे समां. ॥४॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે તુર્યામાં અંકુરવત્ રહેલી બીજી ત્રણ અવસ્થાઓની ગતિ ઉપર કહી બતાવી છે પણ તુર્યામાં તુર્યાની (શુદ્ધ તુર્યાની) ગતિ કેવી છે તે કોઈ કહેશો ? કોણ કહે ! જેના ઉરમાં ગુરૂગમનો લક્ષ ઉતર્યો હોય એ જ જાણે. જ્યારે તુર્યામાં અન્ય અવસ્થા સિવાય શુદ્ધ તુર્યા વર્તતી હોય ત્યારે તેની લક્ષણા 'અહંગ એકોહં' એ અસ્મિ રૂપ આપ પોતે જ છે કારણ કે સર્વ શરીરોને સમાવી માત્ર ચૈતન્ય અજંપા જાપરૂપ એક અદ્વૈત તુર્યા જ રહે છે.

अंतसकरण येसे एकु एकु मांही तीनु;
रहत आधीन जांहां जोको जाके आगमां. ॥५॥
प्रथमही मन आगु आंन्य रहे ताके सोहागु;
बुधीने चीत ते आगु त्रतीयो रहेतमां. ॥६॥
सूक्ष्ममे सूक्ष्म रहे रुपमे अरुप अति;
कुवेर आत्मा येसो कालसो खावे क्यमां. ॥७॥

અંતઃકરણનો વિષય પણ અવસ્થાઓની માફક રહેલો છે. એટલે કે એક અંતઃકરણમાં બીજાં ત્રણ અંતઃકરણ અંકુરરૂપે મળીને રહેલાં છે અને જે અંતઃકરણ આગળ પડી કાર્યક્રમ ચલાવતું હોય તેને તેમાં મળીને રહેલાં બીજાં ત્રણ અંતઃકરણો આધીન રહીને મદદ આપે છે. જ્યારે મન અંતઃકરણ આગળ પડીને કાર્ય કરતું હોય ત્યારે બુદ્ધિ, અહંકાર અને

ચિત્ત તેને સહાયતા આપે છે તથા જ્યારે બુદ્ધિ આગળ રહી પોતાનું કામ કરતી હોય ત્યારે તેમાં રહેલાં મન, અહંકાર અને ચિત્ત બુદ્ધિને સહાયતા આપે છે તેમજ અહંકાર-અંતઃકરણની મદભરી ક્રિયા ચાલતી હોય ત્યારે મન, બુદ્ધિ અને ચિત્ત તેને સહાયતા આપે છે અને ચિત્ત આગળ પડીને ચિંતવન કરતું હોય ત્યારે ગૌણરૂપ રહેલાં મન, બુદ્ધિ અને અહંકાર તેને મદદ આપે છે. આમ આ અંતઃકરણ આદિ તત્ત્વોની ક્રિયા સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે. વળી આ તત્ત્વોરૂપ દ્રવ્યમાં ઓહંગરૂપ ચૈતન્ય અતિ અરૂપરૂપે રહેલો છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પ્રમાણે અતિ અરૂપ રહેલા આત્માને કાળ કેમ કરીને ખાઈ શકશે ?

## અંગ-૨૫મું

### ઉમંગ છંદ

वेद कतेब कुरांन पुरांन; निगम न गम अगम बखांने. ॥१॥
सुरति समरति उचरती अहोनिश; गावत गुन गुनी वा अयांने. ॥२॥

આપણે અત્યાર સુધી ઉપર જે વિષય કહી ગયા તેની ખરી ગમગતિ વેદ, કિતાબ, કુરાન અને પુરાણોને ન હોવાને કારણે તે માત્ર અનુમાનપૂર્વક વખાણ કરે છે. વળી શ્રુતિ અને સ્મૃતિઓ પણ અહોનિશ ઉચ્ચાર કરી ગુણરૂપ થઈ જઈને ગુણ ગાય છે પણ આ બધાંયે આ માર્ગનાં અજાણ્યાં છે.

सांख्य वेदान्त मीमांसा पातांजलि; न्याय विशेशी सो वेश लोभांने. ॥३॥
राजस सत्व प्रकृति तमो गुन; कारनके क्रतही सत मांने. ॥४॥

સાંખ્ય, વેદાંત, મીમાંસા, પાતંજલિ (યોગદર્શન), ન્યાય અને વૈશેષિક દર્શન આ છ શાસ્ત્રોએ મળી જે વેશરૂપ દ્રવ્યોનાં વખાણ કર્યાં છે તેની સાથે જગત લોભવશ થઈ નિજસ્વરૂપને ભૂલેલું છે. વળી આ છ દર્શનોએ રજસ, સત્ત્વ, અને તમસ એ ગુણો તથા પ્રકૃતિ જે નિજકારણના કૃતરૂપ છે છતાં તે સત્ય હોઈ નિત્ય છે એમ જગતને મનાવી આજ પાઠ ભણાવ્યો છે.

भेख अनेक रचे खटदर्शन; आश्रम चार वहेवार विभांने. ॥५॥

कहत कुवेर घनेरे मतंतर; ब्रह्म सतंतर काहु न जांने. ॥६॥

આ છ દર્શનોએ અનેક પ્રકારના ભેખની સ્થાપના કરી છે તેમજ ચાર આશ્રમો અને તેને લગતો વહેવાર બાંધ્યો છે, એથી જગત ભ્રાન્તિવશ થયું. આમ તેઓ પોતે તથા બીજાઓ આ વિધવિધ ભાતમાં નિજભાન ભૂલી ગયા છે. એથી જ સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ પ્રમાણે ઘણા મતમતાંતરોને લીધે સ્વતંત્ર બ્રહ્મને કોઈએ જાણ્યું નહિ.

## અંગ-૨૬મું

### પરિબોધ મોરાલકંદ

ब्रह्मही के जांने बिना पार न पावत कोउ;

ब्रह्मही के जाने बिना संसे न दहतु हे. ॥१॥

ब्रह्मही के जाने बिना गलत ना हर्दे ग्रंथि;

सारन असार कछु जान्यो न परतु हे. ॥२॥

આ નિરાળા, શુદ્ધ, નિરંતર, સનાતન બ્રહ્મને જાણ્યા સિવાય કોઈ પાર પામશે નહિ. વળી વેદશાસ્ત્રોથી જે સંશય ઉત્પન્ન થાય છે તેનું બ્રહ્મને જાણ્યા સિવાય દહન થશે નહિ. તેમજ અહંકૃતિની હૃદયમાં જે ગ્રંથિ બંધાયેલી છે તે બ્રહ્મને જાણ્યા સિવાય કદીએ પીગળી જશે નહિ અને સારરૂપ અને અસારરૂપ શું છે તે પણ કદીએ સમજાશે નહિ.

ग्रंथनी अनेक मत उतइत जीतीत;

खटदरशन खटपटही करतु हे. ॥३॥

सुनत सुनत अति भिन्न भिन्न होत मति;

कोइ कहे काउ कोइ काउकु कहतु हे. ॥४॥

શાસ્ત્રો આદિ જુદા જુદા ગ્રંથોની જુદી જુદી ગતિ હોવાને લીધે ઉતઈત જીતતીત એટલે જ્યાં ત્યાં જેમ તેમ જેને જે યોગ્ય લાગ્યું તેણે તેનું જ વર્ણન કરી આ જગતમાં

છ દર્શનોએ એક જાતની ખટપટ ઉભી કરેલી છે. આ ખટપટવાળા ગ્રંથોની ભિન્ન ભિન્ન વાતો સાંભળી સાંભળીને જગતની જુદી જુદી ભાવના થયેલી હોઈ કોઈ કંઈ બતાવે છે તો બીજો બીજું કંઈ કહે છે.

ताइते भूलत जीव परत विभ्रांति भाती;
पंथनी निशंख चीत चली न शकतु हे. ॥५॥
लहे बिनु निजगति रहत ना इंद्रीजीती;
विकल विलाप ताप मनही भ्रंमातुहे. ॥६॥
छूटत भरम सब सतगुरु मीले जब;
आन्य ना उपाय कछु कुवेर कहतु हे. ॥७॥

એટલા જ માટે જીવો પોતાનું નિજસ્વરૂપ ભૂલી ભ્રાન્તિવશ થઈ વિધવિધ પ્રકારની સ્થપાયેલી દેવતાઈ ભાતોમાં પડેલા છે. આમ જે તે પંથમાં ગયેલા જીવ શંકાશીલ હોઈ પંથના અંકુરોને ભૂલી નિવૃત્ત કોઈ થયા નથી. આ કારણને લીધે જ ચિત્તને નિઃસંદેહ કરી બ્રહ્મના મેદાનમાં કોઈ મહાલી શક્યા નથી. જ્યાં સુધી નિજગતિને જાણી નથી ત્યાં સુધી સમગ્ર તત્ત્વોની મૂળ વાસનારૂપ લિંગ ઈંદ્રિયો જે દરેક દેહમાં અંકુરવત્ રહેલી છે તેમાંથી ઉઠતી ઝીણી ઝીણી અનેક પ્રકારની પ્રક્રિયાઓને કોઈ જીતી શકતા નથી એજ કારણને લીધે જગતમાત્રનાં મન આમતેમ ભમતાં ફરતાં હોઈ અકળામણ પૂર્વક દેવતાઓનો વિલાપ કરે છે. આ દરેક પ્રકારના ભ્રમ ત્યારે જ છુટશે કે જ્યારે સદ્ગુરુ મળશે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે નિઃસંદેહ થવાનો આ સિવાય બીજો કોઈ ઉપાય છે જ નહિ.

## અંગ ૨૭મું

### ઉમંગ છંદ

काउको चित्त लाग्यो शक्तिसुर; काउको चित्त विरंची विहार. ॥१॥
काउनके चित्त विष्णु आराधन; काउको चित्त शिवा पतियार. ॥२॥

કોઈનું ચિત્ત દેવીદેવતાને રીઝવવા પાછળ લાગ્યું તો કોઈનું ચિત્ત વિરંચીરૂપ રજોગુણના વિહાર કરવામાં લાગ્યું તેમજ કોઈનું ચિત્ત વિષ્ણુનું આરાધન કરવામાં રોકાયું તો કોઈનું ચિત્ત શિવજીમાં પ્રતીતિ લાવી તેમની પાછળ રોકાયું છે.

**ए चहु ईष्ट उपासना सुष्टिमे; कोउ दशु अवतार आधारा. ॥३॥**
**जेसे व्रखांन व्रते अवनि सर्व; नीर निधिसु लीयोहे लगार. ॥४॥**

ઉપર જણાવેલા ચાર દેવતાઓને આ સૃષ્ટિમાં શ્રેષ્ઠ ગણી તેમની સ્થાપના કરી છે અને જગત તેમની ઉપાસના કરે છે. વળી કેટલાક દશ અવતારોને આધારભુત ગણી તેમની ઉપાસના કરે છે. પૃથ્વી ઉપર વૃષ્ટિ થતાં સર્વ પૃથ્વી તૃપ્ત થવા ઉપરાંત અનેક સ્થળે પાણી ભરાઈ રહે છે, આમ ઘણું પાણી પડવા છતાં પણ મહાનિધિવત્ સઘનઘનમાંથી કિંચિત્ માત્ર જ આવેલું છે.

वारी अपार ना पार पयोधर; नीर नवांण प्रमाण प्रकार. ॥५॥
तेसे कुवेर कैवल पयोधीत्ये, विश्व व्रखांण नवांण अवतार. ॥६॥

પાણીને ધારણ કરનાર જે મૂળ પયોધર તેમાં જેનો પાર પામી ન શકાય તેવું અપાર પાણી સઘનઘનરૂપે રહેલું હોઈ તેમાંથી પૃથ્વી ઉપર પડતા કિંચિતમાત્ર પાણીથી નાના મોટા પ્રમાણવાળાં અનેક નવાણો (જળાશયો) બંધાયાં છે તેવી જ રીતે સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે અપાર પાણીને ધારણ કરનાર પયોધરરૂપ સકર્તા સત્કેવલ હોઈ કિંચિત્માત્ર પાણીને ધારણ કરનાર નવાણરૂપ વિશ્વમાં અવતારો છે.

## અંગ ૨૮મું

## પરિબોધ મોરાલકંદ

बुद्धि के मापस अस गावत रसना रस;
कविजन गुनी सो तो ईष्ट के उपास हे. ॥१॥
इष्ट के उपासी सो तो तत्त्वके विक्षाती भाती;
तत्त्व के विक्षाती सो तो पंड पंचभूत हे. ॥२॥

આમ જગતના શાસ્ત્રકારો આદિ વિદ્વાન કવિઓએ બુદ્ધિના માપ પ્રમાણે ગુણવાળા ઈશ્વરોને ઈષ્ટ તરીકે સ્થાપી તેમનાં યશોગાન કરેલાં છે. જેટલા જેટલા ઈષ્ટદેવોની સ્થાપના કરી છે તે તમામની ઉપાસના તત્ત્વોની હોઈ તત્ત્વોને જ વિકસિત કરેલાં છે. આ તત્ત્વોનું વિકસિતપણું એજ પંચભુતાદિ શરીર છે એમ જાણવું. અર્થાત્ ઈષ્ટદેવોનું જેટલું જેટલું વર્ણન શાસ્ત્રકારોએ કરેલું છે તે તમામ પંચભુતનું જ છે.

पंडके विलास कीट ब्रह्माके प्रजंत अंत;
स्थावर जंगम चराचर ल्यौं नासुत हे. ॥३॥
सुरती दरश चीतवन मन ज्यौं ल्यौं तंन;
कालही मारुत आगे आकके आकुत हे. ॥४॥

કીડી, મહુરજંતુથી લઈ બ્રહ્મા સુધીના પિંડમાત્રનો વિલાસ અંતવાળો હોઈ સ્થાવર જંગમ ચરાચર નાશવાન છે. ચિત્તયુક્ત સુરતાવડે જેટલું જેટલું દૃશ્યમાન થાય છે ત્યાં ત્યાં સુધી મન પહોંચેલું હોઈ મારૂતરૂપ કાળની આગળ આ સમસ્તલોક આકડાના તૂરની માફક ઉડી જવાના છે.

ब्रह्मांड एकीस इश नामरुप गुन विषे;
नामरुप गुन सो तो प्रकृति के पूत हे. ॥५॥
प्रकृति पुरुष लक्ष देखत द्वैत पक्ष;
द्वैतनी आस्तांगत सो वेदही कहतु हे. ॥६॥
पंडही ब्रह्मांड इंड भासतही खंडखंड;
कुवेर अद्वैत व्याप सो तो अनुसुत हे. ॥७॥

એકવીશ બ્રહ્માંડમાં જે જે ઈશ્વરો આવ્યા છે તે તે નામ, રૂપ, ગુણવાળા છે. આમ જે નામ-રૂપ-ગુણવાળા છે તે તમામ પ્રકૃતિના પુત્રો છે. આમ જ્યાં જ્યાં સુધી પુરૂષ પ્રકૃતિવાળો લક્ષ દેખાય છે ત્યાં ત્યાં સુધીનો પક્ષ દ્વૈતરૂપ છે. આ દ્વૈતપક્ષને માત્ર વેદે જ અસ્તાચળે મોકલ્યો છે. બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા એમ વેદ સિવાય મતમતાંતરો

પૈકી કોઈ બોલ્યા નથી. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે પિંડબ્રહ્માંડથી લઈ વિધવિધ પ્રકારનું જે ભાસે છે તે તમામમાં એક અદ્વૈત વ્યાપક બ્રહ્મ અનુસ્યૂત રહેલું છે.

# અંગ ૨૯મું

## ઉમંગ છંદ

भूल रहे इतके इतही सर्व; ना उतकी कीने बात पेचांनी. ॥१॥
जे जीनके मतकी गत ठांनत; वा घरकी कोउ न कहत निशानी. ॥२॥

જગત આ બાજુને આ બાજુ જ ભુલું પડેલું હોઈ તે બાજુ ચીનીને કોઈએ તપાસ કરી નથી. જેણે જેણે જે જે મત જોયા તેમણે તે તે મત નક્કી કરેલા હોઈ તેમાં જ તેમની મતિ સ્તંભી રહેલી છે; જેથી વાઘર એટલે તુર્યાવત્ ઓહંગની ગતિમાં કોઈનું નિશાન પહોંચ્યું નથી; એથી આ ઘર કેવું છે અને અંદર શું છે તે કોઈ કહી શકેલા નથી.

ज्ञानी मुनि सुनी कहत सरवे सत; व्याक्रण वदीत पंडित पुरांणी. ॥३॥
साधंन सिद्ध खटचक्रकी रट; देह दमे इंद्री मने उनमांनी. ॥४॥

જ્ઞાનીઓ, મુનિઓ, પંડિતો, વ્યાકરણીઓ તથા પુરાણીઓનું કહેલું સાંભળી સાંભળીને સર્વ લોકો કહે છે કે તે સાચું છે અને લોકો તેમાં જ વળગેલા છે. વળી છ ચક્રને સાધનાર સિદ્ધજનો દેહની ઈંદ્રિયોને દમી દમીને મનવડે અનુમાન ધ્યાન ધરે છે.

ए सर्व पेच पवाडा पटंतर; जंतर जंत बंधे अभिमानी. ॥५॥
लोक चतुदशहे मानके वश; कुवेर ब्रह्म सो तो हे अमांनी. ॥६॥

પવાડા એટલે સકર્તા તથા સૃષ્ટિક્રમથી વિરુદ્ધ જે જે કાવ્યો રચાયાં છે તે તમામ પવાડા જ છે. જગતના મોટા ગણાતા અભિમાની પુરૂષો શાસ્ત્રપુરાણોની આદ્ય લઈ જેટલું જેટલું બોલેલા છે તે તમામ આ પવાડારૂપ જંત્રની જાળ હોઈ જગતના જીવોને બાંધવા માટે રચેલી છે, જેમાં નિજની સમજ નથી છતાં આમ ચૌદલોક અભિમાનપૂર્વક માનવશ

થઈને વર્તે છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે નિર્દોષ, નિર્વિકારી, માન-અપમાનથી રહિત સત્યરૂપ માત્ર સોહંગ બ્રહ્મ જ છે.

# અંગ-૩૦મું

## પરિબોધ મોરાલકંદ

अमांनी अव्यक्तव्यक्त सकल जाहाकी शक्त;
लगत कछु न लक्त निराकार निज हे. ॥१॥
जेसेही अंमर स्वर मीलीने उचार कर;
शब्दनी अनेक शून्य बोलत महीजहे. ॥२॥

આ માન-અપમાનથી રહિત જે બ્રહ્મ છે તે સર્વ વ્યાપક હોઈ અવ્યક્ત છે અને આ બધી વ્યક્ત ચૌદલોકની સમગ્ર શક્તિ તેનાથી જ છે; તથાપિ આ અવ્યક્ત બ્રહ્મ નિરાકાર નિજરૂપે હોઈ તેને કોઈ જાતનું આવરણ લાગતું નથી. જેમ અમર (આકાશ) સ્વર (પ્રણવ)માં મળી શબ્દોચ્ચાર કરે છે જેથી અનેક શબ્દો શૂન્યમાં રહીને બોલે છે.

नभ ते नादामां नाद फुकन गहन साद;
रहित बोधन बाध अधर अमीजहे. ॥३॥
तेसेंही नीमतवत व्योमने वाजंत्रगत;
चैतन मायानी लत महदता न्यारीज हे. ॥४॥

જેને હું શૂન્યરૂપ નભ કહું છું તે નભ સર્વ પ્રકારના નાદના નાદરૂપે છે. આ શુદ્ધ નાદની પ્રણવરૂપ જે ફુંક તેનો સાદ ગહન છે. તે બોધબાધ એટલે જ્ઞાન વા આવરણથી રહિત હોઈ અંતરિક્ષ સર્વ નાદના સ્વરોની અમીરૂપે રહેલો છે. જેમ વાજિંત્રમાં નાદ રહેલો છે. પણ તેને બહાર કાઢનાર નિમિત્તરૂપ કારણ સિવાય તે બહાર નીકળી શકતો નથી તેવી જ રીતે આ ઓહંગ-પ્રણવરૂપ નાદમાં શબ્દો રહેલા છે પણ તેને કાઢનાર નિમિત્તરૂપ કારણ સિવાય અંદર રહેલા અક્ષરો બહાર આવતા નથી. આ બધું ચૈતન્ય (હિરણ્ય ગર્ભ)

માયાની લતાવૃક્ષરૂપ ઘનઘોર હોઈ સર્વત્ર પ્રસરેલું છે; પણ એ તમામની અંદર રહેલી મહદ્ મહત્તા ન્યારી ને ન્યારી જ છે.

महदता माहाज अज अकथ कह्यांनी बांनी;
श्रुति ना लखानी जांनी नयेति कहीजहे. ॥५॥
अक्षरा अतीत मत अनुभवी ज्ञानीगत;
सोही तो विरलासंत ब्रह्मकु जांनीजहे. ॥६॥
ब्रह्मतरु फुरण साख्या विश्व सफुरण;
कुवेर कैवल सो तो वाको निज बीज हे. ॥७॥

આ સર્વલોકમાં મહદ્તારૂપે જે હેજ (બ્રહ્મ) વ્યાપક રહેલું છે તે અતિ ગુપ્ત હોઈ વાણીથી તે કથીને કહી શકાતું નથી. એથી જ શ્રુતિએ આ પદ લખી શકાય તેવું નથી એમ જાણીને નેતિ પોકારેલી છે. આ કારણને લીધે અનુભવીના જ્ઞાનનો મત અક્ષરાતીત છે. જેથી વિરલા સંત જ આ સોહંગ બ્રહ્મને જાણે છે. આ બ્રહ્મરૂપ વૃક્ષની સ્ફુરણાથી ચૌદલોકરૂપ જગત સ્ફુરેલું છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ બ્રહ્મરૂપ વૃક્ષના નિજ બીજરૂપે સકર્તા સત્કેવલ છે.

## અંગ-૩૧મું

### ઉમંગ છંદ

व्यापक ब्रह्म न्हेः कर्म निरालंब, आलंब रहित रमेती रमे. ॥१॥
पांच पचीस प्रकृति तीनु गुन; चहीतनसे घनं ब्रफ जमे. ॥२॥

વ્યાપક બ્રહ્મ આલંબન સિવાય રમેતિરૂપે રમણ કરનારું હોઈ ન્હેઃકર્મરૂપ છે. પરંતુ પાંચતત્ત્વ, પચીસ પ્રકૃતિ અને ત્રણ ગુણરૂપ દ્રવ્યો ચૈતન્ય સાથે મળી જવાથી ઘનરૂપ બરફવત્ જામી ગયાં એથી જ મનુષ્ય આદિ સર્વ ઘાટ બંધાયેલા દેખાય છે.

ज्ञान आदीत उदे जीनके घट; ता घटके ब्रफ चीन समे. ॥३॥
खावत पीवत बोलत चालत; देखतही पुनी देह आंमे. ॥४॥

જેના ઘટમાં જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય તે જ આ ઘટના બરફને ચીનીને ઓગાળી નાખે છે. આવા જ્ઞાની ખાતાં, પીતાં, બોલતાં અને ચાલતાં આ દેહની અંદર શું છે? કેવું છે ? શાથી બંધાયું છે ? કોણે બાંધ્યું છે ? તે નિરંતર જોતા જ રહે છે.

**आंन सबे ब्रफके ब्रफही घट; ज्ञांन ससुर ते दूर भमे. ॥५॥**
**त्यौं ल्यहुं भिंन विलास दीसे ब्रह्म; छूटे ना द्वैत कुवेर क्यमे. ॥६॥**

આ ચૌદલોકરૂપ જગતમાંના સર્વ ઘાટો બરફ રૂપ જ છે. તે ઘાટ અત્યાર સુધી કોઈનો નથી ઓગળ્યો, તેનું કારણ એ છે કે જ્ઞાનરૂપ સૂર્યથી દૂરના દૂર ભમ્યા કરે છે; એથી જ આ બ્રહ્મમાં ભિન્નરૂપે બધોયે વિલાસ દેખાય છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ દ્વૈતરૂપ વિલાસના ઘાટો કેમે કરીને છૂટતા નથી.

## અંગ ૩૨મું

### પરિબોધ મોરાલકંદ

द्वैतनी प्रथम कहुं भेद पडनाली टीका;
सुनत श्रवणनीका ज्ञान जाके उर हे. ॥१॥
अविगत निज ताते नभ उतपन भये;
नभ ते मारुत उत पवन अंकुर हे. ॥२॥

પ્રથમ દ્વૈત વિષેના ભેદની પ્રણાલિકાનો પ્રકાશ કરું છું. જેના ઉરમાં જ્ઞાન હશે તે જ આ વચનોને કાન દઈ સાંભળશે. હવે પ્રથમ અવિગત આકાશમાંથી ગતરૂપ નભ (શબ્દ બ્રહ્મ) ઉત્પન્ન થયું; તેનાથી અંકુરરૂપે પવન ઉત્પન્ન થયો.

पवन प्रसव दाव अगन्य उपज भइ;
अगन्य ते तोइ जोइ नीर वाको नुर हे. ॥३॥
नीरकु जडता आइ शीतकी प्रसंगा पाइ;
नीपुनता जाइ भइ कठन कठोर हे. ॥४॥

અંકુરવત્ ઉત્પન્ન થયેલા પવનમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. અગ્નિથી પાણી ઉત્પન્ન થયું. આ પાણીના નૂરરૂપે અગ્નિ રહેલો છે. આ પાણીને શીતનો પ્રસંગ મળવાથી જડરૂપ થયું. તે પૂરેપૂરું જડ થતા ઘણું જ કઠણ થયું છે તે રૂપ પૃથ્વી જાણવી.

जाथे उतपन अप सोइ तप मीले जब;
कठनता जाइ सब निज नीर हो रहे. ॥५॥
दृष्टांत समज परे बुद्धि चींतवन करे;
ताइकु सिद्धांत सरे आन्य मति भुर हे. ॥६॥
लहत समज संत जांने न जगत जंत;
कुवेर कहंत मीत जांने जाके गुरु हे. ॥७॥

જે અગ્નિથી પાણી ઉત્પન્ન થયું તે અગ્નિનો તાપ લાગે તો શીતબળે કઠણ થયેલી પૃથ્વીની કઠણતા નાશ પામે છે, ત્યારે માત્ર પાણીરૂપ થઈ રહે છે. જે બુદ્ધિપૂર્વક ચિંતવન કરે તેને જ આ દૃષ્ટાંત સમજાય અને તેજ તેના સિદ્ધાંતને તારવી શકે. બીજા જે ભુચરગતિના છે તે આ જ્ઞાનને સમજી શકશે નહિ. આ સમજને માત્ર સંતોજ જાણે છે. જગતના જીવો જાણી શકતા નથી. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે જેને ગુરૂ હોય તે જ આ સિદ્ધાંતને પ્રમાણપુરઃસર સમજી શકશે.

## અંગ ૩૩મું

### ઉમંગ છંદ

याहीकु जीव कहे सबही इत; हे जीतको तीत ब्रह्म असो. ॥१॥
जांमण शक्त छूटे जलकी जब; वारी विचारतां ब्रफ कसो. ॥२॥

આ પ્રમાણે આ બાજુ તથા તે બાજુ આવેલા સર્વલોકના ઘાટ બરફરૂપ છે. આ જીતતીત એટલે આ બાજુ તથા તે બાજુના સર્વ ઘાટોમાં સંપૂર્ણ બ્રહ્મ ભરાઈને રહેલું છે. આ બ્રહ્મરૂપ પાણીમાં જામણરૂપે જમાવ કરનારી શક્તિની પકડ છૂટી જાય છે. ત્યારે

બરફરૂપ ઘાટો ઓગળી જઈ અદ્વૈત બ્રહ્મ એકલું જ રહે છે. આમ બ્રહ્મરૂપ પાણીનો વિચાર કરતાં બરફરૂપ ઘાટો કંઈએ દેખાતા નથી.

जंत जमे प्रकृति ब्रह्म के अप, देखी देहासक्त शास्त्र भसो. ॥३॥
शुद्ध विचार वीले प्रकृत्ति शीत; वस्तु विलोकतां जीवन सो. ॥४॥

બ્રહ્મરૂપ પાણીમાં ગુણ આદિ દ્રવ્યો પ્રકૃતિરૂપ જામણ વડે જામીને જે ઘાટ તૈયાર થયા છે તે ઘાટની અસ્મિવાળા દેહાસક્ત જીવ આવા ને આવા જ બીજા અધિક તત્ત્વોવાળા ઘાટો જોઈને શાસ્ત્રો દ્વારા આ બરફવત્ ઘાટોનું જ જ્ઞાન બકેલા છે. જ્યારે નિજનો શુદ્ધ વિચાર થાય ત્યારે આ પ્રકૃતિરૂપ જામણની શીત વિલસાઈ જાય છે. આમ છેવટ વસ્તુરૂપ મુદ્દાનું વિલોકન કરતાં સર્વનું છેવટ જીવન આ સોહંગ બ્રહ્મ જ છે.

हे सत वस्त उदे जहां ना अस्त; वेश अमस्त अव्ये उलसो. ॥५॥
दिव्य दृष्टि उतकुष्ट भयो द्रस्य; ब्रह्म चौवेर कुवेर हसो. ॥६॥

જે સત્ય વસ્તુ છે તેમાં ઉદય-અસ્તની ઘટના નથી એવું આ અદ્વૈત બ્રહ્મ છે, તેમાંથી સ્ફુરણારૂપે ઉત્પન્ન થયેલા આ વેશવાળા જે ઘાટ દેખાય છે તે ઉપરછલા હોઈ અમસ્તા છે. ઉત્કૃષ્ટ દિવ્ય દષ્ટિથી આ સઘળાં દ્રવ્યોરૂપ દશ્યમાં જોતાં દશે દિશામાં ભરપૂર બ્રહ્મ હસી રહેલું જોઈને સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું પણ ખૂબ હસ્યો છું.

## અંગ-૩૪મું

### પરિબોધ મોરાલકંદ

ताइते आ संख्या तज पंडनी ब्रह्मांड रज;
जड चहीतन श्रड वसत सफुरी हे. ॥१॥
जेसेही भोमिके भंडदारमे चीतर चंड;
कंचन भुषन भिन भासत अंकुरी हे. ॥२॥

એટલા જ માટે હે ભગવતિજન ! આ વિધવિધ પ્રકારની શંકા છોડી દે; કારણ

કે આ પિંડબ્રહ્માંડ નિજ જાણ આગળ રજમાત્ર પણ નથી. વળી આ જડચૈતન્યરૂપ જે દેખાય છે તે બ્રહ્મ જ સ્ફુરેલું છે. જેમ એક જ પૃથ્વીથી અનેક પાત્રો થયાં છે તે માટીથી ભિન્ન નથી તથા એક જ લાકડાનો જે ઘાટ ચીતરેલો હોય તે લાકડાથી ભિન્ન નથી તથા ચંદ્રનું પ્રતિબિંબ પાત્રને લીધે ભિન્ન દેખાય છે. પણ ચંદ્રથી ભિન્ન નથી તેમજ સોનાના દાગીના સોનાથી જુદા નથી, આ બધો ઘાટ ઘાટના અંકુરે કરી જુદો દેખાય છે પણ વસ્તુતઃ દ્રવ્ય જ છે.

अपके उछंग संग तोरंग बोरंगा रंग;
भावीमे भीनंग अंग अंते नीर नुरी हे. ॥३॥
मीसरी मीठाइ करी नामरुप जुदां धरी;
विविधी प्रकार सार जोतांमे चेनुरी हे. ॥४॥

પાણીના ઉછાળાને લીધે પાણી લહેર રૂપે દેખાય છે. આ લહેરના અવરનવર સંગે કરીને અંદર નાના મોટા પરપોટા થાય છે તથા ઉછળતી લહેરોના રંગ વિધવિધ પ્રકારના દેખાય છે. આ બધોયે પ્રકાર પાણીનો છે. જ્યારે પાણી સ્થિર થાય ત્યારે આ સઘળાં દેખાતાં દશ્યોરૂપ અંગ પીગળી જતાં માત્ર પાણી રૂપ રહે છે. વળી સાકરની મીઠાઈ ઘણા પ્રકારની બને છે અને તે દરેકનાં નામરૂપ જુદાં જુદાં હોય છે પણ વસ્તુતઃ તે સાકરજ છે.

तेसेही पंड ब्रह्मांड रसीक रचे प्रचंड;
भवाटी ब्रह्मनी मंड सचेत संमपुरी हे. ॥५॥
सचेत सचीव शीव इंद्रीने अविलंबन जीव;
माया आधीन सदैव मोक्षकु कहे दूरी हे. ॥६॥
अज्ञान अगन्य रोग नेंननी अनंत भास;
कुवेर ओसदी जाकी गुरुग्यम मुरी हे. ॥७॥

· આ ઉપર જે દષ્ટાંતો આપ્યાં તે દષ્ટાંતોનાં મૂળ દ્રવ્યોરૂપ પૃથ્વી, લાકડું, સોનું, ચંદ્ર,

ખાંડ અને પાણી કહ્યાં છે અને તે તમામથી વિધવિધ પ્રકારની સામગ્રી સજાયેલી અને તેનાં નામ, રૂપ અને ગુણ જુદાં જુદાં રાખેલાં, પણ છેવટનો છેક વિચાર કરતાં ઘાટનો નાશ થતાં વસ્તુતઃ મૂળ દ્રવ્યજ રહે છે; તેવી જ રીતે એક બ્રહ્મથી પિંડ-બ્રહ્માંડની રસિક પ્રચંડ રચના રચાયેલી હોઈ આ બધીએ ભવાટી બ્રહ્મથી મંડાયેલી છે અને સંપૂર્ણ સચેતન છે. આમ છે છતાં સચેતન સચિવ (પ્રધાન)રૂપે રહે ત્યાં સુધી શિવરૂપે છે (એમને જ જગતના લોકોએ ઈશ્વર કહેલા છે) અને ઈંદ્રિયોના અવલંબનવાળા થાય ત્યારે તે જીવરૂપે છે. આ જીવ માયા આધીન હોઈ નિરંતન કહ્યા કરે છે કે મોક્ષ ઘણો દૂર છે. આમ માયાના અજ્ઞાની જીવોને અગ્નિરૂપ ત્રિવિધ તાપનો રોગ સર્વાંગ શરીરે વ્યાપક થયેલો હોઈ નેત્રદ્વારા પડળરૂપે બંધાઈને ગતિમાં સ્થિર થવાથી અનંત પ્રકારની ભાત ભાસે છે. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે આ રોગનું મૂળ ઔષધ ગુરૂની ગમ છે.

## અંગ ૩૫મું

### ઉમંગ છંદ

हे हसना रसना गुन गावत; सोहावत हे पदपुंज मयंग. ॥१॥
आपही आप अनंत उठे मत; धन्य नमामि जयेति जयंग. ॥२॥

હું હસ્યો એટલે બોલ્યો. આ રસ જે બ્રહ્મનો હતો તે ગુપ્ત માર્ગે જિહ્વામાં આવ્યો. ત્યાર પછી એ વડે ગુણગાન ગાઈને બ્રહ્મરૂપ પૂજ્યપદને સોહામણું, દેદિપ્યમાન કરી બતાવ્યું છે. આ દેદિપ્યમાન બ્રહ્મમાંથી આપોઆપ સ્વયં અનંત મત ઉઠતા હોય એવું જાણીને આ પદને ધન્યવાદ આપી નમસ્કાર કરું છું.

(પરમશ્રેષ્ઠ પરમગુરુ કહે છે કે ઉપરના અંગમાં આપણે કેટલાંક દૃષ્ટાંત દ્વારા જોયું કે આ સઘળું જગત એક અદ્વૈત બ્રહ્મમાંથી સ્ફુરેલું છે. હવે અહીં તેનું વર્ણન કરવામાં આવે છે. બ્રહ્મ સર્વત્ર હોઈ આ સઘળો વિલાસ બ્રહ્મરૂપ છે. આ બ્રહ્મમાં કોઈ હાસ્ય કરે છે તો કોઈ વિનોદ કરે છે. ત્યારે કોઈ રડે છે તો કોઈ દુઃખી થાય છે. આમ હાસ્યવિનોદ તેમજ રસના આદિવડે ગુણગાન બ્રહ્મ પોતે જ કરે છે. આ રસના બ્રહ્મરૂપ હોઈ વ્યાપક છે. આ પૂજ્યપદ અતિ વિશાળ હોઈ આ જગતના સજાતી શણગાર રૂપ

તે પોતે જ છે. આમ તેમાંથી આપોઆપ અનંત મતવાળું સ્ફુરે છે આવા અનંત વ્યાપક વિશ્વરૂપ બ્રહ્મને ધન્ય હોઈ હું તેને નમસ્કાર કરું છું.)

**आद्य अव्यक्त अरुपी अचानक; तांनक पंड प्रतंग भयंग. ॥३॥**

**रहत आभीन्न चरीत्र नानाविधि; बोलतही सत शब्द सोहंग. ॥४॥**

બ્રહ્મ આદિરૂપ હોઈ અવ્યક્ત તેમજ અરૂપ છે છતાં તેના પોતામાંથી જ અચાનક પિંડબ્રહ્માંડનો સઘળો ખેલ જે તાનથી ભરેલો હોઈ ઉત્પન્ન થયો છે. વળી આ બ્રહ્મના ઉદરમાં વિધવિધ પ્રકારનાં ચારિત્રો ભરાયેલાં છે છતાં હે બ્રહ્મ ! તને કોઈ પૂછે કે તું કેવું છે, તો તું બોલી ઉઠીશ કે હું સત્યરૂપ હોઈ સોહંગરૂપ છું. (અર્થાત્ બ્રહ્મ બ્રહ્મને પૂછે છે ત્યારે તે ઉપર પ્રમાણે જવાબ આપે છે. આ બધીયે ક્રિયા બ્રહ્મના પેટાઅંતરમાં થાય છે. દુઃખના દર્દમાં ડૂબેલો જીવ તે પણ બ્રહ્મરૂપ છે તેમજ સુખના મહાસાગરમાં અંનત સુખ ભોગવતો હોય તો પણ બ્રહ્મરૂપ છે. આમ પ્રવૃત્તિરૂપ તે પણ બ્રહ્મ અને નિવૃત્તિરૂપ તે પણ બ્રહ્મ જ છે. આમ સુખ-દુઃખ ભોગવવા છતાં અહંબ્રહ્મ અસ્મિવાળા મારે કંઈ ભોગવવાનું નથી એમ કહે છે તે પણ બ્રહ્મ, અને ભોગવે છે તે પણ બ્રહ્મ. આમ સુખમાં, દુઃખમાં, પાપમાં, પુણ્યમાં, ધર્મમાં, અર્ધમમાં, નીતિ અનીતિમાં, કાર્ય વા કારણમાં, નિત્ય વા, અનીત્યમાં, સત્ય વા અસત્યમાં, જ્ઞાનમાં વા અજ્ઞાનમાં, સ્વર્ગમાં વા નર્કમાં, જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં બ્રહ્મ જ ભરપૂર ભરેલું છે. આ એક અદ્વૈત બ્રહ્મમાં આ દ્વૈતભાવ શાથી થયો ? અને ક્યા અંકુરે બ્રહ્મ સ્ફૂર્યું છે ? કદાચ કોઈ કહે છે કે બ્રહ્મ આપોઆપ પોતે પોતાની મેળે સ્ફુરેલું છે. આ માની લઈએ તો દોષાપત્તિધર્મ એ ઉત્પન્ન થાય છે કે બ્રહ્મમાં અંકુરરૂપ માયા વ્યાપક મળીને રહેલી હોય તો જ આમ ઉત્પત્તિ થવાનો સંભવ છે. આમ માયા બ્રહ્મમાં સાબિત થઈ જાય તો બ્રહ્મ નિરાળું, નિર્વિકારી અને અદ્વૈત કહેવાય નહિ. કોઈ કહેશે કે માયા બ્રહ્મના એક દેશમાં નિરંતર રહે છે. તો આ માયા શાને કહો છો ? દશ્ય, અદશ્ય, આમ વસ્તુ સિવાય ભાસ થાય નહિ છતાં તમે માયાને નિત્ય કહો છો તો તેનું સ્વરૂપ કેવું છે ? તે કહી શકશો નહિ, અને ન કહી શકો તો બ્રહ્મમાં આ માયારૂપ વિજાતિ તત્ત્વ કેવી રીતે રહી શક્યું ? એ વિચારવા જેવું છે. બીજું બ્રહ્મના નિહંગપણાને બાધ લાગે છે તે પણ જોવા જેવું છે. આ ગ્રંથી ક્યા સંજોગે રહી વા એ ગ્રંથિની પકડ કોની સાથે છે અને છેવટ કેવી રીતે છુટી જાય છે તે સંબંધીનો કોઈ છેવટ વિચાર કરીને નિર્ણય કરી શક્યા નથી.

ख्यालक खेल उकेल संकेलत; हे ज्यहुको निज अंश अयंग. ॥५॥
वंश विलाप वाचाल भयो विधि; स्वे निधि प्राय कुवेर कहंग. ॥६॥

સકર્તા સત્કેવલથી ઉપર વર્ણવ્યા પ્રમાણેનો અવરનવર ઉકેલાતો અને સંકેલાતો ચૌદલોકનો નાટકરૂપ ખેલ ખેલાતો હોઈ અંશ તેમાં વણાય છે. આ વણાટનું જ્ઞાન નિજઅંશને નથી. તે તો છે તેવો ને તેવો જ અજાણ્યો છે. આ વિધિ પ્રમાણે જડતત્ત્વોનો ચૌદલોકરૂપ વંશ ચૈતન્યની સત્તા પામીને વાચાળરૂપ થઈ વિલાપ કરે છે. તે પૈકી બ્રહ્મના ખરા સ્વરૂપને કોઈ જાણતો નથી. આમ બ્રહ્મની જે સ્ફુરણા સ્ફુરેલી છે અને તે સ્ફુરણાથી જે જે થયું તેની અવરનવર બાહ્ય માન્યતાનું બારોબારિયું સ્વરૂપ બતાવ્યું. હવે સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે બ્રહ્મના આભ્યંતર સ્વરૂપમાં અત્યાર સુધીના કોઈ જઈ શકયા નથી તે સ્વયં નિધિરૂપ જે બ્રહ્મ તેનું વર્ણન નીચે પ્રમાણે કરું છું.

## અંગ ૩૯મું

### પરિબોધ મોરાલકંદ

स्वयंग निधि जथारथ लख्यो न काउन ग्रंथ;
कविनको क्रतारथ अलख अमाप हे. ॥१॥
अलख सो लक्ष व्याप अमाप सो माप भयो;
घट घट नयो नयो जपे एकु जाप हे. ॥२॥

નિધિરૂપ સ્વયંગ બ્રહ્મ એટલે સર્વાંગ બ્રહ્મ ને અત્યાર સુધીના કોઈપણ ગ્રંથમાં યથાર્થ લખ્યું નથી. અત્યાર સુધીમાં શાસ્ત્રોઆદિના ઘણા કવિઓ થયા પણ કોઈ કૃતાર્થ થયા નથી; કારણ કે આ બ્રહ્મરૂપ પદ અલખ હોઈ અમાપરૂપે રહેલું છે. આ અલખ બ્રહ્મનો લક્ષ વ્યાપક છે. આ વ્યાપક લક્ષરૂપ જે અમાપ બ્રહ્મ તે માપક ઘાટમાં માપરૂપે થઈને ઘટોઘટમાં અવનવા જાપ જપે છે પણ આ બધાયે જાપનું મૂળ એક બ્રહ્મ જ છે; છતાં એક બીજાની જાણ કોઈને નથી.

वृक्षनी मे वृक्ष जेसे कीटमे कीटंग तेसे;
खगहीमे खग जेसे तेसेही विलाप हे. ॥३॥

देवमे दैवतरुपे मनुषमे मनुजपे;

पशुमे पंकात पशु जेसु जेसो थाप हे. ॥४॥

જે અમાપ હતું તે માપવાળા ઘાટમાં માપરૂપે થઈને જ્યાં જેવો ઘાટ ત્યાં તેવા રૂપે રહેલું છે તે જણાવવા માટે દૃષ્ટાંત આપું છું. વૃક્ષમાં વૃક્ષરૂપે, કીટમાં કીટરૂપે, પક્ષીમાં પક્ષીરૂપે હોઈ જે તે ઘાટ પ્રમાણે વિલાપ કરે છે. વળી દેવમાં દૈવતરૂપે તેમજ મનુષ્યમાં મનુષ્યરૂપે હોઈ સિંહમાં સિંહરૂપે, બકરામાં બકરારૂપે, હાથીમાં હાથીરૂપે, આમ જ્યાં જેવા ઘાટ છે તે ત્યાં તેવા રૂપે રહેલું છે.

उपाधि के संग मीली दीसत उपाधिरुप;

तेलकी तवाई मांही चंदकु क्या ताप हे. ॥५॥

जेसे कुप नीर एक सींचत तरु अनेक;

स्वाद जाके मीष्ट मोला कटुक खटाप हे. ॥६॥

तेसेही चैतन व्याप सरवांग सोहंग थाप;

कुवेर न दुजो कोउ गावतही आप हे. ॥७॥

જેમ તેલની કઢાઈમાં ચંદ્રનું પ્રતિબિંબ પડયું હોય અને તે તેલ ઉકળતું હોય ત્યારે અંદર રહેલું ચંદ્રનું પ્રતિબિંબ ઉકળતું દેખાય છે. હું ઉકળું છું, અકળાઉં છું, બળું છું. એમ કહે તો પણ એથી નિજ ચંદ્રને આ તાપ ક્યાં લાગે તેમ છે ? માત્ર ઉપાધિને સંગે કરી આ બધુંય ઉપાધિરૂપ દેખાય છે. જેમ કુવાનું પાણી એક છે અને તે અનેક વૃક્ષને સીંચીએ છીએ એથી તે તે વૃક્ષનાં થતાં ફળ સ્વાદે કરીને મીઠાં, ખાટાં, ખારાં, કડવાં તીખાં, એમ ભિન્ન ભિન્ન દેખાય છે છતાં પણ નિજપાણી તો એકજ છે. તેમાં આ પ્રકારનો કોઈ સ્વાદ નથી. માત્ર ઘાટના સંગે કરીને તે પાણીને ખાટું, ખારું, મીઠું, કડવું, તીખું એમ ભિન્ન ભિન્ન સ્વાદવાળું કહેવામાં આવે છે. તેવી જ રીતે ચૈતન્ય બ્રહ્મ સર્વાંગે વ્યાપક હોઈ સોહંગરૂપે રહેલું છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ સર્વમાં બીજું કોઈ બોલતું નથી પણ ચૈતન્ય આપોઆપ બોલે છે.

# અંગ ૩૭મું

## ઉમંગ છંદ

ता पदके मध्य की हर्दया मम; सो गम कहे आपही आपनी. ॥१॥
कोउ न द्वैत दुजा मतकी गत; सत स्वयंग गीरा व्यापनी. ॥२॥

જે સોહંગ બ્રહ્મ સર્વત્ર વ્યાપક સ્થપાઈને રહેલું છે તે બ્રહ્મની મધ્ય ભાગે મારું નિજ હાર્દ છે. એ જાણરૂપ જે ગમ એજ આપનપુરૂપ હું પોતે પરમવિશેષ અંશ છું. આ સ્થળે બીજા કોઈ દ્વૈત મતની ગતિ નથી. માત્ર સત્યરૂપ સ્વયં મારું જે પરમ વિશેષ સ્વરૂપ તેની વ્યાપક વાણીરૂપે સોહંગ બ્રહ્મ છે.

ब्रह्म हीलोल उठे निध्यकी मध्य, पुष्टीपरा अजंपा जापनी. ॥३॥
वाणी विचित्र प्रकार उचारत, स्वारथ संघ समे समापनी. ॥४॥

આ બ્રહ્મના મધ્યમાંથી હીલકારો ઉઠ્યો. આ હીલકારો એ જ ચૈતન્ય લહેર છે. તેણે જાપરૂપે પરાના ઘરમાં રહેલા અજંપાને પુષ્ટિરૂપ પોષણ આપ્યું. એથી આ અજંપો નિજનું પોષણ પામી ગતિવાળો થયો. આ ગતિવાળા અજંપાનું નામ ઓહંગ હોઈ પશ્યંતિરૂપે શરીરમાં રહેલો છે. આ ઓહંગ દ્વારા વાણીનો ઉચ્ચાર શરીરના સંગે કરીને વિચિત્ર પ્રકારે સ્વાર્થ યુક્ત થવા લાગ્યો. આ બધીયે ક્રિયા માપવાળા ઘાટમાં આવીને થાય છે.

जे घरथी उलसे विलसे पुनी ते स्थल; कैवलना व्यापना थापनी. ॥५॥
कहत कुवेर समझुको स्वे घर; ना कछु पक्ष परा आपनी. ॥६॥

જે ઘેરથી આ ચૈતન્યરૂપ લહેર ઉઠી છે તે તેજ ઘરમાં છેવટે વિલસાઈ જશે. સકર્તા સત્‌કૈવલની પરમગતિ વ્યાપક હોઈ સર્વત્ર સ્થપાયેલી છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કોઈ સમજુ પુરુષોને સમજવાનું આજ સ્વયં ઘર છે. ત્યાં કોઈ જાતનો પક્ષપાત નથી; કારણ કે આ સમજ પરાની પોતાની નથી પણ પરાદ્વારા નિજ અંતરમાં રહેલી જાણ નીકળે છે.

❀ ❀ ❀

# અંગ ૩૮મું

## પરિબોધ મોરાલકંદ

पक्षवादी संसे दहु वेद के वैवाद कहुं;
ज्ञान गति सरवे लहु बुद्धि के प्रकाश हे. ॥१॥
विधिके वदन चारु उचरत न्यारु न्यारु;
पुरव पछम दावे वावे मुख रास हे. ॥२॥

આ જે જ્ઞાનનો અત્યાર સુધી વિસ્તાર કર્યો તે સંબંધી આ બાજુના કોઈ પક્ષવાદીઓને તેમજ વેદ આદિના જ્ઞાતાઓને ઉપર પ્રમાણેનું અનુભવી જ્ઞાન સાંભળી સંશય ઉત્પન્ન થતો હોય તો તેનું નિવારણ કરવા માટે વેદનો જ વિવાદ કરી બતાવી સમાધાન કરું છું. જગતના આદિ જ્ઞાતા બ્રહ્માજીએ વેદો દ્વારા જે જ્ઞાન કથેલું છે તે તેમણે તેમનામાં રહેલી બુદ્ધિથી થતા પ્રકાશ દ્વારા જોઈને બ્રહ્માંડભરમાં તત્ત્વોનું વર્ણન કર્યું છે. આ બ્રહ્માજી ચાર મુખ દ્વારા દરેકે દરેક મુખથી જુદું જુદું બોલેલા છે, એટલે કે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ આ ચાર દિશાઓ પૈકી જે દિશા તરફ મુખ રાખીને બેઠેલા અને જે વેદની રચના કરેલી તેનો ખુલાસો કરું છું તે સાંભળો.

पुरवके मुख रघुवेदही विधिने कह्यो;
न्याय शास्तर जाके गौतम अभ्यास हे. ॥३॥
दछंन यजुरवेद शास्तर मीमांसा भन्ये;
ताइके आचारज जयमुनि समास हे. ॥४॥

બ્રહ્માજીએ પૂર્વ તરફ મુખ રાખીને વિરાટના છેડા સુધી દૃષ્ટિ નાખી જે જ્ઞાન મેળવી કથ્યું છે એજ જ્ઞાનનું નામ ઋગ્વેદ છે. આ ઋગ્વેદનો મહા મુનિ ગૌતમે ખુબ અભ્યાસ કરી તેના દોહનરૂપે ન્યાયશાસ્ત્ર રચ્યું છે; તેમજ બ્રહ્માજી દક્ષિણ તરફ મુખ રાખીને જ્યારે બેઠા ત્યારે તે દિશાએ લંબાણ દૃષ્ટિ નાખીને જોયું. જે દ્રવ્યોની યોજના તથા તે તરફના વિચારોનો સંગ્રહ જેમાં કર્યો છે તેનું નામ યજુર્વેદ રાખેલું હોઈ આ વેદનો જૈમિનિ ઋષિએ અભ્યાસ કર્યો અને તે ઉપરથી મીમાંસાશાસ્ત્ર રચ્યું અને એ જ પ્રમાણે તેમણે આચરણ પણ કર્યું. આમ આચરણ કરનાર હોવાથી તેઓ આચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા છે.

पछंम वदन सांमवेदही विनये कर्यो;
शास्तर वेदांत जाके आचारज व्यासहे. ॥५॥
ओतर अथर जाके शास्तर विशेषी शाख्य;
त्रीतीयो पातांजलिके शेष अविकाश हे. ॥६॥
विशेषीके ज्ञानदेव सांख्यके कपिलमुनि;
कुवेर निगम धुनि बांनिके विलास हे. ॥७॥

બ્રહ્માજી પશ્ચિમ તરફ મુખ રાખીને બેઠા ત્યારે તે દિશા તરફ વ્યાપક દૃષ્ટિ રાખીને જે જે પ્રાર્થનાઓ કરી તેના સંગ્રહનું નામ સામવેદ છે. આ વેદનો મહામુનિ બાદરાયણ વ્યાસજીએ અભ્યાસ કર્યો અને તેમાંથી જે કંઈ સારરૂપ મુદ્દો પ્રાપ્ત કર્યો તેનું નામ વેદાન્તશાસ્ત્ર છે. બ્રહ્માજીએ ઉત્તર તરફ મુખ રાખીને લંબાણ દૃષ્ટિએ જે જોયું તે જ્ઞાનનું નામ અથર્વવેદ છે. આ અથર્વવેદ ઉપરથી વૈશેષીક દર્શન, સાંખ્ય દર્શન અને પાતંજલિ દર્શન (યોગદર્શન), આમ ત્રણ દર્શનો રચાયાં છે. કણાદ ઋષિએ વૈશેષિક દર્શન કપિલ મુનિએ સાંખ્ય દર્શન અને શેષનાયણે (મહર્ષિ પતંજલિએ) પાતંજલિ શાસ્ત્ર રચેલું છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ વેદની વાણી દ્વારા થતો ધ્વનિ તે વાણીનો વિલાસ છે.

## અંગ ૩૯મું

### ઉમંગ છંદ

निगमं निरुपं नरमेयं महावायक; द्वादश लक्ष प्रतक्ष प्रमेती. ॥१॥
बांनी अनंत गीरायं वलोयं; श्रुतियं सकारं सहितं कथेती. ॥२॥

ઉપર પ્રમાણે રચાયેલા જે વેદો છે તે સર્વનો છેવટ નિર્ણય બાર મહાવાક્યો દ્વારા સંપૂર્ણ કરેલો છે. આ મહાવાક્યો પ્રત્યક્ષ લક્ષરૂપ હોઈ શ્રેષ્ઠ છે એમ નિર્ણય કર્યો છે. અનંતવ્યાપક ગિરારૂપ વાણીને વલોવી વલોવીને જે બાર મહાવાક્યોરૂપ મુદ્દો કાઢ્યો તેજ મુદ્દો શ્રુતિમાં સત્યરૂપે સ્વીકારેલો છે.

लेयं तेयं ज्यौं आजस द्वयं दश; श्रवणं श्रोतायं पारायं पायंती. ॥३॥
कहंतं तेयमं सुनंतं स्त्रवेयं; ज्ञानं गमेयं जेयं बुद्ध ज्रेती. ॥४॥

આ ઓમકારરૂપ વેદના ઓજસરૂપે જે બાર મંત્રો બ્રહ્માજીએ નક્કી કરેલા છે તે ઉપર જણાવેલા આચાર્યોએ શ્રોતારૂપે શ્રવણ કરી પોતાની સમજ પ્રમાણે તેનું પારાયણ કર્યું છે. અર્થાત્ જેનામાં જેટલી બુદ્ધિ હતી અને જેટલું જેને રૂચ્યું તેટલું જ તેણે વેદમાંથી જ્ઞાન લીધું. આમ જેટલું જેણે ગ્રહણ કર્યું તેટલું જ તેમણે જગતને જણાવ્યું છે. આજ કારણને લીધે છએ આચાર્યોના મત જુદા જુદા છે.

सद् चिद् आनंद अहं ब्रह्म असीयं; रघुयं जजुरं सजुयं वदंती. ॥५॥
तमो तदसीयं अयं अहो निर मलेयं; अथर अथैयं सांम्यै लक्ष एती. ॥६॥
भन्ये ए चतुष्ठ अधो शब्द पुष्ठं; कुवेर तद परंतं कहीतं गनेती. ॥७॥

ઋગ્વેદનું મહાવાક્ય 'સચ્ચિદાનંદ' છે અને 'અહં બ્રહ્મ અસ્મિ' એ યજુર્વેદનું મહાવાક્ય છે. તેમણે આ પ્રમાણેનાં આ મહાવાક્યો સર્જેલા છે અને તે વદેલા છે. તમપદ, તત્પદ અને અસિપદ્દ, આ સામવેદનો લક્ષ હોઈ અયં અહો નિર્મળ આ મહાવાક્યો અથર્વવેદના લક્ષરૂપ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે બ્રહ્માજીએ શબ્દોથી થતી પુષ્ટિમાં સંતોષ માની ચારવેદનાં આ ચાર મહાવાક્યો ભણીને ગણાવ્યાં છે.

# અંગ ૪૦મું

## પરિબોધ મોરાલકંદ

कहे जो महावायक विप्रके सुनेलायक;
भीन बतावु साहक वेदे ज्यौं विचारे. हे. ॥१॥
प्रथमही रघुवेद सद चिद आनंद भेद;
सकल विधि नसेद पर पद धारे हे. ॥२॥

કહેવાય છે કે આ મહાવાક્યો માત્ર બ્રાહ્મણોને જ સાંભળવા લાયક છે. બીજાને સંભળાવાય નહિ તેમજ બીજાથી સાંભળી શકાય નહિ. તે સાંભળવાનો અધિકાર બ્રાહ્મણ સિવાય બીજા કોઈને નથી. તેઓ આ પ્રમાણે માની બીજા કોઈની આગળ બોલતા નથી. આ તેમની માન્યતા ખોટી છે. આ વિષયમાં ભેદ શું છે અને તેનો હિસાબ કેવો છે તે વેદે જે

પ્રમાણે વિચાર કરેલો છે તે પ્રમાણે કહું છું. તેમાં પ્રથમ ઋગ્વેદે **સદ્, ચિદ્ અને આનંદને** તારવી તેમાં ત્રણ ભેદ પાડી સિવાયની સર્વ વિધિને નિષિદ્ધ ગણી છે. આમ પ્રતિપાદન કરવા છતાં તેમના અંતરનો આશય આથી પર રહી જાય છે. આ પર રહેલા આશયરૂપ મુદ્દાએ આ ત્રણ પદને ધારણ કરેલાં છે. (આ ધારણ કરનાર કોણ છે તે ઋગ્વેદ સમજી શક્યો નથી).

सद सो तो बीज सर्व चीद सो हिरणग्रभ;<br>
आनंद सफूरे गुन विश्वकु विस्तारे हे.　　॥३॥<br>
अहं सोतो क्रता आप साक्षीवत ब्रह्म व्याप;<br>
असमि अमाप थाप जजुर उचारे हे.　　॥४॥

સદ્દ, ચિદ્દ અને આનંદના ત્રણ પ્રકારના ભેદ આ પ્રમાણે છે. સદ્ એટલે સમગ્ર વ્યાપક રહેલું બીજ જાણવું અને ચિદ્ એ હિરણ્યગર્ભ ગતિનું હોઈ વ્યાપક સદ્દરૂપ અંકુરમાં રહેલું છે. આ બન્નેની એકતારૂપે જે સ્ફુરણા થઈ તેનું નામ આનંદ. આ આનંદ ગુણરૂપ હોઈ ત્રિગુણાત્મક જગત વિસ્તાર પામેલું છે. હવે યજુર્વેદ **અહં બ્રહ્મ અસ્મિ** કહે છે. તેમાં અહં એટલે હું પોતે કર્તારૂપ હોઈ બ્રહ્મ સાક્ષીરૂપે છે. અસ્મિ સમગ્ર બ્રહ્માંડમાં વ્યાપક સ્થાપેલી છે અને તે અમાપ છે. ( આ ત્રણ પદમાં હેતુ કોનો છે તે યજુર્વેદ સમજી શક્યો નથી.)

तम सो तो जीव सद आपापर मानी रद;<br>
तद इश्वर क्रिया कारे असी अविकारे हे.　　॥५॥<br>
अयंग आतमा जम अहो कोहु क्रता मम;<br>
निर्मल निरालो सम अथर पोकारे हे.　　॥६॥<br>
निगमकी निजगम कही लही हुती तम;<br>
कुवेर कैवल सो तो वाही हुते न्यारे हे.　　॥७॥

સામવેદે **તમપદ, તત્પદ અને અસિપદ** ધારેલું છે. તમ એટલે ત્રણે કાળમાં જીવ સત્યરૂપ હોઈ તે સિવાયનું બીજું બધું નાશવાન છે. તદ (તન્) એટલે સમગ્ર

બ્રહ્માંડમાં થતી ક્રિયારૂપ ઈશ્વર છે અને આ બન્નેને પોતામાં સમાવીને રહે છે તે અવિકારરૂપ અસિપદ જાણવું. હવે અથર્વવેદ **અચંગ અહો નિર્મલ** કહે છે. તેમાં અચંગ આત્મારૂપ હોઈ અહો ! મારો કર્તા કોણ ! અને નિર્મળ આ સર્વથી ન્યારું હોઈ સર્વમાં સમાઈને વ્યાપક રહેલું છે. આ પ્રમાણે વેદોએ નિરૂપણ કરેલું હોઈ જેની જે ગમ હતી તેની તે પ્રમાણે કહેલી છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ વેદોની સર્વ માન્યતાથી પર સકર્તા સત્‌કેવલનું પદ આવેલું છે.

## અંગ ૪૧મું

### ઉમંગ છંદ

**कुन करे सो महालक्षके पक्ष; ना दक्ष बावनमांही जो आवत. ॥१॥**
**वर्णवी व्यक्त रहित रह्यो जम; हे सम सो ना कोहुके परखावत. ॥२॥**

પરમ અલૌકિક મહાલક્ષનો પક્ષ કોઈ કરતું નથી અને થઈ શકે તેમ પણ નથી; કારણ કે બાવન અક્ષરોની ઘટનામાં આ મહાલક્ષની શ્રેષ્ઠગતિ આવતી નથી. આ અવિગત માર્ગમાં શબ્દોની દક્ષતા પહોંચી શકતી નથી. વળી જ્યાં જ્યાં સુધી વર્ણવી શકાય છે તથા વ્યક્ત તરીકે ઓળખી શકાય છે. ત્યાં ત્યાં સુધી આ મહાલક્ષનો પક્ષ ન્યારો રહે છે. તે તો સદા સદોદિત જેમ છે તેમ રહેલો હોઈ એ કેવો છે તે જેમ છે તેમ કોઈ પરખાવી શકે તેમ નથી.

**कोटी ब्रह्मांड रहे विविध विध; अमर आले अणु न लहावत. ॥३॥**
**अमरातीत अविगत हे मत; देहगतसे गति कोहो कुन पावत. ॥४॥**

કરોડો બ્રહ્માંડ વિધવિધ પ્રકારે રહેલાં છે પણ અમર (આકાશ) અને આ બ્રહ્માંડોની સરખામણી કરે તો અમર (આકાશ) એટલું બધું વિશાળ છે કે તેના પેટામાં રહેલાં કરોડો બ્રહ્માંડ અમરની દૃષ્ટિએ અણુમાત્ર દેખાય છે. આ મહાલક્ષવાળો જે મત તે અમરાતીત એટલે અમરથી અવિગતરૂપે અલગ આવેલો છે; જેની ગતિ દેહ રૂપ થયેલી છે તેવા પૈકી કોઈ આ પરમપદની પરમગતિનો પાર પામશે નહિ.

**ब्रह्मांड कोटी अणु तुल्य ज्यां नहि; आ पंडकी पुनी कुन चलावत. ॥५॥**
**थाह अथाहको कोउ न आवत; कुवेर कैवल सोही कहावत. ॥६॥**

મહદ્ પરમ લક્ષની ગતિ આગળ આ કરોડો બ્રહ્માંડ જ્યારે અણુમાત્ર દેખાતાં નથી ત્યારે કોની મગદૂર છે કે આ જગતના ભિન્ન ભિન્ન ઘાટો કેટલા અને કેવડા છે તે કહી શકે ! સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ અથાહ કે જેનો થાહ આવી શકે તેમ નથી એ જ સકર્તા સત્કેવલનું અવિચળ પદ છે.

## અંગ ૪૨મું

### પરિબોધ મોરાલકંદ

अक्षर अनुकरम लगे ना पद परम लखे;
सो गुन धरम मायाहुके क्रत हे. ॥१॥
वीसनवु लक्षताकु वीसनवु कहत सहु;
निजनाम कौ न लह्युं लक्षण रहित हे. ॥२॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે અક્ષરનો અનુક્રમ પરમપદ સુધી પહોંચતો નથી પરંતુ અક્ષરો વડે જે જે લખાય છે તે ગુણનો જ ધર્મ હોઈ માયાનું જ કૃત છે. વૈષ્ણવો વિષ્ણુ શબ્દને જ તાકે છે અને તે શબ્દને જ ધ્યેયરૂપ ગણી તેનું જ ધ્યાન કરે છે; કારણ કે નિજ નામ લક્ષણા રહિત છે એથી એને કોઈ જાણી શક્યું નથી.

ताहीके सहस्त्र नाम रेहे सरेहे कीये काम;
फेले जेसे देश गाम लखी लखी प्रतहे. ॥३॥
अकल अरुप गुप सो तो पद चाप चुप;
लखी ताकी हास उप जीव तहां आरतु हे. ॥४॥

ઉપજાવી કાઢેલાં આ વિષ્ણુનાં હજાર નામ છે. તે નામનો નિત્યપ્રતિ પાઠ કરે છે. પરંતુ આમ કરવાથી કોનું કયું કાર્ય સર્યું છે ? શબ્દરૂપ નામમાત્રના હોંશીલાઓએ કાગળમાં ચીઠ્ઠીમાં, કંકોત્રીમાં, ચોપડામાં, ઘરમાં, દીવાલોએ, આમ ઠામઠામ લખી લખીને અનેક પત્ર દ્વારા દેશે દેશ અને ગામે ગામ માત્ર વિષ્ણુના નામનો શબ્દમાત્ર જ ફેલાવેલો છે; કારણ કે જે પદ અકળ, અરૂપ છે તે પદ ગુપ્ત હોઈ ચુપચાપ છે. એ ન સમજાયું અને

તેમાં પ્રવેશ પણ ન થયો એથી જ આ બાહ્ય આનંદમાં આ વિષ્ણુઆદિ રામકૃષ્ણના જે શબ્દો લખાયા છે તે શબ્દો ઉપર જ જીવમાત્ર આતુર હોઈ તેના જ ઉપર સર્વનું ચિત્ત ચોંટેલું છે.

आद्य पुरुष अलेखा रुपहु ना रंग रेखा;
इश्वर अनंत भेखा अजाहु आव्रत हे. ॥५॥
ग्राहक ग्रहण ग्रहे कोहु वेन वाही पद;
ग्रंथना ग्रहे हारद ओरली सांस्त्रत हे. ॥६॥
पढन गुनन सुर्ति नुर्ति ज्यौं ल्यौं क्रता क्रत;
कुवेर कैवल पद अकथ अक्रत हे. ॥७॥

ભગવાન કહે છે કે આદ્ય-પુરુષ અલેખ, અરૂપ હોઈ, રૂપ, રંગ કે રેખા સિવાયના એક અદ્વૈત, છે, તથાપિ અનેક ભેખધારીઓએ અનેક ઈશ્વરો સ્થાપ્યા છે. આમ અનેક ઈશ્વરો સ્થપાયા છતાં હજુ પણ ઈશ્વરોની અનેક આવૃત્તિઓ નીકળતી જ જાય છે, પણ યાદ રાખો કે જ્યાં જ્યાં સુધી ગ્રહણ કરનાર છે અને ગ્રહી શકાય છે તેમજ ગ્રહણ કરવાની વસ્તુ છે ત્યાં ત્યાં સુધી નિજપદ નથી; તેમજ જે જે ગ્રંથે જેને જેને હાર્દરૂપ મુદ્દો ગણીને વર્ણવ્યો હોય તે તમામ રચના ઓરલી એટલે આ બાજુની હોઈ નિજની નથી. વળી જ્યાં સુધી ભણી ગણી શકાય છે તથા સૂરતી નૂરતી આદિ જ્યાં સુધી પહોંચી શકે છે ત્યાં ત્યાં સુધીનું તમામ કર્તાનું કૃતજ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કેવલપદ અકથ્ય હોઈ અકૃતરૂપ એટલે કૃતથી રહિત છે.

## અંગ ૪૩મું

### ઉમંગ છંદ

कैवलं चीदेनं अव्ये नां वयंनं; द्रीगंनं लघुयं अमोहं अमस्तु. ॥१॥
नीरालं नारायणं अहं न व्रणेयं; नयेति नर्णेयं प्रणायं परंतु. ॥२॥

હે સકર્તા સતકેવલ ! આપ બ્રહ્મરૂપ પ્રકાશના પ્રકાશક હોઈ આપની સુજાણજાણરૂપ ગતિએ વ્યાપક રહેલા છો. આપ વ્યય-અવ્યય રહિત હોઈ દીર્ઘ રૂપે નથી વા લઘુરૂપે

પણ નથી. આપનું પદ મોહ સિવાયનું હોઈ અમસ્તુ એટલે સહેજાસહેજરૂપ સદા સદોદિત નિત્ય્ છે, જ્યારે બ્રહ્મદેવે નિરાલંબરૂપે રહેલા નારાયણની સ્તુતિ કરી ત્યારે તે બ્રહ્મા દ્વારા નારાયણ આપના પરમપદ માટે બોલી ગયા છે કે અહં ન વ્રણેયં હું આ સહેજાસહેજ રૂપ પદનું વર્ણન કરી શકું તેમ નથી; કારણ કે આ પદ સોહંગરૂપ પ્રણવની પર આવેલું છે. આમ આપના પદનો નિર્ણય કરતી વખતે નારાયણે પણ નેતિ પોકારી છે.

**जपेनं जपायं कायं नं मयायं; मनाती मगोयं स्वयं तंम समस्तु. ॥३॥**

**जांहां न धाता ध्येयं नं वीछंदं; विनै जे करोति विवर्जित वस्तु. ॥४॥**

હે સકર્તાધણી ! આપના પદનો જાપ જપી શકાય વા જપાવી શકાય તેમ નથી. કારણ કે આપ કાયારૂપ આકૃતિવાળા નથી અને આપનો માર્ગ પણ મનાતીત છે, આપ સ્વયં સમસ્તરૂપ છો. આપના પદમાં ધ્યાતા અને ધ્યેય ન હોવાને લીધે વિભાગ પડી શકે તેમ નથી. અર્થાત્ જ્યાં જ્યાં સુધી વિનય કરવામાં આવે છે ત્યાં ત્યાં સુધી સુજાણજાણ વસ્તુરૂપ આપ જુદાને જુદા જ રહો છો.

**विधिवै वेदंतं अचंते नचंतं; सुनाती सनातं जे नाथ अनंतु. ॥५॥**

**अगाधं बहोधं लहे जंन महादं; कुवेरं तेयं मम नमामि नमस्तु. ॥६॥**

પરમ અર્થની પ્રાપ્તિ કરવા બ્રહ્માજી વેદ દ્વારા પ્રાર્થના કરતા હતા ત્યારે નિજપદને શોધતાં શોધતાં અને ઝીણી ઝીણી ગતિમાં ઉતરતાં ઉતરતાં પોતે અચંત થઈ ગયા અને આમ અચંતદશા ઘણો કાળ ભોગવતાં નચિંતરૂપે થયા. આ નિશ્ચિત દશા શૂન્યરૂપ નથી પણ શુદ્ધ જાગ્રતરૂપ છે. સનાતનરૂપ, અંત સિવાયના હે નાથધણી ! જેને કોઈ મહદ્‌ગતિના વિરલા હોય તેજ જાણી શકે એવા અગાધબોધરૂપ આપને સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું વારંવાર નમસ્કાર કરું છું.

# કૈવલ વિલાસ ગ્રંથ સમાપ્ત

# विश्वबोध ( चोसरा )

## વિશ્વબોધ (ચોસરા)

### અંગ : ૧

स्वार्थ आगळ कांय न सूझत, परमारथ पुनी ताइ;
धन दारा सुत कुल कुटुंबमे, राखत अलमस्ताइ. ॥१॥
अरविंगा अज्ञान भरेला, निखशिख सुधी नुगरा;
डोर सरीखा धांन धडीबी, पूठ वधारे ढगरा. ॥२॥
नगरपति के नात्यपटलिया, के पंडित होय पढीया;
आतमलक्ष विना नर खरसम, सुरभिसुतवत् वडीया. ॥३॥
महाद पुरुष परताय पुनितसे, सवळुं कांय न सूझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बुजे. ॥४॥

(આ ગ્રંથ વિશ્વબોધ નામથી ઓળખાય છે અને એ ભગવાન કરુણા સાગરના સ્વમૂખે ઉચ્ચારેલો હોઈ કાયમપંથમાં પ્રસિદ્ધ પામેલો છે. આ ગ્રંથમાં અંગ પાંચ છે, તે પૈકી આ પ્રથમ અંગ છે. તેમાં ચાર પાત્રોનો ઉદ્દેશી વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ પાત્ર ભૂંડું એટલે કે જેનાં વર્તન અક્કલ સિવાયનાં અતિ જડદ્વેષથી ભરેલાં પાપમય ગુજારનાર હોય તે છે. તે તેના સાથીઓને પણ અધોગતિના માર્ગે પહોંચાડનાર છે. બીજો અપરાધી એટલે જન્મથી મરણપર્યંત કોઈપણ પ્રકારના પાપનો ભય પામ્યા સિવાય અપરાધ કર્યા કરે છે તેને ઉદ્દેશીને છે. ત્રીજો અંધ સર્વથા અજ્ઞાન-અંધકારથી ભરપૂર ભરાયેલો હોય જાણરૂપ નેત્રો સિવાયનો છે. ચોથે બૂચટ એટલે મૂર્ખ છે.) આ ચારેના

જીવન પુત્રપરિવાર તથા કુળ તેમજ કુટુંબના મદમાં અલમસ્ત સ્વાર્થથી ભરેલાં ગુજરતાં હોઈ તેમને પરમ અર્થની પ્રાપ્તિ વિષે લેશમાત્ર પરવા વા ઈચ્છા થતી નથી. આ પુરૂષો નખશિખપર્યંત નગુરા છે, એટલે કે તેઓનાં સર્વાંગ શરીરોની ઈંદ્રિયો માત્ર જૂઠું બોલવામાં અને પાપ કરવામાં મશગૂલ છે. વળી અવળે પંથે ચાલનારા, અજ્ઞાનથી ભરેલા, ઢોરની માફક ખૂબ ખાનારા હોઈ શરીર વધારવામાં તેમણે આનંદ માન્યો છે. વળી નગરપતિ, ન્યાતના પટેલ અને પંડિત, આ ત્રણેયનાં વર્તન ગૌપુત્રના સમાન છે; કારણ કે એક સાંઢ ગામમાં હોય તો તે બીજા સાંઢને ગામમાં આવવા દેતો નથી; તે એમ માને છે કે આ ગામ મારૂં છે, તેવી જ રીતે આ ત્રણેયની માન્યતા છે. કારણ કે તેમનામાં આત્મલક્ષણા હોતી નથી, એટલે નરરૂપ પુરુષ તો ખરા પણ આત્મલક્ષ સિવાયના હોવાથી ગર્ધવસમ (ગધેડા જેવા) છે; માત્ર વાદવિવાદમાં તત્પર રહે છે. તેમનાં અંતઃકરણ મહદ્ પુરૂષોનો પવિત્ર પ્રતાપ મેળવવાની પાછળ રોકાયાં નથી, જેથી તેમને સૂલટો માર્ગ કદીયે સૂઝતો નથી. ક્યાંથી સૂઝે ? તેવી ધારણા વા ધ્યાન જોઈ એ ને ! આ બધાં લક્ષણ ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જેવાઓનાં છે.

दुर्मति देखत सार न पेखत, शिंगपुच्छ विनु पशवा;<br>
ज्यौं पनघट पर पथ्थर जेसा, काम लगे पद घसवा. ॥५॥<br>
त्यौं परकारे रविसुतना पद, शठने शीश समारे;<br>
ज्यौं ज्यौं जोर करी झटकारे, त्यौं पदकलत निवारे. ॥६॥<br>
ते संकट शिर सोमतणुं, कुण वहार करी बंचावे;<br>
आड अटक विना अनभे थइने, जम जमपुरी लेइ जावे. ॥७॥<br>
संतशरण नंदिक नर पापी, नरकतणा मग सूझे;<br>
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥८॥

આ ચારે પ્રકારના જનો મતિભ્રષ્ટ હોઈ સારરૂપ સત્ય વસ્તુને જોઈ શકતા નથી; એથી શિંગડાં તથા પૂછડા સિવાયના મનુષ્યરૂપે પશુ છે. કદાચ મનુષ્યરૂપે ન જન્મતાં

પથ્થરરૂપે પેદા થયા હોત તો કોઈ ભગવતિજનને પોતાના પગનો મળ ઘસીને સાફ કરવા કામ લાગત. (ઉત્તમ મનુષ્યયોનિમાં ઉત્તમ સ્થાન પ્રાપ્ત થવા છતાં ભ્રષ્ટ થયેલાઓને અધમ પાપને બળે નીચી યોનિ પ્રાપ્ત થાય છે; એટલે કે જેઓ ઉત્તમ સ્થાન પામ્યા પછી હાથપગ બીજા પાસે ધોવરાવે છે, તેઓ આ જાતનું પાપ ખરીદે છે. આવાં અનેક પાપોના બળે કરી નીચ યોનિમાં જાય છે.) ઉપરના ચારે દુરાગ્રહીઓની છેવટ જિંદગી પૂરી થતાં રવિસુત એટલે યમદૂતો પોતાના પગ વડે આ શઠજનોને માથે પ્રહાર કરી છૂંદી છૂંદીને મારે છે; એટલે કે જેમજેમ આ શઠના માથા ઉપર યમદૂતો પગપ્રહારના ઝટકા મારે છે, તેમતેમ તેમના પગે થતી ચળનું નિવારણ થાય છે. આ દુરાગ્રહીઓના ઉપર યમદૂતોથી પડતા અસહ્ય દુઃખનો બચાવ કરવા તેમની વહારે કોણ જાય તેમ છે ? અર્થાત્ કોઈ નહિ; એટલે કે યમદૂતોની આડે આવનાર વા અટકાવનાર કોઈ નથી, જેથી આ યમદૂતો નિર્ભયપણે યમપુરીમાં લઈ જાય છે. આ ભૂંડા, અપરાધી, અંધ તેમજ બૂચટજનો સાચા સંતસજ્જનોના નિંદક હોઈ તેમને નરકના માર્ગ સૂઝે છે.

सनमुखताये सरल स्वाभाविक, पूठल नखरुं बोले;<br>
ते मुरख मुरजाद विना जे, श्वानशूकरने तोले. ॥९॥<br>
अरथ अछुता भवमे भूता, येले आयुष गमावे;<br>
कुंभीपाक नरकमे ते नर, अंते जाइ समावे. ॥१०॥<br>
केतेक काळ नरकमे मुक्ति, लखचोराशी नाखे;<br>
अनेकवार अवतार धरीने, जुगजुग जोनि झांखे. ॥११॥<br>
कोटीकलप एम करतां वीते, आवे मनुषतनु जे;<br>
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥१२॥

સજ્જન પુરૂષના સમૂહમાં આ દુરાગ્રહીઓ સ્વભાવે સરલતાપૂર્વક વર્તે છે અને આ સમૂહથી છૂટા પડ્યા બાદ નગરું બોલે છે. આ નગરાઓ મર્યાદા સિવાયના મૂર્ખ હોઈ કૂતરાં તથા શૂકર સમાન છે. આ મૂર્ખ પરમઅર્થરૂપ મુદ્દાનો જરા પણ સ્પર્શ કરવા પ્રવૃત્ત

થતા નથી. જગતમાં ભમતા ભૂતોની માફક જ્યારે જુઓ ત્યારે રખડતા જ દેખાશે. આ પ્રમાણે સઘળું આયુષ્ય ગુમાવી નાખી આખરે કુંભીપાક નામના નરકમાં નિવાસ કરે છે. વળી કેટલોક કાળ નરક ભોગવી લખચોરાશીમાં પડે છે. આ લખચોરાશીમાં યુગોના યુગ વહી જાય ત્યાંસુધી અનેકવાર અવતાર ધરીને દરેકે દરેક યોનિ ઝાંખે છે એટલે ભાવપૂર્વક-તાકી તાકીને જુએ છે. આ પ્રમાણે કરોડો કલ્પ વહી જતાં છેવટે મનુષ્યયોનિ પામે છે.

तमनो तंम तेनो ते मारग, नाक विना नर झाले;
संतशरण तरवानो जे पख, तेहेमां हाम न घाले. ॥१३॥
फटफट लंपट हावे तुजने, शुं कहे संत पोकारी;
वारंवार विचार विना शठ, नेक न उरमां धारी. ॥१४॥
धुर पर्यो धनमाल तेरेमे, पत्थर पटलपणामे;
महोटपणामे मगहर मस्तक, शल्या शाणपणामे. ॥१५॥
राजपणामे रज रस्तानी, जो जुगदीश न सूझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥१६॥

ઉપર પ્રમાણે મનુષ્યદેહ પામ્યા છતાં પૂર્વકર્મના ફાંદામાં ફસાઈ ફાંદાની આતસબાજીના રંગમાં રમવા મંડી પડ્યો, પણ સાથે એ વિચાર ન આવ્યો કે ચોરાસીલક્ષ પ્રકારના ઘાટો ઘણી મુશ્કેલીઓ ભોગવી વટાવ્યા છે. આખરે ભૂલ્યો અને પુનઃ લખચોરાશીમાં ગયો; કારણ કે સંતના સહવાસમાં ભવસાગર તરવાનો જે પક્ષ હતો તે ગુમાવ્યો. તેમાં હામ કે હિંમતને ધારણ ન કરી. ફટફટ ! હે જીવ ! તને ધિક્કાર છે ! અનેક ફિટકાર છે ! કારણ કે મહાન સંતગતિના મહાપુરૂષોએ તમારા જેવા અધમનો ઉદ્ધાર કરવા વારંવાર પોકાર કરીને કહ્યું છે છતાં હે બેશરમ શઠ ! વિચાર કર્યો નહિ અને તેમના પવિત્ર માર્ગને તેં તારા ઉરમાં ધારણ કર્યો નહિ, પરંતુ પદાર્થની ઘેલછા પાછળ તું ઘેલો થયો છે. અરે ! વધારે શું કહું ! સૂર્ય ઉદયથી અસ્ત થતા સુધી જે જે ભૂમિ ઉપર પ્રકાશે છે તે સઘળીયે પૃથ્વી તારા હાથમાં હોય અને આ પૃથ્વીનો તું સ્વામી હોય અને સંપૂર્ણ વૈભવો જે

ધનધાન્યથી ભરેલા હોય, તથાપિ જગતનો ઉદય કરનાર સર્જનહારને ઓળખ્યા નહિ તો તો તારા વૈભવ તેમજ યશમાં ધૂળ પડી ! કદાચ તું નાતનો, ગામનો કે દેશનો પટેલ હોય તો પણ તારી પટલાઈમાં પથ્થર કેમ ન પડ્યા ! વળી તમો મોટા હો અગર મસ્ત હો તો પણ મગર સમાન છો. અગર તમે ડાહ્યા, શાણા કે સમજદાર હો તો પણ આ શાણપણામાં શલ્યા કેમ ન પડી ! હે નરાધમ ! તું આખા દેશનો રાજા હોય અને આ બધા જનો ઉપર તું રાજ્ય કરતો હોય છતાં જગદીશ કોણ ? ક્યાં છે ? કેવી રીતે પ્રાપ્ત કરી શકું ! એ વિષેની સંપૂર્ણ સમજ ન પડે તો આ તારા રાજ્યકારોબારમાં ધૂળ પડી.

पढीया गुणीया होय व्याक्रणी, जोशी जोश जोवंता;<br>
निज अनभे विन काज सरत नहि, वृथा वाद वदंता. ॥१७॥<br>
पंडित होय तो पशु सरीखा, वेद पढंता वछवा;<br>
गायत्री जपीया जंगलजट, ज्ञानी द्रोही रसवा. ॥१८॥<br>
तारणतरण परताप पुरुषनी, गति न प्रीछत घहेला;<br>
अंतरना अभिमान भरेला, मधु भुगतावत महेला. ॥१९॥<br>
शिकोतर सतजुग त्रहेतानी, इष्ट करी जे पूजे;<br>
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥२०॥

પંડિત, ગણિતશાસ્ત્રનો વેત્તા, જ્યોતિષી તથા વ્યાકરણી, આ બધાય જે તે શાસ્ત્રમાં નિપુણ હોય તથાપિ અભયપદરૂપ આત્મપ્રદેશમાં પહોંચ્યા નથી; તેઓ પરમપદરૂપ અર્થની સિદ્ધિ પ્રાપ્ત કરી શકશે નહિ. તેમણે દુનિયાદારીમાં શબ્દાર્થજ્ઞાન મેળવ્યું તોપણ શું થયું ! આ શબ્દો વડે પરમપદનો લાભ ક્યાં મળે તેમ છે ? વૈખરીના વાચસ્પતિઓ ક્યાં ઓછા છે ! મુશ્કેલ તો હદયપટમાં ઊતરવું તે છે. હે સત્યસ્વરૂપને જાણનાર અંશ ! પંડિત હોય તોપણ પશુસમ સમજજે, કારણ વેદને ભણનાર હોવા છતાં ગાયના વાછરડાની માફક માત્ર અવાજ કરવાનું સમજે છે. વેદના અંતર ભાવનો આશય તેમના અંતઃકરણમાં ક્યાં

છે ! કોઈ કહે, અર્થસંયુક્ત અમે જાણીએ છીએ; હું કહીશ કે આ ભાવરૂપ આશય વૈખરીના પટમાંથી અંતર પ્રદેશમાં ક્યાં જવા પામ્યો છે ! જેનો આશય અંતરપટમાં તદ્‌લીન છે તે કહીએ... શબ્દોચ્ચારની શ્રેણીમાં આવવા તૈયાર નથી. વળી વેદની માતાસમ ગાયત્રીના જાપ જપનાર હોય તોપણ જંગલી જટ હોઈ જંગલના જાટ (ભરવાડ) સમાન છે; કારણ કે તે પોતાની ભાષા વડે બકરાંને હલકારે ચઢાવે છે તેવી રીતે ગાયત્રીનો જાપ જપનારાઓ મુખ જિહ્‌વા વડે ગાયત્રીના જાપને હલકારો ચઢાવે છે પણ ગાયત્રીના અંતર ભેદનો લક્ષ હદયના અંતર પટમાં ઘટાવી ગાયત્રીના આશયને તાદશ્ય ક્યાં કરી શકે તેમ છે ! અને જો કરે તેવા હોત તો ગાયત્રીનો ઉચ્ચાર શા માટે કરત ! શબ્દના ઘરમાંથી નીકળી શબ્દના બીજરૂપ પરાવાણીના ઘરમાં ઉચ્ચાર કરવાનું ક્યાં છે ? ત્યાં તો સર્વજ્ઞ પરમગુરુના લક્ષ્યબિંદુનું, અંતઃકરણનું છેવટ પરિણામ સાથે રાખીને આલોચન કરવાનું છે; નહિ કે શબ્દો ગોખવાનું. આ શબ્દગોખુ મહાન જ્ઞાનીઓનો દ્રોહ કરનારા છે, કારણ કે જ્ઞાનીઓ અંતરસ્વરૂપમાં તલ્લીન છે તેમને શબ્દની વાક્ચાતુર્યતાવાળા પંડિતો શબ્દનાં બાણ મારી તેમના અંતરપટમાં એક જાતનું દુઃખ ઊભું કરી આ દુઃખરૂપ રસના પીનારા છે. વળી આ જાપ જપનારની પાસે કોઈ યજમાન જાય અને કહે કે આપણા ગામમાં કોઈ જ્ઞાનવાન મહાપુરૂષ આવ્યા છે, તે મહાન અનુભવી છે. બહુ સારું તત્ત્વજ્ઞાન હોય એમ દેખાય છે અને કોઈ ઊંડા વિચારના લક્ષભેદુ હશે એમ લાગે છે. અત્યાર સુધી આવા પુરૂષ આપણા ગામમાં આવ્યા હોય એવું મારા જાણવામાં નથી. હું તેમની પાસે ગયેલો. આત્મલક્ષની વાત ચાલતાં મારું હદય પીગળી ગયું; મને તેમની પાસેનો બોધ લેવાની ઈચ્છા થઈ. હું તદનુસાર તેમની પાસે જતો હતો પણ મને એ વિચાર સ્ફુર્યો કે આપણા ગામના પંડિતની સલાહ લઉં. એમ સમજી હું આપની પાસે આવ્યો છું. કહો, પંડિતજી ! આપ શું સલાહ આપો છો ? પંડિત કહે, ભાઈ, તું કહે છે તે વાત સર્વથા સાચી છે, પણ આ મહાપુરુષ જે આપણા ગામને આંગણે આવ્યા છે તેમની નાતજાત શું હશે ! આવા તો ઘણાય રખડતા હશે ! બ્રાહ્મણશરીર સિવાય જ્ઞાન હોય નહિ ! આપણાથી તેમને માથું ન નમાવાય. ગાયત્રી તો બ્રાહ્મણના બાપની છે. વર્ગ પણ બ્રાહ્મણનો જ ઊંચો છે. આમ ઊંચા વર્ગવાળો માથું ન નમાવે. પગે ન લગાય અને કંઠી પણ ન બંધાવાય. પુષ્પઆદિ નૈવેદ તેમને અર્પણ ન થાય. તમે જાણો છો ? શાસ્ત્રમાં દોષ લખ્યો છે ! આ ન્યાયે આપણને પાપ લાગે ! હે ભગવતિજન ! તારી સાથેના મેળાપ

સમયે તે પંડિત હાથ ગૌમુખીમાં રાખી માળા વડે જાપ જપતાં ઉપર પ્રમાણે તારી સાથે વાદ કરે છે. ભલા ! હવે તું વિચાર કર. જેનાં મુખ ગાયત્રી જેવા શબ્દો ગોખે છે તે મુખમાંથી ગામને આંગણે આવેલા મહાપુરુષની નાતજાતનો અપવાદ ઊભો કરી તારું મન ભમાવી નાખ્યું અને અયોગ્ય ગંદકી જેવા શબ્દો વડે મહાપુરુષને સંબોધી નિંદા કરે છે. આનું નામ જ્ઞાનીઓના દ્રોહનું આચમન, પોતે કર્યું અને સલાહ લેવા આવનારને કરાવરાવ્યું. અરે ! ઓ અંશ ! અંધશ્રદ્ધાના શબ્દાર્થી જનો શાસ્ત્રમતની ઘેલછાવાળા જે ગાયત્રી આદિ મંત્રોનો જાપ જપે છે તેઓ આ ઉચ્ચકક્ષાના તારણતરણ મહાપુરુષની ગતિને ઓળખી શકતા નથી; કારણ કે શાસ્ત્રો આદિના જાણકારો અભિમાનથી ભરપૂર હોય છે. અરે ! વધારે શું કહું ! આ જ લોકો પશુ આદિનું મેલું ખાનારાઓ તેમજ મદ્યપાન કરનારાઓ હોવા છતાં દિલગીર છું કે જ્ઞાનીઓ સાથે દ્રોહ કરવા ચૂકતા નથી. સત્યયુગ અને ત્રેતાયુગના સમયમાં બ્રાહ્મણ, ગાંધર્વ, યક્ષ અને દેવના શાપથી દુર્ગાઓ અવગતિ પામેલી એમ કહેવાય છે. આ દુર્ગાઓનું પૂજન કરનારાઓ તથા તેમને ઈષ્ટ તરીકે માનનારાઓ ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ હોઈ મહાન સમર્થ પરમ દયાળુના ખરા માર્ગની તેમને કિંચિત્‌માત્ર સૂઝ પડી હોય એમ લાગતું નથી.

ते शिकोतर जे जुगदेवी, कोटी पंचचतुरधा;<br>
सतजुगनी अवगत पामेली, देव लखत गत गुग्धा. ॥२१॥

परख कहुं अवगत पाम्यानी, भोजन भेद भवेती;<br>
ऊंचनीय ओरु पशुपंखीमे, सरसनरस जुगसेती. ॥२२॥

हंस भखत मुगताफळ मोती, मच्छ मेंडक बगचारा;<br>
जे जीनकी जाती जम जेती, ते तीनका तम आहारा. ॥२३॥

हंस लहत देवनकी गतियां, सो बगकु नव सूझे;<br>
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे.; ॥२४॥

સત્યયુગની અવગતિ પામેલી જગતમાં દેવી તરીકે ઓળખાય છે તે શિકોતર તથા

દુર્ગાની આદ્ય લઈ દેવીપુરાણમાં નવ કરોડ લખેલી છે. (જ્યારે આ દેવીઓનું ગણતરીપત્રક કોઈ મહર્ષિ કરવા બેઠા હશે ત્યારે તેમણે સતત પરિશ્રમ લીધેલો હોવો જોઈએ નહિતો આટલી નવ કરોડ દુર્ગાઓ તારવી શકાય નહિ. અરે ! આ તો પ્રથમ કાળના પહેલા યુગની ગણતરી નવ કરોડ સુધી પહોંચી. આ પ્રમાણે ત્રીજા અને ચોથા યુગની ગણતરી કહાડીએ તો કેટલી થાય ! કેમ ભૂલ્યા હશે ! દેવીઓના વધારા તરીકેની આવૃત્તિઓ કેમ નહિ કહાડી શક્યા હોય ! આ પ્રમાણે મોટા જથ્થાવાળી દેવીઓ આ દેશમાં બિરાજે છે, આ દેશમાં પશુ આદિ કેટલાં કપાતાં હશે ! આનું નામ પુણ્ય લખ્યું હશે યા પાપ ! આ વર્ગ કઈ શ્રેણીમાં ગોઠવ્યો હશે ! એ વિચારવા જેવું છે. કહેવાય છે કે પુરાણો પ્રાચીન કાળમાં રચાયાં. તેમાં દરેકે દરેક પુરાણની ઉપસ્થિતિ વિષે જે તે પુરાણમાં લખ્યું છે. જ્યારે પુરાણ સાંભળીએ ત્યારે તેના કહેનારા જુદા જુદા બતાવે છે; એટલે કે બ્રહ્માની પાસેથી નારદે સાંભળ્યું અગર મહાદેવ પાસેથી પાર્વતીએ સાંભળ્યું નારદે વિષ્ણુ પાસેથી સાંભળેલું અગર શનકાદિક પાસેથી સુત પુરાણીએ સાંભળેલું, અંગિરા પાસેથી મરીચિએ સાંભળેલું; આમ ઉત્તરોત્તર એકબીજાથી સંભળાતું આવેલું તે હું તને કહું છું. આ પ્રમાણે જે તે પુરાણની શરૂઆત થયેલી છે. આ બધી હકીકત અડસટ્ટાની વાતો છે. નામ, ઠામ કે ઠેકાણું વા સંવત, તારીખ કે તિથિ નથી. આ લેખો કોણ જાણે ક્યા વખત ઉપર થયા હશે ! આ અડસટ્ટે હાંકેલી વાતો આખાય દેશમાં જડ ઘાલીને બેઠી છે. બૌદ્ધના જમાના પહેલાં આખો ભારતવર્ષ દેવીઉપાસક હતો અને અત્યારે પણ છે. આ બધીય તે સંબંધીની ઉપાસનાના પ્રતિનિધિ બ્રાહ્મણો હોઈ તેમણે દેવીઓનાં નૈવેદ્ય માંસ અને દારૂ વિષે ખૂબ લખાણ લખ્યાં છે. આ લખાણ સાથે જ્યોતિષીને પણ સંડોવ્યા છે, તેઓ બકારાના કે મરઘાના વધને માટે સારા દિવસો શોધી આપે છે. વાહરે વાહ ! બકરાંમરઘાં કાપવાના મુહૂર્તના દિવસો જે દેશમાં નક્કી થાય છે તે દેશમાં વિદ્વાનો પણ તેવાજ હશેને ! અરે ! અવાચક પ્રાણીઓને કાપી અગર કપાવી દેવીઓને ભોગ આપવો એ કામ બ્રાહ્મણ-હાથે થતું હશે ! અને આ પ્રસાદી તરીકે પશુનું મેલું આચમન આ જ લોકો કરી જતા હશે ! આ સઘળીયે દુર્ગાઓ જે સત્યયુગના જમાનામાં અવગતિ પામેલી તેને દેવતાઓએ ગર્ધવ તરીકે ગણી દેવલોકોના પ્રદેશમાંથી બહિષ્કાર કહી કાઢી મૂકેલી છે. તે નીચ-અધમને બ્રાહ્મણોએ હિંદુઓને માથે બેસાડી તેમને પૂજાવરાવી છે ! ખરેખર આ દેવીઓ અવગતદશાએ

પામેલી છે, આ વિષે હું તેની પરીક્ષા કરવા દાખલો આપું છું કે જે તેના ભોજન ઉપરથી જ આ ભેદનો ખુલાસો થાય તેમ છે. જગતભરના ચાલુ માર્ગમાં ઉચ્ચ અને નીચ એમ બે વર્ગ રહેલા છે, તેવીજ રીતે પશુપક્ષીમાં પણ છે. દાખલા તરીકે હંસનો ખોરાક મુકતાફળ એટલે મોતીનો છે, ત્યારે બીજી બાજુ બગલું માંછલાં અને દેડકાં ખાય છે. આ બન્ને પક્ષીની જાત એક છે પણ ખોરાકમાં ભેદ છે. આ ન્યાયે મોતી જેવા ઉત્તમ ખોરાકને ખાનાર હંસ દેવતાઓની ગતિને ઓળખે છે, ત્યારે માછલાં અને દેડકાં ખાનાર બગલાને દેવગતિ વિષે લેશમાત્ર સૂઝતું નથી. આ કારણને લીધે કહું છું કે જેનો ખોરાક નીચ છે એજ યોનિના ઘાટોરૂપ શરીરો અધમયોનિનાં છે એમ સમજવાને શી હરકત છે ? ભલે ગમે તે નાતજાત હોય, પણ જેનો ખોરાક અધમ છે એ યોનિજ નીચ સમજવી. આ ન્યાયે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટને સત્યમાર્ગ સૂઝતો નથી.

रंक प्रेहेत मोदीक राखनके, मुकावत वटघाटे;
स्वाद नथी पण ते मुख मागत, अधम जोन्य ते माटे. ॥२५॥
निबल भखे सो नीच कहावत, सार भखे सोइ स्वामी;
तेसे मधु वा मांस भखनकी, नीची जात नकामी. ॥२६॥
ते भोजन दुर्गादेवीनके, भरी भरी थाळ मंगावे;
ए मापस इनका एही भोजन, रुची रुची भोग लगावे. ॥२७॥
जे वंचे पावत परसादी, सेवक लेत जीनुं जे;
ते भूंडु अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥२८॥

ઉપર પ્રમાણેની આ દેવીરૂપ બલા સ્ત્રીપુરૂષ પૈકી કોઈને વળગી હોય તો માથું હલાવી ધૂણે છે, તેને કોઈ ભલા માણસ પૂછે કે, ઓ માતામાડી ! તમે અહીંથી જાઓ, ત્યારે તે ધૂણતી ધૂણતી કહે છે કે મારો ભોગ આપશો ત્યારે જઈશ. આ નવતર પધારેલાં દેવી મુખે કરીને માગે છે અને ચૂલાની રાખોડી પાણીથી પલાળી તેના લાડુ બનાવી કોઈ કાંઠલાવાળા ઘડામાં મૂકાવી ચાર માર્ગના ચૌટાના મધ્ય ભાગે મૂકાવે છે. અરે ! ઓ અધમ

જીવ ! તને આમાં શું મઝા પડી ! તને શું સ્વાદ આવ્યો ! આમાં તારી શી ઉત્તમતા લેખાય ! આ પધારેલા માતા મુખે કરીને આ પ્રમાણે માગે છે. અરે ! આ જ અધમતાની નિશાની છે. આ માંગણી પોતાનું પોત બતાવે છે. અરે ! ઓ મૂર્ખ ! હવો તો તું સમજ અને દેવીઓની પાપજાળમાંથી છૂટો થા. મલિન અભક્ષ્યનું ભક્ષણ કરનારાઓ નીચ છે, જ્યારે સત્યરૂપ સારને સદાસર્વદા જોનારા વા શોધનારા ઉચ્ચ જાતિના હોય જગતના સ્વામીરૂપ છે. જેઓ માંસ ખાનારા તથા મદ્યપાન કરનારા છે તે જ આખાય દેશમાં નીચામાં નીચી નકામી જાત છે. વળી દેવીઓના પૂજારી બ્રાહ્મણો પોતપોતાની રુચિ પ્રમાણે દેવીઓના બહાના હેઠળ આજે બકરું માગે છે તો કાલે મરઘું માગે છે અને ત્રીજે દિવસે કોઈ ત્રીજી જ વ્યવસ્થા ગોઠવે છે. આમ પોતાને જોઈતી ગોઠવણીની પદ્ધતિ મુજબ નિત્યપ્રતિ બદલાતા માંસના થાળો ભરી લાવી આ જ ભોજન આજે દેવીને પસંદ છે એમ કહી સંભળાવી ભોગ લગાવે છે. આ પ્રમાણે પૂજારીરૂપે બ્રાહ્મણો દેવીની પ્રસાદી છે એમ કહી દેવીના સેવક બની બધોય પ્રસાદ આચમન કરી જાય છે. આ ન્યાયે કહેવું પડે છે કે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જેવાઓ જિહ્‌વાના લાલચુ હોઈ કંઈ સમજી શકતા નથી.

करमहीण एहेवाने कबहुक, सेहेज मीले गुरु आनी;
लेइ उपदेश उपासन उपल्ये, भीतर भाव भवानी. ॥२९॥
ज्ञान सुणे पण ध्यान न पलटत, चलत चाल कुलधरकी;
खरकु खांड खवावत कबहुक, मीटे न मीत ओखरकी. ॥३०॥
त्यौं मसरीवत ज्ञान सुणावत, गरधव गत्यने ज्ञानी;
संतपुरुष नंदीक निज ओखर, तजही न गति देवांनी. ॥३१॥
ओरु ओखर दुरगादिक पूजन, अरची पक्ष अमुझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥३२॥

ઉપરના ન્યાયે જેનાં અંતઃકરણ અવળે પંથે પડ્યાં છે તેવાં કર્મહીણ પુરુષોને

સહેજાસહેજ ભાવે ગુરુની પ્રાપ્તિ થાય તો ઉપદેશ લઈ ઉપાસના ઊપલક કરે છે, પણ તેના અંતઃકરણમાં ભવાનીનો ભાવ સજ્જડ ઘર કરીને રહ્યો છે. આ ન્યાયે આ માણસ જ્ઞાનને સાંભળે છે પણ ધ્યાન બદલતા નથી. માત્ર કુળની રીત પ્રમાણે થતું આવ્યું છે અને થાય છે એમ માની મનનું સમાધાન કરે છે. ખરેખર કહેવત છે કે ગધેડાને ખાંડ ખવડાવીએ તોપણ તેને કુશકા ખાવાની ટેવ ક્યાં મટે તેમ છે ? આ ન્યાયે જ્ઞાનવાન મહાપુરૂષો ખાંડના જેવું અમૃતમય જ્ઞાન સંભળાવવા છતાં ગર્ધવની ગતિવાળા પોતાની કુટિલતા છોડતા નથી; અને મહાપુરૂષ જેવા સંતની નિંદારૂપ ઓખર કર્યા કરે છે. આટલું આટલું સમજાવવા છતાં જેની ગતિ દેવીઓ તરફ વળી છે તેઓ સદ્ગુરુના સારરૂપ શબ્દની પકડ પકડી રાખતા નથી; પણ દુર્ગા આદિ દેવીઓનું પૂજન તેમજ તેમને અર્પણ કરેલું ઉચ્છિષ્ટ ભોજન વગેરે ઓખર સમાન હોઈ તેમનાં અંતઃકરણ આ જ પ્રકારના વર્ગ પાછળ રોકાયાં છે. આમ કરતાં જિંદગીની આખરે તેમણે કરેલાં પાપ તેમને મુઝવે છે, પણ હવે તે શું કરી શકે તેમ છે !

ज्यौं कोइ रहेण विषे घर दीपक, सुझ न काज धरंता;
तेही दीपक उजीयारे दिनमे, कोहो कुण काज करंता. ॥३३॥
त्यौं अज्ञान निशा निज दीपक, हरि विना आंन्य उपासा;
ज्ञान अरक सुणीये जेही जनकु, तेहीका तेही विसवासा. ॥३४॥
अब काहा कहीये कही न जावत, इनकी मुरखतानी;
सार असार नवेर करनकी, गति नहि उर जानी. ॥३५॥
अरथ अछूती हीण पशुथी, आद्य अंत नव सूझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥३६॥

જેમ રાત્રિના પ્રસંગે કામકાજની જરૂર પડે અને દીવો ધરીએ તો પણ બરાબર દેખાતું નથી અને સવાર થતાં સૂર્ય ઉદય થાય ત્યારે તો તેના પ્રબળ તેજ આગળ દીવો કોણમાત્ર છે ! તેવી જ રીતે અજ્ઞાનીઓનું હદય રાત્રિસમ અંધકારમય હોઈ દીવા જેવા

દેવતાઓ તેમના ઈષ્ટ છે. આ લોકો સર્વ પાપનું હરણ કરનાર સૂર્યરૂપ હરિસમ સર્વજ્ઞ પરમગુરુની ઉપાસના કરી શકતા નથી, કારણ કે સૂર્યસમ પ્રકાશવાળું જ્ઞાન સાંભળવા છતાં પૂર્વવત્ તેમનો વિશ્વાસ દુર્ગાઓમાં જ રહેલો છે. આ લોકોની મૂર્ખતા વિષે વર્ણન કરવું મુશ્કેલ છે; કારણ કે સત્ય અને અસત્યનો નિવેડો કરવાની તેમના પોતામાં ગતિરૂપ જાણ નથી. આ પ્રમાણે કર્મહીણ પુરુષો પરમઅર્થરૂપ મુદ્દાનો સ્પર્શમાત્ર પણ થવા દેતાં નથી. આ લોકો મનુષ્યરૂપે દેખાય છે પણ તેમના જીવન પશુઓથી પણ વધારે ખરાબ છે. આથી કહું છું કે આ ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ પોતાની જાણ આવા પ્રકારની ઉપાસનાઓની પાછળ ગુમાવી બેઠા છે, જેથી કરી તેઓ આદ્ય, અંત અને મધ્યની જાણને જાણતા નથી.

पशुतणी कहुं परख विशेषण, ए नरथी अधिकाइ;<br>
उत्तम खान धरत तेही आगे, खावत घास बहाइ. ॥३७॥<br>
पशुथी हीण कह्या तेही माटे, सार लहत नहि सघरा;<br>
देशकाळ समझे नहि शुं छे, गुरु खरा पण नुगरा. ॥३८॥<br>
ते नुगरा नगणा नरथी, हार खइने रहीये;<br>
धिक धिक पडयो जीव येहेनामे, कहो हावे कहा कहीये. ॥३९॥<br>
जो कहेनाथा सो कही दीना, जेही विधि सकळ समूजे;<br>
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥४०॥

આ નરાધમ મનુષ્યો કરતાં પશુઓ પોતા માટે ખોરાકની પરીક્ષા સારી રીતે કરી શકે છે. દાખલા તરીકે કોઈ બળદ વા ભેંસ ઘાસ ખાતાં હોય છે તેવા પ્રસંગે દાણ મૂકવામાં આવે તો ઘાસ પડતું મૂકી દાણ ખાશે. આ દાણમાં ઘાસ કરતાં વધારે ઉત્તમતા છે એવું પશુ સમજી જાય છે. આ ન્યાયે આ અધમ મનુષ્યને પશુથી હીણ ગણું છું, કારણ કે કોઈ જાતનો સારઅસાર સમજી શક્યા નહિ અને દેશકાળ અનુસાર સમયસૂચક વર્તતાં ન આવડ્યું. તેઓને માથે ગુરુ હોય તથાપિ નગુરા છે એમ માનજો. આ નગરા અને

વળી નગુણા મનુષ્યોથી હાર પામીને દૂર રહેજો. તેમના આ વર્તનને ધિક્કાર છે ! કહો, આથી શું વધારે કહું ! જે વિધિ પ્રમાણે મારે તેમને કહેવા ઘટતું હતું તે પ્રમાણે કહ્યું, છતાં તેમને આ સત્ય વચનોની અસર ના થઈ; એથી કહું છું કે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જનોને હરિનો માર્ગ લેશમાત્ર સૂઝશે નહિ.

अबके कहुं नर नीपट नठारा, भाव विना जे भदवा;
देवळ देहरां फरे फटारा, खोटी थइने खदवा. ॥४१॥
ते देवळ दहेरांनुं पूजन, जीव विना कुण जाणे;
ज्ञानीनो सतसंग तजीने, शुं जलप्या जळपहांणे. ॥४२॥
जळ नव बोले पत्थर कयौं ले, सेवतणी सुरकाइ;
बिन चुगीए चितरकी सुरभि, देत पीयु खनताइ. ॥४३॥
त्यौं जडदेव अफळ एही पूजन, जयौं पटधेन न दूझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥४४॥

હવે મનુષ્યને તદ્દન નઠારી ટેવો પડી છે તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું. આ લોકો ભદવાં એટલે ગોળ ઘડા જેવા હોઈ ગબડાવનાર મળે તે તરફ ગબડે તેવા છે. આ મૂર્ખજનો દેરાંમાં વસતા દેવોની પાછળ ખોટી થઈને દોડાદોડ કરે છે અને મૂર્તિઓ સામે ફાટી આંખે નાહક જોઈ રહે છે પણ તેમને દેવ તરફથી કંઈ પણ મળતું નથી. આ પ્રમાણે આ દેવળ-દેરાંનું પૂજન જીવગતિના તૃષ્ણાળુ જીવ સિવાય કોણ કરે એમ છે ! અરે ! ઓ મૂર્ખ ! જ્ઞાનીઓનો સત્સંગ તજી દઈને જળમાં વા મૂર્તિમાં પૂજ્યબુદ્ધિ શું કરવા કરે છે અને શા માટે અંજાય છે ! કારણ કે કોતરી કાઢેલો પથ્થર અને નવાણની નદીઓ તમારી પ્રાર્થનાઓ સાંભળતી નથી. બોલતી નથી તો પછી ઉત્તર શાનો હોય ! જેમ કોઈ એક કપડા ઉપર વા દેવાલય ઉપર ગાયને ચીતરી કાઢીએ, પણ આ ગાય ઘાસ ખાતી નથી તેમજ પાણી પીતી નથી છતાં તેની પાસે જઈને દૂધ પીવાને માગીશું તો ક્યાં મળવાનું છે ? આ પ્રમાણે મૂર્તિના દેવમાત્ર જડ હોઈ તેમનું પૂજન નિષ્ફળ છે.

જેમ કપડા ઉપર ચીતરેલી ગાય દૂધ નથી આપતી તે પ્રમાણે આ દેવળના દેવતાઓ કંઈ આપતા નથી છતાં વળગી રહેનાર ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જનોને કંઈ સૂઝતું નથી.

जब तेही तीरथ वरत विना फळ, देखो नजर पसारी;
निरफळ सारु लाज तजीने, शुं भटको नरनारी. ॥४५॥
जे जाग्रत नर पुरुष प्रतापी, बिचरत हालहजूरा;
तेहने पूठ धरी जड जंखत, बरमीत बुध अधूरा. ॥४६॥
ते कबहुक सतसंग सभामे, जो भूला पडी आवे;
हाहा करे हैयाना फूटल, पण अंतर नव भावे. ॥४७॥
भाव नहित्ये भ्रान्त विना नर, नैन विना क्यम सूझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥४८॥

હે જીવ ! તીર્થ અને વ્રતરૂપ ઉપવાસ આદિનાં ફળ નિષ્ફળ છે તે તમો નજર પ્રસારીને જુઓ. છતાં હે સ્ત્રીપુરૂષો ! લાજ તજીને શું કરવા ભટકો છો ! મહાન પરમજાગ્રત પ્રતાપી પુરુષ જે હાજરાહજુર વિચરી રહ્યા છે તે મહાપુરુષને પૂંઠ દઈ શામાટે જડની ઝંખના કરો છો ? હે ભ્રમિતબુદ્ધિના અધૂરા મનુષ્ય ! આમ કરતાં જિંદગી પૂરી થશે અને પરમજાગ્રત પુરુષનો લાભ મેળવવાનો રહી જશે. આ ભ્રમિતબુદ્ધિવાળા કદાચ ભૂલા પડીને સત્સંગસભામાં આવી ચઢે તો હૈયાના ફૂટેલા હાજીહા કહે છે, પણ તેના અંતરમાં લેશમાત્ર ભાવ નથી. જડ મૂર્તિઓની પાછળ વળગેલા જડ જીવોને મોટા પુરુષો ઉપર ભાવ થતો નથી તેમજ આ પુરુષો શું બોલે છે અને આપણા માટે શું કહે છે એ વિષે જાણવાની ભાવના પણ થતી નથી. ક્યાંથી થાય ? તેના પોતાના ઘટમાં જ્ઞાનરૂપ નેત્ર હોય ત્યારેને ! આ ન્યાયે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટને લેશમાત્ર સૂઝતું નથી.

झीणा थइ जखमार सरीखा, मुखसे मीठूं मनवे;
अलगा जइ अनहुत अभागी, बोल बगाडी जनवे. ॥४९॥

एवा जंत जनावर सरखा, कागकुटुंबना कलीया;

महावायसणी वणसीत वीसया, उलक अनंगना फलीया. ॥५०॥

नीचतणा बहु नीच नठारा, अंत्य जातथी ओहोरा;

तेहेने मोक्ष मले नहि मुकरे, भवमे भरमत बहोरा. ॥५१॥

मंद अभागी जुवे ना जागी, रागी अंग जीनु जे;

ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥५२॥

સત્યવાન મહાપુરુષની સત્સંગસભામાં આ મૂર્ખ જઈ ચઢ્યો હોય તો તેમના પરમ ઓજસ આગળ કંઈ બોલી શકતો નથી; પણ મીઠું મીઠું બોલવા વળગી પડે છે. વળી ઝીણા થઈ ઝખ મારીને તેમનાં જ્ઞાનવાન વચનોના પ્રહાર વેઠવા પડે છે; પણ આ ભાગ્યહીન મૂર્ખ આ સભામાંથી અળગો જાય, ત્યારે અર્થ સિવાયનું અનર્થ બોલીબગાડીને ફાવે તેવું ભળતું જ બોલવા મંડી પડે છે. આ મનુષ્યો ખરા પણ વર્તન અને ગતિ જનાવર જેવી છે. દાખલા તરીકે કાગડાના કુટુંબમાંથી કોઈ કાગડી વેશ્યા થઈ ઘુવડ સાથે વ્યભિચાર કરવા ગઈ. આ ઘુવડ અને કાગડીના અનંગથી જે ફરજંદ ઉત્પન્ન થયું તેના જેવા આ દુરાગ્રહી લોકો નીચના પણ નીચ નઠારા અંત્યજ જાતિથી પણ વધારે નીચ છે. હું નિશ્ચયાત્મક કહું છું. કે તમારી નક્કી કરેલી ઉપાસનાએ મોક્ષ નહિ થાય અને વારંવાર ભવમાં ભટકવું પડશે. હે મંદભાગ્યવાળા ! તું સર્વથા અંગરૂપ શરીરનો રાગી થઈ વિલાસી થયો છે, આથી તને કહું છું કે ભૂંડો, અપરાધી, અંધ અને બૂચટ હોઈ તારા પોતા સંબંધી તને કંઈ સૂઝ પડી નહી.

दल माने डगापणना डाह्या, रेहेश विना जे रदवा;

गोळखोळ सम ज्ञानध्यानकी, गति न जाणत गधवा. ॥५३॥

ते जंम तंमनुं क्यम न बोले, पापपुन्य नव परखे;

जंम श्रीमंत सारा माणसने, श्वान भसे ते सरखे. ॥५४॥

तम तेहेनुं दुःख धरे न साधु, रुदेमही कोइ काळु;
पण तेना अणकारज माटे, शीख दे दीनदयाळु. ॥५५॥
ए शीखनी उर आंच धरीने, सुमति ग्रही नव धूजे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥५६॥

દિલના ડહાપણવાળાઓ પોતાને ડાહ્યા ગણાવે છે પણ તેમને પોતામાં રહેણી ન હોવાથી તેમનું ડહાપણ રદ છે એમ જાણવું. વળી ગોળ અને ખોળ વચ્ચેનો તફાવત તથા જ્ઞાન અને ધ્યાન વિષેની ગતિ ગર્ધવદષ્ટિના લોકો જાણી શકતા નથી. જેઓ પાપ અને પુણ્યની પરીક્ષા કરી શકતા નથી તેઓ મુખે કરી જેમતેમ બોલે છે. જેમ શ્રીમંત સારા માણસને અને નરસા માણસને સરખા ગણીને શ્વાન ભસે છે, તેવીજ રીતે કોઈ પવિત્ર સાધુ જે ચૈતન્યમાર્ગનો ઉપાસક હોય તેને આ જડ પૂજકો કુતરા માફક ભસે છે અને નિંદા કરે છે; પણ ખરા સાધુઓ આ અપમાન બદલ પોતાના દિલમાં દુઃખ ન માનતાં આ શબ્દપ્રહારકરનાર જડ ઉપાસકોને દિલમાં દયા લાવી શિખામણ આપે છે અને કહે છે કે, ભાઈ ! તારું કલ્યાણ થાય એવા માર્ગમાં જા. આમ કરવાથી તારું અહિત થશે, માટે દિલમાં શોચ કર અને તારા સ્વસ્વરૂપ ઉપર લક્ષ રાખ. આ પવિત્ર સાધુની શિખામણ સાંભળવા છતાં જડ ઉપાસકને જરા પણ આંચ આવી નહિ અને તેણે દિલમાં જરા પણ પ્રવેશ થવા ન દીધો. આ કારણને લીધે કહેવું પડે છે કે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જનોને કંઈ પણ સૂઝ ન પડી.

सुकृतनो लवलेश न जीनमे, जनम धर्यो जे दिनथी;
जेहेनां उरअंतर अणभेदां, ते क्यम रहे आधीनथी. ॥५७॥
जो कदपि तेही दान करे तो, ज्यौं उनाळे वरख्या;
ज्ञानहीण परपंची पूजे, ते जेवा ते सरखा. ॥५८॥
नाज न उपजे खरे उनाळे, वरख्या निष्फळ जाइ;
त्यौं परपंची पूजननुं फळ, फळे न फूले ताइ. ॥५९॥

कुबुद्धि नरने बुध्य विना जे, अवळे अवळुं सूझे;

ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥६०॥

જડ ઉપાસકો જન્મ પામ્યા ત્યારથી આજપર્યંત સુકૃતના માર્ગનાં કર્મ લેશમાત્ર કમાયા નથી. ક્યાંથી કમાય ! તેમનાં અંતઃકરણ પિતામહ પરમેશ્વરની પરમ લાગણીઓ વડે ભેદાયાં નથી આ પ્રમાણે જેનાં અંતઃકરણ પીગળ્યાં નથી તે પરમ વસ્તુની આદ્ય લઈ સર્વજ્ઞ પરમગુરુને આધીન રહેશે નહિ. આ પ્રમાણે શૂન્ય હૃદયના જંજાળી જીવ દાન કરે નહિ અને કદાચ કરે તો ઉનાળાની વૃષ્ટિની માફક વ્યર્થ જાય છે. જેમ જ્ઞાનહીન પુરુષ પ્રપંચીઓની આદ્ય લઈ જડપૂજા કરે છે તેવા આ લોકોને જાણવા. જેમ ઉનાળાની વૃષ્ટિ વડે અનાજ ઉત્પન્ન નથી થતું એથી વૃષ્ટિ નિષ્ફળ જાય છે, તેવીજ રીતે પ્રપંચીઓનું પૂજાફળ ફળતું વા ખીલી ઊઠતું પણ નથી, બુદ્ધિહીન પુરુષને માત્ર અવળો જ માર્ગ સૂઝે છે; એથી કહું છું તે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જનોને આ પરમમાર્ગ વિષે શાની સૂઝ પડે ?

विसवासीधाती गत्यहीणना, वीणना विटल फजेला;

ऊंचा होय पण नीचतणी मत, पतिरत्य ज्ञान तजेला. ॥६१॥

मनुषतणे तन ओपीत उपल्या, दीवस सब जुग जेसा;

पण अंतरना ओरही उनमत, महिषीसुत ज्यौं भेसा. ॥६२॥

ते अरणा आरणवन जेसा, वस्ती आंन्य विलासे;

हलणचरण तेनां ते लक्षण, पुरवी पोत प्रकाशे. ॥६३॥

ओरु अजीया अनुसुतना सरखा, बकबक करत बनु जे;

ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥६४॥

જીવબુદ્ધિના અજ્ઞાનીજનો નિજગતિ સિવાયના હોઈ આખીય જિંદગી વિશ્વાસઘાત કરવામાં ગુજારે છે. વળી તેઓ વચનના વૈતળ અને ફગી ગયેલા હોય છે. આવા જીવો ભલે

ઊંચ યોનિમાં જન્મ્યા હોય પણ તેમની મતિ નીચ યોનિના જીવો કરતાં ખરાબ હોઈ પતિપ્રાપ્તિના જ્ઞાનને તજી ગયેલા છે. માત્ર ઉપલક મનુષ્યશરીર દેખાય છે પણ અંતર મનુષ્ય નથી. જગત જેવા ઉપલક વર્તનવાળા હોઈ અંતરમાં ઉન્મત્તપણે ભેંસના પુત્ર જેવા જ્યાં ત્યાં વિચરતા અને રખડતા દેખાય છે. હે મોટામતવાળા અંશ ! આ મનુષ્યનાં વર્તન જંગલનાં હરણાં સમાન હોઈ સજ્જન પુરુષોથી ભડકીને દૂર રહેવાવાળા છે. હરણાં મનુષ્યની વસતી સિવાયના પ્રદેશમાં વિલાસ કરે છે, તેવી જ રીતે સજ્જન બુદ્ધિશાળી પુરુષોના સંસર્ગમાં આ દુરાગ્રહીઓ આવતા નથી એટલે કે દૂર રહે છે. વળી આ બૂચટ આદિ અપરાધી જીવો બોકડાની માફક વાદવિવાદના બકવાદમાં મશગૂલ હોય છે અને જેમ બોકડો બકરાંના વાડમાં જતાં બકરાંને વિખેરી નાખે છે, પજવે છે અને આખરે હેરાન કરે છે, તેવીજ રીતે આ જીવાત્મા સજ્જન પુરુષના સમૂહને બગાડે છે. આવા ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ જેવાઓને એ ખબર નથી કે જિંદગીના છેવટના દિવસે શું થશે !

पोते तो कांय पुन्य करे नहि, ओरने वारी राखे;
जेहनुं लगन लाग्युं होय जीनमे, तेना अवगुण भाखे. ॥६५॥
अवगुण दाखी करे विलाखी, जंनथी जुदो पाडे;
ए साकुटना संगतणां फळ, निश्चे नरक पमाडे. ॥६६॥
नरक पमाडे कबहु न काढे, जुगजुग वीत्या जाइ;
कहुं छुं तहारा कारजने, जो मानो तो भाइ. ॥६७॥
तदपि जो तेहना संगतनी, आश करीने अमुझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥६८॥

સંસારમાં આગવા ગણાતા દુરાગ્રહી પુરુષો પોતે પુણ્યના માર્ગમાં પ્રવૃત્ત થતા નથી અને તેના સાથીઓ પુણ્યમાર્ગમાં પ્રવૃત્ત થવા જાય તો થવા દેતા નથી અને તેમને રોકી રાખે છે. આ લોકો વેરઝેરના બદલા લેવામાં તેમજ વાળવામાં સદા તત્પર રહે છે. જેની સાથે વેરઝેરની લગની લાગી હોય તેના અવગુણોની અહર્નિશ દરેકની આગળ વ્યાખ્યા

કર્યા કરે છે. આમ ભાષાના વિનોદ વડે સજ્જન ભગવતિજનોના સમૂહને જુદો પાડી વિખેરી નાખે છે. આ પ્રમાણે કરી વિખેરનાર દુરાગ્રહીરૂપ સાકુટના સંગ-સહવાસના બળે કરી જરૂરથી નિશ્ચયાત્મક કહું છું કે નરકને પામશો. આ દુરાગ્રહીઓ તે ધર્મના, નાતજાતના તથા ગામ કે દેશના ઓગેવાનો સમજવા. સામાન્ય જીવને ઉદ્દેશી હું આ કહેતો નથી. એ તો નિર્દોષ જેવા છે. તેમનાથી મોટા ગણાતા લોકોજ નીચેના માણસોનાં મસ્તક બગાડી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા સતત મથે છે. આ મોટાઓને આશરે વિશ્વાસ રાખી બેઠેલા જીવો મોટાઓના પાપના છાંટાએ કરી પાપને પંથે જાય છે. યુગોનાયુગ વીતી જાય છતાં આ દુરાગ્રહીઓ ફરીથી મનુષ્ય જન્મ પામશે નહિ. હે ભગવતિજન ! હું આ દુરાગ્રહીઓને જે કહું છું તે તેમના ભલા માટે છે. આ પ્રમાણે હું તને કહેવા છતાં આ દુરાગ્રહીઓનો સંગ નહિ છોડે અને કોઈ જાતની આશા રાખી તેમના સમૂહમાં રહેશો તો છેવટે મુઝાશો, આમ મુઝાઈ મુઝાઈને મરનાર ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ છે.

ते माटे तेहेना परसंगने, तजीये तनमनथी;
ऊंचा होय तो आश कशी छे, जीवन तो छे धनथी. ॥६९॥
राजा परजा ओरु धनवंता, चक्र वर्ती जो कहावे;
स्थावरजंगम विश्व चराचर, परजन जांहां न जीवावे. ॥७०॥
तबते आश करे कहो कुणनी, एक जीवन छे सबने;
उदे अस्त ल्यौं काज चलत ज्यौं, एकता चाले रबने. ॥७१॥
येसी समज जुगत जम कही तम, जो न रु चे रद तुजे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥७२॥

આટલાજ માટે કહું છું કે સજ્જન પુરુષે આ દુરાગ્રહીઓનો પ્રસંગ સેવવો નહિ. અર્થાત્ તનથી તથા મનથી તેમને જુદા રાખવા. વળી જાતિથી, માનથી, વિદ્યાથી કે અધિકારે ઊંચા હોય તોપણ તેમની આશા શા માટે રાખવી જોઈએ ! કારણે કે દરેકના જીવન વરસાદથી પોષાય છે. આ વરસાદ ન આવે તો આ થઈ બેઠેલા ઊંચા પુરુષો ક્યાં તમોને

ખાનપાન આપી જીવતા રાખવાના છે ! રાજા, પ્રજા, ધનવંત અને ચક્રવર્તીની આદ્ય લઈ સ્થાવરજંગમ ચરાચર જગતમાત્રને વરસાદ જીવાડે છે. હે ભગવતિજન ! વિચાર કરીને જો, ઉપર કહેલા પૈકી કોણ કોની આશા તૃપ્ત કરે છે ! કહો, કોઈ નહિ. માત્ર દરેકના જીવનરૂપ વરસાદ છે. ઉદયથી અસ્ત થતા સુધી સૂર્યના પ્રકાશમાં ધંધોરોજગાર કે વિધવિધ પ્રકારનો ઉદ્યમ ચાલે છે. આ સૂર્ય ઉદય ન થાય તે મોટા અધિકારવાળા પુરુષોના અમલે કરી સૂર્યસમ પ્રકાશ થવાનો નથી. માટે વિશ્વાસ રાખ. આ બધુંય કુદરતના નિયમ પ્રમાણે થશે. મોટા ગણાતા હોય તેમનાથી કિંચિતમાત્ર થવાનું નથી; માટે નાનાએ મોટાના સંગે વિશ્વાસ રાખી શામાટે ચગદાઈ મરવું ! આ પ્રમાણે શુદ્ધ સમજવાની જુક્તિ જે પ્રમાણે હતી તે પ્રમાણે કહી છતાં હે દુરાગ્રહી ! તારા અંતઃકરણમાં ન રુચે તો ભૂંડા, અપરાધી, અંધ અને બૂચત જેવા છો એમ કહેવાને શું હરકત છે !

जे संगतथी सतमति नासत, मूरखपणुं पण पावे;
ते संगतमे काळा मुखना, कहो करमे शुं आवे. ॥७३॥
जे नरने परछाये पातक, लागे नरक पडयानुं;
तो ते पुरुष तणा पापनकु, शुं कहुं पीठ पडयानुं. ॥७४॥
ग्रामतणो अदकारी अदबी, रहित लोक जीनुं माने;
तेहनो पण संगस नव करीए, जो भूल्या होय भाने. ॥७५॥
भांने भूल्या जे घट उज्जड, ब्रुजड बरख तनुजे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥७६॥

જેના સંગ વડે સાચી બુદ્ધિનો નાશ થતાં મૂર્ખપણું પ્રાપ્ત થાય એવી સંગતિ, ઓ કાળામુખના ! શું કરવા કરે છે ? અને કરે તો તારા હાથમાં શું આવવાનું છે ? જે પુરુષનો પડછાયો પડતાની સાથે નરકપ્રાપ્તિનું પ્રાયશ્ચિત લાગે છે તે સર્વાંગ પુરુષમાં પાપ કેટલું ભરેલું હશે ! એ વિચારવા જેવું છે. આવા પુરુષો પાને પડ્યા હોય તો કોણ કહે એમ છે કે તેની ગતિ શું થશે ! વળી ગામનો અધિકારી હોય અને રૈયતમાત્ર તેની અદબમાં

રહેતી હોય તોપણ કહું છું કે તમો ભાનથી ભૂલા પડ્યા હોય તથાપિ તેનો સંગ કરશો નહિ. જેઓ પોતાની જાણરૂપ ભાનથી ભૂલ્યા છે તેમના હદય ઉજ્જડ થયાં હોય પાન ખરી પડેલા વૃક્ષ સમાન છે; કારણ કે આ વૃક્ષ રળિયામણું લાગતું નથી, તેવીજ રીતે ઉજ્જડ હદયનો પુરુષ પ્રિય લાગતો નથી. આથી કહું છું કે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ સમાન છે.

ऊंचा कुळना होय पण तेहेनां, तनमन ताड सरीकां;
फळ लागे पण फोगट सरखां, रसकसनां जे फीकां. ॥७७॥
एहेवां फळ एहेना करतवनां, फळवाले ते भुक्ते;
जूठतणां जो रहे ऊगरतां, जवास फळे जइ जुक्ते. ॥७८॥
अरे फटय फटय तारा बडपणने, वाट ऊठी तुंज वटमे;
मनुषा जनम लीयानुं एही फळ, पोक पडयो पटलतमे. ॥७९॥
अधिकार पाम्या परमाणे, रंच न कीधु रुझे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बूजे. ॥८०॥

ઊંચા કુળના હોવા છતાં તેમના તેટલાં જ ઊંચાં તનમન હોતાં નથી. આ લોકોના કુળ તથા તનમન તાડવૃક્ષ જેવા હોઈ રસકસ વિનાના નીરસ છે. જેમ દરેક વૃક્ષમાં ઊંચું વૃક્ષ તાડ છે પણ તેને જે ફળ આવે છે તે ફોગટ હોઈ રસકસ સિવાયનાં છે, તેવી જ રીતે ઉત્તમ કુળ સમજવું. આ ફળ તેના કર્મના યોગે થયેલાં છે. જેવું ફળ વાવશે તેવું જ ભુક્તમાન કરશે. આખોય જન્મારો જૂઠું બોલવા પાછળ ગયો, તેમાં જેમ સઘળુંયે ઘાસ સુકાઈ જાય છે ત્યારે જવાસો લીલો થઈ એકલો રહે છે તેમ આ દુરાગ્રહીઓની કમાણીમાં ઊગરતી વસ્તુરૂપ જૂઠાણું એકલું રહે છે. અરે ! તારા મોટાપણામાં અનેકવાર ફિટકાર છે ! વળી તારા વટદાર વહીવટમાં વાટ પડો. શું મનુષ્ય જન્મ લીધાનું આજ ફળ મળ્યું ! અરે ! તમારી પટલાઈમાં પોકો કેમ ન પડી ! ઉત્તમ અધિકાર પામ્યા છતાં રેખમાત્ર ઉત્તમ કામ ન કર્યું, આથી કહું છું કે તે ભૂંડા, અપરાધી, અંધ અને બૂચટ છો.

जो हरिभणी न वळयो तो ना वळयो, न कर्युं जग शोभीतुं;
आठेइ पहोर अमलमां वीते, धुमरपान सहितु. ॥८१॥
ते आगळ नवरो नहि निशदिन, कारज बीजुं करवा;
अवतरतां ते मरता सुधी, फोगट फेरा फरवा. ॥८२॥
वाळी कूप तडाग न समर्या, धरमतणी धर्मशाला;
आखी उंमर इयुं गमाइ, करमतणा किलमसाला. ॥८३॥
बुद्धिहीण वायल वाकलने, कहेतां दल नव खुजे;
ते भूंडुं अपराधी अंधु, बूचट कांय न बजे. ॥८४॥

હે નરાધમ જડ ગતિના ! તું હરિભણી ન વળ્યો તો ખેર ! પણ તેં જગતને શોભીતું કામ પણ ન કર્યું ! આઠે પહોર અમલમાં ધૂમ્રપાન કરી વ્યતીત કર્યા. આ ધૂમ્રપાનના નશા આગળ રાતદિવસ નવરો ન પડ્યો, એથી કરી જગતનાં હિતવાળાં કામ કેમ કરીને તું કરી શકે ! માત્ર જન્મથી લઈ મરતાં સુધી સઘળોય ફેરો ફોગટ ગુમાવ્યો. વાવ, કૂવા, તળાવ, ધર્મની ધર્મશાળાઓ નવીન બાંધવા વા જૂની દુરસ્ત કરવા અધિકાર હોવા છતાં કરી ન શક્યા. માત્ર આખી જિંદગી એળે ખોઈ. કર્મના કાંકરા બાંધી મુખ ઉપર ગાડાના પૈડાનો કીલ મસળીને છેવટે આ લોકમાંથી તું ચાલતો થયો, બુદ્ધિ સિવાયના, વચનના વાયડા, વાક સિવાયની વૃત્તિવાળાઓને ઉપદેશ કરતાં દિલ ખુશ થતું નથી.

-: दोहा :-

अंधु भूंडुं ने अपराधी, बूचट बरनन कीना;
सत कुवेर लायक नहि वायक, परहित कीया पसीना. ॥८५॥

ભૂંડા, અપરાધી, આંધળા અને બૂચટજનોનું વર્ણન આ અંગમાં કર્યું છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી ભગવાન કરૂણા સાગર કહે છે કે આ અધમ લોકો માટે આ બોધવચનો લાયક નથી, પણ આમાંથી કોઈ સાર લેશે એમ જાણી પરોપકારની ખાતર પરસેવો પાડું છે.

# વિશ્વબોધ અંગ : ૨

अज्ञानी अनुकरम भरमकी, कहुं ते किंमत्य जनाइ;
दुष्ट दग्ध नुगरा नर सहितम, उत्पत्य परम पराइ. ॥१॥
अज्ञानी ते ज्ञान ग्रहे नही, रांन वसे बध तेहेवा;
भाग त्याग ओरु जड चैतनकी, लहत नां समज समेवा. ॥२॥
ओरु साम्रथनो संग करत नहि, ढंगढाळ विनु धरमी;
बाबज बुध नहि उर ऊंडी, उपरछले मत बरमी. ॥३॥
एही परकार उलज सब उबळी, सबळी करी न सरांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥४॥

અજ્ઞાની, દુષ્ટ, અર્ધ-દગ્ધ અને નગુરા જેવાઓની ઉત્પતિ વંશપરંપરાથી ચાલતી આવેલી હોઈ તેઓ કેટલી કિંમતના છે તે વિષે સંપૂર્ણ જણાવું છું તે સાંભળો. અજ્ઞાની જનો જ્ઞાનને ગ્રહણ કરતા નથી. તેમનું જીવન જંગલમાં વસતા બુદ્ધિહીન જંગલી જેવું હોઈ પંચભૌતિક શરીરના ભાગત્યાગની લક્ષણા તથા જડચેતનની સમજ વિષે લેશમાત્ર જાણી શકતા નથી. તેમજ આ જીવો ઢંગઢાળ સિવાયના જંગલીજટના જેવા, 'હુ ધર્મ પાળું છું' એવી હઠમાં નહિ સમજનારા હોઈ મહાન સમર્થ મહાપુરુષોનો સંગ કરતા નથી. આ દુરાગ્રહી મોટા ગણાતાઓમાં મોટાઈ વિષે પેઠેલાં ઊંટ એટલાં બધાં ઊંડાં ઊતરેલાં છે કે ભલભલાઓ આ ઊંટને હઠાવી શક્યા નહિ. આ જ એમની અજ્ઞાનતા છે. મતપંથ કે સાચા ધર્મનો પક્ષ તેમના જાણમાં નથી છતાં બાહ્ય ડોળે ઉપમત્ ખેંચે છે. આ પ્રકારે સર્વ બાબત તેમનાં ઉરમાં અવળેઅવળી ચાલતી હોઈ તેને સવળી કરીને પોતાનો નિજ શુદ્ધ માર્ગ પ્રાપ્ત કર્યો નથી, માટે કહેવું પડે છે કે આ અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરાઓએ ગુરુનું એકપણ વચન માન્યું નથી.

समज पक्षथी अंध अहोनिश, नंदनसे नर ओथे;
जेही परकार सूरज सनमुखथी, उलूक छपे जइ ओथे. ॥५॥
निज स्वारथनो सार न समजत, अनरथने रथ मांने;
सुखदायक संगत्य रत्य छांडी, मानत हरख हेरांने. ॥६॥
देखत भूल्य ग्रहे घट भितर, बेतर बुध्यसु भगतथी;
बेहेल बराबर वाकल सरखो, वरतत नहि जतमतथी. ॥७॥
सुथ संपत घेर होय सायमी. तेही पण भुगती न जाने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥८॥

જેના ઘટરૂપ ઉરમાં સમજ-શુદ્ધ બુદ્ધિની પકડ નથી તેઓ જિંદગીભર સજ્જન-સાધુપુરુષોની પછવાડે નિંદા કરે છે. જેમ સૂર્ય સન્મુખ થતાં ઘુવડ છુપાઈ જાય છે તેમ ઉત્તમ પુરુષની સામે નિંદક જનો તેમના પરમ ઓજસમાં અંજાઈને કંઈ પણ બોલી શકતા નથી. આ અજ્ઞાનીઓ પોતાના નિજ સ્વાર્થનો સાર સમજતા નથી અને અનર્થને અર્થરૂપ ગણી તેઓ તેને પકડી રાખે છે. વળી સુખદાયક સંગતિનો પ્રેમ છોડી દઈ હેરાન કરનારા માર્ગને હર્ષભેર પકડી તેઓ તેમાં જિંદગીભર રખડે છે. આપણા ધર્મ, જાતિ કે દેશના મોટા ગણાતા પુરુષો સારી રીતે સમજે છે કે આ માર્ગ ભૂલભરેલો છે તથાપિ પોતાની અંદર માત્ર ભૂલો જ ગ્રહણ કરે છે. જેમ નાથ સિવાયનો બળદ કબજે રહેતો નથી તેમ ધર્મમાર્ગથી પરવારેલા સ્વચ્છંદી અને સ્વતંત્રજનો જીવતા સુધી ધર્મના નિયમ વિરૂદ્ધ વર્તે છે. અરે ! ઘરોમાં જે સુખ-સંપત્તિ કે સાહેબી ભરેલી હોય તેને આ લોકો ભોગવી જાણતા નથી. ક્યાંથી ભોગવે ! સંપત્તિ સાથે સંસ્કાર હોય ત્યારેને ! સર્વ પદાર્થ સંપૂર્ણ રીતે આપણને સાંપડે પણ તે પદાર્થ સાથે આપણો સંબંધ ન હોય તો તે પદાર્થને આપણે ભોગવી શકીશું નહિ. આમ છે છતાં નિર્દય તૃષ્ણા જીવમાત્રને ઠરીને બેસવા દેતી નથી. આ કારણને લઈ કહેવું પડે છે કે દુષ્ટ, અજ્ઞાની, દગ્ધ અને નગરા લોકોએ ગુરુનું એકપણ વચન માન્યું નહિ.

संचितना शिर जोर जमाथी, ऊंच जोन्यतन पावे;
पण अज्ञानथकी नर नीचा, किल्मिष करम कमावे. ॥९॥
ऊंचे कुळ नहि ऊंच कहावत, नीचे नीच न कीजे;
सो निज साख्य बतावहु सुनीयो, ज्यौं जनके मन धीजे. ॥१०॥
वाल्मीकि नारद पराशर, गौतम व्यास गजंदर;
ए सब नीच जोन्य जुगजाहेर, ज्ञाने ऊंच भयंदर. ॥११॥
आद्य अंत मध्य ऊंच ज्ञानसे, जे निज जंत न जाने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥१२॥

પૂર્વજન્મના સંચિતના બળે કરી ઉચ્ચ યોનિ પ્રાપ્ત થાય પણ અજ્ઞાને કરી પુરૂષો નીચા ઊતરી કાળાં કર્મરૂપ પાપ કરે છે. ઉત્તમ યોનિમાં જન્મેલા છતાં ઉચ્ચ નથી અને નીચી યોનિમાં જનમ્યા છતાં નીચ નથી એ વિષે એક દાખલો આપું છું તે સાંભળો. વાલ્મીકિ, નારદ, પારાશર, ગૌતમ, વ્યાસ અને ગજેન્દ્ર આદિનો જન્મ નીચ યોનીમાં થયેલો પણ ગુરૂજ્ઞાનના પ્રતાપે ઊંચામાં ઊંચા ગણાયા હોઈ સર્વને માથે છે એ જગજાહેર છે. આ ન્યાયે કહું છું કે આદ્ય, મધ્ય અને અંતમાં ઊંચામાં ઊંચું સર્વોપરિ શ્રેષ્ઠ જ્ઞાન જ છે. છતાં નરાધમ મનુષ્ય ન સમજે તો અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા છે એમ માનજો.

नीचे कुलके ऊंच भयल ते, सकल शास्त्रमत जीनके;
सो जूठन परसादी पुरुषके, विप्र विलोकन तीनके. ॥१३॥
ओरु नीचे जंगम ते थावर, जहां चतुरानन जाये;
पढत पाठ पंडित अहोनिश निज, जीनके निगम बनाये. ॥१४॥
सो निज निगम शास्त्र आधारन, ब्रह्मजोन्य भल बाजे;
परधनसे धनवंत कहावत, ज्यौं जळ बिन घन गाजे. ॥१५॥

सो परधन साहा निज ज्ञानीनके, जो तीनकु नव जाने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥१६॥

હે અજ્ઞાની જીવ ! વિચાર કર અને સમજપૂર્વક-શુદ્ધ બુદ્ધિથી લક્ષપૂર્વક જો, એટલે જણાશે કે શાસ્ત્રોના જે અધિનાયક પુરૂષો છે તે નીચી યોનિમાં જન્મેલા હોઈ જ્ઞાનને પામ્યા પછી શ્રેષ્ઠ અને ઊંચા તરીકે લેખાયા છે. આ પ્રમાણે ઊંચા ગણાયેલા શાસ્ત્રકારોના મુખમાંથી જે જે સૂત્રો નીકળ્યાં તે એઠાં હોઈ એને પ્રસાદી તરીકે બ્રાહ્મણોએ ખાઈને તેનું વિલોકન કર્યું છે. આથી વધારે નીચ સ્થાવર જાતિ હોઈ તેમાં ચતુરાનન બ્રહ્માજીએ જન્મ લીધેલો છે. આજ બ્રહ્માજી ચતુર્વેદના રચયિતા હોઈ આ વેદનો જ બ્રાહ્મણો અહોનિશ પાઠ કરે છે. આ નિયમ પ્રમાણે જોઈએ તો બ્રાહ્મણોની શ્રેષ્ઠતા ક્યાં દેખાય છે ! સાધારણ વર્ણમાં ઉત્પન્ન થયેલા મહાઋષિઓને શ્રેષ્ઠ ગણી તેમના મુખમાંથી નીકળેલાં એઠાં વચનો ઉપર લેશમાત્ર શંકા લાવ્યા સિવાય મદોન્મત્ત કુલાભિમાની બ્રાહ્મણો તેનું આચમનરૂપે પાન કરે છે. આ શાસ્ત્ર નિગમના જ આધારે બ્રાહ્મણયોનિ ગર્જના કરી રહે છે, પણ શાસ્ત્ર તથા નિગમરૂપ ધન બીજાનું છે; નહિ કે બ્રાહ્મણોનું જેમ જળનાં વર્ષાવાળાં વાદળ સિવાય ખાલી ગર્જના પુષ્કળ થાય છે પણ ટીપું પાણી પૃથ્વી ઉપર પડતું નથી, તેવી જ રીતે શાસ્ત્ર તથા નિગમના પરમ હિતને સમજ્યા સિવાય બ્રહ્માણો શ્લોકોનો ધ્વનિ પુષ્કળ જોરશોરથી મચાવે છે પણ આ ધ્વનિ ખાલી વાદળ સમાન છે. જેને હું પરધન કહું છું એ જ શાસ્ત્ર વા નિગમના શાહ જ્ઞાનીઓ પોતે છે, નહિ કે બ્રાહ્મણો; છતાં આ પંડિતો આ પ્રમાણે ન સમજે તો તે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરાજનો છે, કારણ કે ગુરૂવચનના જ્ઞાને કરી તેમના દિલ ભેદાયાં નથી.

जे संतनमुख छांड प्रसादी, उचरन शास्त्र पुरांने;
ते जीवन ब्राह्मण कुळ सबके, निगम सहित जुगजांने. ॥१७॥
तेही जीवत जीनके जीवनसे, तीमके द्रोह न करीए;
लुण भखी नगणा नर बोलत, करतघ्नी ते कहीए. ॥१८॥

लुण संतज्ञानीन जेहुनके, सहित भागवत गीता;

जीनके ओट सकल भव बोधत, आप रहत सब रीता. ॥१९॥

रीत रही भव रीत्य चलावत, धावत जेही कुळ कांहांने;

ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥२०॥

મહાન પુરૂષરૂપ સંતના મુખમાંથી જે પ્રસાદીરૂપ છાંડો નીકળ્યો તે શાસ્ત્રો તથા પુરાણો છે. આ શાસ્ત્રો તથા પુરાણો બ્રાહ્મણોના જીવનરૂપ છે. વળી જગત જેને જાણે છે એવા વેદ પણ તેમના જીવનના આધારરૂપ છે. આ પ્રમાણે શાસ્ત્રો પુરાણો આદિના આધારે જે બ્રાહ્મણો જીવતા રહેલા છે તેમને કહું છું કે આ સંતકોટિના મહાન સમર્થ પુરૂષોનો દ્રોહ કરશો નહિ. કહેવાય છે કે લુણ ખાઈને કૃતઘ્ની ન થવું, એ ન્યાયે સાચા સંતજનોના વચનામૃતનું પાન કરવા છતાં તેમની નિંદા કરશો તો તમે કૃતઘ્ની હોઈ નગણા સમાન છો. જે સંતરૂપ મોટા પુરૂષો થઈ ગયા તેમના મુખમાંથી નીકળેલું જ્ઞાનરૂપ લૂણ જે ભાગવત અને ગીતા છે તેને ઓથે રહી સર્વ બ્રાહ્મણો બોધ કરી પોતાનો નિર્વાહ ચલાવે છે. આ લોકોએ જ્ઞાનની રીત અને નિયમ યજમાનોને ખૂબ ભણાવ્યા. પણ પોતે રહેણીકરણીથી પરવારેલા રહ્યા. ભાગવત તથા ગીતાની રીતને બ્રાહ્મણોએ પોતા માટે બાદ કરી અને જગતમાં પોતાના સ્વાર્થપૂરતી વર્તાવી. અરે ! અનેકવાર ભાગવત તથા ગીતાને વાંચી અને લોકોને ખૂબ સમજાવ્યા છતાં કુળનું દેહાભિમાન ટળ્યું નહિ; આ કારણને લીધે કહું છું કે અજ્ઞાની, દુષ્ટ, દુગ્ધ અને નગરા હોઈ ગુરૂનું એકપણ વચન માને તેવા નથી.

जीनके ज्ञानप्रताप पुरवसे, विप्र कहत सब कोइ;

ते ज्ञानीनकी निंद करत अब, समज विना शठ सोइ. ॥२१॥

सतजुग द्वापर ने कळी त्रेहेता, जुग चतुर जेही देख्या;

उत्पत्य परले ने मध्यमांही, निजगमज्ञान सरेखा. ॥२२॥

ज्ञानी कुल जात्य ज्ञानसे, ऊंच नीच अंतजमे;

जांहां जांहां प्रगट ज्ञान प्रकाशीक, ते सब एक समजमे. ॥२३॥

एही विधि ज्ञान उपजे जेही तेही घट, ताय तजी कुल ठांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥२४॥

પાછલા જમાનાની નીચ યોનિમાં જે જે મહાપુરૂષો પ્રગટ થયા છે તેમના પ્રતાપે, હે બ્રાહ્મણો ! તમે વિપ્ર તરીકે સંબોધાઓ છો; છતાં હે શઠ ! તમો તે જ્ઞાનીઓની નિંદા કરતાં કેમ શરમાતા નથી. સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગ આદિ ચારે જુગમાં ઉત્પત્તિથી, મધ્ય અને પ્રલય સુધી તપાસતાં નિશ્ચયાત્મક થાય છે કે સર્વોપરી સર્વશિરશ્રેષ્ઠ નિજગમની ગતિરૂપ જ્ઞાન જ છે. આ ન્યાયે જ્ઞાનીની જાત વાકુલ જ્ઞાન જ છે. ઊંચ નીચ અંત્યજ વર્ણમાં ઘટે તેમ છે, નહિ કે જ્ઞાનીમાં. જે જે શરીરમાં જ્ઞાનનો પ્રકાશ થશે તે તે શરીરો ગમે તે યોનિમાં જનમ્યાં હોય છતાં એક છે; આ વિધિ પ્રમાણે જેના ઘટમાં જ્ઞાનનો ઉદય થયો છે તેને હે બ્રાહ્મણો ! તજી દઈને કુલાભિમાન રાખો છો તે તમોને શોભતું નથી. એ કારણને લીધે તેવાને કહેવું પડે છે કે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગુરા છો.

जातभात ओरु विधिनखेदे, के सतजुग कळिमांही;
ग्राहीग त्याग इत करमधरममे, ज्ञानी अटकत नांही. ॥२५॥
ज्ञानी परख ज्ञानसे कीजे, उपचींन खोन न पावे;
जनक कृष्ण सुखदेव दुर्वासा, उपमत एक न आवे. ॥२६॥
पण ज्ञाने निज तत्त्व दरशको, एक लक्ष अनुरागी;
तीनके करत जुवे जेही उपहीत, ते नर अधम अभागी. ॥२७॥
प्रोक्ष ज्ञानी ज्ञानकी मानत, प्रत्यक्ष पतीत न आंने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥२८॥

સત્યયુગના જમાનામાં જાતભાત વિષે કંઈ પણ જોવાનું નહિ. વળી વિધિનિષેધ એટલે અમુક પ્રકાર કરવાનો અને અમુક પ્રકાર નહિ કરવાનો એવી શાસ્ત્રજ્ઞાઓ ન હતી. તે કાળના જ્ઞાનીઓ અને તત્ત્વજ્ઞ પુરુષો ગમે તે કોમમાં પાકતા અને પોતે એક છે એમ સમજી બધા સ્વજાતિ તરીકે રહેતા. વળી આ પુરુષોને ગૃહસ્થાશ્રમ વા ત્યાગ, કર્મધર્મ

વગેરે અટકાવી શકતાં નહિ. અર્થાત્ જ્ઞાની મહાપુરુષને કોઈ કર્મ બાધ કરતું નથી. હે અંશ ! જ્ઞાનીની પરીક્ષા જ્ઞાન વડે જ કરજે. તેમના ઉપલક ચિહ્નોની ખોજ કરીશ નહિ, કારણ કે જનક, કૃષ્ણ, શુકદેવ અને દુર્વાસા વગેરેને ઉપલક દૃષ્ટિથી જોઈશું તો આ બધાનાં ચારિત્ર્ય કામી, ક્રોધી કે વૈભવી દેખાશે અને અંતરદૃષ્ટિથી જોતાં શીખશો તો તેમના જેવા જ્ઞાનમાં બીજા કોઈ સમર્થ નથી એમ સમજાશે. કારણ કે તેઓ જ્ઞાનરૂપ હોઈ તત્ત્વવેત્તાઓમાં દક્ષ પુરુષો છે. વળી એક અદ્વૈતલક્ષના અનુરાગી છે છતાં ઉપલક દૃષ્ટિએ આભ્યંતર વિચાર કર્યા સિવાય તેમનાં કૃત્ય જોનાર ભાગ્યહીન નરાધમ પુરુષ છે એમ માનજો. આ જમાનો ગુજરી ગયેલા પરોક્ષ જ્ઞાનીઓના જ્ઞાનને માનનારો છે. તેમનાં કરતાં જ્ઞાનમાં સમર્થ પ્રત્યક્ષ પુરુષ હોય તો તેમના વચનો ઉપર પ્રતીતિ લાવતો નથી. તે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા જરાપણ માનતા નથી.

प्रगट राम ओरु कृष्न हुते जब, छांट न लेवत केते;
प्रोक्ष भये तब मूरख मुरतकी, प्रेहेत प्रसादी लेते. ॥२९॥
ओरु तीरथ व्रत संजम जडवत, मुखे न बोलत कोइ;
प्रोक्ष जीवन जीते जडवतके, जड जडके दीन होइ. ॥३०॥
गये पुरुषके ज्ञान कथनकी, राखत सकल अभ्यासा;
हाल पुरुष अनुभव निजगमने, आवत नहि विश्वासा. ॥३१॥
अण देखी ओरकी कही मानत, देखी धरत ना काने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक़ न मांने. ॥३२॥

જે જે સમય પર રામ અને કૃષ્ણ આદિ પુરુષો હતા તે કાળના બ્રાહ્મણો આ મોટા ગણાતા મહારાજોનો પડછાયો લેવામાં આભડછેટ માનતા હોઈ તેમનાં વચનો ઉપર પ્રતીતિ લાવતા નહિ. આ મહારાજો ગુજરી ગયા બાદ તેમનાં વચનો ઉપર ધીમે ધીમે પ્રતીતિ લાવતા થયા છે. આ વચનો વધારા સાથે મોટા પ્રમાણમાં થઈ ગ્રંથરૂપે રચાયાં ત્યારે જગત સમજવા લાગ્યું કે રામકૃષ્ણ પુરુષો નથી પણ પરમેશ્વર છે. આ પરોક્ષ થયેલા

પુરુષોની પ્રેમમૂર્તિઓ લાખો રૂપિયા ખર્ચી પધરાવી છે. તેમના નૈવેદ વગેરેને પ્રસાદ ગણી મૂર્ખ લોક લે છે. વાહ ! ધન્ય છે આ જમાનાને ! જે એક કાળે સ્પર્શમાત્રથી અભડાતા હતા તે આજે તેમની પ્રસાદી તથા પગ ધોયેલું ચરણામૃત લે છે. અરે ! ઓ અજ્ઞાની જીવ ! તીર્થ, વ્રતરૂપ ઉપવાસ અને સંયમમાત્ર જડવત હોઈ એમાંનું કોઈ મુખે કરીને બોલે તેમ નથી. આ મૂર્તિઓ આદિનું જીવન કોઈ બીજાને વશ પડેલું હોઈ પરોક્ષ જીવે છે અને મૂર્તિને જીવાડનાર જે ચૈતન્ય છે તે પણ ગતિએ જડ છે; એટલે કે દેહ મનુષ્યનો પણ ગતિહીન જીવને કરી જડ થયા છે. આ જડ જીવ જડ પ્રતિમાં પાસે જઈ દીનતાપૂર્વક હાથ જોડી કરગરે છે. પરમેશ્વરના પરમ પ્રભાવમાં આ એક આશ્ચર્ય પામવા જેવું છે. જે જ્ઞાનવાન પુરુષો ગુજરી ગયા તેના કથેલા જ્ઞાન ઉપર હાલના અણસમજુ લોકો વિશ્વાસ લાવી અભ્યાસ કરે છે અને તેમાં પરમગતિરૂપ તત્ત્વ શોધે છે; પણ જડે ક્યાંથી ! માંહી હોય ત્યારેને ! હાલ હાજરાહજુર પ્રત્યક્ષ નિજગમગતિના પરમ અનુભવી પુરુષ હોય તેમના ઉપર વિશ્વાસ આવતો નથી. આ વાત પણ વિચારવા જેવી છે. હાલના વિદ્વાનો પાછલી વાતો જે તેમણે જોઈ નથી તેને કહે છે અને માને છે. પ્રત્યક્ષ કોઈ બતાવનાર મળે તો કાને સાંભળવા ખુશી નથી. આથી હું કહું છું કે તેવા અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા છે.

पर नेननसे देखत द्विज दुनियां, सुनीयां वचन सुनावे;<br>
निजके नेन सकल घट अंधे, बंधे बांन मुनावे. ॥३३॥<br>
बांन जंत जीवन जग जेते, बांनी बांम न पकरे;<br>
बिन भेदु कोइ भागी शकत नहि, लेइ करममे झकरे. ॥३४॥<br>
करम करावे जूगत जगावे, बिन दीठे विलमावे;<br>
अंधे अंध निरंध सायमी, भुगते सो भुगतावे. ॥३५॥<br>
आपे अंध निरंध जीजमानुं, दोनु भव भटकांने;<br>
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥३६॥

આખી દુનિયા બ્રાહ્મણવચન ઉપર વિશ્વાસ રાખતી હોઈ તેમનાં નેત્રો વડે જુએ છે. આ લોકો સાંભળેલાં વચન સંભળાવે છે અને તે વચનોને સત્યમાની તેને સાંભળવામાં અજ્ઞાની લોકો તલ્લીન રહે છે. આથી કરી જનમાત્ર પોતાનું નિજજ્ઞાન ગુમાવી બેઠી છે; એથી દરેકના ઘાટરૂપ શરીરોમાં અજ્ઞાનરૂપ અંધકાર છવાયો છે. આ અજ્ઞાનરૂપ અંધકારથી જેનાં સ્વરૂપ ઢંકાયા છે એવા જડ મતિના અજ્ઞાની જીવને બ્રાહ્મણોએ હાથપગ તથા મુખ બાંધીને પોતાનો સ્વાર્થભર્યો માર્ગ મહર્ષિઓનાં વચનોદ્વારા બતાવ્યો છે. આ માર્ગમાં પડ્યા પછી તેમનાથી ઊંચું થઈને બોલી શકાય નહિ. કદાચ કોઈ બોલવા જાય તો કહે પાપ લાગે. આ પાપના ભયને લીધે આંધળું જગત તેમને વળગી રહેલું છે. આ અયોગ્ય અને અહિત કરનારી વાણીમાં બંધનવશ થયેલા જીવમાત્ર જીવતાં સુધી છૂટા થઈ શકે તેમ નથી. આ માર્ગનો કોઈ ખાસ ભેદુ ના મળે ત્યાંસુધી જીવ છૂટા થઈ શકશે નહિ, પરંતુ કાષ્ઠ જેવાં કર્મકાંડમાં જકડાઈને બંધાઈ રહેશે. હે જીવ ! આ સ્વાર્થમાર્ગનો ભેદુ ન થાય ત્યાંસુધી આ જાળમાંથી ભાગી શકીશ નહિ. માટે સાવધ થઈ સ્વચ્છ થા અને તારા અંતરસ્વરૂપને જાણવા સંબંધી જે જે બાહ્યાંતર હરકતો ઊભી થાય તેની સામે (સામનો કરી) નીડર થતાં શીખ. બ્રાહ્મણો વિધવિધ પ્રકારનાં કર્મ કરાવે છે; આ દરેકે દરેક કર્મમાં પોતાની વાસના તૃપ્ત કરવાની જુક્તિઓ રહેલી છે. આ આંધળી જનતાએ પોકળ પંથોમાં શું શું અને ક્યું ક્યું પોલ રહ્યું છે તે કદીએ જોયું નથી, છતાં આ માર્ગ સત્ય હોય એમ માની જગત સ્તંભ્યું છે. જુઓ તો ખરા, બ્રાહ્મણો આંધળા અને જગત પણ આંધળું. આ આંધળે આંધળાઓની સાહેબી તે વળી સાવસદંતર આંધળી છે, કારણ કે સાહેબી એટલે એશઆરામ ભોગવવાનાં દ્રવ્યો છે, આ દ્રવ્યને આંખ નથી એટલે તે પુરોહિત વા યજમાન પૈકી કોઈને ઓળખી શકતી નથી. આવી આંધળી સાહેબી પુરોહિત ભોગવે છે અને યજમાનને તેવી જ રીતે ભોગવવા સલાહ આપે છે. પુરોહિત આંધળો અને સદંતર આંધળો યજમાન, આ બન્ને ભવના આખર દિવસ સુધી ભટકવાના છે. આ ઉપરથી જણાય છે કે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા લોકોએ ગુરુવચન ઉપર જરાપણ વિશ્વાસ રાખ્યો નથી.

एही वरतांत ज्यौं अज्ञानीनके, जीनके जनम नखेदा;
दुष्ट दग्ध जनके मनकु जेही, सुनीयो कपट कलेदा. ॥३७॥

दुष्ट अति दुनियांथी दुर्घट, करत काज सव अंन्या;
खटदर्शनकी खेंची खावत, गणत न पाप न पुन्या. ॥३८॥
राजा होय तो रैयत रंजाणे, पटल होय तो परजा;
रंक होय तो रजक जलावत, बरबट बांधत बरजा. ॥३९॥
बरबट ते बटपाड बनेरी, लुंचीत रात नरांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥४०॥

ઉપર પ્રમાણે સઘળાં પરિવર્તન અજ્ઞાની જીવનાં છે. આ પ્રમાણેના પરિવર્તનવાળું જીવન નિષિદ્ધ હોઈ નકામું છે. હવે દુષ્ટ અને દગ્ધ પુરુષોને મનમાં કેટલાં ઊંડાં મૂળ કપટે નાખ્યાં છે તે સાંભળો. દુનિયામાં અતિ દુષ્ટ જીવથી દૂર રહેવું મુશ્કેલ છે. આ દુષ્ટ લોકો જન્મથી મરણ પર્યંત જે કંઈ કર્મ કરશે તે બધાંય અન્યાયી, અનર્થ ભરેલાં જ કરશે. છ દર્શનરૂપ ભેખનું ધન ખેંચી ખાવા છતાં પાપ લાગે કે પુણ્ય થાય એવું આ દુષ્ટ જનો ગણતા જ નથી. વળી જ્યારે દેશ ઉપર રાજા દુષ્ટ બુદ્ધિવાળો થાય છે ત્યારે રૈયતને રંજ પમાડે એટલે કે ખૂબ હેરાન કરે અને ધનનું હરણ કરે છે. કદાચ દુષ્ટ બુદ્ધિનો પટેલ હોય તો પ્રજાને પીડા આપી વિત્તરૂપ ધનનો નાશ કરે છે અને કરાવે છે. કોઈ ગરીબ હોય પણ તેની બુદ્ધિ દુષ્ટ હોય તો ઘરમાં, છાપરામાં કે ઘાસની ગંજી વગેરેમાં દેવતા મૂકે અને દેવતા મૂકવામાં ન ફાવે તો માર્ગના એકાન્ત રસ્તે ફાંદો રચીને બેસે છે. આ ફાંદો રચનાર પ્રેતરૂપ બલાથી પણ વધુ ખરાબ છે. આ વાટપાડુ જંગલના એકાંત રસ્તે બેઠો બેઠો જતા આવતા વટેમાર્ગને લૂંટી લે છે, આથી હું તેમને અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા કહું છું.

पुनी ब्राह्मण साधु सन्यासी, जीनुं मंदिर मठ फोरे;
अनुहुतके सब दाम बटोरीत, गर्थ गांठडी जोरे. ॥४१॥
ते नहि आवत काम उनुके, अनहुतके धन माटे;
राह डंडे के चोर चकोरे, जांहीतांही जात अटाटे. ॥४२॥

पण करतां पाछी नव काढत, दलना दुष्टपणाथी;
येहेनां करतव ए भोगवशे, नहि कोइ संग ने साथी. ॥४३॥
संगसाथ एहेनो जे करही, सो पण उन परमांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥४४॥

હે મદાંધ જીવ ! બ્રાહ્મણ, સાધુ અને સંન્યાસીઓના મઠ, મંદિર કે ઘરની તેજી પૈસાથી સ્ફુરી ઊઠેલી છે. આ સઘળુંય ધન અન્યાયથી તથા અનર્થ રીતે બટોરી લાવી ગર્થની (નાણાની, પૈસાની) ગાંસડીઓ ભેગી કરે છે. આ પ્રમાણે જેના મઠમંદિરો ધનથી ભરાયેલાં છે તે ધન તેમને પોતાને કામ લાગતું નથી. પણ ચોર ચોરી કરીને કે રાજા દંડ કરીને લઈ જાય છે. આમ જ્યાં ત્યાં આ ધન છેવટે ધૂળધાણી થાય છે. આમ છે છતાં ભગવતિજનો પાસેથી ધન કઢાવવામાં પાછી પાની કરતા નથી. આ પ્રમાણે ખરાબ ચારિત્ર્ય રહેવાનું કારણ તેમના દુષ્ટ દિલને લીધે છે. આ પ્રમાણે કરેલાં કૃત્ય તેનાં પોતાના હોઈ તેને જ ભોગવવાનાં છે. વળી આ દુષ્ટ ગમે તેટલા બહોળા વિસ્તારનો સ્વામી થયો હશે તોપણ છેવટે તેની સાથે તેમાંનું કોઈ જશે નહિ. આ દુષ્ટગતિના લોકોનો જે જે સંગ કરશે તેઓને પણ તેવા જ જાણવા. આથી કહું છું કે, અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા (ગુરુ વગરનાં)જનો કદીયે સાચા માર્ગમાં પ્રવૃત્ત થતા નથી.

करही कलेश कुटुंब कुल भीतर, दुःख दइ मातपितानो;
उतइत राढ रचे रध्य बुध्यनो, बिनु कीत वांक विनानो. ॥४५॥
न गणे कोइ महोबत मानवनी, दानव सरखो दुमी;
पाप करंता अदकां डगलां, पुन्य तणे मग सुमी. ॥४६॥
अंतःकरण वरणशंकरनां, अस्थिर नाड अन्यायो;
कुडकपट घट भीतर सरभर, ए लक्ष दुष्ट जनायो. ॥४७॥
दुष्ट दुष्ट परत्ये नव चालत, शोधे शाहा नखरांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥४८॥

દિકરો હોય અને તે દુષ્ટ બુદ્ધિનો હોય તો કુટુંબમાં કલેશ કરવા ઉપરાંત માતાપિતાને પણ દુઃખદાયી છે. કુંટુંબમાં નિરંતર કલેશ રાખનાર આ દુષ્ટ કોઈની કંઈ પણ સમૃદ્ધિ વહેંચવાની ન હોય વા કોઈનો વાંક પણ ન હોય તથાપિ આ બાજુ તેમજ તે બાજુનાં છિદ્રો શોધી લાવી તકરારનાં કારણો ઊભાં કરે છે અને તેમાંજ તેને મઝા પડે છે. આ માણસના દિલમાં મહોબત તેમજ દયા હોતી નથી. અરે ! આખુંયે જીવન દાનવોની માફક વ્યતીત કરે છે. આના હાથે પાપ થવું એ સહેલું છે, પણ પુણ્યમાર્ગમાં પ્રવૃત થવું તે તો આ દુષ્ટને માટે મુશ્કેલ છે, આ દુષ્ટ જનોનાં અંતઃકરણ વર્ણશંકરના જેવાં હોઈ તેની વિષયવાસના હાથ પર નથી, જેથી અન્યાય જ કર્યા કરે છે. વળી શરીરમાં રહેલા પોલમાં ટંકોટંક ભરચક કાળાં કર્મરૂપ કપટ ભરેલું છે. આવાં લક્ષણ ઉપરથી તે દુષ્ટ જન છે એમ માનજો. આ દુષ્ટ જીવને બીજો દુષ્ટ મળે તો તેના આગળ તેનું કંઈ ચાલતું નથી; પણ આ બન્ને ભેગા થઈ શાહરૂપ સજ્જન પુરુષનાં નખરાં શોધે છે.

अबकी युक्त दग्धकी बरनुं, शरणुं नहि कोइ केहेनुं;<br>
रजक स्वानसे नहि उतइतके, जीततीतके मीजमानुं. ॥४९॥<br>
प्रेमप्रीत्य नहि कोइ साथे, सुणीयो ज्ञान समजणा;<br>
वातडना वैवाद विचिक्षण, निजगमनी दल दजणा. ॥५०॥<br>
दलनी दझणा कोहो कुण भंजे, भंजे उर अंतरने;<br>
नगर नायकावत विटलने, को शीख देवे शरने. ॥५१॥<br>
धणी विना जेम ढोर हरायां, ठरवे कुण ठेकाणे;<br>
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥५२॥

હવે દગ્ધ પરિવર્તનવાળા જીવની યુક્તિ વિષે કહું છું. આ દગ્ધ જીવ સજ્જન પુરુષનો આશ્રય લીધા સિવાય સ્વછંદ જિંદગી ગુજારનાર હોય છે. ભાદરવા માસમાં વિષયલબ્ધ થયેલું કુતરું આ બાજુ અને તે બાજુ એમ ચારે બાજુ યોગ્ય અયોગ્ય ન જોતાં વિષયવિરહમાં ભટકે છે, તેવીજ રીતે દગ્ધ જીવો સંસારભરમાં જ્યાં ત્યાં વિષયની

મોજમઝાના મહેમાનો તરીકે ભમતા અને ભટકતા ફરે છે. આ વિષયી જીવને પ્રેમ અગર પ્રીતિ કોઈ સાથે નથી. માત્ર વાતના તડાકા મારવામાં વા વાદવિવાદમાં તેમજ જૂઠા દાવાને સાચાપણાનો દાવો છે એમ બતાવવામાં વિચક્ષણ રહે છે. વળી આ દગ્ધ જીવનાં દિલ વિષયરૂપ અગ્નિથી ચચરી ગયાં હોઈ તેના દિલમાં નિજગમજ્ઞાનનો ડાઘ પણ લાગતો નથી. આ દગ્ધ જીવના અંતરને માંજીને દિલની દાઝ કોણ ઓલવે તેમ છે ! વળી તેના દિલમાં થતાં દુઃખ કોણ ભાગશે ? નગરનાયકાની માફક આ વિતંડી જેવા દગ્ધ જીવને શરણે લઈ કોણ શિખામણ આપે તેમ છે ? ધણી સિવાયનાં હરાયાં ઢોર કોઈપણ ઠેકાણે ઠરીને બેસવા પામશે નહિ; તેવીજ રીતે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરાને ઠરીને બેસવાનું મળશે નહિ.

डंभीनी उर दाद ग्रहीने, तरक करे ज्ञानीनी;
क्षणु इतकी क्षणु उतकी बोले, एह लक्षण दग्ध जनीनी. ॥५३॥
ग्रंथज्ञानने सुणतां सुधी, जख मारी हा वाळे;
ऊठीने अलगा जइ बोले, मन गमतुं मोहो काळे. ॥५४॥
काळामुखना काग सरीखा, जननां चांदां ताके;
एहेवानुं अंते अवनि पर, काळ चवेणुं फाके. ॥५५॥
काळ खाय ते करी कबोले, सनमुख रहे सरखांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥५६॥

કોઈ પુરુષ દાંભિક પાસે ફરિયાદ લાવે ત્યારે આ દાંભિક પોતે જ્ઞાનીનો ડોળ રાખી હું આ ન્યાય સત્ય રીતે ચુકવીશ એમ પક્ષકારને સમજાવે છે. આ ન્યાય ચૂકવતાં ચુકવતાં ક્ષણવાર આ બાજુ તો ક્ષણવાર બીજી બાજુ એમ અવડ-સવડ શબ્દરચના ગોઠવી પોતાનો સ્વાર્થ સાધી બન્ને બાજુથી જે કંઈ મળે તે ખાઈ લે છે. આવાં લક્ષણ જેનામાં હોય તે દગ્ધ જીવ જાણવા. આવા દગ્ધ જનો કોઈ સારા સંત પુરુષોની કથા સાંભળવા આવી ચઢ્યા હોય તો તેઓને ઝખ મારીને આ ગ્રંથના જ્ઞાનને સાંભળતા સુધી હા એ હા કહેવી

પડે છે. તે કહે છે કે, હા બાપજી, આપ કહો છો તે ખરું છે. જ્યારે આ સભામાંથી ઊઠીને અળગા થાય છે ત્યારે મનમાં આવે તેવું બોલી પોતાના દાબી રાખેલા ભાવને પ્રગટ કરે છે. આ ઉભયભ્રષ્ટ કાળા મુખના કાગડા જેવા જીવ કોઈ સજ્જન પુરુષનાં ચાંદાં ઉપર નિશાન રાખીને તાકે છે. ક્યારે દાવ મળે એ શોધખોળમાં આ અધમ માર્ગનો માણસ રાત દિવસ ઊંઘતો નથી. આ પ્રમાણે પાપાચરણવાળા પુરુષનો ભક્ષ અંતે કાળ તેનો નાશ કરે છે. આ દગ્ધ મનુષ્યો કાળના મુખમાં જશે ત્યારે તેણે કરેલાં પાછલાં સઘળાં કર્મ કાળ સમક્ષ કબૂલ કરશે. આમ છે છતાં આવા સરખે સરખા મળે ત્યારે પાછા પૂર્વના પોત પ્રમાણે તેઓ અધમ માર્ગે વર્તન રાખે છે.

आडकठा अटकण बेअदबी, कोट जनमना करडा;<br>
श्वान अस्त समतुल सरीखा, शीख न माने सरडा. ॥५७॥<br>
काज अकाज सकाज न समजे, अडबंगी अडबेडा;<br>
निमणा रहित लपोडशंख सम, भव विचरत गत भेडा. ॥५८॥<br>
एहेवा जन अणखपता जगमे, भोमी भार करनकु;<br>
काज विना करतार करतहे, उतपत्य काळ चरनकु. ॥५९॥<br>
कोटिक संत कथे शीख देवत, ओरु कही वेद पुरांने;<br>
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥६०॥

જેટલા જગતમાં મોટા ગણાય છે તેમના ઉપર કોઈ જાતનો અંકુશ હોતો નથી અને તેઓ રાખતા પણ નથી. તેમણે પોતે સ્વતંત્રતા જન્મસિદ્ધ હક્કવાળી માની લીધેલ હોય એમ જણાય છે, આ કારણને લીધે તેમના અપૂર્ણ મન કદીયે તૃપ્ત થતાં નથી જેથી જેના તેના કામમાં આડા પડી વિઘ્ન નાખે છે. આ લોકો કોઈ મહાપુરુષો સાથે મહોબતથી અદબ રાખીને વર્તતા નથી. આ દગ્ધ જીવ કરોડો જન્મ લે, પણ તેનાં દિલ કદીયે ભીંજાતાં નથી. આ દગ્ધ જીવો કૂતરાના હાડકા જેવા હોઈ કાચીંડાની માફક કોઈની પણ શિખામણ માને તેવા નથી. કાર્ય, અકાર્ય, વા કોઈનું ભલું, આ મોટા ગણાતા મૂર્ખ લોકો સમજતા

જ નથી. અડબંગ, અધકચરા, નિર્મળતા રહિત લપોડશંખ જેવા સમજવા. આ દગ્ધ જીવનાં પરિવર્તનોની ગતિ ઘેટાંની લાર જેવી છે. આવા મોટા જનો પૃથ્વી ઉપર ભારરૂપ હોઈ જગતમાં તેમનો ખપ નથી. હે કિરતાર ! આવા અધમ દગ્ધ જનોને શા માટે કર્યા ! ઉત્તર એ છે કે કાળના ચારા માટે કર્યા છે. જેને ખાઈ કાળ તૃપ્ત થાય છે, એવા દગ્ધ જનોને સમજાવવા કરોડો સંતજનો શિખામણ દઈ ગયા અને વળી વેદે તથા પુરાણોએ પણ ખૂબ કહ્યું છે, તથાપિ અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા (ગુરૂ વગરના) છે તેવાને તેવા જ રહ્યા છે.

नुगरानी सुनीयो गाफलगत्य, अपत्य सरीखा आपे;
ज्ञान विना घट अंध अनादिक, न मळे जांण जबापे. ॥६१॥
नुगरा ते जीनकु गुरु नांही, समज विना शल जेवा;
ठोके तो तन अग्न प्रकाशे, कुण शके शीख देवा. ॥६२॥
कह्युं न मानत कंकर सरखा, रस्ते पडया रंजाणे;
ओरके दुःख देइ आप रखडता, ठरवा नहि ठेकाणे. ॥६३॥
जम कोरड अन्नमे गांगणवत, लक्ष नहि नघर नरांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥६४॥

નગરાઓ ગાફલ ગતિના હોઈ પોતે અપત્ય એટલે બાળક જેવા છે, તેમના વિષે કહું છું તે સાંભળો. તેમનાં ઘટ જ્ઞાન વિના અનાદિથી જ અંધ હોઈ અજ્ઞાનથી ભરેલાં છે. એને કોઈ કંઈ પૂછે તો ઉત્તરમાં કંઈ જ જાણકાર જવાબ મળે નહિ. જેને ગુરુ નથી એવા નગરા જનોનાં અંતઃકરણ સમજ વિનાનાં હોઈ પથ્થર જેવા છે. આ ગુરૂવગરનાને કોઈ શિખામણ આપવા ઢંઢોળે તો અંદરથી ક્રોધરૂપ અગ્નિ નીકળે પણ શીતળતા હોય જ નહિ. આવા શઠને શિખામણ કોણ દે ! દાખલા તરીકે રસ્તે પડેલા કાંકરા જતા આવતા માણસોની ઠોકરે ચઢી તેમને રંજ કરે છે એટલે કે દુઃખ દે છે. આ કાંકરા બીજાઓને દુઃખજ્ઞ છે અને પોતે રખડતા હોઈ તેમને ઠરીને બેસવાનું ઠેકાણું નથી; તેવી જ રીતે

કાંકરાની માફક આ નગુરાઓ આમતેમ રખડી જિંદગી પૂરી કરે છે; પણ સજ્જન પુરુષનું કહ્યું માનતા નથી. જેમ કઠોળ પૈકી કોઈ અનાજ પલાળવામાં આવે તો તેમાં ગાંગડુ રહે છે જે પલળી શકતું નથી, તેમ નગુરા જનો ગાંગડુની માફક એટલા તો કઠણ છે કે સદ્‌ગુરુજ્ઞાન તેમના હૃદયને પલાળી શકતું નથી.

पकर नहि जीनके अंतसमे, वाक विनानी वरती;
सार शब्द सद्‌गुरुनो ग्रेहेवा, न मळे कांय आकरती. ॥६५॥

अणसमजुने अमरीख भरीया, तरीया जग चावलमे;
जरख समोवड जकर जबापी, समज न कलकावलमे. ॥६६॥

कलकावल बीनुं कुळनी करीया, धरिया थइ धरतांणे;
मरी मटे पण मनथी न मूके, सुख तो शूकर समांणे. ॥६७॥

सो अडवा बेटीना भडवा, कडवा लगत जनांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥६८॥

જેની ગતિમાં વાક નથી તેવા નગુરાઓનાં અંતઃકરણમાં સદ્‌ગુરુનો સારશબ્દ ગ્રહણ કરવા પકડ નથી તથા સદ્‌ગુરુનો લક્ષ ગ્રહણ કરવામાં આ નગુરાને આકર્ષણ નથી. આ નગુરાઓનું સર્વાંગ શરીર ઝેરથી ભરેલું છે. જેમ ચોખામાં રહેલો તરિયો ફેંકી દેવાનો હોઈ ઉપયોગમાં આવતો નથી, તેમ નગુરાઓ જગતના સારા કાર્યમાં ઉપયોગી નથી. આ નગુરા ઝરખ જેવા હોઈ માત્ર આખોય દહાડો જેની તેની સાથે વાદવિવાદની જિદ કરે છે, પણ સારાનરસાની આલોકોને લેશમાત્ર સમજ નથી. આ લોકો અક્કલ સિવાયના હોઈ કુળની રીતિ પ્રમાણે ધરીયા એટલે બળદની માફક ઘર ખેંચ્યા કરે છે અને તે મરતાં સુધી મૂકતા નથી. આ નગુરાઓનાં સુખ જોતાં શૂકર એટલે ભૂંડના જેવાં છે. ભવૈયાઓના વેશમાં એક જંદાનો વેશ ધારણ કરે છે, તેમાં અડવા શેઠનો પણ વેશ લાવે છે. આ અડવો દીકરીરૂપ વાણીનો અભ્યાસ કરી ભડવા તરીકેનો પાઠ ભજવે છે. આ ન્યાયે દીકરીરૂપ વાણીનો અભ્યાસ કરી પંડિત થયા છે. અડવો જેમ તેજાં તરફ તથા જંદા તરફ

ભાવતું બોલે છે તેમ આ ભડવારૂપ પંડિત બેટીરૂપ વાણીનો જગત તેમજ પરમેશ્વર તરફ ઉપયોગ કરે છે; એટલે કે જે વાણી ઈશ્વરના ગુણ ગાય છે તે જ વાણી વડે જગતના અયોગ્ય પાત્રોનું વંદન કરે છે. આ અડવા અને ભડવા શબ્દો જગતને કડવા લાગે તેવા છે.

वींछवा आद्य सरप तामस तन, मानत आण्य गरांनी;
पण माणस तनमे नुगरांनी, तेहुत्ये अकल अरांनी. ॥६९॥
अकल अरांनी अही मापस जीन, तीनु नहि सूझ समजनी;
जनम अंधने जेम विचरतां, सरखां छे दिनरजनी. ॥७०॥
त्यौं नुगरा अज्ञान ज्ञानने, नरणे करी न जांणे;
कोडी कनक रही उर लपटी, क्यौं तनमन दे दांने. ॥७१॥
बिन तनमन अरपण करनन धन, गुरु चित्त मेहेर न आंने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥७२॥

વીંછી તથા સર્પની આદ્ય લઈ તામસ પ્રકૃતિના જીવ કોઈને દંશ કરે તો તેનું ઝેર ચઢે છે. આ માણસને કોઈ ઝેર ઉતારનાર મંત્રી પાસે લઈ જવામાં આવે છે. આ મંત્રવાળાએ તામસ પ્રકૃતિના દેવને સાધેલો છે એથી સર્પ વા વીંછીને મંત્ર ભણીને આણ દે છે, આથી કરી ચઢેલું ઝેર ઊતરે છે. અરે ! આ જીવ કેટલા ગુરૂમુખી છે ! તેને કોઈપણ પ્રકારનું જ્ઞાન હોતું નથી છતાં ગુરુની આમન્યાને માન આપે છે, ત્યારે બીજી બાજુ માનવજાતિમાં નઠોર મનના નગુરાજનો જેની અક્કલ હેરાઈ ગઈ છે તેઓ ગુરુવચનની આમન્યાનો ભંગ કરે છે. આમ હેરાઈ ગયેલી અક્કલવાળા સત્યધર્મ સમજવામાં લેશમાત્ર મજબૂત નથી. જેમ જન્મ ના આંધળા મનુષ્યને રાત અને દિવસ સરખાં છે, તેવીજ રીતે ગુરૂમુખજ્ઞાનથી ભ્રષ્ટ થયેલા નગુરાઓ જ્ઞાનનો તથા અજ્ઞાનનો નિર્ણય કરી શકતા નથી. આ નગરાઓ એટલા તો કૃપણ હોય છે કે કોડીઓને સુવર્ણ સમાન માની તેમાં લપટાઈ રહે છે, એટલે કે ખોવાઈ જાય કોડી પણ તેના કલેજામાં જાણે સુવર્ણનો દાગીનો ખોવાયો

હોય તેટલો દાહ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે આ નગરાના સર્વાંગ શરીરમાં પદાર્થનું સજ્જડ આકર્ષણ ભરાયેલું છે, તે નગુરો ગુરુની પાંસે જઈ તનમન કેવી રીતે આપી શકશે ? વળી તન, મન અને ધન અર્પણ નથી કર્યા જેને તેવા ગુરુઓ ચિત્તમાં મહેર લાવીને આ નગરાઓ (ગુરૂ વગરના) તરફ લક્ષ કરશે નહિ.

बिन गुरुमेहेर उपज अंतरगत्य, निज कर शीश न धरही;
जीनु गुरु कर उपदेश विना नर, नुगरा जदीप विचरही. ॥७३॥
एही अनुकुल नर नुगर रहनके, वनके व्रखत समांनु;
उदे अस्त मध्य वरतत अदबद, गुरु बिन सकल जहांनु. ॥७४॥
ओरु जीनके शिर सांम्रथ गुरु भुज, ते नहि जांहांन कहाइ;
जांहां हांन्य तांहां जहांन चराचर, गुरुगम तीनु उपराइ. ॥७५॥
जेही उपराय परमगत सत वित, मरम नहि मनुष जनांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुंगरा नेक न मांने. ॥७६॥

અરે ! ઓ ભગવતિજન ! શ્રીમંત ભગવાન કરુણાસાગરના અંતરમાં જ્યાંસુધી મહેર ઉત્પન્ન ન થાય ત્યાંસુધી ગુરુ પોતાનો હાથ શિષ્યને માથે ધારણ નહિ કરે. અને જ્યાંસુધી ગુરુએ માથે હાથ મૂકી ઉપદેશ નથી કર્યો ત્યાંસુધી નગુરાઓ જગતમાં જ વિચરશે. આ ન્યાયે જગતમાં નગુરાઓ રહેલા છે. આ નગરાઓ વનના વૃક્ષ સમાન છે. વળી ગુરુ સિવાય જગતમાત્ર ઉદયથી મધ્ય અને અસ્ત સુધી અદબદ એટલે નિશ્ચયાત્મક સિવાયનું વર્તન રાખે છે. જેને માથે મહાન સમર્થ ગુરુદેવના હાથ છે તેની ગણતરી હું જગતમાં કરતો નથી, કારણ કે જ્યાંસુધી હાનિ પહોંચે છે ત્યાંસુધી ચરાચર જગત છે અને ગુરૂગમગતિની જાણ તે આ ચરાચર જગતથી પર આવેલી છે. જે વિત્તરૂપ સત તે સદાય પરમગતિરૂપે રહેલું હોઈ સર્વ લોકની છેવટે આવેલું છે; આ વિષેના ખરા મર્મની જાણ જગતના મનુષ્યોને નથી. આ કારણને લીધે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગરા રહેલા છે.

वचन विलोक करन कळ नांही, अनुभव दीरघ लघुनी;
सम करी सुणत सकल उचरनकी, मनकी भ्रांत्य न भुनी. ॥७७॥
जब लगी भ्रांत्य गये बिनु मनकी, तनकी तपत न जाइ;
निज गम लक्ष नहि उर अंतर, तब लगी जंत पसाइ. ॥७८॥
जंत जात जुगमे जेही जीनकी, तीनकी कहत सुनाइ;
आपनाआप लहत नहि एहीमम, तेही गम जंत पसाइ. ॥७९॥
जंत जाडय जड तन समोवड, इंद्री ग्राहाज ग्यम जांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥८०॥

હે જીવ ! આ અનુભવ લઘુ છે વા દીર્ઘ છે એ વિષેના વચનોનું વિલોકન કરવા આ નગરાને કળ નથી. કોઈ મોટા સજ્જન પુરુષ આ નગરા અજ્ઞાની આગળ સારામાં સારો ઉપદેશ કરે તે અને ભવાઈ આધિ નાટકોનાં વ્યાખ્યાનો સાંભળે તે, આ બન્નેના ઉપદેશને બરાબર સરખા પ્રમાણમાં ગણી લે છે અને પોતે કહે છે કે મારું માનવું પણ આ પ્રમાણે જ છે. આમ કહી શ્રેષ્ઠ ઉપદેશને ધૂળધાણી કરી નાખે છે. વળી આ મૂર્ખ નગરાએ મનની ભ્રાન્તિઓને ગુરુના પરમ તપમાં શેકી નથી. જો શેકી હોત તો તેની સઘળીયે વાસના બળી જાત. હે શિષ્ય ! જ્યાંસુધી મનમાં રહેલી ભ્રાન્તિઓ ટળી નથી ત્યાંસુધી સંસારના ત્રિવિધ તાપ જતા નથી, એથી કરી તેના ઉરઅંતરમાં મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુની ગમરૂપ નિજલક્ષનો જમાવ થતો નથી. આ પ્રમાણે ઉરમાં સદ્‌ગુરુના લક્ષનો જમાવ ન થયો ત્યાંસુધી, હે નરાધમ જીવ ! તું જંતુરૂપ રહીશ. હે જીવ ! આ જગતમાં જીવમાત્ર જેટલા છે તેને ઉદ્દેશી હું આ વચનો બોલું છું. હું આ જીવને જંતુ જેવો એટલા જ માટે કહું છું કે પોતે પોતાના સ્વરૂપને જાણતો નથી. અરે ! હું કોણ ! મારું સ્વરૂપ કેવું ! ક્યાંથી આવ્યો ! અને હું ક્યાં જઈશ ! આ વિષેની ગમ આ જીવે મેળવી નથી. જે જે જીવે આ ગમ મેળવી નથી તે તે તમામ જીવો જંતુ સમાન છે અને આ જંતુ જેવી ગમગતિવાળા જીવો કદીયે આ લક્ષને પ્રાપ્ત કરી શકતા નથી. આ જંતુરૂપ

જીવની જાત જડ જીવો બરાબર છે. જેમ પશુ આદિ જાત જડરૂપ છે તથાપિ તેને ખાવાનું તથા વિષય આદિનું ભાન છે, તેવીજ રીતે સંસારના ગુરુ સિવાયના રખડતા જીવોને ખાવાપીવાનું તથા વિષયવાસનાનું જ જ્ઞાન છે; નહિ કે પોતાના સ્વરૂપ સંબંધીનું, અને નહિ પોતાના સર્જનહારનું. આ બન્ને જ્ઞાન સિવાય જગતમાં જેનાં જેનાં વિચરણ હોય તે તમામ જંતુ સમાન છે એમ માનજો.

व्रध हांण्य नहि जांण्य जेहुनकी, छेवट फळ प्रापतकी;
पुनही आद्य नहि लहत अगमगत, अवन्य जोत्य मध्य गत्यकी. ॥८१॥
एही विधि अकल अदबद गत्य, विभरम करम विलासा;
अंधधूंधवत रुंज चलत अति, जतमत जुगन तमासा. ॥८२॥
अज अजमाल सब मनकी, तन तनकी भिन्नभिन्ना;
सतगुरु विना यथारथ जेही जम, तेही तम परत न चींना. ॥८३॥
एही परकार अचेत अखिल जीव, गुरु बिना परमपुरांने;
ते अज्ञानी दुष्ट दग्ध जन, नुगरा नेक न मांने. ॥८४॥

હે જીવ ! છેવટ ફળની પ્રાપ્તિ વિષે આ વધારે આબાદીરૂપ છે કે હાનિરૂપ છે તે આ નગુરા લોકો સમજી શકતા નથી, તો પછી આદિ અગમગતિને ક્યાંથી ઓળખે ? આમ અગમગતિનું ઓળખાણ ન રહ્યું, એથી પૃથ્વી ઉપર વિચારવાની ગતિને આધીન થઈ જન્મ-મરણને પામ્યા છે. આ કારણને લીધે આખોય સંસાર ગતિએ અદબદ વિચરતો હોઈ ભ્રમને ઉત્પન્ન કરે એવા કર્મનો વિલાસ કરે છે. આ ચાલતો વિલાસ અંધાધૂંધ જેવો હોઈ અતિ દુઃખને ઉત્પન્ન કરે તેવો છે. આવો દુઃખરૂપ જગતનો તમાસો જે જતમત રચાયો છે તેને ઓળખીને આ નગુરાઓ વટી શકતા નથી. આ નરાંધ અજ્ઞાની જીવોના દરેકે દરેકના મનની ગુપ્ત વાસનાઓ ભિન્નભિન્ન હોઈ તેને તેઓ ઓળખી શક્યા નથી. આ દરેકના મનની ગુપ્ત વાસનાના ભેદને સદ્‌ગુરુ સિવાય યથાર્થ જેમ છે તેમ સમજાવી શકશે નહિ. આ સદ્‌ગુરૂ જગતમાં હોવા છતાં તેમને આ નગરા જીવો ચીનીને ઓળખી

શક્યા નહિ. આ ન્યાયે કરીને અખિલ સંસારના જીવો પરંપરાથી ગુરુ સિવાય અચેત રહેલા છે; આથી જ આ નરાધમ જીવોને કહેવું પડે છે કે તમે અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નગુરા છો.

-: दोहा :-

नुगरा दुष्ट दग्ध अज्ञानी, ज्ञानी नहि चतुरमे;
कहें कुवेर रविसुतके सोटा, खावत खपत असुरमे. ॥८५॥

નગુરા, દુષ્ટ, દગ્ધ અને અજ્ઞાની, આ ચાર પૈકી એકેય જ્ઞાની નથી. આ કારણને લીધે મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે રવિકુળના યમદૂતોનો માર લક્ષાવધિ યુગો સુધી ખાતાં ખાતાં, હે નગુરાઓ ! છેવટે અસુર યોનિને પામશો.

## વિશ્વબોધ અંગ : ૩

# સાકુટ, લંપટ, લોભી અને ખલના વર્તન વિષે.

साकुट ते सहा आतम कुटत, अणसहा इंद्री मेलापी;
ओरु उपल्ये आलंबन अनुसुत, अंतर मरम न जापी. ॥१॥
लंपट ते नर नार विषे वश, जीनुं चित विमल विलोकी;
चंचळ चपळ रहत अहो निश मन, पुनी तन शकत न रोकी. ॥२॥
लोभी ते खरचत नहि खावत, धावत निशदिन धनकु;
परम अरथ ओरु करम धरमकी, खबेर नहि जेही जनकु. ॥३॥
खल नर ते खोटा कोहु साथे, रखत न साच समंधु;
ते साकुट लंपट लोभी खल, मळ भरीया मतिमंदु. ॥४॥

સાકુટ એટલે જેનો આત્મા ઈંદ્રિયોથી કુટાય છે તે છે. આમ ઈંદ્રિયોનો મેળાપી હોવા છતાં પોતા માટે શાહ તરીકે ઓળખાવે છે. આ સાકુટની સર્વાંગ ઈંદ્રિયો રોમરોમ ચોર સમાન છે. આમ શાહરૂપ આત્મા અણશાહરૂપ (ચોરરૂપ) ઈંદ્રિયોમાં કુટાય છે તેનું નામ સાકુટ છે. આ સાકુટનાં ઉપલક આલંબનો ઈંદ્રિયો સાથે અનુસ્યૂત હોઈ તે ઈંદ્રિયો સાથે એકમેક રહે છે. સાકુટ ! આ ઈંદ્રિયોના અંતરમર્મના જાપને ઓળખી શક્યા નથી. જો ઓળખી શક્યા હોત તો ઈંદ્રિયોની વાસના પાછળ તણાત નહિ. લંપટ મનુષ્ય સ્ત્રીવશ હોઈ તેનું ચિત્ત વિભળ વસ્તુનું વિલોકન કરવા પાછળ રોકાયું છે; એથી કરી અહર્નિશ ચંચળ ચપળતાવાળો રહેતો હોઈ, તેનું મન વિષયવાસનાની પાછળ તણાઈ જાય છે, પણ રોકી શકતો નથી. જગતમાં રહેલા લોભવૃત્તિવાળા જનો ધનને ખર્ચતા નથી અને ખાતા પણ નથી; માત્ર રાતદિવસ ધનપ્રાપ્તિ અર્થે દોડતા જ જાય છે. આ લોભિયાને પરમ અર્થ અને ધર્મકર્મની લેશમાત્ર ખબર નથી. વળી ખલ પુરુષો ખોટા હોઈ કોઈ સાથે સાચનો સંબંધ રાખતા નથી. માટે કહેવું પડે છે કે સાકુટ લંપટ લોભ અને ખલ, મતિના મંદ હોઈ તેમના ઘટ મળથી જ ભરેલા છે.

ए चारु सरभर सरखा नर, एकएकथी अधिकाइ;
हरिमारगना अनहीत अरचल, बरबट बुरी बलाइ. ॥५॥
ज्यौं अष्टादश लक्ष स्थावरमे, कुल कंटक तरु जेसे;
जेही वनफळ दुःख दैन सकलकु, त्यौं जगमे चहु तेसे. ॥६॥
सप्तधातमे कथीरकांसमे, पारस परस न लागे;
त्यौं चारु एही बरनधातमे, गुरुमणि परस न पागे. ॥७॥
करम कठोर वगल वलभरीया, समज न सेख सारंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥८॥

આ ચારે દુરાગ્રહીઓ સરખા પ્રમાણમાં સમોવડિયા હોઈ ખરાબ ચારિત્ર્યમાં એકએકને ચઢે તેવા છે. આ લોકોને શ્રીહરિના માર્ગમાં જરા પણ હેત નથી. હે ભગવતિજન ! આ

ચારે જણાને ચકલાની બલા જેવા જાણી તું તેમનો ત્યાગ કરજે. સઘળી અઢારલક્ષ સ્થાવર જાતિ પૈકી જે ઝાડ ફળફૂલ આપતાં નથી અને જેના સર્વાંગે કાંટા છે તે ઝાડ સર્વ લોકને દુઃખરૂપ છે. આ ન્યાયે આ ચારે જણા કંટકરૂપ છે. સાત પ્રકારની ધાતુ પૈકી કથીર અને કાંસાને પારસનો સ્પર્શ લાગતો નથી, તેવી રીતે આ ચારે શાકુટોને પારસમણિરૂપ ગુરુનો સ્પર્શ લાગતો નથી. આ લોકોના કર્મ ખરાબ હોઈ વગળ જેવા વળથી ભરેલા છે, એથી કરી આ સાકુટો શ્રેષ્ઠ સારને સમજી શકતા નથી.

मंत्रजंत्र जेतन्ये भरमांही, मुठय चोटय जप हेणुं;
परतन प्राणप्रहार करनकु, यौं साकुट दुःख देणुं. ॥९॥
ओरु जेतन्ये वनफळ सबमांही, इंद्र आकफळ आदु;
पशु पंखी मानव दानवमे, पावत नहि बिनस्वादु. ॥१०॥
त्यौं लंपट लोभी खल नीपज, ज्ञान विना घट शुन्य;
उतपत ने परले तन भिन्न भिन्न, भवमे अरथ वेहुन्य. ॥११॥
ज्यौं साहरमे सुन्य छींपव्रत, स्वांत्य लेवत नहि बिंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥१२॥

મંત્રતંત્રવાળા મૂઠચોટની આદ્ય લઈ જેટલા ખરાબ મંત્રો છે તે જેમ શરીરોના પ્રાણઘાતક છે તેમ આ સાકુટો પણ તેવા હોઈ દુઃખના મૂળરૂપ છે. વળી સર્વ વનસ્પતિનાં વનફળ પૈકી ઈંદ્રવારણાં અને આકડાનાં રવૈયાં આદિ ફળ ને સ્વાદ સિવાયનાં હોઈ પશુ, પક્ષી તથા દાનવ તેમજ માનવો એને ખાતા નથી એટલે ઉપયોગમાં આવતાં નથી, તેવી જ રીતે લંપટ, લોભી અને ખલની ઉત્પત્તિ હોઈ જ્ઞાન વિના તેમનાં હૃદયમાં શૂન્ય જેવાં છે. આ લોકોનો જગતમાં અર્થ નથી તથાપિ જે જેના પાપે કરી અનેક ભિન્ન ભિન્ન શરીરો ધારણ કરીને ભટકે છે. જેમ સમુદ્રમાં બહુ પ્રકારની માછલીઓ રહેલી છે તેમાં શૂન્ય નામની માછલી શરદપૂનમની રાત્રીએ આકાશ તરફથી આવતું શાન્ત બિંદુ ગ્રહણ કરી

શકતી નથી. આ ન્યાયે કહેવું પડે છે કે શૂન્ય માછલીના જેવા શાકુટો મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરુનું સ્વાંત અમૃતવચન મળથી ભરેલા મંદમતિના ગ્રહણ કરી શકતા નથી.

तेत्रीस क्रोड देवमे दानव, राहकेतु जीनु आदु;
ग्रासत चंदसुर निज जनकु, जेही परमारथ अनादु. ॥१३॥
त्यौं चारु एही भक्तिज्ञानमे, व्रोध करत भव वेसा;
भक्ति चंद्रवत निशदिन शीतलत, ज्ञान क्रसांण सुरेसा. ॥१४॥
वनस्पतिमे वांस एरंडे, चंदनबास न वेधे;
एही परकार चंटकने, गुरु गयम ज्ञान न भेदे. ॥१५॥
जेही परकार वचन जात्यमे, कटुक शब्द दुःख द्वंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥१६॥

તેત્રીસ કરોડ દેવતાઓમાં રાહુ અને કેતુ નામના ગ્રહો ચંદ્ર અને સૂર્યને ઘેરે છે. જોકે આ ચંદ્રસૂર્ય સ્થાવર અને જંગમમાત્રના સુખરૂપ છે, છતાં ત્યાં જઈને રાહુ અને કેતુ તેમને નડે છે, તેવીજ રીતે ચંદ્રરૂપ ભક્તિ તથા સૂર્યરૂપ જ્ઞાનનો બોધ કરનાર સજ્જન પુરૂષોને રાહુ અને કેતુ જેવા આ ચારે દુરાગ્રહીઓ દખલ કરી નડે છે. ભક્તિ ચંદ્રની માફક સદાય શીતળતાવાળી છે અને જ્ઞાન કૃપાણની ધાર જેવું તીક્ષ્ણ છે. વળી આ જ્ઞાન શાન્તરૂપ ભક્તિને કસીને વિત્ત લાવવાવાળું હોઈ સૂર્યરૂપ છે. મલયાગરી ચંદનની વાસ ભલભલી વનસ્પતિને વેધી અંદર પ્રવેશે છે, પણ વાંસ અને એરંડાને વેધીને પ્રવેશી શકતી નથી; તેવી જ રીતે શ્રીમંત ભગવાન કરૂણાસાગરના ગુરુગમરૂપ જ્ઞાનથી આ ચાર કંટકરૂપ દુરાગ્રહીઓ ભેદાતા નથી, એટલે કે આ પવિત્ર વાણીનો આ મૂર્ખાઓને પટ લાગતો નથી. જેમ મનુષ્યજાતિમાં બહુ પ્રકારનાં વચનો છે અને તે દરેકને પ્રિય લાગે છે પણ કટુ શબ્દમાત્ર દુઃખનો ઝઘડો ઊભો કરવાવાળો છે અને તે કોઈને પ્રિય લાગતો નથી; તેવી જ રીતે આ ચારે સાકુટોના જીવન કટુ શબ્દની માફક ઝઘડાળું હોઈ જ્યાં જ્યાં વિચરશે ત્યાં ત્યાં તેઓ જરૂરથી પોત જણાવવાના.

ज्यौं अवनि पर ऊपर कूपनां, नीर ना अचवत कोइ;
वंक नहि कछु खननहारके, अण इच्छ ऊपजत सोइ. ॥१७॥
त्यौं किरतार सृष्टि उपजावत, बाबज नहि बूरेकी;
व्यष्टिभावमे खलक खेलकी, नहिन केद सफुरेकी. ॥१८॥
केद्य एक कर्तारकी अद्‌भुत, बीबां जात्य न बढही;
आद्य अंत मध्य लखचोरासी, कोउ नवीन नहि घढही. ॥१९॥
खुद करता गत्य एही करतसे, देखो चिद चतुराइ;
कुल कुदरत एक बिंदुबीजमे, काहा कछु कही न जाइ. ॥२०॥
यावत हरिहजरत अविगत्यके, जीनुं उर नहि आरंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥२१॥

પૃથ્વી ઉપર ખોદાયેલા ખારા કૂવાના પાણીનું કોઈ આચમન કરતું નથી. આ કૂવો ખોદનારનો એમાં કશો દોષ નથી. અનાયાસે તેમાં ખારું પાણી ઊપજી આવ્યું છે; તેવીજ રીતે સકર્તા સર્જનહારે સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે આવા સાકુટ આદિ દુરાગ્રહીઓ ઉત્પન્ન થશે એવી બૂરી ઈચ્છા તેમને ન હતી, પણ ખારા પાણીની માફક સહેજાસહેજ નીપજી આવેલા છે. વળી મહાન સમર્થ સર્જનહારે જગતને રચ્યું ત્યારે તેમણે વ્યક્તિગત કેદ કરવાની સ્ફુરણા કરી નથી. પણ આ દુરાગ્રહી કંટકોએ પોતાના પાપાચરણને લીધે કેદ ભોગવવાનો માર્ગ પોતાની મેળેજ શોધી કાઢ્યો છે. હે જીવ ! ચોરાસીલક્ષ પ્રકારના ઘાટનાં બીબાં જે દરેક કેદરૂપ છે તેમાં કોઈથી વધારાય નહિ, ઘટાડાય નહિ, અને નવીન બીજું પાત્ર કરવું હોય તો થાય નહિ. આ પરમ ઘટનાનો પ્રભાવ અતિ અદ્‌ભુત હોઈ આશ્ચર્યચકિત કરી નાખે તેવો છે. હે ભગવતિજન ! ખુદ સકર્તાની શ્રેષ્ઠગતિ છે, એ વિષેની કિંમત કરવી હોય તો આ ચૌદલોકરૂપ જગતની પૃથક પૃથક વિભૂતિઓનું ઓળખાણ કર એટલે તને મહદ અનુભવ થશે અને એ વિભૂતિઓના કર્તા કોણ છે ? એ પણ જડશે. સમસ્ત કુદરત બિંદુ તથા બીજમાં રચાયેલું હોઈ એ વિષે શું કહું ! કથ્યું કથાય તેમ નથી. આ

અવિગતરૂપ સર્જનહાર હાજરાહજુર છે; છતાં જેના ઉરમાં આ પતિનો આનંદ નથી એજ સાકુટ, લોભી, લંપટ અને ખલ છે.

ओरु सब घटके खानपानकी, पोखत पुरुष पुरांनी;
पवन पसावत वारी चुवावत, जीनु सुरशशी हुकमांनी. ॥२२॥
विविधी भात्य खटरसके मेवा, लेवा मनुष जनांने;
रत्यरत्यके भिन्न भिन्न भवमांही, सांइ सकल सरांने. ॥२३॥
एही परकार सकल प्रतिपालन, अपना जहांन जीवनकु;
सो प्रभु परम दयाल क्रपालने, बूजत नहि देवनकु. ॥२४॥
तदपी अधम कोहु नहि वा जनसे, पति तज रहत आनंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥२५॥

પુરાણા પરમેશ્વર દરેક ઘાટને ખાનપાનનું પોષણ આપે છે તથા પવનનો પસારો કરાવે છે અને અમૃતસમ પાણીને પૃથ્વી ઉપર નાખી સ્થાવરજંગમને પોષણ આપે છે. વળી સ્થાવરજંગમનું હિત સાચવવા માટે ચંદ્ર અને સૂર્યને વિરાટમાં ગોઠવ્યા છે. હે શિષ્ય ! મનુષ્યમાત્રના સુખ માટે છ ઋતુ અને વિધવિધ પ્રકારના મેવા ઉત્પન્ન કર્યા છે. આ પ્રમાણે મહાન સમર્થ સર્વજ્ઞ સર્જનહાર સર્વ અંશોને પોતાના ગણી તેમનું પાલણ પોષણ કરે છે. આ પરમદયાથી ભરપૂર ભરેલા મહાન સમર્થ પરમકુપાળુ સર્જનહારને આ દુરાગ્રહી સાકુટોએ જાણવા દીધા નહિ. આ અધમ દુરાગ્રહી સાકુટો આદિથી વધારે અધમ કોણ હોય જે પતિને તજી આનંદમાં રહે ? અરે અધમ દુરાગ્રહીઓ ! આ આનંદમાં શું મઝા છે ? જેની દષ્ટિ પતિ તરફ નહિ ત્યાં સુખ શાનું ? એને સુખ કોણ કહે !

अति हीण ते हीण सकल उपजमे, अचर चराचर मांही;
निज आपनु ओरु पतिपदकी गत्य, जीनु खोज कछु नांही. ॥२६॥
पुनी तीनके मुख बचन बेनकी, उपमा कहत समोइ;
खगचरमे ज्यौं उलक वायसणी, जीनु उचरत तत सोइ. ॥२७॥

कीटमही ज्यौं सरप वींछुकी, आद्य डंख दुरघटकी;

त्यौं शाकुट खलकु परसत गत्य, होवत सहित लंपटकी. ॥२८॥

सारसार परहरी पद परसिद्ध, असत असार विवंदु;

ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥२९॥

સ્થાવરજંગમ આદિ ચરાચર જગતમાં આ દુરાગ્રહીઓ હીણથી અતિહીણ એટલે અધમમાં અધમ છે. વળી પોતાનું અંતરસ્વરૂપ અને સર્જનહારની પરમગતિ વિષે આ દુરાગ્રહીઓએ લેશમાત્ર ખોજ કરી નથી. આ દુરાગ્રહીઓના મુખનાં વચનોને કોના જેવી ઉપમા આપી શકાય તે સાંભળો. આકાશમાર્ગે ઊડતા પક્ષીની જાત પૈકી કાગડા અને ઘુવડના મુખમાંથી નીકળતી વાણી કોઈને પ્રિય નથી, તે વાણી અને આ દુરાગ્રહીઓના મુખમાંથી નીકળતી વાણી સરખી છે. કીડાની જાતિમાં સર્પ અને વીંછીની આદ્ય લઈ જેનો દંશ ઝેરી હોઈ અતિ દુખઃદાયક છે, તેવી રીતે દુરાગ્રહી, સાકુટ, ખલ અને લંપટ આદિનો કોઈ ભગવતિજનને સ્પર્શ થતાં વીંછીના દંશ જેવું ઝેર ઉત્પન્ન કરી સર્વાંગ દુઃખદાયી નીવડે છે એટલે કે ભગવતિજનોને પીડારૂપ છે. સર્વના સારરૂપ શ્રીહરિના પ્રસિદ્ધ માર્ગને આ દુરાગ્રહીઓ છોડી દઈ અસત્ય અને અસારનું વંદન કરે છે.

जळचरमे जम झूड मगरमच्छ, ग्राहासत जात्यविजाति;

त्यौं चारु चरपट जुगजळमे, संत असंत विधाती. ॥३०॥

वहन्य मध्य ज्यौं ध्रुम उपायत, सो दुःख दे नैननके;

त्यौं साकुट भवमांही मुझावत, ज्ञाननेन हरिजनके. ॥३१॥

ओरु अपके बुदबुदंग लेहेरमही, भमर नाव भरमावे;

त्यौं हरि अप भव बुदंग तरंगमही, खलगति भमर कहावे. ॥३२॥

नीरके भमर ज्यु नाव भमावत, खल निज चीत चळवंदु;

ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥३३॥

જળચર જાતિમાં મચ્છ અને મગર પોતાના પુચ્છ વડે જાતિ અને વિજાતિ બન્ને પ્રાણીઓને ઝાપટ મારી પકડીને ખાઈ જાય છે, તેવી જ રીતે ભવસાગરરૂપ જળમાં ભટકતા આ ચાર દુરાગ્રહીઓ સંત અને અસંત બન્નેનો નાશ કરનારા છે. મહોલ્લામાં પડેલા કચરાને વાળીને ભેગો કરી તેમાં દેવતા મૂકે, તો તે ધુમાયા કરે છે અને જે ધુમાડો નીકળે છે તે નેત્રોને દુઃખ દે છે; તેવી જ રીતે શાકુટ જનો ધુમાડાની માફક ભગવતિજનના જ્ઞાનનેત્રને મુઝવે છે. જેમ નદીના પાણીનું વહેણ ખૂબ જોરથી જતું હોય અને તેનો અટકાવ થતાં આંટ મારી પાછું વહેતાં જે ભમરો થાય છે તે ભમરામાં નાવડું આવી ચઢે તો તે નાવને ભરમાવી દે છે, તેવી જ રીતે ભવસાગરરૂપ પાણીની લહેરમાં ખળ પુરુષો પાણીમાં ઊઠતા ભમરા જેવા હોઈ શ્રીહરિના ભગવતિજનોરૂપ નાવને ભમાવી નાખનારા છે. પાણીનો ભમરો જેમ નાવને ભમાવી ચગડોળે ચઢાવે છે, તેમ ખલગતિ દુરાગ્રહી જીવોનાં ચિત્ત ચળિત હોય હરદમ ચારે બાજુ ચકડોળે ચઢેલાં જ રહે છે.

ओर सकल सब पशुजोन्यमे, वरु रींछ रज आदु;
जहां तहां जीवन घेर दुःख देवत, त्यौं इत चतुर विखादु. ॥३४॥
ज्यौं कंटकमही अवल कंटकवत्, पकरत सकल पदरकु;
त्यौं साकुट लंपट लोभी खल, जकर करत नरकु . ॥३५॥
अखिल आयुधमही भीलन भालगत्य, गडया न नीकसत तनथी;
त्यौं साकुट वेधीत हरिजन उर, नीकसत नहि डर मनथी. ॥३६॥
प्रथम भक्त जेही जीन कुळ ऊपजत, रहनन देत नचंदु;
ते साकु ट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥३७॥

જેમ સર્વ પશુયોનિમાં વરુ અને રીંછ આવતા જતા માણસોને ઘેરી રંજાડી દુઃખ દે છે, તેવી જ રીતે આ શાકુટો ભગવતિજનોને રોકી વિખવાદ ઊભો કરી હેરાન કરે છે. જેમ કાંટાની જાતમાં અવરકંટીનો શરીરને સ્પર્શ થતાં કપડાં તથા શરીરને ઉઝરડી નાખે છે તેવી જ રીતે સાકુટ, લોભી, લંપટ અને ખલ અવરકંટી જેવા હોઈ ઊલટું સૂલટું

બોલી સજ્જન પુરુષોને પોતાના પંજામાં ફસાવી હેરાન કરે છે. યુદ્ધનાં સર્વ હથિયારો પૈકી ભીલનું ભાલોડું પેટમાં જાય તો સીધુ નીકળતું નથી પણ સાથે આંતરડાંને બહાર ખેંચી લાવે છે, તેવી જ રીતે આ ચારે દુરાગ્રહીઓ પોતાના શબ્દરૂપ બાણ વડે કોઈ ભગવતિજનના હૃદયને વેધે છે એટલે કે આ શબ્દો તેને એવા તો સખત વાગે છે કે ડગલે પગલે આ ભયને ભૂલતો નથી. જે જે કુળમાં પ્રથમ જે જે ભક્તો થાય તેમને આ ચારે દુરાગ્રહીઓ નિશ્ચિંત રહેવા દેતા નથી.

पुनही साख्य साकुट डरपनकी, जगत वदीत विदवांनु;
ऋ षिपत्नि निज क्र ष्ण समाग्यम, छपी छपी करत डरांनु. ॥३८॥
इश्वरता जीनुं ज्ञान राज्यपद, सहित साज जेही भयेवु;
तीनु संगे रत्य करत गोपीजन, जदपी डरप नहि गयेवु. ॥३९॥
तदपी त्रास हरिजन साकुटके, रहत वेर निसवासु;
ज्यौं कदली ढींग बदरी वरखवत, करत छेद तन जासु. ॥४०॥
एही विधि करणीकरन नरभवसे, कीस विध्य भवित पारंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥४१॥

સાકુટ અને ભગવતિજનો વચ્ચે સદાય વેર રહેલું છે એ વિષે દાખલો આપું છું તે સાંભળો. જગતમાં વિખ્યાત છે નામ જેનું એવા કૃષ્ણચંદ્રની સાથે ઋષિપત્નિઓ સત્સમાગમ માટે જતી હતી, ત્યારે ઋષિઓ પાછળથી છુપાઈને છિદ્રો જોતા અને પત્નિઓને ડરાવતા હતા. આ કૃષ્ણમાં પૂર્ણ ઐશ્વર્યતા હતી, બીજું પૂર્ણજ્ઞાન હતું, ત્રીજું રાજ્યસત્તા હતી. આ સંપત્તિ સંયુક્ત કૃષ્ણ રાજ્ય કરતા હતા. તેઓ સાથે ગોપીઓ આરતસહ આનંદ કરતી હતી, તથાપિ મહર્ષિઓનો ડર નહિ ગયો. કૃષ્ણ નિર્દોષ છે એવી પ્રતીતિ ઋષિઓને આવી હોત તો સ્ત્રીઓને રોકત નહિ, પણ તેઓ પોતાના મનને કૃષ્ણની નિર્દોષતા વિષે સંતોષી શક્યા નહિ; આ કેટલું અજાયબ ? આ ઉપરથી સમજાય છે કે હરિજન અને સાકુટ વચ્ચે નિરંતર વેર રહેલું છે. જેમ બોરડી પાસે કેળ ઊગે તો જે તરફની હવા લાગે

તે તરફની કેળ વીંધાતી જ રહે છે. આ ચારે દુરાગ્રહીઓની કરણી બોરડીના જેવી છે, તો પછી કઈ વિધિએ ભવપારંગત થશે એ સમજવું મુશ્કેલ છે.

युगन युगन इतके अटवत, घटत शब्द खरवतसे;
सहत त्रास अति जनममरणतन, तोहु न चलत म्हांबतसे. ॥४२॥
इंट्यनही खींगार उपज जेहु, पात्र कुलाल पकवमे;
टेढा मुख फुटल फोगट घट, त्यौं नीपज्य खल भवमे. ॥४३॥
चीभड आद्य ओरू तुरै तुंबमही, फळीत कोहु कटुकाइ;
खांनपांन तेही अरथ न आवत, त्यौं साकुट समताइ. ॥४४॥
ज्यौं खोटा खडवत खलकमही, व्रथा देह धारंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥४५॥

શ્રી હરિના ભક્તોને દુઃખ દેનારા સાકુટ જનો યુગોના યુગ વહી જતા સુધી આ બાજુ અટવાયા જ કરશે. આ લોકોને ક્યા શબ્દો વડે સંબોધવા જોઈએ ? એમના કૃત્ય ઉપરથી તો ગર્ધવ સમાન ગણવા જોઈએ એમ માની તેમનાથી દૂર રહેવું દુરસ્ત છે. વળી આ ગર્ધવસમા સાકુટોને જન્મમરણના અસહ્ય દુઃખો ભોગવવા પડવાનાં છે. આમ પારાવાર દુઃખ ભોગવવા પડે છે છતાં ભગવતિજનો સાથે મહોબત રાખીને ચાલતા નથી. ઈંટ પકવતાં બિન ઈચ્છાએ ખેંગાર (કીટું) બંધાઈ જાય છે તથા વાસણ પકવતાં વાંકચૂકા મુખવાળાં, ફુટલાં અને ખોપરાં થઈ જાય છે. આ કહેવાનો હેતુ એ છે કે બગડેલી ઈંટ અને ફુટેલું વાંકુચૂંકું વાસણ કોઈ લેતું નથી પણ ફોગટ સમજી ફેંકી દેવામાં આવે છે. તેવીજ રીતે ખલ પુરુષો વાંકાચૂકા તથા ફૂટલા વાસણ જેવા હોઈ આ જગતમાં બિનઈચ્છાએ અચાનક ઉત્પન્ન થયેલા છે. ચીભડાં, તૂરિયાં અને તુંબડાં પૈકી કડવાં નીકળે છે તે ખાનપાનમાં અર્થ આવતાં નથી. આ કડવાં ચીભડાં જેવા સાકુટ હોઈ જગતમાત્રને કડવા લાગે છે. જેમ ખેડુતો ખેતી કરે છે ત્યારે આ ખેતીના પાકને નુકસાન કરનાર ખડ એટલે ઘાસ થાય છે, તેને ખેડૂત મૂળ સાથે ઉખેડી ફેંકી દે છે; તેવીજ રીતે મહાન સમર્થ

પરમદયાળુ પરમેશ્વરના ભવસાગરરૂપ ખેતરમાં આ રીતે દુરાગ્રહીઓ દેહને ધારણ કરી જગતના જીવને ખૂબ દુઃખ દેનારા છે તેમણે વૃથા દેહ ધારણ કરેલો છે.

पुष्पमही जहु वंझकुस्मगत्य, ओरु जीनु शीश न धरही;
एही विधके साकुट खललंपट, शुभगति अरथ वितरही. ॥४६॥
इंद्री सकलमही उभये अशुभरत्य, गुध्ये उपस्थ बेरांनु;
तीनु सरभर खल नरही नखेदन, अशुभ काज अमीरांनु. ॥४७॥
ओरु जेसे अंगार ज्वारमही, बीनहु काज कण सोइ;
त्यौं साकुट उपजण्य जुग जवारीत, तलब विना तन ओइ. ॥४८॥
अजिया कंठ पयोदखत वित, खलके एही चारंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥४९॥

જેમ પુષ્પની જાતિમાં વંઝ પુષ્પ છે તેમાં સુગંધી નથી અને સારા માણસોને માથે તે ચઢતાં પણ નથી. આ વિધિ પ્રમાણે સાકુટ, લંપટ અને ખલ પુરૂષો સુગંધી વગરના પુષ્પ જેવા હોઈ ઉત્તમ પ્રકારની ભક્તિરૂપ અર્થ સિવાયના જગતમાં વિચરે છે. મનુષ્યના સર્વ ઈંદ્રિયો પૈકી ગુદા અને ઉપસ્થ નિષિદ્ધ છે. ગુદા ઈંદ્રી મળ વિસર્જન કરતી હોઈ ઉપસ્થ ઈંદ્રિ વિષયમાં વિલાસિની છે. આ ચારે દુરાગ્રહી સાકુટો આ ઈંદ્રિયો સમાન હોઈ નિષિદ્ધ છે. વળી આ લોકો અશુભ કામમાં જ વિરામ પામીને રહે છે. જુવારમાં અંગારિયું થાય છે તે સારા દાણાને પણ બગાડે છે. આ અંગારિયાં બિન ઈચ્છાએ ઉત્પન્ન થાય છે, તેનો સંગ્રહ કરવા કોઈ ખેડુત તૈયાર નથી. તેવીજ રીતે જગતભરમાં સાકુટોની ઉત્પત્તિ થયે જાય છે; એટલે જુવારનું કણસલું જે અંગારિયું થઈ ગયું તેમાં કણરૂપ અંકુરની તલબ (ઈચ્છા) રહી નહિ, તેવી જ રીતે આ દુરાગ્રહીઓમાં પતિ તરફ જવાની તલબરૂપ અંકુર અંગારિયાંની માફક રહ્યાં નહિ. જેમ બકરીને કંઠ આગળ પયોધર જેવા આંચળ હોય છે, જે દૂધ આપતા નથી પણ હૃષ્ટપુષ્ટ દેખાય છે; આ પ્રમાણે બકરીના કંઠ આગળના આંચળ જેવા ચારે શાકુટો મંદમતિના હોઈ કોઈ સાથે ભલમનસાઈ રાખી શકતા નથી.

पुनी शाकुट खल नरकी निमणा, सुनीयो सकल सुजानु;
परधन प्राणहरण आधीन ज्यौं, चित्ता चोर कमानु. ॥५०॥
ओरु लोभी लंपटकी नठोरक, सो निज करन धरेहु;
ज्यौं द्वारनके श्वान हकालत, फेरीफेरी पीछ परेहु. ॥५१॥
नफट नकार सार बिनु सबसे, जबसे भये उतपांनु;
छलकाबत हलका हुरमतके, अनसत शिर अतबांनु. ॥५२॥
जेही बिनुसत अत बांनस बाबज, परत सदा भवफंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥५३॥

હે અંશ ! પરધન અને પારકાના પ્રાણનું હરણ કરવામાં આ સાકુટ અને ખલ એટલા તો નિર્મળતાવાળા દેખાય છે કે ચોર, વાઘ અને ધનુષ્ય સમાન નિર્મળતાવાળા સમજવા. જ્યારે વાઘ ભૂખ્યો થાય અને શિકાર શોધવા નીકળે ત્યારે જમીન સાથે પેટ ઘસતો ચાલે છે પરંતુ શિકાર ઉપર તરાપ મારે છે ત્યારે ગર્જનાયુક્ત રોમરોમ કડક બની જાય છે; તેવી જ રીતે ચોર પણ બાહ્ય ડોળ નિર્મળ અને નીતિભરેલો બતાવે છે, પણ દાવ મળે ત્યારે પૂર્વ પોતાનો પ્રકાશ કરી ચોરી વા લૂંટ ચલાવે છે. એવી જ રીતે સીધું ધનુષ્ય પડ્યું હોય ત્યારે તે નિર્દોષ જેવું દેખાય છે. પણ કોઈના હાથમાં જઈ પણછ ચઢતાં જેટલા પ્રમાણમાં ખેંચાય એટલા પ્રમાણમાં સામાને ઘા કરે છે. આ પ્રમાણે ધનુષ્ય, ચોર અને વાઘ જેવા સાકુટ અને ખલ લોકો વાતમાં મીઠા, નીતિમાં નિપુણતાવાળા દેખાતા હોઈ દેવમંદિરોમાં જતા અને ધાર્મિક પુસ્તકો વગેરેનો અભ્યાસ કરતા જણાય ખરા, પણ તેમને પોતાને દાવ મળે ત્યારે વાઘ, ચોર અને કામઠાની માફક તૈયાર થઈ જાય છે. આ લક્ષણ દુરાગ્રહી, ખલ અને શાકુટોની છે. હવે લોભી અને લંપટમાં કેટલી નઠોરતા છે તે, હે શિષ્ય ! કર્ણ ધરીને સાંભળ. જેમ દ્વાર પર આવેલા કૂતરાને હાંકી કાઢવા છતાં પુનઃ પુનઃ આવે છે તેમ ધનના લોભી અને વિષયલંપટ પુરુષો ગમે તેટલાં જગતમાં ખાસડાં ખાવા છતાં પોતાની દુરાગ્રહી કુટેવોને છોડતાં નથી. આ લોકો નફ્ફટ, નકારા અને કોઈપણ

પ્રકારના સારા સિવાયના જ્યારથી ઉત્પન્ન થાય ત્યારથી તેવા ને તેવા જ હોઈ કોઈને પણ ફાયદારૂપ નીવડ્યા નથી. આ લોકો હૃદયના એટલા તો હલકા હોય છે કે અચાનક કોઈ પરત્વે સાધારણ થોડો ઉપકાર થયો હોય તો છલકાઈ જાય છે. તેઓ ડાંગરના છોડા પેઠે નકામાં હોઈ અસત્યનો બોજો લઈ જગતમાં વિચરે છે. વચનના જૂઠા હોઈ આ લોકોમાં ઈતબાર લાવવા જેવી સત્યરૂપ એક પણ બાબત નથી. જેમનાં જીવન આ પ્રમાણે ગુજરતાં હોઈ તેઓ સદાય ભવના ફેરા ફરતા જ રહે છે.

फंद परत फेरी फेरी पण फोगट, अविल येब नहि ताइ;
तीनकु शीख देवत संतनके, ज्ञान गेब सब जाइ. ॥५४॥
पत्थर पर पदप्रहार करत नर, उलट लगत निज धाइ;
त्यौं शाकुट लंपट खल बोधीत, बिनहुत प्रणव गमाइ. ॥५५॥
तदपी संत अति आग्र करीत जीनु, देवत शीख नहि ताइ;
नर शाकुट लंपट लोभी खल, जीनुं गइ बुध्य बेकाइ. ॥५६॥
जेही नर बुध्य बेकायनके तन, गम बिनु गत्य स्वानंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥५७॥

આ લોકો જન્મમરણના ફાંદામાં પડેલા હોવા છતાં દરેકે દરેક ફેરો ફોગટ ગુમાવે છે. હે શિષ્ય ! યાદ રાખજે કે આ લોકો શરમ કદીયે રાખે તેવા નથી. તેમને કોઈ સંત શિખામણ દે તો તેની તેમને અસર ન થતી હોઈ ઊલટા જ્ઞાન આપનાર દાતારને હેરાન કરે છે. કોઈ મનુષ્ય પથ્થર ઉપર પગપ્રહાર કરે તો પથ્થરને નહિ વાગતાં મારનારને વાગે છે તેમ શાકુટ, લંપટ અને ખલને બોધ આપવો એ વ્યર્થ પ્રાણ ગુમાવવા બરાબર છે. આ કારણને લીધે સંતજનો આગ્રહપૂર્વક શિખામણ દેતા નથી. શા માટે દે ! શાકુટ, લંપટ અને લોભીની બુદ્ધિ તો બહેર મારી ગઈ છે. જે દુરાગ્રહીઓની બુદ્ધિ બહેર મારી ગઈ છે તેને ગમગતિ હોતી નથી. ગદ્ધો ગદ્ધાના મનમાં મસ્તાન રહે તેવી જ રીતે એ લોકો મસ્ત રહી આનંદ માણે છે.

ज्यौं सुरभी उर कथीर कीटवत, पीवत रु द्र तजी खीरु;
त्यौं साकुट अज्ञानकु अचवत, तजी रत्य संत सहीरु. ॥५८॥
ओरु खरकु ज्यौं सकर झेरवत, पकीत खीर मंझारा;
यौं साकुट लंपट लोभनकु, ज्ञान लगत विखसारा. ॥५९॥
मंदेकु मोदक मुख भोजन, पावन होत हेरांनु;
त्यौं साकुट नर ज्ञानकी गतियां, सुणतां भवित बेरांनु. ॥६०॥
अंतःकरण गलीत विना जीनके, तीनके घट रत्य फंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥६१॥

જેમ ગાયના થાન ઉપર કથીરાં ચોંટે છે તે ખીરરૂપ દૂધને નહિ પીતાં લોહી પીએ છે, તેવી જ રીતે સાકુટો અને અજ્ઞાનીઓ સાચા સંતના મુખમાંથી સહીરરૂપ વિત્ત ઝરે છે તે ન પીતાં અજ્ઞાનનું આચમન કરે છે. જેમ ગધેડાને સાકર ઝેર સમાન છે, તેમજ બિલાડીને તૈયાર કરેલી ખીર ઝેર સમાન છે, તેવી જ રીતે સાકુટ, લંપટ અને લોભીઓને જ્ઞાન ઝેર સમાન લાગે છે. માંદો માણસ લાડુ જમતાં વધારે હેરાન થાય છે, તેવી જ રીતે સાકુટ નર જ્ઞાની ગતિને સાંભળતાની સાથે જ બાવરો બની જાય છે. જેનાં અંતઃકરણ પરમતત્ત્વ જાણવા માટે પીગળ્યાં નથી, તેના અંતઃકરણમાં વિષયવાસના તૃપ્ત કરવાના ફાંદા રચાયા જ કરે છે.

ओरु पुनी खेत जहुं जवासनके, उलटी चाल तीनु सोइ;
अमीत मास तजी व्ररव्यवंत रत्य, ग्रीष्मकाल हरि होइ. ॥६२॥
एही परकार नर साकुट गत्य, त्रिविधी ताप सुख मांने;
व्ररव्याकालवत अमीत सजंनसुख, तीनमे चीत न ठांने. ॥६३॥

जेही परकार कमळ नीक मींडक, तजही बास मळ खाइ;

तेही परकार सतसंग साकुट, वहीत ज्ञान अध सोइ. ॥६४॥

मधुकर रहित मंखीवत जेही नर, लगत जाय दुरगंधु;

ते साकुट लंपट लोभी खल, मळभरीया मदिमंदु. ॥६५॥

હે શિષ્ય ! એક વિચિત્ર વાત કહું છું. ખેતરોમાં જવાસા થાય છે તે ઉનાળાના ધગધગતા દિવસોમાં લીલાછમ જેવા અતિશય સુંદર લાગે છે. આ જવાસા ઉપર ચોમાસાનું પાણી પડતાં સુકાઈ જાય છે. અરે ! આની ચાલ તો જુઓ ! ઉનાળે લીલો થાય છે અને ચોમાસે સુકાઈ જાય છે. આ પ્રમાણે ચારે સાકુટો ઉનાળાના ધગધગતા દિવસોમાં લીલાછમ રહેતા જવાસા જેવા હોઈ ત્રિવિધ તાપને પોતે સુખરૂપ સમજે છે. ચોમાસાના દિવસોમાં અમીવૃષ્ટિથી સૂકાઈ જતા જવાસા માફક આ દુરાગ્રહીઓનાં ચિત્ત સજ્જન સંતનાં અમૃત સમ સુખદ વચનોમાં ઠરતાં નથી. જેમ કમળની પાસે દેડકો રહેવા છતાં આ કમળની સુગંધી છોડીને પાણીમાં રહેલા મળનું ભક્ષણ કરે છે. તેવી રીતે સાકુટજનો સત્સંગી જ્ઞાનને તજીને માત્ર અજ્ઞાનનું જ આચમન કરે છે. મધુકર એટલે ભમર નહિ પણ માખી દુર્ગંધ પર જાય છે તેવી રીતે સાકુટ, લોભી, લંપટ અને ખલ, આ માખીઓના જેવા હોઈ તેમની દષ્ટિ સદાય દુર્ગંધરૂપ ચાંદાં ઉપર ચોંટે છે.

ज्यौं चलनी अन्न साहार बहायत, राखत उर कुसकाइ;

त्यौं लंपट खल सुमत साहार तज, ग्रहत कुमत कुटलाइ. ॥६६॥

तांबा कथीर कांसकी काइ, भखत राख जीनुं जेहीकु;

यौं साकुट संतनकी कीलमीस, नंद्य करत हर लेही. ॥६७॥

जेसे शूकर कीचकी मांही, मानत सदा आनंदु;

त्यौं साकुट लंपट खलकीचीत, रहत मोहित भवफंदु. ॥६८॥

सकल बुरायनके कलीमल कुल संचित येही चारंदु;

ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥६९॥

જેમ ચારણી સારરૂપ લોટને છોડી દે છે અને કુશકાનો સંગ્રહ કરે છે તેવીજ રીતે લંપટ અને ખલ સારરૂપ સદ્દબુદ્ધિને તજી દઈ કુમતિ અને કુટિલતાને ગ્રહણ કરે છે. તાંબુ, કથીર અને કાંસાનાં વાસણનો કાટ તેનોજ રાખોડો તેને ઘસવાથી નાશ થાય છે, તેવીજ રીતે સાધુરૂપ સંતપુરૂષમાં જે કિલ્મિષસરૂપ કાટ હોય છે તેને નિંદા કરનાર અધમજનો પોતા તરફ ખેંચી લઈ સાધુરૂપ સંતને ચોકખા કરે છે. ડુક્કર કાદવમાં જેમ જેમ ખરડાય છે તેમ તેમ તે વધારે આનંદ માને છે, તેવીજ રીતે સાકુટ, લંપટ, અને ખલ પુરુષોનાં ચિત્ત જેમ જેમ મોહના ફાંદામાં વધારે પડતાં જાય છે તેમ તેમ તેઓ આનંદ માને છે. અરે ! વધારે શું કહું ! જગતભરમાં જેટલાં કાળાં કર્મ છે તે તમામનો સંગ્રહ કરનાર આ ચાર દુરાગ્રહીઓ છે.

अजभव आद्य कीट तनु नीरमीत, सहित गगन गवनेसु;

इंडज उद्‌बीज स्वेद जरायन, जेतन्येभर घर वेसु. ॥७०॥

सब तनुमांही इंद्री करतव तुल्य, कहु चतुरन सरभरही;

रविसुत द्वार पवन सम साकुट, ओरु लंपट खल नरही. ॥७१॥

साकुट कोउने शरन नमे नहि, नमे तो निज खलताइ;

गरजवान गदगद कंठे थइ, ज्यौं दाखत नीरमाइ. ॥७२॥

मतलब यार कपटकुडभरीया, केहेर करन हतहंदु;

ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥७३॥

જગતની આદિ ઉત્પત્તિના બ્રહ્મા અને ગગનગામી પક્ષીઓથી લઈ સ્થાવર જંગમના સર્વ ઘાટો એટલે કે ઈંડજ, ઉદ્દ્ભિજ્જ, સ્વેદજ અને જરાયુજ, આ ચારે ખાણોના જીવમાત્રનો વેશ જે છે તે સઘળાં શરીરોમાં નિષિદ્ધ શિશ્નઈંદ્રી છે, તેના જેવા ચારે સાકુટો

નિષેધમાં નિષેધ વિષયલંપટ જીવો છે. યમલોકોના ગુદાથી છૂટતા પવન જેવા લંપટ અને ખલ પુરુષને જાણવા. આ સાકુટ કોઈને પણ શરણે જઈને નમતા નથી. કદાચ નમે તો આ નમન પ્રાણઘાતક છે એમ સમજજો. વળી આ દુરાગ્રહીને અંગત સ્વાર્થ હોય તો ગરજપૂર્વક ગદ્દગદ્દ કંઠે થઈ અતિ નરમાશ બતાવે છે, પરંતુ હે શિષ્ય ! આ સાચી નરમાશ નથી. આ લોકો મતલબના યારી હોઈ કૂડકપટથી ભરેલા છે અને કેર વર્તાવવામાં દ્વંદ્વરૂપ ઝઘડા મચાવવામાં લેશમાત્ર પાછી પાની કરે તેવા નથી.

ओर निगम निज करम वहित खल, विटंड कुल करीयाना;
जगतमही यशवंत जेहेवा जम, कासल तीर दरीयाना. ॥७४॥
जो कदपि ते अमली होय तो, ताडन करन तगाजु;
महिषीसुत मारनवत तीनसे, अगलबगल थैये बाजु. ॥७५॥
उपल्ये मन धरीये अतबारन, अंतरगत नहि हेतु;
जनुनीबंध कहे अहि सावजकु, पण शानुं सजन्येतु. ॥७६॥
एहेवा नर नरकीनुं हरिपख, भवमे नहि भारंदु;
त्यौं साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥७७॥

કેટલાકો કહે છે કે વેદ મારા અને હું વેદનો અધિકારી છું. આમ કહે છે ખરા પણ વેદનાં નિજ કર્મમાત્રથી વિટલવિતંડી હોય છે. જગતભરમાં યશ પામેલું એવું જે યાદવકુળ કે જે કુળના નાયક શ્રીકૃષ્ણચંદ્ર હતા. આ યાદવો કૃષ્ણચંદ્રને શ્રેષ્ઠ માની તેમનું રક્ષણ કરતા હતા છતાં કૃષ્ણચંદ્રના જ્ઞાનનો ગંધ કે છાંટો આ લોકોમાં આવ્યો નહિ, છેવટે દરિયાકાંઠે કાસ નામના ઘાસ વડે મરણ પામ્યા; તેવીજ રીતે આ દુરાગ્રહીઓ ભલે વેદ મારો છે એમ કહે, આમ કહેવાને તેમને છુટ છે પણ વેદોક્ત કર્મહીણ દુરાગ્રહીઓ યાદવાસ્થળીની માફક રફેદફે થઈ જશે. કદાચ આ દુરાગ્રહી સાકુટ પૈકી કોઈ અમલદાર હોય અને તેને તાડનપૂર્વક તગાદો કરવાનો અધિકાર પણ હોય, આવો માણસ તારી સામે આવતો હોય તો તેને ભેંસના મારકણા પાડા જેવો જાણી હે શિષ્ય ! તું તારો રસ્તો બદલજે;

એટલે કે આજુબાજુ થઈને જજે પણ સામે તો જઈશ નહિ. હે શિષ્ય ! કોઈ સંજોગવશાત્ આ મારકણા પાડા જેવા અમલદાર સાથે વહીવટ કરવાનો પ્રસંગ આવે તો ઉપલક દષ્ટિએ તેના ઉપર હેત રાખજે. વળી આ દુરાગ્રહી પુરુષોનાં મન આપણા ઉપર ઉપલક ઈતબાર રાખે છે પણ તેમના અંતરગતમાં આપણા ઉપર લેશમાત્ર હેત નથી. કોઈ પ્રસંગવશાત્ સર્પને અને વાઘને માના ભાઈ તરીકે સંબોધી મામા કહીએ, પણ તેમાં સજ્જનતા નથી એટલે દયા ક્યાંથી આવે ! જેથી ભાણેજ તરીકે નહિ સમજતાં ખાઈ જવાના. આ ચારે દુરાગ્રહીઓ શ્રીહરિના પક્ષકાર છે એવું આ દેશની ચારે દિશાઓમાં ફરીને જોવા છતાં સાંભળવા કે જોવામાં આવશે નહિ. અર્થાત્ આ લોકોનાં સર્વાંગે હળાહળ ઝેર વ્યાપી રહેલું છે.

आगळ दहीत भया जेही जुगमे, सुखदइ नहि कोइ केहेना;
जनम धरी हरि हाथे हणीया, शत्रु सुर सरवेना. ॥७८॥
तबते गइ दुग्धा देवनकी, हरिजन संत सबेनी;
एही परकार पीडय साकुट खल, मेटये कुण अबेनी. ॥७९॥
हरि युद्धके नहि शकत समोवड, लंपट लीख दरीके;
कीट पर कटकइ कर आयुध, शुं करे शूर धरीके. ॥८०॥
कंचित मात काज विभूतिके, वीछुवा अरथ सारंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥८१॥

અગાઉના જમાનામાં જે દૈત્યો થયા તે કોઈને સુખરૂપ ન હતા. આ દેવતાઓના તથા મનુષ્યોના શત્રુ હોઈ શ્રીહરિના હાથે હણાયા છે, ત્યારથી દેવ, હરિજન અને સંતની દુગ્ધા દૂર થઈ છે. આ પ્રમાણે પીડા આપનાર સાકુટ અને ખલ હાલ મોજૂદ છે. જ્યારે દેવતાનાં દુઃખ દૂર કરવા શ્રીહરિ આવ્યા, ત્યારે ભક્ત અને સંતને સાકુટથી થતાં દુઃખ દૂર કરવા કોણ આવશે ! જો યુદ્ધ કરવા શ્રીહરિ જાતે આવીને ઊભા રહે તો તેમની સામે સમોવડ કરી શકે એવી શક્તિ આ મદાંધ જીવોમાં ક્યાં છે ? આ શાકુટો તો

શિશ્નપરાયણ છે. અર્થાત્ વિષય માટે ઈંદ્રિયની જાગ્રતિમાં જ આ લંપટોએ સુખ માન્યું છે. કહો ! આ લોકોમાં યુદ્ધ કરવાને વીર મરદ ક્યાં છે ? શ્રીહરિ સામે યુદ્ધ કરવાને આ નીચ લોકો લાયક નથી. આ તો કીડી ઉપર કટક ચઢે તેના જેવું છે. કિંચિત્માત્ર વિભૂતિ વિંછીમાં છે એથી કરી પોતાનો આંકડો ઊંચોને ઊંચો રાખે છે તેમ આ વીંછીના આંકડા જેવા ચારે શાકુટો હોઈ તેઓ પોતાને સારરૂપ ગણી ખુશ રહે છે.

सकल पदारथकी छांटण सद, ज्यौं सुपके अग्रेसु;
पुनी पनीयां झाडन जीनकी रज, ओरु नाकनके केसु. ॥८२॥
एही चारु समके साकुट खल, लोभी नर लंपटही;
बाझया भीतरके मत हणवा, जीनके चीत संपटही. ॥८३॥
संपट चीत ते समज लहे नहि, आत्मलक्ष अनुभवनी;
तीनु आद्ये शुभ काज सकलनी, गति न पेखे लवनी. ॥८४॥
नरंध अचेत वेत विनु अंतस, जंत न जाण्य जारंदु;
ते साकुट लंपट लोभी खल, मळभरीया मतिमंदु. ॥८५॥

સૂપડા વડે ઝાટકી કાઢેલો કચરો, જોડા ખંખેરી કાઢેલી રજ અને નાકમાંથી તોડી નાખેલા વાળ જેવા ચારે સાકુટો બહારથી અને ભીતરથી મતિહીણા છે. તેમના ચિત્ત સંપટવત્ હોઈ સદાય સાંકડાં ને સાંકડાં રહેલાં છે. આ સંપટવત્ ચિત્તવાળા આત્મલક્ષના અનુભવ વિષેની સમજને લઈ શકતા નથી. વળી તેમનું અંતઃકરણ નરંધ, અચેત અને વિત્ત વિનાનું હોવાથી આ અધમ લોકો કંઈ જાણી શકતા નથી; કારણ કે ઉદારપણું સંપુટવત્ સાંકડા દિલમાં કેમ કરીને રહે !

-: दोहा :-

जेही जीनका अवगुण था जीमने, तेही तीनका दरशाया;
ज्यौं दरपण मुख होय त्यौं दरशे, कुवेर काच नहि गाया. ॥८६॥

હે શિષ્ય ! જેમ દર્પણમાં જોતાં મુખ જેવું હોય તેવું દેખાય છે, તેમ જેમાં જે અવગુણ હતા તેના તે પ્રમાણે બતાવ્યા છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી શ્રીમંત કરૂણાસાગર ભગવાન કહે છે કે મેં કાચનું વર્ણન કર્યું નથી એટલે કે કાચ જેવા શુદ્ધ દિલના, ઉદાર, વિશુદ્ધ ચારિત્ર્યવાળા, સમર્થ મહાપુરુષો જેવા સજ્જન જનોને આ અંગમાં મેં કંઈ કહ્યું નથી.

❀ ❀ ❀

## વિશ્વબોધ અંગ : ૪

### હરિજન, નિજદાસ, ભક્ત અને સેવકનું વર્ણન.

हरिजन ते संतनकु सेवत, दे तन मन धन दानु;
ओर कछु संग्रे नहि राखत, रहित देह अभिमानु. ॥१॥
अब सुनीयो निजदासनके दल, गलीत सदा गुलतांनु;
आठे पहोर अविलांन अनीनरत, गत्य मत्य गुण अभिरांनु. ॥२॥
भक्त सोइ भगवंत संतसु, उभये पद अनुरागी;
भगथी तीत लक्ष भलभेदु, निशदिन संतसमागी. ॥३॥
सेवक जे सेवनकी रत्य मन, खट दरशन सनमेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥४॥

હરિજનોએ અંતઃકરણમાં પદાર્થનો સંગ્રહ કરી રાખવો નહિ. વળી દેહાભિમાન રાખ્યા સિવાય તન, મન અને ધન સંતના ચરણમાં મૂકી સંતની સેવા કરવી. હવે દાસનાં દિલ વિષે કહું છું તે સાંભળો. તેમના દિલ સદાય ગલિત અને ઉદાર હોઈ સંતના ચરણમાં ગુલતાન રહે છે. વળી આઠે પહોર અનીન (અનન્ય) પ્રેમ વડે પરમગતિનું વિલોકન કરવા

પાછળ રોકાયા છે, એથીજ તેમણે ગુણવાળી બુદ્ધિને શાન્ત કરી દીધી છે. ભક્તજનો ભગવાનમાં અને સંતમાં અનુરાગવાળા હોઈ ભવરૂપ ભગથી દૂર રહી નિરંતર સંતના સમાગમમાં પરમલક્ષના ભેદું થયા છે. સેવકનું આરતયુક્ત મન ખટદર્શનની આદ્ય લઈ દરેક સંતની સેવામાં રોકાયું છે, આ કારણને લીધે કહું છું કે હરિજન, દાસ, ભક્ત અને સેવક ગુરુશરણમાં શુદ્ધ હેતવાળા છે.

समचीत सरल चरल कछु नांही, गुरु पद संतचरणथी;
द्रड निज नेम प्रेम पुलकीत तन, एकरस रहत सुमनथी. ॥५॥
नंदत नहि जुगमांही केहुनकु, जेही जीनकु जम दाखे;
हरखभर्या हलमल सब साथे, कोहुसे कटुक नव भाखे. ॥६॥
सकल पक्ष सारनकी गमगत्य, शखत उर गुपताइ;
पण वधघट जीनु कहत न कुनकी, सो निजजन अनीनाइ. ॥७॥
गौपालन गोवाळनकी मत्य, सब भेखन रत्य वेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥८॥

હે શિષ્ય ! આ ચારે ભક્તજનોનાં ચિત્ત ગુરુના ચરણકમળમાંથી લેશમાત્ર ચલિત થતાં નથી, પણ સરલતાપૂર્વક સમરૂપ ધારણા રાખીને રહેલાં છે. વળી નિજ નિયમમાં દઢ નિશ્ચયાત્મક હોઈ સર્વાંગ શરીરના સર્વ પોલાણમાં પ્રેમરૂપ રસ ભરીને ઉત્તમ મનવાળા આ ચાર ભક્તજનો સદાને માટે સંતના સહવાસમાં એકરસ રહે છે. ભક્તજનો કોઈની પણ નિંદા કરતા નથી, પણ જેની જેવી હકીકત હોય છે તેની તેવી કહે છે; અને વળી આ હર્ષઘેલા ભક્તજનો સર્વ લોક સાથે હળીમળીને રહે છે પણ કોઈને કટુ વચન વડે દુઃખ દેતા નથી. આ જગતના સર્વ પક્ષોના સારની ગમગતિને પોતાના ઉરમાં ગુપ્ત રાખે છે પણ અમુક ધર્મમાં વધુ અને અમુક ધર્મમાં ઓછું એમ કોઈ આગળ કહેતા નથી; એ જ નિજ ભક્તજનોની ઉદાર દશા છે. ગોવાળ ગામની ગાયો ચરાવવા લઈ જાય છે, તેની દૃષ્ટિ દરેક ગાય ઉપર એક સરખી રાખીને ચારો ચરાવે છે; તેવી જ રીતે ભગવતિજનો ભેખમાત્રને સરખા ગણી તેમના ચરણની સેવા કરે છે.

कीट पतंग प्राणी पशुपंखी, सकल जीवन सुखदाइ;
दयावंत नहि अंत अनीनके, विचरत जन सेवकाइ. ॥९॥
ज्यां त्यां परउपगार करनकु रत्यमन, स्वारथ अरथ न आशा;
मोक्ष मुगतफळ संतसेवनमे, जीनकु एही विसबासा. ॥१०॥
एक टेक तन त्याग करन लग, लेइ नभवत पण नेमु;
हरि गुरु संत विना कोइ काळे, ओर नहि चीत वेमु. ॥११॥
रोमरोम रग प्रेमरस भरीया, निखशिख सकल समेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥१२॥

આ ચારે ભક્તોની અંતર્દશા એકમેક હોઈ કીટ, પતંગ, પ્રાણી, પશુ, પક્ષીની આદ્ય લઈ જીવમાત્રને માટે આ પુરૂષો સુખરૂપ છે વળી આ પુરુષ દયાના દરિયા જેવા હોઈ જે જે સ્થળે વિચરશે તે તે સ્થળે જનમાત્રની સેવા જ કરશે. વળી આ ભક્તજનો જ્ઞાનમાં તથા ભક્તિમાં દક્ષ હોઈ દાસધર્મનો સેવાપક્ષ કદીયે છોડશે નહિ. આ સેવકનું પરિવર્તન સ્વાર્થ તથા અર્થની આશા સિવાયનું હોઈ જ્યાં વિચરશે ત્યાં પરોપકાર કર્યા જ કરશે. વળી સંતની સેવામાં જ મોક્ષરૂપ ફળ છે એવો તેમને સંપૂર્ણ વિશ્વાસ છે. હે શિષ્ય ! ભક્તોના ઉત્તમ જીવનનું આલોચન કરી તારું પણ મન દૃઢ કરતો જજે; કારણ કે આ ભક્તજનોએ સત્યરૂપે પરોપકારી જીવન ગુજારવાનો ટેક લીધો છે. આ ટેક શરીરના છેલ્લા દિવસ સુધીનો હોઈ તેમના મનમાં કોઈ જાતનું આવરણ નથી. વળી શ્રીહરિ, ગુરૂ અને સંત વિના આ ચિત્તને મૂકવાનો બીજો કોઈ વિશ્રામ નથી. આ સેવકે નખશિખ પર્યંત રોમેરોમ અને રગેરગમાં પ્રેમરસ ભર્યો છે.

भजनानंद आनंद अहोनिश, नीमस न भूलत नांमु;
परकारज परसेव करनमे, लेवत नहि विसरांमु. ॥१३॥
ज्यौं लोभीनकु दरव सरव वित्त, त्यौं संतन गुरु सेवा;
मरी मटे पण मनथी न मूके, विघन करे जो देवा. ॥१४॥

एहेवा नर निरभेना तनका, हरिका तनका खेपी;
भवसरमां दरशे सौ सरखा, पण अंतर निरलेपी. ॥१५॥
जळकमळावत न्याय निरंतर, भासत जक्त सखेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥१६॥

પળમાત્ર પોતાના નિયમને ન ભૂલે એવા ભક્તજનો નિરંતર ભજનાનંદમાં પોતાનો વખત કાઢે છે વળી તેઓ પરોપકારરૂપ પારકાની સેવા કરવામાં વિરામ લે તેવા નથી. જેમ લોભિયા માણસને વિત્તમાં વિત્ત ધન છે તેવી રીતે આ ભક્તજનોને સર્વ વિત્તના સારરૂપ સંત તથા ગુરુની સેવા છે. આમ સેવા કરતાં અનેક વિઘ્નો આવે છતાં મરણાન્તે છોડે નહિ. વળીદૈવી વિઘ્નો જેવાં કે અતિવૃષ્ટિ; અતિતાપ, અતિઠંડી વા સખતમાં સખત દુષ્કાળ જેમાં ભલભલાઓ થાકી જાય તેવાં છે તોપણ તેનાથી આ ભક્તજનો કદીયે ડગશે નહિ. આ જ સંસારભરમાં શ્રેષ્ઠ પુરુષો હોઈ સર્વાંગે નિર્ભય છે અને શ્રીહરિની ખેપ કમાવા ભવસાગરમાં આવ્યા છે. તેઓ સર્વ લોકો જેવા દેખાય છે પણ અંતરમાં નિર્લેપ છે. આ ભક્તજનો જળકમળના ન્યાયે નિરંતર રહેતા હોઈ તેમના અંતરમાં લેશમાત્ર સંસારનો પટ લાગતો નથી.

अति हेतारथ करतारन रथ, जीनके हरि हरदमे;
जब बाजत करतारनके रथ, नाथ सदा वश जामे. ॥१७॥
ग्रभवंती ज्यौं नार नचिंत नहि, ठबक ठेहनी चंता;
धीरजवंत पाव धरणी पर, धरत गनीत पतिव्रता. ॥१८॥
त्यौं हरिजन गरभीत उर भगवत, ठबक ठेह जुगनंदा;
डरी डरी धरत चरन चौ ओर चीत, जदपि रहत नचंदा. ॥१९॥
तदपि भक्त जक्तनकी भीतर, सतमत रहत सचेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥२०॥

હે શિષ્ય ! તારો હેતુરૂપ રથ કિરતારનો હોઈ અંદર કિરતારને જ બેસાડજે, જેના હદયમાં હરિ બિરાજ્યા છે તેને નાથરૂપ શ્રીહરિ સદાય વશ છે. ગર્ભવતી સ્ત્રી ગર્ભને સાચવવાને ઠોકર વગેરે વાગી શકે નહિ તેની ચિંતા રાખતી હોઈ પોતાનો પ્રતિવ્રતા ધર્મ સાચવી અતિ ધીરજ રાખીને પૃથ્વી ઉપર વિચરે છે; તેવીજ રીતે હરિજનના હદયકમળમાં ગર્ભ સમાન ભગવાન બિરાજેલા હોઈ આ ભગવતિજને જગતની નિંદારૂપ ઠોકરો ન વાગે તે સાચવવાની છે; જેથી ચિત્ત વડે ચારે તરફ જોઈને ડરતાં ડરતાં પગ મૂકવાનો છે. એથી જ ભગવતિજનના ઉરમાં ભગવાન નિશ્ચિંતરૂપે રહી શકે છે. આ કારણને લીધે ભક્તજનો જગતની અંદર પોતાનું સત્યવ્રત સાચવવા સચેત એટલે જાગ્રત રહે છે.

पण हरिजन संतनकरुणासे, रहत वदन हस्ताइ;
जीनके शिर साम्रथ साहन ते, कुन शक्त पस्ताइ. ॥२१॥
वेद पुरान साहास्त्र संजुक्ता, भुगता भक्तिरसनके;
ज्यौं अमलीके अमल विना कही, संतोष नहि तनमनके. ॥२२॥
त्यौं हरिजनके अमल भक्तिरस, युगनयुगन यश गाइ;
कोटी उपाय करत नहि विछरत, कसण कलेजे छाइ. ॥२३॥
अंतःकरण इंद्री सहितम गुण, छकीत अमल कुलकेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥२४॥

સંતની પરમ કરુણા વડે હરિજનોનાં દિલ હસમુખાં રહે છે. જેના મસ્તક ઉપર મહાન સમર્થ મહાપુરુષનો હાથ હોય તેને કોણ પસ્તાવી શકે તેમ છે ? ભગવતિજનો વેદ, પુરાણ અને શાસ્ત્રોના સંયુક્ત ભક્તિરસનું પાન કરે છે. જેમ કોઈ વ્યસનીને અમલ ન મળે ત્યાંસુધી તેના તનમનને કોઈ જાતનો સંતોષ થતો નથી; તેવીજ રીતે હરિજનને ભક્તિરૂપ રસનો અમલ હોઈ આ અમલે કરી તે યુગોના યુગો સુધી યશોગાન ગાયા કરે છે. જેનાં અંતઃકરણ શ્રીહરિના યશોગાનમાં રોકાયાં છે તે ભગવતિજન કરોડો ઉપાયે પાછો પડશે નહિ, કારણ કે આ હરિજનનું દિલ જગતની અનેક ઠોકરથી કસાયેલું છે.

આ કસાયેલા હૃદયમાં ભક્તિરસ ટંકોટંક છવાઈ રહેલો છે. આ ભક્તિરૂપ રસના અમલથી અંતઃકરણ, ગુણ, ઈંદ્રિયો વગેરે તૃપ્ત થઈ છકી રહ્યાં છે.

छकीत अमल ते पुनीत प्रेमके, पण नहि तन मस्ताइ;
झरीत तरण अणुनावत झीणा, परवीणा गुलताइ. ॥२५॥
आठेइ अंगकु मेद कलाबत, अति जतमत जगसेती;
खटरस आद्य स्वाद विनु वंच्छीत, कंचित नहि कीलमेती. ॥२६॥
एहेवा नर उजवल अनभेगत्य, भक्ति व्रत उजवंतु;
ओर सकल नाचनके नचवा, भक्त नहि विषयंतु. ॥२७॥
भक्त सोइ भगवंत पियारा, कुळ अजवाळ दनेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥२८॥

ભક્તજનની સર્વ ઈંદ્રિયો ભક્તિરસરૂપ અમલે કરી સંપૂર્ણ તરબોળ થઈ ગઈ છે, પણ તે શરીરને મસ્ત થવા દેતા નથી. વળી પોતે હંમેશાં ઝીણામાં ઝીણા અણુથી પણ ઝીણા થઈ હું રજમાત્ર છું એમ માનવા ઉપરાંત પોતાની અંતર્દશામાં પ્રવીણ હોઈ તેમાં તે ગુલતાન રહે છે. આ શરીરના આઠે અંગના મેદને અતિ કસોટી આપતા હોઈ જગતના માર્ગમાં અતિ જતમતપણે રહે છે, તેમજ ખટરસની આદ્ય લઈ કોઈ પણ સ્વાદની ઈચ્છા કરતા નથી. આ ખટરસ પૈકી કોઈ સ્વાદ ન મળે તોપણ દિલમાં કિંચિત્‌માત્ર કિલ્મિષ આવતો નથી. આજ પુરુષોની કીર્તિ ઉજ્જવળ હોઈ નિર્ભય ગતિએ ભક્તિવ્રત ઊજવે છે. આ સિવાયનાં જેટલા વ્રત છે તે તાલમૃદંગવાળી તાલમેલિયાભક્તિ નાચ નચાવવાવાળી હોઈ તે તમામ ભક્તિ વિષયલંપટોની છે એમ માનજો. જેને ભગવાન પ્યારા છે તે ભક્ત સૂર્યસમ કુળને ઉજ્જવળ કરશે.

ज्यौं नेंननमही अणुनी आद्य रज, कछु न मेळ खटाइ;
त्यौं भक्तनके प्रेमनेंनमे, परपंच नहिन समाइ. ॥२९॥

ओरु चीकटके मध्य मलिन मही, नभत न नीर निवासु;
यौं भक्तनमही जूठ असत अप, कबहु न करत समासु. ॥३०॥
निरमलमां निरमल भक्तिपद, कहु कीनसे सरभरही;
पतिव्रता परपुरुष रहित चीत, सो पति संग ज्यौं जरही. ॥३१॥
एही परकार पुरुष पतिव्रता, सारधार जुगसेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥३२॥

નેત્રમાં અણુંથી લઈ રજમાત્ર પણ મેલ સમાઈ શકતો નથી તેવી જ રીતે ભક્તોના નેત્રરૂપ પ્રેમમાં પ્રપંચ સમાઈ શકતો નથી. જેમ ઘીમાં પાણી ભળી શકતું નથી, તેમ ભક્તોની ભક્તિમાં પાણી રૂપ જૂઠ અને અસત્ય કદીયે સમાતું નથી. આ ભક્તોની ભક્તિ નિર્મળમાં પણ અતિ નિર્મળ હોઈ હું કોના બરોબર છે એમ કહી શકું ! જેનું ચિત્ત પરપુરૂષ સાથે નથી તેવી પતિવ્રતા સ્ત્રી પતિની સાથે બળી શકશે, એવી રીતે જગતની શ્રેણીમાં જે સારધાર રહી શકશે એજ પુરુષ પતિવ્રતાધર્મમાં નિપુણ છે એમ માનજો.

जदपि कछु गफलत नहि चालत, एही मारगमे आंनीं;
ज्यौं नाचत नट अधर वरत पर, चूक परे जीवहांनी. ॥३३॥
तदपि भक्तिव्रत चठन दास नट, सुरत नुरत चीत प्रोइ;
जीनकी चुक विसिये मन विलसीत, हांनी जीवन सत खोइ. ॥३४॥
भक्ति अंग कुळवंत कामनी; भामनीसे नहि भावु;
नार नारके संग परस्पर, मोह न उपजत कावु. ॥३५॥
भक्ति परख भामनसे उदासीक, सुत धन्य धाम समेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥३६॥

આ ભક્તિના માર્ગમાં કોઈ જાતની ગફલત ચાલે તેમ નથી. જેમ નટ દોર ઉપર અંતરિક્ષ નાચતાં દૃષ્ટિ ચૂકે તો જીવની હાનિ થાય છે, તેવી જ રીતે ચિત્તમાં સૂરતાનૂરતા પરોવીને ભક્તિરૂપ દોરડા ઉપર નટરૂપ દાસ ચઢેલો હોઈ આ પ્રસંગે તેનું મન વિષયમાં વિલાસ કરવારૂપ ચૂક કરે તો માની લેવું કે ભક્તિરૂપ સત્ય ગયું અને જીવન ખોયું. ઉત્તમ કુળની ભક્તિરૂપ અંગવાળી કામિની સાથે જે ભક્તજને લગ્ન કર્યું છે તેનો ભાવ વાં પ્રેમ આ બાજુની સ્ત્રીઓમાં નથી; એટલે કે ભક્ત ભક્તિને વરી સર્વાંગ શરીરે ભક્તિરૂપ થયો છે. આમ ભક્ત ભક્તિરૂપ સ્ત્રી સ્વરૂપે થયો છે. જેમ એક સ્ત્રીને બીજી સ્ત્રી ઉપર મોહ ઉત્પન્ન થતો નથી તેમ ભક્તિરૂપ સ્ત્રી સ્વરૂપે થયેલા ભક્તને આ બાજુની સ્ત્રીઓ ઉપર કદીયે મોહ થતો નથી. સ્ત્રી, પુત્ર, ધન અને ધામ વગેરેમાં અતિ ઉદાસ રહેવું એ ભક્તિની પરીક્ષા છે.

दामचाम कारण गुण गावत, नाचत तांन मेलाइ;<br>
रंडीबाज रगता भव डोलत, सो नहि भक्त कहाइ. ॥३७॥<br>
जेतन्ये भर भोगनकी जीनके, चाह्य नहि भुगतनकी;<br>
तो हरि बिनु तीनु कुन चलायत, आश नहि मुगतनकी. ॥३८॥<br>
निराधार आधार हरिनके, ओर कछु न सहाइ;<br>
व्रेहेवंती गत्य नार पुरुष विना, सुझत नहि जहु ताइ. ॥३९॥<br>
एकमेक मलतान मोहनसु, नहि कीत भान रहेतु;<br>
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥४०॥

કેટલાક લોકો ઉપલક ભક્તિનો ડોળ કરનારા હોઈ દામ તથા ચામને અર્થે તાન મેળવીને ભગવાનના ગુણ ગાય છે. આ બધાય રંડીબાજ હોઈ ભવમાં ડોલતા ફરે છે અને લોકો પાસે રગી રગીને ધન માગે છે; તેમાં કોઈ ખરા ભક્ત નથી એમ માનજો. આખાય સંસારમાં શ્રીહરિએ ભોગ ગોઠવેલા છે પણ ભક્તને આ ભોગ ભોગવવાની લેશમાત્ર ઈચ્છા નથી. અરે ! મોક્ષ જેવી અણમૂલ ચીજ તેની પણ આ ભક્તોને ઈચ્છા

નથી, તો પછી ચૌદેલોકમાં શ્રીહરિ સિવાય આ ભક્તને કોણ ચલાયમાન કરવા સમર્થ છે ? તેઓ પોતે નિરાધાર હોવા છતાં તેમને હરિનો આધાર છે. આ સિવાય રેખમાત્ર પોતાના સહવાસમાં રાખતા નથી. વિરહવતી સ્ત્રીને પુરુષ વિના કંઈ સૂઝતું નથી, તેવીજ રીતે આ ભક્તને શ્રીહરિરૂપ ગુરુ સિવાય લેશમાત્ર ગમતું નથી. મનનું હરણ કરનાર એવા જે મોહન તેમની સાથે આ ભક્ત એકમેક મળીને રહે છે. આ સિવાય આ ભક્તને બીજેત્રીજે જવાનું ભાન રહેતું જ નથી.

शूरवीर चकचूर भक्त मत, नहिन कायरके कांमु;
शिर साटे माटे मुशकल गत्य, बादल नहि बदलांमु. ॥४१॥
हांसी खेल नहि हरि भजवुं, सजवुं तो शुद्ध चीतनुं;
कोटी जनम विछडेलुं करवुं, नातु ते घर मीतनुं. ॥४२॥
ते माटे तीनमे नहि चालत, कंचित कसरपणानुं;
हरि अमरिख प्रेहेलाद आद्यनुं, देख्युं साच घणानुं. ॥४३॥
जांहां जांहां साच तांहां हरि सनमुख, तीनके काज सरेतु;
**ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥४४॥**

ભક્તો ભક્તિના મતમાં શૂરવીરપણે ચકચુર રહે છે, એટલે કે આ માર્ગમાં કાયરનું કામ નથી; કારણ કે માથું મૂકીને આ ભક્તિના માર્ગમાં ખેલવાનું છે. આથી કહું છું. કે આમ ભક્તિ કરવાનું મુશ્કેલ છે. વળી આ ભક્તિનો માર્ગ બાદલો નથી અને બદલવા જઈએ તો બદલાય તેવો નથી. શ્રીહરિને ભજવા એ કંઈ હાંસીખેલ છે ? શુદ્ધ ચિત્ત વડે ભક્તિ કરવા સજ્જ થવાનું છે, કારણ કે પતિથી વિખુટા પડે કરોડો જન્મ થઈ ગયા અને પુનઃ તે પતિ સાથે નાતું જોડવાનું છે. આથી કહું છું કે ભક્તિના પરમ માર્ગમાં કિંચિત્માત્ર કસર ચાલશે નહિ. જુઓ, હરિશ્ચંદ્ર, અમરિષ અને પ્રહ્લાદની આદ્ય લઈ ઘણા ભક્તજનોના અંતઃકરણમાં સાચાપણું કેટલું હતું તે કહેવું મુશ્કેલ છે. હે શિષ્ય ! યાદ રાખજે કે જેનામાં સાચ હશે તેનીજ સન્મુખ શ્રીહરિ છે અને તેનુંજ કલ્યાણ થશે.

साचथकी शेषन शिर अवनी, जीनके बोज न लागे;
साचथकी शूरके सनमुखत्ये, हरिजनके दल भागे. ॥४५॥
साचथकी लोह तपत न दाझत, छूटत चोर जबीत्ये;
साचथकी शून्यमे रवि राजत, आद्यही लगत अबीत्ये. ॥४६॥
साचथकी सुरपति पाव सरस, बरसावत रत्य रत्यकु;
साचथकी असमान अरसवस, रहत अधर उतपनकु. ॥४७॥
साचथकी मंतरवश देवा, सेवा करीत फलेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतुं. ॥४८॥

પૃથ્વીનો અસહ્ય બોજો સત્યને આધારે શેષને માથે રહેલો હોઈ લેશમાત્ર તેનું તેને વજન લાગતું નથી. સાચા સત્યવાન શુરવીરોની સામે નરાધમ દુર્જનો મુકાબલો કરી શકતા નથી. વળી સત્યના કોઈ સાઈ સાચા સજ્જન પુરુષને માથે ચોરીનો આરોપ મૂકવામાં આવે ત્યારે તેની સત્યતાની સાબિતી માટે લોખંડની ધગધગતી પાસ હાથમાં પકડાવવામાં આવે છે છતાં દાઝતો નથી. અહો ! શું રૂપાળું સાચ ! ધન્ય છે આવું સત્ય પાળનારને ! સત્યને જ આધારે આદિથી લઈ અત્યાર સુધી શૂન્યમાં સૂર્ય બિરાજી રહેલો છે. વળી સત્યના આધારે દેવતાઓના પતિ વર્ષાઋતુમાં વખતોવખત વરસાદ વરસાવે છે. તેમજ આસમાન સાચના આધારે, ઉત્પન્ન થયું ત્યારથી આજપર્યંત અંતરિક્ષ તોળાઈ રહેલું છે. જગતભરના સર્વ દેવો સત્યના આધારે મંત્રવશ હોઈ સેવા કરનાર સેવકને ફળે છે.

साचे सजन प्रेमप्रती आंनत, मानत प्राण समांनु;
राजन थकी रहीतवश वरतत, देखीत साच दलांनु. ॥४९॥
साच थकी साहेर सत भरीया, जीनके नीर अगादु;
हरी हुकमी हधकु नहि पेलत, मेहेलत नहि मुरजादु. ॥५०॥

देवथकी वश साच संबंधा, वरतत वचन पतिनके;
ओरु जीवनकी कुन गनत गत्य, जायल जक्त जनीके. ॥५१॥
कोटी अनंत भक्त भवभीतर, साचे सरव तरेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥५२॥

જગત સત્યવાન પુરુષોના વચનોને પ્રાણસમાન પ્રતીતિ લાવીને માને છે. પ્રજા સત્યવાન હોય તો તેમના સાચાં દિલ જોઈને રાજા પણ વશ થઈ ને વર્તે છે. સમુદ્રનું અગાધ પાણી માત્ર સત્યના આધારે ભરાઈ રહેલું છે. આ સમુદ્ર શ્રીહરિના હુકમ મુજબ વર્તતો હોઈ કદીયે મર્યાદા મૂકતો નથી. હે શિષ્ય ! વધારે શું કહું ! દેવતાઓ પણ સાચને વશ હોઈ પતિના વચન પ્રમાણે વર્તે છે, તો પછી જગતમાં જન્મેલા જીવની ગણતરી કોણ માત્ર છે ? અનંત કરોડ ભક્તો ભવસાગરમાં થયા પણ દરેક દરેક સાચના આધારે તરી ગયા છે.

जेही जेही काज करत साचनके, तेही तीनमे हरि राजी;
जूठ जूठ वैभाग सबनके, माया काल समाजी. ॥५३॥
साचजूठका दोहु सेरडा, न्यारा कीया नीकासी;
साचथकी सतलोक सधावत, जूठे जमपुर जासी. ॥५४॥
तबत्ये साच सकल शिर भुक्षण, हरिजन ओरु भक्तनके;
सेवक सहित दास निजके नीध्य, ओरु रखे तेहीयनके. ॥५५॥
यद्यपि जुठ सब करही प्रहारन, साचेसाच ग्रहेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥५६॥

ભક્તજનો જે જે કાર્યો સાચાં કરે છે તે તે કાર્યમાં શ્રીહરિ રાજી છે. આમ સાચ તારવતાં જૂઠનો જે વિભાગ પડી રહ્યો તેનું ભક્ષણ કાળ અને માયા કરી લે છે. સત્ય

અને અસત્ય બન્નેના માર્ગ જુદા કરી બતાવ્યા છે; તે પૈકી સત્યના પ્રતાપે સત્યલોકમાં અને જૂઠના પ્રતાપે જમપુરીમાં જવાશે. એટલા જ માટે કહું છું કે હરિજન ભક્ત, દાસ અને સેવક, આ દરેકને માથે સત્ય એજ ભૂષણ છે અને આ સત્યને સદાય ધારણ કરી રાખવું જોઈએ. આ કારણને લીધે જૂઠમાત્રને પરહરી શુદ્ધ સત્યને ગ્રહણ કરજો.

जुठ वगल ज्यौं कथीर कनकमे, सो अरजत नहि जनकु;
साच अमल हंसनमुख मुगता, शोभा देत सबनकु. ॥५७॥
त्यौं मुगता साचनके जनमुख, जग जीनुं कीरत्य वदीतु;
ए भक्तन हरिजनकी हुरमत्य, कछु न करत अनीतु. ॥५८॥
ओरु हरिजन भगतनकी भक्ति, ज्यौं हालरकी लकरी;
उंमरधर करथी नव मूकत, जो पकरी सो पकरी. ॥५९॥
एही विधि रहेण रहन तीनकु धन्य, जेही जाहेर नर जेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥६०॥

સોનામાં કથીર ભળ્યું હોય તો તે શોભતું નથી, તેવી રીતે જૂઠ ભગવતિજનને શોભતું નથી. જેમ હંસના મુખમાં મોતી શોભે છે તેવી રીતે ભક્તજનો સાચરૂપ આભુષણથી શોભતા હોઈ સર્વ લોકને સારા લાગે છે. સાચા સજ્જન ભક્તના મુખમાંથી નીકળતા શબ્દો મુક્તાફળ સમાન છે; આથી જગતભરમાં તેમની કીર્તિ ગવાય છે. આ કારણને લીધે ભક્તો તથા હરિજનો અનીતિ ભરેલાં દુષ્ટ કર્મો કદીયે કરતા નથી. હાલર નામનું પક્ષી જન્મથી લાકડી પકડે છે તે મરણ પર્યંત મૂકતું નથી, તેવીજ રીતે હરિજનો તથા ભક્તોની ભક્તિ હાલરલાકડી સમાન પકડેલી હોઈ આ ભક્તિને મરણપર્યંત છોડતા નથી. આ પ્રમાણે રહેણીમાં રહેનાર આ જાહેર ચારે ભક્તોને ધન્ય છે !

अति उजागर सागर सम दीन, भिन्न नहि हरिसंतनसु;
सरधा सहित रहीत दलदुबधा, रहत सुमन जनसु. ॥६१॥

कोइ काळे कलपंत नहि उपजत, अमरीख संतसेवनमे;

वेध्येहु बाण हरदे गाहल गत्य, आंन्य रत्य नहि सुपनमे. ॥६२॥

हलत चलत उठत बेठत जीनु, गुरुमुख वचन विचारु;

रहे लोलीन मीन ज्यों जळसे, दलसु निज पतियारु. ॥६३॥

ज्यौं जळसे पल मीन न विछरत, त्यौं चीत हरि अरपेतु;

ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥६४॥

આ ભગવતિજનો સર્વાંગ શરીરે રોમરોમ જાગ્રત રહેતા હોઈ તેમના દિલ દરિયા જેવા ઉદાર રહે છે. વળી શ્રીહરિમાં અને સંતમાં ભિન્નતા જોતા નથી. વળી તેમના ઉત્તમ મન સર્વ દુગ્ધાઓથી રહિત હોઈ તેઓ શ્રદ્ધાપૂર્વક સંતજનોમાં ચિત્ત રાખીને રહે છે. આ પ્રમાણે સંતમાં ચિત્ત રાખીને સંતસેવા કરવામાં કોઈ પણ કાળે આ ભક્તજનોના દિલમાં કલ્પનારૂપ ઝેર આવતું નથી; કારણ કે સંતના શબ્દરૂપ બાણ વડે જેનાં દિલ વેધાયાં છે એવા ભગવતિજનના દિલમાં સ્વપ્નાંતરે પણ બીજી કોઈ વસ્તુની પ્રાપ્તિ માટે આરત ઉત્પન્ન થતી નથી. આ ભગવતિજન હાલતાં ચાલતાં ઊઠતાંબેસતાં ગુરુમુખવચનના વિચારમાં, માછલું જેમ પાણીમાં મળીને રહે છે તેમ, તલ્લીન રહેતો હોઈ તેનું દિલ નિજવસ્તુપ્રાપ્તિમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળું છે. જેમ માછલું પળમાત્ર જળનો વિયોગ સહન કરી શકતું નથી, તેવીજ રીતે હરિજનોના ચિત્ત શ્રીહરિને અર્પણ થયેલાં હોઈ તેઓ જરા પણ વિયોગ સહન કરી શકતા નથી.

हासविनोद मोद संतन सुख, जेही दुर्लभ सुरीनरकु;

तेही सुखके भुगताय भक्तजन, अहो जींनु भायग उगरकु. ॥६५॥

भायग उग्र अनंत तेहुनके, जीनुं घर संतसेवाइ;

करत सदा अजभव इंद्रादिक, जीनुं चरननकी चाहाइ. ॥६६॥

येसेही चरणप्रताप संतनके, सेवत जीनुं तरननकु;

आंन्य उपाय नहि उधरनके, एही वर भक्त भरनकु. ॥६७॥

मात तात जीनुं भ्रात संतकुल, नीश्चे नरण्ये करेतु;

ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥६८॥

હાસ્યવિનોદના આનંદરૂપ જે સંતનું સુખ તે ઈંદ્રાદિ દેવતાઓને દુર્લભ છે, છતાં મૃત્યુલોકમાં ઉગ્ર અહોભાગ્ય જેના છે એવા ભક્તજનો આ સુખ ભોગવે છે. અનંગ ઉગ્ર ભાગ્યવાળા કોઈ ભગવતિજન હશે તે સંતની સેવા કરશે; કારણ બ્રહ્મા, વિષ્ણુ અને ઈંદ્રાદિ પણ સદાય સંતના ચરણની ઈચ્છા રાખે છે. આ પ્રમાણે જેના ચરણનો પ્રતાપ છે એવા સંતજનોની સેવા કરતાં ભવસાગર તરી જવાશે. હે ભક્તજનો ! આ પ્રમાણે મારું વચન છે. આ સિવાય ઉદ્ધાર થવાનો બીજો ઉપાય નથી. હે ભગવતિજન ! માતા પિતા અને ભાઈ જે કહો તે સંત જ છે એવો નિર્ણય કરીને દઢ નિશ્ચયાત્મક કરજે.

असंत संत वरतांत लखीत गत्य, जेही जीनुं लक्ष नेहनकु;

पण प्रतिपाद करन बांननके, सेवत सम सरवनकु. ॥६९॥

ज्यौं पाषाण काष्ट धातन मृत, थपीत थाय देवनकी;

सेव करत सकल मीली तीनकी, गणत न गत्य देहनकी. ॥७०॥

त्यौं धातनवत संतनके तन, तीलक छाप थप देवा;

हरिजन भक्त युक्त जेही जांणत, करत गणीत यौं सेवा. ॥७१॥

एही परकार संतसेवन गत्य, जांण्य बूज सरवेतु;

ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥७२॥

હે શિષ્ય ! જે સંતમાં જેટલી ગતિ હશે તેવા જ તે થશે. આ સંત સારા છે અને આ સંત સારા નથી એવી ભિન્ન ગતિવાળો લક્ષ રાખીશ નહિ, પણ બાનાની ખાતર

પ્રેમપૂર્વક આ સંતનું તારા દિલમાં પ્રતિપાદન કરજે અને સંત તેમજ અસંત બન્નેની સમભાવે સેવા કરજે. પાષાણ, કાષ્ઠ, ધાતુ અને માટીના દેવ બનાવી સ્થાપના કરે છે, તેવી જ રીતે ધાતુરૂપ સંતનાં શરીરો છે; અને જેવી રીતે ધાતુ, પાષાણ આદિની મૂર્તિની મંત્રો આદિ આવાહ્‌ન વડે સ્થાપના કરવામાં આવે છે, તેવીજ રીતે તિલક, છાપ અને મંત્ર આદિ ગુરુદિક્ષાથી આ મૂર્તિઓરૂપ સંતની સ્થાપના થયેલી છે. દેવમૂર્તિની સર્વ મળીને સેવા કરે છે પણ તેને કાષ્ઠ, પાષાણ, ધાતુ કે માટીરૂપ ગણતા નથી. આ વિષેની જુક્તિના હરિજન કે ભક્ત જાણકાર હોઈ તેઓ સંતશરીરને દેવમૂર્તિ ગણીને સેવા કરે છે. આ પ્રમાણે જાણીને સમજપૂર્વક શુદ્ધ બુદ્ધિથી હરિજનોએ સર્વ સંતની સેવા કરવી.

तबत्ये भक्त भरम नहि लावत, हरिगुरु ओरु भेखनमे;
जीनके सबंध छापतिलकनके, सुरत न तन अवगुणमे. ॥७३॥
भेख सकल भगवंत समोवडय, गणत भक्त हरिजनही;
सो साचे सेवक निजदासन, जीनुं जप संतवचनही. ॥७४॥
जेही निरगुण निरवेव निरंजन, शमदम सेहेज समाधु;
सो सद् चिद् आनंदमये सिरगुण, देह सहित जीन साधु. ॥७५॥
साध मिले संतोष भक्तने, हरिसम हेज हमेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥७६॥

શ્રીહરિમાં, ગુરુમાં અને ભેખમાત્રમાં ભ્રમ લાવ્યા સિવાય ભક્તજનો સંબંધ માત્ર તિલકછાપાની સાથે જ રાખતા હોઈ તે શરીરના અવગુણો જોતા નથી. સાચા ભક્તજનો ભેખમાત્રને ભગવાન સમોવડ ગણી સંતનાં વચનોને જાપ સંમાન ગણી તેને યાદ કર્યા કરે છે. હે શિષ્ય ! જે નિર્ગુણ, વ્યય રહિત, અંજન સિવાયના, શમદમરૂપે સહેજાસહેજ સ્વરૂપે છે, તે પોતે સચ્ચિદાનંદ રૂપ હોઈ તેમણે જ સંતરૂપ સગુણ દેહ ધારણ કર્યો છે. આ સંત જ્યારે ભક્તજનોને મળે છે ત્યારે તેમને સંતોષ થાય છે અને તે તેમને હરિસમ ગણી હેતપૂર્વક સેવા કરે છે.

जीनके भजन संत सेवन तन, ज्ञान ध्यान पुनी तीनके;
तीरथ वरत योग तप साधन, संत विना नहि भीनके. ॥७७॥
जा दिन संत मीले तेही पळकु, वरत करी उर ठांने;
संत वियोग परत दुःख परमीत, मरन समो मन मांने. ॥७८॥
संत भक्त सरवज्ञ अनुसूत, ज्यौं सुत मात गरभके;
खांनपांन संताप मातकु, कछु न गरभ तरपके. ॥७९॥
जेही विधि गरभ रहत अनुकरमीन, तेही विधि नर अकरेतु;
ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥८०॥

સંતના શરીરની સેવા એજ ભક્તજનોનું ભજન હોઈ જ્ઞાન, ધ્યાન, તીર્થ, વ્રત, યોગ, જપ, તપ, સાધન વગેરે જે ગણો તે સંતસ્વરૂપની સેવાજ છે. જે દિવસે ભક્તોને સંત મળે છે તે દિવસે તેઓ હર્ષઘેલા હોઈ ખાવાપીવાનું ભાન તેમને રહેતું નથી. જ્યારે આ ભક્તને સંતનો વિયોગ થાય છે ત્યારે તેઓ પરમ દુઃખ માની આ વિયોગી દિવસને મરણ સમાન ગણે છે. માતાનો ગર્ભ માતાની સાથે એકતા પામીને રહ્યો છે તેવીજ રીતે ભક્તજનો સંતમાં અનુસ્યૂત રૂપે એકમેક રહ્યા છે. જેમ ખાનપાનની ચિંતા માતાને હોઈ ગર્ભને નથી, તેવીજ રીતે સંતમાં એકતા પામીને રહેલા ભક્તજનોને લેશમાત્ર ચિંતા નથી; એટલે કે કંઈપણ કરવાપણું નથી.

गरभ नचिंत मात एकतायन, भक्त नचिंत संतनसु;
सेव करन शक्ति तेही तीनकी, तो कछु होय भक्तनसु. ॥८१॥
भक्त संत अनवे एकतारत्य, न्यारा नहि निरबांनु;
ए नातु नरवेद मुदत्यनु, जडतब युगन युगांनु. ॥८२॥
भक्त नीर सलिता संतनमे, गिरित्ये झरत बहेवु;
सो सलिता मील गइ हरिसागर, न्यारा कुन रहेवु. ॥८३॥

एही परकार जाण्य जाणी नर, भक्त संत चरन्येतु;

ते हरिजन निजदास भक्तजन, सेवक शरन सहेतु. ॥८४॥

માતાની એકતાથી ગર્ભ નિશ્ચિંત રહ્યો છે તેવીજ રીતે સંતની એકતા પામી ભક્તજનો નિશ્ચિંત છે. હવે ભક્તમાં સેવા કરવાની જે શક્તિઓ છે તે સંતની હોઈ ભક્ત તરફથી કંઈ નથી. ભક્ત અને સંત બન્ને એક સ્વરૂપે હોઈ આ બન્નેની આરત અરસપરસ એકમેક છે. આ નાતુ નિર્વાણ મુદતનું હોઈ યુગોના યુગો સુધી જડાયેલું છે. સંસારરૂપ પહાડમાંથી ભક્તરૂપ પાણી ઝરીને સરિતારૂપ સંતમાં મળી ગયું અને આ સંતરૂપ સરિતા હરિરૂપ સાગરમાં મળી ગઈ; આથી કરી ભક્ત, સંત અને હરિ જુદા ન રહેતાં વ્યાપકરૂપે એકમેક થયા. હે ભગવતિજન ! આ પ્રકાર જાણીને તું સંતના ચરણમાં રહેજે, એથી કરી નિદાન પરમગતિને પામીશ.

भक्त लीन होय जाय संतमे, संत मीले निजधामु;

कहें कुवेर दोनु दीरघनपद, पावे परम विरामु. ॥८५॥

ભક્તજનોએ સંપૂર્ણ સંતમાં મળીને રહેવું. આ સંત નિજધામને મળતાં, મહાન સમર્થ કુવેરસ્વામીજી શ્રીમંત ભગવાન કરૂણાસાગર કહે છે કે, આ સંત અને ભક્ત બન્ને મહાન દીર્ઘ સ્વરૂપે હોઈ પરમ સકર્તાપદમાં વિરામ પામીને રહેશે.

❀ ❀ ❀

## વિશ્વબોધ અંગ : ૫

## સાધુ, સંત, યોગી અને વૈરાગી વિષે.

साधन युक्त सकल संजमनी, इंद्रीग्राहाज ग्यम जांने;

विषेविलाक हास विलमनकी, व्रती उलट घर आंने. ॥१॥

संत स्वांति समाग्यम ज्ञाननकी, मान नहि मायनके;
रुप रंग के संग रलीत नहि, जीनुं चितवन चैतनके. ॥२॥
योगी सो योगनकी जतमत, जीनकी गत्यमत्य धेहेरी;
सुरत शून्यमे गगन गरजकी, सुनवत नादन फेरी. ॥३॥
वैरागी विनु राग वदित पद, तन धन त्याग उमागी;
ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥४॥

સાધકે પ્રથમ ઈંદ્રિયોને ઓળખી ઈંદ્રિયોમાં જે પકડ રહી છે તે વિષેની ગમ જાણી લઈને તેને સંયમના ઘરમાં લાવવાં સાધન કરવું, આથી કરી વિષયના વિલાસવાળું જ મન તે વિરામ પામી જશે. પછી બાહ્ય પદાર્થ ઉપરની વૃત્તિ ઊઠી જઈને અંતરમાં પાછી વળશે. સંત એ શાંતિનું સ્વરૂપ હોઈ જ્ઞાનનો સમાગમ કરે છે. માયા સંબંધી કંઈપણ આવરણ તેમના અંતરમાં નથી. વળી તેઓ રૂપરંગવાળા દેહરૂપ ઘાટની સાથે રમણ કરવા કદીપણ ચલિત થતા નથી, કારણ કે તેમનાં ચિત્ત ચૈતન્યમય છે. યોગીઓ યોગીના જતમત સાધનમાં ગતિમતિએ ઘેરાયેલા હોઈ પોતાની સુરતા શૂન્ય માર્ગના બ્રહ્મરંધ્રમાં ઠેરવી એકાક્ષર શબ્દના ધ્વનિને સાંભળે છે. વૈરાગીજનો રાગ સિવાયના પદનું વંદન કરતા હોઈ એ પદને પ્રાપ્ત કરવા ઉમંગભેર તનધનનો ત્યાગ કરે છે.

सुरत स्वाध्य जीनु नुरत निरालंब, आलंबन अविन्यासी;
गुप्त वचन जपतप तनभीतर, बाहेर नहि वरतासी. ॥५॥
सरल गति गुणके रजगुण तज, सजीत सबुध्य सुमताइ;
शीलता सुचीत मुचीत मनके मत, जीनु क्रत सहेज सुभाइ. ॥६॥
योग जतनकी मतंन अरुढ अत्य, आसन अटल समाधि;
ब्रह्मरु द्र मणिमेहेल गवन गत्य, एही विधि अलख आराधी. ॥७॥

तजीत सकल तनु आद्य तरप सुख, भूख जीनु भवहीत भागी;

ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥८॥

જેની સુરતા સ્વાધ્ય હોઈ નૂરતા નિરાલંબ છે એવા આ યોગીજનોએ સુરતનૂરતે કરી અવિનાશીપદ સાથે આલંબન રાખ્યું છે. વળી સદ્‌ગુરુના ગુપ્ત વચનનો જાપ ભીતર જપતા હોઈ બહારના કોઈ પણ જાણી શકતા નથી કે આ પુરુષો શું કરે છે. રજોગુણયુક્ત ગુણોનો ત્યાગ કરી આ પુરુષોએ પોતાની ગતિને સરલ કરી છે. વળી સુમતિવાળા ઉત્તમ પુરુષો શુદ્ધ બુદ્ધિ સજીને હમેશાં પોતાના અંતરૂઘરમાં સાવધ રહે છે તથા મનના મતવાળી તાણાતાણને મુચિત એટલે છોડી દઈને આ ઉત્તમ ચિત્તવાળા પવિત્ર શીલવ્રત પાળે છે. આ પુરુષનું કર્તવ્ય સહેજાસહેજ બિનઈચ્છાવાળું છે. અતિ અરૂઢ ગતિના યોગીઓ યોગને જતમત રાખવા અટલ આસન વાળી બ્રહ્મરંધ્રના મણિમહેલમાં ગતિ વડે ગમન કરી સમાધિ સાધે છે. આ વિધિ પ્રમાણે અલખનું આરાધન કરે છે. હે શિષ્ય ! સાધુ, સંત, યોગી અને વૈરાગી શરીરના સર્વસુખને છોડી દઈ ભવના હેતવાળી ભૂખને ભાગી નાખે છે.

साधदशा संभवन भुवनसे, दधीत ग्रथवत भिना;

इति अनुकरम रहित होय रह्यो सद, परम भेव परवीना. ॥९॥

शत्रु मीत्र समतोल जेहुनके, मुगता वेरवरगथी;

आशापाशा रहित निरवाजन, काज न सुर सरगथी. ॥१०॥

एकाएक पेरव निजपदके, मद मोरशद रद त्यागी;

फरक फंदसे गरक धोरगत्य, रहत योग अनुरागी. ॥११॥

छीवत न धातुपान विनतारस, ग्रहीत हाथ मन वागी;

ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥१२॥

હે સાધકો ! તમારી અંતર્દશના ભુવને ભુવનમાં એટલે કે સ્થૂલદેહથી લઈ પરમકારણદેહ સુધીના દરેક ઘાટમાં સમતા રાખીને જોજો. જેમ દૂધમાં ઘી રહ્યું છે તેમ

ભૌતિકશરીરમાં ચૈતન્ય રહેલો છે, તે દૂધનાં મંથને કરી ઘી મળે છે તેમ દેહનાં તત્ત્વો સાથે મંથન કરવાથી ચૈતન્ય મળશે. એથી કરી પરમપદમાં પ્રવીણ થશો. સાધકોને મન શત્રુ અને મિત્ર સમાન હોઈ તે ઝેરવેરથી મુક્ત રહે છે. આશારૂપ પાશજાળથી રહિત નિર્લેપ હોઈ દેવતાઈ સ્વર્ગાદિ ભુવનોની લેશમાત્ર ઈચ્છા નથી. આ મહાપુરુષો પોતાના અંતરૂપટમાં એકાકી રહી પરમપદની ખોજ કરે છે. આમ ખોજ કરતાં મદરૂપ સિદ્ધિને પામ્યા એટલે સ્વયં પોતે મુરશિદ (સિદ્ધિવાળા) રૂપે હોઈ આ બાજુનાં અલ્પ દ્રવ્યોનો ત્યાગ કરીને રહ્યા છે. આ પ્રમાણે સંસારરૂપ ફંદમાંથી જુદા પડી મુરશિદરૂપ ગુરુની મહદ્‌ગતિમાં ઘેરાયા હોઈ ગરક બને છે. આ પ્રમાણે યોગ સાધી યોગના અનુરાગી થયા છે. વળી હાથે ગ્રહણ કરી સ્પર્શ થવા દઉં તો મને વાગશે એવા ભયથી આ બાજુનાં દ્રવ્યોરૂપ ધાતુપાત્રનો તથા વનિતાના રસનો સ્પર્શમાત્ર થવા દેતા નથી.

निज तन साज सकल जीनु हुकमीत, चूक नहि चलीत सरेसु;
जम नेम जकरजाक जत साधन, सो बिन बाध नरेसु. ॥१३॥
भाग त्याग नरतणी वित्त ऊगरीत, जीनु करनन अविलांनु;
तनुरणतीत जीत उरमी खट, कहावत संत सुजांनु. ॥१४॥
क्षिति जळ तेज पवन शून्यके तंत, करीत इंद्री वश मेदु;
साधत योग भवभोग तजीत तव, रहत ध्यांन अचलेहु. ॥१५॥
ओरु अजभव इंद्रादिककी रध्य, कबहु न करत सरागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥१६॥

યોગીને સર્વાંગ શરીરની ઈંદ્રિયો પોતાને સ્વાધીન છે. જો સ્વાધીન ન રાખે અને ઈંદ્રિયો ચલિત થઈ ચૂક કરે તો યોગને હાનિ પહોંચે. માટે આ ઈંદ્રિયોને વશ કરવા યમ, નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આધિ સાધને કરી ઝકડીને મજબૂત બાંધે છે, પછી તેને કોઈ ઈંદ્રી બાધરૂપ નીવડતી નથી. શરીરના સર્વ ભાગોનાં તત્ત્વોની ભાગત્યાગની લક્ષણાએ કરી આમાંથી જે વિત્ત ઊગરે છે તેનું આ

યોગીઓ અવિલાન કરે છે. શરીરના રૂણથી અલગ થઈ છ ઊર્મિઓ ઉપર જીત મેળવી હોય તે જ સજાણજાણરૂપ સંત છે. પૃથ્વી, જળ, તેજ, પવન અને આકાશ આદિ તત્ત્વો તથા ઈંદ્રિયોનો મેદ વશ કરીને જે યોગીએ ભવના ભોગને ત્યાગ કર્યો છે, તે જ યોગી અચલ ધ્યાન ધરીને યોગને સાધી શકશે. બ્રહ્મા, વિષ્ણુ અને ઈંદ્રાદિક સુધીની અઢળક સમૃદ્ધિ મળવા છતાં તેમનાં દિલ કિંચિત્ માત્ર લોલુપ થતાં નથી.

साधनकु शुभ शोध सबनकी, अधिकनुन्य जप जेही;
एकथी एक विशेष विलोकीने, जपीत स्थिर थइ तेही. ॥१७॥
संत रहत सतसंग सदोदित, बोधीत बोध सुध्य करही;
जुगत्य यथारथ जांण्य जंमनुतम, भावाभाव वितरही. ॥१८॥
योगकळामत सुलटी उलटकर, अजीत जीत घट धेरी;
चंचळ चपळ चलीत चीत धीरकर, भवितव योग अनेरी. ॥१९॥
नामरुपगुण द्रष्ट पदन पर, रहत सदन इतरागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥२०॥

સાધન સાધનાર યોગી શરીરમાંનાં દરેકે દરેક તત્ત્વોની શોધ કરી તેને ખૂબ જોઈને ત્યારપછી અધિક વા ન્યૂન એટલે નાના મોટા જે જાપ છે તેને એક એકથી અધિક વિલોકન કરતાં છેવટ જાપ એમને જે પ્રાપ્ત થયો છે તેમાં સ્થિર થાય છે. સંતજનો સદાસદોદિત સત્સંગમાં મશગૂલ રહે છે. આમ કરતાં એમને જે બોધ પ્રાપ્ત થયો તે વડે જગતને પણ બોધ કરે છે. આ સંતજનો જે યથાર્થ વસ્તુરૂપ મુદ્દો છે તેની જુક્તિ જેમ છે તેમ જાણીને ભાવાભાવ રહિત જગતમાં વિચરે છે. યોગીઓ યોગકળાના મતરૂપ પ્રણવને ઊલટે માર્ગે વહી જતાં અટકાવી પાછો વાળી બ્રહ્મરંધ્રના અજીત ઘરમાં ઘેરી રાખે છે. ત્યારપછી ચંચળ, ચપળ એવું જે ચિત્ત તેને ચળિત ન થવા દેતાં સ્થિર કરે ત્યારેજ આ યોગ ઉત્તમ થયો ગણાય છે. નામરૂપ ગુણની આદ્ય લઈ સર્વ દષ્ટ પદાર્થ ઉપર આ યોગી સદાય નાખુશ રહે છે.

पुनही साध तंन सुवस कमठवत्, सफुरन करन समेटु;
नेंन वदन रसनाय उपस्तन, सहित करन संकेटु. ॥२१॥
संत सचेत वेत निजलक्षके, चखत नहि चेष्टनकु;
सांख्य योग जड जीनुं चैतन तर, ग्रहीत प्राज्ञ श्रेष्टनकु. ॥२२॥
योगी नहि भोगनके भुगता, जुगता रहत जतनसे;
आ लोक ओरु परलोक असक तज, विचरत महाद मतनसे. ॥२३॥
राग नहि जीनके उरअंतर, त्याग तन व्रेहे आगी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥२४॥

આ યોગીઓના સાધનરૂપ ઈંદ્રિયો પોતાને સંપૂર્ણ વશ છે જેમ કાચબો પોતાના અવયવોને ધારે તો બહાર કાઢે છે અને વિપરીત સંજોગો દેખતાં સંકેલી લે છે, તેવીજ રીતે સાધુઓને પોતાની નેન, વદન જિહ્વા અને ઉપસ્થ ઈંદ્રિયો વશ છે. તે ધારે ત્યારે સ્ફુરણા કરે અને ધારે ત્યારે સમેટી લે છે. સંતજનો સદાય સચેત હોઈ નિજલક્ષના વેત્તા છે. તેઓ કદીયે કોઈની ચેષ્ટા કરતા નથી. વળી સાંખ્યના યોગે કરી જડરૂપ શરીરમાંથી ચૈતન્યરૂપ તરને (ખરો મુદ્દો) તારવી, આ શ્રેષ્ઠ પ્રાજ્ઞપુરૂષ ગ્રહણ કરે છે. યોગીઓ કોઈપણ ભોગના ભોકતા નથી. તેઓ જુક્તિપૂર્વક જતમત રહેતા હોઈ આ લોક અને પરલોક સાથેના આસકતભાવનો ત્યાગ કરી મોટામતવાળા મહાનુભાવ યોગીઓ વિચરે છે. જેના ઉરઅંતરમાં કોઈ જાતનો રાગ નથી. તેવા યોગીઓ કદીયે વૈરાગ્યનો ત્યાગ કરતા નથી.

सम तन सहन दहन उपलेक्रत, नर्त निराल द्रढ धरही;
एकाग्रहे स्थिर स्थंभन साधन सध, जप जीनुं अमर अजरही. ॥२५॥
निगम पुराण शास्त्र इतिहासन, हार्द समज सब्रेही;
ओरु आत्म ग्यम अहंग अरुप मम, हवीतव संत विदेही. ॥२६॥

कहत वियोग योग करनन जीत, इश्वर जीवन मेळापु;
अगणित जनम युगनके विछरन, मीलीतव योग प्रतापु. ॥२७॥
निज विपु सहित नेह नहि जीनुं इत, तीव्र त्याग बडभागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥२८॥

આ યોગીઓ શમવત્ સ્થિતિમાં શરીરના ઉપલક કર્મો સહન કરી પોતાની શક્તિના પ્રભાવે આ કર્મના બીજને બાળી પછી નિરાળી થયેલી નૂરતામાં પોતાનો પરમ આશય દૃઢતાપૂર્વક ધારણ કરે છે. પછી પોતાના ચિત્તને એકાગ્ર કરી સ્થિર સ્થંભાવી સાધન સાધવા યોગીઓ અજરામર મંત્રનો જાપ જપે છે. આ સંતજનો નિગમ, શાસ્ત્ર, પુરાણ અને ઈતિહાસ આદિના હાર્દને સમજી નિશ્ચિયાત્મક કરે છે કે મારું પોતાનું સ્વરૂપ અહંગરૂપ છે. આ અરૂપ અહંગરૂપ આત્માનંદની પરમ ગમમાં યોગીઓ તલ્લીન રહી વિદેહદશા ભોગવે છે. હે અંશ ! અગણિત જન્મ થયા અને યુગ પણ અનેક ગયા ત્યારથી જીવને જે ઈશ્વરનો વિયોગ થયો છે તેની સાથે મેળાપ કરવાનો યોગ કહું છું તે તું સાંભળ. તું પતિથી જુદો પડ્યો છે, પણ આ યોગના પ્રતાપે કરી પુનઃ પતિની પ્રાપ્તિ થશે. હે મોટા ભાગ્યવાળા અંશ ! નિજ શરીર ઉપરનો મોહ છોડી જે તીવ્ર ત્યાગી થયા છે તે જ સાધુજનો છે.

शाहा कालच धोवन साधनगत्य, सहेल नहि सुलमेतु;
महावंक्रट संकीरण करन सर, हरण कींद्र करमेतु. ॥२९॥
स्वांत सदन निजवदन महन विद, सहत विधन शिर अंतु;
तडिततपत नहि जळधिवारी जहुं, त्यौं शीतळ सोइ संतु. ॥३०॥
बहार द्रष्ट अवन्य शर संधत, लागत बाण गगनमे;
एहीं विध्यके उलटे मग धरमे, योगी रहत मगनमे. ॥३१॥
मोह नहि स्वपनंतर नार पर, जाग्रत जो तन जागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने बीतरागी. ॥३२॥

શાહરૂપ ચૈતન્ય ઉપર શરીરસંયોગે કરી જે કાલિમાં (કાળાપણું) ચઢી છે તેને ધોવાના સાધનની ગતિ સહેલ નથી, કારણ કે કિંદ્ર એટલે કામદેવના સુક્ષ્મ અંકુરો પાંચમાં પરમકારણદેહ સુધી રહેલાં હોઈ આ માર્ગે જવું મહાવિકટ છે. આ કામદેવને સંકીર્ણ કરી તેની અંદર રહેલી વાસનાનું હરણ કરી તેને તું તાબે કરજે. આ પ્રમાણે તીવ્ર ત્યાગ વડે કામદેવના મૂળને સમજી વશ કરનાર સાધુને ચૈતન્ય ઉપર ચઢેલી કાલિમાં દૂર કરવાનું સુલભ છે. સંતનું નિજ ભુવન શાંત હોઈ તેમના વદનમાં મહાન વિદ્વતા રહેલી છે, આ કારણને લીધે પારાવાર સંકટો સહન કરે છે તથાપિ તેમના મુખ ઉપર ગ્લાનિ દેખાતી નથી. જેમ આકાશમાંથી ગમે તેટલી વીજળી દરિયાઈ પાણીમાં પડે પણ તે ગરમ થતું નથી, તેવીજ રીતે દરિયાના પાણી સમાન અતિ શીતળતાવાળા સંત ઉપર ગમે તેટલાં વિઘ્ન આવે તથાપિ તેમના દિલમાં ગરમી આવતી નથી, જેમ પૃથ્વી ઉપર ઉભેલો માણસ બાહ્યદષ્ટિ વડે આકાશમાં શરસંધાન કરે છે એટલે કે કામઠા ઉપર ભાલોડાને ચઢાવી જેટલા પ્રમાણમાં કામઠાને ખેંચે છે તેટલાજ વેગથી બાણ ગગનમાં વાગે છે, તેવીજ રીતે યોગીઓ પૃથ્વીરૂપ નાભિસ્થાને ચિત્તવૃત્તિ વડે ઊભા રહી ધનુષ્યરૂપ પ્રણવને ખેંચી પાછો વાળી કુંભકના ઘરમાં સ્થિર કરે છે. આ પ્રણવને જેટલા વધુ પ્રમાણમાં ખેંચી કુંભક કરવામાં આવે તેટલા વધુ પ્રમાણમાં પ્રણવ બળવાન થાય છે. આમ સતત ક્રિયા કરનાર યોગીના છૂટતા પ્રણવના બળે કરી કોઈ પ્રસંગે અચાનક બ્રહ્મરંધ્ર તરફ જવાનાં છિદ્રો ખુલ્લાં થઈ જાય છે, ત્યારે આ સઘળો પ્રણવ બ્રહ્મરંધ્રમાં ભરાઈ જાય છે. એ પ્રસંગે યોગીઓ મગ્નદશા ભોગવે છે. આ પ્રમાણે સર્વાંગ શરીરે જાગ્રત થયેલા જે યોગીઓને સ્વપ્રાંતરે પણ સ્ત્રી ઉપર મોહ ઉત્પન્ન થતો નથી તે જ સાધુ છે.

सूक्षम आहार वारी पुनी सूक्षम, सूक्षम स्वर उचरनही;

ए साधन सब आद्य करन पथ, ओरु सूक्षम पसरनही. ॥३३॥

अगम अथाह थाह नहि आवत, जीनके मुकर मुदनकी;

नेति नेति जीनु निगम पोकारत, त्यौं न लहत संतनकी. ॥३४॥

जीनके वसन वास जंगल जीत, कसण कायके करखी;

हरख शोक मद क्रोध काम खड, करन योगी जड सरखी. ॥३५॥

चौद लोक सुख शूकर विष्ट तज, जीनुं रत्य परम परागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥३६॥

યોગીઓના પ્રથમ સાધનમાં પથ્ય આ પ્રમાણે પાળવાનું છે. સૂક્ષ્મ આહાર કરવો, સૂક્ષ્મ પાણી પીવું, સ્વર વડે ઉચ્ચાર કરવો તે પણ સૂક્ષ્મ અને હાલવા ચાલવાની ક્રિયા તે પણ સૂક્ષ્મ કરવી. આ મહાપુરૂષોના મુખારવિંદ ઉપર કેટલો આનંદ છે તેનું વર્ણન કરવું અગમ્ય હોઈ થાહ લાવી શકાય તેમ નથી, જેમ બ્રહ્મના અંતિમ સ્વરૂપના વર્ણન માટે વેદ નેતિ પોકારે છે તેમ સંતના આનંદની ગતિ અથાહ હોઈ વર્ણન કરવું મુશ્કેલ છે, આ મહાપુરૂષોનો વસવાટ જંગલના ઝાડો નીચે હોય છે. (મઠ, મંદિર, મહેલ કે મહોલ્લામાં હોતો નથી.) આ જંગલના ઝાડો નીચે બેઠેલા યોગીઓ પોતાના શરીરરૂપ ખેતરને ખેડી અંદર રહેલાં તત્ત્વોનું શોધન કરે છે. (આ પ્રમાણે શોધન કરવા ઉપરથી સાધુનામ પડેલું છે.) આમ સતત શોધન કરવારૂપ કસોટી ખેડૂતરૂપ યોગી કરે છે. જેમ ખેડૂત ખેતર દુરસ્તી માટે ઘાસને ઉખેડીને ફેંકી દે છે તેમ આ શરીરના કરખીરૂપ યોગીઓ ઘાસરૂપ હર્ષ, શોક, કામ, ક્રોધ, મદ આદિની જડને ઉખેડી નાખી શરીરરૂપ ખેતરને સાફ કરે છે. ચૌદલોકના સુખને ભૂંડની વિષ્ટાસમ સમજી તેનો ત્યાગ કરીને જેની સંપૂર્ણ આરત પરમપદના અનુરાગવાળી થયેલી છે તેજ સાધુ છે.

अब जीनु कहत सकल साधन शुध्य, जेही मजलस जप जेतु;
चक्र देव अहंमेव अमोधित, सो रीत्य लहत सबेतु. ॥३७॥
प्रथम गणेस गामी घरकी गत्य, चतुर पत्र पंकजही;
रिद्धिसिद्धि सहित बसत गवरीसुत, जाप खट शत भजही. ॥३८॥
जेही जीनके स्थळ मंतर जप, तेही तीनके शिर धरही;
गवरीसुत गणपति गरवाकु, ताय समरपण करही. ॥३९॥
पुनही अंक चहु चतुर पत्रके, जीनुं उचरण शुध्य लागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥४०॥

હવે યોગીઓના શુદ્ધ સાધનોની મિજલસમાં જે જાપ જપાય છે તે વિષે કહું છું. શરીરનાં સાતે ચક્રોમાં દેવતાઓનો વાસ છે. આ દેવતાઓના અહંમેવો ઘણા મોઘા છે તથાપિ આ પુરુષો તેની રીતને જાણે છે. પ્રથમ ગણપતિના ઘરનું જે ચક્ર છે તે ચાર પાંખડીવાળું હોઈ તેમાં રિદ્ધિસિદ્ધિ સહિત ગણપતિ બિરાજેલા છે. આ ભુવનમાં યોગી છસો જાપ જપી ગૌરીપુત્રને અર્પણ કરી ત્યાંથી છૂટા થાય છે. યોગી જે જે સ્થાન પર મંત્રનો જાપ જપે છે તે તે સ્થાનના દેવતાને આ જાપ અર્પણ કરે છે. આ ન્યાયે ગૌરીપુત્ર ગણપતિને આ જાપ અર્પણ કર્યા છે. વળી આ સ્થાને ચાર પાંખડીનું કમળપત્ર હોઈ તેમાં અક્ષર પણ ચાર છે. તેનો ઉચ્ચાર કરવા જેને લહે લાગી છે તે સાધુ હોઈ વીતરાગી છે.

खटदल कमळ समल जीनके जप, सहस्त्र चतुरद्वे जपही;
सावित्री सहित उभये अज, तीनकु तेही अर्पणही. ॥४१॥
नाम स्थान दशदलपंकज, संग सपान अपवनां;
श्रीवर सहित युगल जहांराजत, जेही निजइष्ट विशवनां. ॥४२॥
चतुर सहस्त्रद्वे जपीत जाप जहां, तहां तीनुं अरपण करही;
श्वासो श्वास निवास सहन कळ, जेही तीनमे स्वर घरही. ॥४३॥
एही विधि नाभि नवेरकरन जम, जीनुं दमदम ग्यम जागी;
ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥४४॥

યોગી ગૌરીપુત્રને ત્યાંથી પરવારી ઉપસ્થ ઈંદ્રિના ઘરમાં આવ્યા. આ ઘર છ પાંખડીનું કમળ હોઈ તેમાં જાપ ઓતપ્રોત રહેલો છે. આ કમળમાં બ્રહ્માજી અને સાવિત્રીનો વાસ છે. આ બન્નેને જાગ્રત કરવા છ હજાર જાપની આહુતી આપી તેમને અર્પણ કર્યા. યોગી બ્રહ્મદેવના ઘરનું કામ આટોપી લઈ વિષ્ણુને દરવાજે પહોંચ્યા. આ દરવાજો નાભિસ્થાને આવેલો હોઈ આ નાભિસ્થાનચક્રનું નામ મણિપુર છે. તે દશ પાંખડીનું કમળ છે. જગતના જે ઈષ્ટ છે તે વિષ્ણુ લક્ષ્મીસહ આ કમળમાં બિરાજેલા છે. આ સ્થાને યોગીરાજ છ

હજાર અજંપાજાપ જપી શ્રીવરને અર્પણ કરી છૂટા થયા. આ પ્રમાણે નાભિસ્થાનનો નિવેડો લાવી યોગીરાજ શ્વાસોશ્વાસની ક્રિયામાં જે ગમ રહી છે તેને જુએ છે.

हरदे कमळ दल द्वादश कहीये, वासा शिवशक्तिनके;
खट सहस्त्र जहां जपीत जप, अरपित जीनुं लगतनके. ॥४५॥
कंठकमळ जीवशिवका वासा, सोडस दल परमांणु;
सहस्त्र एक जहां जाप जपीत जप, तहां तीनु करी अरपांणु. ॥४६॥
भ्रगुटी कमळ उभये दलकी पल, अहंग सहित अजदेवा;
सहस्त्र जप तहां करीत समरपण, सोहंग हंस लखभेवा. ॥४७॥
शून्यके शिखर सहस्त्र दल अंदर, जइ जुवे जोत्य चरागी;
ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥४८॥

નાભિસ્થાનમાં સર્વકામ સમેટી લઈ હદયસ્થાને જ્યાં બાર પાંખડીનું કમળ છે ત્યાં આવ્યા. આ કમળમાં શિવશક્તિનો વાસો હોઈ આ સ્થાને છ હજાર અજંપા ઊઠે છે. આ ઊઠતા અજંપાનો યોગીરાજ જાપ જપે છે; આ જાપના પ્રતાપે શિવશક્તિ જાગ્રત થતાં હોઈ તેમને અર્પણ કરે છે. આ ઘરથી પરવારી કંઠસ્થાને આવ્યા. ત્યાં જીવશિવનો વાસ હોઈ આ કમળ સોળ પાંખડીનું છે. ત્યાં એક હજાર અજંપાનો જાપ જપતાં જીવશિવ જાગ્રત થતા હોઈ આ જાપ તેમને અર્પણ કર્યા. આ કંઠકમળના દેવતાથી પુષ્ટિ પામેલા યોગીરાજ ભ્રૂકુટિસ્થાને આવી પહોંચ્યા. આ ભ્રૂકુટિનું કમળ બે પાંખડીનું છે આ સ્થાનના દેવતા અહંગરૂપે શક્તિ છે. આ અહંગયુક્ત શક્તિનું સ્વરૂપ અજ એટલે ગુપ્ત હોઈ સમજવું મુશ્કેલ છે. આ સ્થાને નીચેની સંપત્તિ લઈ આવેલા યોગીરાજ એક હજાર અજંપાનો જાપ જપી અહંગરૂપ શક્તિને જાગ્રત કરે છે. જ્યારે આ શક્તિ જાગ્રત થાય છે ત્યારે યોગીરાજ સોહંગરૂપ હંસપુરુષના લક્ષ વિષેનો ભેદ શક્તિ પાસેથી સંપૂર્ણ પ્રાપ્ત કરી લે છે. જ્યારે આ લક્ષ પ્રાપ્ત થાય છે ત્યારે કાર્યરૂપ શક્તિ અજંપાની આહુતી પામી શાંત થાય છે, ત્યારે ઊગરતી વસ્તુ તરીકે શુદ્ધ અહંગભાવ રહે છે. આ અહંગભાવ

એ પાત્ર હોઈ આજ પાત્રમાં ચૈતન્યની જાણ રહેલી છે, આ જાણયુક્ત અહંગભાવ ઉપર કહ્યા મુજબ પ્રકૃતિથી જુદો પડી નીચેની ઉપાધિ છૂટી જતાં અદ્વૈતરૂપે થયો છે, ત્યારે ઉપરથી આવતી સોહંગની સૂક્ષ્મ રેષાનો લક્ષ આ યોગી સમજી જાય છે અને ઓહંગસોહંગના ભેદ તે પણ સંપૂર્ણ સમજી લે છે. આ યોગીરાજ પ્રકૃતિના ઘરમાંથી પરવારતાં તેમની પાસે માત્ર એક સજાણજાણ રહી. સોહંગે પ્રણવયુક્ત જાણને અહંગ'શરીરે ધારણ કરેલી હોઈ આ ત્રણેએ શૂન્યશિખરના બ્રહ્મરંધ્રમાં જ્યાં સહસ્ત્ર પાંખડીનું કમળ છે તેમાં પ્રવેશ કર્યો, ત્યારે યોગીને પોતાની જાણ વડે જોતાં ઝગમગતી જ્યોત દેખાઈ. આમ જોઈ શકે તેનું નામ સાધુ.

ओरु अनहद दश नाद निरंतर, जंतरवत जहां बाजे;
काळ जाळ जंजाळ न व्यापत, जहां निज जोत्य बिराजे. ॥४९॥
सहस्त्र एक तांहां ऊठत प्रणव धून्य, जेही सरभर घर संचे;
बावन अंक सहित स्वर शोधित, जीनु साधन फळ वंचे. ॥५०॥
एही साधन कुल करत करांमल, कहीत लहीत जम जेही;
सुणत साध जीनकु करन खप, गति रत्य अंत सनेही. ॥५१॥
अजंपा आद्य जेही मंत्र सजीव जप, भजत आंन्य सब त्यागी;
ते साधु निज संत योगीजन, वैरागी ने वीरतागी. ॥५२॥

આ સહસ્ત્રદળકમળના અંતરૂપટમાં નિરંતર અનહદ દશ નાદનો ધ્વનિ યંત્રની માફક વાગ્યા કરે છે. આ બ્રહ્મરંધ્રના પ્રદેશમાં જ્યાં જ્યોત ઝગમગ ઝળકી રહી છે ત્યાં કાળની જાળ પહોંચી શકતી નથી. (આ બ્રહ્મરંધ્રની ગુફા યોગીરાજને લાંબા વખત સુધી જીવાડનારી છે. જ્યારે આ બાજુ કાળનો ભય દેખે ત્યારે આ ગુફામાં સંતાઈ જાય છે.) આ બ્રહ્મરંધ્રમાં એક હજાર સોહંગપ્રણવનો ધ્વનિ ઊઠે છે, તેના છેડા હું કહી ગયો છું કે ભ્રૂકુટિસ્થાન સુધી પહોંચે છે. આ સોહંગ પ્રણવ બ્રહ્મરંધ્રમાં સભરાભર સીંચાઈને ટંકોટંક રહેલો છે. આ પ્રમાણે બાવન અક્ષરયુક્ત પ્રણવનું શોધન કરતાં અને તેની સાથે સાધન કરતાં છેવટે

બચેલું ફળ, જે આ યોગીરાજને પ્રાપ્ત થયું તે આ સોહંગ પ્રણવ છે. કુલ સાધનની કરામત જે પ્રમાણે કરવાની છે તે પ્રમાણે કહી છે. હે સાધક ! જેને ખપ હોય તેણે આ પ્રમાણે કરી લેવું. આ છેવટના પદનો અતિ આરતે કરી તું સ્નેહી થજે. અજંપાની આદ્ય લઈ જેટલા મંત્રો છે તે બધાનો ત્યાગ કરી માત્ર સજીવન મંત્રનો જાપ જપજે.

ओरु सुणीयो जन योगनकी जग, मग मतबल चल गुपता;
खडतल खोज सरोज सहितम दल, करन अंक सर चुपता. ॥५३॥
जीनु आसन निज पद्म परायन, कहुं क्रि येमाण सुणाइ;
गुदा इंद्रीके मध्य लगावन, दाहन पाव पनाइ. ॥५४॥
वावा घर दाहन जंधन पर, त्रिकुटी ध्यान धरीजे;
रेचक पोरक पुनी कुंभक कर, स्वरके संघ वरीजे. ॥५५॥
ए आसन निज पद्म योग जीत, वित्त जीनुं स्वर सोहागी;
ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥५६॥

હે ભગવતિજનો ! યોગીઓ જે પ્રણવ સાથે યોગ કરે છે તે પ્રણવના માર્ગની મતલબ અને તેની ચાલ અતિ ગુપ્ત છે. આ ગુપ્ત ચાલની મતલબને યોગીઓ જાણે છે, કારણ કે આ યોગીઓ શરીરનાં સાતે કમળદળમાંથી નીકળતા અક્ષરોને તાબે કરવા તથા તેની ગતિને ચૂપચાપ દબાવી દેવા ખડતલ ખોજ કરે છે. આ યોગીના પદ્માસન વિષે ખુલાસો કરૂં છું તે સાંભળો. જમણો પગ વાળીને ગુદા ઈંદ્રિના મધ્યસ્થાને એડી રહે એવી રીતે ગોઠવવો અને ડાબા પગને વાળી જમણા પગની જાંઘ ઉપર મૂકવો. આ આસનને પદ્માસન કહે છે. આ આસન સિદ્ધ કર્યા બાદ ભ્રૂકુટિસ્થાને આવેલા ત્રિવેણિઘાટમાં ધ્યાન ધરીને યોગીઓ પ્રણવ સાથે લગ્ન કરી રેચક, પૂરક અને કુંભકની ક્રિયાને સાધે છે. આ યોગીઓ યોગ પર વિજય મેળવવા આ આસન સિદ્ધ કરે છે. વિત્તયુક્ત પ્રણવ એજ આ યોગીઓના સોહાગ હોઈ આ સોહાગરૂપ પદ જેનું છે તેનું નામ સાધુ.

पुनी दाहन पद करीत वाय पर, वावा दाह धरीजे;

उलटी पीठय पद ग्रहीत आंगुरी कर, सुधो मेरु करीजे. ॥૫૭॥

आसन सिद्ध समाध्य करन ए, वांकनाळय सुलटाइ;

वजरकपाट खोल खुद खडकी, शून्यमे श्वास समाइ. ॥૫૮॥

सकल जाप दम पुरीत प्रणवशिर, करीत तगन घरवासा;

देह इंद्री इत रहीत गुणातीत, अभिजीत अरस निवासा. ॥૫૯॥

सुरतनुरत तीनु संग रहावत, परमात्म पियु आगी;

ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥૬૦॥

ડાબો પગ વાળી જમણા પગ ઉપર ધરવો અને જમણો પગ વાળી ડાબા ઉપર ધરવો. ત્યારપછી પીઠ ઉપર હાથની આંટી નાખી જમણા હાથે જમણા પગનો અને ડાબા હાથે ડાબા પગનો અંગૂઠો પકડી મેરુદંડ (કરોડનો ભાગ) સીધો કરવો. આ આસન સિદ્ધ કરી વંકનાળના સુલટા માર્ગમાં ગમન કરવું. આમ ગમન કરતાં મસ્તક અને ગરદનની નજીક યોગીઓની ત્રિકુટિ આવે છે, આ ત્રિકુટિમાં રહીને ઉપર જતાં બ્રહ્મરંધ્ર આવે છે. આ બ્રહ્મરંધ્રનું બારણું વજ્રની માફક સજ્જડ બંધ છે. તેને યોગીની હઠે કરીને પ્રણવના ધક્કા વડે આ દરવાજો ખુલ્લો કરે છે. આ ખુલ્લા કરેલા દરવાજાને માર્ગે શરીરના સઘળા પ્રણવને ખેંચી લઈ બ્રહ્મરંધ્રના શૂન્યઘરમાં સમાવેશ કરે છે. એકવીશ હજાર અને છસો દમરૂપે પ્રણવના જાપ હતા તે સર્વને ખેંચી લઈ બ્રહ્મરંધ્રના પોલાણામાં યોગી ઘર તરીકેનો વાસ કરીને રહ્યા છે. આ બાજુના દેહ તથા ઈંદ્રિયો રહિત ગુણોથી જુદા પડી શરીરના સર્વ અવયવો ઉપર જીત મેળવી યોગી બ્રહ્મરંધ્રના અંતરિક્ષ ભુવનમાં વાસ કરીને રહ્યા છે. માત્ર તેમની સંગે સૂરતાનૂરતા રહેલી હોઈ તેને પરમાત્મારૂપ પિયુની આગળ મૂકીને જે રહ્યા છે તેનું નામ સાધુ.

अभिजीत अरसशिखर बीच कहावत, भमरगुंज गुफाइ;

गरजत घोरघन चलीत दामिनी, अमित बुंद जळ छाइ. ॥૬૧॥

पुष्प सहेज जहां परम तखत पर, प्रणव हंसपति सांइयां;
प्राणपुरुष जहां चमर ढोळावत, सोहंग सहित समदइयां. ॥६२॥
इंगळा पिंगळा सुरत उलट स्वर, त्रिवेणी घाट पट देइ;
चंद सूरज सहितम तहां संजम, सुक्ष्मणा संग सन्येइ. ॥६३॥
सबन समाज समेट शून्य घर, रहेत योगी पळ लागी;
ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥६४॥

અરસ શિખરની મધ્યમાં ભમરગુફા આવેલી છે. આ ભમરગુફામાં અતિદિવ્ય આકાશ આવેલું છે, તે આકાશમાં વીજળીયુક્ત ઘોર ગર્જના ગર્જતી હોઈ અમૃતસમ બુંદની ઝડીથી આખીયે ગુફા છવાઈ રહેલી છે. આ ગુફારૂપ પરમ તખ્ત ઉપર પુષ્પની શય્યા હોઈ આ શય્યા ઉપર પ્રણવના પતિરૂપ હંસપુરુષ એટલે કે આદ્યપુરુષ બિરાજેલા છે. આ સ્થાને ઓહંગ અને સોહંગ આ બિરાજેલા પુરુષ ઉપર ચમર ઢોળે છે. સુરતાયુક્ત ઈંગળાપિંગળાનો સ્વર, ત્રિવેણીના ઘાટમાં સુષુમણાનો પટ પામતાં ઊલટીને સુષુમણારૂપે થાય છે. આ ત્રિવેણીના ઘાટમાં જ્યાં ચંદ્ર અને સૂર્યનો સંયમ થાય છે ત્યાં સુષુમણાનું ઘર હોઈ આ ઘરના સંસ્કાર પામતા ઈંગળા, પિંગળા અને ચંદ્રસૂર્ય, બધાંય સુષુમણારૂપ થઈ જાય છે. અર્થાત્ આ ઘરમાં દરેક તત્ત્વ ઓગળી જતાં સુષુમણા એકલી રહે છે. આ પ્રમાણે બધા સમાજને સમેટી લઈ શૂન્યમાં આવેલા બ્રહ્મરંધ્રમાં પળમાત્ર ન ચૂકે એવી સુરતા લગાવીને જે રહે છે તેનું નામ સાધુ.

जब उतकी नहि लहत विवरता, सकल समाज समाते;
जाइ मील्ये सब परम जोत्य घर, भोगत सुख अघाते ॥६५॥
सुखमन आद्य समेत चंदरवि, द्वारपाळ ॐकारा;
सुरत सह्यांनी रहत पियु संगे, करत अखंड विहारा. ॥६६॥

झडत नाद झनकार विविधी विध्य, घोरत टबल टहंकारा;

तपत राज तहां अलख निरंजन, कबहु न काळपसारा. ॥६७॥

जीनके योग करत सोइ योगी, तीनकी अटक पीरागी;

ते साधु निज संत योगीजन, वैरागी ने वीतरागी. ॥६८॥

શરીરના ઈંદ્રિયોરૂપ સાધનોનો સર્વ સમાજ શાંતિને પામ્યા બાદ વિવર્ત એટલે મિથ્યાભાસ, ભ્રમ, રૂપાંતર આદિ આ બાજુની કંઈપણ જાણ યોગીને રહેતી નથી; કારણ કે આ યોગીઓ પરમ જ્યોતિનારાયણના ઘરમાં જઈ અગાધ સુખના ભોકતા થયા છે. સુષુમણાની આદ્ય લઈ ચંદ્ર, સૂર્ય, તથા ૐકાર આ ભમરગુફામાં બિરાજેલા આદિ પુરુષ આગળ દ્વારપાળ તરીકે રહે છે. વળી શાણી સુરતા આ બિરાજેલા પિયુ સાથે રહેલી હોઈ એક સરખા પ્રમાણમાં અખંડ વિહાર કરે છે. આ ભમરગુફામાં જ્યોતિનારાયણની સાંનિધ્ય વિધવિધ પ્રકારના નાદની ઝડીઓના ઝણકાર તથા તબલાંના ટંકારોનો ઘોર મચી રહેલો છે. જ્યાં આ નાદનો ધ્વનિ મચી રહ્યો છે ત્યાંજ અલખ આદિ પુરુષ નિરંજનનું રાજ તપે છે. આ પ્રદેશમાં કાળ કદી પ્રવેશી શકતો નથી. આ આદિપુરુષને પ્રાપ્ત કરવા અટલ વૈરાગ્ય ધારણ કરી જે કોઈ યોગ સાધે છે તેનું નામ યોગી.

ओरु सुणीयो नरवेद त्याग मग, जमत्ये रहत उदासी;

आशा अवन्य पाव नहि परसत, विरक्त व्योम के वासी. ॥६९॥

आत्मदेह पंख गतिग्यमकी, सुरत नुरत नेंननही;

क्रणी वृक्ष संतोष सहन फळ, पावत सुख चहेननही. ॥७०॥

दग्ध बीज वैराग अगन्य जीनु, विषियानन वितपनके;

नाता तोर निराश निहंगम, संगम नहि सरीयनके. ॥७१॥

साहेरनीर नाव वायसवत, प्रभु तज धरन न पागी;

ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥७२॥

હવે નરવેદ ત્યાગ વિષેની ગમ કહું છું. આ નરવેદરૂપ તીવ્ર વૈરાગીઓ જગતમાત્ર ઉપરથી ઉદાસ રહે છે. વળી પૃથ્વીરૂપ આશાને સ્પર્શ થવા દેતા નથી, કારણ કે તેઓ વિરક્ત હોઈ આકાશના વાસી છે. આ આકાશવાસી યોગીઓના આત્મદેહને ગમગતિરૂપ પાંખો હોઈ સૂરતાનૂરતા એ તેની આંખો છે. યોગીની કરણીરૂપ વૃક્ષનાં ફળ સંતોષ અને સહનશીલતા હોઈ તેને તે સુખચેનથી આરોગે છે. વિષયાનંદ ઉત્પન્ન કરનાર બીજને વૈરાગ્યરૂપ અગ્નિ વડે બાળી નાખ્યાં છે તેવા યોગીઓ વિષય વાસનાનો નાતો તોડીને વાસના રહિત નિહંગ (નિઃસંગ) રૂપે હોઈ સ્ત્રીસમાગમ વિષે તેમને ભાન સરખુંયે નથી. જેમ સમુદ્રના પાણીમાં ચાલતા નાવના શઢ ઉપર કાગડો આવી બેઠો. આ નાવ ભરદરિયે જતાં કાગડો ઊડ્યો, આમ તેમ ફાંફાં માર્યા, પણ ક્યાં જાય ! જ્યાં જાય ત્યાં પાણી ને પાણી, આ સિવાય કંઈ દેખાયું નહિ, જેથી પાછો શઢ ઉપર આવીને બેઠો. આ કાગડાને શઢ સિવાય કોઈ બચાવ રહેલો નથી, તેવીજ રીતે નાવવાયસના ન્યાયે પ્રભુના સંગીને પ્રભુ સિવાય બીજો કોઈ આધાર નથી.

न्हेकंचन निरलेप नरेसर, वैरागनके वेसु;
तारणतरण शरण जेही आवत, करतारथ भवभेसु. ॥७३॥
गीनकी रहेण्यकहेण्य सोइ करतल, परत लहीत घटअंतु;
गुरु के बचन विलोक आधारन, ओर नहि चितवंतु. ॥७४॥
उरध गति पति रहत रतिनके, गीनके बदन अनेरी;
गोपीचंद भरथ सम सो नर, तीनमे हेरनफेरी. ॥७५॥
हेरफेर नहि ओरु सुखके तुल्य, बिरद अतुल्य न डोलागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥७६॥

આ વૈરાગ્યવાનનો વેશ શુદ્ધ સુવર્ણ જેવો નિર્મળ છે. તેઓ પોતે તારણ તરણ હોઈ આવનાર ભગવતિજનને ભવસાગરના જન્મમરણમાંથી મુક્ત કરે છે. આ પુરુષોની રહેણીકરણી પોતાની હથેળીમાં હોઈ આ રહેણીકરણીને તેમનું અંતર ઓળખે છે. સદ્‌ગુરુના

વચનોનું વિલોકન કરવું એ જ આ વૈરાગ્યવાન પુરુષોનો આધાર હોઈ આ સિવાય ચિત્તને વિશ્રામ લેવાની બીજી જગ્યા નથી. આ વૈરાગીની આરત ઊર્ધ્વ ગતિવાળી હોઈ પતિમાં સંપૂર્ણ રહેલી છે. આ પુરુષોનાં શરીર અનેરાં એટલે અસાધારણ છે, ગોપીચંદ અને ભર્તુહરિ સમ આ પુરુષો હોઈ તેઓમાં લેશમાત્ર હેરફેર નથી, એટલે કે આ વૈરાગ્યવાન પુરુષોનું સુખ તેમના સુખ બરાબર છે. એમનું બિરદ એટલે પ્રતિજ્ઞાવાળો ટેક એટલો તો બળવાન છે કે તેની તુલના થઈ શકે તેમ નથી, જેથી આ પુરુષોને કોઈ ડોલાવી શકતું નથી. એનું જ નામ સાધુ.

अहो धन्य नर धीरज सधीर तन, मयासुभट सुलतांनु;
तरक त्याग संग्राम मोहनसे, लरत न भये अयांनु. ॥७७॥
अजभव एकलसंग सरीखे, कबहुक काम नचाइ;
सो किंद्रप जीनसे न खटायत, त्यागीत तरुण तुलाइ. ॥७८॥
सारधार वैराग विमखके, कोइक जवरला एकु;
ओर सकल सख त्याग कहनके, अगणित भेख अनेकु. ॥७९॥
कीन बरन वैराग त्यागके, करन कठन करडागी;
ते साधु निजसंत योगीजन, वैरागीने वीतरागी. ॥८०॥

અડગ નિશ્ચયવાળા, ધીર ગંભીર, મહાધૈર્યવાન વૈરાગી પુરુષોને અનેકવાર ધન્ય છે ! વળી આ મહાસુભટ શૂરવીર પુરુષો વૈરાગ્યના રાજા હોઈ તર્ક અને ત્યાગ વડે મોહિની સામે સંગ્રામ કરવામાં અજાણ્યા નથી, એટલે આ પુરુષોની સામે મોહિની ફાવી શકે તેમ નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને એકલસંગી મહર્ષિ જેવાને કહેવાય છે કે કામદેવે નચાવ્યા છે. આ કિંદ્રપ એટલે કામદેવ આમ સમર્થ હોવા છતાં આ વૈરાગ્યવાન ત્યાગીઓએ તેને તરણ તુલ્ય ગણી ફેંકી દીધો છે, જેથી આ કામદેવ આ વૈરાગીઓ તરફથી કંઈ પણ ખાટી શકે એટલે લાભ લઈ શકે તેમ નથી. આ પ્રમાણે વૈરાગ્યના વેશને સારધાર રાખી શકે એવા કોઈક જ વિરલા હોય છે. આ સિવાયના અગણિત ભેખધારીઓનો વૈરાગ્ય

કહેવા માત્ર છે. હે શિષ્ય ! આ અંગમાં વૈરાગ્ય અને ત્યાગનું વર્ણન કર્યું છે. આ માર્ગ કરડો અને કઠણ છે છતાં નિભાવી લે તેનું જ નામ સાધુ.

अब जीनुं संत अतंत वरतकी, श्रोत कहत समजाइ;
निजपति अंश भिन्न भव दरशीत, दहित न तत्त्व बलाइ. ॥८१॥
अगमगति सरवज्ञ सतंतर, अंतर रहित सवेता;
नामरुप गुणके थइ कारण, साक्षीवंत रहेता. ॥८२॥
भिन्न नहि भगवंत जीनंतर, रलीत सरल समपुरा;
आडय अटक नहि खटक खलक्की, अनुभव हालहजूरा. ॥८३॥
जीनके बचन अचंत जीनावत, अभे करन भय त्यागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥८४॥

હે શ્રોતા ! સંતનાં વર્તન તત્ત્વની પ્રવૃત્તિવાળાં નથી. મારૂં સ્વરૂપ ભવથી ભિન્ન હોઈ સદાય નિજપતિના અંશરૂપે છું એમ તેઓ માને છે; કારણ કે તેમનો પોતાનો દેહ જે જગતમાં ભિન્ન રૂપે દેખાય છે તે દેહનાં તત્ત્વોને બલાસમ સમજી વૈરાગ્યરૂપ અગ્નિ વડે બાળી દઈ પોતે નિજપતિના અંશરૂપે થઈ ને રહ્યા છે. આ કારણને લીધે આ સંત અગમગતિના, સર્વજ્ઞ, સ્વતંત્ર હોઈ અંતરમાં રોમરોમ જાગ્રતવેત્તા તરીકે રહે છે. આ સંત નામ, રૂપ અને ગુણના મૂળ કારણરૂપ હોઈ સાક્ષીરૂપે રહે છે. જેનાં અંતર ભગવાનથી ભિન્ન નથી એવા સંતજનો સરલતાપૂર્વક નિજ સ્વરૂપમાં રમણ કરે છે. તેમનામાં સ્વસ્વરૂપનો અનુભવ હાજરા હજૂર હોઈ ખલકમાત્રની ખડક આડે આવી અટકાવી શકતી નથી. અહો ! આવા પવિત્ર સંતનાં મૃદુલ વચનો અચંતા એટલે ચિંતવી ન શકાય તેવી સુષુપ્તિ અવસ્થાને ચીનાવવાવાળાં (ઓળખાવનારાં) છે. વળી આ વચન ભયનો ત્યાગ કરાવનાર હોઈ અભયપદે પહોંચાડનારાં છે. આમ અભયપદ પ્રાપ્ત કરાવે તે સાધું.

-: दोहा :-

कीयेहु लक्ष निज संत सभासन, तज्ञ योग साधनके;

कहे कुवेर समेर चतुरमही, श्रेष्ठ संत पादनके. ॥८५॥

આ અંગમાં જે સંતનાં લક્ષણો વિષે સમરૂપે સમતાવાળું વર્ણન કર્યું છે તે સંત તજજ્ઞ તદ્દવત્ રૂપે હોઈ યોગનાં સાધનોના સંપૂર્ણ જાણકાર છે; તથાપિ મહાન સમર્થ કુવેર સ્વામીજી શ્રીમંત ભગવાન કરુણાસાગર કહે છે કે સાધુ, સંત, યોગી અને વૈરાગી, આ ચારમાં મેરુરૂપ શ્રેષ્ઠ સંત છે.

# ઈતિશ્રી વિશ્વબોધ ચોસરા

## સંપૂર્ણ

## નરવેદસાગર રચિત

### -: સ્તુતિ :-

સોહમ સદપદ સરજ અકળ ગતિ પતિ અવિનાશી;
અરૂઢ અચ્યુત અવે અજર, ચરાચર ગતિ પ્રકાશી.
સહીર ભયે શુન્ય સત્ત્વ, મહત્ત્વ મત ઉમંગ ઉઠાયે;
અનંત શકિત જીનું માહાંય, મોજ મનોંરથ ઉપજાયે.
આપ અકેલ નહિ બેલ ખેલ બિનું ખુદ કીનું માલિક;
ઉપજાવ્યો અહંમેવ ભેવ, ભવાટી રચ્યું ખ્યાલિક.
ખ્યાલિકી અતિ ખાંત્ય, ખલક જીનું કીયે સંકલ્પસે;
પ્રૌઢ પ્રસારા પરમ મરમ, મુદત કલપસે.

સદ્ ચિદ્ આનંદ અંગ, વિશેષણ જીનુ શોભિત સદ;
સદ પદ સદા અખંડ, ચિદ્ વિભક્તિ કરન કદ.
આનંદ અમિત વિલાસ હાસ, જીનકુ અતિ પ્રિયે ભવ;
રચિત સૃષ્ટ જીનું ખચિત, અનુભવ પુની ભયે ભવ.
ભવાટિ ભલ ભેદ ભયે, ભલ નિજ રચનાકી;
સરજન શુદ્ધ સંકલ્પ રચી, પુની એક બચનાકી.
સાંસ્ત્રત વાધ્યું સરલ વિવિધી, વિભક્તિ ભિન્ન ભવ;
વિષ્ટિ વિપુ પસાર તખત. જડ તનુ બનાય સબ.
હિરણ ગર્ભ અજર અમર ચરાચર, ચલે કલપ લગી;
મુદત મહાદકી મોજ કલ્પ બીનું, કોઈ ન શકે ભગી.
મધ્ય પોક્ષણ જીનુ જમ તમ, તિનુ દેત હી આહારા;
અનંત મોજ મજબુત મહેર મહારાજ પસારા.
ભુલે આપ પતિ પક્ષ, દક્ષ હેરક કુણ કરતા.
અંત સમષ્ટિ સર્વ પર, પસરન હક હરતા.
આનંદ કંદ અખંડ અખિલ, પતિ અંશ સબનકે;
આધ્ય મધ્ય નહિ અંત, અતંત અનાદિ તબનકે.
મોજ કારણ મહારાજ સાજ, સબ સૃષ્ટ બનાવત;
ઉર અંતર અહંમેવ ભેવ, ગતિ સોહી જનાવત.
લહુ મમ અંશ સજાત, અંશ મોઈ લહત ન કોઈ;
પોક્ષાણ કરનકી પ્રિત્ય, રિત્ય રસરૂપ ન હોઈ.
સાચ સબંધ સ્નેહ, નેહ નહી પતિ તરફ કે;
જકત રૂપ જગ તાત, ભાત્ય ભુલી ભયે નરપકે.
અહો મમ અંશ અચેત, વેત નહિ વિશ્વ વિચરતા;
સહે સંકટ ગર્ભવાસ, ત્રાસ તનુવત્ થઈ ફરતા.
આદ્ય સક્ત સ્વરાજ, કરુણેશ કેવલ કરતાઈ;

મહાદ મહેર મહારાજ, કાજ જન કરન ઉપાઈ.
પરમ અંશ મમ તુલ્ય, ભુલ્ય ભવ ભેદીક ભવકે;
અરૂઢ જ્ઞાન ગતિ રાજ, કાજ સબ કરે જીવકે.
કરુણેશે કરુણાય, કરુણાસાગર પઠવાયે;
નારાયણ નિજ દાસ સમિપ, સદ સંગીત લાયે.
દિવ્યરૂપ ઘનશ્યામ, ચિન સંયુક્ત દેદારા;
દરશન તે અઘ હરન, કરન જન કાજ પસારા.

-: દોહા :-

મહેર કરી મહારાજને, જકત ઉપર જગદીશ;
પ્રસવુ પાલે પતિપજ, સકલ ઈશોના ધિશ.
આદ્ય સ્નેહ ઉત્પન્ન પખે, મધ્ય પોષણ કી પ્રિત્ય;
અંત સમષ્ટિ સરવને, ખુદ માલિક કી રીત્ય.

-: સોરઠા :-

તેહી માલિક મહારાજ, કાજ કરન જન આયેહુ,
અંશન શીર સ્વરાજ, સ્વાધ્ય સાજ સુખ લાયેહુ.
વંદુ +ગુરૂપદ પક્ષ, દક્ષ જ્ઞાન અદ્દ્ભુત અતિ;
મતિ મનોહર લક્ષ, સજ્જન તે સુખ લહે મતિ.
અધિકારી જેહી જન પૂર્વ, સ્નેહ પ્રગટે તીનુ રત;
શ્રીમંત કુવેર સુમત, નારણદાસ શરણાંગત.

❀ ❀ ❀